વિવિધ ગ્રંથમાળા, ગ્રંથાંક ૨૨૩ થી ૨૨૫, વર્ષ ૧૯ મું-સં૦ ૧૯૮૫

# स्वामी विवेकानंद

## एमना सदुपदेश—भाग ११ मो

# ज्ञानयोग



અનુવાદકઃ નાજુકલાલ નંદલાલ ચોકસી
ઘડિયાળી પોળ-વડોદરા



सस्तु साहित्य वर्धक कार्यालय तरफथी
તંત્રી, સંપાદક અને પ્રકાશકઃ ભિક્ષુ-અખંડાનંદ
અમદાવાદ અને મુંબઈ-૨



આવૃત્તિ પહેલી, પૃષ્ઠ ૪૮૦, પ્રત ૫૩૦૦
છૂટક મૂલ્ય ૨ાા=, સાદુ પૂંઠું ૧ા, પો. જુદું

# પ્રકાશકનું નિવેદન

વિવિધ ગ્રંથમાળાના ૨૨૩ થી ૨૨૫મા અંકરૂપ આ ગ્રંથમા સ્વામી વિવેકાનંદજીના "જ્ઞાનયોગ" સંબંધી ૨૭ વ્યાખ્યાન સમાવલા છે પ્રબુદ્ધ ભારત ઑફિસ-આલ્મોરા તરફથી અંગ્રેજીમા, અને રામકૃષ્ણ મઠ-કલકત્તા તરફથી બંગાળીમાં પ્રસિદ્ધ થયેના પુસ્તકો ઉપરથી આ વ્યાખ્યાનો અનુવાદિત થયા છે.

આ સંસ્થા તરફથી એ મહાત્માના સદુપદેશ સંબંધી દશ ભાગ સં. ૧૯૭૯ સુધીમા નીકળ્યા પછી આ અગીઆરમો ભાગ અનિવાર્ય કારણોથી આજ સાત વર્ષે પ્રસિદ્ધ થઇ શક્યો છે બારમો ભાગ બનતા સુધી આ પછીના વર્ષમા નીકળશે

આ ગ્રંથમા આવેના જ્ઞાનયોગ સંબંધી વ્યાખ્યાનો જેટલી પણ ધીરજ, શાન્તિ અને કાળજીપૂર્વક તથા રાત્રિના છેલ્લા કે દિવસના પહેલા પહોરમા એક પછી એક વંચાતા ચાલશે તેમ તેમ તેમા સમાયલા જ્ઞાનયોગ સંબંધી પ્રકારો, સાધનો, સાધનાઓ અને સિદ્ધિઓ વિષે તથા સિદ્ધાત્માની અવસ્થાઓ, પ્રકારો અને વિશેષતાઓ-વિષે અનેક પ્રકારની ઉપયોગી માહિતીઓ, સમજણો, સૂચનાઓ અને ખુલાસાઓ વગેરે સમજાતુ ચાલશે; તથા આ જ્ઞાનયોગનો ગહન વિષય વધુ ને વધુ સરળ, સુરસ, પ્રેરક અને ઉત્તેજક થતો ચાલશે, એમા શક નથી.

ફાગણ-૧૯૮૬ ભિક્ષુ-અખંડાનંદ

## હવેનું પુસ્તક વી. પી. થી મોકલાશે.

૧-સંવત ૧૯૮૫ના છેલ્લા પુસ્તકતરીકે નીકળનારૂં "મહાન સાધ્વીઓ" નામે પુસ્તક આવતા વૈશાખની શરૂમા વી. પી. થી મોકલાઈ સં ૧૯૮૬ નુ વાર્ષિક મૂલ્ય રૂ. ૫) અને સાદા પૂંઠાવાળાના રૂ ૪) મંગાવી લેવાશે માટે એ વિષે જેમને નીચલામાનુ કે બીજુ કાંઈ લખવુ હોય તેઓ આ ( વિવેકાનંદ-ભાગ ૧૧ વાળું ) પુસ્તક પહોચેથી પાચ સાત દિવસ સુધીમા લખી મોકલે એવી વિનતિ છે.

ક-જેમને નવા વર્ષથી નવા ગ્રાહક થવુ હોય

ખ-જેમને ગ્રાહકમાથી નીકળી જવુ હોય

ग-જેમને સાદા પૂઠામાથી પાકા પૂઠાના વર્ગમા જવુ હોય.

घ-જેમને પોતાના શિરનામામા ફેરફાર કરાવવો હોય

च-જેમને રજીસ્ટર પોસ્ટથી મેળવવા માટે ૨ના વધુ ભરવો હોય.

૨—આમ પ્રથમથી સૂચના અપાયા છતાં એ વિષે જે સવેળા નહિ લખે અને વી. પી. પાછું વાળશે, તે એ ઉલટું પુસ્તક ગુમાવશે.

૩—અમદાવાદ અને મુંબઈના જે ગ્રાહકો ઉપલું વાર્ષિક મૂલ્ય ફેબ્રુમાં ભરીને ઉપલું ૧૯૮૫ નું ઉલટું પુસ્તક લેવા ઇચ્છે, તેઓ વૈશાખ સુદી પડવાથી પાંચમ સુધીમાં પોતાનો રજીસ્ટર નંબર દર્શાવીને અમદાવાદના તેમજ મુંબઈના સસ્તુ સાહિત્ય વર્ધક કાર્યાલયમાં ભરીને નાણાંની પાવતી તથા ઉપલું પુસ્તક મેળવી શકશે અને તેમને મ૦ ઓ૦ ખર્ચના વધારાના બે આના બચી જશે, તથા વાર્ષિક મૂલ્યમાં પણ રૂપિયે એક આનો ઓછો લેવાશે

૪—વી. પી. થી કોને નહિ મોકલાય? જે સજ્જનોએ નવા વર્ષથી ગ્રાહકમાં રહેવાની ના લખી હશે તેમને, તેમજ વડોદરાના "પુસ્તકાલય સહાયક સહકારી મંડળ" દ્વારા જે લાઇબ્રેરીઓ પૈસા ભરે છે તેમને તથા હિંદની બહારના ગ્રાહકોને ઉપલું પુસ્તક વી. પી. થી નહિ મોકલતાં સાદી રીતે મોકલાશે અને નવા વર્ષનું લવાજમ મળ્યેથી નવા વર્ષના પુસ્તક મોકલવા જારી થશે.

૫ આફ્રિકા તેમજ બીજા દેશાવરના ગ્રાહકોને દરેક પુસ્તક (ત્રણ આનાના વધુ ખર્ચે) રજીસ્ટર કરાવીનેજ મોકલાતા હોવાથી તથા ત્યાં માટેનું ટપાલખર્ચ પણ વધારે આવતું હોવાથી, અને અહીં શિલિંગ દીઠ દશથી સાડાદશ આના ગણાતા હોવાથી, તે મહાશયોએ પાકા પૂઠા સાથેના વાર્ષિક રૂ. ૮ અથવા શિલિંગ ૧૨ મોકલવા.

૬—હવે પછી નીકળવામાંથી તેમજ નવા પસંદ કરાશે તેમાંથી પુસ્તકો નીકળશે—બોધ સુબોધ રત્નમાળા, રામકૃષ્ણ પરમહંસનું વિસ્તૃત ચરિત્ર, સ્વામી વિવેકાનંદ—ભાગ ૧૨ મો, ટુંકી વાર્તાઓનો નવો ભાગ, શુભસંગ્રહનો નવો ભાગ, સત્યાગ્રહ ને અસહકાર, ભારતીય નીતિકથાઓ, પરિવારના અપ્રસિદ્ધ પુસ્તકો, સુભાષિત રત્નભાંડાગાર, સંતમહાત્માઓની વાણીના પુસ્તકો, મહાન શીખ ગુરુઓ, ફાધર ડેમિયન, ભારતના સત્પુરુષો, બુકર ટી વૉશિંગ્ટન.

# अनुक्रमणिका

# शुद्धिपत्र

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૨૭ | ૨૯ | આસ્તત્વમા | અસ્તિત્વમા |
| ૮૬ | ૧૧ | એકશાનું | એ કશાનું |
| ૮૯ | ૧ | મુાક્ત | મુક્તિ |
| ૮૯ | ૯ | મનુ ષોને | મનુષ્યોને |
| ૧૦૩ | ૩૬ | આજુબાજાની | આજુબાજુની |
| ૧૩૯ | ૨૫ | ધમનો | ધર્મનો |
| ૧૭૨ | ૩૫ | પાપવગરનું | પાપાવગરતું |
| ૧૮૯ | ૧૭ | સ્થળદેહ | સ્થૂળદેહ |
| ૨૦૦ | ૩૦ | મારે | મારો |
| ૨૧૦ | ૮ | અત્માઓ | આત્માઓ |
| ૨૩૦ | ૩૮ | વગની | વર્ગની |
| ૨૪૯ | ૧ | ૧૬ | ૧૫ |
| ૨૫૪ | ૨૧ | સ્થળદેહનું | સ્થૂળદેહનુ |
| ૨૬૨ | ૩૦ | લક્ષાવાધ | લક્ષોવધિ |
| ૨૮૬ | ૧૧ | ધનધાયાદિક | ધનધાન્યાદિક |
| ૩૪૯ | ૧ | વિશ્વધમ | વિશ્વધર્મ |
| ૪૨૧ | ૧૯ | તદ્રપ | તદ્રપ |
| ૪૨૩ | ૬ | સ્થળ | સ્થૂળ |
| ૪૩૦ | ૨૮ | આસ્તત્વ | અસ્તિત્વ |

# स्वामी विवेकानंदना सदुपदेश

## ग्रंथ १ लो–भाग १, २, ३.

પાા×૮નાં પૃષ્ઠ ૫૭૫, મૂલ્ય ૨ા

આમાંના કેટલાક વિષયો:-ધર્મ એટલે શું? તત્ત્વજ્ઞાનના પગથિયાં. અનુભવનો માર્ગ અમેરિકાની સર્વધર્મપરિષદમાં વ્યાખ્યાન અનેક માનપત્રો અને તેના બોધપ્રદ ઉત્તરો. ભારતની જડતાનું કારણ-આત્માપ્રતિ અવિશ્વાસ તમારામાં અનંત સામર્થ્ય છે મહાભારતના કૃષ્ણની પૂજા પ્રાચીન સભ્યતાની વિશેષતા. ધાર્મિક ઉત્સવોની આવશ્યકતા સ્ત્રીકેળવણીની રૂપરેખા સંઘશક્તિ એજ મહાશક્તિ સંકલ્પસિદ્ધ ઋષિઓનું સામર્થ્ય. અવતારી પુરુષોના અનુભવ સેવાધર્મના ઉત્તમતા ભોગ અને યોગ સાથે બને નહિ સંન્યાસનો મહિમા અને કર્તવ્ય અમેરિકાની વિજયકથા સૂક્ષ્મ મનનું સામર્થ્ય. પાદરીઓનો ઉપદ્રવ પ્રેતયોનિનું અસ્તિત્વ. એક પ્રેતાત્માનો ઉદ્ધાર શક્તિ ખીલવવાનો માર્ગ ઈશ્વરના કૃપાપાત્ર કેમ બનાય? મનને વશ કરવાનો માર્ગ

## ग्रंथ २ जो–भाग ४ थो अने ५ मो

ડેમી પાા×૮ના પૃષ્ઠ ૬૦૦, મૂલ્ય ૨ા

આમાંના કેટલાક વિષયો:-વેદાન્તનું મહાન કાર્ય. મારા યુદ્ધની વ્યૂહરચના ભરતખંડના મહાન પુરુષો ભરતખંડનું ભવિષ્ય. હિંદુધર્મના સામાન્ય મૂળતત્ત્વો સંન્યાસનો આદર્શ અને તેનું વ્યાવહારિક સ્વરૂપ હું શું શીખ્યો છું? વર્તમાન હિંદના મહાન્ પ્રશ્નનું નિરાકરણ પૌહારી બાબાનું વૃત્તાન્ત પરોપકાર કર્મબંધનને તોડી શકે છે પરોપકાર પોતાના કલ્યાણમાટેજ કરવાનો છે કર્મયોગનો આદર્શ.

## भाग छट्ठो तथा सातमो

૫×૬ાાાના પૃષ્ઠ ૪૨૦, રૂ. ૧)

આ ગ્રંથમાં સ્વામીજીના પત્રો, મુલાકાતો, સંવાદો ઇત્યાદિરૂપે અનેક બોધપ્રદ વિષયો સમાયલા છે. જેમકે-બાળકમાં જન્મથી ખોડ કોના પાપથી આવે છે? મૃત્યુ પછીની દશા બાળલગ્નનિષેધ દુષ્કાળોનો ગહન સવાલ સ્વાત્માર્પણ કરનારા કાર્યકર્તાઓ દરેક જણ વિવેકાનંદ થઈ શકે. બ્રહ્મચર્ય એજ બળની ચાવી પૂર્વજન્મોનું જ્ઞાન ગુરુકુળની પ્રાચીન પ્રથા રાષ્ટ્રીય શિક્ષણની અગત્ય સત્યકામની વાર્તા ત્યાગીઓના હાથતળેનું શિક્ષણ પાઠ્યપુસ્તકો કેવી રીતે તૈયાર કરવા? જાપાનની મહત્તાનું રહસ્ય. અધિકારીવાદના અનર્થો.

## भाग आठमो

૫×૬॥ાનાં પૃષ્ઠ ૫૮૦, રૂ. ૨)

આમાંના થોડા વિષયો:-પૂર્વ અને પશ્ચિમ ભક્તિયોગ મૂર્તિપૂજા. વૈદિક ધર્મના આદર્શો. થિયોસોફી વિષે વિચારો જડભરતની વાતો. જગતના મહાન આચાર્યો.

## भाग ९ मो–संपूर्ण जीवनचरित्र

૫×૬॥ાનાં પૃષ્ઠ ૭૪૦, રૂ. ૨॥

અનેક ગ્રંથોને આધારે લખાયલા આ ચરિત્રમા સ્વામીજીના જીવનની તમામ જાણવા જેવી બાબતો સમાઈ જાય છે. કેટલીક બાબતોનાં નામ:-કુલવૃત્તાંત બાલ્યાવસ્થા અને વિદ્યાર્થી અવસ્થા. આવી પડેલી વિપત્તિઓ જાગ્રત થયેલી સત્યની જિજ્ઞાસા. શ્રીરામકૃષ્ણ પરમહંસ સાથે સમાગમ સાધક દશા નિર્વિકલ્પ સમાધિ. હિમાલયમા અને દેશના જૂદા જુદા ભાગોમા પ્રવાસી સાધુતરીકેનું જીવન અમેરિકાનો પ્રવાસ અને મુશ્કેલીઓ સર્વ ધર્મપરિષદના સર્વોપરિ ધર્મવક્તા અને વેદાન્તના અદ્ભુત ઉપદેશક. બેલુર મઠ અને રામકૃષ્ણ મિશનની સ્થાપના ભગિની નિવેદિતા વગેરે સાથેની ચર્ચાઓ. મરકી, દુષ્કાળ વગેરે પ્રસંગોમા તેમની સેવાઓ. અનાથાશ્રમો સેવાશ્રમો વગેરેની સ્થાપના ફરીથી અમેરિકા જવું બેલુર મઠમા જીવન મહાસમાધિ ઉપસંહાર.

## भाग १० मो–राजयोग

ઇંચ ૫×૬॥ાનાં પૃષ્ઠ ૩૦૦, મૂલ્ય ૧।

આમા સ્વામીજીના રાજયોગ ઉપરના આઠ મહત્ત્વપૂર્ણ ભાષણો ઉપરાંત યોગદર્શનના તમામ મૂળ સૂત્રો તેના અર્થ તેમજ વિવેચન સાથે આપેલા છે, જેમા યોગશાસ્ત્રને લગતા અનેક રહસ્ય તથા ખુલાસા આવી જાય છે.

## भाग ११ मो–ज्ञानयोग

૫×૯નાં પૃષ્ઠ ૪૮૦, મૂલ્ય રૂ. ૧॥=

આ પુસ્તક પોતેજ આમા સ્વામી વિવેકાનંદજીએ જ્ઞાનયોગ ઉપર વિલાયતમા આપેલા વ્યાખ્યાનોનો સમાવેશ કરવામા આવ્યો છે.

**સસ્તુ સાહિત્ય વર્ધક કાર્યાલય** { અમદાવાદ અને મુંબઇ નં. ૨

વિજ્ઞાન, યુક્તિ અને અનુભવનાં પુષ્કળ દૃષ્ટાંતોપૂર્વક ઋષિ-મુ...
ઉત્તમ સિદ્ધાંતોને સચોટ રીતે સમજાવી માનવહૃદયને ...
જ્ઞાન, ઉત્સાહ અને મનોબળથી ભરપૂર બનાવી મૂકનાર ત...
અનેક મનુષ્યોનાં જીવન પલટાવી નાખનાર અપૂર્વ ગ્રં...

---

# स्वामी रामतीर्थना सदुपदेश

## ग्रंथ १ लो—भाग १ थी ५

કદ પા।।×૮, પૃષ્ઠ ૫૮૦, મૂલ્ય ૨)

આમાંના કેટલાક વિષયોનાં નામ-આત્મકૃપા, બ્રહ્મચર્ય, નગ્નધર્મ, ભારતનો ભવિષ્યકાળ, દિલની જરૂરી વાતો, યજ્ઞનું રહસ્ય, રાષ્ટ્રીય ધર્મ, ઉદ્ધ ધર્મનું રહસ્ય, પાપનું નિદાન, આપણું સત્યસ્વરૂપ, ધર્મનું હૃદયબિંદુ, માનસિક શક્તિઓ, સ્વર્ગનું રાજ્ય, પવિત્ર પ્રણવ ઈશ્વરસ્થ દૃષ્ટિ, સાક્ષાત્કારનો વિધિ, પ્રારબ્ધ અને પુરુષાર્થ સર્વ ધર્મનું સમાધાન ઇ૦ ઇ૦

## ग्रंथ २ जो—भाग ६ थी ९

કદ પા।।×૮, પૃષ્ઠ ૫૮૦, મૂલ્ય ૨।

આમાંના કેટલાક વિષયો —સર્વ ઇચ્છા પૂર્ણ કરવાનો માર્ગ, વિજયક આધ્યાત્મિક શક્તિ, હજરત મૂસાનો દંડ, જગત ક્યારે અને શામાટે? કુટુંબ શી રીતે સુખી કરવા? દુઃખમાંથી ઈશ્વરમાં, રામનો સંદેશ આર્યાવર્તની પ્રાચીન દિવ્ય દૃષ્ટિ, જગતપર હિંદનું ઋણ, હિમાલયના દૃશ્યો, સ્વામીજીના પત્રો ઇ૦ ઇ૦

## ग्रंथ ३ जो—भाग १० अने ११

કદ પા।।×૮, પૃષ્ઠ ૫૨૮, મૂલ્ય ૨)

આમાંના કેટલાક વિષયો:-રામપરિચય, આનંદ, જીવતો કોણ છે! લોકોને વેદાંત કેમ નથી ગમતું? ઉન્નતિનો માર્ગ, અદ્વૈત, પરમ જ્યોતિ, સુખ કે જગ?-ગગનતરંગ, જાગરણ વિરોધના અનુભવ, પહાડી દૃશ્યો. ઇ૦ ઇ૦

## ग्रंथ ४ थो—भाग १२ अने १३

કદ પા।।×૮, ૬૪૦, મૂલ્ય ૨)

આ ગ્રંથમાં સ્વામી રામતીર્થજીના વિસ્તૃત અને અસરકારક ચરિત્ર ઉપરાંત બોધપ્રદ ૧૫ લેખો અને ભાષણો છે

**સસ્તુ સાહિત્ય વર્ધક કાર્યાલય-અમદાવાદ અને મુંબઈ-૨**

૯ પઢિયારકૃત ભક્તિજ્ઞાનના સેંકડો દાખલાઓથી ભરપૂર

# સ્વર્ગનાં પુસ્તકો

## સ્વર્ગનું વિમાન { ચોથી આવૃત્તિ, કદ ૫×૯, પૃષ્ઠ ૩૮૦, મૂલ્ય ૧||=

'સ્વર્ગ' એટલે પ્રભુમય જીવન અથવા પ્રભુ પોતે. એ સ્વર્ગ મેળવવા માટે કાંઇ ખટારા કે ઘોડાગાડી કામ લાગ નહિ; એને માટે તો "વિમાન"જ જોઇએ. આ પુસ્તક એવાજ પ્રકારનું અને ભક્તિમાર્ગની પહેલી ચોપડી જેવું છે. એમા બહુ હોંશી હોંશી વાચવા ગમે એવા ટુંકા ટુંકા બોધદાયક અને રમુજી ૩૨૫ દાખલાઓ છે; તથા ઠેકાણે ઠેકાણે પ્રસંગને અનુસરતા બોધપ્રદ ભજનકીર્તન પણ આપેલા છે. આ દાખલા વાચવાથી ધર્મ તથા પ્રભુને જાણવાની ઇચ્છા જાગે છે.

## સ્વર્ગની કુંચી { ચોથી આવૃત્તિ, કદ ૫×૯, પૃષ્ઠ ૩૭૫, મૂલ્ય ૧||=

'વિમાન'માં બેસીને તો સ્વર્ગના બારણાસુધીજ પહોચી શકાય, પણ પછી અંદર જવા માટે સ્વર્ગના બારણા ઉઘાડે તેવી કુંચી પણ જોઇએ. તેથી ભક્તિમાર્ગની બીજી ચોપડીતરીકે 'સ્વર્ગની કુંચી' કાઢવામા આવી છે. પ્રભુને જાણવાની તેમજ ધર્મનું પાલન કરવાની ઇચ્છા પૂરી પડે તેટલામાટે આ પુસ્તકમા ઇશ્વરનો મહિમા, ભગવદ્દઇચ્છાને આધીન થવાની ખુબી, ધર્મપાલનના લાભ, પ્રભુસ્મરણનો આનંદ, પ્રભુપ્રેમનું બળ, સત્સંગની બલિહારી, આચરણ સુધારવાની જરૂર વગેરે અનેક બાબતો સારી રીતે સમજાવનારા ૨૧૦ સચોટ દાખલાઓ, અનેક ભજનો અને વિવિધ પ્રકારની પ્રાર્થનાઓનો સમાવેશ છે.

## સ્વર્ગનો ખજાનો { ત્રીજી આવૃત્તિ, કદ ૫×૯, પૃષ્ઠ ૩૫૦, મૂલ્ય ૧||=

'કુંચી'વડે દ્વાર ઉઘાડીને સ્વર્ગની અંદર પેઠા પછી 'સ્વર્ગનો ખજાનો' હાથ કરાવનારા આ પુસ્તકનું નામ 'સ્વર્ગનો ખજાનો' રાખ્યું છે અને તે ભક્તિમાર્ગની ત્રીજી ચોપડી છે. એમા ઇશ્વરનું સ્વરૂપ, મનને વશ કરવાના, જીદગીમા મીઠાશ લાવવાના અને પાપથી બચવાના ઉપાય; ભક્તોનો તરફડાટ, ભક્તિનુ સ્વરૂપ, સત્સંગનો લાભ, ઇશ્વરાર્પણ કર્મ, શાસ્ત્રના સાચા અર્થ કેમ સમજવા ? સાચો પરમાર્થ કેવી રીતે થઇ શકે ? આચરણો કેમ સુધરે ? એ વગેરે અનેક ઉપકારક વિચારોના ૧૨૫ અસરકારક દાખલાઓ તથા જૂદા જૂદા મહાત્માઓના ભજન, પદ વગેરે આપેલા છે.

## સ્વર્ગનો પ્રકાશ { પહેલી આવૃત્તિ, ૫×૯, પૃષ્ઠ ૩૪૮, મૂલ્ય ૧||=

આમા આવેલા વિષયો –ઈશ્વરી આનંદ, શ્રદ્ધા અથવા વિશ્વાસ, ઈશ્વરીજ્ઞાન અને પરમાત્મદર્શન, મનોબળ, ભક્તિનો મહિમા, સત્સંગ. ખરા ભગતો, આતરશુદ્ધિ, અધુરાપણું, ધર્મ અને તેની સાધના, સુખી થવાનો સહેલો ઉપાય, ગુરુની જરૂર, જ્ઞાની–અજ્ઞાનીની વચ્ચે ભેદ, દુઃખવિષે જાણવાલાયક વાતો વગેરે.

# સારામાઠા પ્રસંગે જ્ઞાનલહાણી

પોતેજ પૂર્ણ જ્ઞાની થઈને બીજાઓને જ્ઞાન આપવું, એ તો કોઈકથીજ બને; પરંતુ મહાન જ્ઞાનીઓના જ્ઞાનોપદેશરૂપ ઉમદા પુસ્તકો તો સર્વ કોઈ બીજાઓને આપી શકે

કોઈ કોઈ ઉદારાત્માઓ આ રીતે પણ પોતાના ધનનો થોડોઘણો સદુપયોગ કરે છેજ, પરંતુ દેશની વર્તમાન દશા તરફ જોતાં આ પ્રકાર સર્વત્ર મોટા પ્રમાણમાં ચાલુ થઈ એક ઉમદા સામાજિક રૂઢિરૂપે બની રહેવો જોઈએ

સારામાઠા પ્રસંગો ઉપર માત્ર થોડાંક વધુ ખર્ચથી ( કે થોડુંક ઘી ઓછું વાપરીને પણ ) શારીરિક ખાનપાન ઉપરાંત એવા માનસિક ખોરાકની પતાવળિરૂપ ઉમદા પુસ્તકો પણ પ્રત્યેક મહેમાન, પડોશી, સગાં, કુટુંબી, મિત્ર, પડોશી, જ્ઞાતિબંધુ બાનુઓ, વિદ્યાર્થીઓ વગેરેને ભેટ અપાય તો તે તેમને માટે ગમે તેવાં મિષ્ટાન્ન અને બીજી વસ્તુઓ કરતાં ઘણાજ વધારે ઉપકારક થાય એ ખુલ્લું છે.

ઈચ્છા હોય તો " અમુક પ્રસંગ અથવા વ્યક્તિના સ્મરણ-નિમિત્ત અમુક તરફથી ભેટ " કે એવું કાંઈ મુખપૃષ્ઠપર છપાવીને, કે રબરસ્ટાંપથી છાપીને અથવા હાથવડે લખીને તેવી ભેટ આપવાથી તે પ્રસંગ અથવા વ્યક્તિના સ્મારકનો હેતુ પણ સરી રહે છે.

સસ્તા સાહિત્યદ્વારા નીકળેલાં અથવા બીજાં જે પણ પોતાને પસંદ પડે તે તે લોકોપકારક પુસ્તકો પોતાને ત્યાં આવતા પ્રત્યેક નાનામોટા પ્રસંગે વહેંચીને ધનના સદુપયોગનું તેમજ જ્ઞાન જેવી સર્વોપરિ વસ્તુના પ્રચારનું શ્રેય દરેક સમજુ મનુષ્યે મેળવવું ઉચિત છે.

છૂટથી ખર્ચ કરવા ઇચ્છનાર સજ્જન ધારે તો કોઈએક ઉપકારક પુસ્તકની ખાસ આવૃત્તિ છપાવીને પણ વહેંચી-વહેંચાવી શકે; અને મધ્યમ કે ઓછા ખર્ચ કરવાનો હોય તો પોતાને પસંદ પડે તેવા કોઈ એક ઉત્તમ પુસ્તકની સામટી પ્રત ખરીદીને તેની લહાણી કરી શકે જો એકથી વધુ જાતનાં સારાં સારાં પુસ્તકો લીધાં હોય તો ભેટ લેનારને તેમાંથી પોતાને મનગમતું પુસ્તક ઉપાડી લેવાની સગવડ પણ આપી શકાય માત્ર પાંચ દશ રૂપિયાજ આ રસ્તે ખર્ચવા હોય તોપણ ગીતાનો ૧૮ મો અધ્યાય અથવા તો બીજી કોઈ સારી બસો-ચારસો પુસ્તિકાઓની લહાણી વહેંચી શકાય. છેવટે એકાદ રૂપિયો ખર્ચવો હોય તો તેટલાવડે પણ ધર્મમંત્રોનાં અથવા બીજાં અસરકારક શિખામણોનાં બસો-ચારસો હસ્તપત્ર સુખેથી વહેંચી શકાય.



# स्वामी विवेकानंद

## एमना सदुपदेश–भाग ११ मो

## ज्ञानयोग

### १–धर्मनुं प्रयोजन, महत्त्व अने उत्पत्ति*

સૃષ્ટિના આરંભથી તે અત્યાર સુધી મનુષ્યજાતિના નિર્માણમાં જે જે દૃષ્ટ અદૃષ્ટ શક્તિઓએ ભાગ ભજવ્યો છે અને હજી ભજવ્યે જાય છે, તે સર્વમા જે શક્તિને આપણે ધર્મ કહીએ છીએ, તે વિશેષ પ્રબળ છે સઘળી સામાજિક સંસ્થાઓના મૂળમા કોઇ ને કોઈ સ્વરૂપમા તે વિલક્ષણ શક્તિનું કાર્ય અચૂક મળી આવે છે સૃષ્ટિના આરંભકાળમા નિરનિરાળી મનુષ્ય વ્યક્તિઓને એકબીજાના ગાઢ સંબંધમા આવવાની જે પ્રેરણા ઉત્પન્ન થઈ, તે મહાન પ્રેરણાનું મૂળ એજ શક્તિમા રહેલુ છે આત્યારે પણ પૃથ્વીપરના જૂદા જૂદા સમૂહોની વ્યક્તિઓને પરસ્પર ગાઢ સંબંધમા બાંધી રાખનાર એજ શકિત યાને ધર્મબળ મુખ્ય છે કોઈ પણ કુળ, જાતિ કે વતનના બંધન કરતા ધર્મનું બંધન વિશેષ બળવત્તર નીવડે છે, એ વાત ઇતિહાસના જાણકાર લોકો સારી પેઠે જાણતા હોવા જોઇએ. કેમકે ઘણા પ્રસંગોમા તેમ થયેલુ છે. એકજ દેવને ઉપાસનારા અને એકજ ધર્મને માનનારા લોકો આપત્તિને પ્રસગે સહોદર ભાઇઓ કરતા પણ વધારે જોમ અને દૃઢતાથી એકબીજાની પડખે ઉભા રહેતા છે, એવી ઇતિહાસ સાક્ષી પૂરે છે

ત્યારે હવે સવાલ એ છે કે ‘ધર્મ’ની ઉત્પત્તિ ક્યારે અને કેરી રીતે થઇ ? ધર્મની ઉત્પત્તિનુ મૂળ શોધી કાઢવાના આજપર્યંત વિવિધ પ્રયત્નો થયા છે. જગતમા અત્યારે જેટલા પ્રાચીન ધર્મો પ્રચલિત છે, તે સર્વમા એવો દાવો કરાયલો જણાય છે કે, પોતાનો

* લંડનમા આપેલુ વ્યાખ્યાન

ધર્મ અપૌરુષેય છે—એટલે કે, તે કોઇ મનુષ્યબુદ્ધિથી નિર્માણ થયેલો નથી પણ ઈશ્વરપ્રેરિત છે, તેનું ઉદ્ભવસ્થાન મનુષ્યબુદ્ધિથી પર છે

ધર્મની ઉત્પત્તિના સબંધમા અર્વાચીન વિદ્વાનો બે વાદ કેટલેક દરજ્જે માન્ય ગણે છે એક તો પ્રેતવાદ અને બીજો અનંતનો ઉદ્ભાનિવાદ એક પક્ષનુ કહેવુ એવું છે કે મૂઆ પિતૃપૂજામાથીજ ધર્મસબધી વિવિધ કલ્પનાઓ ઉદ્ભવી છે, ત્યારે બીજો પક્ષ એમ કહે છે કે પ્રકૃતિ કિવા કુદરતની શક્તિઓવિષે સજીવારોપણ કરવાની મનુષ્યોની વૃત્તિને લીધે ધર્મની ઉત્પત્તિ થયેલી છે મનુષ્ય પોતાના મરણ પામેલા સબધીઓની યાદગીરી કાયમ રાખવાની ઇચ્છા ધરાવે છે, એટલુજ નહિ પરતુ દેહ છોડયા પછી પણ તેઓ જાણે જીવતા હોય તેની પેઠે તેમને ખોરાક વગેરે પહોચાડવાની અને તેમની એક પ્રકારની પૂજા કરવાની પણ વૃત્તિ ધરાવે છે એવી વૃત્તિમાથીજ ધર્મની મૂળ ભાવના ઉત્પન્ન થઇ છે, એમ પ્રથમ પક્ષનુ માનવુ છે મિસર, બેબિલોન, ચીન તેમજ અમેરિકા વગેરે અન્ય સ્થળોની પ્રજાઓના પ્રાચીન ધર્મોનો અભ્યાસ કરતા, આ પિતૃપૂજાથીજ તે તે ધર્મોની શરૂઆત થયેલી હોવાની સ્પષ્ટ પ્રતીતિ મળે છે પ્રાચીન મિસરવાસીઓમા, આત્માની પ્રથમ કલ્પના 'જુગલ'ની હતી અર્થાત્ દરેક મનુષ્યના દેહમા બીજો લગભગ તેના જેવોજ સૂક્ષ્મ દેહ રહે છે અને એ સૂક્ષ્મદેહ મૃત્યુસમયે સ્થૂળદેહમાથી નીકળી જાય છે છતા તે સૂક્ષ્મદેહી તો જીવ્યાજ કરે છે અને એ સૂક્ષ્મદેહીનું જીવન ત્યાલગીજ ટકે છે કે જ્યાલગી તેનુ સ્થૂળ શબ જેમનુ તેમ અક્ષત રહેવા પામે છે, એવી તેમની કલ્પના હતી આ કલ્પનાને લીધેજ મિસરવાસીઓમા મૃતશરીરને જેમનું તેમ સાચવી રાખવાની આટલી બધી કાળજી નજરે પડે છે એ કાળજીના પરિણામેજ તેમણે મજાવર પિરામિડો બાધીને મૃતશરીરોને યુક્તિપૂર્વક સાચવી રાખવાની જહેમત ઉઠાવી હતી કેમકે તેઓ શ્રદ્ધાપૂર્વક માનતા હતા કે, મરેલાના બાહ્યશરીરને સહેજ પણ ઈજા પહોચતા તેનીજ ઇજા તેમના સૂક્ષ્મદેહને પણ જરૂર પહોચવાની આ જાતની ભાવના એ ચોખ્ખે ચોખ્ખી પિતૃપૂજા નહિ તો બીજુ શુ કહેવાય? પ્રાચીન બાબીલોનિયનોની અંદર પણ એવીજ જાતની 'જુગલ' દેહની કલ્પના દૃષ્ટિગોચર થાય છે, પણ તેમા સહેજ ફેર છે તે ફેર એ કે, સ્થૂળદેહ છૂટયા પછી સૂક્ષ્મદેહીમાથી સબધીઓ પ્રત્યેની માયામમતાનો બિલકુલ લોપ થઇ જતો અને તેથી તેઓ જીવિત સગાસબધીઓને પોતાના ખાનપાન અને બીજી તરેહ તરેહની સગવડો માટે હંગવે છે અને પજવે છે કિંમત તો શુ, પણ મૃત્યુ પછી સૂક્ષ્મદેહીને પોતાના છોકરાછૈયા અને પત્નીપ્રત્યે પણ માયામમતા નહિ રહેતા તેમને પણ તે બીજાની માફકજ ડરાવે ને પજવે છે. મતલબ કે, બાબીલન

લોકો પોતાના પૂર્વજોને ઉદ્દેશીને જે કંઇ સમર્પણ કરતા, તે મિસરવાસીઓની માફક પ્રીતિ કે ભક્તિભાવથી નહિ, પણ પ્રેતાત્માના ત્રાસ અને કનડગતમાંથી બચવા માટે નજરાણાં તરીકેજ કરતા હતા. પ્રાચીન હિંદુઓમાં પણ પિતૃપૂજા મળી આવે છે અસલ ચીનાઓની અંદર તો તેમના ધર્મનો પાયોજ પિતૃપૂજાપર નિર્માણ થયો હતો. એ વિશાળ દેશમા તો અત્યારે પણ એક છેડાથી બીજા છેડાસુધી પિતૃપૂજા ખાસ પ્રચલિત છે વસ્તુત ચીનમા કોઇ પણ ધર્મ અત્યારે ખરેખરો પ્રચારમા હોય તો તે પિતૃપૂજાજ છે એમ કહેવામાં વાંધો નથી. એ રીતે જોતા તો જે લોકો પિતૃપૂજાનેજ ધર્મનુ મૂળ ઠરાવવા માગે છે, તેમની દલીલમા પણ પુષ્કળ વજુદ રહ્યું હોય એમ લાગે છે

હવે બીજા પક્ષના વિદ્વાનો પ્રાચીન આર્યવંશમાથી આધાર ટાંકી બતાવીને એમ પ્રસ્તાર કરે છે કે, ધર્મની ઉત્પત્તિ પ્રકૃતિપૂજામાથી થયેલી છે. હિંદુસ્થાનમા પણ પિતૃપૂજા પ્રચલિત હોવાના પૂરાવા ઠેરઠેર જણાય છે, તથાપિ આર્યજાતિના પ્રાચીનતમ પુસ્તકોમાં તેનુ નામનિશાન પણ નથી જડતુ ઋગ્વેદસંહિતા એ આર્યોનો પ્રાચીનમા પ્રાચીન ગ્રંથ છે, તેમા પિતૃપૂજાનો ઉલ્લેખ સરખોય નથી. અર્વાચીન વિદ્વાનોના મત પ્રમાણે તો તેમા ઠેરઠેર પ્રકૃતિપૂજાવિષેજ કહેવાયનુ છે. એમા તો માનવી મન કુદરતના દશ્યોની ઝાંખી કરવા મથતું હોય એમ લાગે છે પ્રભાત, સંધ્યા, ઝંઝાવાત, મેઘાડંબર વગેરે કુદરતના મહાન અને અદ્ભુત ચમત્કારો તથા તેનું સૌંદર્ય, એ બધાનો મનુષ્યના મનપર પ્રભાવ પડતા સહજ રીતેજ તે તેમનો વિચાર કરવા ગુંથાય છે, અને કંઇક સમજ પડતા તે આગળ વધી તેમના વિષે કંઇક ચોક્કસ જાણવાને પણ આતુર બને છે એ ગડમથલમા—એ પ્રયત્નમા મનુષ્યો કુદરતના આ ચમત્કારો વિષે માનવી ગુણધર્મોનું આરોપણ કરે છે, તેમનેવિષે કદી સુંદર તો કદી સર્વોત્કૃષ્ટ દેહની અને આત્માની કલ્પના કરે છે, કુદરતની એ વિવિધ શક્તિઓ જાણે પોતાના જેવી દેહધારી વ્યક્તિઓ હોય એવું કલ્પે છે આવા દરેક પ્રયત્નને અંતે કુદરતના કોઇ ને કોઇ ચમત્કારનું ભાવમય પૃથક્કરણ થયુ છે, પછી તે ચમત્કાર વિષે સજીવારોપણ કરવામાં આવ્યું હોય કિંવા નહિ પ્રાચીન ગ્રીકોની બાબતમા પણ તેમજ થયુ છે તેમનું આખુ પુરાણશાસ્ત્ર યાને દેવદેવીઓની કથાઓનુ સાહિત્ય એ રીતે પૃથક્કૃત થયેલી પ્રકૃતિપૂજાનુંજ પરિણામ છે પ્રાચીન જર્મન, સ્કેન્ડીનેવિયન અને બીજી બધીજ આર્યજાતિઓ વિષે તેવોજ પ્રકાર છે એ રીતે પ્રકૃતિની શક્તિઓ વિષે સજીવારોપણ કરવાની મનુષ્યોની વૃત્તિમાજ ધર્મનુ ઉત્પત્તિસ્થાન રહેલુ છે, એ બીજા પક્ષની દલીલનું પણ સરસ રીતે સમર્થન થઇ શકે છે.

આ બે નિરનિરાળી માન્યતાઓ ઉપલક દૃષ્ટિએ જોનારને પર સ્પર બાધક લાગે તેમ છે, તથાપિ એક ત્રીજા મુદ્દાપર તેમનો મેળ બેસાડી શકાય તેમ છે, અને મારા અભિપ્રાય પ્રમાણે તો એ ત્રીજા મુદ્દામાજ 'ધર્મ'નું વાસ્તવિક બીજ રહેલું છે એને હું "મનુષ્યોનો ઇંદ્રિયાતીત થવાનો પ્રયત્ન" એવુ નામ આપીશ. મનુષ્ય કાં તો પોતાના પૂર્વજોના પ્રેતાત્માને શોધતો હોય, કિંવા દેહના પંચત્વ પછી અવશેષ શુ રહે છે તે જાણવા માગતો હોય કે પછી કુદરતના અદ્‌ભુત ચમત્કારો પાછળ રહેલી શક્તિના યથાર્થ સ્વરૂપ-ને પીછાનવા ચાહતો હોય-ગમે તે હોય પણ એટલી વાત તો ચોક્કસ કે, તે ઇંદ્રિયાતીત થવા યાને ઇંદ્રિયોના સંકુચિત ક્ષેત્રથી પર જવા મથે છે કેવળ ઇંદ્રિયગમ્ય વિષયોથી તેને તૃપ્તિ થતી નથી, તે તેનાથી પર-ઉત્તમ અવસ્થાને પ્રાપ્ત કરવાની ઉત્કટ ઇચ્છા રાખે છે આ સમજવું કંઈ અઘરૂં નથી મને પોતાને તો 'ધર્મ'ની પ્રથમ ઝાંખી સ્વપ્નદ્વારા થઈ હોય એ વધારે સ્વાભાવિક લાગે છે મનુષ્યને અમૃતત્વનો પ્રથમ ખ્યાલ પણ સ્વપ્નાવસ્થામાજ આવ્યો હોય એ વધારે સંભવિત છે સ્વપ્નાવસ્થાની સ્થિતિ ખરેખર બહુ અજબ છે, એની ના કોણ પાડશે વારૂ ? વળી એમ પણ જણાયુ છે કે, બાળકો તેમજ ભોળા ભટાક મોટાઓને મન સ્વપ્ન તથા જાગ્રત અવસ્થા વચ્ચે ઝાઝો ફેર નથી હોતો કારણકે ઉંઘમા જ્યારે દેહભાન હોતુ નથી અને શરીરના સર્વ અંગો નિશ્ચેષ્ટ પડ્યા હોય છે, ત્યારે પણ મન તો તેના અટપટા કાર્યમા રોકાયલુ રહે છે, એવો સ્વાનુભવ તેમને ઘણી વાર થાય છે આના કરતા વધારે સ્વતઃસિદ્ધ પ્રમાણ તેમને બીજું જોઇએ પણ શુ ? અને એમ થતા પછી મનુષ્ય જો એવા નિર્ણયપર આવે કે, શરીર છુટ્યા પછી પણ મનનું કાર્ય ચાલુજ રહેશે, તો શી નવાઇ ? અપૌરુષેય યાને અલૌકિક ઇંદ્રિયાતીત દશા વિષેની આ સમજૂતી, મારા મત પ્રમાણે તો વધારે કુદરતી અને યથાર્થ હોય એમ લાગે છે, અને સ્વપ્નની આ મૂળ કલ્પનાદ્વારાજ માનવી મન વધારે ઉન્નત અને વધારે ઉંચી કલ્પના-ઓએ પહોંચવા પામ્યુ, એમ મારૂં માનવુ છે. અલબત્ત વખત જતા ઘણા જણની ખાત્રી થવા પામી કે, સ્વપ્નદશા અને જાગ્રત દશાની ક્રિયાઓને ખાસ સબંધ નથી હોતો-અર્થાત્ સ્વપ્નમા જે જે કંઇ જોઇએ છીએ અને અનુભવીએ છીએ તે સઘળું જાગ્રત અવસ્થા-મા ખરું નથી ઠરતું, તેમજ સ્વપ્નાવસ્થામા મનુષ્યનું અસ્તિત્વ યાને જીવન કંઈ નિરાળુ બની જાય છે તેમ પણ નથી હોતુ માત્ર મન જાગ્રત અવસ્થાના અનુભવોનું નિદ્રાવસ્થામા ટુંકું પુનરાવર્તન કરે છે એટલુંજ મતલબ કે, ઇંદ્રિયાતીત અલૌકિક સ્થિતિની ભાવના મૂળ સ્વપ્નના અનુભવમાથી ઉદ્‌ભવવા પામી

પણ તે પછી વિશેષ શોધ શરૂ થઇ અને તે શોધ આતરિક હતી જૂદી જૂદી માનસિક ભૂમિકાઓ વિષે વધારે ને વધારે ઉંડા ઉતરીને તપાસ કરવાનું ચાલુ રહ્યું અને પરિણામે જાગ્રત કિંવા સુષુપ્તિ કરતા ઉચ્ચતર ભૂમિકાઓનો પત્તો લાગ્યો જગતના એકે એક સુવ્યવસ્થિત ધર્મમા આ વસ્તુસ્થિતિ માલૂમ પડે છે, પછી તેમા એ ઉચ્ચતર ભૂમિકાને સમાધિ કે પરમાનદના નામથી ઓળખાવી હોય કિંવા સ્ફુરણા કે પ્રેરણાના નામથી ઓળખાવી હોય સઘળા સુવ્યવસ્થિત ધર્મોમા પ્રતિપાદન કરવામા આવ્યુ છે કે, તેમના પ્રવર્તકો, પેગમ્બરો અને આચાર્યો ત્રણે અવસ્થાથી બિલકુલ પર એવી મનની એ ઉચ્ચતર ભૂમિકામા વિહરતા હતા, અને એ ભૂમિકાઓવડેજ તેમને આધ્યાત્મિક સત્યોની પરપરાઓનો સાક્ષાત્કાર થયો હતો તેમનો એ સાક્ષાત્કાર આપણી આજુબાજુની વસ્તુઓનો આપણને જેવો સાક્ષાત્કાર થાય છે તે કરતા પણ વધારે સાચો, ગહન અને અનુપમ-ઉત્તમોત્તમ હતો સત્યના એ સાક્ષાત્કારને લીધેજ તેઓ પોતપોતાનો ધર્મ પ્રવર્તાવવા પ્રેરાયા હતા ઉદાહરણતરીકે બ્રાહ્મણ કિંવા હિંદુ ધર્મને લઇએ વેદો ઋષિઓએ લખેલા કહેવાય છે આ ઋષિઓ એ પરમોત્તમ સત્યોનો સાક્ષાત્કાર કરનારા મહાન સાધુજનો હતા

'ઋષિ' એ સસ્કૃત શબ્દ છે, અને એનો ખરો અર્થ 'મત્રદ્રષ્ટા' એવો થાય છે 'મત્ર' એટલે વૈદિક સૂક્તમા ગુંથેલા ઉદાત્ત વિચારો આ તપોધન ઋષિઓએ પોતપોતાના મત્રોદ્વારા જાહેર કર્યું કે "અમે અમુક અમુક સત્યોનો સાક્ષાત્કાર કર્યો છે, કિંબહુના તેમને અનુભવગમ્ય બનાવ્યા છે" એ મહાન સત્યોને તેમણે મત્રરૂપે ગ્રથોમા ગુથ્યા, અને પરિણામે વિશ્વવંદ્ય વેદ તૈયાર થયા. યાહુદી અને ખ્રિસ્તી ધર્મોમા પણ તેવોજ પ્રકાર માલમ પડે છે

બૌદ્ધો જેવા અનીશ્વરવાદી ધર્મોના સબધમા-ખાસ કરીને બૌદ્ધ ધર્મના દક્ષિણ સંપ્રદાયની બાબતમા-કઇક અપવાદ જણાય છે ખરો ઉપના સિદ્ધાત મુજબ એ ધર્મનો વિચાર કરતા સહજ પ્રશ્ન ઉઠે છે કે "બૌદ્ધો જો ઈશ્વર કે આત્માને માનતાજ નથી તો પછી તેમના ધર્મની ઉત્પત્તિ અતીન્દ્રિય અવસ્થામાથી કેવી રીતે થવા પામી?" એનો જવાબ આ પ્રમાણે આપી શકાય કે, બૌદ્ધો પણ એક એવા સનાતન સિદ્ધાતને માને છે કે જેની કલ્પના બુદ્ધની પૂર્વે કોઇનેજ નહોતી. બુદ્ધ ભગવાનને પોતાનેજ એ સિદ્ધાત પહેલી વાર અતીન્દ્રિય અવસ્થામા સ્ફુર્યો હતો. બુદ્ધદેવના જીવનચરિત્રનો જેમણે અભ્યાસ કર્યો છે, નિદાન 'લાઇટ ઑફ એશિયા' (એશિયાનું નૂર) નામના સુદર અગ્રેજી કાવ્યમા આપેલો બુદ્ધજીવનનો સક્ષિપ્ત સાર પણ જેમણે વાંચેલો છે, તેઓ સારી પેઠે જાણતા

હશે કે, ભગવાન બુદ્ધ સ્ત્રીપુત્રાદિનો ત્યાગ કરી બોધિવૃક્ષ તળે દૃઢ આસન જમાવી ચિંતન કરતા બેઠા હતા એ ચિંતનમાં તેમને અતીન્દ્રિય અવસ્થા પ્રાપ્ત થઈ હતી, અને એ અતીન્દ્રિય અવસ્થામાંજ તેમને એ પ્રિય સિદ્ધાન્ત-સનાતન નૈતિક નિયમ-સૂઝ્યો હતો. તેમનો તમામ ઉપદેશ એ 'બોધિવૃક્ષ' તળે તેમને થયેલા સ્વાનુભવના-પરમ સત્યના સાક્ષાત્કારના-પરિણામરૂપ હતો, અને નહિ કે કેવળ બૌદ્ધિક તર્કવિતર્કના ફળરૂપ.

એ રીતે સઘળા ધર્મો એક મહાન સિદ્ધાંતનું પ્રતિપાદન કરે છે, અને તે એ કે, માનવી અંતઃકરણ અમુક પળોએ ઇંદ્રિયોની સંકુચિત મર્યાદાઓને વટી જાય છે, એટલુંજ નહિ પણ તમામ વૃત્તિઓ તર્કની મર્યાદાઓની પાર પહોંચે છે. તે ક્ષણે ઇંદ્રિયો તથા વૃત્તિને અગમ્ય એવાં અમુક અમુક સત્યો તેને હાજરાહજુર બની જાય છે, યાને તેમનો તેને સંપૂર્ણ સાક્ષાત્કાર થાય છે અવાજ પ્રકારનાં સત્યો જગતમાં પ્રચલિત સર્વ ધર્મોના પાયારૂપ છે અલબત્ત, આ સત્યોની યથાર્થતા વિષે તજવીજ કરવાનો તેમજ તર્કબુદ્ધિની કસોટીએ તેમને કસી જોવાનો આપણને હક્ક છે, તથાપિ જગતનો એકે એક પ્રચલિત ધર્મ દાવો કરે છે કે, મનુષ્યના અંતઃકરણમાં ઇંદ્રિયોની તેમજ વૃત્તિઓની મર્યાદાઓને ઉલ્લંઘી જવાની એક અદ્ભુત શક્તિ રહેલી છે. એ અદ્ભુત શક્તિનેજ સઘળા ધર્મો પોતપોતાના સિદ્ધાંતનું પ્રતિપાદન કરતા આગળ ધરે છે.

દરેક ધર્મોના સત્યોની યથાર્થતાનો સવાલ બાજુએ રાખતાં છતાં આપણને એક બાબતમાં તો સઘળા વચ્ચે એકસરખું સામ્ય જણાઈ આવે છે, અને તે એ કે, દરેક ધર્મના સત્યો કેવળ ભાવમય છે. તે સત્યો ભૌતિક શાસ્ત્રોની શોધો મુજબના મૂર્ત સ્વરૂપવાળાં કિંવા ઇંદ્રિયગમ્ય નથી હોતાં સઘળાંજ સુવ્યવસ્થિત ધર્મોની અંદર પોતપોતાનાં સત્યોને एकमेवाद्वितीयम् ભાવના વિશુદ્ધમાં વિશુદ્ધ સ્વરૂપતરીકે વર્ણવેલાં હોય છે, પછી તે વર્ણન સર્વવ્યાપી નિરાકાર નિર્ગુણ બ્રહ્મતરીકેનું હોય, સાકાર સગુણ પરમાત્માતરીકેનું હોય, કે પછી એક અબાધિત અખંડ નિયમતરીકે કિંવા દરેક અસ્તિત્વની પૂંઠે રહેલા એક ભાવમય તત્ત્વરૂપે તેને વર્ણવેલું હોય. અર્વાચીન યુગમાં પણ જ્યાં જ્યાં ચિત્તની અતીંદ્રિય અવસ્થાનો લેશ પણ આશ્રય લીધા વગર ધર્મોપદેશ કરવાના પ્રયત્નો થાય છે, ત્યાં ત્યાં પ્રાચીન લોકોના એ જૂના પુરાણ ભાવોને તો સ્થાન આપવુંજ પડે છે કેવળ એટલો કે તે સત્યને એમાં 'નૈતિક કાયદો' 'આદર્શ એકતા' વગેરે જૂદાં જૂદાં નામોથી ઓળખાવવામાં આવે છે; પણ તેમાં શું થઈ ગયું ! સત્તા ગમે તે આપો, પરંતુ તે ભાવો ઇંદ્રિયોના વિષય નથી એ તો નિર્વિવાદજ છે ! આ પણામાંના કોઈએ

એવી આદર્શ વ્યક્તિ નજરે નિહાળી નથી, છતાં પણ તેને માનવાનું આપણને કહેવામાં આવે છે, અને તે વ્યાજબીજ છે. કારણ કે સર્વાંગે સંપૂર્ણ એવી આદર્શભૂત વ્યક્તિને નજર આગળ રાખ્યા સિવાય આપણે આપણી પ્રગતિ સાધી શકીએ નહિ. મતલબ કે, ભિન્ન ભિન્ન તમામ ધર્મોનું દોહન કરી જોતાં તેમાંથી એકજ સાર નીકળે છે અને તે એ કે, વિશ્વમાં કોઇ એક "ભાવરૂપ આદર્શ એકમ" અવશ્ય રહેલું છે. એ ભાવરૂપ આદર્શ એકમનેજ ભિન્ન ભિન્ન ધર્મો ભિન્ન ભિન્ન નામે આપણી સમક્ષ રજુ કરે છે. એ સર્વોચ્ચ આદર્શને પ્રાપ્ત કરવા માટેજ આપણે બધા આટલી ખટપટ અહોનિશ કરી રહ્યા છીએ. દરેક વ્યક્તિ પછી તે ગમે તે જાતિની અને ગમે ત્યાંની હોય પણ અનંત શક્તિનેજ પોતાનો આદર્શ કલ્પે છે, અને તે આદર્શની પ્રાપ્તિ માટે તે તુટતોડ મહેનત કરે છે; તેવીજ રીતે દરેક મનુષ્યનો આનંદનો આદર્શ પણ અનંત આનંદનોજ હોય છે. આપણી ચોતરફ કાર્યોની જે પરંપરા ઉભરાતી દેખાય છે, ઠેકઠેકાણે જે વિવિધ પ્રવૃત્તિઓ દૃષ્ટિગોચર થાય છે, તેમાંનો ઘણો મોટો ભાગ તો આ અનંત ક્ષમતા કહેતાં શક્તિ અને અનંત આનંદની પ્રાપ્તિને માટે થતા પ્રયત્નનુંજ પરિણામ હોય છે. પ્રયત્ન અને ખટપટ તો બધાય કરે છે; પરંતુ જે અનંત ક્ષમતા—શક્તિ—અથવા આનંદની પ્રાપ્તિ માટે તેઓ ભારે જહેમત ઉઠાવે છે તે ઇંદ્રિયોની સાધનાદ્વારા અપ્રાપ્ય છે એવી ખબર તો ગણ્યા ગાંઠ્યાનેજ વખતસર પડે છે. બાકી મોટા ભાગ તો દેહ સુધી અંધારામાંજ કુટાયા કરે છે. અનંત આનંદની પ્રાપ્તિ ઇંદ્રિયોદ્વારા નથી થઇ શકતી, કિંબહુના મનુષ્યની ઇંદ્રિયો અને દેહ અનંતના આવિષ્કાર માટે અપૂર્ણ સાધનો છે, એવી પ્રતીતિ તો કોઇ વિરલ મનુષ્યોનેજ વખતસર થાય છે. અંતવાળાં સાધનદ્વારા અનંતનો આવિષ્કાર થવો તદ્દન અશક્ય હોવાથી વહેલો મોડો તો દરેક મનુષ્ય અંતવાન સાધનોદ્વારા અનંતનો આવિષ્કાર કરવાનો પ્રયત્ન છોડી દેવાનુંજ શીખે છે; અને એ ત્યાગમાંજ શાસ્ત્રનું બીજ રહેલું છે. એ ત્યાગનાજ પાયાપર સદાચાર કિંવા નીતિના શાસ્ત્રની આખી ઇમારત ચણાય છે. અત્યારસુધી ઉપદેશાયલા નીતિ અથવા સદાચારના કાનુનોમાં એવો એક પણ કાનુન નથી કે જેના મૂળમાં ત્યાગની ભાવના ન રહી હોય.

નીતિશાસ્ત્ર તો નિત્ય એજ કહે છે કે "હું નહિ, પણ તું; સ્વ નહિ, પણ પર; અહંતા નહિ, પણ નિરહંતા" એજ એનો મુદ્રાલેખ છે. ઇંદ્રિયોના સાધનદ્વારા એ અનંત ક્ષમતા કે અપાર આનંદને મેળવવા મથતી વેળા મનુષ્ય વ્યક્તિત્વવાદના જે જે મિથ્યા ખ્યાલોને સેવતો હોય છે, તે તે તમામનો પરિત્યાગ થવો જોઇએ

એમ અધ્યાત્મ શાસ્ત્રનું કહેવું છે 'સ્વને' મેશા છેલ્લે રાખી પરનેજ આગળ કરવો જોઇએ ઇંદ્રિયો જ્યાં ત્યાં 'સ્વ'ને આગળ કરે છે, ત્યારે નીતિશાસ્ત્ર શીખવાડે છે કે, 'સ્વ'ને-મારી જાતને-સૌથી છેલ્લે રાખીશ-અર્થાત્ નીતિશાસ્ત્રના સઘળાજ ગ્રંથો ત્યાગના-સ્વાર્પણના પાયાપરજ નિર્માણ થયા છે જડ ક્ષેત્રમાં વ્યક્તિત્વનું મંડન નહિ પણ ખંડન એજ એનો સિદ્ધાંત છે અંતવાળા જડ ક્ષેત્રમાં અનંતનો આવિર્ભાવ થવો શક્યજ નથી 'જડમાં પરમ ચેતન મય અનંત પરમાત્માનો આવિર્ભાવ' એ વિચારજ બેહૂદો છે

તેથી અનંતના ખરેખરા આવિર્ભાવ માટે તો મનુષ્યે જડના પરિત્યાગપૂર્વક અન્ય ઉચ્ચ ભૂમિકાઓને પ્રાપ્ત કર્યેજ છૂટકો છે એને માટે જૂદે જૂદે સમયે અને જૂદે જૂદે સ્થળે જૂદા જૂદા નૈતિક કાનુનો ઘડાય છે પરંતુ તે બધાયમાં એક મધ્યવર્તી ખ્યાલ અવશ્ય હોય છે, અને તે ખ્યાલ તે 'સનાતન સ્વાર્પણનો-સ્વનો-સંપૂર્ણ લય એ તો આધ્યાત્મિક નીતિશાસ્ત્રનો સર્વોચ્ચ આદર્શ છે "વ્યક્તિત્વનો વિચાર છોડી દો, સ્વની ભાવના ભૂલી જાઓ" એમ કહેવાતાંજ લોકો ચમકે છે પોતાનું વ્યક્તિત્વ ગુમાવી બેસવાની ધાસ્તીથી તેઓ હેબકાઇ જતા લાગે છે છતાં તેના તેજ મનુષ્યો પાછા એમ પણ પ્રતિપાદન કરે છે કે 'અધ્યાત્મ નીતિનો સર્વોચ્ચ આદર્શો સાવ સાચા અને યથાર્થ છે ' પરંતુ તે વખતે એમને એ ખ્યાલ મુદ્દલ નથી રહેતો કે સઘળા નીતિશાસ્ત્રનું કાર્યક્ષેત્ર લક્ષ્ય અને નિશાન, વ્યક્તિત્વનું અને 'સ્વ'ની ભાવનાનું પોષણ નહિ પણ શોષણ છે, મંડન નહિ પણ ખંડન છે

વ્યવહારકુશળતાનો દાવો કરનારા જે તે બાબતમાં ઉપયો ગિતાનેજ પ્રથમ સ્થાન આપનારા તેમજ ઘણાઓને ઘણું સુખ મળી શકે તેવી રીતે દુનિયાનો કારભાર ચાલવો જોઇએ એવું માનનારાઓના ધારાધોરણો મનુષ્ય મનુષ્ય વચ્ચે કેવી જાતનો નૈતિક સબંધ હોવો જોઇએ તેનો કંઈજ સ્ફોટ કરી શકતા નથી કારણ કે કેવળ ઉપયોગિતાનેજ અંદર ઘટતો હોય ત્યાં નૈતિક નિયમોની સંભાવનાજ નથી હોતી ઉપયોગિતાના ખ્યાલોમાંથી નૈતિક કાનુનો પ્રકટીજ ન શકે સામાન્ય રીતે જેને દૈવી અનુમતિ'ના નામથી ઓળખવામાં આવે છે, અને જેને હું અતીંદ્રિય અવસ્થા કહેવાનું પસંદ કરું છું, તેના વગર કોઇ નીતિશાસ્ત્રની સંભાવના શક્યજ નથી, તેમ અનંત પ્રતિની ખટપટવગર કોઇ આદર્શ કિંવા લક્ષ્ય પણ ન સંભવે મનુષ્યોને પોતાના મર્યાદિત વિસ્તારમાંજ જકડી લેવા માગતી દરેકોઇ સંસ્થા માનવસમાજમાં પ્રવર્તતા નૈતિક કાનુનોની બાબતમાં કંઇજ ખુલાસો કરી શકતી નથી ઉપયોગિતા વાદીઓ આપણને અનંતપ્રાપ્તિનો પ્રયાસ છોડી દેવાનું કહે છે

'અતીંદ્રિયત્વ'ના ખ્યાલને તેઓ અશક્ય અને અસંગત ગણી હસી કાઢે છે અને ઉપયોગિતાવાદને આગળ કરી કહે છે કે "નીતિશાસ્ત્રના સિદ્ધાંતોને સ્વીકારો, નીતિશાસ્ત્રના નિયમોને અનુસરી સમાજના નૈતિક સવાલોને હાથમાં લ્યો અને સમાજનું કલ્યાણ અથવા ભલું કરો." હવે હું એમ પૂછું છું કે, આપણે ભલું શામાટે કરવું? 'ભલું કરવું' એ દ્વિતીય અથવા ગૌણ બાબત છે. પ્રથમ તેમ કરવાનો કોઇ હેતુ પણ હોવોજ જોઇએ. નીતિશાસ્ત્ર પોતે કંઇ અંતિમ લક્ષ્ય નથી, પણ લક્ષ્યને પહોંચવાનું સાધનમાત્ર છે. નીતિશાસ્ત્ર મુજબ વર્તવાનો જો કોઇ હેતુજ ન હોય તોપછી શામાટે આપણે તેમ કરવું? શામાટે નૈતિક બનવું? બીજાઓનું ભલુંજ મારે શા માટે કરવું અને બૂરૂં કેમ ન કરવું? 'સુખ' એજ જો માનવી જાતિનું લક્ષ્ય છે, તો હું મારી જાતને સુખી કેમ ન બનાવું? મારી જાતને સુખી કરવા જતાં બીજાને દુઃખી કરવા પડે, તો તેમાં પણ શું વાંધો? ને હું તેમ કરતાં શામાટે અચકાઉં? મતલબ કે, ઉપયોગિતાવાદીઓનું ઉપલું કથન વ્યાજબી નથી. વળી જે પાયાપર ઉપયોગિતાવાદની આખી ઇમારત રચાઇ છે તે પાયોજ કેટલો સંકુચિત છે. 'સમાજહિત' યાને બહુજનસમાજને જે લાભદાયી નીવડે તેટલું કામનું અને બીજું બધું નકામું એ એ વાદનો મુખ્ય સિદ્ધાંત છે. હવે ત્યારે હું પૂછીશ કે, બહુજનસમાજનું હિત સધાય એવા જે જે ધારાધોરણો અને સામાજિક રૂઢિરિવાજો અત્યારે પ્રચલિત છે, તેમની ઉત્પત્તિ શેમાંથી થઇ છે? એના ઉત્તરમાં તમારે કહેવુંજ પડશે કે, વર્તમાન સમાજમાંથીજ અત્યારની સમાજના સ્વરૂપ અને રીતિઓ નીકળી આવેલાં છે. આમ છતાં ઉપયોગિતાવાદીઓને સમાજ શાશ્વત છે એમ કહેવાનો શું અધિકાર છે? સમાજની ઘટના સનાતન છેજ નહિ. યુગો પૂર્વે સમાજ જેવું કંઇજ હતું નહિ અને સંભવ છે કે, યુગો પછી ન પણ હોય. તો પછી અત્યારના સામાજિક ધારાધોરણોનું શું? એજ કે, સમાજનું અત્યારનું સ્વરૂપ બદલાતાં કિંવા નષ્ટ થતાં પ્રચલિત ધારાધોરણો પણ બદલાવાનાં કિંવા નષ્ટ થવાનાં. અસારની સમાજઘટના એ બહુધા આપણે જે જે ક્રમોદ્વારા ઉચ્ચતર ઉત્ક્રાંતિ તરફ પ્રયાણ કરી રહ્યા છીએ, તે પૈકીનો એક ક્રમ માત્ર છે. તેથી પ્રચલિત સમાજવ્યવસ્થામાંથી ઉત્પન્ન થયેલો કોઇ પણ ધારો કે નિયમ સનાતન ન હોઇ શકે, કિંવા માનવપ્રકૃતિના આખા ક્ષેત્રને વ્યાપક પણ ન હોઇ શકે. તેથી ઉપયોગિતાવાદના સિદ્ધાંતો બહુ બહુ તો સમાજની અત્યારની વ્યવસ્થા ચાલુ રહે ત્યાંસુધીજ કામ લાગવાના. તે પછી તો તેમની કોડી જેટલી પણ કિંમત નહિ રહેવાની. મતલબ કે, ઉપયોગિતાના પાયાપર રચાયલું નીતિશાસ્ત્ર બિલકુલ મામુલી અને

તથા માનસિક સમાધાની અને શાંતિ થાય છે, એ વગેરે લાભોને બાજુએ મૂકીએ અને માત્ર શાસ્ત્ર અને અભ્યાસનાજ વિષયતરીકે તેનો વિચાર કરીએ, તોપણ ધર્મ બીજા કોઇ પણ વિષય કરતા વધારેમા વધારે ઉપયોગી ખોરાક મનુષ્યમનને પૂરો પાડે છે. માનસિક કેળવણીનુ કામ ધર્મથી જેવુ ઉત્તમમા ઉત્તમ સધાય છે તેવુ બીજા કશાથી સધાતુ નથી અનાદિ અનત પરમાત્મા માટેની આ તાલાવેલી અને આ પ્રયાસ—અર્થાત્ ઇંદ્રિયોના સંકુચિત ક્ષેત્રથી યાને સ્થૂળદૃષ્ટિથી પર જઇને અધ્યાત્મવ્યક્તિમા પરિણમવાની આ મહેનત, ક્રિબહુના અનત પરમાત્મા સાથે વ્યષ્ટિજીવનનુ ઐક્ય સાધવાની આ અવિરત ગડમથલ મનુષ્યોની અન્ય સઘળી માથાકૂટો અને ખટપટો કરતા વધારે યશસ્વી અને શ્રેયસ્કર છે જેમ ઇંદ્રિયલોલુપ મનુષ્યોને ઇંદ્રિયોના વિષયમા આનદ પડે છે, તેમ અધ્યાત્મરસિક વ્યક્તિઓને આધ્યાત્મિક બાબતોમા સવિશેષ રસ પડે છે કેટલાક મનુષ્યો યથેચ્છ આહારવિહારમા મોજ માને છે, તેમ કેટલાક મનુષ્યોને અમુક ચીજોને પોતાની પાસે રાખવામા આનદ પડે છે એવા મનુષ્યોને પોતાની મનગમતી બાબતોમાથી આનદ મેળવતા અટકાવવાનો કોઇને અધિકાર નથી, તેવાજ રીતે જ લોકોને અધ્યાત્મચિતનમા અપૂર્વ આનદ પડતો હોય તેમને ખાળવાનો કોઇને અધિકાર નથી સુખની કલ્પના મનની સસ્કારિતા પર આધાર રાખે છ પ્રાણીની કોટિ જેમ ઉતરતા પ્રકારની હોય, તેમ ઇંદ્રિયજન્ય સુખોમા તેની આભરુચિ વધારે હોય છે, તેવાજ રીતે મનુષ્યોની અદર મનની સસ્કારિતા જેટલે દરજ્જે કમી હોય છે, તેટલે દરજ્જે ઇંદ્રિયજન્ય સુખોમા તેની રુચિ વધારે હોય છે કૂતરા, બિલાડા, વરુ વગેરે પ્રાણીઓ મનુષ્ય કરતા ઉતરતા દરજ્જાના હોઇ સ્વાદેંદ્રિયને તૃપ્ત કરવાની તેમની લાલસા મનુષ્યના કરતા વધારે હોય છે મનુષ્યની અદર એવો ખાઉધરો માણસ ભાગ્યે મળી આવશે કે જેનુ ખાઉધરાપણુ કૂતરા કે વરુ જેટલુ હોય, પરતુ જેમ કૂતરા કે વરુની સુખાવધિ તેની સ્વદેંદ્રિયને તૃપ્ત કરવામા રહેલી હોય છે, તેમ જૂદી જૂદી મનુષ્ય પ્રજાઓમા પણ જે લોકો છેક પછાત અને અસસ્કારી હોય છે, તેઓના આનદનો વિષય માત્ર ઇંદ્રિયોના સુખોજ હોય છે ઇંદ્રિયજન્ય સુખભોગો સિવાય બીજા વિષયોમા તેમને આનદ નથી પડતો, ત્યારે જે લોકો સુશિક્ષિત અને સસ્કારી હોય છે તેમને વિદ્યાકળાના વાચનમનનમા કે તત્ત્વચિંતન કે અન્ય શાસ્ત્રીય વિષયોમા આનદ પડે છે આધ્યાત્મિકતાનુ ક્ષેત્ર એના કરતા પણ ઉંચુ હોઇ તેમા રસ પડવા માટે મનના સસ્કાર પણ વધારે ઉંચા પ્રકારના હોવા જોઇએ આધ્યાત્મિકતાનો વિષય અનત હોવાથી એની ભૂમિકા અને એનો આનદ પણ સર્વોત્કૃષ્ટ હોય છે. અલબત્ત, એમા થોડાનેજ

રસ પડે છે, પણ જેઓ એ રસ-એ આનંદ માણી શકે છે તેમને માટે તો તે અપૂર્વ અને સર્વોચ્ચ હોય છે. તેથી ઉપયોગિતાવાદીની દૃષ્ટિએ જોતા પણ ધાર્મિક વૃત્તિ ખીલવવાની અગત્ય છે. કેમકે ઉપયોગિતાવાદ પ્રમાણે પણ મનુષ્યે પ્રત્યેક કામમા સુખપ્રાપ્તિ તરફજ ધ્યાન આપવાનું છે; તો પછી ધર્મથી પ્રાપ્ત થતા સર્વોચ્ચ સુખ માટેજ પ્રયાસ કેમ ન કરવો ? નિદાન મને તો ધર્મના અભ્યાસની અનિવાર્ય જરૂર ભાસે છે. એના કાર્યો ઉપરથી પણ એની જરૂરિયાત સિદ્ધ થાય છે. માનવી મનને ગતિ આપનારા બળોની અંદર ધર્મનું બળ સૌથી મહાન છે. આધ્યાત્મિક આદર્શથી મનુષ્યના મનમા જેટલો ઉત્સાહ આવે છે, તેટલો અન્ય કોઇ આદર્શથી નથી આવતો. મનુષ્યોનો અત્યારસુધીનો ઇતિહાસ આ વાતની સાક્ષી પૂરે છે અને ભવિષ્યમા પણ એજ સ્થિતિ રહેવાની. અધ્યાત્મના પાસવગરના નર્યા ઉપયોગિતાવાદીઓ પણ બહુ ભલા અને નીતિમાન હોઇ શકે છે, તેની ના નહિ. દુનિયામા એવા પણ અનેક મહાપુરુષો થઇ ગયા છે કે જેઓ કેવળ ઉપયોગિતાવાદનેજ માનનારા હોવા છતા ઉત્તમ ચારિત્ર્યવાન અને સજ્જન હતા, એ વાતમા જરાયે શક નહિ; પરંતુ જે મહાપુરુષોએ આખી દુનિયાને હલમલાવી નાખી છે, જેમણે પોતાની અદ્ભુત આકર્ષણશક્તિના યોગે લક્ષાવધિ લોકોને પોતાની ઇચ્છાનુસાર વર્તતા કર્યા છે, અને જેમનુ જીવનચરિત્ર તેમના તિરોભાવ પછી પણ અનેક મનુષ્યોમા આધ્યાત્મિક જ્યોત પ્રગટાવવા સમર્થ હોય છે, એવા મહાપુરુષોના સબંધમા તો વિજયની ચાવી સદા તેમના આધ્યાત્મિક બળમાજ રહેલી જણાય છે. ધર્મમાથીજ તેમણે પોતાની એ શક્તિ મેળવી અને ખીલવી હતી. **અનંત ઉત્સાહ, અનંત આનંદ અને અનંત શક્તિ એ પણ મનુષ્યમાત્રનો જન્મસિદ્ધ હક્ક અને સ્વભાવ છે.** એ અનત આનંદ અને શક્તિનો સાક્ષાત્કાર કરવા માટે ધર્મજ સૌથી સબળ સાધન છે. ચારિત્ર્યના ગડન માટે કિંવા ભલાઇ અને સજ્જનતાના કાર્યો માટે, અન્યને સુખશાતિ આપવા માટે કિંવા જાતે પરમ સુખશાંતિ અનુભવવા માટે ધર્મનુ સાધન ઉચામા ઉચુ છે, અને તેથી તેનો અભ્યાસ પણ એજ દૃષ્ટિએ થવો ઘટે છે—અર્થાત્ ધર્મનો અભ્યાસ અત્યાર કરતા વધારે વિશાળ દૃષ્ટિએ થવો જોઇએ. ધર્મવિષયક સઘળા સ-ચિત, મર્યાદિત અને પરસ્પર વિરોધી વિચારો લુપ્ત થવા જોઇએ. તેમજ સઘળા સાપ્રદાયિક, કોમિક કે પ્રજાવિશિષ્ટ વિચારોને પણ તિલાજલિ અપાવી જોઇએ દરેક કોમ કે પ્રજા પોતાના વિશિષ્ટ દેવનેજ માને અને બીજા બધાને ઉવેખે એ આ પ્રગતિના જમાનાને બિલકુલ બધબેસતુ નથી; માટે એવા એવા ખ્યાલોને ભૂતકાળના વહેમરૂપ ગણી સત્વર છોડી દેવા ઘટે.

તથા માનસિક સમાધાની અને શાંતિ થાય છે, એ વગેરે લાભોને બાજુએ મૂકીએ અને માત્ર શાસ્ત્ર અને અભ્યાસનાજ વિષયતરીકે તેનો વિચાર કરીએ, તોપણ ધર્મ બીજા કોઇ પણ વિષય કરતા વધારેમા વધારે ઉપયોગી ખોરાક મનુષ્યમનને પૂરો પાડે છે. માનસિક કેળવણીનું કામ ધર્મથી જેવું ઉત્તમમા ઉત્તમ સધાય છે તેવું બીજા કશાથી સધાતું નથી. અનાદિ અનંત પરમાત્મા માટેની આ તાલાવેલી અને આ પ્રયાસ-અર્થાત્ ઇંદ્રિયોના સંકુચિત ક્ષેત્રથી યાને સ્થૂળદૃષ્ટિથી પર જઇને અધ્યાત્મવ્યક્તિમા પરિણમવાની આ મહેનત, કિંબહુના અનંત પરમાત્મા સાથે વ્યષ્ટિજીવનનું ઐક્ય સાધવાની આ અવિરત ગડમથલ મનુષ્યોની અન્ય સઘળી માથાફૂટો અને ખટપટો કરતા વધારે યશસ્વી અને શ્રેયસ્કર છે જેમ ઇંદ્રિયલોલુપ મનુષ્યોને ઇંદ્રિયોના વિષયમા આનંદ પડે છે, તેમ અધ્યાત્મરસિક વ્યક્તિઓને આધ્યાત્મિક બાબતોમા સવિશેષ રસ પડે છે કેટલાક મનુષ્યો યથેચ્છ આહારવિહારમા મોજ માને છે, તેમ કેટલાક મનુષ્યોને અમુક ચીજોને પોતાની પાસે રાખવામા આનંદ પડે છે. એવા મનુષ્યોને પોતાની મનગમતી બાબતોમાથી આનંદ મેળવતા અટકાવવાનો કોઇને અધિકાર નથી, તેવાજ રીતે જ લોકોને અધ્યાત્મચિંતનમાં અપૂર્વ આનંદ પડતો હોય તેમને ખાળવાનો કોઇને અધિકાર નથી. સુખની કલ્પના મનની સંસ્કારિતા પર આધાર રાખે છે. પ્રાણીની કોટિ જેમ ઉતરતા પ્રકારની હોય, તેમ ઇંદ્રિયજન્ય સુખોમા તેની આભરુચિ વધારે હોય છે; તેવાજ રીતે મનુષ્યોની અંદર મનની સંસ્કારિતા જેટલે દરજ્જે કમી હોય છે, તેટલે દરજ્જે ઇંદ્રિયજન્ય સુખોમા તેની રુચિ વધારે હોય છે. કૂતરા, બિલાડા, વરૂ વગેરે પ્રાણીઓ મનુષ્ય કરતા ઉતરતા દરજ્જાના હોઇ સ્વાદેંદ્રિયને તૃપ્ત કરવાની તેમની લાલસા મનુષ્યના કરતા વધારે હોય છે. મનુષ્યની અંદર એવો ખાઉધરો માણસ ભાગ્યે મળી આવશે કે જેનું ખાઉધરાપણું કૂતરા કે વરૂ જેટલુ હોય; પરંતુ જેમ કૂતરા કે વરૂની સુખાવધિ તેની સ્વાદેંદ્રિયને તૃપ્ત કરવામા રહેલી હોય છે, તેમ જૂદી જૂદી મનુષ્ય પ્રજાઓમા પણ જે લોકો છેક પછાત અને અસંસ્કારી હોય છે, તેઓના આનંદનો વિષય માત્ર ઇંદ્રિયોના સુખોજ હોય છે. ઇંદ્રિયજન્ય સુખભોગો સિવાય બીજા વિષયોમા તેમને આનંદ નથી પડતો, ત્યારે જે લોકો સુશિક્ષિત અને સંસ્કારી હોય છે તેમને વિદ્યાકળાના વાચનમનનમા કે તત્ત્વજ્ઞાન કે અન્ય શાસ્ત્રીય વિષયોમા આનંદ પડે છે. આધ્યાત્મિકતાનું ક્ષેત્ર એના કરતા પણ ઉંચું હોઇ તેમા રસ પડવા માટે મનના સંસ્કાર પણ વધારે ઉંચા પ્રકારના હોવા જોઇએ આધ્યાત્મિકતાનો વિષય અનંત હોવાથી એની ભૂમિકા અને એનો આનંદ પણ સર્વોત્કૃષ્ટ હોય છે. અલબત્ત, એમા થોડાનેજ

ની પદ્ધતિ જુદી હોવાના કારણે, પરસ્પર ઝઘડતા હોય છે. એક પક્ષ અમુક પદ્ધતિએ કાર્ય કરવા માગતો હોય છે તો બીજો બીજી પદ્ધતિએ, અને એ પદ્ધતિફેરની તકરારમા મૂળભૂત સિદ્ધાત વિસરી જઈ એકજ ધ્યેયવાળી સસ્થાઓ ઝઘડતી જણાય છે આથીજ સર્વ ધર્મોએ વિશાળ થવાની જરૂર છે ધાર્મિક વિચારો સર્વગ્રાહી, સર્વદેશીય, વિશાળ અને અનંત બને તોજ ખરો બહાર આવે ધર્મની ખરી ખુબી, ધર્મની સપૂર્ણ બલિહારી ત્યારેજ જણાય કેટલીક વાર એમ કહેવામા આવે છે કે, ધર્મો મરી જવા બેઠા છે, આધ્યાત્મિક વિચારો જગતમાથી લુપ્ત થવા માડ્યા છે; પરતુ મને તો ઉલટુ એમજ લાગે છે કે, તેમની ખરી શરૂઆતજ હજી હમણા થઈ છે. જગત પણ મોડુ વહેલુ, માનવી જીવનના એકે એક વ્યવહારમા વિસ્તૃત અને વિશુદ્ધ બનેલા ધર્મની શક્તિનો સચાર થતો જોશે ધર્મ જ્યાસુધી અમુક થોડાનાજ હાથમા હતો, એટલે કે જ્યાસુધી તે પડિતો, મૌલવીઓ કે પાદરીઓ જેવાઓનોજ ઇજારો હતો, ત્યાસુધી તે મદિરો કે દેવળોમા, ગ્રથો કે સિદ્ધાતોમા અને વિધિઓ કે વ્રતોમાજ પરિસમાપ્ત થતો હતો પણ હવે વસ્તુસ્થિતિ બદલાતી જાય છે, અને જ્યારે ધર્મની ખરી, વિશાળ અને વ્યાપક કલ્પના સર્વાંશે અસ્તિત્વમા આવશે ત્યારે 'ધર્મ' તેના ખરેખર સ્વરૂપમા પ્રકાશશે-રે' ત્યારે તે જીવંત બનશે પછી તો તે આપણા સ્વભાવમા, વાણીમા, વિચારમા અને આપણા પ્રત્યેક વ્યવહારમા રેલાશે ને સમાજના રોમેરોમમા વ્યાપશે એવો ધર્મ જગતનુ નિર્ભેળ કલ્યાણજ સાધશે, એમા હાનિ થવાનો સભવ નહિ રહે

ત્યારે હવે કોઇ પૂછશે કે, એવા સર્વોત્કૃષ્ટ સુવિશાળ ધર્મના ઉદય માટે શેની જરૂર છે ? તો હુ કહીશ કે, જૂદા જૂદા ધર્મો વચ્ચે **'ગાઢ વિશુદ્ધ ભ્રાતૃભાવ' કેળવવાની જરૂર છે.** એ ભ્રાતૃભાવ વિશુદ્ધ હોવો જોઇએ, એટલુજ નહિ પણ એવો ગાઢ હોવો જોઇએ કે તે તોડ્યો તૂટે નહિ 'જીવીએ તોયે સાથે અને મરીએ તોયે સાથે' એવો સબધ ધર્મ ધર્મ વચ્ચે કેળવાવો જોઇએ વળી આવા વિશુદ્ધ ગાઢ સબધની સ્થાપનામા, દુર્ભાગ્યવશાત્ હાલ ઘણે ઠેકાણે જોવામા આવે છે તેમ સામા ઉપર જાણે મહેરબાની કે દયા કરતા હોય કિંવા પોતે સામાના મુરબ્બી હોય તેવી વૃત્તિ લેશ ન રહેવી જોઇએ બધાય સમાન કોટિના અને સમાન હક્ક ધરાવતા સહે દર ભાઇઓ છે, એવી દૃઢ માન્યતા સાથે પરસ્પર હાર્દિક પ્રેમ અને આદરબુદ્ધિ કેળવાવા જોઇએ એવો પ્રેમ અને આદરભાવમાથીજ જન્મેલો સબધ ખરો સમજવો, બાકી બધા વેવલા વળી એવો સબધ, કેવળ પદ્ધતિ ફેરવાળા પણ સરખા સિદ્ધાતવાળા ધર્મો વચ્ચેજ સ્થપાય અને ભિન્ન સિદ્ધાતવાળાઓ ઝઘડયા કરે તે ન ચાલે. આસ્તિક તેમજ નાસ્તિક,

આત્માને માનનારા તેમજ નહિ માનનારા, જડવાદી ભૌતિક વિજ્ઞાનીઓ તેમજ અધ્યાત્મવાદી તત્ત્વજ્ઞાનીઓ વગેરે સિદ્ધાંતભેદવાળાઓ વચ્ચે પણ તેવો સબંધ અને તેવો એકરાગ જામવો જોઇએ.

એવો એકરાગ જમાવવા ખાતર જૂદા જૂદા પક્ષોએ આપ-લે અને તોડજોડ તો અલબત્ત કરવીજ પડશે; અને તે તોડજોડ કોઇ વાર અતિ ભારે તો કોઇ વાર અતિ દુઃખદ પણ હશે પોતાની પ્રિય માન્યતાઓને ત્યજી દેતા કે ઢીલી મૂકતા તથા સામાની અપ્રિય લાગતી માન્યતાઓને ગ્રહણ કરતા કે સાખી લેતા વસમુ તો લાગશેજ; છતા પણ અંતે તો તેથી બન્ને પક્ષોને લાભ થયેલોજ જણાશે શુદ્ધ હૃદયની તોડજોડ અને નિખાલસ ભોગથી સત્યના માર્ગમા તેમની પ્રગતિ અવસ્ય થવાની. પરિણામે દેશ-કાળની મર્યાદાથી સંકુચિત જ્ઞાનનુ, एकं आद्वतीयं अनंत કૈવલ્યની સાથે તાદાત્મ્ય સધાશે-અર્થાત્ બન્ને એકરૂપ બનશે





# २–मनुष्यनुं वास्तविक स्वरूप*

સ્થૂલ જગત યાને ઇન્દ્રિયગમ્ય વિષયોપરત્વે મનુષ્યની આસક્તિ એટલી બધી જબ્બર હોય છે કે તેનો ત્યાગ કરવાનુ તેને સહસા રૂચતુ નથી પરતુ જે સ્થૂલ જગતની અદર મનુષ્ય વસે છે અને હરેફરે છે તે સ્થૂલ જગતમા તેને ફાવે તેટલી આસક્તિ હોય–તેને એ ગમે તેટલુ સત્ય અને સારભૂત માનતો હોય, તથાપિ પ્રત્યેક વ્યક્તિના તેમજ પ્રત્યેક જાતિના જીવનમા કોઈ ને કોઈ ઘડી તો અવશ્ય એવી આવે છે કે જ્યારે અનિચ્છાપૂર્વક પણ તેના મુખમાથી એવો પ્રશ્ન નીકળવા પામે છે કે "શુ આ જગત સાચુ છે ?" જે વ્યક્તિને પોતાની પચેન્દ્રિયની ક્ષમતા અને તે દ્વારા મળતા અનુભવોની સચ્ચાઇવિષે સહજ પણ સદેહ ઉદ્ભવ્યો નથી હોતો, એટલુજ નહિ પણ જેના જીવનની પ્રત્યેક પળ અવનવા વિષયોપભોગોની અદર રાચવામાજ વ્યતીત થઇ હોય છે, તેની સમક્ષ પણ મૃત્યુ મો વિકાસીને ઉભુ રહે છે ત્યારે તે વ્યક્તિના મુખમાથી પણ એજ પ્રશ્ન નીકળી પડે છે કે "શુ આ સાચુ ?' ખરૂ પૂછાવો તો આ પ્રશ્નથીજ ધર્મની શરૂઆત થાય છે અને તેના ઉત્તરમાજ તેની પરિસમાપ્તિ થાય છે લિપિબદ્ધ ઇતિહાસ જેના પર અજવાળુ નાખવા અસમર્થ છે તેવા અત્યત પ્રાચીન યુગમા, પૌરાણિક યુગમા કિંવા માનવ-સસ્કૃતિના અસ્ફુટ ઉષ કાળમા આપણે ડોકિયુ કરીએ છીએ તો તે વખતે પણ એજ પ્રશ્ન પૂછાયલો માલમ પડે છે કે "શુ જગત સાચુ ?"

ઉપનિષદોમા સૌથી કાવ્યમય એવુ જે કઠોપનિષદ, તેનો આરંભજ આ પ્રશ્નથી થાય છે કે–येयं प्रेते विचिकित्सा मनुष्ये अस्तीत्येके नायमस्तीति चैके । ( કઠ ૧–૨૦ )

અર્થાત્ "મનુષ્યનુ મૃત્યુ નીપજતા વાદ ઉપસ્થિત થાય છે. એક પક્ષ કહે છે કે તેનુ અસ્તિત્વ સદાને માટે નાશ પામ્યુ, ત્યારે બીજો પક્ષ તેટલાજ આગ્રહ સાથે પ્રતિપાદન કરે છે કે, તેનુ અસ્તિત્વ હજી કાયમ છે હવે એ બન્નેમા સાચુ શુ ?" આ પ્રશ્નના અત્યાર સુધીમા અનેક ઉત્તરો અપાઇ ચૂક્યા છે જગતમા જેટલા જેટલા દર્શનશાસ્ત્રો અને ધર્મો મોજુદ છે, તે બધાયમા વસ્તુત આ પ્રશ્નનો ઉહાપોહ થયેલો હોઇ તેના વિવિધરગી ઉત્તરોથીજ તે શાસ્ત્રો પરિપૂર્ણ છે સાથે સાથે એ મહાપ્રશ્નને–પ્રાણની એ ગભીર આકાક્ષાને–એ જગતથી પર એવી પરમાર્થસત્તાની ખોજને વ્યર્થ કરી

---

* લડનમા આપેલુ વ્યાખ્યાન

તેને ઉડાવી દેવાના પણ અનેક પ્રયત્નો થયા છે અને થાય છે. પરંતુ મૃત્યુ જેવી વસ્તુ જ્યાંસુધી જગતમાં હયાતી ધરાવે છે, ત્યાંસુધી તો એવા સઘળાજ પ્રયત્નો સર્વાંશે નિષ્ફળ જવાના "જગતથી પર એવી સત્તાની શોધ માટે ફાંફાં મારવા નકામાં છે, આપણી સઘળી આશાઓ અને ઇચ્છાઓને કેવળ વર્તમાનમાંજ મર્યાદિત રાખવામાં માન છે" એમ આપણે કહ્યા કરીએ, અને તેને વર્તનમાં ઉતારવા માટે પ્રયત્ન કર્યા કરીએ એટલે સુધી કે જગતની સઘળી ચરાચર વસ્તુ આપણને પંચેન્દ્રિયના વિષયોની સીમામાંજ પૂરી રાખે-રે! સમસ્ત સંસાર એકસપ કરી આપણી દૃષ્ટિને વર્તમાનની સંકુચિત સીમાની બહાર જવાજ ન દે-એ બધું શક્ય હોય તોપણ મૃત્યુ જેવી ઘટના જ્યાંસુધી જગતમાં અસ્તિત્વ ધરાવે છે, ત્યાંસુધી તો આ પ્રશ્ન વારંવાર ઉઠવાનોજ કે "જે વસ્તુઓને આપણે સત્ય અને સારમય સમજી તેમની અંદર આટલી બધી આસક્તિ ધરાવીએ છીએ તેમનું છેવટનું પરિણામ તો આ મૃત્યુજ ને?" આ વિચારની સાથેજ આપણી જગતની કલ્પના ક્ષણમાત્રમાં નાશ પામી ક્યાંની ક્યાં ઉડી જાય છે અને તેમ થાય તેમાં નવાઈ પણ શી? કારણ કે જેમ કોઈ પ્રવાસી પોતાના સુખદ પ્રવાસમાં આગળ વધવાની ઇચ્છાએ માર્ગમાં આવતો ગગનગામી ગિરિરાજ ચઢવા માંડે અને ચઢતાં ચઢતાં તેના સર્વોચ્ચ શિખરપર પહોંચી આગળ પગ ઉપાડવા જતાંજ, નીચે નજર ન પહોંચે એવી ઉંડી ખીણ નિહાળે અને તેની જે મનોદશા થાય તેવીજ મનોદશા મૃત્યુના ખ્યાલથી મનુષ્યની થાય છે ગમે તેવો કઠણ હૈયાનો મનુષ્ય પણ તે ઘડીએ કંપવાનો અને પૂછવાનો કે "શું આ સાચું?" જીવનભરની બધી આશાઓ, ક્રમે ક્રમે સંચિત કરેલી મનની સઘળી મુરાદો પલકમાં હતી ન હતી થઈ જાય છે તો પછી એ બધી મુરાદો, એ સકળ આશાઓ શું સાચી? એ પ્રશ્નનો ખુલાસો અવશ્ય મળવો જોઈએ કોઈ કહેશે કે, એ આકાંક્ષાનું-એ ગંભીર પ્રશ્નનું જોર વખત જતાં એની મેળે ક્ષીણ થઈ જશે, પણ વસ્તુતઃ તેમ થતું ન હોઈ, વખતના વહેવા સાથે તેની શક્તિમાં ઓર વધારો થાય છે અને હૃદયપર ઓર દબાણ ચલાવે છે વળી મનુષ્યમાત્રના હૃદયમાં સુખી થવાની ઇચ્છા ઘર કરી રહી હોય છે પોતાની જાતને સુખી બનાવવા માટે આપણે ચોમેર દોડાદોડ કરી મૂકીએ છીએ, ઇંદ્રિયોના વિષયોની પાછળ પાછળ ભમીએ છીએ અને સ્થૂળજગતના કાર્યો ગાંડાની માફક કર્યે જઈએ છીએ સંસારના સઘળા વ્યવહારમાં આજપર્યંત સફળ નીવડેલા કોઈ તરુણને આપણે પૂછીશું કે 'જગત સત્ય કે મિથ્યા?' તો તે તરતજ ઉત્તર આપશે કે 'સત્ય-બિલકુલ સત્ય અને ખરે! એને મન તો એ વખતે બધું સાચુંજ

ભાસતું હોય છે. પણ પછી તેજ વ્યક્તિ જ્યારે યુવાવસ્થાનો ઉમરો ઓળંગી વૃદ્ધાવસ્થામાં પ્રવેશે અને તેની સૌભાગ્યલક્ષ્મી પણ તેને વખતોવખત દગો દેવા માંડે, ત્યારે તેનો તેજ પ્રશ્ન પાછો તેને પૂછીશું તો તે કપાળ લગી હાથ કરી પોતાના અદૃષ્ટ અથવા નસીબનો દોષ કાઢતો જણાશે. આટલે વખતે હવે તે જોઇ શકે છે કે, ધાર્યા મુજબ તેની ઇચ્છાઓ પૂર્ણ થતી નથી. તે જ્યાં જ્યાં જાય છે ત્યાં ત્યાં એક એવી મજબૂત પોલાદી દિવાલ તેની નજરે પડે છે કે જેને ઉલ્લંઘીને કે ભેદીને પાર જવાનું સામર્થ્ય તેનામાં નથી ઇંદ્રિયોના પ્રત્યેક વ્યવહારની પ્રતિક્રિયા થતાં હવે તે અનુભવે છે તાત્પર્ય કે સુખ-દુ:ખ બન્ને નાશવંત છે; વિલાસ, વૈભવ, શક્તિ, દારિદ્ર-રે ! જીવન સુદ્ધાંત નાશવંત છે, તો પછી "જગતમાં સાચું શું?"

આ પ્રશ્નના બે ખુલાસા હોઈ શકે. એક તો શૂન્યવાદીઓની માફક માનવું કે "સઘળું જ શૂન્ય છે; આપણે કંઇજ જાણતા નથી; ભૂત, ભવિષ્ય અથવા વર્તમાન સંબંધી પણ આપણે કંઇજ કદી જાણીએ તેમ નથી." શૂન્યવાદીઓ 'વર્તમાન'માં વિહરતા હોવા છતાં તેનો અસ્વીકાર કરે તે જોઇ નવાઇ લાગશે; પણ તેમ કર્યા વગર તેમને ચાલે તેમ નથી. કારણ જે વ્યક્તિ ભૂત અને ભવિષ્યનો અસ્વીકાર કરીને કેવળ વર્તમાનનાજ અસ્તિત્વનો સ્વીકાર કરી તેમાંજ પોતાની દૃષ્ટિ હરદમ પરોવી રાખવા માગે તે વ્યક્તિને ચક્રમજ સમજવી. એ તો પિતામાતાના અસ્તિત્વ વગર પણ સંતાનની શક્યતા સ્વીકારવા જેવું થાય ! પિતામાતા હોવા વગર પણ સંતાનોત્પત્તિ સંભવિત છે એમ માનવું જેટલું બેહૂદું છે તેટલુંજ બેહૂદું ભૂત અને ભવિષ્ય વગર વર્તમાનની શક્યતા માનવી તે છે-અર્થાત્ વર્તમાનનું અસ્તિત્વ એક વાર સ્વીકાર્યું કે પછી ભૂત અને ભવિષ્યને સ્વીકાર્યા વગર છૂટકોજ ન રહે એ સમજીનેજ શૂન્ય-વાદીઓ ભૂત-ભવિષ્યના અસ્વીકાર સાથે વર્તમાનનો પણ અસ્વીકાર કરે છે, અને વાદની દૃષ્ટિએ જોતાં તે ઠીકજ કરે છે કેમકે નહિ તો તેમને ઉપર જણાવ્યા પ્રમાણે ચક્રમનીજ પંક્તિમાં બેસવું પડે. ત્યારે, આ એક ખુલાસો શૂન્યવાદીઓના મત પ્રમાણેનો છે કે "સઘળું શૂન્યાકાર છે, કશાની ખબર નથી; ભૂત, ભવિષ્ય કે વર્તમાનવિષે પણ કંઇ માહિતી નથી." પરંતુ એવો એક પણ માણસ મેં અદ્યાપિ જોયો નથી કે જે એક મુહૂર્ત માટે પણ યથાર્થ શૂન્ય-વાદી હોય; બાકી મોઢે બોલવું તો બહુ સહેલું છે.

બીજો ખુલાસો એવો છે કે, એ પ્રશ્નના યથાર્થ ઉત્તરની યાને સત્યની શોધ કરવી, આ સદાપરિવર્તનશીલ નશ્વર જગતની અંદર સત્ય વસ્તુ શું છે તેની તલાશ કરવી, આ શરીર કે જે કેટલાંક પાર્થિવ દ્રવ્યોના પરમાણુઓનું સંગઠનમાત્ર છે, તેની અંદર સત્યાંશ

જેવુ કઇ છે ખરૂં ? માનવજીવનના ઇતિહાસમા સર્વદા આ તત્ત્વ શોધાતુ આવ્યુ જણાય છે માનવજીવનનો ઇતિહાસ તપાસતા માલમ પડે છે કે, આ તત્ત્વનો ઝાખો ઝાખો પ્રકાશ તો મનુષ્યના મનપર છેક પ્રાચીન કાળથીજ પડવા માડયો હતો કારણ કે મનુષ્યને સ્થૂલદેહ ઉપરાત બીજો એક દેહ, કે જે અનેકારો સ્થૂલદેહની પેઠે દેખી શકાય એવો નથી તો પણ સ્થૂલદેહ કરતા શ્રેષ્ઠ યાને સ્થૂલદેહ નાશ પામવા છતા નાશ ન પામે તેવો સૂક્ષ્મ અથવા લિંગદેહ હોય છે, એવુ જ્ઞાન મનુષ્યને છેક તે સમયથીજ પ્રાપ્ત થયેલુ જણાય છે અમારા ઋગ્વેદમા શબના દહનસંસ્કાર માટે પ્રગટાવેલા અગ્નિને ઉદ્દેશીને કેટલીક ઋચાઓ આવે છે તેમા એક ઠેકાણે કહ્યુ છે કે 'હે અગ્નિ દેવ! તમે દેહ છોડનારા મનુષ્યને તમારા કોમળ હસ્તમા ધારણ કરીને ધીમેથી લઇ જાઓ, એને સર્વાંગ સુંદર જ્યોતિર્મય દેહ આપીને તે સ્થાનકે લઇ જાઓ કે જ્યા પિતૃદેવો વાસ કરી રહ્યા છે અને જ્યા દુખ કે મૃત્યુ જેવુ કઇ છે નહિ " આવી જાતની કોઇ ને કોઇ ભાવના બીજા બધા ધર્મોમા પણ તમને મળી આવશે એટલુજ નહિ પણ બીજી એક વાત પણ સર્વ ધર્મોમા એકસરખી રીતે ચર્ચાયલી જોઇને તમને અચબો પણ થશે એ અચબા જેવી વાત એ છે કે, સઘળાજ ધર્મો એકે અવાજે જાહેર કરે છે કે, મનુષ્યપ્રાણી પહેલા પવિત્ર અને નિષ્પાપ હતુ, અત્યારે તે અનેક રીતે ભ્રષ્ટ થઇ તેની પૂર્વની સ્થિતિમાથી પતિત થયેલુ છે આ બીના એકે એક ધર્મમા રજુ થયેલી છે-પછી તે કા તો રૂપકની અલકારમય ભાષામા આલેખાયલી હશે, દર્શનશાસ્ત્રોની સ્પષ્ટ ભાષામા લખાઇ હશે કે પછી કલ્પનાપ્રધાન કવિઓના સુદર કાવ્યમા ગુથાઇ હશે પણ એકેએક ધર્મશાસ્ત્ર, એકેએક પુરાણગાથા ઢોલ વગાડીને જાહેર કરે છે કે, મનુષ્યપ્રાણી જેવુ અગાઉ હતુ તેવુ અત્યારે નથી-અર્થાત્ પૂર્વસ્થિતિમાથી તેનુ પતન થયેલુ છે યહૂદીઓના ધર્મશાસ્ત્ર બાઇબલના પુરાતન ભાગમા કહેવાયલી આદમના પતનની વાતનો પણ એજ સારાશ છે હિંદુઓના શાસ્ત્રોમા તો તે વાતનો ઠેકઠેકાણે ઉલ્લેખ થયેલો છે હિંદુશાસ્ત્રો સત્યયુગને નામે જે યુગનુ વર્ણન કરે છે-કે જ્યારે લોકો ઇચ્છામૃત્યુવાળા હતા યાને જ્યાસુધી જીવવાની ઇચ્છા હોય ત્યાસુધી જીવી શકતા હતા અને જ્યારે લોકોના મન શુદ્ધ અને દૃઢ હતા-તે સત્યયુગના વર્ણનોમા પણ એજ સાર્વભૌમિક સત્યનું સૂચન થયેલુ જણાઇ આવે છે તે વખતે મૃત્યુ હતુ નહિ તેમજ કોઇ પ્રકારનું અશુભ કે દુખ પણ નહોતુ અને વર્તમાન યુગ તો એ ઉન્નત અવસ્થાનુ અવનત સ્વરૂપ છે, એવુ હિંદુશાસ્ત્રોનુ સ્પષ્ટ શબ્દોમા વર્ણન છે વળી આ વર્ણનની સાથે બીજી પણ એક વાત સર્વ ધર્મોમા સરખી

રીતે વર્ણવાયની નજરે પડે છે, અને તે વાત જળપ્રલયની છે એ જળપ્રલયની સામાન્ય આખ્યાયિકા ઉપરથી પૂરવાર થાય છે કે, વર્તમાન યુગ એ પૂર્વયુગનુ અસત સ્વરૂપ છે એમ સર્વ ધર્મો માને છે આ પ્રલયવિષેની સર્વ ધર્મોની આખ્યાયિકાનો સારાશ એજ છે કે "જગત ક્રમે ક્રમે બગડવા માડયુ અને બગડતા બગડતા છેકજ બગડી ગયુ આખરે જળપ્રલય થયો અને તેમા મોટા ભાગની લોકસખ્યા ડૂબી ગઈ તે પછી ફરી ઉન્નતિ થવા માડી અને અત્યારે પાછુ જગત પોતાની અમન પવિત્ર અવસ્થાને પ્રાપ્ત કરવા માટે ધીરે ધીરે પણ મક્કમ ડગલે પ્રગતિ કરી રહ્યુ છે' તમને બધાને 'ઓલ્ડ ટેસ્ટમેન્ટ' યાને જૂના બાઇબલમાની જળપ્રલયની કથા તો માલૂમ હશેજ આબેહૂબ એવીજ જાતની આખ્યાયિકા પ્રાચીન બાબીલોનવાસીઓ, મિસરવાસીઓ, ચીનાઓ અને હિંદુઓમા પણ પ્રચલિત છે હિંદુશાસ્ત્રોમા એ મહાપ્રલયનુ વર્ણન આ પ્રમાણે છે—મહર્ષિ મનુ એક દિવસ ગગાજીને કાઠે સધ્યાપૂજા કરતા હતા, તે વખતે એક નાનુ સરખુ માછલુ તેમની પાસે આવીને બોલ્યુ કે "મહારાજ! મને આશ્રય આપો, મને બચાવો' મનુજીએ તેને તત્કાળ ઉપાડી લઈને એક કમડળમા મૂકયુ અને પૂછ્યુ કે "તારી શી મરજી છે–તુ શુ કહેવા માગે છે?" માછલુ બોલ્યુ કે "મહારાજ! મને ગળી જવા સારૂ એક મોટો મચ્છ મારી પાછળ પડયો છે, મને તેનાથી બચાવો" એ સાભળી મનુજી તેને ઘેર લઇ ગયા બીજે દિવસે સવારમા ઉઠીને જુએ છે તો તે માછલુ વધીને કમડળ જેવડુ મોટુ થઇ ગયુ હતુ મનુને જોતાજ તે બોલ્યુ કે 'મહારાજ! હવે મારાથી આ કમડળમા રહી શકાતું નથી, હુ ભચડાઇ મરૂ છુ" એ પરથી મનુએ લઇ તેને એક તળાવમા મૂકયુ વળતે દિવસે તે તળાવ જેવડુ મોટુ થઈ ગયેલુ જણાયુ અને મનુને આવેલા જોઇ બોલ્યુ કે "આમા પણ હુ હવે રહી શકુ તેમ નથી" એટલે મનુએ તેને તળાવમાથી કાઢી એક મોટા નદમા મૂકયુ ત્યા પણ બીજે દિવસે તે નદ જેવડુ મોટુ થઇ ગયેલુ જણાયુ હવે મનુએ લઇ તેને સમુદ્રમા મૂકયુ એ વખતે માછલુ કહેવા લાગ્યુ કે "હે મનો! મને ના ઓળખ્યો? હુ જગતનો સરજનહાર છુ હવે જળપ્રલયદ્વારા હું જગતનો નાશ કરનાર હોવાથી તને ચેતાવવા સારૂ હુ મત્સ્યરૂપ ધારણ કરી આવ્યો છુ તુ એક સુવિશાળ નૌકા તૈયાર કરી તેમા સર્વ પ્રકારના પ્રાણીઓનુ એક એક જોડુ તથા સકળ વનસ્પતિઓના બીજ લઈ તુ પોતે તારા પરિવારસહિત બેસી જજે સર્વત્ર જળમય થઇ ગયા બાદ તે જળમય પ્રદેશની વચ્ચોવચ્ચ એક શિખરુ દેખાશે તેની સાથે તારી નૌકા બાધી દેજે, એટલે તે સુરક્ષિત રહેશે પછી

જ્યારે જળ ઓસરી જાય ત્યારે તું નૌકામાંથી બહાર નીકળી પૃથ્વીપર વસ્તી વિસ્તારજે" આ પ્રમાણે ભગવાનના કથનાનુસાર જળપ્રલય થયો અને મનુએ પોતાના કુટુંબપરિવારસહિત સર્વ પ્રકારના જીવજંતુના એક એક જોડાને તથા સઘળી જાતની વનસ્પતિના બીજને બચાવી લીધા પછી જ્યારે પ્રલયના પાણી ઓસરી ગયા અને પૃથ્વીનું તળ દેખાવા લાગ્યું, ત્યારે તે નૌકામાંથી બહાર નીકળ્યા અને પૃથ્વી પર સઘળી જાતની સૃષ્ટિનો વિસ્તાર વધારવા માંડ્યો આપણે બધા માનવ કિંવા મનુષ્યને નામે ઓળખાઈએ છીએ તેનું કારણ એજ કે આપણે એ મનુના વંશજો છીએ

વળી જુઓ મનુષ્યની વાણી અથવા ભાષા એ અંતરના ઉંડાણમાં રહેલા સત્યને બહાર પ્રગટ કરવાના પ્રયત્નોસિવાય બીજું કંઈજ નથી હું ખાત્રીપૂર્વક માનું છું કે, નાનું બચ્ચું પોતાના અસ્પષ્ટ અને ન સમજાય તેવા શબ્દોચ્ચાર, કે જે શબ્દોચ્ચારજ એની ભાષા છે, તેના દ્વારા ગહનમાં ગહન દાર્શનિક સત્યનેજ દર્શાવવાનો પ્રયત્ન કરે છે-માત્ર તે ઘડીએ બાળકની પાસે તે સત્યને યથાર્થ સ્વરૂપમાં દર્શાવવા કાજે જરૂરી વાણી કિંવા અન્ય સાધન હોતું નથી એટલુંજ ઉંચામાં ઉંચી કોટિના તત્વજ્ઞાનીની શુદ્ધ સંસ્કારી બોલીમાં અને બાળકની અસ્પષ્ટ તોતલી બોલીમાં પ્રકારગત કોઈ ભેદ નથી હોતો, પણ પ્રમાણ કે માપરીગતજ હોય છે-અર્થાત્ તત્વજ્ઞાની જે ગહન તત્વને પ્રયાસપૂર્વક સમજી પોતાની સ્પષ્ટ અને સંસ્કારી ભાષામાં દર્શાવે છે, તેજ ગહન તત્વને બાળકની નિર્દોષ બુદ્ધિ સહજ ગ્રહણ કરી તેને પોતાની અસ્પષ્ટ ને અસ્ફુટ બોલીમાં દર્શાવવાનો પ્રયત્ન કરે છે એના સાધન અને શૈલિજ માત્ર જુદા હોય છે આ વાત એક વાર સમજી લીધી કે પછી તમને આજકાલની સુંદર, સંસ્કારી પ્રપંચિબદ્ધ અને ગણિતના જેવી ચોખ્ખીચટ ભાષા તથા પૂર્વજોની અસ્ફુટ, ગૂઢ અને રૂપકમય વૈદિક અને પૌરાણિક ભાષાઓ વચ્ચે રહેલો ભેદ તરતજ સમજાઈ જશે એ ભાષાઓ વચ્ચેનો ભેદ પણ પ્રકારગત ન હોતા પરિમાણ અને શૈલિગતજ છે એ બધી ભાષાની પાછળ એક મહાન ઉદાત્ત સત્ય રહેલું હોઈ તે પ્રકાશમાં આવવા મથતું હોય છે પ્રાચીન પૂર્વજોની ભાષાઓએ પોતપોતાની શૈલિમાં તેજ સત્યને બહાર લાવવાનો પ્રયત્ન કર્યો છે, અને આપણી આધુનિક ભાષાઓ પણ પોતપોતાની શૈલિમાં તેવો પ્રયત્ન કરી રહી છે, પણ ખેદ સાથે કહેવું પડે છે કે, પૂર્વજોની રૂપકમય વૈદિક અને પૌરાણિક ભાષાઓમાં મોટે ભાગે મહા અમૂલ્ય સત્યો રહેલાં સાંપડે છે, ત્યારે આધુનિક પ્રજાની દેખીતી સુંદર, સંસ્કારી અને ટાપટીપવાળી ભાષામાં ઘણી વાર નમાલાં ટાયલાં નજરે પડે છે. માટે પ્રાચીન એટલું નકામું

અને અર્વાચીન તે બધુંજ સારું, એમ માની લેવાની ભૂલ ન થવી જોઇએ. અમુક વસ્તુ દેવદેવીઓની રૂપકમય ગાથાઓમા ગુંથાયલી છે માટે, અથવા તો ફલાણાભાઇ કે ઢીકણાભાઇ તે વાતની સાથે સમત થતા નથી માટે, તેને અગ્રાહ્ય ગણી તેની અદર રહેલા સત્યને ઉવેખી કાઢવુ એ બિલકુલ વાજબી નથી 'અમુક મહાપુરુષે અમુક વાત અમુક પૌરાણિક આખ્યાયિકામા કહેલી છે માટે લોકોએ તેને માનવીજ જોઇએ' એમ ઘણાખરા ધર્મો પ્રતિપાદન કરે છે તેથી ધર્મમાં અમારી શ્રદ્ધા બેસતી નથી, એમ કહી ઘણા આધુનિક લોકો ધર્મની અને તેને માનવાવાળા વૃદ્ધોની ઠેકડી કરે છે; પરતુ એ દૃષ્ટિએ જોઇએ તો તો આપણે આધુનિક લોકોજ ઉપહાસને પાત્ર ઠરીએ છીએ. આજકાલ ઇસા, મુસા, બુદ્ધ કે વેદ-ઉપનિષદાદિમાનુ કોઈ પ્રાચીન મહાપુરુષનું વચન ટાકી જો કોઈ વાત કરે છે તો લોકો તેની મશ્કરી ઉડાવવા મડી પડે છે; પણ તેજ લોકો જો કોઇ હકસલી, ટિંડોલ કે ડાર્વિનનુ નામ લઈ વાત કરનાર મળે છે તો તરતજ માથું ધૂણાવી ધૂણાવી અને 'જી લબ્બે' કરતા કરતા સર્વ કઇ સ્વીકારી લે છે અમુક બાબતમા 'હકમલીનુ આમ કહેવુ છે' અથવા 'ડાર્વિનનો આ મત છે' એમ કહેતાજ કેટલાક તો ચડી ચૂપ થઇ જાય છે, ને પ્રાચીન મહાપુરષોના નામ સાભળી વલવલાટ કરતી તેમની લૂલીબાઇઓ સડપ દઇને સતાઈ જાય છે! લોક કહે છે કે, આપણા પૂર્વજો વહેમી અને કુસસ્કારી હતા અને આપણે તે વહેમ અને કુસસ્કારોની જાળમાથી મુક્ત થયા છીએ! તેઓ કુસંસ્કારી હતા એમ કહેવાનુ શુ કારણ? તો કહેશે કે, ધર્મને નામે કોઇ તેમને જે કંઇ કહેતુ તે તેઓ તરત માની લેતા વાર, ત્યારે અત્યારના લોકો શ કરે છે? અત્યારના લોકો ભૌતિક વિજ્ઞાનને નામે કહેવાતુ સઘળુ મૂગે મોઢે માથે ચઢાવે છે. આમ છતા આધુનિક સમાજ સુસસ્કારી નહિ? વાહરે! આધુનિક સુસંસ્કારિતા વાહ! આને શુ તમે વહેમ અને કુસસ્કારિતાના મુક્તિ કહો છો? ખરી વાત તો એ છે કે, પ્રાચીન સમાજ ધાર્મિક વહેમો અને કુસસ્કારોમા ડુબેલો હશે, તો અર્વાચીન સમાજ ભૌતિક વિજ્ઞાનના કુસસ્કારમા ડૂ બેલો છે. અગાઉની કુસસ્કારિતા તો એટલી ઠીક હતી કે તેમાથી મનુષ્યહૃદયને જીવનપ્રદ આધ્યાત્મિક ભાવનુ પોષણ મળતુ હતુ, ત્યારે આધુનિક જડ વૈજ્ઞાનિક વહેમોમાથી તો કેવળ ભૌતિક કામનાઓ, લોભ, ઇત્યાદિ મનુષ્યના આત્માને હીણનાર શત્રુઓનેજ પોષણ મળે છે. અગાઉના વહેમ અને કુસંસ્કારોમા અવિનાશી પરમાત્માની ઉપાસના રહેલી હતી, ત્યારે આધુનિક વહેમો અને કુસંસ્કારોમા નાશવત એવી ધન, કીર્તિ અને સત્તાની ઉપાસના રહેલી છે. એકમા આત્માનો ઉન્નતિકર અધ્યાત્મભાવ હતો, ત્યારે બીજામા આત્માને હીણનાર જડ

ભાવ રહેલો છે. બંનેમા તફાવત જોવા જઇએ તો આટલોજ છે.

પૌરાણિક આખ્યાયિકાઓનો વિચાર કરતા કરતા આપણે કંઇક આડે ઉતરી પડ્યા પણ હવે આપણે ફરી તે તરફ વળીશુ એ બધીજ આખ્યાયિકાઓમા આ એક ભાવ પ્રધાનપણે તરવરતો જણાય છે કે, પૂર્વે મનુષ્ય જેવો હતો તેવો હાલમા નથી, માને પૂર્વસ્થિતિમાથી તેનુ પતન થયેલુ છે. આધુનિક ભૌતિક શાસ્ત્રોને લગતી શોધખોળો આ વાતનો બિલકુલ ઇન્કાર કરે છે ક્રમવિકાસ-વાદી પંડિતગણો અથવા તો ઉત્ક્રાંતિવાદના વિદ્વાનો એ વાતનુ સર્વથા ખંડન કરે છે તેમના મત પ્રમાણે તો મનુષ્ય એ એક પ્રકારના ક્ષુદ્ર માસલ જન્તુમાથી ક્રમે ક્રમે વિકાસ પામેલુ પ્રાણી છે, અને તેથી ઉપર જણાવેલો પૌરાણિક આખ્યાયિકાઓનો સિદ્ધાંત અસત્ય છે. બીજા દેશોની પૌરાણિક આખ્યાયિકાઓની વાત બીજી ગમે તે હોય, પણ ભારતના પુરાણો તો એ ઉભય મતોનો માને પૌરાણિક આખ્યાયિકાઓમા રહેલા સિદ્ધાન્તનો તેમજ અર્વાચીન ઉત્ક્રાંતિવાદીઓના મતનો, સમન્વય કરી શકે છે-મેળ બેસાડે છે ભારતીય પુરાણોમા 'ચક્રનેમિક્રમ' અથવા 'વર્તમાળ'નો એક સિદ્ધાંત છે એ સિદ્ધાંત મુજબ જે જે ઉન્નતિ જોવામા આવે છે તે તે બધી જળતરગ અથવા મોજા જેવી છે પ્રત્યેક તરગ અથવા મોજુ એક વાર ઉચુ ઉછળે છે ને નીચે પડે છે, વળી પાછુ ચઢે છે ને પાછુ ઉતરે છે, ફરીને પાછુ ચઢે અને ચઢીને પાછુ ઉતરે એવો ક્રમ સમુદ્રમા ચાલ્યાજ કરે છે એવી રીતે સૃષ્ટિમા પ્રત્યેક ગતિ રેંટની માફક ચક્રાકારે થતી રહે છે પ્રાણીસૃષ્ટિમા યોનિ-પરંપરા વિષેની હિંદુઓની માન્યતા પણ એજ સિદ્ધાંતને અનુસરીને છે. આધુનિક વિજ્ઞાનની દૃષ્ટિએ જોતા પણ મનુષ્ય એ કેવળ ઉત્ક્રાંતિજન્ય પ્રાણી નથી એ સપ્રમાણ સિદ્ધ કરે છે ક્રમવિકાસ અથવા ઉત્ક્રાંતિની વાત એક વાર સ્વીકારી કે તેની સાથે સાથે ક્રમસંકોચની પ્રક્રિયાને પણ સ્વીકારવીજ પડશે ક્રમસંકોચ વગર ક્રમવિકાસનો સંભવજ નથી વૈજ્ઞાનિકો એ વાતની સાક્ષી પૂરશે કે, યંત્રમા તમે જેટલી જેટલી શક્તિનો પ્રયોગ કર્યો હશે, તેના પ્રમાણમાજ તેટલી શક્તિનુ કાર્ય તમને મળવાનુ અસત્ અથવા શૂન્યમાથી સત્ કિંવા બીજી ચીજનો આવિર્ભાવ થઇ શકેજ નહિ-અર્થાત્ દરેક કાર્યને તેનું આદિકારણ હોવુજ જોઇએ જો મનુષ્ય એ એક પ્રકારના માસલ જન્તુનો ક્રમવિકાસ માત્ર હોય, તો પછી તે જન્તુવિશેષમા પૂર્ણમનુષ્ય, કૃષ્ણમનુષ્ય, બુદ્ધમનુષ્ય કે ખ્રિસ્તમનુષ્ય સંચિત સ્વરૂપે યાને બીજ-રૂપે રહેલાજ હોવા જોઇએ, નહિ તો એમના જેવી મહાન વિભૂતિઓ આવેજ ક્યાથી? શૂન્યમાથી તો કશાની ઉત્પત્તિ શક્યજ નથી એ રીતે પ્રાચીન શાસ્ત્રોની સાથે આધુનિક વિજ્ઞાનવાદનો મેળ અને

બેસાડીએ છીએ. જે શક્તિ ધીરે ધીરે અનેક પગથીઆં પસાર કર્યા બાદ પૂર્ણ મનુષ્યરૂપમાં પરિણત થાય છે, તે શક્તિ કંઇ શૂન્યમાંથી તો સહસા નથીજ ઉદ્ભવતી. તે કોઇ ને કોઇ ઠેકાણે ગુપ્ત રહેલી હોય છે; અને જો તમે વૈજ્ઞાનિક પદ્ધતિએ તેના આદિકારણની શોધ કરતાં કરતાં એ માંસલ જંતુવિશેષ અથવા સો જીવાણુ (જેને અંગ્રેજીમાં 'પ્રોટોપ્લાઝમ' કહે છે તે) પર્યંત જઇ પહોચો તો પછી એ તો નક્કીજ કે, એ જીવાણુમાં તે શક્તિ કોઈ ને કોઇરૂપે રહેલી હોવી જોઇએ.

વર્તમાન સમયના વિદ્વાનોમાં એક મહાપ્રશ્ન ચર્ચાઇ રહ્યો છે કે, આ દેહ નામે ઓળખાતુ પંચમહાભૂતનું ખોળિયુંજ આત્મા, વિચાર અથવા સંવેદના વગેરે નામથી ઓળખાતી શક્તિના વિકાસનું કારણ છે, કે પછી વિચારશક્તિ યાને સંવેદનાજ દેહોત્પત્તિનું કારણ છે? અલબત્ત, જગતના સર્વ ધર્મોનું તો એવુંજ માનવું છે કે, વિચાર અથવા સંવેદનાને નામે ઓળખાતી શક્તિજ દેહના આવિષ્કારનું કારણ છે અને નહિ કે તેથી ઉલટું—અર્થાત્ વિચાર અથવા સંવેદનાશક્તિ દેહમાંથી પેદા થાય છે એ વાતનો સકળ ધર્મો સાફ ઇન્કાર કરે છે, કિંતુ આધુનિક વિચારકોમાં કેટલાક એવા સંપ્રદાય છે કે જેઓ આ વિચારશક્તિને શરીરયંત્રના વિવિધ વિભાગોની અમુક પ્રકારની રચનાનુંજ પરિણામમાત્ર છે, એમ માને છે. હવે જો આ મત સ્વીકારવામાં આવે કે, આત્મા કિંવા મન કિંવા સંવેદના અથવા બીજા કોઈ નામથી ઓળખાતી શક્તિ એ આ જડ દેહરૂપી યંત્રનાજ ફળસ્વરૂપ છે, અથવા જે જે જડ પરમાણુઓદ્વારા મસ્તિષ્ક અને શરીરનું ગઠન થયેલું છે, તેજ પાર્થિવ દ્રવ્યોના રાસાયનિક અને ભૌતિક સંયોગનુંજ પરિણામ છે; તો તો પછી મૂળ પ્રશ્ન જેમનો તેમ નિર્ણય થયા વગર ઉભો રહે છે. શરીરગઠન કોણ કરે છે? કયી શક્તિ આ ભૌતિક અણુઓને શરીરરૂપમાં પરિણત કરે છે? વળી એવી કયી શક્તિ છે કે જે કુદરતમાં ઓતપ્રોત રહેલ જડ દ્રવ્યોમાંથી અમુક અમુક અંશો લઇને તમારૂં શરીર એક ઘાટનું, મારૂં બીજા ઘાટનું અને ત્રીજાનું વળી ત્રીજી રીતનું બનાવે છે? આ બધી પારવિનાની વિભિન્નતા શાથી ઉત્પન્ન થાય છે? મતલબ કે, આત્મા નામક શક્તિ શરીરમાંનાં ભૌતિક પરમાણુઓના ચોક્કસ પ્રકારના સંયોગથી ઉત્પન્ન થાય છે, એમ કહેવું એ ગાડીની પછવાડે ઘોડો જોડવા જેવું બેહૂદું છે, કારણ કે સવાલજ એ છે કે, એ સંયોગ અથવા જડ પરમાણુઓની એ વિશિષ્ટ રચના થઇ શી રીતે? કયી શક્તિએ તેમ કર્યું? કદાચ તમે કહેશો કે, એ સંયોગ સિદ્ધ કરનાર શક્તિ કોઇ નિરાળી હતી, અને આત્મા કે જે અત્યારે અમુક અમુક જડ પરમાણુઓની સાથે સંયુક્ત થયેલો નજરે પડે છે, તે પણ એ જડ પરમાણુ-

ઓના સયોગનુ ફળ છે પણ એમ કહેવાથી મૂળ પ્રશ્નનુ બિનકુન સમાધાન થતુ નથી એ પ્રશ્ન તો જેમનો તેમ કાયમજ રહે છે જે મત અન્યાન્ય મતોનુ ખડન ન કરતા બધી નહિ તો અધિકાશ ઘટનાઓનુ-અધિકાશ વિષયોનુ સ્પષ્ટીકરણ કરી શકે તે મત ગ્રાહ્ય ગણાવો જોઇએ. તેથી એમ કહેવું વધારે યુક્તિસગત છે કે, જે શક્તિ જડ પરમાણુઓને એકત્ર કરી શરીર ઘડે છે તથા જે શક્તિ-જે ચૈતન્ય શરીરની અદર પ્રકાશમાન છે, એ બન્ને અભેદ અને એકજ છે તેથી 'જે ચૈતન્ય અથવા વિચારશક્તિ આપણામા પ્રગટે છે તે કેવળ જડ પરમાણુઓના સયોગનુજ પરિણામ છે, બલ્કે દેહથી ભિન્ન એવુ સ્વતત્ર અસ્તિત્વજ તેનુ નથી' એમ કહેવુ બિલકુલ અર્થવિનાનુ છે વળી શક્તિની ઉત્પત્તિ જડમાથી થઇ શકતી નથી ઉલટુ જેને આપણે 'જડ' નામે ઓળખીએ છીએ તેનુ અસ્તિત્વજ નથી એવુ પ્રયોગદ્વારા સિદ્ધ કરી બતાવવાની શક્યતા વધારે છે તે કેવળ શક્તિની અમુક અવસ્થામાત્રજ છે. જડની અદર જણાતા ઘનત્વ, કઠિનતા, મૃદુતા વગેરે ધર્મો જૂદી જૂદી જાતની ગતિનુ પરિણામ છે, એ સિદ્ધ કરી દેખાડાય તેમ છે જડ પરમાણુઓમા પ્રબળ ગતિ, પ્રબળ કપ ઉત્પન્ન કરવાથી તેનામા કઠિનતાનો ગુણ આવે છે દાખલાતરીકે જો કોઇ પાણુ અથવા સુરગના વાતાવરણમા અતિશય પ્રબળ ગતિ ઉત્પન્ન કરવામા આવે તો અદરની હવા એક ટેબલ કરતા પણ વધારે કઠિન અને પ્રતિરોધક બને છે, એટલુજ નહિ પણ જગીમા જગી ઘન પદાર્થોને ભાગી કે ભેદી નાખવાની તાકાત તેનામા આવે છે આ દૃષ્ટાતથી એવી કલ્પના કરી શકાય તેમ છે કે, પથ્થરને જો પ્રબળ ગોળ ગતિવાળુ કરવામા આવે તો તેમા પણ જડ પદાર્થના સઘળા ગુણો આવેલા દેખાય આવી જાતની વિચારસરણીથી એ પણ સહેલાઈથી સાબીત કરી શકાય કે, આપણે જેને ભૂત કહી ઓળખીએ છીએ તેનુ અસ્તિત્વ નથી

શરીરની અદર આ જે શક્તિનો વિકાસ જોવામા આવે છે તે શુ ચીજ છે? આપણે બધા સહેલાઇથી સમજી શકીએ તેમ છીએ કે, એ શક્તિ ગમે તે હોય પણ તે જડ પરમાણુઓને ગ્રહણ કરી તેમાથી અમુક અમુક આકૃતિ-મનુષ્યદેહ-નિર્માણ કરે છે અન્ય કોઇ આવીને તમારે માટે કે મારે માટે શરીર નિર્માણ કરી જતું નથી મારે બદલે બીજાને ખાતો કદી જોયો નથી બીજા કોઇના ખાવાથી આપણા શરીરનુ પોષણ કદાપિ થતુ નથી મારા શરીરના પોષણમાટે તો મારે પડેજ ખોરાક ખાઈ તેનેપચાવી તેના સત્ત્વમાથી રક્ત, માસ અને અસ્થિ વગેરે બનાવવા પડે છે ત્યારે એ ભેદી શક્તિ કઈ છે? ભૂત અને ભવિષ્યવિષેના વિચારો ઘણાકને

ભયાનક લાગે છે. ઘણાકને તે વિચારો કેવળ કપોલકલ્પિત લાગે છે; તેથી અત્રે આપણે વર્તમાનનોજ વિચાર કરીશુ. અત્યારે જે શક્તિ આપણી મારફતે કામ કરી રહી છે તે શું છે? એ તો આપણે જોઇ ગયા છીએ કે, સઘળા પ્રાચીન શાસ્ત્રોમા એ શક્તિને એક એવા જ્યોતિર્મય પદાર્થતરીકે વર્ણવવામા આવી છે કે જેને આપણા સ્થૂળદેહની માફક દેહ હોય છે; પણ તે દેહ સ્થૂળદેહના નાશ સાથે નષ્ટ થતો નથી—અર્થાત્ પ્રત્યેક વ્યક્તિને સ્થૂળદેહ ઉપરાન એક સૂક્ષ્મ યાને લિંગદેહ હોય છે. વખત જતાં આના કરતા વધારે ઉચ્ચ ખ્યાલ મનુષ્યના મનમા ઉદ્ભવેલો જણાય છે અને તે એ કે, આ જ્યોતિર્મય દેહજ તે શક્તિ નથી. કારણકે જે વસ્તુને આકાર હોય છે તે વસ્તુ પરમાણુઓના એકીકરણ અથવા સંયોગનુંજ પરિણામ હોઈ તેના સંચાલન માટે 'અન્ય કશાની' જરૂર રહે છે. હવે જો આ સ્થૂળશરીરના નિર્માણ અને સંચાલન માટે સ્થૂળશરીરથી અતીત લિંગદેહ જેવા બીજા કશાની જરૂર રહે છે, તો પછી એજ સિદ્ધાંત મુજબ એ જ્યોતિર્દેહના નિર્માણ અને સંચાલન માટે તેનાથી ભિન્ન એવા 'બીજા કશાની' જરૂર રહે છે. ત્યારે એ 'અન્ય કશું' શું? એ 'અન્ય કશા' ને અમારી ભાષામાં આત્મા નામે ઓળખાવ્યો છે. એ આત્માજ જ્યોતિર્મય દેહ યાને લિંગદેહદ્વારા સ્થૂળદેહ પર કાર્ય કરે છે. એ જ્યોતિર્મય દેહ તો માત્ર મનનો આધાર મનાય છે. આત્મા તો તેનાથી અતીત છે. આત્મા કાંઈ મન નથી; તે તો મનના ઉપર અમલ કરે છે અને મનની મારફતે શરીર ઉપર અમલ ચલાવે છે. તમારે એક, મારે બીજો એમ પ્રત્યેકને જૂદો જૂદો એક એક આત્મા (કારણદેહ) તથા એક સૂક્ષ્મ દેહ પણ છે. એ સૂક્ષ્મ અથવા લિંગદેહની મદદથી આપણે સ્થૂળ દેહ ઉપર અમલ કરીએ છીએ. આ આત્માની કલ્પના અસ્તિત્વમાં આવતા તેના સ્વરૂપસંબંધમાં અનેક જિજ્ઞાસાઓ થવા લાગી. શરીર અને મનથી ભિન્ન એવો આ આત્મા કોણ છે? એનુ સ્વરૂપ શુ છે? એ વિષયપર પણ અનેક વાદવિવાદો થયા અને વિવિધ સિદ્ધાતો તથા અનુમાનો અસ્તિત્વમા આવ્યા અનેક પ્રકારની તાત્વિક શોધખોળ ચાલી અને પરિણામે કેટલાક સિદ્ધાત હાથ લાગ્યા, જેમાના કેટલાકનું હું તમારી આગળ વર્ણન કરવાનો યત્ન કરીશ. આત્માના સ્વરૂપવિષે ભિન્ન ભિન્ન મતોનો ગમે તે ખ્યાલ હોય, તોપણ સઘળાજ મતો એક બાબતમાં તો એકમત થતા જણાય છે કે, તેને એટલે કે આત્માને કોઇ રૂપ કે આકાર નથી અને જેને રૂપ કે આકાર ન હોય તે અવશ્ય સર્વવ્યાપી હોવો જોઇએ. દેશ અને કાળ મનની અંતર્ગત વસ્તુઓ છે, કાળ સિવાય કાર્યકારણભાવનું અસ્તિત્વ સંભવતુ નથી; અને પૂર્વાપર સંબંધ અથવા ઉત્તરોત્તર ક્રમવિના કાર્યકારણભાવ સંભ-

ચિત નથી, તેથી દેશ, કાળ અને નિમિત્ત, આ ત્રણે બાબતો મનની અંતર્ગત વસ્તુઓ છે, અને આત્મા મનથી અતીત અને નિરાકાર છે તેથી તે અવશ્ય દેશ, કાળ અને નિમિત્તથી પણ પર હોવો જોઇએ. હવે જો તે દેશ, કાળ અને નિમિત્તથી પર હોય તો તે અનંત હોવો જોઇએ અહીં હવે અમારા હિંદુ દર્શનશાસ્ત્રોનો ઉંચામાં ઉંચો વિચાર દેખા દે છે, અને તે એ કે, અનંત એકજ હોય, બે ન હોઇ શકે આત્મા જો અનંત હોય તો તે એકજ હોવો જોઇએ, અને તમારો એક, મારો બીજો એમ અનેક જૂદા જૂદા આત્માઓના ખ્યાલ ખરા નથી. તેથી વસ્તુપુરુષ અથવા મનુષ્યનું યથાર્થ સ્વરૂપ એક, અનંત અને સર્વવ્યાપી છે અને આ સંસારમાં જણાતા વ્યાવહારિક જીવ એ વસ્તુપુરુષનો મર્યાદિત ભાવમાત્ર છે. એ હિસાબે જોતાં આગળ જણાવેલી પૌરાણિક ગાથાઓ અને તેના સિદ્ધાંતો સત્ય ઠરી શકે છે કે, વ્યાવહારિક જીવ—પછી તે ગમે તેટલો મહાન હોય તોપણ—મનુષ્યના એ અતીંદ્રિય પ્રકૃત સ્વરૂપનું યાને એ વસ્તુપુરુષનું અસ્ફુટ પ્રતિબિંબ માત્ર છે—અર્થાત્ મનુષ્યનું વાસ્તવિક સ્વરૂપ-આત્મા—કાર્યકારણથી તેમજ દેશકાળથી અતીત હોવાને કારણે અવશ્ય મુક્ત હોવો જોઇએ એને કોઇ પણ જાતનું બંધન કદી હતું નહિ, છે નહિ કે હવનું પણ નથી, તેને બાંધવાની તાકાતજ કોઇમાં નથી વસ્તુપુરુષના પ્રતિબિંબરૂપ આ વ્યાવહારિક જીવજ માત્ર દેશ, કાળ અને નિમિત્તથી મર્યાદિત છે, અને તેથીજ તે બંધનમાં છે અથવા અમારા કેટલાક તત્ત્વવેત્તાઓના શબ્દોમાં કહીએ તો તેનું બંધન પણ માત્ર ઉપલક છે; એટલે કે તે બંધનમાં હોય એમ જણાય છે, પણ વસ્તુત તેમ નથી આ સર્વવ્યાપકતા, અનંતતા અને ચૈતન્યસ્વભાવ એજ આપણા આત્માના સત્ય લક્ષણો છે એ પ્રત્યેક આત્મા અનંત હોવાથી તેને જન્મ-મૃત્યુનો પણ સવાલ રહેતો નથી એક પરીક્ષક કેટલાક બાળકોની પરીક્ષા લેતો હતો તેના સવાલો જરા કડક હતા એક સવાલ એણે એવો પૂછયો કે 'પૃથ્વી નીચે કેમ પડી જતી નથી?' પ્રશ્નના જવાબમાં ગુરુત્વાકર્ષણના નિયમ વગેરેની તેણે અપેક્ષા રાખી હતી ઘણાખરા બાળકો કંઇ જવાબ આપી શક્યા નહિ, જ્યારે કેટલાકે ગુરુત્વાકર્ષણ અથવા બીજા કોઇ નિયમને લીધે પૃથ્વી પડતી નથી એમ જણાવ્યું. પરંતુ એક ચાલાક નાની છોકરીએ સામો પ્રશ્ન પૂછી જવાબ વાળ્યો કે 'એ પડે ક્યાં?' અર્થાત્ એ પ્રશ્નજ અર્થ વિનાનો બેહૂદો છે પૃથ્વીને તે વળી પડવાનું કેવું? એને નીચે પડવાનું કે ઉપર ચડવા જેવું કાંઇ છેજ નહિ. અનંતના દેશમાં ઉપર કે નીચે કંઇજ નથી, એ તો માત્ર સાપેક્ષ ભાવ છે અનંતને તે વળી જવાનું કે આવવાનું ક્યાં હોય? એ ક્યાંથી આવે અને ક્યાં જાય? આ રીતે વિચાર

કરતા કરતા લોકો જ્યારે ભૂત અને ભવિષ્યના વિચાર છોડી દે અને માત્ર દેહનુ જ આવાગમન થતું હોવાથી તે મર્યાદિત છે એમ સમજી લઇ તેનો ખ્યાલ પણ છોડી શકે, ત્યારે તેઓ ઉચ્ચતર આદર્શને પહોચી શકે છે દેહ એ આત્મા નથી કે મન પણ નથી કારણ કે તે બન્ને ક્ષય અને વૃદ્ધિના વિકારયુક્ત છે જડ જગતથી અતીત એવો જે આત્મા તેજ માત્ર સદા સર્વદા અનતકાળ હયાતી ભોગવે છે શરીર અને મન એ તો સદાય પરિવર્તનશીલ છે વસ્તુત જેમ નદીઓના પાણીમાના પ્રત્યેક પરમાણુ ચ ચળ સ્વભાવના હોઇ આગળ ને આગળ વહ્યા કરવા છતા આપણને અખ ડ નદીરૂપે ભાસે છે, તેમ આ દેહના પ્રત્યેક પરમાણુનુ પ્રત્યેક પળે પરિવર્તન થયાજ કરે છે. કોઇ પણ વ્યક્તિનુ શરીર એક ઘડીભર માટે પણ એકના એક સ્વરૂપમા રહેતુ નથી, તથાપિ આપણા મનમા એવાજ સસ્કાર બેસી ગયા છે કે આપણે તેને એક અખ ડ શરીરતરીકે માની લઇએ છીએ મનનુ સ્વરૂપ પણ એવીજ જાતનુ છે એક પળે તે સુખી જણાય છે, તો બીજી પળે દુ ખી, એક પળે સબળ હોય છે, તો બીજી પળે દુર્બળ હોય છે. આવુ પાણીના ભમરા માફક પળે પળે બદલાતુ મન તે આત્મા શી રીતે હોઇ શકે ? આત્મા તો અવિકારી અને અનત છે વિકાર અને પરિવર્તન તો મર્યાદિત વસ્તુનેજ હોય અનતમા કોઇ પણ જાતના વિકાર કે પરિવર્તનનુ આરોપણ કરવુ એ કેવળ બેહૂદુ અને અજુક્તુ છે, એમ થવુ શક્યજ નથી શરીરની દૃષ્ટિએ જોતા તમે અને હુ ગતિમાન છીએ-એટલે કે એક સ્થાનમાથી બીજા સ્થાનમા જઇ શકીએ છીએ તેનીજ રીતે જગતના પ્રત્યેક અણુ પરમાણુ પણ નિસ પરિવર્તનશીલ છે પરતુ જગતને સમષ્ટિ રૂપે વિચારતા તેની ગતિ વા તેનુ પરિવર્તન અસભવિત છે ગતિ હમેશા સાપેક્ષ વસ્તુ છે, એટલે કે એક વસ્તુનો બીજી વસ્તુ સાથે સબધ યા આશ્રય હોય કિવા તુલના કરી શકાય તેમ હોય ત્યાજ એ ભાવો સભવી શકે આપણે જ્યારે એક સ્થાનમાથી બીજા સ્થાનમા જઇએ છીએ, ત્યારે એક મેજ અથવા બીજી કોઇ વસ્તુ પ્રત્યેનો આપણો સબધ અને સ્થિતિ પ્રકટ કરીએ છીએ-અર્થાત્ કે મારી ગતિ અન્ય કોઇ બીજાના જેવી હોય છે જગતનું એકાદ પરમાણુ બીજા કોઇ પરમાણુની તુલનામા વિકાર યા પરિવર્તન પામે, કિંતુ આખા જગતનો સમષ્ટિરૂપે વિચાર કરવા માંડીએ, તો ક્યા અને કોને મુકાબલે તેનુ સ્થાનાતર અથવા પરિવર્તન થાય ? એના સિવાય બીજુ કોઈ અસ્તિત્વજ નથી સચરાચર સર્વ વસ્તુઓ, મનોગમ્ય વિષયો સુદ્ધા, એ વિરાટ્ સ્વરૂપના અશમાત્ર છે, એ બધાજ વિરાટની અદર સમાઈ રહેલા છે, પણ એ વિરાટની તુલના તો કરવીજ કોની સાથે ? મતલબ કે, આ અનત **एकमेवाद्वितीयम्**

પરમાત્મા અવિકારી, અચળ અને પૂર્ણ હોઇને પારમાર્થિક સત્તારૂપ-પરમ પુરુષ અથવા વસ્તુપુરુષ છે એ સર્વવ્યાપી અનંતમાંજ આપણુ સત્ય અસ્તિત્વ રહેલુ છે, અને નહિ કે કોઇ અંતવાળા અને મર્યાદાવાળી વસ્તુમા આથી કરીને આપણે માત્ર ક્ષુદ્ર, મર્યાદિત અને નિત્ય પરિવર્તનશીલ યાને વિકારી જીવ છીએ, એ માન્યતા ગમે તેટલી સગવડભરી અને સુખપ્રદ હોય તોપણ તે ભ્રમણામાત્ર છે લોકોને એમ કહેવામા આવે છે કે, તમે સર્વવ્યાપી અનંત પુરુષ છો, ત્યારે તેઓ ભડકે છે સચરાચર સકળ સૃષ્ટિદ્વારા તમેજ કાર્ય કરો છો, સકળ ચરણોવડે તમેજ ચાલો છો, સકળ મુખદ્વારા તમેજ બોલો છો, પ્રત્યેક નાકદ્વારા તમેજ શ્વાસોચ્છ્વાસની ક્રિયા કરો છો અને પ્રત્યેક હૃદયદ્વારા તમેજ અનુભવો છો, એમ કહેતામાજ લોકો ગભરાઇ ઉઠે છે અને ફરી ફરીને પૂછવા લાગે છે કે 'શુ ત્યારે અમારૂ વ્યક્તિત્વ નહિ રહે? હુ જાણવા માગુ છુ કે, એ વ્યક્તિત્વ શુ ચીજ છે? લોકોનુ એ વ્યક્તિત્વ 'એ અહમ્' મને તો કયાય નજરે પડતુ નથી એકવાર પણ જો હુ તે જોઇ શકુ તો કેવુ સારૂ' વ્યક્તિત્વ શેમા છે? શુ તે શરીરમા છે? તેમ હોય તો બાળકને નાનપણમા મૂછ વગેરે કાઇ હોતુ નથી, અને જ્યારે મોટો થાય છે ત્યારે તેને મૂછ આવે છે હવે જો તેનુ વ્યક્તિત્વ શરીરમાજ રહેલુ હોય તો તો તે પણ શરીરના એ વિકારની સાથે નષ્ટ થયેલુ કહેવાય મારી એક આખ કિવા એમજ હાથ નષ્ટ થઇ જાય તોપણ મારૂ વ્યક્તિત્વ, જો તે શરીરમાજ રહેલુ હોય તો નષ્ટ થઇ ગયુ કહેવાય વળી એમજ હોય તો તો એક દારૂડીઆએ પણ પોતાની દારૂની લત તજવી ન જોઇએ, કેમકે તેમ કરવાથી તેના વ્યક્તિત્વને ધોકો પહોચે! પછી તો ચોરે પણ ચોરી ત્યજી ગૃહસ્થ થવાનું ન રહ્યુ કેમકે તેમ કરવાથી તેનુ વ્યક્તિત્વ જતું રહે અને એ રીતે તો કોઈ પણ મનુષ્યે, પોતાનુ વ્યક્તિત્વ ખોઇ બેસવાની બીકે પોતાની ટેવોમા કોઇ પણ જાતનો સુધારો કરવાનો રહે નહિ, પરંતુ ખરી વાત તેમ નથી એક માત્ર અનંત સિવાય અન્ય કોઈનુ કે કશાનુ વ્યક્તિત્વજ નથી જે અવિકારી છે, અને જેને વિષે કોઇ પણ જાતનુ કદાપિ પરિવર્તન નથી તેજ માત્ર સત્ છે, તેનીજ સ્થિતિ છે અનંતજ માત્ર અવિકારી અને સ્થિર છે, બીજુ બધુ વિકારી અને અસ્થિર છે કદાચ કોઇ કહેશે કે, વ્યક્તિત્વ અથવા અહમ્ સ્મૃતિ કિંવા યાદદાસ્તમા રહેલુ છે, તો પછી ધારો કે, મારા મસ્તકપર કોઇ સખ્ત ઝટકો લાગે છે અને તેની અસરથી ભૂતકાળની મારી બધી વાતો હુ ભૂલી જાઉ છુ હવે એમ થતા, જો વ્યક્તિત્વ સ્મૃતિમાજ રહેલુ હોય તો તો મારૂ બધુજ વ્યક્તિત્વ નષ્ટ થઇ જઇ હુ હતો ન હતો થઇ ગયો

કહેવાઉં. મારા બચપણમા એકે ત્રણ વર્ષની વાતો મને યાદ ન રહે એ સભવિત છે હવે જો યાદદાસ્ત અને જીદગી જો એકજ હોય તો તો જેટલી જીદગી વિષે હુ ભૂલી ગયો, તેટલી જીદગી હુ જીવેલો જ ન કહેવાઉં; પણ વસ્તુત તેમ નથી એ તો વ્યક્તિત્વનો બહુજ સાકડો ખ્યાલ છે ખરૂ જોતા તો આપણે હજી આપણુ ખરૂ અથવા પૂરૂ વ્યક્તિત્વ પામ્યા નથી, પણ વ્યક્તિત્વને પામવા મથી રહ્યા છીએ; અને એ વ્યક્તિત્વને-એટલેકે તે એકમ્ અદ્વિતીયમ્ તે અવિચલ અનત-એનેજ આપણે પ્રાપ્ત કરવાનો છે, એનેજ માટે આપણુ જીવન છે અને એજ મનુષ્યનુ યથાર્થ સ્વરૂપ છે. તેજ વ્યક્તિ ખરૂ જીવે છે, કે જેનુ જીવન સમષ્ટિમય છે. મર્યાદિત આદિ અતવાળી વસ્તુઓને આપણે જેમ જેમ વધારે વળગતા જઇએ છીએ, તેમ તેમ આપણે વધારે વેગથી મૃત્યુમુખમા ધસીએ છીએ આપણું જીવન જ્યાંસુધી મર્યાદિત અને અંતવાળા પદાર્થોમાં અટવાયા કરે છે ત્યાંસુધી આપણે કૃતાંત કાળનાજ જડબામાં ધસ્યા જઇએ છીએ. જીવનની જેટલી પળો આપણે સમષ્ટિમા ગુજારીએ છીએ અર્થાત્ સ્વ-પરનો ભેદ વિસારે નાખી વર્તીએ છીએ, તેટલા પુરતુજ આપણું જીવન છે એ ટુકા જીવતરને બાદ કરતા બાકીનુ જીવતર એ જીવતર નથી પણ મૃત્યુ છે, જીવ્યા છતા ન જીવ્યા જેવુ છે-રે' ચોખ્ખુ મોત છે, અને તેથીજ આપણને મોતનો આટલો ભય લાગે છે મોતનો એ ભય ત્યારેજ ટળે કે જ્યારે મનુષ્યના મનની પ્રતીતિ થાય અને તેની શ્રદ્ધા બધાય કે, જ્યાસુધી વિશ્વમા એક પણ જીવની હયાતિ છે, ત્યાસુધી તેની પોતાની જીદગી છે-ત્યાસુધી તે પડે જીવે છે મનુષ્યને જ્યારે આવી જાતનુ જ્ઞાન થાય અને તે કહી શકે કે "હુ સકળ પદાર્થમા છુ, સકળ શરીરમા છુ, જીવજતુમા છુ, સચરાચર જગત તે હુજ છુ, હુ સ્વય સમષ્ટિ છુ' ત્યારેજ મૃત્યુનો ભય ટળે અને નિર્ભયતાને પમાય બાકી, નિત્ય પરિવર્તન-શીલ પદાર્થોમા અમૃતત્વની ભાવના કરવી એ તો કેવળ અર્થરહિત છે એમને વિષે અમરતાની વાતો કરવી એ તો ખાલી બકવાદ છે અમારા એક તત્વવેત્તાએ ઠીકજ કહ્યુ છે કે વ્યક્તિત્વ અથવા અહમ્ હોય તો તે એકલા આત્માનુજ છે, કેમકે તે અનત છે અનત કદી વિભક્ત થઇ શકેજ નહિ; અનતના ભાગલા પાડી શકાયજ નહિ. તે સદા સર્વદા એકજ સ્વરૂપે, અવિભાજ્ય એકમતરીકે પ્રવર્તે છે, અને એજ માત્ર ખરી વ્યષ્ટિ છે, એજ મનુષ્યનુ યથાર્થ વ્યક્તિત્વ છે અને એજ વસ્તુપુરુષ છે સ્થૂળ માનવરૂપ એ તો માત્ર એ અગોચર વ્યક્તિત્વને-એ વસ્તુ પુરુષને સ્થૂળ જગતની અદર વ્યક્ત કરવાના પ્રયાસનુ પરિણામ છે, આત્મા માટે તો ક્રમવિકાસ જેવુ કઇ છેજ નહિ એ તો સ્વયંસિદ્ધ અને સર્વથા સપૂર્ણ છે દુષ્ટનુ દુષ્ટતા

સૃષ્ટિને સર્જન થવું, પશુઓનું મનુષ્યયોનિને પામવું, એ વગેરે જે જે પરિવર્તનો જગતમાં નિત્ય થઇ રહ્યાં છે તેમની સાથે આત્માને કંઇજ લેવાદેવા નથી એ પરિવર્તનો આત્માનાં મુદ્દલ નથી એ દેખીતો ક્રમવિકાસ પ્રકૃતિનો છે, આત્માનો તો આવિર્ભાવ છે દાખલાતરીકે ધારો કે, તમારી અને મારી વચ્ચે એક પડદો આવેલો છે, અને તેની વચમાં એક બાકું છે એ બાકું એવડું છે કે જેમાંથી હું તમારામાંનાં માત્ર થોડાકનાજ મુખ જોઇ શકું છું હવે ધારો કે, તે બાકું ક્રમે ક્રમે વિશાળતા ધારણ કરે છે પરિણામ શું થવાનું? એજ કે, મારી આગળનું દૃશ્ય વધારે ને વધારે ખુલ્લું થતું જવાનું—એટલે કે હું તમારામાંના વધારે જણને જોઇ શકવાનો અને એમ કરતાં કરતાં છેવટે બધો પડદો અદૃશ્ય થઇ જાય એટલે હું તમોને બધાને બરોબર નિહાળી શકવાનો હવે આ પ્રસંગમાં શું બન્યું તે તપાસીએ તમે તો જેમના તેમ તમારી મૂળ સ્થિતિમાં હતા, તમારામાં કોઇ પણ જાતનું પરિવર્તન થવા પામ્યું નથી, પરિવર્તન થયું હોય તો બાકાનું વિકાસ થયો હોય તોપણ તે બાકાનો, તમારો તો માત્ર ક્રમેક્રમે આવિર્ભાવ થતો હતો યાને તમે વધારે ને વધારે ખુલ્લા થતા જતા હતા એટલુંજ એમાં તમારો વિકાસ નહોતો, પણ આવિર્ભાવ હતો આત્માના સંબંધમાં પણ આમેજ બરોબર એવોજ પ્રકાર છે આત્માને કોઇ જાતની પૂર્ણતા પ્રાપ્ત કરવાની નથી એ તો પ્રથમથીજ મુક્ત અને સંપૂર્ણ છે

ત્યારે આ ધર્મ અને ઈશ્વર તેમજ મરણોત્તર દશાની શોધના ખ્યાલો એ બધું શું છે? ઈશ્વરની ખોજ મનુષ્ય શામાટે કરે છે? દરેક પ્રજામાં અને દરેક પ્રકારના સમાજમાં મનુષ્ય કાં તો કોઈ મહાનુભાવ વ્યક્તિમાં, ઈશ્વરમાં કે પછી અન્યત્ર પણ સંપૂર્ણ આદર્શની અપેક્ષા રાખતો જણાય છે, તેનું શું કારણ? કારણ માત્ર એટલુંજ કે, તે ખ્યાલ-સંપૂર્ણતાના આદર્શનો ખ્યાલ આપણા પોતામાં મૂળથી મોજુદ છે આપણું પોતીકું હૃદય ધડકતું હોય છતાં આપણને તેની સમજ ન પડતાં, આપણે ને ધબકારો કંઇ બહારથી આવે છે, એમ માની લેવાની ભૂલ કરીએ છીએ એજ પ્રમાણે આપણા સર્વમાં બિરાજમાન પરમાત્માજ આપણને તેની શોધ અર્થે યાને તેનો સાક્ષાત્કાર કરવા પ્રેરે છે, પણ આપણને તેની ગતાગમ નહિ હોવાથી આપણે વ્યર્થ ભટકીએ છીએ મંદિરોમાં અને મસ્જીદોમાં દેવળોમાં અને દેરાસરોમાં, પૃથ્વીપર અને આકાશમાં એને પ્રાપ્ત કરવા માટે દીર્ઘ કાળપર્યંત વ્યર્થ ફાંફાં માર્યા બાદ અંતે આપણે જ્યાંના ત્યાં ઠેકાણે આવીએ છીએ વર્તુલાકાર માર્ગમાં પ્રયાણ કરતાં કરતાં આખરે જે બિંદુથી ઉપડ્યા હોઇએ છીએ ત્યાંજ આવીને ઉભા રહીએ છીએ, તેમ આ બાબતમાં પણ

આપણે પોતાના આત્માપ્રત્યેજ પાછા વળીએ છીએ, અને સાશ્ચર્ય અનુભવીએ છીએ કે, જેની શોધમાં આપણે આખી આલમ અટવાઇ મુઆ, જેને માટે આપણે મંદિરો અને મરજીદોમાં અનેક વાર અશ્રુ સાર્યાં અને કાકલુદીભરી પ્રાર્થનાઓ ગુજારી, અને જેને આપણે વાદળાંની ઓથે છુપાઈ રહેલા એકાદ ગુપ્તમાં ગુપ્ત રહસ્યતરીકે માનતાં હતાં, તે તો આપણી નજદીકમાં નજદીક છે-રે આપણું પોતાનું સ્વત્વ છે. આપણી પોતાની પ્રકૃતિ અથવા આપણો પોતાનો સ્વભાવ તે આ છે. તેનાપર તમારૂં સ્વામીત્વ સિદ્ધ કરી તેનો આવિષ્કાર કરો. તમારે શુદ્ધ થવાનું છે નહિ; કારણકે તમે શુદ્ધજ છો. સંપૂર્ણ પણ થવા જેવું છે નહિ; કેમકે તમે પૂર્ણજ છો. પ્રકૃતિજ એ સત્ય વસ્તુને પોતાને ઓથે છુપાવી રાખનાર પડદા જેવી છે. પડદાની પાછળ અમુક વસ્તુ ચોક્કસ હોવા છતાં, પડદાને લીધે આપણને તેનો સાક્ષાત્કાર થઇ શકતો નથી; તેમ ઈશ્વર અને આપણી વચ્ચે પણ પ્રકૃતિરૂપ અંતરપટ છે તેથીજ તે આપણી નજદીક છતાં આપણને તેનો સહજ સાક્ષાત્કાર થતો નથી. આપણા પ્રત્યેક સદ્‌વિચાર અને સદ્‌વ્યવહારથી તે પડદો ચીરાતો જાય છે-પાતળો-આછો થતો ચાલે છે, અને તેને ઓથે રહેલી વિશુદ્ધતા, અનંતતા, પરમાત્માની વિભૂતિ વધારે ને વધારે આવિષ્કાર પામતી જાય છે-અર્થાત્ કે ઈશ્વર અને આપણી વચ્ચે રહેલા પ્રકૃતિરૂપ અંતરપટને કાઢવા માટે સદ્‌વિચાર અને સત્કાર્ય એજ ખરા અને સચોટ સાધનો છે. એ પડદો જેમ જેમ પાતળો થતો જાય છે, તેમ તેમ તેને ઓથે રહેલી જ્યોત વધારે ને વધારે પ્રકાશમાન લાગે છે. કારણ કે પ્રકાશવું એ તો એનો સ્વભાવસિદ્ધ ધર્મ છે. એ અગમ્ય છે, એને જાણવાની આપણી સઘળી કોશીશ વ્યર્થ છે. જો એ જ્ઞેય વસ્તુ હોય, તો પછી તે છે તેવી અનાદિ-અનંત હોઈ શકે નહિ. જ્ઞાન એ મર્યાદિત છે, વસ્તુનું નિરૂપણ છે; ત્યારે પરમાત્મા તો પ્રત્યેક વસ્તુનો અનંત વિષય છે, વિશ્વનો અનંત સાક્ષી છે, તમારૂં પોતાનું સ્વરૂપ છે. જ્ઞાન એ તો એનાથી ઉતરતું પગથિયું છે. મૂળથીજ આપણે તે અનંત વસ્તુ છીએ, તો પછી તેને આપણે જાણી કેવી રીતે શકીએ? કોણે કોને જાણવાનું? મનુષ્યમાત્રનું તે વાસ્તવિક સ્વરૂપ છે, અને સમજીને કે સમજ્યાવિના-ખરી રીતે કે ઉલટી રીતે તે તેનેજ વ્યક્ત કરવાના વિવિધ પ્રયાસો કરે છે; નહિ તો વળી આટલા બધા નૈતિક કાનુનોજ ક્યાંથી અને શા માટે હોય? આ બધા નૈતિક નિયમોનો ખુલાસો બીજો શો હોય? બધીજ નૈતિક પ્રણાલિકાઓના કેન્દ્રતરીકે એકજ ખ્યાલ-એકજ ભાવ જૂદે જૂદે રૂપે દર્શાવાયલો જણાય છે; અને તે એ કે, પરોપકાર કરો, બીજાનું ભલું કરો. મનુષ્યજાત પ્રત્યે, અરે! પ્રાણીમાત્ર પ્રત્યે પરોપકારબુદ્ધિ એજ

મનુષ્યજીવનનો મુખ્યતમ ઉદ્દેશ હોવો જોઇએ પણ એ બધા તો પેલા અનંત સત્યકે "હુ વિશ્વ છુ-વિરાટ છુ, આ વિશ્વ એક છે" એના વિવિધ ભાવમાત્ર છે, નહિ તો પછી એમા પ્રયોજન જેવુ કયા રહે છે ? મારે મારા માનવબધુઓ ઉપર ઉપકારજ શા માટે કરવો, બીજાનુ ભલુ મારે શા માટે કરવુ ? તેમ કરવા મને કોણ પ્રેરે છે ? એ પ્રેરનાર શક્તિ તે સમભાવ યાને સર્વત્ર એકતાની લાગણી છે કરુણામા કરુણ હૃદયો પણ કોઈ કેઈ વાર બીજાંઓ માટે સમભાવની લાગણીથી દ્રવી જાય છે આ માની લીધેલુ વ્યક્તિત્વ એ વસ્તુત માયા અથવા પ્રપચ છે, અને એ દેખીતા વ્યક્તિત્વને વળગી રહેવાનો પ્રયાસ કરવો એ અધમતાનું લક્ષણ છે, એમ કહેતા જે માણસ ભડકી ઉઠે છે, તેવો માણસ પણ તમને છાતી ઠોકીને કહેશે કે, સપૂર્ણ સ્વાર્થત્યાગ એજ સઘળી નૈતિકતાનું કેન્દ્ર છે આ સપૂર્ણ સ્વાર્થત્યાગ એ શુ છે ? એનો અર્થ એટલોજ છે કે, આ દેખીતા 'સ્વ'નો યાને સ્વાર્થમાત્રનો ત્યાગ કરવો આ 'હુ' અને 'મારા'ની ભાવના યાને અહતા અને મમતા-એ ગત જન્મના ભ્રમનુ પરિણામ છે તેથી આ વર્તમાન જન્મમા મિથ્યા 'સ્વ'ની ભાવના જેમ જેમ ગળતી જશે, તેમ તેમ સત્ય 'સ્વ' ની ઝાખી વધુ ને વધુ થતી જશે સઘળા નીતિશિક્ષણના કેન્દ્રરૂપ, પાયાભૂત અને સારરૂપ જે સાચો સ્વાર્થત્યાગ-સાચુ સ્વાર્પણ તે આ છે; અને આપણે જાણતા હોઇએ કે ન જાણતા હોઇએ તોપણ દુનિયા ઓછાવત્તા પ્રમાણમા તે આચરીને તે તરફ ધીરે ધીરે પ્રયાણ કરી રહી છે મનુષ્યોનો મોટો ભાગ તે થોડાઘણા પ્રમાણમા આચરે છે, તે ભલે અજાણપણે આચરે છે પણ દુનિયાભરમા તેનુ આચરણ તો ચાલીજ રહ્યુ છે એ નિર્વિવાદ છે લોકો તે સમજણપૂર્વક કરતા થાય એટલીજ જરૂર છે આ અહતા અને મમતા યાને આ 'હુ' અને 'મારૂ' એ મારૂં મનુષ્યનું સાચુ સ્વરૂપ નથી, પણ મર્યાદિત અશમાત્ર છે ઓથે રહેલા એ અનત સત્યની એક ઝાખી, એ અનત પ્રકાશ કે જે સર્વત્ર અને સર્વસ્વ છે તેની એક ક્ષીણ-ગારીરૂપજ અત્યારનો મનુષ્ય છે અને અનત એ તેનું સત્ય સ્વરૂપ છે

આ જ્ઞાનના ઉપયોગ અસર અને પરિણામ શાં છે ? આ જમાનામાં તો પ્રત્યેક વસ્તુનુ માપ તેની વ્યવહારમા ઉપયોગિતા ઉપરથી કાઢવામા આવે છે-તેની કિમત કેટલા રૂપિયા-આના-પૈ અંકાય તેમ છે, તેનેજ હિસાબે કાઢવામા આવે છે, પરંતુ સત્યને ઉપયોગિતાના કિંવા પૈસાના માપથી આમ્વાનું કહેવાનો કોઇને શો અધિકાર છે ? ધારો કે, તેની કઇજ ઉપયોગિતા ન હોય, પણ તેથી શુ તે સત્યના અશમા કઇ ઓછપ આવવાની છે ? વસ્તુત તો લૌકિક ઉપયોગિતા એ સત્યની કસોટીજ નથી, તથાપિ તેનામા ઉપયોગિતા પણ વધારે-

મા વધારે અને શ્રેષ્ઠમાં શ્રેષ્ઠ રહેલી છે, એ ભૂલવું જોઇએ નહિ. આ તો આપણા અનુભવની વાત છે કે, હરેક પ્રાણી સુખનેજ માટે ફાંફાં મારતો જણાય છે, ફેરમાત્ર એટલોજ કે મોટો ભાગ તેને નાશવંત અને અવાસ્તવિક વસ્તુઓમાં ખોળતો જણાય છે. ખરી રીતે તો સુખ ઇંદ્રિયજન્ય વિષયોમા કદી કોઇને મળ્યું નથી કે મળવાનું નથી. વાસ્તવિક સુખ ઇંદ્રિયજન્ય ભોગોમાં નથી મળતું પણ બહુ તો માત્ર સુખાભાસજ મળે છે; અને વાસ્તવ સુખ તો માત્ર આત્મામાજ મળે છે. અને તેથી મનુષ્યને માટે શ્રેષ્ઠમા શ્રેષ્ઠ ઉપયોગિતા એજ છે કે, પોતાના વાસ્તવિક આત્મારૂપ પરમાત્મામાજ સુખને શોધવું. બીજો મુદ્દો એ છે કે, અજ્ઞાન એ સર્વ દુઃખોની જનેતા હોઇને અનંત આરા સારે છે અને એજ મોટામા મોટું તથા ખરેખરૂં અજ્ઞાન છે. અજરામર, નિત્યવિશુદ્ધ અને સંપૂર્ણ આત્મા એવા જે આપણે તે એવું માની લઇએ છીએ કે, આપણે ક્ષુદ્ર જીવો અને અલ્પ પ્રાણીઓ છીએ, અને એ માન્યતાજ સર્વ દુઃખોનું અને સ્વાર્થનું મૂળ હોઇને બીજા દેહોના ભોગે પણ તેને પોષવાની—એટલે કે મારા દેહને—સંભાળવા સંરક્ષવાની તથા તેને સુંદર અને ઠીકઠાક રાખવાની મનોવૃત્તિ ઉત્પન્ન થવાની એટલે પછી તમે અને હું ભિન્ન છીએ એવી ભેદવૃત્તિ ઉત્પન્ન થવાની. એ જાતની ભેદવૃત્તિ પેદા થતાજ ઉપદ્રવ ને ધાંધલને માટે માર્ગ મોકળો બને છે અને તેને પરિણામે દુ:ખ પ્રાપ્ત થાય છે—અર્થાત્ કે દુનિયામાં પ્રવર્તતા તોફાન અને ઉપદ્રવો તથા દુઃખોની પરંપરા—એ આ ભેદવૃત્તિને લીધેજ છે. આજે મનુષ્યોનો થોડો ભાગ પણ જો સ્વાર્થવૃત્તિ, સંકુચિતપણું અને ક્ષુદ્રતાને બાજુએ મૂકી શકે, તો આવતી કાલેજ આ પૃથ્વી સ્વર્ગ બની જાય. ધર્મની અને અધ્યાત્મજ્ઞાનની ખરી ઉપયોગિતા હોય તો તે આ છે; બાકી આ યંત્રો અને ભૌતિક જ્ઞાનની પ્રગતિથી તો તેમ કદીજ થવાનો સંભવ નથી. પૃથ્વીપર સ્વર્ગ ઉતરે તો તે થોડાઘણાના સ્વાર્પણથી; બાકી નવીન નવીન યંત્રો અને ભૌતિક વિજ્ઞાનની નવી નવી શોધખોળોથી તો, આગમા તેલ છાંટતા વધારે ભડકો થાય છે તેમ દુનિયાના દુઃખોમા વધારોજ થયા કરવાનો. આત્મજ્ઞાન યાને આધ્યાત્મિકતા વિનાનું નર્યું ભૌતિક વિજ્ઞાન તો આગમાં બળતણ ઉમેરવા સરખું ભયંકર છે. એથી તો સ્વાર્થસાધકોના હાથમા પારકાનું છીનવી લેવા માટે, અને પરને માટે કુરબાની કરવાને બદલે પારકાંના જીવને જોખમે પણ પોતે જીંદગી માણવા માટેનું એક વધુ શસ્ત્ર આવે છે, અને તેનો ઉપયોગ તેવોજ થતો નજરે પડે છે.

ત્યારે હવે આ ઠેકાણે કોઇ એવો સવાલ કરશે કે "તમે કહો છો તે શું વ્યવહારૂ છે? તમારો સ્વાર્પણનો સિદ્ધાંત અર્વાચીન

સમાજમા આચરી શકાય તેમ છે ખરો ? એના જવાબમા એટલુજ કહેવાનુ છે કે "પ્રાચીન કે અર્વાચીન કોઇ પણ સમાજ આગળ સત્ય નમતુ નથી, નમવાનુ હોય તો તે સમાજના મનુષ્યોજ નમે અને થોડાક પણ ન નમે તથા બીજાઓ એ નમનારાઓને નજ અનુસરે, તો આખો સમાજ મરે." હકીકત આવી હોવાથી **એ પરમોત્તમ સત્યને અનુસરીને સમાજનું બંધારણ થવું ઘટે** છે; સમાજની વૃત્તિને સત્તે અનુસરવાનુ છેજ નહિ સ્વાર્થત્યાગ કિંવા સ્વાર્પણ જેવુ ઉમદા સત્ય જો સમાજમા રહીને નજ આચરી શકાય તો બહેતર છે કે, મનુષ્યે સમાજનો પરિત્યાગ કરી જગલમા જઇ વસવુ એમ કરનાર મનુષ્ય ખરો ધીર નર છે ધીરજ અથવા હિમત બે પ્રકારની હોય છે તોપને મોઢે છાતી કાઢી ઉભા રહેવાની હિમત તે એક પ્રકારની, અને બીજી તે આધ્યાત્મિક શ્રદ્ધાની એક વાર ભરતખડ પર ચઢી આવેના એક વિજયી બાદશાહને તેના ગુરુ તરફથી એવી સલાહ મળી કે તેણે ભરતખડના કેટલાક સત મહાત્માઓના દર્શન કરી આવવા તે મુજબ બાદશાહ સત મહાત્માની શોધમા નીકળ્યો ઘણા દિવસના શોધ પછી તેને એક શિલાપર બિરાજેના એક અતિ વૃદ્ધ મહાત્માનો ભેટો થયો થોડી ઘણી વાતચીત થતાજ બાદશાહના મનપર તે મહાત્માના જ્ઞાનનો ઉડો પ્રભાવ પડયો, અને પરિણામે બાદશાહે તે મહાત્માને પોતાની સાથે દેશમા ચાલવાની વિનતિ કરી મહાત્માએ કહ્યુ 'ના, મને મારા આ જગવાસથી પૂર્ણ સતોષ છે' બાદશાહે કહ્યુ "હુ તમને પૈસા, પદવી અને વૈભવ આપીશ. હુ દુનિયાનો બાદશાહ છુ" મહાત્માએ કહ્યુ કે 'નહિ મને તેની મદ્દલ પરવા નથી' તે પર બાદશાહે ચીડવાને કહ્યુ કે 'જો તમે એમ નહિ આવો, તો હુ તમને મારી નાખીશ' એટલે તો મહાત્મા શાતચિત્તે મો મલકાવીને બોલ્યા 'અરે બાદશાહ એ તુ કેવુ મૂર્ખ વચન ઉચ્ચર્યો ? આના કરતા વધારે મૂર્ખતાભર્યું અને અર્થરહિત વાક્ય બીજુ નહિ હોય ! મને તુ મારી શકવાનોજ નથી સૂર્ય મને સૂકવી શકે તેમ નથી, અગ્નિ મને બાળી શકે તેમ નથી કે તરવાર મારો વધ કરી શકે તેમ નથી કારણકે હુ તો અજન્મા, અમર, નિત્યજીવી, સર્વશક્તિમાન અને સર્વવ્યાપી આત્મા-પરબ્રહ્મ-છુ" આ એક આધ્યાત્મિક હિમતનુ દૃષ્ટાત છે સિહ કે વાઘની હિમત એ બીજા પ્રકારની છે. ઇ સ ૧૮૫૭ના બળવા વખતે એક મહાત્માને એક મુસલમાન બળવાખોરે ખજરવડે મરણતોલ લોહીલુહાણ કર્યા એટલે તેમના હિદુ સાથીઓએ તેને પકડી તે મહાત્મા પાસે ઘસડી આણ્યો અને તેના પ્રાણ લેવા માટે તેમની અનુમતિ માગી, પણ એ મહાત્મા તો શાન ચિત્તે નયન ખોલી બોલ્યા કે "બધુ' હુ પણ તે છે, હુ તેજ

છે' અને એ રીતે ખુદીમા પ્રભુની ભાવના ધરતા ધરતા તેમણે પ્રાણ છોડયા. આધ્યાત્મિક ધૈર્યનું–આધ્યાત્મિક વિશ્વાસનું આ બીજું ઉદાહરણ છે. તમારા સમાજમા જો સત્યનો સમાવેશ થઇ ન શકે અગર તો ઉચ્ચામા ઉંચા સત્યને સ્થાન મળી શકે એવા સમાજને તમે નિર્માણ ન કરી શકો, તો પછી તમારા બાહૂબળની અને પાશ્ચાત્ય સંસ્થાઓની શ્રેષ્ઠતાની માત્ર વાતો કરવામાં શું હાંસલ? તમારા વૈભવ અને મહત્તાની બડાશભરી વાતો કરવાથી શો લાભ? જો તમે કહો કે "આની હિંમત વ્યવહારૂ નથી, શક્ય નથી" તો શું પાઉન્ડ, શિલિંગ અને પેન્સવગર બીજું કશુંજ વ્યવહારૂ નથી? જો એમજ હોય તો પછી તમારા સમાજવિષે બડાશ મારવાની ક્યાં રહી? ઉચ્ચમા ઉચ્ચ સત્ય જો સમાજમા વ્યવહારૂ બની શકે તેજ સમાજ સૌથી શ્રેષ્ઠ, અને સૌથી મહાન છે. મારો તો આવો અભિપ્રાય છે. જો સમાજ સર્વોત્તમ સત્ય માટે યોગ્ય ન હોય તો તેને યોગ્ય બનાવો, અને તે જેમ જલદી કરશો તેમ સારૂં. ભાઈઓ અને બહેનો! ઉઠો અને તે અનંત સત્યરૂપ, અનંત શક્તિરૂપ અને અનંત આત્મારૂપ એવા સચ્ચિદાનંદ પરમાત્માનેજ માનવાની અને તેનેજ પામવાની સાધના અમલમા મૂકવાની હિંમત ધરો. જગતને અત્યારે એવા થોડાક સો હિંમતવાળા સ્ત્રીપુરુષોની જરૂર છે. પ્રથમ સત્યને જાણવું અને સમજ્યા બાદ જીંદગીમા ભોગવવું એજ શ્રેષ્ઠ અને સાચી બહાદુરી અથવા હિંમત છે. એ હિંમત આવતાં મનુષ્ય મૃત્યુથી ધ્રૂજવાને બદલે તેને વધાવી લે છે. કારણકે તે સમજે છે કે, પોતે પરબ્રહ્મ પરમાત્મા છે. તેને મારી શકે એવું આ સમગ્ર જગતમાં કાંઇજ અને કશું જ નથી. આ જાતની હિંમત તમે કેળવો અને આચરણમા મૂકો; એટલે પછી તમને પોતાનું સત્ય સ્વરૂપ અવશ્ય સમજાશે.

હાલના વખતમા કામને અતિશય મહત્વ આપી વિચારની અવગણના કરવાની વૃત્તિ વધારે જણાય છે. કામ કરવું એ સારૂં છે, પરંતુ એ કામ નીકળે છે ક્યાંથી? વિચારવગર કામ સંભવેજ નહિ. સ્નાયુઓદ્વારા શક્તિનો થોડો ઘણો આવિષ્કાર કરવો એને આપણે કામને નામે ઓળખીએ છીએ; પણ જ્યા વિચારજ નહિ હોય ત્યાં કામને નામે પણ મીંડુંજ–અર્થાત્ કાંઇ પણ કામના પાયારૂપ વિચાર તો હોવાનોજ. તો પછી મગજને ઉચ્ચ વિચારોથી ભરો અને ઉત્તમ આદર્શો નજર આગળ રાખો, કે જેથી ઉત્તમ અને મહાન કાર્ય કરી શકાય.

એક સિંહણની વાત છે. તે ગર્ભિણી હતી. એ સ્થિતિમા એક દિવસ તે શિકારની શોધમા આમ તેમ ફરતી હતી. તેવામાં તેની નજરે એક ઘેટાંનું ટોળું પડયું. ઘેટાને જોતાજ તેણે તેમના પર છલંગ મારી; પણ તેમ કરતાં તેને પ્રસવ થઇ ગયો અને તેના

રામ રમી ગયા. બચ્ચુ બિચારૂં જન્મતાવેંતજ નમાયું બન્યું. એટલે ઘેટાના ટોળા સાથે તે રહ્યું અને ઘેટા ભેગુ ઉછર્યું. પરિણામે તે ઘાસખાઉ અને ઘેટાની માફક ગરીબ થયુ. વખત જતા તે બચ્ચુ મટી મોટો સિંહ થયો, છતા પણ તે એમજ માનતું કે, હુ એક ઘેટુ છુ. એવામા એક દિવસે બીજો એક સિંહ શિકાર શોધતો શોધતો આ ઘેટાના ટોળા આગળ આવી ચઢ્યો. તેને જોતાજ ઘેટા બિચારા પ્રાણ લઇ નાઠા, તેમની સાથે પેલું સિંહનું બચ્ચુ પણ નાઠું. ઘેટાંના ટોળામા સિંહને જોઇને અને તેને પ્રાણભયથી આમ ભાગતો જોઇને આ સિંહને અચંબો ઉપજ્યો. તેણે એ ઘેટા-સિંહ પાસે જઇને તેને "તુ સિંહ છે" એમ કહેવાનો ઘણએ પ્રયત્ન કર્યો, પણ તે બિચારાના તો તેના દર્શનમાત્રથી હોશ કોશ ઉડી જતા અને તેથી તે છૂટ લઇ નાસી જતું છતા પણ પેલા સિંહે પોતાની કોશીશ જારી રાખી અને અનુકૂળ તકની રાહ જોતા જોતા તેણે એક દહાડો પેલા ઘેટા-સિંહને ઉંઘતો પકડી પાડ્યો, અને તેને કંઢાળા કહ્યું કે "ઉઠ, તુ તો મારા જેવો સિંહ છે" પેલો કહે "ના, ભાઇસાબ મને જવા દો, હુ તો ઘેટુ છુ" અને એમ કહી ભયથી બેંબારવા લાગ્યો તે જોઇ સિંહ તેને એક તળાવ પર ઘસડી ગયો અને બોલ્યો કે "જો, આ પાણીમા મારો ઓળો પડે છે ને તારોય પડે છે, બન્નેને સરખાવી જો." તે મુજબ પેલાએ પ્રથમ સિંહ ભણી અને પછી પોતાના પડછાયા ભણી ધારી ધારીને જોયુ. જોતાજ તેને ભાન થયું કે પોતે ઘેટુ નથી, પણ સિંહ છે. એ ભાન થતાજ તેનું બેંબારવાનું જતું રહ્યું અને પ્રચંડ ગર્જનાથી તેણે આખો વનપ્રદેશ ગજાવી મૂક્યો એવીજ રીતે તમે બધા પણ સિંહો છો, આત્મા છો, શુદ્ધ, અનંત અને સંપૂર્ણ છો! સકળ વિશ્વનું બળ તમારી અંદર છે તેનું ભાનજ માત્ર જાગૃત થવાની જરૂર છે. એક આર્ય માતા પોતાના બાળકને માટે નીચલા ભાવના ગાનથી દીચોળતી હતી કે, 'મિત્ર' તુ શાહને રડે છે? તારે જન્મ નથી કે મૃત્યુ નથી તુ શાદને રડે છે? તારે વ્યાધિ નથી કે ઉપાધિ નથી. તું તો અનંત આકાશસમ છે આકાશના પટ પર વિવિધ રંગી અનેક વાદળા આવે છે, ઘડીભર ખેલે કુદે છે અને પછી પાછા અંતોપ થઇ જાય છે, પણ તેથી આકાશમા કંઇજ ફરક પડતો નથી, તે તો નિરંતર જેમનું તેમ આસ્માની રંગનુંજ હોય છે" જગતમા આપણે દુષ્ટતાને કેમ ભાળીએ છીએ? તો કે આપણામા તે છે માટે. આપણે જેવા હોઇએ તેવાજ ખ્યાલ બીજાને જોતા આપણને આવે. એક ઝાડનું ઠુંઠુ હતુ. રાત્રિના અંધારામા તે ચોર, તરુણ આશક અને એક બાળક, એમ ત્રણ જણના દીઠામા આવ્યુ. એ ઠુંઠાને જોતાજ ત્રણેના મનમા ત્રણ જુદા જુદા ભાવ બંધાયા. ચોરે

માન્યુ કે પોલીસનો સિપાઈ છે. પ્રિયાની વાટ જોતા આશકે ધાર્યું કે પોતાની માશુક ઉભી છે, અને તેજ દિવસે ભૂતની વાતો સાભળેલા પેલા બાળકે કલ્પ્યુ કે, તે ભૂત છે અને તેથી તેણે બ્હીને રડવા માડયુ આમ એકજ ઠુંઠાને જોઇ ત્રણ જણના મનમા જૂદા જૂદા ભાવ પેદા થયા, છતા પણ એ ભાવને પેદા કરનાર પોતે તો વસ્તુતઃ ઠુંઠુ જ હતું તાત્પર્ય કે, આપણે પોતે જેવા હોઇએ છીએ તેવું જગત આપણને જણાય છે ધારો કે, એક ઓરડામા એક બાળક બેઠેલુ છે અને તેની બાજુમા એક મેજ પર સોનામહોરોથી ભરેલ એક થેલી છે, તે થેલી એક ચોર આવીને ચોરી જાય છે. હવે કહો જોઇએ કે, બાળકને વિચાર સરખો પણ હોય છે કે તે ચોરાઇ ગઇ? આપણી પોતાની અદર જે હોય છે તેજ આપણે બહાર નીહાળીએ છીએ બાળકના નિર્દોષ મનમા ચોરનો ખ્યાલ સરખો હોતો નથી, અને તેથી બહાર પણ તેને ચોર કે ચોરી જેવું કઇ જણાતુ નથી બધી બાબતમા એમજ સમજવાનું છે, દુનિયાની દુષ્ટતા અને તેના પાપોની વાતો ન કરો હજી પણ આપણને સર્વત્ર દુષ્ટતા અને પાપ જોવા પડે છે, તો તે માટે રડો, શોક કરો, અને જો તમે ખરેખર દુનિયાને સહાય કરવા ચાહતા હો તો તેને દૂષણ દેવાનુ અને તેના દોષોજ જોયા કરવાનુ છોડી દેજો દૂષણ દઇ દઇને તેને છે તેના કરતા પણ વધારે નિર્બળ બનાવશો નહિ આ પાપ અને દુ ખ–એ બધું નિર્બળતાનુ પરિણામ નહિ તો બીજુ શુ છે? પાપ અને દુ ખ-વિષેના ઉપદેશોથી તો જગત દિવસે દિવસે વધારે નિર્બળ બનતુ જાય છે માણસોને બચપણથીજ એવું શીખવવામા આવે છે કે, તેઓ નિર્બળ અને પાપી છે એ રીત સાવ ગલત છે. તેનો ત્યાગ કરો, તેને બદલે આવિર્ભાવની બાબતમા નબળામા નબળા મનુષ્યોને પણ સમજાવો કે, તમે અમરતાના યશસ્વી બાળકો છો. બચપણથીજ તેમના ભેજામા નિશ્ચયાત્મક અને સુદૃઢ વિચારોનો પ્રવેશ થવા દો નિર્બળતા અને નિશ્ચેષ્ટતા લાવનાર વિચારોને બદલે સુદૃઢ અને સરસ વિચારોનુ સેવન કરો વિશ્વનું અનત બળ તમારૂ છે. તમારા મનને આચ્છાદિત કરનારા વહેમ અને ભ્રમના આવરણોને દૂર કરો બહાદૂર બનો, ધીર બનો, સત્યને જાણો અને આચરો ઇષ્ટ દૂર સુદૂર હોય, છતા उत्तिष्ठत जाग्रत प्राप्य वरान्निबोधत। એ સત્રને લક્ષમા રાખી ઉઠો, આળસને પરહરો અને ઇષ્ટને પ્રાપ્ત કરીનેજ જપો.





# ૩—માયા અને ભ્રાંતિ*

'માયા' એ શબ્દ તો તમે બધાએ સાંભળ્યો જ હશે. સામાન્ય રીતે એ શબ્દ ભ્રાંતિ, પ્રપંચ, ઇંદ્રજાળ એવા કોઈ અર્થમાં વપરાય છે, પણ તે એનો ખરો અર્થ નથી. વેદાંતમાં એ જે અર્થમાં વપરાયો છે તે આ નથી. માયાવાદ તો વેદાંતનો એક અગત્યનો સ્તંભ છે. વેદાંતના વિષયમાં ચંચુપ્રવેશ કરતાં પહેલાં આ 'માયા' શબ્દનો અર્થ બરોબર સમજવો જોઈએ; પણ એ વિષય ઘણો ગહન હોઈ સહજ સમજાય તેવો નથી. તેથી સૌ કોઈ ધીરજ ધરી ધ્યાનપૂર્વક શ્રવણ કરે એવી મારી પ્રાર્થના છે; નહિ તો અર્થનો અનર્થ થઈ જવાનો યાને ઊંધું સમજાઈ જવાનો સંભવ છે.

'માયા' શબ્દનો પહેલવહેલો પ્રયોગ અમારા વૈદિક સાહિત્યમાં થયેલો જોવામાં આવે છે. ત્યાં એ પ્રપંચ અથવા ઇંદ્રજાળના અર્થમાં વપરાયલો છે. 'માયા' શબ્દનો એ જૂનામાં જૂનો પ્રયોગ છે. પરંતુ એ ધ્યાનમાં રાખવાનું છે કે, તે સમયે પ્રકૃત માયાવાદ અસ્તિત્વમાં આવ્યો નહોતો. તે જમાનામાં માયાવાદનો અત્યારનો સિદ્ધાંત હજી નીકળ્યો જ નહોતો. इन्द्रो मायाभिः पुरुरूप ईयते ઇંદ્રે પોતાની માયાથી વિવિધ રૂપો ધારણ કર્યાં, એવા ભાવાર્થવાળા અનેક ફકરા વેદમાં મળી આવે છે. આ ઠેકાણે 'માયા' શબ્દ ઇંદ્રજાળ અથવા જાદુના જ અર્થમાં વપરાયો છે, અને એ જ અર્થમાં બીજે અનેક ઠેકાણે પણ વેદની અંદર એ શબ્દનો પ્રયોગ થયો છે. ત્યારપછી કેટલોક સમય એ શબ્દ સાહિત્યમાં વપરાતો બંધ પડયો. પરંતુ તેથી એમ સમજવાનું નથી કે, તે સાવ વિસારે પડયો હતો. વસ્તુતઃ તો તે ગાળામાં 'માયા' શબ્દનો અત્યારનો રૂઢાર્થ અથવા પારિભાષિક અર્થ વિકાસ પામતો જતો હતો; તેથી કેટલાક સમય પછી આ પ્રશ્ન પૂછાયેલો નજરે પડે છે કે "જગતનું ગુહ્ય રહસ્ય આપણે કેમ જાણી શકતા નથી?" આ પ્રશ્નનો ઉત્તર પણ બહુ ગર્ભિત યાને અર્થસૂચક મળ્યો, અને તે એ કે, नीहारेण प्रावृता जल्प्या चासुतृप उक्थशासश्चरन्ति—અર્થાત્ આપણે ખોટો લવારો કરીએ છીએ, ઇંદ્રિયસુખમાં રાચીએ છીએ અને વાસનાના ગુલામ

* લંડનમાં આપેલું વ્યાખ્યાન

બની તેની પાછળ ભમીએ છીએ, તેથી આપણેજ જાણે એ સત્યને–જગતના એ ગૂઢ રહસ્યને નીહાર કહેતા ધુવેર અથવા ધુમસની ઓથે ઢાંકી રાખીએ છીએ અહીં આગળ 'માયા' શબ્દનો પ્રયોગ બિલકુલ થયો નથી, પણ સત્ય અને આપણી વચ્ચે એક જાતની આંધી અથવા ધુવેર જેવું આવેલુ હોઇ તેજ આપણા અજ્ઞાનનું કારણ છે, એવો ખ્યાલ તો જરૂર મળે છે. ત્યાર પછી ઘણો વખત રહીને, એકાદા છેવટના ઉપનિષદ્‌મા 'માયા' શબ્દ ફરી દેખા દે છે. પરંતુ હવે એની અર્થવાહકતામા પુષ્કળ રૂપાતર થયેલુ હોય તેને છેક નવોજ અર્થ પ્રાપ્ત થયેલો છે. અનેક પ્રકારના મતો પ્રચારમા આવ્યા, તેના ખંડન થયા, વળી પાછા નવા સિદ્ધાતો મંડાયા અને એમ કરતા કરતા છેવટે 'માયા' શબ્દનો પ્રચલિત ભાવ સ્થિર થયો. શ્વેતાશ્વતર ઉપનિષદ્‌મા આપણા વાચવામા આવે છે કે "मायान्तु प्रकृतिं विद्यान्मायिनन्तु महेश्वरम्"—અર્થાત્ માયાને પ્રકૃતિ સમજો અને માયી કહેતા તેના પ્રવર્તક અગર સચાલકને સ્વયં મહેશ્વર સમજો મતલબ કે, માયા અને પ્રકૃતિ અભિન્ન છે–એકજ છે–એવો ખ્યાલ દૃઢ થયો મહાન શંકરાચાર્ય પહેલાંના તત્ત્વવેત્તા પંડિતોએ 'માયા' શબ્દને વિવિધ અર્થમા વાપરેલો છે આ માયાવાદ કિંબહુના માયા શબ્દ પર બૌદ્ધોના હાથે પણ કંઇક રંગ ચઢેલો છે. તેમના દ્વારા એને બહુધા વિજ્ઞાનવાદ* કિંવા કલ્પનાવાદનુ સ્વરૂપ પ્રાપ્ત થયેલુ છે, અને અત્યારે 'માયા' શબ્દનો સાધારણત એજ અર્થ સમજવામા આવે છે જ્યારે કોઇ હિંદુ બોલે છે કે 'જગત માયામય છે' ત્યારે સાધારણ જનસમુદાયના મનમા એવોજ ભાવ પેદા થાય છે કે "જગત કલ્પના યાને આભાસમાત્ર છે" માયાવિષયક બૌદ્ધ તત્ત્વવેત્તાઓની આ વ્યાખ્યા છેક આધારવગરની યાને સાવ સ્વતંત્ર નથી બૌદ્ધો પહેલાના દર્શનશાસ્ત્રીઓમા એક વર્ગ એવો પણ હતો કે જે બાહ્યજગતના અસ્તિત્વને માનતોજ નહોતો–અર્થાત્ કે બૌદ્ધોના વિજ્ઞાનવાદની ઈમારત એમના પૂર્વગામી પંડિતોના મતના આધારપર રચાઇ હતી, પણ વેદાતોક્ત 'માયા' કે જે એનું છેલ્લામા છેલ્લુ પરિપુષ્ટ સ્વરૂપ છે, તે વિજ્ઞાનવાદ, વાસ્તવવાદ× કિંવા અન્ય કોઇ મતવાદ નથી એ તો "આપણે કોણ છીએ" એનુ સહજ અને સાદુ વર્ણનમાત્ર છે. હુ આગળ કહી ગયો છુ તેમ, જે ઋષિઓના અતરમાથી વેદો પ્રગટ્યા છે તેમનુ ધ્યાન મૂળ

* ઇંદ્રિયગમ્ય યાને સ્થૂળ જગત એ આપણા મનની વિભિન્ન અનુભૂતિમાત્ર હોઈ વાસ્તવિક રીતે તેની કંઈજ સત્તા નથી, એ મતને વિજ્ઞાનવાદ કિંવા કલ્પનાવાદ કહેવામા આવે છે

× જગત એ કેવળ આપણા મનની અનુભૂતિ માત્ર નથી, પણ તેની વાસ્તવિક સત્તા છે–એ જાતનો મત વાસ્તવવાદ (રીઆલીઝમ)ને નામે ઓળખાય છે

તત્ત્વોના અનુસંધાન અને આવિષ્કરણના કામમાં જ નિશદિન લાગેલું હતું એ તત્ત્વોનું વિગતવાર અનુશીલન કરવાનો તેમને અવકાશ નહોતો કે તેમ કરવાની તેમને ગરજ પણ નહોતી. તેઓ તો વસ્તુમાત્રના અંતરતમ પ્રદેશમાં પહોંચી જવાને તલપાપડ થઈ રહ્યા હતા. આ જગતથી અતીત એવી કોઇ વસ્તુ જાણે તેમને આકર્ષતી હતી અને તેથી વિગતને માટે થોભવાનું તેમને પાલવે તેમ નહોતું. જેમને આપણે આધુનિક વિજ્ઞાનશાસ્ત્રીતરીકે ઓળખીએ છીએ, તેમને લગતી કેટલીક વિગતો ઉપનિષદોમાં અહીં તહીં વીખરાયલી મળી આવે છે. તે વિગતો અત્યારના પ્રગતિમય વિજ્ઞાનની દૃષ્ટિએ જોતાં ઘણી વાર અસંગત ભ્રમાત્મક યાને ભૂલભરેલી લાગે છે, તોપણ તેમના મૂળતત્ત્વોમાં બિલકુલ ફરક નથી માલમ પડતો; એ બીના ધ્યાન ખેંચનારી છે. ઉદાહરણતરીકે દ્દ્યર કે જે આધુનિક વિજ્ઞાનની પણ ઉંડામાં ઉંડી તાત્ત્વિક શોધ છે, તેનો ખ્યાલ અમારા પ્રાચીન સાહિત્ય—ઉપનિષદ્‌માં મળી આવે છે; એટલુંજ નહિ પણ આધુનિક વૈજ્ઞાનિકોના ઇથર કરતાં ઉપનિષદ્‌માંનું અમારૂં એ આકાશતત્ત્વ વધારે પરિપુષ્ટ ભાવવાળું–વધારે વિકસિત સ્વરૂપનું–છે, પણ તે મૂળતત્ત્વ પૂરતુંજ. એ આકાશતત્ત્વના કાર્યની વ્યાખ્યા કરવા જતાં અર્થાત્ એના ગર્ભક્ષેત્રનું નિરૂપણ કરવા જતાં અનેક ભૂલો થયેલી છે. સમસ્ત જગતની જીવનસૃષ્ટિ યાને જગતની તમામ ચેતનસૃષ્ટિ એ સર્વવ્યાપી જીવનશક્તિનો વિભિન્ન વિકાસમાત્ર છે, અને એ સર્વવ્યાપી જીવનશક્તિ અથવા સર્વવ્યાપી ચેતનનો સિદ્ધાંત અમારા વેદના બ્રાહ્મણવિભાગમાં રજુ થયેલો છે. સંહિતામાં પણ એક લાંબા મંત્રથી પ્રાણની સ્તુતિ ગાયેલી છે. એ પ્રાણજ જગતની સકળ ચેતનસૃષ્ટિનો મૂળભૂત આધાર હોઇ તેમાંથીજ તે ભિન્ન ભિન્ન સ્વરૂપે આવિર્ભૂત થયેલી છે. વળી તમારામાંના કેટલાકને એ જાણીને આનંદ થશે કે, પૃથ્વીના જીવોદ્‌ભવસંબંધી આધુનિક યુરોપીય વૈજ્ઞાનિકોના મતને મળતો સિદ્ધાંત વૈદિક દર્શનમાં પણ મળી આવે છે. અલબત્ત, એ તો આપ સઘળાજ જાણતા હશો કે, પૃથ્વીપરનો જીવ અન્ય ગ્રહોમાંથી પ્રકાંત થયો છે, એવો એક મત આધુનિક વૈજ્ઞાનિકોમાં પ્રચલિત છે તેવીજ રીતે અમારા પણ કેટલાક દાર્શનિકોનો એવો સ્થાપિત સિદ્ધાંત યાને સ્થિર મત છે કે, જીવ ચંદ્રલોકમાંથી પૃથ્વીપર આગમન કરે છે.

ત્યારે હવે, જો આપણે મૂળ તત્ત્વો પરત્વેજ વિચાર કરીએ, તો તો કહેવું પડશે કે, વિશાળ અને બહુ જ સિદ્ધાંતોનું પ્રતિપાદન કરવામાં તથા સામાન્ય અનુમાનો બાંધવામાં વેદના આ વિચારો બહુ નીડર અને સાહસિક હતા. સ્થૂળજગત ઉપરથી તેમણે જગતના રહસ્યનું

જે નિરાકરણ તારવી કાઢેલું છે, તે જોઈએ તેવું સંતોષકારક છે. અર્વાચીન વિજ્ઞાનનું વિશાળ અનુશીલન એ નિરાકરણની દિશામાં એક ડગલું પણ આગળ લઈ જતું નથી; કારણકે એના મૂળતત્ત્વો પોતે એ કામમાં નિષ્ફળ નીવડયાં છે. મતલબ કે, જે મૂળ તત્ત્વો પોતે જગતના રહસ્યની પ્રકૃત મીમાંસા કરવાને અસમર્થ નીવડયાં તે મૂળતત્ત્વોની બારીક તપાસ અને વિસ્તૃત માહિતીથી વિશેષ લાભ થવાની વકી નથી. આકાશતત્ત્વ યાને ધ્રથરનો મૂળ સિદ્ધાંત જગતના રહસ્યનું ઉદ્‌ઘાટન અથવા નિરાકરણ કરવામાં જો નિષ્ફળ નીવડયો, તો એ ઇથરને લગતી અત્યારની ઝીણી ઝીણી શોધખોળ અને માહિતીઓ એ સત્ય તરફ આપણને જરાયે આગળ લઈ જતી નથી. એજ પ્રમાણે સર્વવ્યાપી પ્રાણનો વાદ પણ જો પ્રાચીનકાળમાં એ રહસ્ય ખોળવાને અસમર્થ નીવડયો હોય, તો પછી અત્યારના તેના વિસ્તૃત અનુશીલનથી વિશેષ કંઈ નીપજવાનું નથી; કારણ કે વિસ્તૃત અનુશીલન અગર બારીક બારીક વિગતોથી જગતના મૂળતત્ત્વોમાં કંઈ ફેર પડતો નથી. મારી કહેવાની મતલબ એ છે કે, મૂળતત્ત્વોના અનુશીલનમાં હિંદુ વિચારકો આધુનિકોના જેટલાજ કિંબહુના કેટલીક વાર તો તેમના કરતા વધારે સાહસિક અને છાતીવાળા હતા. તેમણે કેટલાક તો એવા ભવ્ય અનુમાનો દોર્યાં છે કે જેવા આજ સુધી દોરાયા નથી; તેમણે શોધી કાઢેલા અનેક સુવિસ્તૃત સાધારણ નિયમો તો આજ પણ હજી સંપૂર્ણ નૂતન છે. તેમના ગ્રંથોમાં એવા અનેક આવિષ્કારો મતવાદરૂપે પડેલા છે કે જે આધુનિક વૈજ્ઞાનિકોને હજી મતવાદતરીકે પણ પ્રાપ્ત થયા નથી. ઉદાહરણતરીકે તેઓ આકાશતત્ત્વ અથવા ઇથરના સિદ્ધાંતનું પ્રતિપાદન કરીનેજ અટક્યા નથી, પણ આગળ વધીને તેમણે સમષ્ટિ મનનું વર્ગીકરણ કર્યું છે, અને મન એ આકાશતત્ત્વનોજ એક સૂક્ષ્મતર પ્રકાર છે એવું પ્રતિપાદન કર્યું છે. એ ઉપરાંત તેથીયે આગળ વધીને મન કરતા પણ વધારે સૂક્ષ્મ આકાશતત્ત્વની શોધ કરી છે; છતાં પણ તેથી કંઈજ નિરાકરણ થતું નથી, પ્રશ્ન જેમનો તેમ ઉભો રહે છે. અર્થાત્ બાહ્યજગતને લગતા ગમે તેવા બહોળા જ્ઞાનથી પણ એ રહસ્યનો સ્ફોટ થઈ શકે તેમ નથી. અમારા આ કથનને સાંભળી વૈજ્ઞાનિકો કહે છે કે "પણ અમે તો હજી સહેજસાજજ જાણવા માંડયું છે; થોડાક હજાર વર્ષ થોભો અને પછી જુઓ કે અમે એ કોયડો ઉકેલીએ છીએ કે નહિ–એ રહસ્યની મીમાંસા અમે અવશ્ય કરીશું." કિંતુ અમે વેદાંતીઓ એના જવાબમાં કહીએ છીએ કે "ના, તેમ નહિ બને; કારણ કે મનની સસીમતા અમે નિઃસંશયપણે સાબીત કરેલી હોવાથી અમે ભારપૂર્વક કહીએ છીએ કે, માનવી મન અમુક સીમાની બહાર વિચરી શકે તેમ નથી." મનુષ્યમાત્ર દેશ, કાળ

અને નિમિત્તને આધીન હોવાથી આપણે તેની સીમાની બહાર જઇ શકીએ તેમ નથી જેવી રીતે કોઇ પણ મનુષ્ય પોતાની જાત યાને પોતાના "સ્વ"માંથી બહાર કૂદી આવવા સમર્થ નથી, તેવીજ રીતે કોઇ પણ માણસ દેશ અને કાળના નિયમોએ સ્થાપન કરેલી મર્યાદા વટાવી જવા સમર્થ નથી આ દેશ, કાળ અને નિમિત્તના નિયમોનું રહસ્ય પામવાની માથાફોડ કરવાથી પણ કંઈ વળે તેમ નથી એવો એકે એક પ્રયત્ન નિષ્ફળ નીવડવાનો, કારણ એવો પ્રયત્ન કરવો એટલેજ એ ત્રણેની સત્તાનો સ્વીકાર કરવો એ ત્રણેનું અસ્તિત્વ માન્યા વગર તેમના રહસ્યને પામવાનો પ્રયત્નજ ન થઇ શકે, અને તેમની સત્તાને એક વાર માન્ય કરી એટલે પછી તેમનું રહસ્ય પામવાનું સંભવેજ શી રીતે? તો પછી જગતના અસ્તિત્વવાદનો યાને જગત સત્ છે એ કથનનો અર્થ શો? 'આ જગતનું અસ્તિત્વ નથી યાને જગત મિથ્યા છે' એ કથનનો પણ શો અર્થ? એ કથનનો અર્થ એટલોજ છે કે, એનું નિરપેક્ષ કિંવા સાવ સ્વતંત્ર એવું અસ્તિત્વ નથી મારા, તમારા તેમજ ઇતર સર્વ જણના મનના સંબંધ પૂરતુ તેનુ કેવળ આપેક્ષિક અસ્તિત્વ છે આપણને પાંચ જ્ઞાનેન્દ્રિયો છે, તેમની સહાયથી આપણે જગતને નિહાળીએ છીએ અને ઓળખીએ છીએ પરંતુ એક ઇંદ્રિય જો વધારે પ્રાપ્ત થાય તો અત્યારે આપણે તેને જે રૂપમાં જોઇએ છીએ તેના કરતા કંઈ જૂદાજ રૂપમાં જોઇએ-તેનામાં કંઇ ઓર વિશેષતા અનુભવીએ, એટલુંજ નહિ પણ હજી બીજી એકાદ ઇંદ્રિય વધારે સાંપડે તો તેના કરતા પણ કંઇ અવનવું સ્વરૂપ જગતનું આપણને ભાસે તેથીજ અમે કહીએ છીએ કે, તેનું વાસ્તવિક અસ્તિત્વ નથી મતલબ કે, જગતનું અસ્તિત્વ સનાતન, અવિચળ અને અનંત નથી પણ વળી, એને અસ્તિત્વ-શૂન્ય કહેવાથી યાને એના અસ્તિત્વનો મુદ્દલ ઇન્કાર કર્યાથી પણ પાલવે તેમ નથી, કારણકે તેની વિદ્યમાનતા આપણે નજરે નિહાળીએ છીએ, એટલુંજ નહિ પણ તેની અંદર રહીને અને તેની સાથે સામેલ થઇનેજ આપણને પોતપોતાનાં કાર્ય કરવા પડે છે તાત્પર્ય કે 'જગત' એ સત્ અને અસત્‌નું મિશ્રણ છે.

ઉપર મુજબના સૂક્ષ્મ તાત્ત્વિક વિચારોને અળગા રાખના આપણી રોજીંદી જીંદગીના સ્થૂળ કાર્યોનો વિચાર કરીશું, તોપણ આપણને માલમ પડશે કે, આપણું સમસ્ત જીવન આ સત્ અને અસત્‌ના વિરોધભાવનુંજ સમિશ્રણ છે જ્ઞાનની બાબતમાં પણ એ વિરોધભાવ મોજુદ રહેલો છે જિજ્ઞાસા હોય તો માનવી સર્વ કંઇ જાણી શકે, એવું આપણને લાગે છે ખરું, પરંતુ તે દિશામાં મનુષ્યની સહેજસાજ પ્રગતિ થતા પહેલાંજ તેની સમક્ષ હિમાલય થી પણ અભેદ્ય એવી એક દિવાલ ખડી થાય છે કે જેને ઉલ્લંઘન

કરવાનુ સામર્થ્ય તેનામા નથી હોતું પોતાનુ સઘળુંજ કાર્ય એક વર્તુલમા થતુ તેને માલમ પડે છે, અને તે વર્તુલને પાર કરી જવાનું તેને માટે કેવળ અશક્ય છે. ઉકેલ માટે હાથ ધરેલા તેના એ પ્રાણપ્રિય પ્રશ્નો તેને ગત્રિદિવસ ઉત્તેજિત કરી કરીને સાદ મારે છે, પણ તેનો ઉત્તર સરખો આપવાની તેની ગુંજાસ નથી; કારણકે પોતીકી બુદ્ધિની સીમા ઉલ્લંઘી જવી એ તેની તાકાત બહારની વાત છે આમ છતા પણ એ રહસ્યોને પામવાની ભાવના કિંવા લાલસા તો તેના અંતરમા જેવી ને તેવી પ્રબળ રહે છે. પણ ખરૂ પૂછાવો તો એવી ભાવનાનુ–એવી લાલસાનુ દમન કરવામાજ શ્રેય છે, અને એ વાત કંઇ આપણી જાણ બહાર નથી. આપણા પ્રત્યેક નિઃશ્વાસની સાથે ઉદ્‌ભવતો આપણા હૃદયનો પ્રત્યેક ધબકારો આપણને સ્વાર્થપરાયણ થવાની પ્રેરણા કરે છે તથાપિ તેજ ઘડીએ કોઇએક દિવ્ય શક્તિ આપણને એમ સુચવતી માલમ પડે છે કે, નિઃસ્વાર્થતાજ શ્રેયસ્કર છે જન્મતાવેંતજ પ્રત્યેક બાળક સુખાશાવાદી (ઑપ્ટીમીસ્ટ) હોય છે; તેને કેવળ સુખનાજ સ્વપ્નો આવ્યા કરે છે. તરુણાવસ્થા પ્રાપ્ત થતાં તે પહેલા કરતા પણ અધિક સુખાશાવાદી બને છે. તે સમયે તેને મૃત્યુ, પરાજય કિંવા અપમાન જેવી કોઇ ચીજ છે, એવું મનાવવુ પણ મુશ્કેલ પડે છે–અર્થાત્ મૃત્યુ, પરાજય કે અપમાન જેવી કોઇ ચીજ છે એવુ માનવાની પણ તે સમયે યુવક ના પાડે છે. પરંતુ વૃદ્ધાવસ્થા આવતાજ તે શખ્સને પોતાનો જીવનમહેલ શેખચલ્લીના મહેલની માફક જમીનદોસ્ત થયેલો માલમ પડે છે; તેના મીઠા મધુરા સુખસ્વપ્નો કમાના ક્યા ઉડી ગયેલા જણાય છે અને એક વખતનો તે ચૂસ્ત સુખાશાવાદી સાવ નિરાશાવાદી બને છે. એ રીતે આપણે કુદરતના ધક્કા ખાઇ ખાઇને આશાશૂન્ય અને અંતઃશૂન્ય બની ક્યાં જઇએ છીએ તેના ભાન વગર એક છેડેથી છેક બીજે છેડે જતા રહીએ છીએ. આ ઠેકાણે લલિત વિસ્તર નામના બુદ્ધચરિત્રમાનું એક પ્રસિદ્ધ સંગીત મને યાદ આવે છે એ પુસ્તકમા લખ્યુ છે કે, બુદ્ધ ભગવાનનો અવતાર માનવસમાજના પરિત્રાણ અથવા ઉદ્ધાર માટે હતો, છતા પણ રાજમહેલના વિલાસવૈભવમા પડતા તેમને પોતાના અવતારકાર્યનુ વિસ્મરણ થઇ ગયુ એટલે કેટલીક દેવબાળાઓએ આવી તેમને જગાડવા સારૂ યાને તેમનુ આત્મભાન સ્ફુરાવવા સારૂ એક સુંદર ગરબો ગાયો એ આખાય ગરબાનો મર્માર્થ એજ હતો કે "આપણે જીવનસ્રોતની અંદર આગળ ને આગળ વહી જઇએ છીએ. એ સ્રોત સતત પરિવર્તનશીલ હોઇ તેને નથી નિવૃત્તિ કે નથી વિરામ." અર્થાત્ કે મનુષ્યનું જીવન એક સ્રોત અથવા નદી જેવુ હોઇ નદીની માફક તે પણ અવિશ્રાતપણે નિરંતર વહે જાય છે–નિવૃત્તિ કે વિરામ શી વસ્તુ છે તેનુ ભાન સરખું તેને

નથી હોતુ તો પછી કરવુ શુ ? જેની પાસે ખાવાપીવાના પૂરતા સાધન છે તે હમેશા સુખાશાવાદી રહે છે,-અને દુખની વાત કાને ધરવાની પણ ના પાડતા કહે છે કે "ભય ઉપજાવનાર દુખની વાત મારી આગળ કરો. મા-સમાના દુખ અને કલેશની વાતો મને સભળાવો મા" તેની પાસે જઇને જો એટલુજ કહો કે "બધુજ સુખ રૂપ છે, બધુજ મગળમય છે" તો તરતજ તે બોલી ઉઠશે કે "હા, હા, તમે સાચુજ કહો છો જુઓ, હુ સપૂર્ણ સનાતન છુ, રહેવા કાજે મારે મનોહર મકાન છે, ટાઢી કે ભૂખથી મારે બ્હીવાનુ નથી, માટે મહેરબાની કરીને એ ભયાનક દશ્યો મારી આગળ ચીતરશો જ નહિ" પરતુ બીજી તરફ અનેક જણ ભૂખ અને ટાઢીથી પીડાતા અને મરતા નજરે પડે છે એવાની પાસે જઇને હાવરે મોઢે કહીશુ કે "ભાઇ! બધુ કેવુ સુખમય છે, કેવુ મગળમારી છે!" તો તેઓ તમારી એ સુખ, સૌદર્ય અને મગળની વાતને સાભળવા ઘસીને ના પાડશે, કારણ કે તેમનુ સમસ્ત જીવન ભીષણ દુખમા વ્યતીત થઇ રહેલુ છે. પોતે દુખ અને ક્લેશમા સબડતા હોય ત્યારે બીજાંઓ સુખચેનમા રાચે એ તેમને કેમ રુચે? તેથી તેઓ કહે છે કે, "બધાયને ભય દેખાડો, અમે રડતા હોઇએ ત્યારે બીજાઓ કેમ હસે? અમે બધાયને અમારી સાથે રોવડાવીશુ કારણ કે અમે દુખ-પીડિત છીએ તેથી બધાજ દુખપીડિત થાય એવુ ઇચ્છીએ છીએ એમાજ અમારી શાતિ છે" તાત્પર્ય કે, દરેક જણ પોતપોતાની હાલતપરથીજ જગતની હાલતને માપે છે એ રીતે આપણે સુખાશાવાદમાથી નીકળી નિરાશાવાદમા પ્રવેશ કરીએ છીએ-માનો કે આપણે સુખાશાવાદ અને નિરાશાવાદ વચ્ચે ચોના ખાઇએ છીએ.

વળી મૃત્યુની ભયાનક ઘટના નજર આગળ રાતદિવસ ચાલી રહી છે સમગ્ર સસાર મૃત્યુમુખમા ઘસી રહ્યો છે 'જાયુ તે જવાનુ' એ ન્યાયે સર્વ કઇ વહેલુ મોડુ નષ્ટ થાય છેજ આપણી ઉન્નતિ, આપણા આડબર આપણા સસ્કાર, આપણા સુધારા વધારા, આપણા વૈભવવિલાસ અને ઐશ્વર્ય તથા વિદ્યા-જ્ઞાન વગેરે સર્વ કશાની એકજ ગતિ છે-બધુજ મરણાધીન છે, જે છે તે એજ છે, એજ નિશ્ચિત છે દાખલાતરીકે મોટા મોટા ભવ્ય નગરો ઉભા થાય છે અને પાછા નષ્ટ પણ એવા થઇ જાય છે કે તેમના નામનિશાન પણ મળવા કઠણ થઇ પડે છે, મોટી મોટી સલ્તનતો ઉદયમા આવે છે અને પાછી ક્યાની ક્યા હતી ન હતી થઇ જાય છે-અરે! વિશાળ ગ્રહો સુદ્ધા ચૂર્ણ વિચૂર્ણ થઇને ધૂળ ભેગા થાય છે અને અન્ય ગ્રહોના વાતાવરણને પ્રભાવે તેના રજકણો અહીં તહીં ઉડે છે આ વ્યાપાર આજકાલનો નથી, પણ કઇ અનાદિકાળથી ચાલતો આવ્યો છે. મૃત્યુ એજ સઘળાનુ લક્ષ્યસ્થાન છે-સચરાચર

સર્વ કંઇ છેવટે મૃત્યુનેજ ભેટે છે. જીંદગી, રૂપ, દોલત, સત્તા, સદ્‌ગુણ ઇત્યાદિ સર્વનું છેવટ મૃત્યુ છે. સંત, સાધુઓ તેમજ મહાપાપીઓ, રાજ્યવૈભવમાં મહાલનારાં તેમજ ચીંથરેહાલ ભટકનારા–સર્વ કોઇ મરે છે બધાજ કાળનો કોળિયો બને છે અને એ વાત રાતદિન નજરે પડે છે, છતાં પણ જીંદગી માટેની આ ભયંકર મમતા જેમની તેમ કાયમ રહે છે. કોણ જાણે શાથી પણ આપણે જીંદગીને મંકોડાની માફક વળગી રહીએ છીએ અને સ્વેચ્છાપૂર્વક તેને છોડી શકતા નથી. જીંદગી માટે આવડું મમત્વ આપણને કેમ છે અને તેનો પરિત્યાગ આપણે રાજીખુશીથી કેમ કરી શકતા નથી ? તેની આપણને ખબર નથી અને એજ માયા છે.

માતા જતન કરી બાળકને ઉછેરે છે અને તેનું લાલનપાલન કરે છે; તેનું મન, તેનું જીવનસર્વસ્વ બાળકમય હોય છે; તથાપિ જોગજોગે તેજ બાળક મોટો આદમી બનતાં એક મહાદુષ્ટ અને પશુતુલ્ય નીવડે છે અને પોતાની વહાલમોહી માતાના વાત્સલ્યનો બદલો રોજ લાતપાટુથી વાળે છે. આમ છતાં પણ માતા તો પુત્રને વળગતીજ રહે છે એમ કરતાં પુત્રના વધતા જતા અત્યાચારથી તેની વિચારશક્તિ કદાચને જાગ્રત થાય છે, તો તેને સ્નેહના આચ્છાદન તળે તેણી તરતજ દાબી દે છે, અને બધું પાછું ભૂલી જાય છે. તેણીને ભાગ્યે ખબર હોય છે કે, એ આકર્ષણ વાસ્તવિક રીતે સ્નેહ નથી, પણ એક અજ્ઞાત શક્તિનો તેના જ્ઞાનતંતુઓ પર અધિકાર જામેલો છે. એ શક્તિના પ્રભાવમાંથી તેનાથી છૂટા થવાય તેમ નથી. ગમે તેવો પ્રયત્ન કરવા છતાં–ભગીરથ પ્રયાસ આદર્યાં છતાં તેણી એ બંધન તોડી શકતી નથી–એ પાશમાંથી તેણી છૂટી શકતી નથી એજ માયા.

આપણે નૌકોઇ ગ્રીક ગાથામાંના કલ્પિત સુવર્ણલોમની× શોધમાં

---

× ગ્રીક લોકોના પૌરાણિક સાહિત્યમાં વર્ણન છે કે, ગ્રીસ દેશના બેસાલી પ્રાંતના રાજવંશી આથામાસને નેફેલ નામની રાણી હતી. તેને પેટે ફ્રિક્સાસ નામનો એક પુત્ર અને હેલ નામની એક કન્યા અવતર્યાં તે પછી થોડી મુદતે નેફેલ મૃત્યુ પામી અને આથામાસ ઇનો નામની એક ક્યાડમસ કન્યા જોડે ફરી પરણ્યો. અદેખી ઇનોએ શોક્યના સંતાનો માટે પતિના કાન ભંભેરવા માંડયા અને કેટલાક ચરિત્રને અંતે તેણીએ દેવને પારે ફ્રિક્સાસનો ભોગ આપવા કાજે પતિ પાસે હા ભણાવી પણ બલિદાન માટે ઠરાવેલો દિવસ આવી પહોંચતા પહેલા ફ્રિક્સાસની સ્વર્ગસ્થ જનેતાનો આત્મા તેની પાસે ઉપસ્થિત થયો અને તેને એક સુવર્ણલોમયુક્ત યાને સોનાના વાળવાળો મેંઢો આપી કહ્યું કે "આનાપર સવાર થઇ તું સમુદ્રપાર પલાયન કરી જા" તે પ્રમાણે બહેનને લઇ ફ્રિક્સાસે પ્રયાણ કર્યું. પણ કમનસીબે તેની બહેન મેંઢા પરથી ગબડી પડી અને સમુદ્રના અગાધ જળમાં ડૂબી ગઇ પછી ફ્રિક્સાસ કાળા સમુદ્રના પૂર્વતટે આવેલા કોલ્ચિસ નામના સ્થળે આવી પહોંચ્યો અને ત્યાં ઝીઅસ દેવને તે મેંઢાનો ભોગ ચઢાવી તેનું

આમતેમ બાથોડિયા મારીએ છીએ. દરેક જણ ધારે છે કે એ વસ્તુ પોતાને સાંપડશે–પોતાના ભાગ્યમાં તે લખાયલી છે પણ તેમાંના કેટલા સંસારમાં જીવિત રહે છે? સમજનાર માણસો સઘળાજ સમજે છે કે એ સુવર્ણલોમ, એ કરોડમાં એકાદ મનુષ્યનેજ મળવાનો સંભવ છે, તથાપિ સમજુ અસમજુ બધાજ તેને પ્રાપ્ત કરવા બાથોડિયા ભરે છે અને આકાશપાતાળ એક કરી નાખે છે એનુંજ નામ માયા

કૃતાંત કાળ ઉન્નત મસ્તકે સંસારમાં પથે–છ વિચરી રહ્યો છે–નિશદિન અનેક જણને આપણે એ કાળના ભોગ થઈ પડતા જોઈએ છીએ, છતાં પણ આપણે તો મનમાં એમજ ખાંડ ખાયા કરીએ છીએ કે, આપણે કદી મરવાનું નથી–આપણે ચિરકાળ જીવિત રહીશું કેવો વિશ્વાસ! ધર્મરાજા યુધિષ્ઠિરને એક વાર એક યક્ષે પ્રશ્ન પૂછ્યો હતો કે "પૃથ્વીપર સૌથી મહાન કૌતુક કયું છે?" તેના જવાબમાં ધર્મરાજાએ જણાવ્યું હતું કે "આજુબાજુ ચોમેર અનેક જણ દરરોજ મરે છે તે નજરે નિહાળ્યા છતાં જીવતા માનવી ધારે છે કે 'અમે કદાપિ નહિ મરીએ' તે મોટામાં મોટું કૌતુક છે" એનુંજ નામ માયા

આ વિષમ વિરોધભાવ આપણી બુદ્ધિ, જ્ઞાન–રે! જીવનની સમસ્ત ઘટનાઓમાં વ્યાપેલો હોઈ સર્વત્ર નજરે પડે છે સુખ એ દુઃખનો અને દુઃખ એ સુખનો અનુગામી થાય છે કોઈ એક સુધારક જન્મે છે અને કોઈ અમુક જાતિ કિંવા પ્રજાની અંદર પ્રવર્તી રહેલા અનેક દોષાનું નિવારણ કરવા કમર કસે છે, પણ તે દૂર થાય તે પહેલા તો હજારો બીજા અનર્થ અન્યત્ર પ્રગટે છે એ તો પડવા બેઠેલા પુરાતન મકાનના જેવી વાત છે જીર્ણ થયેલા મકાનને એક ઠેકાણે થાગડથીગડ કરવી ઉભું રાખવા જતાં તે બીજી બાજુએથી ખવાવા માંડે છે, અને એ ક્રમ એ જીર્ણ મકાનને સંપૂર્ણ તોડી પાડી તેને નવેસર રચવામાં ન આવે ત્યાંસુધી અવિરત પણે ચાલ્યાજ કરે છે તેજ પ્રમાણે માનવસમાજનું પણ સમજવું અમારા ભારતવર્ષમાં સુધારકો પરાણે પળાવવામાં આવતા વૈધવ્યવ્રતના અનર્થો સામે ઝુંબેશ ચલાવે છે. ત્યારે તમારા પાશ્ચાત્ય પ્રદેશોમાં અવિવાહિત રહેવાનો વાયરો વાઈ રહ્યા છે અને એજ અદીનો મોઢામાં મોટો અનર્થ કિંવા દોષ છે–અર્થાત્ એક બાજુ

---

ચામડું લઈ તેણે માર્સ દેવના કુંજમાં લટકાવ્યું એક દૈત્ય એ ચામડાની રાતદિવસ રક્ષા કરવા લાગ્યો. કેટલીક મુદત વીત્યા બાદ તે સુવર્ણલોમને લાવવા કાજે આથામસનો ભત્રીજો જ્યાસન તેના પ્રતિસ્પર્ધીને કહ્યાથી ચઢ્યો અને આર્ગો નામના એક વિશાળ જહાજમાં અનેક સુવિખ્યાત વીરોને લઈ નીકળ્યો. રસ્તામાં તેને વિવિધ પ્રકારની મુશ્કેલીઓનો નડી છતાં તે બધીનું નિવારણ કરી તે માર્સદેવના મંદિરના પહોંચ્યો અને પોતાની ઈષ્ટ વસ્તુ જે સુવર્ણલોમ, તે મેળવવામાં સફળ થયો ગ્રીકોના પુરાણમાં આ ઘટના "આર્ગોનોટિક એક્સપેડિશન" નામે સુપ્રસિદ્ધ છે. (ગોલ્ડન ફ્લીસ")

કુંવારાના કષ્ટ કાપવામાં સહાયભૂત થવાનું, તો બીજી તરફ વિધવાઓના સંકટનું નિવારણ કરવા કટિબદ્ધ થવાનું છે. કારણ કે બન્ને દુઃખી થાય છે. સંસાર એમજ ચાલે છે. સંસારના અનર્થો જૂના સંધિવાતના હઠીલા દર્દ જેવા છે. દવા કરી કરી તેને મસ્તકમાંથી કાઢો તો તે બદનમાં ભરાય છે, અને બદનમાંથી હાંકો તો પગમાં ભરાય છે, પણ એ રોગ પીછો નથી મૂકતો તે નથીજ મૂકતો. જગતમાં કેટલાક માણસો દોલતમંદ હોઇ વિદ્યા, વૈભવ અને જ્ઞાનસંપાદન—એ તેમનાજ હાથનો ઇજારો બની રહે છે જ્ઞાનનો મહિમા કેવો ભારે છે અને તે કેવું મનોહર છે ! જ્ઞાન મેળવવું અહા, કેવું સુંદર છે ! અને છતાં તે કેવળ અમુક વર્ગનાજ હાથમાં! કેવું ભયંકર ! એવામાં કોઇ સુધારક જન્મે છે અને જનસમુદાયમાં જ્ઞાનનો મહિમા ફેલાવી ઉપદેશે છે કે "વિદ્યા, વિત્ત અને સંસ્કાર-એ કોઇ એક સુનંદા વર્ગનીજ મિલકત નથી, સર્વ કોઈ તેમને મરજી મુજબ મેળવી શકે છે." સુધારક પોતે ઉપદેશ આપીનેજ વિરમતો નથી, પણ પોતે ઉપદેશેલી વસ્તુઓ સકળ જનસમુદાયને સહેલથી પ્રાપ્ત થઇ શકે તેવો પ્રબંધ કરે છે અને તેને સફળ કરવા ભારેમાં ભારે જહેમત ઉઠાવે છે. પરિણામે જનસમુદાયમાંના કેટલાક જણ વધારે સુખી બનતા જાય છે; પણ એ જ્ઞાનનું ચિંતન-મનન જેમ જેમ વધારે પ્રમાણમાં થતું જાય છે યાને પ્રજા જેમ જેમ વધારે સુઘડ અને સંસ્કારી બનતી જાય છે, તેમ તેમ તેના શારીરિક સુખનો હ્રાસ થતો જાય છે. સુખની સંવેદના યાને લાગણી સાથે અસુખ કિંવા દુઃખની લાગણી પણ તેટલીજ તીવ્ર બને છે તો પછી આપણે કયો માર્ગ ગ્રહણ કરીશું ? આપણે અહીં રહ્યા જે કંઇ થોડું ઘણું સુખ ભોગવીએ છીએ, તે બીજે કોઇ ઠેકાણે તેટલાજ પ્રમાણમાં અસુખ ઉત્પન્ન કરતું હશે. સઘળીજ વસ્તુની એ સ્થિતિ છે-માનો તે એક કુદરતી કાનુન છે. તરુણોના મગજમાં કદાચ આ વાત એકાએક નહિ ઉતરે, પણ જેમણે જગતના વાયરા લાખો વખત ખાધા છે અને જેમણે સંસારની અનેક લીલી સૂકી અનુભવી છે, તેમને ગળે એ વાત ટપ દઇને ઉતરશે. ભાઇ ! એજ માયા છે.

માયાનો આવો વ્યાપાર તો રાતદિવસ જેમનો તેમ અસ્ખલિતપણે ચાલ્યાજ કરે છે, કિન્તુ તેની મીમાંસા કરવાનું યાને તેનું રહસ્ય ઉકેલવાનું કામ માત્ર કઠિનજ નહિ પણ અશક્ય છે. કોઇ પૂછશે કે, એમ કેમ છે ? તો કે એ પ્રશ્નનો જવાબજ સંભવતો નથી; કેમકે તાર્કિક દૃષ્ટિએ જોતાં એવો પ્રશ્નજ ઉપસ્થિત થઇ શકતો નથી. કોઇ પણ પ્રશ્નનો ઉત્તર આપતાં પહેલાં તેનો ભાવ કળાયો જોઇએ, પણ અહીં તેમ નથી થતું યાને શું પૂછવામાં આવે છે તેજ નથી સમજાતું. મતલબ કે, અમુક એક વસ્તુસ્થિતિ યાને સત્ય ઘટનાના

સબંધમા "કેવી રીતે?" કે "શામાટે" એ પ્રશ્નજ હોઈ ન શકે, આપણે માત્ર એટલુ જ જાણીએ છીએ કે, એ બાબત એવીજ છે અને ત્યા આપણો કઇ કરતા પણ તાગ ખાતો નથી યાને આપણો કોઇજ ઈલાજ ચાલતો નથી તેને પકડવાનો પ્રયત્ન કરવો, કિવા આપણા માનસપટ પર તેની આબેહૂબ છબી ચીતરવી એ આપણા ગજા બહારની વાત છે. તો પછી તેનો નિર્ણય તે આપણે કેવી રીતે કરી શકીએ? કેવી છે એ માયા! એના કાર્યને આપણે એક પળભર પણ થભાવી શકતા નથી. તેને પકડવા જતા તે પ્રત્યેક પળે આપણા હાથમાથી આગળ ને આગળ સરકતી જાય છે. આપણે બધા અધ યંત્રની માફક તેના દોર્યા દોરાયા જઇએ છીએ. અગાઉ આપણે કોઇ કોઇ વાર કઇ કંઇ નિ સ્વાર્થતાના કે પરોપકારના કામ કર્યા હોય છે, તેમને સંભારીને આપણે મનમા મકલાઇએ છીએ કે "એ કાર્યો મે મારી સપૂર્ણ શુદ્ધિ તથા જાણુ વિચારપૂર્વક કર્યા છે," પરતુ વાસ્તવિક રીતે જોતા તો તે કાર્યો કર્યા વગર આપણો છૂટકો નહોતો તેથીજ આપણે તે કાર્યો કર્યા હોય છે. અત્યારે હુ આ ઠેકાણે ઉભો રહીને આપની સમક્ષ વ્યાખ્યાન કરી ઉપદેશ આપી રહ્યો છુ, અને તમે બેઠા બેઠા તે શ્રવણ કરો છો—એ કાર્યો પણ આપણે, તેમ કર્યા વગર આપણો છૂટકો નથી માટેજ, કરી રહ્યા છીએ વ્યાખ્યાન પૂરૂ થતા આપ સર્વે અહીથી ઘેર સીધાવશો. ત્યારબાદ આપમાના કેટલાક તો થોડો ઘણો પણ ઉપદેશ ઉરમા ઉતારશો અને તેનો લાભ ઉઠાવશો, ત્યારે બીજા વળી એમ પણ માનનાર નીકળશે કે "અમસ્થો કઇનો બકબકાટ કરી ગયો." હુ પણ મારે મુકામે જઇશ અને મારા મનમા ધારી લઇશ કે મે વ્યાખ્યાન આપ્યુ છે. પણ ખરૂ પૂછાવો તો એમાનુ કઇજ આપણે સ્વેચ્છાથી કર્યુ નથી એ તો માયાજ આપણી પાસે તેમ કરાવે છે એજ માયાનો પ્રભાવ!

અર્થાત્ કે માયા એટલે સસારની વસ્તુસ્થિતિનુ યાને સસારની ગતિનુ વર્ણન સામાન્ય રીતે લોકો આવી વાતો સાભળીને ગભરાય છે; પણ આપણે સાહસિક અને ધર બનવાની જરૂર છે દર્દીની ખરી હાલત છુપાવી રાખવાથી જેમ દર્દની યથાર્થ ચિકિત્સા થઇ શકતી નથી, તેમજ સત્ય બાબત સંતાડી રાખવાથી કોઇ પણ સવાલનો નિર્ણય કરવાનો સરલ માર્ગ લાધતો નથી. તમે સૌ સમજવાની વાત તો જાણતાજ હશો. પોતાની પૂઠે પડેલા શિકારી કુતરાઓથી બચવા કાજે સસલુ પોતાનુ માથુ નીચે ભોયપર સતાડી દઇને જેમ પોતાની જાતને સલામત અને સુરક્ષિત માને છે તેવી રીતે આપણે માનવીઓ પણ જ્યારે સુખાશાવાદ કિવા નિરાશાવાદના પૂજમા તણાઇએ છીએ, ત્યારે આપણુ વર્તન પણ આબેહૂબ એ સસલાના જેવુજ હોય છે. પરંતુ માયાના વમળમાથી બચવાનો એ કઈ ખરો ઇલાજ નથી.

બીજી તરફ આ માયાવાદની સામે કેટલાક વાંધા પણ ઉઠાવવામાં આવે છે; પણ ધ્યાનમા રાખવાનું છે કે એવા વાંધા, જેમની પાસે જીવનને સુખ-સ્વચ્છંદતામાં બહેલાવવાનાં સાધનો વિપુલ પ્રમાણમાં હોય છે, તેમની તરફથી સામાન્ય રીતે ઉઠાવાય છે. અંગ્રેઇંગ્લંડ દેશમાં નિરાશાવાદી થવું બહુ કઠણ છે. દરેકને મોઢે હું સાંભળું છું કે "સંસારનું કાર્ય કેવું ફાંકડું ચાલી રહ્યું છે! સંસારની કેવી સરસ ઉન્નતિ થઇ રહી છે! પરંતુ ખરૂં પૂછાવો તો એમ બોલનારને મન તો પોતીકું જીવનજ સમસ્ત સંસારરૂપ હોય છે. એનો સંસાર એટલે કે એનું પોતીકું જીવન. 'પોતે સુખી તો સમસ્ત સંસાર સુખી અને પોતે દુઃખી તો સંસાર આખો દુઃખી' એમજ સામાન્ય રીતે લોકોનું માનવું હોય છે; અને ઇંગ્લંડમાં જડ આબાદી વિશેષ પ્રમાણમાં હોવાથી ત્યાંના લોકોને મન આખો સંસાર આબાદ અને ઉન્નતિશીલ લાગે તેમા શી નવાઇ? આ ઠેકાણે પાછા જૂના પ્રશ્નો ઉપસ્થિત થાય છે કે "ખ્રિસ્તીધર્મજ દુનિયામાં એક માત્ર ખરો ધર્મ હોઇ શકે છે, કારણકે ખ્રિસ્તી ધર્મ પાળનારી પ્રજાઓજ જુઓ, જગતમાં આબાદ અને સમૃદ્ધિશાળી છે." પરંતુ આ હેતુવાદમાં યાને આ દલીલમાં વિરોધાભાસ રહેલો છે; કેમકે ખ્રિસ્તી પ્રજાઓની આબાદાની અને સૌભાગ્યવૃદ્ધિ બીજી પ્રજાઓની પાયમાલી અને દુર્ભાગ્યવૃદ્ધિ ઉપરજ આધાર રાખે છે. ખ્રિસ્તી પ્રજાઓની આબાદી અને સૌભાગ્યવૃદ્ધિથી ખ્રિસ્તીતર પ્રજાઓનું લોહી ચૂસાય છે, એ ભૂલવું ન જોઇએ-અર્થાત્ કે ખ્રિસ્તી પ્રજાઓને પોતાની આ કહેવાતી આબાદી અને સૌભાગ્યલક્ષ્મી ટકાવી રાખવા માટે કોઇ ને કોઇ શિકાર તો અવશ્ય જોઇએ છે. હવે જો ખ્રિસ્તી ધર્મજ એકલો ખરો ધર્મ હોય અને તેના પ્રભાવથી આખી દુનિયાજ ખ્રિસ્તી બની ગઈ, તો તો પછી અત્યારની ખ્રિસ્તી પ્રજાઓ પ્રમાણમાં ગરીબ થઈ જવાની-નિદાન તેમની સૌભાગ્યવૃદ્ધિ તો અટકી જવાની; કેમકે દલીલ મુજબ તો બીજી પ્રજાઓ ખ્રિસ્તી બનતા તેઓ પણ આબાદ અને સમૃદ્ધ બનવીજ જોઇએ. જો તેમ ન થાય તો દલીલ મુજબ ખ્રિસ્તી ધર્મની શ્રેષ્ઠતાનો દાવો ખોટો ઠરે, અને જો બીજી પ્રજાઓ પણ તેવીજ આબાદ અને સમૃદ્ધ બને તો પછી અત્યારની ખ્રિસ્તી પ્રજાઓને કોઇ ખ્રિસ્તીતર પ્રજાઓ શિકાર માટે ન મળે અને તેથી સ્વાભાવિક રીતેજ તેઓ કંગાલ બને. મતલબ કે, ધર્મની સચ્ચાઇ સંબંધી ઉપલી દલીલજ ખોટી છે, એનું ખંડન એની મેળેજ થઇ જાય છે. ઉદ્‌ભિજ્જ યાને વનસ્પતિ પશુઓના આહારરૂપ બને છે, પશુઓ મનુષ્યોનું ભક્ષ્ય છે અને તેમાયે અતિનિંદ્ય વાત તો એ છે કે, મનુષ્ય પોતાની જાતપર પણ પરસ્પર છૂરીઓ ચલાવે છે-સબળાંઓ નબળાને હમેશાં પોતાનું ભક્ષ્ય બનાવે છે. જગતમાં સર્વત્ર આમ

થઇ રહ્યુ છે, અને એજ માયા છે આ રહસ્યનો ખુલાસો જડે છે? દરરોજ નવા નવા ખુલાસા આપણા સાંભળવામા આવે છે તેમા કહેવામાં આવે છે કે, વખત જતા સૌ સારા વાના થશે જો કે એમ કદાપિ બનશે કે કેમ એ અત્યત સંદેહભર્યું છે, તથાપિ દલીલને ખાતર ઘડીભર માની લઇએ કે તેમ થવુ શકય છે, છતા પણ આવી પૈશાચિક પદ્ધતિનુજ અવલબન સારા વાના કરવા સારૂ શામાટે થવુ જોઇએ? પૈશાચિક રીતિનો મદદવગર કોઇ શુભ ને મગળમય પદ્ધતિથી એ મગળ કાર્ય કેમ સાધી ન શકાય? પૈશાચિક પદ્ધતિથી કદાચ વર્તમાન યુગના માનવસમાજના વશજો ભવિષ્યમા સુખી થશે એમ માનીએ, પણ તેથી આપણને શો લાભ? આપણે શામાટે અત્યારે આ ભીષણ યત્રણા અને અત્યાચારના ભોગ બનવુ? અત્યારની આ યત્રણાની જરૂરજ શી છે? આ પ્રશ્નનો કઇજ ખુલાસો થઇ શકતો નથી એજ માયા છે

વળી, ઘણીવાર આપણે એમ પણ કહેવાતું સાભળીએ છીએ કે, જગતના દોષો અને અનર્થો ક્રમે ક્રમે એમની મેળે ટળતા જાય છે, એમનુ નિવારણ આપોઆપ થતું જાય છે, એમ થવુ એ તો ક્રમવિકાસવાદનુ ખાસ લક્ષણ છે અને એવી રીતે ક્રમે ક્રમે પણ સતત નિવારણ થતા થતા દોષમાત્ર-અનર્થમાત્ર જગતમાથી ટળી જશે અને આખરે કેવળ શુભ અને મગળ હશે તેજ રહેશે સાભળવામા તો એ બહુ સુદર અને કર્ણપ્રિય વાત છે, એટલુજ નહિ પણ જેમની પાસે સસારની સુખસામગ્રી ભરપટ્ટે છે, જેમને જીવન કલહની કઠોર યત્રણા રોજ ને રોજ સહેવી પડતી નથી અને જેમને આ કહેવાતા ક્રમવિકાસવાદના ચક્કર નીચે ચગદાવુ પડતું નથી, તેમને તો એ વાતથી ગનગલીઆ ઉપજે તેમની દાભિકતા અને મિથ્યાડબર વધી જાય તેમ છે એવા નસીબદારોને માટે તો એ વાત ખરેખર અતિશય સુખદ અને શાતિદાતા છે બહુજન સમાજને સહેવુ પડે-પીલાવુ પડે, પણ તેમા એમને શુ? ભલે તેઓ મરી જતા, કચડાઇ જતા કે ઘુઘાઇ જતા, તેમનો શો હિસાબ છે? બહુ સારૂં, પણ આ દલીલજ મૂળથી છેડા સુધી ભ્રમાત્મક છે એમા પ્રથમ તો પ્રમાણ વિનાજ એમ સ્વીકારી લેવામા આવે છે કે, જગતમા જણાતા શુભ અને અશુભ એ બે ખરેખરી વાસ્તવિક વસ્તુએ છે, અને બીજી, પહેલી કરતા વધારે દોષપાત્ર ધારણા એ છે કે, શુભનું પ્રમાણ ક્રમે ક્રમે વધતું જાય છે અને અશુભનું પ્રમાણ ક્રમે ક્રમે ઘટતું જાય છે આથી કરીને અશુભનું પ્રમાણ આ રીતે -કે જેને ક્રમવિકાસને નામે ઓળખવામા આવે છે તે રીતે-ઘટતા ઘટતા એક સમય એવો આવી લાગશે કે જ્યારે કેવળ શુભજ અવશિષ્ટ રહેશે આ કહેવુ તો બહુ સહેલુ છે, પણ અશુભનું પરિમાણ

ક્રમે ક્રમે ખરેખર ઘટતું જાય છે, એ વાત શું સાબીત થઇ શકે તેમ છે? તે વધતું જતુંજ કેમ ‘નહિ’ હોય? ઉદાહરણતરીકે, એક અરણ્યનિવાસી મનુષ્યને આપણે લઇએ કે જેને મનને સંસ્કારી કેવી રીતે બનાવવું તેની ગતાગમ નથી, પુસ્તક વાંચતાં કરતાં આવડતું નથી કે લેખનકળાનું નામ સુદ્ધાં સાંભળ્યું નથી. એ માણસના અંગપર આજ રાત્રે પાંચ પંદર સખ્ત ઘા કરો અને જુઓ કે બીજેજ દિવસે તે બારસો હરતો ફરતો થયો છે; એના શરીરમાં એક સુતીક્ષ્ણ અસ્ત્રો ભોંકીને બહાર ખેંચી કાઢો તોપણ તેને જલદી રૂઝ વળી જાય છે અને કંઈ વિશેષ દુઃખ થતું નથી–અર્થાત્ કે સખ્ત ઘાયલ થવા છતાં પણ તે ઝપાટાબંધ પાછો સાજો થઇ જાય છે; ત્યારે આપણે સુધરેલા કહેવાતા નગરનિવાસીઓ સાધારણ ઉપરછલ્લા ઘાથી કિંવા રસ્તે ચાલતાં ઠેસ વાગવાથી પણ ટપ દઇને રામશરણ થઇએ છીએ. વળી, યંત્રો વસ્તુઓને સોંઘી અને સસ્તી બનાવે છે તથા પ્રગતિ અને ક્રમવિકાસના કાર્યને મદદ કરે છે; પણ એથી થતા ગેરલાભ પણ તેવાજ ભારે છે. એક માણસને તાલેવંત બનાવવા કાજે હજારોને કંગાલિયત તથા ભૂખમરાને ભેટવું પડે છે અનેથોકબંધ મનુષ્યોને કૂતરાંબિલાડાં જેવું ગુલામી જીવન ગુજારવું પડે છે. જોયું ને, જગત અત્યારે કેમનું ચાલી રહ્યું છે તે! વળી, પાશવગુણપ્રધાન મનુષ્યોનું જીવન ઇંદ્રિયપરાયણ છે–અર્થાત્ તેમના જીવનનાં સુખદુઃખનો આધાર ઇંદ્રિયોની તૃપ્તિ યા અતૃપ્તિ ઉપર છે. એવા માણસને જો ભરપટ્ટે ખાવાનું નથી મળતું તો તે દુઃખી બને છે; અથવા તો તેના શરીરને જો કંઈ ઇજા થાય છે તોપણ તેને દુઃખ થાય છે. તેનાં સુખદુઃખના મૂળ ઇંદ્રિયજન્ય ભોગોમાં છે તેમજ તેમનો અંત પણ તેમાજ છે. આવો માણસ જો ઉન્નતિને પંથે પરવરે છે અને તેનું જીવન કંઇક ઉચ્ચ સંસ્કારોથી રંગાવા પામે છે, તો તેની સુખની ભાવના પણ લાગલી વિશાળ બનવા પામે છે. પણ તેની સીમારેખા વધતાં તેની દુઃખની સીમારેખા પણ તેટલાજ પ્રમાણમાં વધે છે. અરણ્યનિવાસી માણસ ઇર્ષા કરવાનું સમજતો નથી, કોર્ટ કચેરીઓનાં પગથિયાં ચઢવાનું જાણતો નથી, નિયમિત કરવેરા ભરવાનો તેને મહાવરો નથી કે લોકનિંદાના ભોગ થવાનો તેને ખ્યાલ નથી. વળી પ્રત્યેક મનુષ્યના દિલની ગુપ્ત વાત જાણી લેવા માટે જે વિવિધ પૈશાચિક પદ્ધતિઓ પ્રચારમાં આવેલી છે, અને તેના ઓઠા હેઠળ જે ભીષણ અત્યાચાર માનવબંધુ પરસ્પર કરે છે તેવી પૈશાચિક પદ્ધતિઓના રાતદિન ભોગ થઇ પડવાનો પણ તેને લેશ પરિચય નથી. સભ્ય કહેવાતાં માણસોને હાથે થતા ભીષણ અત્યાચારો જોઇ એ બિચારો મુંઝાઇ જાય છે. જ્ઞાનનો આવડો આડંબર, તેમજ માનવ અવતારનો અને સભ્યતાનો આવડો ગર્વ હોવા

છતા પણ મનુષ્ય હિંસક પશુ કરતા પણ સહસ્રગણો વધારે હિંસક અને પૈશાચિક વૃત્તિવાળો કેમ બને છે, તેની એ બાપડાને સમજણજ નથી પડતી. મતલબ કે, આવી રીતે મનુષ્ય ઇંદ્રિયપરાયણતાના ક્ષેત્રમાંથી જેમ જેમ બહાર નીકળતો જાય છે, તેમ તેમ તેની સુખાનુભવની ઉચ્ચતર શક્તિઓ વિકસતી જાય છે; પણ તેની સાથે એની દુઃખાનુભવની શક્તિઓ પણ તેટલીજ ખીલે છે. આપણી મરજી હોય કે ન હોય પણ સુખાનુભવની ઉચ્ચતર શક્તિઓ ખીલવાની સાથે દુખાનુભવની શક્તિઓ પણ તેટલા પ્રમાણમા ખીલવાનીજ. સુખદુઃખની શક્તિઓનો વિકાસ થવો એટલે જ્ઞાનતંતુઓનું વધારે કોમળ બનવુ, અને સુખદુઃખ એટલે વૃત્તિઓની તૃપ્તિ યા અતૃપ્તિ. સુખદુખ અનુભવવાના જ્ઞાનતંતુ તો એકના એકજ હોવાથી ઇચ્છાની તૃપ્તિથી સુખ ઉપજવાનું અને અતૃપ્તિથી દુ:ખ થવાનુ. સભ્યતા વધતા માણુસના જ્ઞાનતતુઓ વધારે કોમળ બને છે અને પરિણામે તેની સુખાનુભવની શકિતઓ સાથે દુખાનુભવની શકિતઓ પણ તીક્ષ્ણ બને છે. એનો દાખલો જુઓ.-કોઇ અભણ ને ગમાર જેવા પછાત વર્ગના માણસને ગાળો દેવામા આવે છે ત્યારે તેની લાગણી કઇ ઝાઝી દુખાતી નથી. તે તો માત્ર એમજ સમજે છે કે, તેની ઝાટકણી કાઢવામા આવી અને ગાળો જેમ વધારે સખત અને ખરાબ તેમ તે પોતાની ઝાટકણી પણ વધારે સખત સમજે છે. પરંતુ એક સભ્ય અથવા સસ્કારી માણસથી એકાદી સામાન્ય ગાળ પણ સાખી શકાતી નથી, એટલુંજ નહિ પણ સમાજમા તેનો દરજ્જો જેમ વધારે તેમ એ ગાળ તેને વધારે અસહ્ય થઈ પડે છે. આનુ કારણ એટલુજ છે કે, તેના જ્ઞાનતંતુઓ તે તે પ્રમાણુમા વધારે કોમળ બનેલા હોય છે. આવા દાખલા કોઈ એક વિશિષ્ટ સમાજમાજ નહિ, પણ જગતના હરકોઈ સમાજમા જોઇએ તેટલા મળી આવશે. મતલબ કે, સુખગ્રાહક શકિત સાથે મનુષ્યની દુ:ખગ્રાહક શકિત પણ વધે છે, અને નહિ કે ઘટે છે.આ પરથી તમે સ્પષ્ટ સમજી શકશો કે, ક્રમવિકાસવાદની દલીલ કેવી નબળી છે-ક્રમવિકાસવાદીનો કેસ યાને દાવો કેવો લુલો છે. સુખાનુભવની શકિતના વધારા સાથે મનુષ્યની દુઃખાનુભવની શકિત વધે છે, એટલુંજ નહિ પણ ઘણી વાર તો મને એમ કહેવાનું પણ મન થઇ જાય છે કે, આપણી સુખાનુભવની શકિત ×યોગાંકના નિયમે

× યોગાંક અને ગુણાંક-યોગાંક એટલે ૮+૫+૭+૯ વગેરે, અહીંઆ આપેલી સંખ્યામાં ઉત્તરોત્તર અબ્બેનો વધારો થયેલો છે-અર્થાત્ કે એક રકમ પોતાની પોરાની રકમ કરતા ૨ જેટલી વધારે છે ત્યારે ગુણાંક એટલે ૩+૬+૧૨+૨૪ વગેરે; અર્થાત્ કે ગુણાંક એટલે પ્રત્યેક પાછલી રકમ પોતાની પૂર્વગામી રકમ કરતા બમણી હોય તે. અહીં આપેલી રકમો તપાસશો તો પાછલી રકમ પોતાની પહેલાની રકમ કરતાં બમણી જણાશે.

વધે છે ત્યારે દુઃખાનુભવની શક્તિ ગુણાકના ક્રમે વધે છે પ્રગતિને પંથે પરવરી રહેલા આપણે એ વાત તો સારી પેઠે સમજીએ છીએ કે, આપણે જેમ જેમ વધારે ને વધાર પ્રગતિ કરતા જઈએ છીએ, તેમ તેમ દુઃખના તેમજ સુખના દરવાજા વધારે ને વધારે મોકળા થતા જાય છે જેમકે દવાખાના અને ડૉક્ટરો તેમજ રોગોની ચિકિત્સા અને તેમના નિદાનોના વધારા સાથે રોગો ને રોગીઓની સંખ્યામા પણ વધારો થતો રહ્યો છે ભૌતિક વિજ્ઞાનની અજબ શોધખોળોથી વિદ્યાહુન્નરની અભિવૃદ્ધિ તથા વ્યવહારની સગવડમા વધારો થયો છે, પણ તેનીજ સાથે નબળાને કચરી મારવાના અને શાંતિને નામે અશાંતિ ફેલાવવાના સાધનોમા તેમજ સંહારક અસ્ત્ર શસ્ત્રોમા પણ વધારો થયો છે એવુજ બધી બાબતમા ત્યારે એ બધુ શુ ? એ તો માયા ભાઇ, માયા !

આ પ્રમાણે આપણે જોઇએ છીએ કે, માયા એ સંસારના રહસ્યની સમજુતી આપનાર કોઈ ચોક્કસ મતવાદ નથી, એ તો સંસારની સ્થિતિ અને સંસારની બાબતો વસ્તુત જેવા રૂપમા છે તેવાજ રૂપમા તેનુ આબેહૂબ વર્ણન કરે છે જેમકે–આપણી હયાતિનો મૂળ પાયોજ વિરુદ્ધભાવ છે યાને આપણા અસ્તિત્વનુ મંડાણજ વિરોધાભાસના પાયાપર થયેલુ છે એ ભયાનક વિરોધાભાસની વચમા રહીનેજ આપણે સર્વત્ર વિચરવાનુ છે વળી, જ્યા શુભ અગર મંગળ રહેલુ હોય છે, ત્યા અશુભ અથવા અમંગળ પણ સાથે રહ્યુ હોય છે, તેમજ જ્યા આગળ અશુભ અને અમંગળ હોય છે, ત્યા આગળ સાથે શુભ ને મંગળ પણ હોય છેજ. તેમજ જ્યા જીવન હોય છે, ત્યા મૃત્યુ પણ છાયારૂપે અનુસરે છે. જેઓ હસે છે તેમને રોવુ પડશે અને જેઓ રડે છે તેમને હસવાનુ પણ આવશેજ સંસારની આ વસ્તુસ્થિતિ જેમ છે તેમની તેમજ રહેવાની, તે બદલી બદનામ તેવી નથી આપણે એક એવુ સ્થાન અવશ્ય કલ્પી શકીએ કે જ્યા કેવળ શુભ અને મંગળતાનુજ સામ્રાજ્ય હોય અને અશુભ કે અમંગળતાની ગંધ સરખી ન હોય, અને જ્યા આપણને કેવળ હસવાનુજ પ્રાપ્ત થાય અને કદાપિ રડવુજ ન પડે એવી કલ્પના કરવી તો સહેલ છે–કલ્પનાના ઘોડા દોડાવવામા કંઈ જતુ નથી પરંતુ વસ્તુસ્થિતિ જે હદસુધી છે તેવી ને તેવીજ સ્થિતિ જગતમા સર્વત્ર વિદ્યમાન છે, ત્યાસુધી તો એવુ સ્થાન હોવુ અસંભવિતજ છે કેમકે વિશ્વની રચનાજ વિરોધભાવના પાયા-પર થયેલી છે, અને તેથી જ્યા આગળ આપણને હસાવવાની શક્તિ રહેલી હોય છે, ત્યા આગળ રડાવવાની શક્તિ પણ ગુપ્ત રીતે રહેલીજ હોય છે તેમજ જ્યા સુખ ઉપજાવવાની શક્તિનો વાસ છે ત્યા દુઃખ પેદા કરવાની શક્તિ પણ કોઇ ને કોઈ ખૂણે છુપાયલીજ હોય

ચાલુ રાખીશું સુખદુઃખની ઉભય શક્તિઓજ આ વિશ્વને જીવંત રાખે છે અને છેવટે એક દિવસ એવો આવે છે કે જ્યારે આપણે સ્વપ્નદર્શનમાંથી જાગ્રત થઇને આ માટીના પૂતળાં બનાવવાની રમત છોડી દઇશું. ને ખરેજ' આ બધો વખત આપણે માટીના પૂતળાંજ નિર્માણ કરી રહ્યા છીએ. એ શિખામણ આપણે ગ્રહણ કરવી પડશે, અને એ ગ્રહણ કરતાં આપણને દીર્ઘસુદીર્ઘ સમય લાગશે

વેદાન્ત કહે છે કે-"અનંતજ અંતવાળું બનેલું છે" એ ઉક્તિના આધારપર એક નૂતન દર્શનશાસ્ત્ર કિંવા તત્ત્વજ્ઞાન રચવાના પ્રયત્ન જર્મનીમાં થયેલા છે, અને ઇંગ્લેંડમાં અત્યારે થઇ રહ્યા છે. પણ એ બધા દર્શનકારોના મતનું પૃથક્કરણ કરી જોતાં માલમ પડે છે કે "અનંત તત્ત્વ જગતની અંદર પોતાને વ્યક્ત કરવાનો હઠ પ્રયત્ન કરી રહ્યું છે અને યથાકાલે તે પ્રયત્નમાં એ ફાવશે અર્થાત્ કે નિરપેક્ષાવસ્થા યાને અવ્યક્તતા એ વિકસિતાવસ્થા યાને વ્યક્તતાના કરતાં ઉતરતી છે કેમકે નિરપેક્ષ સ્વરૂપ વિકસિતાવસ્થામાંજ પોતાને વ્યક્ત કરે છે. માટે જ્યાંસુધી અનંત તત્ત્વ સંપૂર્ણપણે પોતાને વ્યક્ત કરી શકે નહિ, ત્યાંસુધી આપણે તેને ઉત્તરોત્તર એ કાર્યમાં સહાય કરવીજ જોઇશે."આ કથન કાનને લાગે છે તો ઘણું મધુર અને વળી અનંત; વિકાસ, વ્યક્ત-અવ્યક્ત-ઇત્યાદિ દાર્શનિક શબ્દો પણ વપરાયા છે પરંતુ આ નૂતન દાર્શનિકોને ઇતર દાર્શનિક પંડિતો સ્વાભાવિક રીતેજ પૂછી શકે કે "સાન્ત અનંતને સંપૂર્ણપણે વ્યક્ત કરે છે'-એ કથન માટે તમારી પાસે ન્યાયસંગત એવો શો આધાર છે? નિરપેક્ષ અને અનંત સત્તા સોપાધિક યાને મર્યાદિત બનીનેજ જગતરૂપે પ્રકાશિત થયું છે, તેથી કરી એ ઠેકાણે સઘળુંજ મર્યાદિત હોવાનું ઇંદ્રિય, મન તેમજ બુદ્ધિદ્વારા જે જે કંઇ અનુભવી યા કળી શકાય છે તે બધુંજ સસીમ યાને મર્યાદિત છે સસીમ વસ્તુમાં અસીમત્વ યાને અનંતતાનું આરોપણ કરવું કેવળ બેહૂદુ છે સસીમ વસ્તુ અસીમત્વને પ્રાપ્ત થાય એ વિચારજ હાસ્યાસ્પદ છે એમ કદાપિ થઇ શકેજ નહિ

બીજી પક્ષે વેદાન્ત કહે છે કે, નિરપેક્ષ અથવા અનંત સત્તા સાન્તસ્વરૂપે પોતાને વ્યક્ત કરવાની ચેષ્ટા કરે છે, એ વાત સાચી. પણ એવો એક વખત આવશે કે જ્યારે એને પોતાનો એ ઉદ્યોગ નિરર્થક ભાસી સમેટી લેવો પડશે એ પાછા ડગ ભરવાના સમયથીજ ધર્મનો ખરો આરંભ થશે. કારણ કે વૈરાગ્ય એજ ધર્મનું ખરૂં લક્ષણ છે અને પાછાં ડગ ભરવાં એટલેજ વૈરાગ્ય સેવવો. અત્યારના જમાનામાં તો વૈરાગ્યની વાત કરવી પણ કઠિન થઇ પડે છે હું અમેરિકામાં હતો ત્યારે મારેવિષે એમ કહેવામાં આવતું કે હું કોઇ પાંચ હજાર વર્ષપર મૃત્યુ પામેલી અને વિસ્મૃતિના પટમાં

દટાઇ ગયેલી ભૂમિમાંથી આવ્યો છુ અને વૈરાગ્યની વાતો કરૂ છું. લોકો કહેતા " જવા દો, જવા દો, એ તો કોઇ પાચ હજાર વર્ષ પૂર્વેની દુનિયામાથી આવ્યો છે અને વૈરાગ્યની વાતો કરે છે." ઇગ્લૅંડના દર્શનવેત્તાઓ પણ કદાચ એવુ કહેતા હશે, પરતુ સત્ય માનજો કે વૈરાગ્ય અથવા ત્યાગ એજ ધર્મનો ખરો પથ છે તે આ જીવનની સાચી વસ્તુ છે પ્રાણાત પ્રયત્ન કરી જુઓ કે, એ સિવાય અન્ય કોઇ રસ્તો છે ? બીજો માર્ગજ નથી માટે ત્યાગનુજ સેવન કરો ત્યાગો, બસ ત્યાગો. ઇસુએ પણ શુ કહ્યુ હતુ ? એજ કે "મારી ખાતર જે પોતાની જીદગી કુરબાન કરશે તેનેજ તે પદ પ્રાપ્ત થશે." એટલુજ નહિ પણ ઇસુએ તો વારવાર ઉપદેશ્યુ છે કે— "સપૂર્ણતાને પ્રાપ્ત કરવાનો ત્યાગજ એકમાત્ર રસ્તો છે." વળી અમારામા કહેવત છે કે ત્યાગે તેની આગે અને માગે તેથી આઘે. માટે ભાઇઓ ! સૌ કોઇ ત્યાગનુ સેવન કરો—ત્યાગમાજ શ્રેય અને શાતિ છે દરેકની જીદગીમા એક વખત અવશ્ય એવો આવશે કે જ્યારે અતરાત્મા આળસ મરડશે અને આ દીર્ઘકાળની વિષાદપૂર્ણ સ્વપ્નાવસ્થામાથી જાગ્રત થશે, અને બાળક જેમ માતાને નિરખી રમકડા ફેકી દઇ તેની સમીપ દોડી જાય છે, તેમ એ પણ પોતાના આદિસ્વરૂપને પ્રાપ્ત કરવા ઉદ્યોગ કરશે, તે વખતે—

न जातु कामः कामानामुपभोगेन शाम्यति ।
हविषा कृष्णवर्त्मेव भूय एवाभिवर्धते ॥

યાને "કામીજનોની કામવાસના કામ્ય વસ્તુઓના ઉપભોગથી સાત પડતી નથી, પણ અગ્નિમા ઘીની આહુતિ પડવાથી જેમ અગ્નિની જ્વાળા વધે છે, તેમ કામી જનની વાસના પણ ઉપભોગથી વધતી જાય છે"—એ સત્ય બરાબર તેના સમજવામા આવશે ઇંદ્રિયવિલાસ, બુદ્ધિવિલાસ તેમજ મનુષ્ય મનના બીજા પણ વિવિધ વિલાસની એજ સ્થિતિ-ગતિ છે. તે તે બધાજ મિથ્યા હોઈ માયાધીન છે, બધાજ માયાના એક એવા પાશમા લપટાયલા છે કે જેમાથી આપણે છૂટીજ ન શકીએ અનત કાળ આપણે એમા ને એમા દોડયા કરીએ તોપણ તેનો અત આવતો નથી, અને એમા અટવાતા અટવાતા અલ્પ સુખ ભોગવી લેવાનો જ્યા કઈ આપણે પ્રયત્ન કરીએ છીએ કે લાગલા દુ ખના ડુ ગર આવીને આપણને દબાવી દે છે કેવી ભયકર અવસ્થા ! અને જ્યારે જ્યારે હું એના વિષે વિચાર કરૂ છુ, ત્યારે ત્યારે મને એમ લાગ્યા વગર નથી રહેતુ કે, આ માયાવાદ યાને બધુ જ માયામય છે—એજ માત્ર એનો એક યથાર્થ ખુલાસો છે આ સસારમા, અહા ! કેટલા બધા દુ ખના ઢગલા પડયા છે ! અને જો આપણે વિવિધ રાષ્ટ્રોમા પ્રવાસ કરીશુ તો જણાશે કે, એ દુ ખના ડુગરાઓને દૂર કરવાને એક દેશ એક રસ્તો અખત્યાર કરે છે, તો

બીજી પ્રજા વળી બીજીજ રીતે મથે છે. એક જાતનું દુઃખ દૂર કરવા જૂદી જૂદી પ્રજાઓએ કમર કસી છે અને તેને ટાળવાના વિવિધ જાતના પ્રયત્નો અજમાવી જોયા છે, પણ હજીસુધી તો કોઇએ સફળતા મેળવી કરી નથી—એટલે કે કોઇને પણ વિજય મળ્યો નથી. જો કોઇ ખૂણે તેનું પ્રમાણ અલ્પ સ્વરૂપ ઘટ્યું હશે તો બીજે ખૂણે વળી તેના પર વધારે ઘાવ થયા હશે એની ગતિજ એવી છે. હિંદુજાતિએ પોતાની જાતીય વિશુદ્ધતા અને પવિત્રતાનું પ્રમાણ જાળવી રાખવા સારૂ બાળલગ્નને અનુમતિ આપી, જેને પરિણામે ક્રમેક્રમે સમગ્ર હિંદુજાતિનું અધઃપતન થયું છે. બીજી તરફ તમે ઇંગ્લૅંડવાસીઓ પણ શું વધારે સારી સ્થિતિમાં છો ? અલબત નહિજ. તમારાં આ કહેવાતા પ્રેમલગ્ન અને સ્ત્રીસ્વાતંત્ર્યની આહુતો પણ ક્યાં ઓછી છે ! યાદ રાખો કે, સતીત્વ યાને પવિત્રતાજ હરકોઇ જાતિની જીવનશક્તિ છે. દુનિયાના ઇતિહાસોમાં શું તમે નથી જોયું કે, કોઈ પણ જાતિના વિનાશનું બીજ તેના અસતીત્વમાં અથવા અપવિત્રતામાં રહેલું છે ? અસતીત્વ અને અપવિત્રતા એ જાતિના મૃત્યુનું લક્ષણ છે એ જે જાતિમાં પ્રવેશ થવા પામ્યું તે જાતિનો વિનાશ ઢુંકડો અથવા હાથવેંતમાં છે, એમ સમજી લેવું. આ બધા દુઃખદાયક પ્રશ્નોનો ઉકેલ ત્યારે શી રીતે થઈ શકે ? જો માતાપિતા તરફથીજ પોતપોતાના સંતાનો માટે સુયોગ્ય જોડની પસંદગી થાય છે—એટલે કે પુત્રમાટે યોગ્ય કન્યાની અને કન્યા માટે યોગ્ય વરની પસંદગી કરવાનું કામ માતાપિતાનાજ હાથમાં હોય છે, તો આ અનર્થ—આ તમારા કહેવાતા પ્રેમલગ્નના દોષો ઘણે અંશે ઓછા થાય છે. અમારી ભારતપુત્રીઓમાં રસિકતા કરતાં વ્યવહારકુશળતાનો ગુણ વધારે હોય છે, પણ તેમની જીંદગીમાં કાવ્ય અથવા કલ્પનાપ્રિયતા જેવું બહુજ ઓછું હોય છે હવે જે સમાજમાં સ્ત્રીપુરુષો પોતપોતાનો જીવનસાથી પોતાની મેળેજ પસંદ કરી લે છે, તે સમાજમાં એ રીતથી કંઇ વધારે સુખ આવી જતું નથી. એમ તો જો જોવા જઇએ તો અમારી ભારતસ્ત્રી સાધારણ રીતે બહુ સુખી છે; ત્યાં પતિપત્ની વચ્ચે ઝઘડાના કેસ પ્રાયઃ થતાજ નથી, એમ કહીએ તો ચાલે ઉલટ પક્ષે, અમેરિકાના સંયુક્ત સંસ્થાનોમાં કે જ્યાં સ્વાતંત્ર્યની ભાવના પૂરજોસમાં પ્રવર્તે છે, ત્યાં જોઇશું તો સુખીઆ ઘરસંસાર અને સુખીઆ લગ્નસબંધ બહુજ નજરે પડે છે; ત્યારે દુઃખી ઘરો અને દુઃખી દંપતીઓની સંખ્યા અતિશય મ્હોટા પ્રમાણમાં મળી આવે છે. એક વાર હું ત્યાં કોઇ સભામાં ગયો હતો, ત્યાં મારા સાંભળવામાં આવ્યું હતું કે, તે સભામાં હાજર રહેલી સ્ત્રીઓ પૈકી પોણા ભાગનીએ પોતાના પતિપુત્રાદિકનો પરિત્યાગ કર્યો હતો એ તો બધેજ એમ છે-ઘેરઘેર માટીના ચૂલા જેવું છે.

અહી તહી બધેજ કોઇ ને કોઇ સ્વરૂપમા દુખ તો છેજ. એ વસ્તુસ્થિતિ શુ સૂચવે છે વારુ ? એજ કે, આટ આટલા આદર્શો અને વિવિધ ફિલસૂફીથી પણ માનવસમાજે ઝાઝુ સુખ લાધ્યુ નથી આપણે બધાજ સુખને માટે મથીએ છીએ, પણ જ્યા એક બાજુએ જરાતરા સુખની પ્રાપ્તિ થાય છે કે બીજી બાજુથી લાગલા દુખના ડુગર ધસી પડે છે.

ત્યારે, શુ હજી પણ આપણે શુભ કાર્ય કરવાનુ ચાલુજ રાખીશુ ? અલબત, હા; અને તે પણ પહેલા કરતા વધારે ઉત્સાહ ને ઉમગથી. આટલા જ્ઞાનથી આપણને એ લાભ અવશ્ય થશે કે, આપણુ ઝનુન અને એકદેશીપણુ રહેવા નહિ પામે એ જ્ઞાન-એ શિક્ષણના પ્રતાપે આપણુ ઝનુન ઓગળી જશે એ જ્ઞાન પ્રાપ્ત થતા અગ્રેજો ઝનુનમા તણાઇ હિદુઓને "અરે ! ઓ નરાધમ હિદુઓ ! તમે નારીજાતિ પ્રત્યે કેવો અયોગ્ય વ્યવહાર કરો છો !" એમ કહી કદી નહિ નિદે કે તિરસ્કારે. જૂદી જૂદી પ્રજાઓના રિવાજોને તે માન આપતા શીખશે અને ત્યારેજ ઝનુન યાને ઉશ્કેરાઇ જવાની વૃત્તિ કમી થશે તથા વધારે સગીન કાર્ય નીપજશે. ઝનુની લોકોથી કામ નથી નીપજતુ, તેમની પોણી શક્તિ તો નકામા ઉશ્કેરાઇ જવામાંજ ખતમ થાય છે. જેઓ ધીર, શાતચિત્ત અને વ્યવહારદક્ષ હોય છે તેઓજ કઇક કરી શકે છે, માટે આ જ્ઞાનથી આપણને લાભજ છે, આપણી કાર્ય કરવાની શક્તિ એથી વધશે. "વસ્તુસ્થિતિજ એવી છે, એમા કોઇનો દોષ નથી" એવુ ભાન થતા આપણી તિતિક્ષા અથવા સહનશક્તિ ખીલશે. વળી દુખ કે અશુભના દેખાવમાત્રથી આપણી ચિત્તશાતિને ખલેલ નહિ પહોચે કે મગજનુ સમતોલપણુ ગુમાવી આપણે સત્યના પરિત્યાગપૂર્વક છાયા ને પકડવા નહિ દોડીએ મતલબ કે, સસારની ગતિજ એવી છે, એવુ સચોટ ભાન થતા આપણે સહિષ્ણુ બનીશુ. દાખલાતરીકે જો બધાજ મનુષ્યો આમ કરતા કરતા ભલા યાને દોષશૂન્ય બની જાય, તો પછી પશુસૃષ્ટિનો વારો આવશે—અર્થાત્ કે પશુઓ માનવતા પ્રાપ્ત કરશે અને તેમને પણ આપણી માફક એક પછી એક સ્થિતિઓ પસાર કરવી પડશે એજ પ્રમાણે વનસ્પતિસૃષ્ટિનુ પણ સમજી લેવાનુ પરતુ એક વાત જેમ ચોક્કસ છે કે, નદી જોરથી સમુદ્ર તરફ ધસે છે અને પોતાનુ જળ તેમા ઠાલવે છે, ને એમ કરતા નદીના પાણીનુ એકે એક બિદુ વિશાળ મહાસાગરમા સમાઇ જાય છે; તેમજ આ સુખ-દુખ, હર્ષ-શોક, હાસ્ય-રુદન ઇત્યાદિથી ભરેલા સંસારમા પણ એક વાત ચોક્કસ છે કે, બધી વસ્તુઓ તેના ઇષ્ટ ધ્યેય તરફ ધસ્યે જાય છે અને યથાકાળે તમે, હુ ને બધાય-વૃક્ષવેલ ને પશુપખી—રે ! ક્ષુદ્રમા ક્ષુદ્ર જીવાણુ

સુદ્ધા પોતાના ધ્યેયને—સંપૂર્ણતાના એ અનંત મહાસાગરને—પરમાત્માને—મુક્તિને–પરમ સચ્ચિદાનંદપદને–અવશ્ય પ્રાપ્ત કરશે.

હું ફરી વાર પણ જણાવું છું કે, વેદાન્ત સુખાશાવાદી પણ નથી કે નિરાશાવાદી પણ નથી. આ સંસાર કેવળ મંગળમય કિંવા કેવળ અમંગળમય છે, એવું વેદાન્ત નથી કહેતું. એ તો એમ કહે છે કે, શુભઅશુભ કિંવા મંગળ–અમંગળની કિંમત આપણે માટે તો સરખી છે. અશુભની કિંમત શુભ કરતાં ઓછી નથી કે શુભની કિંમત અશુભ કરતાં તલભાર કમી નથી. અર્થાત્ શુભ–અશુભ એવી રીતે એકબીજા સાથે સંકળાયલાં છે કે એકની કિંમત બીજા કરતાં લેશ પણ ઓછીવત્તી થતી નથી. સંસાર આવો છે, તેને તમે પિછાની લઇને સહિષ્ણુતા કિંવા સહનતાપૂર્વક કર્મ કરો, પણ પાછું કોઇ પૂછશે કે 'શામાટે કર્મ કરવાં—શું કરવા કંઇ પણ કાર્ય કરવાં? જો ઘટનાચક્રજ આવી જાતનું છે તો પછી અમે શું કરીએ? અજ્ઞેયવાદીજ કેમ ન બનીએ?' પણ ભાઇ! અર્વાચીન અજ્ઞેયવાદીઓ પણ એટલું તો જાણે છેજ કે "આ રહસ્યનો કંઇ સ્ફોટ નથી—આ ઘુંચનો ઉકેલજ નથી—અમારી વેદાન્તની ભાષા માં કહીએ તો આ માયાપાશમાંથી છૂટવાની કોઇ બારીજ નથી માટે સંતુષ્ટ રહીને જીવનના સર્વ ભોગો ભોગવવાની તેઓ સલાહ આપે છે. પરંતુ અહીંઆં પણ ભારે ભૂલ થાય છે, ન્યાયથી અસંગત એવો મહાભ્રમ પેદા થાય છે. જીવનને તમે શું સમજો છો? જીવન વિષેની તમારી માન્યતા કેવી છે? પંચેંદ્રિયપરાયણ જીવનનેજ શું તમે જીવન માનો છો? ઇંદ્રિયોમાંજ રચ્યાપચ્યા રહેવું એનેજ શું તમે જીવન સમજો છો? એ બાબતમાં યાને ઇંદ્રિયાતીત જ્ઞાનમાં તો આપણે પશુઓ કરતાં થોડાંકજ ચઢીઆતાં છીએ, પણ મારી ખાત્રી છે કે, અહીંઆં બેઠેલ શ્રોતાઓમાંથી તો કોઇ એવું નહિ હોય કે જેનું જીવન સંપૂર્ણભાવે યાને સર્વાશે ઇંદ્રિયપરાયણ હોય. તાત્પર્ય કે, આપણું વર્તમાન જીવન એટલે ઇંદ્રિયાત્મજ્ઞાન વત્તા કંઇક બીજું અને એ બીજું તે આપણી લાગણીઓ, આપણા વિચારો અને આપણી મહત્ત્વાકાંક્ષાઓ. એ બધું જ આપણા જીવનનાં અંગીભૂત છે, અને પૂર્ણતાના એ મહા આદર્શને પહોંચવાનો આપણો તનતોડ ઉદ્યોગ પણ શું આપણા જીવનનું એક અંગ નથી? અજ્ઞેયવાદીઓના મત પ્રમાણે તો આપણે આપણા વર્તમાન જીવનની રક્ષા કરવાની કોશીશ કરીને તેને છે તેવું ભોગવવું. પરંતુ ઉપર જણાવ્યા મુજબ જીવન એટલે આપણાં સામાન્ય સુખ–દુઃખ ઉપરાંત આપણા જીવનના અવિચ્છિન્ન સ્વરૂપ એ મહા આદર્શની ખોજ યાને પૂર્ણતાને પહોંચવાનો એ પ્રખર ઉદ્યોગ પણ સમજવાનો છે. તે મહા આદર્શને આપણે

પહોંચવાનું જ છે અને તેથી આપણે વસ્તુતઃ અજ્ઞેયવાદી નથી થઇ શકતા કે સંસાર જેવો બહારથી જણાય છે તેવો ને તેવો સ્વીકારી લઇ નથી નભાવી શકતા અજ્ઞેયવાદીઓ જીવનના છેલ્લા અંગને—પૂર્ણતા મેળવવાના મહાન આદર્શને છોડી દઇને બાકીના તેજ જીવનસર્વસ્વતરીકે સ્વીકારે છે તેઓ કહે છે કે, એ આદર્શ અગોચર હોઇ પ્રાપ્ત કરાય તેમ નથી, માટે અમે તેની શોધને પડતી મૂકીએ છીએ આ કુદરત—આ જગત—એનેજ માયા કહેવામા આવે છે વેદાંતમતમા એનેજ પ્રકૃતિ નામે ઓળખવામા આવે છે બધાજ ધર્મો ઓછેવત્તે અંશે આ પ્રકૃતિના યાને આ માયાના બંધનને છેદી જવાનાજ નાનામોટા પ્રયત્નો છે પછી તે ધર્મ જંગલીમા જંગલી જાતનો હોય કે ઉન્નતમા ઉન્નત પ્રકારનો હોય—દેવોપાસનાપ્રધાન હોય કે પ્રતિકોપાસનાપ્રધાન હોય, જ્ઞાન, ધ્યાન અને ચિંતનના પાયાપર તેનું મંડાણ થયું હોય કે દેવચરિત, પિશાચચરિત, પ્રેતચરિત, સંતચરિત, ઋષિચરિત, મહાત્માચરિત કિંવા કોઇ અવતારચરિતની સહાયથી ચાલતો હોય, પણ બધાયનો ઉદ્દેશ તો એકજ છે બધાજ ધર્મો પ્રકૃતિના આ બંધનોને ભેદવાના અલ્પ અગર મહાન પ્રયત્નો આદરે છે ટુંકમા કહેતા તેઓ બધાજ મુક્તિની દિશામા આગળ વધવાનો મહાન પ્રયત્ન કરી રહ્યા છે જ્ઞાનપૂર્વક કે અજ્ઞાનપૂર્વક પણ મનુષ્યને એટલું તો જરૂર લાગે છે કે, પોતે બંધાયલો છે, છૂટો નથી—યાને પોતે જેવો હોવાની ઇચ્છા ધરાવે છે તેવો નથી પૃથ્વીપર તેના ડોળા પ્રથમ વાર ઉઘડયા અને તેણે ચોગરદમ નજર ફેરવી ત્યારથીજ તે વાત તેના ધ્યાનમા આવી ગઇ તેજ ઘડીએ તેના ધ્યાનમા વસી ગયું કે તે બંધનમા છે વળી તેને એમ પણ સમજાઇ ચૂક્યું કે, તેની પોતાની અંદર એક કંઇ એવું તત્ત્વ રહેલું છે કે જે દેહને અગમ્ય એવા કોઇ સ્થાનમા ઉડી જવા ઇચ્છે છે, પણ તે આ શૃંખલા બંધનમા સપડાયલું હોવાથી તેમ કરી શકતું નથી જે ધર્મોની અંદર પોતાનાજ સગાસબંધીઓના ઘરની આસપાસ અદૃશ્યપણે ભટકયા કરીને તેમને અનેક પ્રકારના ત્રાસ આપે એવા નિષ્ઠુર અને પીડાકારી પિતૃઓ અને પ્રેતાત્માઓની પૂજા કરવામા આવે છે, તેવા કનિષ્ઠ પ્રકારના ધર્મોમા પણ આપણને મુક્તિનો એ સર્વસામાન્ય ભાવ નજરે પડે છે દેવોપાસના કરનારાઓને બધાજ દેવોમા બીજી બધી મહત્તા ઉપરાંત એક વાત ખાસ વિશેષ લાગે છે અને તે એ કે, બધાયની અંદર પોતાના કરતા વધારે સ્વાધીનતા રહેલી છે દાખલાતરીકે, ઘરના બારીબારણા બંધ હોય તોયે દેવતાઓ ઘરમા પ્રવેશ કરી શકે છે યાને ભીંતો કે બારી બારણા તેમને અટકાવી શકતા નથી મુક્તિ અથવા સ્વાધીનતા

નો આ ખ્યાલ ક્રમે ક્રમે વધતા આખરે સગુણ ઇશ્વરનો ભાવ પ્રગટે છે એ ભાવનુ અથવા એ આદર્શનુ મધ્યબિંદુ એ છે કે, 'ઇશ્વર પ્રકૃતિ અથવા માયાથી પર છે યાને માયાતીત છે' મને એમ લાગે છે કે, જાણે અત્યારે હુ પ્રાચીન યુગમા જીવુ છુ અને જોઉં છુ કે, ભારતવર્ષના એકાંતિક તપોવનોમા પ્રાચીન ઋષિમહર્ષિઓ એકત્ર થયા છે, ને આ સવાલની વિચારણા કરી રહ્યા છે તેમની એ ચર્ચા હુ જાણે સાભળી શકુ છુ એવી એક સભામા એક તરુણ ઉભો થાય છે અને જેનો નિર્ણય કરવામા વૃદ્ધમા વૃદ્ધ અને પવિત્રમા પવિત્ર પુરુષની બુદ્ધિ કામ નથી કરતી એવા એ કૂટ પ્રશ્નપર પોતાનો મત પ્રદર્શિત કરતો બોલે છે કે-'રે! દિવ્ય ધામવાસી અમૃતના પુત્રો! સાભળો, સાભળો મને રસ્તો જડયો છે, એક આદિત્યપૂર્ણ મહાન પરુષ મારા ધ્યાનમા આવ્યો છે કે જે અધકારથી અતીત છે અને એનેજ જાણવાથી-એનેજ ઓળખવાથી આપણે અંધકારની બહાર જઇ શકીશુ"*

આ માયા આપણી ચોમેર સર્વત્ર વ્યાપેલી હોઇ અતિશય વિકટ છે, તથાપિ તેમા થઇનેજ આપણે આપણો માર્ગ કાપવાનો છે 'જગત બધુ સપૂર્ણપણે સારુ બની જશે ત્યારેજ હુ કામ કરીશ અને સુખાનદ માણીશ એવુ કહેનાર વ્યક્તિની ધારણા સફળ થવાનો સભવજ નથી કારણકે એ તો ગગા જેવી મહા નદીને આ પાર બેસી કોઇ કહે કે 'નદીનુ તમામ પાણી સમુદ્રમા ઠલવાઈ રહેશે એટલે હુ સામે પાર જઈશ' એના જેવુ છે આપણો રસ્તો માયાની સાથે-માયાના પ્રવાહની સાથે વહેવામા નથી, પણ તેની વિરુદ્ધ છે એ બીજુ સત્ય આપણે શીખવાનુ છે આપણે માયા અથવા પ્રકૃતિના મદદગારતરીકે જન્મ્યા નથી પણ તેના પ્રતિસ્પર્ધીતરીકે જન્મ્યા છીએ આપણે તેના ધણી યાને માલીક અથવા શેઠ બનીને બેઠા છીએ છતા હાથે કરીને આપણે તેની ગુલામી સ્વીકારી લઇએ છીએ આ ઘર અહી ક્યાથી ને કેવી રીતે આવ્યુ ? પ્રકૃતિએ તો તે બાધ્યુજ નથી પ્રકૃતિ તો કહે છે કે 'જાઓ, અને જગતમા વસો' પરતુ મનુષ્ય કહે છે કે 'ના, હુ ઘર બનાવીશ અને તારી સાથે યુદ્ધ મચાવીશ--' અને તે તેમ કરે પણ છે અર્થાત્ કે મનુષ્ય કુદરત અથવા પ્રકૃતિનો પ્રતિસ્પર્ધી તેમજ માલીક છે માનવજાતિનો સમગ્ર ઇતિ

---

* शृण्वन्तु विश्वे अमृतस्य पुत्रा । आये धामानि दिव्यानि तस्थु

× × × ×

वेदाऽहमेत पुरुष महान्तम्, आदित्यवर्ण तमस परस्तात्।
तमेव विदित्वातिमृत्युमेति, नान्य पन्था विद्यतेऽयनाय ॥
(શ્વેતાશ્વતરોપનિષદ્ ૨-૫ અને ૩-૮)

હ્રાસ એજ વાતનુ સમર્થન કરે છે એવા પ્રકૃતિના કહેવાતા કાનુનો સામે માનવીએ મચાવેલા સતત યુદ્ધનાજ વર્ણન હોય છે; અને બધાય યુદ્ધોમા અતે માનવીનોજ જય થયો હોય છે આતર-જગતનો વિચાર કરતા ત્યા પણ એવુજ યુદ્ધ ચાલુ હોય છે ત્યા એ યુદ્ધ પાશવ-માનવ અને આધ્યાત્મિક માનવ યાને માનવીની પાશવવૃત્તિઓ અને આધ્યાત્મિક વૃત્તિઓ વચ્ચે કિબહુના તેજ અને તમ વચ્ચે ચાલે છે, અને તેમાયે માનવજ જીતે છે-જાણે કે તે પ્રકૃતિમા થઇને પરાણે મુક્તિધામનો રસ્તો કાઢે છે આપણે ત્યારે જોઇ ગયા કે "વેદાન્તી પડિતોએ આ માયાની પેલીપાર એક એવા તત્ત્વને શોધી કાઢ્યુ છે કે જે માયાથી મુક્ત છે" અને આપણે પણ જો તે તત્ત્વની સમીપ જઇ પહોચીએ તો આપણે પણ માયાથી લેપાઇશુ નહિ-અર્થાત્ આપણને માયાનુ બધન પણ નહિ હોય આ ખ્યાલ-આ આદર્શ તો ઇશ્વરને માનવાવાળા સઘળાજ ધર્મોની સામાન્ય માનણીનો છે, પણ વેદાન્તના મત પ્રમાણે તો એ આદર્શથીજ વસ્તુત ધર્મની શરૂઆત થાય છે એ આદર્શ પ્રાપ્ત થવો એ કઇ ધર્મનો છેડો નથી, પરતુ માત્ર આરભજ છે મતલબ કે, જેને વિશ્વના સ્રષ્ટા, નિયતા અને પાલનકર્તા તથા માયા અથવા પ્રકૃતિના અધિષ્ઠાતાતરીકે ઓળખવામા આવે છે, એવા એ સગુણ બ્રહ્મનો-એ સગુણ ઇશ્વરનો આદર્શ એ કઇ વેદાતમતનો છેડો નથી, પણ આરભ છે એ આદર્શ-એ જ્ઞાન ક્રમે ક્રમે ખીલતુ જાય છે અને પરિણામે વેદાન્તીને માલમ પડે છે કે "જેને પોતે પોતાની બહાર-પોતાથી જુદો-ધારતો હતો તે તો પોતામાજ છે માયાના આવરણને લીધે અત્યાર સુધી પોતે જેને બદ્ધ સમજતો હતો તે પોતેજ સ્વય મુક્તાત્મા છે.





# ૪-माया अने ईश्वरभावनानो क्रमविकास*

માયાવાદ એ અદ્વૈત વેદાંતના એક પાયારૂપ હોઈ બીજરૂપે તે સંહિતામાં પણ મળી આવે છે. માયાવિષયક જે જે વિચારો ઉપનિષદોમાં સ્પષ્ટરૂપે વિકાસ પામ્યા છે તે બધાય વિચારો એક યા બીજા સ્વરૂપમાં સંહિતામાં રજૂ થયેલા છે. અલબત્ત, સંહિતામાં તે ઉપનિષદોના જેટલા સ્પષ્ટભાવે નથી, પણ બીજરૂપે અસ્પષ્ટ છે. અત્યારસુધીમાં તમારામાંના ઘણા જણ આ માયાના ખ્યાલથી સંપૂર્ણ પરિચિત થયા હશો અને જાણીતા પણ થયા હશો કે, એ માયાને કેટલીક વાર ભ્રમ કિંવા ઇંદ્રજાળના નામથી ઓળખાવવાની ભૂલ કરવામાં આવે છે—અર્થાત્ કે માયાની વ્યાખ્યા ઘણી વાર લોકો 'ભ્રમ કિંવા ઇંદ્રજાળ' એવી કરે છે. તેથી જ્યારે લોકો જગતને માયા કહે છે, ત્યારે ત્યાં પણ "ભ્રમ-પ્રપંચ" એવો જ અર્થ સામાન્ય રીતે સમજવાનો હોય છે; પણ માયા શબ્દનો એ અર્થ બહુ સારો કે વાજબી નથી અગાઉ કહેવાઈ જ ચૂક્યું છે કે, માયા એ કોઈ મતવિશેષ નથી, પણ વિશ્વબ્રહ્માંડના સ્વરૂપનું વર્ણનમાત્ર છે. એ માયાને યથાર્થ સમજવા માટે તો આપણે સંહિતાપર્યંત જવું જોઈશે, અને છેક શરૂઆતમાં એ બાબત કેવી ધારણા હતી તે અવલોકવું જોઈશે—અર્થાત્ કે એ વિચારનું બીજ આપણે શોધી કાઢવું જોઈશે. લોકોમાં દેવતાઓનો ખ્યાલ કેવી રીતે ઉદ્ભવવા પામ્યો એ તો આપણે જોઈ ગયા છીએ. વળી એ પણ આપણે જાણી લીધું છે કે, એ દેવતાઓ પહેલાં તો શક્તિશાળી પુરુષો જ માત્ર હતા. દેવતાપણાનો ભાવ તો પાછળથી જ તેમનામાં આરોપાયો છે. ગ્રીક, હીબ્રુ, ઈરાની કે એવી કોઈ બીજી પ્રજાઓનાં પ્રાચીન શાસ્ત્રોમાં જ્યારે આપણે વાંચીએ છીએ કે, એ પ્રાચીન દેવતાઓ ઘણી વાર આપણી અસલી દૃષ્ટિએ અતિશય ઘૃણાસ્પદ કાર્યો કરતા હતા, ત્યારે આપણામાંનાં ઘણાખરાને ત્રાસ છૂટે છે, પણ એ વખતે એ વાત તો આપણે સાવ વિસરી જઈએ છીએ કે, આપણે ઈસુની ઓગણીસમી (અત્યારે વીસમી) સદીના મનુષ્યો છીએ, ત્યારે એ દેવતાઓ ગણાના મનુષ્યો તો હજારો વર્ષપૂર્વે થઈ ગયા છે. વળી સાથે સાથે એ પણ વિસરી જઈએ છીએ કે, એ દેવતાઓના ઉપાસકોને તે દેવતાઓના

* લંડનમાં આપેલું વ્યાખ્યાન-૨૦ ઑક્ટોબર ૧૮૯૬

ચારિત્રમાં અસંગત જેવું કશુંજ નહોતું લાગતું, કિંવા પોતાના દેવતાઓના એવા વર્ણનથી તેમને ભય કે ત્રાસ જેવું પણ નહોતું થતું એનું કારણ એજ છે કે, એ ઉપાસકો પણ ઘણે ભાગે પોતાના ઉપાસ્ય જેવાજ હતા આપણી છંદગીમાં એક વાત આપણે સારી રીતે યાદ રાખવી જોઇએ કે, બીજાઓના જીવન-વિષે બોલતા કે વિચારતા આપણે આપણા પોતાના દૃષ્ટિબિંદુથી નથી જોવાનું, પણ તે લોકોના દૃષ્ટિબિંદુએ તપાસવાનું છે આમ છતાં આપણે તો હમેશાં આપણેજ કાટલે બીજાઓને તોળવા જઇએ છીએ, પણ એ રીત વ્યાજબી નથી પ્રત્યેક વ્યક્તિનો વિચાર તેના પોતાના આદર્શ મુજબ થવો જોઇએ, અને નહિ કે કોઇ પરાયાના બીજા માનવબંધુઓ સાથેના આપણા વ્યવહારમાં પણ આ ભૂલ આપણે હાથે સતત થાય છે, અને મને તો લાગે છે કે, આપણા આંતરવિગ્રહોનો યાને પરસ્પરના ટંટા-ફિસાદનો મોટો ભાગ આ એકજ કારણમાંથી ઉપજવા પામે છે બીજાઓના ઉપાસ્ય દેવતાઓ, અને વિચારોને આપણે આપણા પોતાના ઉપાસ્ય દેવતાઓ, વિચારો અને આશાઓને મુકાબલે સમજવાનો પ્રયત્ન કરીએ છીએ, અને તેથીજ પરસ્પર વિવાદ ઉપજ્યા કરે છે અમુક સંજોગોમાં મૂકાતાં મારે હાથે અમુક કોઇ કાર્ય સિદ્ધ થયું હોય, એવામાં અન્ય કોઇ માણસ એજ કામ કરતો મારી નજરે પડે તો હું તરતજ માની લઉં છું કે, એ માણસ પણ એજ ઉદ્દેશથી તે કામ કરી રહ્યો છે તે વખતે મને સ્વપ્ને પણ ખ્યાલ નથી આવતો કે, જો કે કાર્યનું ફળ સરખું હોય, છતાં પણ કાર્યના પ્રેરક કારણો ભિન્ન ભિન્ન હોઇ શકે છે કાર્ય કરનારનું તેનું પ્રયોજન મારા પ્રયોજન કરતાં તદ્દન જુદું હોય એ સંભવિત છે તેથી પ્રાચીન ધર્મોનો વિચાર કરતી વખતે પણ આપણે આપણાજ દૃષ્ટિબિંદુને વળગી રહેવું ન જોઇએ, પણ આપણે તેમનાજ અસલના જમાનામાં તેમનાજ આચારવિચાર મુજબ જીવતા હોઇએ એવું કલ્પી લઇનેજ તે તે ધર્મનો વિચાર કરવો જોઇએ

'ઓલ્ડ ટેસ્ટામેન્ટ'માં (બાઇબલના જૂના કરારમાં) આવતા યાહુદી જીહોવાહનું વર્ણન વાંચીને ઘણા જણ ત્રાસી ઉઠે છે, પણ તેમ શામાટે થવું જોઇએ ? પ્રાચીન યાહુદી લોકોનો જીહોવાહ એ આજકાલ ઇશ્વરસંબંધી જેવો ખ્યાલ પ્રવર્તી રહેલો છે તેવાજ ગુણકર્મવાળો હોવો જોઇએ, એવું માની લેવાનો આપણને કે કોઇને શો અધિકાર છે ? વળી યાદ રાખો કે, આપણા પછી પણ એવી એક પ્રજા ઉત્પન્ન થશે કે જે ધર્મ અને ઇશ્વર સંબંધના આપણા અત્યારના વિચારો પ્રત્યે, પ્રાચીન લોકોના વિચાર પ્રત્યે જેમ આપણે હસીએ છીએ તેમ હસશે આમ હોવા છતાં પણ

અપરિવર્તનશીલ અને નિત્ય છે. એને વધવાપણું છેજ નહિ. એજ અર્થમા મનુષ્યમાત્રની અંદર રહેલા ખરા મનુષ્યને-વસ્તુપુરુષને-પણ વધવાપણું નથી. પરંતુ વાત એમ છે કે, મનુષ્યના ઈશ્વરવિષયક જે ખ્યાલ હોય છે તેમા ફેરફાર અને વિકાસ થતો રહે છે. આપણે આગળ જતા જોઈશું કે, આ માનવી રૂપોમા જે પ્રકૃત મનુષ્ય રહેલો છે તે અચળ, અવિકારી, શુદ્ધ અને નિત્યમુક્ત છે. હવે જેમ આ માનવી રૂપો એ પ્રકૃત મનુષ્યની છાયામાત્ર છે, તેમ આપણી ઈશ્વરભાવના પણ કેવળ આપણા મનની સૃષ્ટિ છે-અર્થાત્ પ્રકૃત ઈશ્વરનો તે એક આંશિક પ્રકાશમાત્ર છે-આભાસમાત્ર છે. એ આંશિક પ્રકાશની પીઠે પ્રકૃત ઈશ્વર રહેલો છે; અને તે નિત્ય, શુદ્ધ અને અવિકારી છે. પરંતુ આ આંશિક પ્રકાશ નિત્યનિત્ય બદલાયા કરે છે અને પોતાની પૂંઠળ રહેલા સત્યને વધારે ને વધારે પ્રકાશમા લાવે છે. એ સત્ય જ્યારે અધિક ને અધિક પ્રમાણમા વ્યક્ત થાય છે ત્યારે એને આપણે 'ઉન્નતિ થઈ' એમ કહીએ છીએ, અને જ્યારે તે સત્ય વધારે ને વધારે આચ્છાદિત થતું જાય છે ત્યારે 'અવનતિ અથવા અધોગતિ થઈ' એમ કહેવાય છે. આવી રીતે જેમ આપણે જ્ઞાનમા ઉન્નત થઈએ છીએ, તેમ આપણા દેવતાઓ અગર ઈશ્વર પણ ઉન્નત થાય છે-અર્થાત્ કે ક્રમવિકાસ મુજબ જેમ આપણો વિકાસ થાય છે તેમ દેવતાઓ અગર ઈશ્વરનો મહિમા આપણને વધારે પ્રતીત થાય છે. અને એ બધું આપણા પોતપોતાના મનોભાવ ઉન્નત થવા ઉપર આધાર રાખે છે-અર્થાત્ જેવા આપણા મનોભાવ તેવા આપણા દેવતા!

હવે આપણે માયાવાદ યથાર્થ રૂપમા સમજવા શક્તિમાન થઈશું. જગતના સર્વ ધર્મો આ પ્રશ્ન ઉપસ્થિત કરે છે કે, જગતમા અસમાનતા કેમ છે? જગતમા આ અશુભ શાથી છે? ધર્મભાવની શરૂઆતની સ્થિતિમા આ પ્રશ્ન ઉપજેલો નથી દેખાતો; તેનું કારણ એ છે કે, આદિમ અથવા આરંભના મનુષ્યોની નજરે જગત અસમાનતાવાળું નહોતું ભાસ્યું. તેમની આજુબાજુ કોઈ જાતની અસમાનતા કે વિષમતા, કોઈ જાતનો મતભેદ અથવા તો શુભ-અશુભના કોઈ વિરોધાભાસ જેવુ નહોતું. તેમના હૃદયમા માત્ર બેજ તત્ત્વ વચ્ચે યુદ્ધ ચાલતું એક કહેતું કે 'અમુક કર' અને બીજું કહેતું કે 'તે ન કર.' આદિમ મનુષ્ય મનોભાવનો દાસ હતો યાને પ્રેરણાવશ હતો. તેના મનમા જે ભાવ કે વિચાર પ્રગટતો તે એ તુરતજ શરીરવડે અમલમા મૂકતો. પોતાના એ મનોભાવના સારાસારપણાનો વિચાર કરી જોવા કે તેનું સંયમન કરવા તે ભાગ્યેજ રોકાતો. તેમના દેવતાઓ વિષે પણ તેમજ હતું. કેમકે આપણે ઉપર જોઈ ગયા કે, જેવા મનુષ્યના સંસ્કારો હોય છે; તેવાજ દેવતાસંબંધી તેના ખ્યાલો હોય છે. તેથી તેમના દેવોને પણ

આપણે તેમના જેવાજ ભાવવાળા અથવા પ્રેરણાના પૂતળા તરીકે જોઈએ છે. દાખલા તરીકે, ઈંદ્ર આવે છે ને અસુરોના દળને છિન્ન-ભિન્ન કરી નાખે છે. જેહોવા એક જણપર પ્રસન્ન થાય છે અને બીજાપર કોપે ભરાય છે. કેમ અને શા માટે એ કોઈ જાણતું યે નથી અને કોઈ પૂછતું યે નથી. પડપૂછ કરવાની ટેવ એ સમયમાં હજી મનુષ્યમાં ઉત્પન્નજ થઈ નહોતી, અને તેથી દેવતાઓએ જે કંઈ કર્યું હોય તે ખરૂં અને વાજબીજ છે, એમ માની લેવામાં આવતું. વળી શુભ અશુભ યાને ભલા-બુરાનો ખ્યાલ પણ તે વખતે નહોતો. એ દેવતાઓ એવાં અનેક કામો કરતા કે જે આપણી દૃષ્ટિએ દુષ્કૃત્યો લાગે છે. ઈંદ્ર તેમજ બીજા દેવતાઓને હાથે અનેક વાર એવાં દુષ્કૃત્યો થયાં છે, પણ ઈંદ્રના ઉપાસકોને મન તેમનાં એ કાર્યોની દુષ્ટતા અને બુરાઈનો વિચાર સરખો નહોતો વસ્યો, અને તેથી તેમણે કોઈએ એ સંબંધમાં કંઈ પ્રશ્નજ નથી ઉઠાવ્યો.

નૈતિક ભાવોની ઉન્નતિ સાથે મનુષ્યના મનમાં એક જાતનું યુદ્ધ શરૂ થયું—મનુષ્યના અંતરમાં જાણે કોઈ નૂતન ઇંદ્રિયનો આવિર્ભાવ થયો. જૂદી જૂદી પ્રજાઓમાં અને જૂદી જૂદી ભાષાઓમાં એનાં જૂદાં જૂદાં નામ છે. કોઈ એને ઈશ્વરવાણી કહે છે તો કોઈ એને પૂર્વસંસ્કારનું ફળ કહી ઓળખે છે. એ ગમે તે નામે ઓળખાય, પણ તેની અસર એ થઈ કે, મનુષ્યની સ્વાભાવિક વૃત્તિઓપર કંઈક અંકુશ મૂકાયો. આપણા મનની એક વૃત્તિ કહે છે કે 'અમુક કર' પણ તેની પાછળ તરતજ એક બીજો અવાજ નીકળે છે કે 'ન કર'. વળી આપણી મનોવૃત્તિઓનો એક સમૂહ એવો છે કે જે ઇંદ્રિયો વાટે બહાર પડવાને સતત મથે છે; પણ તેની પાછળ, ગમે તેવો મંદ અને ક્ષીણ ભલેને હોય છતાં પણ એક નાનેરો અવાજ તો જરૂર નીકળે છે કે 'રહે રહે, બહાર ન જા'. આ મનોવ્યાપારોને માટે સંસ્કૃતમાં બે સુંદર શબ્દો છે—પ્રવૃત્તિ અને નિવૃત્તિ. પ્રવૃત્તિ આપણાં સઘળાં કાર્યોનું મૂળ છે; ત્યારે નિવૃત્તિ ધર્મનું ઉદ્ગમસ્થાન છે. ધર્મનો આરંભ આ 'નકાર' અથવા આ 'નાકર'માંથી થાય છે. આધ્યાત્મિકતાની શરૂઆત પણ આ 'નિષેધ' અથવા 'નાકર'માંથી થાય છે. જ્યાં આગળ 'નિષેધ' અથવા 'નાકર' નથી ત્યાં ધર્મનો આરંભજ નથી થયો એમ સમજવું. લડવાડીઆ ઉપાસ્ય દેવતાઓ છતાં પણ મનુષ્યોમાં આ નિષેધ—આ 'નાકર' કિંવા નિવૃત્તિનો ભાવ આવ્યો અને પરિણામે તેમના વિચારો અને આદર્શો ઉન્નત થયા.

આ વખતે વળી મનુષ્યજાતિના હૃદયમાં એક પ્રેમભાવ પ્રકટ્યો. એ ભાવ ખરેખર બહુ અલ્પ હતો; અને અત્યારે પણ તે ક્યાં એટલો બધો વધારે છે? શરૂઆતમાં તો એ પ્રેમભાવ એક કુળ-

પૂરતોજ મર્યાદિત રહી, એકજ ગામ અથવા કુળની વ્યક્તિઓમા પરસ્પર કઇક મમતા ઉત્પન્ન થઇ આ દેવતાઓ પોતપોતાના ગોત્ર અથવા કુળને ચાહતા, અને એવો એક એક દેવતા પોતપોતાના ગોત્ર અથવા કુળનો કુળદેવતા હતો અને તે પોતાનાજ કુળ અથવા ગોત્રનો રક્ષક મનાતો—અર્થાત્ કે મનુષ્યોમા પ્રેમભાવ પ્રગટતા દેવતાઓ સબધી તેમની માન્યતામા પણ સુધારો થયો અમુક દેવતા અમુક કુળનો ને અમુક દેવતા અમુક કુળનો, એમ મનાવા લાગ્યુ અને પ્રત્યેક દેવતા પોતપોતાના કુળને ચહાય છે અને તેનુ રક્ષણ કરે છે, એમ મનાવા લાગ્યુ હવે જૂદી જૂદી પ્રજાના જૂદા જૂદા સમુદાયો જેમ પોતાને જે તે સમુદાયના સસ્થાપકના સામાન્ય વશજોતરીકે ઓળખાવે છે, તેમ આ જૂદા જૂદા ગોત્ર અથવા કુળના લોકો પણ પોતપોતાને જે તે કુળદેવતાના વશજોતરીકે ગણવા લાગ્યા—અર્થાત્ કે પોતે જે દેવતાને ઉપાસતા હોય તે કુળદેવતાનીજ પોતે ઓલાદ છે એમ લોકો માનવા લાગ્યા પ્રાચીન સમયમા તેમ હાલમા પણ એવા અનેક લોકો છે કે જેઓ માત્ર આ કુળદેવતાઓનાજ વશજો હોવાનો નહિ પણ સૂર્ય અને ચદ્રના વશજો હોવાનો દાવો કરે છે જૂના સસ્કૃત ગ્રથોમા સૂર્ય અને ચદ્રવશના મોટા મોટા પરાક્રમી સમ્રાટોની હકીકત મળી આવે છે તેઓ પ્રથમ તો સૂર્ય અને ચદ્રના ઉપાસકો હતા, પણ પાછળથી ધીરે ધીરે તેઓ એવુ માનતા થયા કે, અમે તો સૂર્ય અને ચદ્રના વશજો છીએ મતલબ કે, આ કુળ અથવા ગોત્રના ખ્યાલ આવવા માડતા કઇક સ્નેહભાવ ઉત્પન્ન થયો, પરસ્પર પ્રત્યે કઇક ફરજ છે એવુ ભાન સ્ફુર્યું અને અલ્પ પ્રમાણમા સમાજવ્યવસ્થા જન્મી આટલુ થતા સ્વાભાવિક રીતેજ આ ખ્યાલ ઉત્પન્ન થયો કે "પરસ્પરના દોષ સહન કર્યા વગર અને માફ કર્યા વગર આપણે એકત્ર શી રીતે રહી શકીશુ ?" પોતાની વૃત્તિઓને અમુક અમુક પ્રસગોએ કાબુમા રાખ્યા વગર, પોતાની જાતપર સયમ મેળવ્યા વગર અને મનમા આવ્યુ તે કરી નાખવાની આદતપર અકુશ મૂક્યા વગર એક વ્યક્તિ બીજી વ્યક્તિ સાથે કેવી રીતે રહી શકે ! એમ બન્યુજ અશક્ય આ વિચારને અતે સયમનો આદર્શ ઉદ્ભવ્યો એ સયમના ભાવ ઉપરજ આખી સમાજવ્યવસ્થાનુ નિર્માણ થય છે, અને એ તો આપણે સર્વ જાણીએ છીએ કે, જે કોઇ પુરુષ અગર સ્ત્રીએ આ સહેવા અને માફ કરવાનો મહાન ધડો હૃદયમા નથી ઉતાર્યો હોતો તેમને કેવુ કષ્ટમય જીવન ગુજારવુ પડે છે !

ત્યારે હવે, ધર્મના વિચારો આ પ્રમાણે અસ્તિત્વમા આવતા વધારે ઉન્નત અને વધારે નીતિવાળો એવો એક ભાવ મનુષ્યબુદ્ધિમા ઉદય પામ્યો પરિણામે આ જૂના દેવતાઓ કે જેઓ

ખાઉધરીઆ, લડવાડીઆ, મદ્ય પીનારા અને સોમ તથા ફળના અને જેમને બળતા માંસની ગંધ તથા જલદ મદ્યની આહુતિ અતિશય પ્રિય હતી, તેઓ નકામા અને અસંગત માલમ પડયા. પ્રાચીનોની માન્યતા પ્રમાણે ઇંદ્ર ઘણી વાર એવો તો રાગી બની જતો કે તે ભોંયપર ગબડી પડતો અને ફાવે તેમ બકવા માંડતો. આવી જાતના દેવતાઓની કલ્પના હવે અસહિષ્ણુ થઈ પડી અને આવા વર્તનવાળા દેવતાઓ હવે સાંખી લેવાય તેવા રહ્યા નહિ. કાર્ય-કારણની પડપૂછ કરવાનો ખ્યાલ અસ્તિત્વમાં આવ્યો હતો, તેથી તે દેવતાઓ પણ તેવી પડપૂછમાંથી યાને તેવી તપાસમાંથી બચવા પામ્યા નહિ. અમુક અમુક કાર્ય કરવાનું અમુક દેવતાને શું કારણ હતું એમ પૂછાવા માંડયું અને કોઈ કારણ જડી આવતું નહિ એટલે માણસોએ એ દેવતાઓને માનતા તજી દીધા કે પછી તેમના સંબંધમાં વધારે ઉન્નત આદર્શો અને વિચારો ખીલવ્યા. એ રીતે બધાજ દેવતાઓના કાર્ય તથા ગુણોની સામાન્ય તપાસ તેઓ કરી વળ્યા. એનું પરિણામ એ થયું કે, જે દેવતાઓના કાર્ય તેમને સારા લાગ્યા નહિ કે સમજાયા નહિ, તેમજ જેમને તેઓ નૂતન વિચારો સાથે બંધબેસતા બનાવી શક્યા નહિ, તેમનો તેમણે સંપૂર્ણ ત્યાગ કરી દીધો તથા બાકીનાઓને ઘણા ફેરફાર સાથે તેમણે કાયમ રાખ્યા, એટલુંજ નહિ પણ બધાના શક્તિ અને ગુણોને એક કરી મૂકી એ શક્તિ અને ગુણસમુચ્ચયને દેવદેવ અથવા પરમેશ્વર એવું નામ આપ્યું. ઉપાસ્ય દેવતા હવે માત્ર શક્તિના સ્વરૂપજ રહ્યા નહિ પણ શક્તિ ઉપરાંત બીજા પણ ગુણોની એનામાં આવશ્યકતા મનાવા લાગી. ઉપાસ્યદેવતા હવે નીતિમાન તથા મનુષ્યજાતિને ચાહનારો અને હિતકર બન્યો. દેવતાઓ વિષેની માન્યતામાં આવા ફેરફાર થયા ખરા, પણ દેવતાની ભાવના તો જેમની તેમ કાયમ રહી. તેની નીતિમત્તા અને શક્તિમાં માત્ર વધારો થવા પામ્યો—અર્થાત્ કે હવે જગતની અંદર દેવતા સૌથી શ્રેષ્ઠ, નીતિમાન અને લગભગ સર્વશક્તિમાન લેખાવા લાગ્યો.

પરંતુ આ થાગથીગડ અથવા લેપાલપસીનું કામ બહુ નભી શક્યું નહિ. તત્ત્વજ્ઞાન અને સમજુતીનું પ્રમાણ જેમ જેમ વધતું ચાલ્યું, તેમ તેમ ગૂઢ મુશ્કેલી પણ વધવા લાગી. દેવતા અથવા ઈશ્વરના ગુણોમાં સમયના ક્રમે વધારો થયો, તો તેના વિષેના શંકાઓના તેમ નગુણોના ક્રમે વધારો થયો—અર્થાત્ કે જો દેવતાના ગુણોના બેનો વધારો થયો તો તેને લગતી શંકામાં બમણો વધારો થયો. જે સમયે જેહોવાહ નામનો નિષ્ઠુર દેવતા ઈશ્વર તરીકે પૂજાતો તે સમયે ઉભી થતી શંકાઓનું સમાધાન કરતાં જે મુશ્કેલી પડતી તેના કરતાં આ નવીન ગુણભાવવાળા ઈશ્વરના

સબધમા લોકોના મનનુ સમાધાન કરવાનુ કામ વધારે અઘરૂ થઇ પડયુ, અને એ સવાલ અત્યારે પણ તેવોજ છે સર્વશક્તિમાન અને સર્વભૂતપ્રેમી જગન્નાથ અથવા વિશ્વવિભુના રાજ્યમા આવી પૈશાચિક ઘટનાઓ બનવાજ કેમ પામે? સુખ કરતા દુ:ખનું પ્રમાણ આટલુ બધુ વધારે કેમ? ભલાઇ કરતા બૂરાઇ વધારે કેમ હોય?—આ બધી બાબતો પ્રત્યે આપણે ભલે આખો મીચી રાખીએ પણ જગત બિહામણુ અને ત્રાસજનક છે, એ વાતમા તેથી લેશ પણ ફરક પડશે નહિ એ તો જે છે તે છેજ બહુ બહુ તો તેને ટેન્ટેલસના *દોજખની ઉપમા આપી શકીએ આપણી સ્થિતિ ટેન્ટેલસના જેવીજ છે સસારમા રહીને આપણે તીન પ્રેરણાઓ અને પ્રબળ મનોપાસનાઓનુ સેવન કરીએ છીએ, પણ તેમને કદી તૃપ્ત કરી શકતા નથી આપણી ઇચ્છાવિરુદ્ધ આપણા હૃદયમા એકાદ તરગ ઉઠી આપણને કઇક આગળ ધકેલ છે, પણ એકાદ ડગલુ આગળ ભરતાજ ધબ દઇને ઉપરથી ધપ્પો પડે છે ખરેખર! આ જગતમા રહીને ટેન્ટેલસની માફકજ જીવવાની ને મરવાની સજા આપણને થયેલી છે—આપણે બધા ટેન્ટેલસો છીએ પચેન્દ્રિયોની સીમા બહારના કેટલાક આદર્શો આપણા મગજમા સ્ફૂરે છે, પણ તેમને કાર્યદ્વારા પ્રકાશમા મૂકવાનો પ્રયત્ન કરવા જતા આપણે તેમા ફાવી શકતા નથી એટલુજ નહિ પણ આપણે ઉલટા આજુબાજુની પરિસ્થિતિના પૈડા તળે ચગદાઇ મરવુ પડે છે કદાપિ હુ એ આદર્શો માટેના પ્રયત્નો છોડી દઉ અને કેવળ સસારનુજ ગાડુ ઘસડયા કરૂ અર્થાત્ સપૂર્ણાશે સસારી બની જાઉ, તો મારૂ જીવન પશુજીવન જેવુ બની જાય અને મારી અવનતિ થવા પામે એકે રસ્તે સુખ નથી આ જગતમા જન્મ્યા તેવી ને તેવી સ્થિતિમા રહી જીવવામા જેઓ સતોષ માને છે, તેઓના નસીબમા દુ:ખ લખાયુ છે તેમ જેઓ સત્ય તથા ઉન્નત આદર્શો માટે પ્રાણ પાથરવા તત્પર થાય છે અને નર્યા પશુજીવન કરતા કઇક વધારે ઉન્નત જીવનની આકાક્ષા ધરે છે, તેઓના નસીબમા એથીયે વધુ દુ:ખ હોય છે આ સત્ય બીના છે, એનો કઇ માર્ગજ નથી, છતા વેદાત તેનો તોડ કાઢી સસારમાથી બહાર નીકળવાનો માર્ગ બતાવે છે તમારે યાદ રાખવુ કે, મારા વ્યાખ્યાનો દરમિયાન અનેક વાર મારે એવી એવી વાતો કહેવાની

---

* ગ્રીક લોકોમા એક પૌરાણિક આખ્યાયિકા છે તેમા એવુ વર્ણન છે કે ટેન્ટેલસ નામના એક રાજાને પાતાળની અદર એક સરોવરમા નાખવામા આવ્યો હતો એ સરોવરનુ જળ તેના હોઠ સુધી આવતુ, પણ તે જળપાન કરી તરસ છીપાવવા જતો કે લાગતુ પાણી ત્યાથી સરકી જતુ તેના માથા પર ભાત ભાતના ફળફળાદિ લટકયા કરતા, પણ તે ક્ષુધા શાતિ કરવા માટે તે ફળ તોડવા જતો કે લાગતા તે ફળ અદૃશ્ય થઇ જતા

પ્રાપ્ત થશે કે જે સાંભળીને તમે ભયભીત બનશો; તથાપિ એ વાતો જો સ્મૃતિમાં ઉતારશો, તેમનું મનન કરશો અને હૃદયમાં પચાવશો, તો તે તમારી પોતાની બની જશે; એટલુંજ નહિ પણ તેથી તમારું જીવન ઉન્નત થશે અને તમે સત્યને સમજવાને તથા સત્યમય જીવન જીવવાને સમર્થ થશો.

આ જગત ટેન્ટેલસના નરક સમાન છે, એ કોઈ મતવિશેષ નથી પણ વાસ્તવિક હકીકત છે જુઓને, આ જગત વિષે આપણે કંઇજ જાણી શકતા નથી, છતાં એમ પણ કહી શકતા નથી કે, અમે કંઇ જાણતા નથી વળી આ જગતના બંધનનું અસ્તિત્વ છેજ, એમ પણ આપણે કહી શકતા નથી કેમકે એના પર વિચાર કરવા માંડતા મને લાગે છે કે, તેના સંબંધી આપણે કંઇજ જાણતા નથી કદાચ એ બધો આપણા મગજનો ભ્રમ પણ હોય, આ બધો સમય હું કદાચ સ્વપ્નાવસ્થામાંજ હોઉં. હું તમારી આગળ વાતો કરૂં છું અને તમે બધા સાંભળો છો, એવું સ્વપ્નજ હું અત્યારે અનુભવતો હોઉં એ સ્વપ્નું નથીજ એવું કોઇ પૂરવાર કરી શકે તેમ નથી. મારૂં મગજ ખુદ પણ સ્વપ્નું હોય; અને વસ્તુત. જોઇએ તો તો કોઇએ પોતાનું મગજ પોતે કદાપિ જોયું પણ નથી એ તો આપણે બધા તેમ માની લઇએ છીએ દરેક વિષયના સંબંધમાં એવોજ પ્રકાર છે મારૂં શરીર પણ મેં માની લીધું છે એટલુંજ. એમ છતાં હું એમ પણ નથી કહી શકતો કે તેને હું નથી ઓળખતો જ્ઞાન અને અજ્ઞાન વચ્ચેની આ સ્થિતિ, રહસ્યમય ઝાંખું અજવાળું અને સત્ય-અસત્યનું આ મિશ્રણ શું છે અને તેઓ બધાં ક્યાં મળે છે? તેની કોઇનેજ ખબર નથી આપણે સૌ અર્ધાં જાગતી અને અર્ધાં ઉંઘતી એવી એક સ્વપ્નાવસ્થામાં થઇને વિચરી રહ્યા છીએ, અને આપણું આખું જીવન જાણે ધુમ્મસમાં ટકોઈ રહીને ખલાસ થઇ જાય છે. આપણામાંના એકેએક જણની આ દશા છે, બધા ઇંદ્રિયજ્ઞાનની પણ આજ હાલત છે, બધી જાતના તત્ત્વજ્ઞાનો, ગર્વના વિષયરૂપ વિજ્ઞાન તથા સર્વ પ્રકારના માનવી જ્ઞાનો અને તે સબંધી આપણા અહંકાર-એ બધાયની એ દશા છે. જગત આવું છે.

જડ, ચેતન, મન, અમર એવા એવા બીજા નામોથી તમે જેમને પીછાનો છો, તે બધાના સબંધમાં પણ એવીજ વસ્તુસ્થિતિ છે. તેઓ છે' એમ પણ આપણે નથી કહી શકતા કે 'નથી' એમ પણ નથી કહી શકતા. તેઓ બધા એક છે એમ નથી કહી શકતા કે 'અનેક છે' એમ પણ નથી કહી શકતા. આ અંધારા—અજવાળાનો, આ 'ઝાં—ઝાં'નો ભેદ અહીં પણ મોજુદ છે. એ ભેદ, ખરેજ! અવિચાર્ય, અભિન્ન અને અવિભાજ્ય છે! એના

યોગેજ જડ, ચેતન, મન વગેરેની બધી ઘટનાઓ એક વાર સત્ય તો બીજી વાર મિથ્યા લાગે છે એનાજ યોગે આપણને એક વાર એમ લાગે છે કે, આપણે જાગીએ છીએ અને બીજી વાર વળી એમ લાગે છે કે "ના, ઉંઘીએ છીએ" સંસારની આ સાચી સ્થિતિ છે અને એનેજ માયા કહેવામા આવે છે એ માયામાજ આપણે જન્મ્યા છીએ એની અંદર રહીનેજ આપણે વિચારો કરીએ છીએ અને સ્વપ્નો પણ આપણે એમા રહીનેજ અનુભવીએ છીએ માયાની અંદરજ આપણે આધ્યાત્મિક જનો છીએ અરે ! એટલુજ નહિ પણ એ માયાની અંદરજ આપણે કદી દાનવ તો કદી દેવરૂપ હોઇએ છીએ તમારા આદર્શો અને વિચારોને મરજી મુજબ વિસ્તારો, તેમને અધિક ને અધિક ઉન્નત બનાવ્યે જાઓ અને તેમને 'અનંત' અગર એવા તમને રૂચે તે બીજા વિશેષણથી ઓળખાવો, પણ તમારા એ આદર્શો અને વિચારો પણ આ માયાનાજ ક્ષેત્રની અંદર છે એથી ઉપર હોઇ શકેજ નહિ કેમકે માનવીઓનુ બધુ જ જ્ઞાન આ માયાના સાધારણ ભાવોનો આવિષ્કાર કરવાનો અને તેના પ્રકૃત સ્વરૂપને પીછાનવાનો વિવિધ પ્રયત્નમાત્ર છે એ તો નામરૂપનું કાર્ય છે જેને આકૃતિ અથવા રૂપ છે અને જેનુ દર્શન તમારા મનમા અમુક એક વિચાર અથવા ભાવને પ્રકટાવે છે, તે પ્રત્યેક ભાવન માયાની અંદર છે કેમકે જે જે કંઇ દેશ, કાળ અને નિમિત્તના નિયમોને આધીન છે તે તે તમામ માયામા સમાયલુ છે જર્મન તત્ત્વવેત્તાઓ પણ એટલુ તો સ્વીકારે છે કે 'સર્વ કંઇ દેશ-કાળ-નિમિત્તને આધીન છે.'

અહીં, હવે પાછા આપણે ઈશ્વરસબંધીની ધારણા તરફ વળીશુ, અને આગળ શુ નીપજ્યુ તેનો વિચાર કરીશુ આગળ આપણે જોઇ ગયા કે, ઉપરોક્ત ઇશ્વરધારણા-કે ઇશ્વિર અનંતપ્રેમી, અનંત નિસ્વાર્થી, સર્વશક્તિમાન અને જગતનો નિયંતા છે-એ ધારણા પણ લોકોને અસંતોષકારક નીવડી કોઇ તત્ત્વજ્ઞાની પંડિતે પ્રશ્ન ઉઠાવ્યો કે "ઇશ્વર ન્યાયપરાયણ અને દયામય ક્યા છે ?" મનુષ્ય અને જીવજંતુના રૂપમા એના લક્ષાવધિ બાળકો રોજ નાશ પામે છે, એ શુ તે નથી દેખતો ? અન્યનો સંહાર કર્યા વગર આપણે ક્ષણભર જીવી શકીએ તેમજ ક્યા છે ? હજારો જીવાણુઓનો સંહાર કર્યા વગર શ્વાસનો એક ઘુંટડો સરખો આપણે ભરી શકીએજ નહિ અર્થાત્ કે લક્ષાવધિ જીવોના ભોગે આપણે જીવીએ છીએ આપણા જીવનની એકે એક પળ, આપણો એકે એક ઉચ્છ્વાસ અને આપણી એકે એક હીલચાલનો અર્થજ એ કે હજારો બલ્કે લાખો જીવોનું મૃત્યુ તેઓ શામાટે મરવા જોઇએ ? એ સબંધમા એક ભ્રાંતિજનક યુક્તિવાદ અમનથી ચાલતો આવ્યો છે, અને તે એવો કે,

અત્યંત ક્ષુદ્ર અને હીન જીવો છે ધારો કે તેમ છે, છતાં પણ તેમણે તમારે કાજે શામાટે મરવું જોઇએ? ખરૂં પૂછાવો તો તેઓ ક્ષુદ્ર અને હીન જીવો છે કે કેમ એ પણ એક સવાલ છે, કારણ કે કોણ જાણે છે કે મનુષ્ય કરતાં કીટ શ્રેષ્ઠ છે કે કીટ કરતાં મનુષ્ય શ્રેષ્ઠ છે કોઇ કહેશે કે મનુષ્યપ્રાણી ઘર બાંધી શકે છે અને યંત્રો બનાવી શકે છે તેથી કીટ કરતાં મનુષ્યપ્રાણી ચઢિયાતું પરંતુ તેની સામે એવી દલીલ પણ કરી શકાય કે, કીટ ગૃહનિર્માણ નથી કરી શકતું અને યંત્ર શોધી કાઢી શકતું નથી, માટેજ એ પ્રાણી મનુષ્યપ્રાણી કરતાં શ્રેષ્ઠ હોવાનું પ્રમાણ શું? પણ પ્રમાણ માગશો તો આ પક્ષનુંયે નહિ મળે તેમ તે પક્ષનુંયે નહિ મળે

એ સવાલને બાજુએ રાખીએ અને એ જીવો ક્ષુદ્ર તથા હીન છે, એવું સ્વીકારી લઇએ તોપણ તે મરવા શામાટે જોઇએ? જો તેઓ ખરેખર ક્ષુદ્ર અને હીનજ છે, તો તો તેમને જીવવાનો વધારે હક્ક છે, તેમને સંભાળપૂર્વક બચાવવા જોઇએ, કારણ કે તેમનું જીવન અધિકતમ ઇંદ્રિયપરાયણ હોવાથી સુખ અને દુઃખની લાગણી તેમને તમારા કે મારા કરતાં હજારગણી વધારે થાય છે કૂતરૂં આ વરૂ પોતાનો ખોરાક જેવી લહેજત અને સ્ફૂર્તિથી ખાય છે, તેવી લહેજત અને સ્ફૂર્તિથી આપણામાંનું કયું માણસ ખાય છે? કોઇજ નહિ, કેમકે આપણી સકળ શક્તિઓ, સકળ કાર્યપ્રવૃત્તિઓ એકલી ઇંદ્રિયોમાંજ નથી પૂરાઇ રહી, પણ બુદ્ધિમાં અને આત્મામાં પણ રહેલી છે પરંતુ મનુષ્યેતર પ્રાણીઓના સંબંધમાં તેમ નથી તેમનો આખો પ્રાણજ જાણે ઇંદ્રિયોમાં રહેલો છે, તેથી ઇંદ્રિયસુખ માટે તેઓ ગાડાતુર બને છે, અને આપણ મનુષ્યોને કેવળ અપરિચિત એવા આનંદ અને લહેજતથી તેઓ પોતાના ભોગ ભોગવે છે તેમનું સુખ જેમ વધારે છે, તેમ દુઃખ પણ તેટલુંજ વધારે છે જેટલું સુખ તેટલુંજ દુઃખ એ તો એક સામાન્ય નિયમ છે તેથી માનવેતર જીવોની સુખની લાગણી જો મનુષ્યોની લાગણી કરતાં વધારે તીવ્ર છે, તો પછી સ્વાભાવિક રીતેજ સિદ્ધ થાય છે કે, તેમની દુઃખની લાગણી પણ મનુષ્યોની દુઃખની લાગણી કરતાં વધારે તીવ્ર નહિ તો નિદાન તેટલી તીવ્ર તો છેજ આ ઉપરથી સિદ્ધ થાય છે કે, મનુષ્યોને મરતી વખતે જે કષ્ટ અને દુઃખ થાય છે, તેના કરતાં બીજાં પ્રાણીઓને એ દુઃખ સેંકડોગણું વધારે થાય છે, અને છતાં તેમના દુઃખની દરકાર કર્યા વગર આપણે તેમનો સંહાર કર્યાજ જઇએ છીએ! એજ માયા છે હવે, જો આપણે એમ માનીએ કે, મનુષ્યના જેવો દેહધારી કોઇ સગુણ ઇશ્વર છે કે જેણે સર્વસ્વ પેદા કર્યું છે તો તો 'અશુભમાંથી શુભ જન્મે છે'–એ વચનને સાબીત કરવા માટે જે જે સમજુતીઓ અને વાદો પ્રચલિત છે, તે બધાજ નિર

ર્થક છે–એક પણ પૂરતું નથી એ કડો અને હજારો શુભ એક અશુભ-માંથી ભલેને આવે, પણ અહીં તો સવાલજ એ છે કે, તે અશુભ-માંથીજ શામાટે આવવા જોઇએ? સિદ્ધાંત અનુસાર તો મારી પંચેંદ્રિયોની સંપૂર્ણ તૃપ્તિ અર્થે હું પારકાઓના ગળા પણ કાપી શકું! પણ એ કંઇ બરાબર નથી–અર્થાત્ કે "અશુભદ્વારાજ શુભ શામાટે આવે?" એ પ્રશ્ન અદ્યાપિ ઉત્તર રહિત છે, અને તેનો ઉત્તર આપી શકાય તેમ પણ નથી ભારતવર્ષના દર્શન અથવા તત્વજ્ઞાનને પણ એ વાત કબૂલ કરવી પડી છે

સર્વ પ્રકારના ધર્મસંપ્રદાયોમા વેદાંત ધીટમા ધીટ અને સાહસિકમા સાહસિક છે સત્યની શોધ કરતા વેદાંત અમુક એક જગ્યાએ જઈ અટક્યુ નથી–થંભવાની વાત તો તે સમજ્યુજ નહોતુ. પોતાની શોધને તેણે કદી અટકવાજ દીધી નહોતી પ્રગતિ માટે તેને એક સુગમતા પણ હતી વેદાંતવિકાસના યુગમા એવો કોઈ પુરોહિત-સમાજ નહોતો કે જે સત્યશોધકને પોતાના સત્યને જાહેરમા મૂકતા અટકાવે પોતપોતાની માન્યતાને પ્રસિદ્ધિમા મૂકવાની હરકોઇને છૂટ હતી, તેમા અંતરાય નાખવાનુ કોઇ સમજતુંજ નહોતું–કહો કે, ધાર્મિક સ્વાતંત્ર્ય હિંદુસ્થાનમા સંપૂર્ણ પ્રવર્તતુ હતુ. હિંદુસ્થાનમા વહેમના બંધન કિંવા સાંકડાપણુ સામાજિક પ્રકારના છે, અહીં પશ્ચિમમા સમાજ બહુ સ્વતંત્ર છે હિંદુસ્તાનમા સામાજિક બાબતમા સ્વતંત્રતા નથી યાને સમાજવ્યવસ્થા અતિશય કડક છે, પણ ધાર્મિક બાબતમા તેમ નથી ધર્મની બાબતમા હિંદુસ્થાન બહુજ ઉદાર છે ઈંગ્લંડનુ હરકોઈ માણસ મરજી પડે તે પોષાક સજે કે મરજી પડે તે ખાય-પીએ, તેમા કોઇ કંશુજ બોલતુ નથી–કોઇને કંશોજ વાંધો હોતો નથી, પરંતુ એકાદ વખત પણ જો તે દેવળમા પગ મૂકે છે તો તેનાપર પીસ્તાન પડે છે અને સમાજ હોહા કરી મૂકે છે વળી કોઈ નવીન સત્યનો વિચાર કરતા પહેલા પણ તેને હજાર ગળણે ગળીને પાણી પીવુ પડે છે–અર્થાત્ કે સમાજ શુ કહે છે તેનો વિચાર તેને પ્રથમ કરવો પડે છે આથી ઉલટુ હિંદુસ્થાનમા જો કોઇ શખ્સ પોતાના જ્ઞાતિઅપરની જ્ઞાતિસિવાયનાની સાથે ખાય પીએ છે, તો સમાજ તેનાપર તૂટી પડે છે અને એકદમ તેનો બહિષ્કાર કરે છે વળી, પોતાના બાપદાદા અસલથી જે જાતનો પહેરવેશ પહેરતા આવ્યા હોય તેનાથી જૂદી તરેહનો પહેરવેશ જો કોઇ પહેરવા માંડે તો તેનુયે આવી બને છે. એક એવો કિસ્સો મારા સાંભળવામા આવ્યો છે કે જેમા પહેલવહેલી શરૂ થયેલી આગગાડીને જોવાને કેટલાક ગાઉ આઘે જવાના વાંક માટે એક જણને જ્ઞાતિબહાર મૂકવામા આવ્યો હતો આપણે માની લઇશુ કે, આ વાત કદાચ ગપગોળો પણ હોય પરંતુ કહેવાનો મુદ્દો એટલોજ કે,

અમારે ત્યા સમાજવ્યવસ્થા અતિશય કડક છે, તથાપિ ધર્મની બાબતમા જોઈશું તો અમારે ત્યા નાસ્તિક, જડવાદી, બૌદ્ધમાર્ગી તેમજ અનેક જાતના બીજા મતમતાન્તરો કે જેમાના કેટલાક તો અતિશય ભયાનક દીસે છે, તે બધાયને માનવાવાળાઓ અડોશ-પડોશમા સુખે વસી શકે છે બધાજ મતના પ્રચારકો પોતપોતાના મતનો પ્રચાર કરતા છૂટથી ફરી શકે છે, અને તેમને અનુયાયીઓ પણ મળે છે; એટલુજ નહિ પણ ધન્યવાદપૂર્વક કહેવુ પડે છે કે, એવા ભયાનક મતવાળા જડવાદીઓને સુદ્ધા બ્રાહ્મણો પોતાના દેવ મંદિરોના દરવાજા આગળ ઉભા રહી તેમના પોતાના મતનો પ્રચાર કરવા દે છે! એવાઓને સુદ્ધા તેઓ પોતાની હદમા પણ અટકાવતા નથી! કેટલો બધો ઉદાર ભાવ!

બુદ્ધ ભગવાનનું મૃત્યુ ખાસી પાકટ ઉમરે નીપજ્યુ. અમેરિકામા મારે એક વિજ્ઞાની મિત્ર છે તેને બુદ્ધ ભગવાનનુ જીવન-ચરિત્ર વાચવું બહુ ગમે છે, પરતુ તેને બુદ્ધનું મરણ ગમતું નથી, કેમકે તેમનુ મૃત્યુ વધસ્તભપર ના નીપજ્યુ ને! કેવો ખોટો ખ્યાલ' જાણે કે મહાન ગણાવા માટે વધસ્થભ પર ચઢવુજ જોઈએ કે ખૂનના ભોગ થવુજ જોઈએ' આવા ખ્યાલ હિંદુસ્થાનમા કદાપિ પ્રવર્ત્યાજ નથી આ મહાન બુદ્ધે હિંદુસ્થાનભરમા અનેક પર્યટણો કર્યા હતા અને જ્યા ત્યા તેના અનેક દેવતાઓનીજ નહિ, પણ વિશ્વ-વિધાતા એક પરમેશ્વરની સુદ્ધા નાસ્તેરી અને અવગણના કરી હતી, છતા પણ તેઓ લાબુ આયુષ્ય ભોગવી શક્યા અને પચ્યાશી વર્ષની પાકટ ઉમરે સ્વાભાવિક મૃત્યુથી મર્યા આ લાબા આયુષ્યદરમિયાન તેમણે અર્ધા દેશને પોતાના મતનો બનાવ્યો, છતા તેમનો ઘાટ ઘડવાનો વિચાર સરખો કોઈને સૂર્યો નહિ'

વળી ચાર્વાકો આવ્યા તેમણે હડહડતો જડવાદ ફેલાવવા માડયો અને એવી એવી તો ભયકર વાતો ખુલ્લખુલ્લા કહેવા માડી કે જે જાતની વાતો કરતા આ ઓગણીસમી-વીસમી સદીના જડવાદીઓની પણ છાતી ન ચાલે એ ચાર્વાકોને પણ નગરે નગરે અને મંદિરે મંદિરે ફરીને પોતાના મતનો પ્રચાર કરવામા કોઈએ કશોય અંતરાય કર્યો નહિ તેઓ કોઈ જાતનો પડદો રાખ્યા વગર ખુલ્લે ખુલ્લું કહેતા કે, ધર્મ એ ધતીંગ છે, પુરોહિતો અને બ્રાહ્મણોને પેટ ભરી ખાવાનો એક જાતનો ધધો છે અને વેદો એ તો મૂર્ખ તથા લુચ્ચા લોકોના બદકે નિશાચરોનાં વચનો અને લખાણો છે વળી ઈશ્વર કે અનત આત્મા જેવુ કંઈજ નથી જો આત્મા જેવું કઇ હોય, તો મૃત્યુ બાદ તે પોતાના સ્ત્રીપુત્રાદિના પ્રેમથી આકર્ષાઈને પાછુ ન આવે? તેમનો એવો ખ્યાલ હતો કે, જો આત્મા હોયજ, તો તો મૃત્યુ પછી પણ તેનામા સ્નેહભાવ કાયમ રહેવો જોઈએ, તેમજ સારામા સારા

લુગડાંલત્તાની તથા સારા સારા ખાનપાનની તેને ઇચ્છા થવીજ જોઇએ. આવા ભયંકર ચાર્વાકોનો પણ કોઇએ વાળ વાંકો નહોતો કર્યો–રે ! તેમને ખાવ્યા સરખા નહોતા.

આ રીતે ત્યારે ધાર્મિક સ્વાતન્ત્ર્યનો ભવ્ય આદર્શ હિંદુસ્થાનમાં પરાપૂર્વથી ચાલતો આવ્યો છે, અને એ તો હમેશાં યાદ રાખવાનું છે કે, સ્વાતન્ત્ર્ય એ તો ઉન્નતિ અને વૃદ્ધિનો પ્રથમ અને અગત્યની શરત છે. જેને આપણે છૂટું નહિ મૂકીએ તેની વૃદ્ધિ કે ઉન્નતિ કદાપિ થવાનીજ નહિ. શિક્ષકના જેવી સત્તા અને છૂટ પોતાને હસ્તક રાખીને બીજાઓને આપણે દોરવણી અને સૂચનાઓથી ઉન્નત બનાવી શકીએ અગર તેમની ઉન્નતિમાં સહાયભૂત થઇ શકીએ–એ વિચારજ ખોટો છે, એક જાતનું ભયંકર જૂઠાણું છે. એ ખોટા ખ્યાલેજ જગતમાંના કરોડો મનુષ્યોની ઉન્નતિ અને વિકાસ અટકાવ્યા છે. મનુષ્યમાત્રને સ્વાતન્ત્ર્યનો પ્રકાશ પામવા દો. ઉન્નતિ અને વિકાસની તે મુખ્ય અને એકલી શરત છે. પ્રકાશવગર વૃદ્ધિ અને વિકાસ સંભવીજ ન શકે.

મતલબ કે, આધ્યાત્મિક બાબતમાં અમે ભારતવર્ષમાં સ્વતંત્રતા બક્ષી અને તેને પરિણામે ધાર્મિક વિચારમાં અમે આજે પણ બેશુમાર આધ્યાત્મિક શક્તિ ધરાવીએ છીએ. આધ્યાત્મિક જગતમાં અત્યારે પણ અમારી સત્તા અદ્વિતીય છે. એવીજ છૂટ–એવીજ સ્વતંત્રતા જો સામાજિક બાબતમાં પણ બક્ષવામાં આવે, તો સમાજવ્યવસ્થા પણ સુંદર અને ભવ્ય બનવા પામે. સામાજિક બાબતોના વિકાસમાટે અમે એવી છૂટ નથી આપી તેથી અમારો સમાજ અનુદાર અને સંકીર્ણ રહેવા પામ્યો છે. તમે લોકોએ ધાર્મિક બાબતમાં કદી સ્વાતન્ત્ર્ય નથી બક્ષ્યું, પણ ઉલટું તરવાર અને આગની મદદથી તમારા મતો બળાત્કારે ઠોકાવ્યા છે, અને તેનું પરિણામ એ આવ્યું છે કે, તમારો ધર્મભાવ સંકીર્ણ રહેવા પામ્યો છે–કહો કે, એ ઠીંગરાઇ ગયો છે અને એનો વિકાસ થતો અટકાવ્યો છે. તાત્પર્ય કે, હિંદુસ્થાનમાં અમારે સમાજના શરીર પરની સાંકળો દૂર કરવાની છે. ત્યારે યૂરોપમાં તમારે આધ્યાત્મિક પ્રગતિના પગમાં પડેલી બેડીઓ કાઢી નાખવાની છે. એમ થશે ત્યારેજ મનુષ્યની અજબ વૃદ્ધિ અને ઉન્નતિ થવા પામશે. આ બધા આધ્યાત્મિક, નૈતિક અને સામાજિક વૃદ્ધિ તથા વિકાસોમાં એકત્વ રહેલું છે અર્થાત્ તે બધા એકજ મૂળ પદાર્થના ભિન્ન ભિન્ન વિકાસમાત્ર છે. આ વાત જો આપણે પીછાની શકીએ તો ધર્મ તેના ખરા અર્થમાં આપણા સમાજમાં તેમજ આપણા નિત્ય જીવનમાં પ્રવર્તા વગર રહે નહિ. વેદાંતરૂપી દીપકના પ્રકાશમાં તમે એ વાત પણ સમજી શકશો કે બધી જાતના ભૌતિક વિજ્ઞાનો વસ્તુત–

ધર્મનાજ આવિષ્કારમાત્ર છે, અને જગતની ચરાચર સઘળી વસ્તુઓ પણ એવાજ આવિષ્કાર

ત્યારે આપણે જોઇએ છીએ કે, સ્વતંત્રતાને લીધેજ શાસ્ત્રોની ઉત્પત્તિ અને શ્રીવૃદ્ધિ થઈ છે, અને એમા આપણને બે પક્ષ મળી આવે છે-એક ઉચ્છેદક અથવા ખડનકારી અને બીજો રચનાત્મક અથવા મડનકારી વળી આશ્ચર્યની વાત તો એ છે કે, પ્રત્યેક સમાજમા એવા બે પક્ષો હોય છે હવે ધારો કે, સમાજમા અમુક કોઇ દોષ પ્રવર્તે છે તે જોઇ ઉચ્છેદક પક્ષ એકદમ આગળ આવી ગાળ ગલીચ કરવા મડી પડે છે અને નિદાદ્વારા ખંડતની ધૂનમા ને ધૂનમા તેમનો જુસ્સો ઘણી વાર ઝનુનનું રૂપ પકડે છે આવા ઝનુનીઓ દરેક સમાજમા મળી આવે છે એ ધાધલમા સ્ત્રીઓ ઘણી વાર બહુ આગળ પડતો ભાગ લેતી જણાય છે, કારણ કે તેમનો સ્વભાવ બહુ પ્રેરણાપ્રધાન યાને તરગી હોય છે હરકોઈ ઝનુનીને ખડનનો ઝુડો લઇ આગળ આવતા શ્રોતાઓ તથા અનુયાયીઓ તો મળી રહે છે પણ ભાગવુ બહુ સહેલુ છે ઉન્મત્ત મનુષ્ય હરકોઈ વસ્તુને સહેલાઇથી તોડી ફોડી શકે છે, પણ એકાદ વસ્તુ નિર્માણ કરતા તેને જોર પડે છે-અર્થાત્ કે આવી જાતના ગાડાઓ યાને ઝનુની મનુષ્યો એક યા બીજા રૂપમા સર્વ દેશોમા વિદ્યમાન હોય છે તેઓનુ માનવુ એવુ હોય છે કે, ગાળાગલીચ અને ભાગફોડ કરવાથી તથા નિદા કરી કરી દોષને પ્રકાશમા લાવવાથી તેઓ સમાજને સુધારી શકશે આ ઝનુની ઉચ્છેદકો પોતાની દૃષ્ટિએ કઇ લાભ પણ કરતા હોય, પણ એક દરે જોતા તો લાભ કરતા હાનિનુજ પ્રમાણ વિશેષ હોય છે-અર્થાત્ કે તેમની એ રીતથી સમાજનુ હિત કરતા અહિત વધારે થવા પામે છે સમાજ-સંસ્થા કઇ એક દિવસમા નિર્માણ થતી નથી, એ તો ક્રમે ક્રમે વિકાસ પામે છે તેથી કોઇક કોઇક દોષો માટે આખી સસ્થાનેજ તોડી પાડવી એ કઇ તેને સુધારવાનો ખરો રસ્તો નથી એને સુધારવા માટે તો દોષના આદિકારણો દૂર કરવા જોઇએ ધારો કે, અમુક એક દોષ છે, તો તેને તિરસ્કારી કાઢવાથી તે દૂર નહિ થાય, પરતુ જો તેનું મૂળકારણ શોધી કાઢશો અને તેને દૂર કરશો, તો તે કારણના ફળસ્વરૂપ તે દોષ પણ આપોઆપ દૂર થઇ જશે એમ્વા ખૂમબરાડાથી કઇ સારૂ ફળ નીપજતું નથી, સિવાય કે આપત્તિ

આ તો જાણે ઉચ્છેદક પક્ષની વાત થઇ હવે બીજા પક્ષનો વિચાર કરતા જણાય છે કે, તેમના દિનમા પ્રચલિત સંસ્થાઓ-પ્રત્યે સમભાવ હોય છે, એટલુજ નહિ પણ તેઓ એમ પણ સમજતા હોય છે કે, તે સસ્થાઓને સુધારવા માટે તેમના દોષોના કારણોની ઉંડે ઉતરી તપાસ કરવી જોઇએ જૂનકાળમા મોટા મોટા મહાપુરૂષોનો આ પક્ષ બનેલો હતો એક વાત તમારે ખાસ સ્મરણ

મા રાખવાની છે અને તે એ કે, જગતના સર્વે મહાન આચાર્યોએ કહ્યું છે કે "અમારૂં આગમન વિનાશ અર્થે થયું નથી, પરંતુ પૂર્વે જે કંઇ થઈ ગયું છે તેને સંપૂર્ણ બનાવવાને થયું છે" આચાર્યોનો આ મહાન ઉદ્દેશ ઘણી વાર લોકો સમજી શકતા નથી, અને ભ્રમમાં પડી જઈ કહે છે કે "જનસમુદાયના પ્રચલિત મત તરફ તેઓ ઢળી પડયા એ તેમણે ઠીક કર્યું નહિ" અત્યારે પણ આપણે ઘણી વાર એમ કહેવાતું સાંભળીએ છીએ કે "પોતે જેને સત્ય માનતા હતા તેને સાંગોપાંગ પ્રકાશમાં મૂકવાની તેમની છાતી ચાલી નહિ તેથી લાગે છે કે તેઓ કંઇ કાયર અથવા બીકણ હતા" પરંતુ ખરી રીતે જોઇએ તો તેમ નહોતું આ બધા એક દેશીય ઝનુનીઓને એ મહાપુરુષોના દિલની અંદર પ્રેમની જે અનંત શક્તિ નિવાસ કરી રહી હતી તેનું ભાગ્યેજ ભાન છે વસ્તુતઃ એ મહાપુરુષો જગતના સઘળાં નરનારીઓને પોતાનાં સંતાનવત્ ગણતા અને ચાહતા તેઓ તેમના યથાર્થ પિતા અને યથાર્થ દેવતા હતા, એટલુંજ નહિ પણ તેમના દિલમાં પ્રત્યેક જણને માટે અનંત સહાનુભૂતિ અને ક્ષમા ભરેલી હતી સહેવા અને ક્ષમા કરવાને તેઓ સદા સર્વદા તત્પર રહેતા માનવસમાજ કેવી રીતે આગળ વધી શકે એ વાત તેઓ સારી રીતે જાણતા હતા અને તેથીજ તેમણે અતિશય ધીર અને શાંતભાવે છતાં દૃઢતાપૂર્વક પોતાની સંજીવની બુટ્ટી વાપરવા માંડી એમણે લોકોને નિંદ્યા નહિ કે બીવડાવ્યા નહિ, પણ ધીરજ અને મમતાપૂર્વક તેમને એક એક ડગલું કરી આગળ દોર્યાં એ મહાપુરુષો તે ઉપનિષદોના રચનાર હતા આગળ વધેલા જમાનાના નૈતિક આદર્શો સાથે ઈશ્વર સંબંધી પ્રાચીન ધારણાનો મેળ બેસી શકે તેમ નથી, એ વાત તેઓ સારી પેઠે સમજતા હતા એટલુંજ નહિ પણ આ બધા ખંડનકારીઓના કહેવામાં પણ પુષ્કળ વજુદ રહેલું છે—બૌદ્ધાદિક નાસ્તિકવાદીઓના મનમાં પણ અનેક મહાન સત્યો રહેલાં છે—એ વાત પણ તેમને સારી રીતે અવગત હતી પરંતુ એની સાથે સાથે તેઓનું એમ પણ પાકે પાયે માનવું હતું કે "જેઓ પૂર્વપ્રચલિત મતની સાથે કોઇ પણ જાતનો સંબંધ રાખ્યા વગર નૂતન મત સ્થાપવા ઇચ્છે છે, જેઓ જૂદા જૂદા મણકાને માળાના રૂપમાં ગુંથનાર સૂત્રને છેદવા ઇચ્છે છે અને જેઓ શૂન્યના પાયા-પર નૂતન સમાજ નિર્માણ કરવાની ઇચ્છા ધરાવે છે, તેઓ સર્વથા સંપૂર્ણ અંશે નિષ્ફળ નીવડે છે"

આપણે કદાપિ કોઇ વસ્તુ નૂતન નિર્માણ કરી શકતાજ નથી આપણે તો પુરાતન વસ્તુનું સ્થાનાંતરજ માત્ર કરી શકીએ છીએ વસ્તુને તેના મૂળ સ્થાનેથી ઉપાડીને નવીન સ્થાને પધરાવી શકીએ

એગલુજ. બીજજ ક્રમેક્રમે વૃક્ષરૂપે ઉગી નીકળે છે તેથી આપણે તો માત્ર આપણી સર્વ શક્તિઓને સત્યની દિશામાં વાળીને જે જે સત્યો અસ્તિત્વમા છે, તેમને સપૂર્ણરૂપે સમજવાનો યત્ન કરવાનો છે અને નહિ કે નવન સત્યો નીપજાવી કાઢવાનો આ સિદ્ધાતને અનુસરીને એ મહાપુરુષોએ ઈશ્વરસબધી એ પ્રાચીન ભાવના કિંવા ધારણાને ચાલુ જમાના માટે નિરૂપયોગી અને અયોગ્ય કહીને પૂરેપૂરી ઉડાવી દીધી નહિ, પરતુ તેની અદર જે સત્ય રહેલુ હતું તેની શોધ આગળ ચલાવવા માંડી એ શોધના ફળરૂપેજ આપણને વેદાતની પ્રાપ્તિ થઇ એક સગુણ પરમેશ્વરમાથીજ તેમને પૂર્વ કરતા વધારે ઉચ્ચ આદર્શ-ભાવો પ્રાપ્ત થતા ગયા, અને પરિણામે નિર્ગુણ પૂર્ણ બ્રહ્મ નામથી ઓળખાતુ ઉચ્ચતમ સત્ય તેમણે શોધી કાઢયુ એ નિર્ગુણ પૂર્ણ બ્રહ્મની ધારણાનો આવિષ્કાર થતા અખીલ વિશ્વમા એકજ અખડ સત્તા પ્રવર્તતી તેમને જણાઇ "આ બહુત્વપૂર્ણ જગતની અદર જેઓ એક અખડ સ્વરૂપને જોઇ શકે છે, આ મર્ત્ય સસારમા જેઓ એ એક અનત જીવનને અનુભવી શકે છે, અને આ તમસ તથા અજ્ઞાનપૂર્ણ જગતમા જેઓ તે એક અખડ પ્રકાશ અને જ્ઞાનસ્વરૂપનો સાક્ષાત્કાર કરી શકે છે, તેઓ-અરે ! તેઓજ-શાશ્વત શાંતિના ભોક્તા બને છે, અન્ય કોઇ નહિ, કોઇ નહિ





# ૫–माया अने मुक्ति*

કવિજન કહે છે કે "જગતમાં પ્રવેશ કરતી વેળા આપણે પોતાની પાછળ જાણે એક હિરણ્યમય અભ્ર લઇને આવીએ છીએ; તથાપિ ખરું પૂછાવો તો આપણે બધાંજ કંઇ કીર્તિરૂપી હિરણ્યમય અભ્ર લઇને નથી અવતરતાં. અનેક જણ અપકીર્તિરૂપી ધુમ્મસનું પડ પણ પોતાની પાછળ લેતાં આવે છે એમાં સંદેહ નથી. બાકી એટલી વાત તો સાચી કે, આપણામાંનું દરેક જણ સંસારરૂપી યુદ્ધક્ષેત્રમાં યુદ્ધ કરવા અવતર્યું છે. રડતાં રડતાં આપણે આ સંસારસમરમાં પ્રવેશીએ છીએ; અને પછી યથાસાધ્ય પ્રયત્ન કરીને આપણે આપણો માર્ગ કાઢીએ છીએ. પાછળ ચિહ્ન સરખું રાખ્યાવગર આપણે આ અનંત જીવનમહાસાગરમાંથી આગળ ને આગળ વધીએ છીએ, આપણી પાછળ તેમ આગળ અનંત યુગો પડયા હોય છે. એ રીતે આપણે આગળ ને આગળ પંથ કાપતા જઇએ છીએ. અંતે મૃત્યુ આવીને આપણને સમરાંગણમાંથી ઉપાડી લે છે–વિજયી કે પરાજિત દશામા તે તો કોણ જાણે ?–ત્યારેજ આપણો છૂટકો થાય છે. એજ માયા.

બાળકના હૃદયમા આશા બહુ બળવાન હોય છે; બાળકનાં ફાટેલાં નેત્રો સમક્ષ સઘળુંજ સુવર્ણમય ભાસે છે; તે માને છે કે 'મારી પ્રત્યેક ઇચ્છા પાર પડશે–બધુંજ હું ધારીશ તેમ થશે.' પણ જીવનસંગ્રામમા તે જેમ જેમ ઝુકાવતો જાય છે, તેમ તેમ તેને માલમ પડતું જાય છે કે, કુદરત અથવા પ્રકૃતિ ડગલે ને પગલે તેની આડે હિમાલય જેવી અડગ ઉભે છે. તેને ભેદી પાર જવાને તે વારંવાર તેની સાથે વેગપૂર્વક અથડાય છે, પણ કશુંજ વળતું નથી. એ આખું જીવન એમ માથું પટકે છે; પણ જેમ જેમ તે આગળ જાય છે, તેમ તેમ પોતાનો આદર્શ તેને વધારે ને વધારે દૂર સરકતો જણાય છે. એમ કરતા અંતે મૃત્યુ આવી પહોંચે છે, અને ત્યારે કદાચ તેનો છૂટકો થાય છે. આ માયા છે.

કોઇ એક વૈજ્ઞાનિક જન્મે છે; તે જ્ઞાનનો ખૂબ તરસ્યો છે. એવી–એકે ચીજ નથી કે જેનો જ્ઞાન માટે ભોગ આપવામાં તે પાછી

* લંડન, તા. ૨૨–૧૦–૧૮૯૬

પાની કરે, અથવા એવી ઓઇ માથાફૂટ નથી કે જે કરતા તે કટાળે એ વૈજ્ઞાનિક પ્રકૃતિના રહસ્ય પછી રહસ્ય શોધી કાઢતો, કિબહુ કુદરતનુ વક્ષસ્થળ ભેદી તેમાથી એક પછી એક રહસ્યો ખેર કાઢતો આગળ વધે છે આ બધુ શામાટે? શા માટે આ બધ ગડમથલ? અને એનુ ગૌરવ પણ આપણે શામાટે કરવુ? એ માથે કીર્તિકિરીટ શામાટે બિરાજે? પ્રકૃતિ શું મનુષ્યમા કરતા વધ તાકાત ધરાવતી નથી વા મનુષ્યના કરતા વધારે જાણતી નથી છતા તેને કીર્તિ કેમ નહિ? તો કહેશો કે તે તો અબુધ અને જ છે વારૂ ત્યારે, એવી સુસ્ત અને જડ પ્રકૃતિનુ અનુકરણ કરવાર આવડુ ગૌરવ શાને? ભારેમા ભારે વિદ્યુતશક્તિવાળા વજ્રને પ્રકૃ આધેમા આધે ફેંકી શકે છે મનુષ્ય એનો અલ્પાશ પણ સાધે તો આપણે તેને એકદમ વખાણવા મડી પડીએ છીએ, અને તે વખાણી વખાણીને છેક આસ્માનમા ચઢાવી દઇએ છીએ, કેમ વારૂ પ્રકૃતિનુ અનુકરણ-સુસ્તનુ અનુકરણ-જડતાનુ અનુકરણ-અચેતન અનુકરણ કરવામા વખાણ કરવાની શી જરૂર?

ગુરુત્વાકર્ષણ શક્તિ, અગ્નિતત્વ ધરાવતા ભારેમા ભારે વજ ને નીચે ખેંચી પાડી તેન કુચ્ચે કુચ્ચા ઉડાવી દે છે, છતા પણ શક્તિ જડ છે જડના અનુકરણમા ગૌરવ જેવુ શુ છે? તથાપિ આપ જન્મભર તેને માટે માથાકીક કરીએ છીએ' એનુ જ નામ માય

ઇંદ્રિયો મનુષ્યના આત્માને બહાર ખેચે છે મળે નહિ તે ઠેકાણે મનુષ્ય સુખ અને આનદને ખોળે છે યુગો થયા આપણ શિખામણ મળ્યા કરી છે કે, એ પ્રયત્ન નિરર્થક છે, મિથ્યા ખરૂ સુખ એમા નથી પરતુ એ શિખામણ આપણે ગળે ન ઉતરતી, જાતે અનુભવ કરી જોયા સિવાય એ શિખામણ શીખવા આપણે માટે અશક્ય નીવડે છે આપણે પ્રયોગો આદરીએ છ એ ઇંદ્રિયોને અનુભવ લેવા દઇએ છીએ-અને ધબ દઇને ઉપરથી ધ પડે છે આટલાથી શુ આપણે શીખીએ છીએ? ના, હજી પ આપણે એવા ને એવા રહીએ છીએ પતગીઆની પેરે આપ દીવાની જ્યોતમા ઝપલાવીએ છીએ, અને એમાજ અતે સતે મળવાની આશામા ને આશામા આપણે ઇંદ્રિયજન્ય વિષયભોગે વારવાર ઝપલાવ્યા કરીએ છીએ ફરી ફરીને આપણે નૂતન ઉત્સ ને નૂતન જોમ મેળવ ને એમા તલ્લીન થઇએ છીએ એમ કર અતે આપણે નિરાશ થઇને સર્વ શક્તિઓથી હણાઇ મરણ શરણ થઇએ છીએ એનુંજ નામ માયા

આપણી બુદ્ધિના સબધમા પણ તેવાજ પ્રકાર છે વિશ્વ રહસ્ય ઉકેલવાની આપણી આતુરતામા ને આતુરતામા આપ આપણી જિજ્ઞાસાવૃત્તિને અકુશમા રાખી શકતા નથી. આપ

જાણવુજ જોઇએ એમ આપણને લાગે છે, પણ યથાર્થ જ્ઞાન એ કાઇ વાતની વાતમા પ્રાપ્ત થાય એવી સહેની વસ્તુ નથી, એ વાત આપણે માની શકનાજ નથી પરિણામે જોઇએ છીએ કે, થોડાક કદમ ભરતા ન ભરતામા તો એ અનાદિ અનતકાળની અભેદ્ય દિવાલ આપણી સમક્ષ આવી ઉભે છે જેને ઉદ્ઘઘી જવાનુ સામર્થ્ય આપણામા નથી વળી બીજા કેટલાક ડગ ભરતા, અસીમ દેશની દિવાલ રસ્તો રોકી ઉભેલી જણાય છે, એ પણ પહેલીની માફક અભેદ્ય છે, અને એ બધુયે અનુલ્લઘનીય કાર્યકારણરૂપ દિવાલથી ચોમેરથી ઘેરાયલુ છે આપણાથી તે દિવાલો ભેદી શકાતી નથી, તેમ છતા આપણે મથ્યા કરીએ છીએ મથવાની જાણે આપણ ને ફરજ પડે છે એજ માયાનુ સ્વરૂપ

પ્રત્યેક શ્વાસોચ્છ્વાસ સાથે હૃદયના પ્રત્યેક ધબકારા સાથે, આપણી પ્રત્યેક ગતિ સાથે આપણને લાગે છે કે આપણે મુક્ત છીએ, પણ તેજ ક્ષણે આપણને અનુભવ મળે છે કે ના, મુક્ત નથી, જકડાયના છીએ કુદરતના આપણે કીતદાસ યાને ખરીદેલા ગુલામ છીએ શરીર, મન, વિચાર, લાગણી, બધીજ બાબતમા આપણે કુદરત અથવા પ્રકૃતિના બાધેલા ગુલામ છીએ ભાઇઓ ! એજ માયા

એવી કોઇ માતા નહિ હોય કે જેણાને પોતાનુ બાળક જન્મથીજ મહાબુદ્ધિમાન અને અસાધારણ શક્તિવાળી ભાસતુ ન હોય ! તેના પર તે વારી જાય છે તેનો સમગ્ર પ્રાણ જાણે તે બાળકમાજ વસે છે—બાળકજ જાણે તેનો પ્રાણ છે દિવસે દિવસે છોકરૂ મોટુ થાય છે અને તે એક જબરજસ્ત દારૂડીઓ અને પશુ જેવો નીવડે છે, અને પોતાને માટે પ્રાણ પટકતી માતાને પજવે છે, પરતુ તે જેમ જેમ વધારે પજવણી કરે છે, તેમ તેમ પ્રેમઘેલી બિચારી મા અધિક ને અધિક પ્રેમ કરતી જાય છે સસાર એ પ્રેમને માતાનો નિસ્વાર્થ પ્રેમ કહી વખાણે છે, પણ સસારને એ વાતની સ્વપ્નેયે ખબર નથી હોતી કે "એ માતા જન્મથીજ પ્રકૃતિ અથવા માયાની કીતદાસ છે, તેથી તેમ કર્યા વગર તેનો છૂટકોજ નથી" એ ભાર પટકી દેવાને તો તે ઘણીએ ઇતેજાર હશે, પણ તેનામા તેમ કરવાની તાકાતજ ક્યા છે ? તેથી તેણી અજબ માતૃપ્રેમ નામે ઓળખાતા સુદર પુષ્પોના ઢગના તળે પોતાના એ આતરિક અભિલાષને ઢાકી રાખે છે. એજ માયા !

જગતમા આપણે બધાજ આવા છીએ આ ઉપર એક આખ્યાયિકા છે કહે છે કે, એક દિવસ નારદમુનિએ શ્રીકૃષ્ણની પાસે આવીને કહ્યુ કે 'ભગવન્ ! તમારી માયા કેવી છે તે મને બતાવો" શ્રીકૃષ્ણે હાસ્ય કરી કહ્યુ "હી છે, કોઇક દહાડો બતાવીશ" થોડા દિવસ વહીને શ્રીકૃષ્ણ નારદને એક અરણ્યમા પોતા-

ની સંગે લઈ ચાલ્યા. કેટલાક ગાઉનો પંથ કાપ્યા બાદ ભગવાને કહ્યું—"નારદ! મને ખૂબ તરસ લાગી છે, તું જઈને થોડુંક જળ ક્યાંકથી લઈ આવીશ?" નારદે કહ્યું—'અબઘડી લઈ આવું છું, મહારાજ!' એમ કહીને નારદ મુનિ પાણી લેવા નીકળ્યા. થોડેક છેટે એક ગામ આવ્યું. પાણી મેળવવાની આશાએ નારદ તે ગામમાં પેઠા, અને એક ઘરનું બારણું ખખડાવ્યું. એટલે તુરતજ ઘરનું બારણું ઉઘડ્યું અને એક લાવણ્યવતી કન્યા નારદની સામે આવી ઉભી. તેને જોતાંજ નારદ પાણી બાણીની વાતજ વિસારી ગયા; પોતાના પ્રભુ પોતાની રાહ જોતા ઉભા છે, અને તૃષાને લઈને તેમના પ્રાણ જોખમમાં આવી પડશે, એકેયાનું તેમને ભાન રહ્યું નહિ. તે આખો દિવસ નારદ ત્યાંના ત્યાં રહ્યા અને કૃષ્ણ પાસે ગયાજ નહિ. બીજે દિવસે પણ નારદ ત્યાંના ત્યાં તે સુંદર બાળા સાથે વાતચીત કરતા બેઠા. વાર્તાવિનોદ કરતાં ઉભય વચ્ચે પ્રેમ બંધાયો. પરિણામે નારદે તે કન્યાના બાપ પાસે જઈ તેના હસ્તની માગણી કરી. આખરે બન્ને પરણ્યા. નારદે એ ગામમાંજ રહી સંસાર માંડ્યો ને કેટલાક બાળકના તે પિતા થયા. એ રીતે બાર વર્ષ વહી ગયાં. દરમિયાન તેમના સસરાનું મૃત્યુ થયું, અને નારદને તેનો વારસો મળ્યો. હવે નારદ પોતાના પુત્રકલત્ર સંગાથે વાડીવજીફા અને પશુધનનો ઉપભોગ કરતા સુખમાં રહેવા લાગ્યા. એવામાં એક ભારે રેલ આવી. એક રાત્રે ગામ પાસેની નદીમાં પાણી પુષ્કળ ચઢ્યું અને બન્ને કાંઠાપર થઈને ગામમાં ઘૂસવા માંડ્યું. ઘરો પડવા માંડ્યાં, જન જનાવરો તણાઈને મરવા લાગ્યાં અને સર્વ કંઈ રેલના સપાટામાં ખેંચાવા લાગ્યું. નારદને પોતાના કુટુંબસમેત ભાગવું પડ્યું. એક હાથે પત્નીનો હાથ પકડી, બીજે હાથે બે બાળકોના હાથ ઝાલી અને એક બાળકને ખભે ઉંચકી, નારદજીએ આ ભયંકર પૂરને વેંઢી સલામત જગ્યાએ પહોંચવાનો પ્રયત્ન કરવા માંડ્યો, પણ થોડેક દૂર જતાંજ નારદને જણાયું કે પાણીનો વેગ અતિશય ભારે છે. એટલામાં ખાંધપરનું બાળક પડી જઈ તણાવા લાગ્યું. તે જોઈ નારદના મુખમાંથી નિરાશા અને દુઃખની ચીચીઆરી નીકળી પડી. તેને બચાવવાનો પ્રયત્ન કરવા જતાં આંગળીએથી ઝાલેલું એક બીજું બાળક ફસડાઈ પડ્યું ને ડૂબી ગયું. એમ કરતાં કરતાં આખરે એમની પત્ની કે જેને પોતાના સર્વ બળથી પકડી રાખી હતી તે પણ પ્રવાહના વેગથી છૂટી પડી તણાઈ ગઈ, અને નારદ પોતે પણ રડતી કકળતી સ્થિતિમાં કિનારે ઘસડાઈ આવ્યા. ત્યાં બેસીને તે કરૂણ સ્વરે વિલાપ કરવા લાગ્યા. એવામાં પાછળથી એક મૃદુ અવાજ આવ્યો—'વત્સ! પાણી લાવ્યો? તું લોટો લઈને પાણી લેવા ગયો

હતો ને? હું તારી રાહ જોયા કરૂં છું. તારે ગયે અર્ધો કલાક વીતી ગયો; આવડી વાર કેમ થઇ?' એ સાંભળતાંજ નારદના મુખમાંથી નીકળી પડ્યું-"મમ' અર્ધો કલાક!" નારદને મન તો પૂરા બાર વર્ષ વહી ગયા હતાં, જ્યારે ખરી રીતે તો માત્ર અર્ધો કલાકમાંજ આ સઘળી ઘટના તેના મનમાં ને મનમાં બની ગઇ હતી' એજ માયા. એક યા બીજા રૂપમાં આપણે બધાજ એ માયાની અંદર રહ્યા છીએ. માયાનો વ્યાપાર અતિ અટપટો હોઇ સમજવો અત્યંત કઠણ છે. સર્વ દેશોમાં એ વિષયપર બોધ આપવામાં આવે છે, સર્વ કેકાણે લોકોને એનું જ્ઞાન આપવામાં આવે છે; પણ કોઈ વીરલા જનોજ તે વાતનો વિશ્વાસ કરે છે; કારણકે જાતે અનુભવ થયા વગર, જાતે ઠોકરો ખાધા વગર માત્ર મોઢાના ઉપદેશથી આપણ બધાનો એ વાતપર વિશ્વાસ બેસતો નથી. આ શું બતાવે છે? એજ કે, માયા મહાભયકર ને દુસ્તર છે. વાસ્તવિક કહીએ તો બધુંજ વૃથા ને મિથ્યા છે.

સર્વસંહારક કાળ આવીને બધાયનો કોળીઓ કરી જાય છે, કશુંજ બાકી રહેવા દેતો નથી. તે પાપીનો ભક્ષ કરે છે, તેમ સાધુમતનો પણ ભક્ષ કરે છે, રાજાનો, પ્રજાનો, રૂપવાનનો, કદ્રૂપાનો-સર્વનોજ તે કોળીઓ કરે છે. કોઇને-રે! કશાયને તે છોડતો નથી. સર્વ કંઇ એ અતિમ ગતિ યાને વિનાશની દિશામાં ધસ્યે જાય છે આપણું જ્ઞાન, શિલ્પ, વિજ્ઞાન-સઘળુંજ એ અનિવાર્ય ગતિ-મૃત્યુની દિશામાં આગળ વધે છે. કાળના પૂરને અટકાવવા કોઇજ સમર્થ નથી, એક મિનિટ પણ તેને કોઇથી ખાળી શકાતુ નથી આપણે તેને ભૂલી જવાનો કદાચ પ્રયત્ન કરીએ જેમ મહામારી યાને પ્લેગમાં સપડાયલા ભાગના રહેવાસીઓ મદ્યપાન, નૃત્યગાન અને એવીજ બીજી ચેષ્ટાઓમાં મગ્ન બની પોતાની સ્મરણ અને વિચારશક્તિને જૂઠી બનાવી દે છે, અને એ રીતે ચાલતા ઉપદ્રવને ભૂલી જવાનો પ્રયત્ન કરે છે, તેમ આપણે બધા પણ સર્વ પ્રકારના ઇંદ્રિયસુખોમાં તલ્લીન બની [illegible] મૃત્યુને ભૂલી જવાનો ભારે પ્રયત્ન કરીએ છીએ. [illegible] પાસે તેમ કરાવે છે, પરંતુ તેથી કંઇ તેની [illegible] એ તો યથાસમયે આવી ગળ ઝાલેજ છે.

છીએ, એ સાચું; પણ તેમાથી છૂટવાનો શું કોઈજ રસ્તો નથી? કંઈજ આશા નથી? આપણે બધાજ દુર્દશામાં આવી પડ્યા છીએ, આપણે બધાજ દુઃખી છીએ. આ સસાર વસ્તુતઃ જોતા કારાવાસ છે, આપણા આ કહેવાતા રૂપગુણનો મહિમા અને કીર્તિ, આપણી બુદ્ધિ, આપણુ મન–એ સઘળાજ કારાવાસ છે, એ વાત તો યુગો થયા લોકોને સુવિદિત છે. ગમે તેમ કહો પણ એવો એક પણ માણસ–એક પણ માનવદેહધારી નથી કે જેને આ વાતનો કોઈ ને કોઈ વખત અનુભવ થયો ન હોય. વયોવૃદ્ધ મનુષ્યોને તો એનો સૌથી વધારે તીવ્ર અનુભવ થાય છે, કેમકે તેમના પાલવમા તો આખી ઉમરનો અનુભવ સચિત થયો હોય છે અને પ્રકૃતિના જૂઠાણાઓથી તે એકાએક છેતરાતા નથી. ત્યારે આ કારાવાસમાથી છૂટવાનો ઇલાજ શો? માયાના આ ભયકર વ્યાપાર છતા, આપણી આગળ પાછળ સર્વત્ર તેની જાળ પથરાયલી હોવા છતા, આ બધા દુઃખ અને સતાપોની હાજરી છતા, અને જ્યા જીવન તથા મૃત્યુ એકબીજાના પર્યાયવાચક છે તેવા આ સંસારમા પણ એક નાનોશો મંદ અવાજ સર્વ યુગોમા અને સર્વ દેશોમા મનુષ્યમાત્રના અતરમા ગુજારવ કરતો સભળાય છે. તે કહે છે કે–

दैवी ह्येषा गुणमयी मम माया दुरत्यया ।
मामेव ये प्रपद्यंते मायामेतां तरन्ति ते ॥

અર્થાત્ કે મારી આ દૈવી માયા ત્રિગુણમયી છે. તેને તરી જવી બહુ અઘરી છે, છતા જેઓ મારા શરણે આવે છે, તેઓ તેને તરી જઇ શકે છે. વળી બાઇબલ મુજબ–"ઓ થાકેલા અને ભાર નીચે કચરાઇ મરતા મુસાફરો! આવો, મારી પાસે આવો; હુ તમને આરામ અર્પીશ." આજ અવાજ–આજ મદ ગુજારવ આપણને ધીરે ધીરે પ્રગતિ કરાવે છે. માણસે આ ગુંજારવ સાભળ્યો છે અને યુગો થયા સાભળતો આવ્યો છે આ અવાજ મનુષ્યને કાને પડે છે ખરો, પણ ક્યારે? જ્યારે તેનુ સર્વસ્વ નષ્ટ થતુ માલમ પડે છે, સર્વ આશા ચૂર્ણ થઇ જાય છે, પોતાના બળપરથી બધોજ વિશ્વાસ ઉડી જાય છે અને તેની પોતાની મુઠ્ઠીમાથી સર્વ કંઇ સરતુ જઇ જીદગી જાણે નિરાશાપૂર્ણ ખડિયેર બની જાય છે ત્યારે સારેજ એ મદ ગુજારવ તેને કાને અથડાય છે. અને એનેજ ધર્મ કહેવામા આવે છે

આવી રીતે એક હાથપર અભય અને આશાપ્રદ વચન છે કે, આ બધુ અસાર છે, બધુજ માયામય છે, છતા પણ એ માયાના ફંદમાથી છૂટવાનો માર્ગ છે ત્યારે બીજા હાથપર સંસારના વ્યવહારકુશળો કહે છે કે "ધર્મ અને અધ્યાત્મજ્ઞાન વગેરે સાથે માથા ન ફોડો, સસારમાજ રહો; સસાર ખરાબ તો છે, છતા પણ

તેનો બને તેટનો સદુપયોગ કરી લ્યો" સાદી ભાષામાં એનો અર્થ એટલોજ થાય કે 'જુઠાણા અને છેતરપિંડીભર્યું દાંભિક જીવન જીવો, અને તમારા દુર્ગંધમય ચાઠાંઓને કુશળતાપૂર્વક ઢાંકી રાખો થીગડા ઉપર થીગડા ચોઢયે જાઓ. અસલ વસ્તુ ઓળખાતી મટી જાય અને તમે કેવળ થીગડામય બની જાઓ ત્યાંસુધી થીગડા પર થીગડા માર્યે જાઓ સંસારમાં વ્યવહારકુશળ જીવન કહેવાય છે તે આનું નામ આવા થાગડથીગડથી જેઓ સંતુષ્ટ રહે છે તેમને ધર્મલાભ કદીજ થતો નથી. વર્તમાન પરિસ્થિતિ પર અને વર્તમાન જીવન પર જ્યારે ઘોર અસંતોષ ઉત્પન્ન થાય છે, તથા જીવન પર થાગડા મારવાની આ ક્રિયા પર ભયંકર ઘૃણા પેદા થઇને જૂઠાણા ને છેતરપિંડીપર પારાવાર ધિક્કાર વછૂટે છે ત્યારેજ-ત્યારેજ ધર્મની શરૂઆત થાય છે વ્યવહારકુશળતાનો આ વિચાર મનમા આવતા બુદ્ધ ભગવાને બોધિવૃક્ષતળે બેઠા બેઠા એક વાર જે વચનો ઉચ્ચાર્યા હતા, તેવી જાતના વચનો ઉચ્ચારવાની જેની હામ હોય તે-રે' તેજ માણસ ધાર્મિક થઈ શકે ભગવાન બુદ્ધના હૃદયમા પણ એક વાર ફરી પાછા સંસારી બનવાની ઇચ્છા થઇ આવી હતી તે સમયે તેમની અવસ્થા કાચી હતી તેમને મન એટલુ ચોક્કસ વસી ગયુ હતુ કે, સાંસારિક જીવન અસાર છે, તેમાથી છૂટવુ જોઇએ, પણ કેમ છૂટવુ તેની તેમને ખબર નહોતી આ અવસ્થામા—આ કાચી અવસ્થામા લાલચ તેમની સમક્ષ આવી અને કહેવા લાગી કે " જા, જા, સત્યની શોધ પડતી મૂકી સંસારમા પાછો જા, અને પહેલાની માફક છેતરપિંડીભર્યું દાંભિક જીવન જીવ; બધી વસ્તુઓને ખોટા નામોથી ઓળખ અને ઓળખાવ તથા તારા પોતાના આત્મા આગળ તેમજ પારકા આગળ જૂઠું હાંકયે જા" પણ એ મહાન વીરનરે એ લાલચપર આ તે વિજય મેળવ્યો અને ધૃતકારી કાઢતા કહ્યું કે 'બળુશ્વકની માફક ખાવાપીવામાજ જીવન પૂરૂ કરવુ તેના કરતા મૃત્યુ હજાર દરજ્જે સારૂ છે, પરાજિત થઇ જીવવા કરતા યશસ્વી રીતે ધરાશાયી થવું યાને લડતા લડતા રણમા પોઢવુ વધારે સારૂ છે" આવી જાતના નિશ્ચયમાજ ધર્મનો પાયો રહેલો છે આવો દૃઢ નિશ્ચય જ્યારે કોઇ મનુષ્યનો થાય ત્યારે સમજવુ કે, તે સત્યના પથે-પ્રભુના પંથે પરવરે છે ધાર્મિક થવા માટે પણ આવાજ દૃઢ સંકલ્પની અગત્ય છે "મારો માર્ગ હુ મારી મેળે શોધી લઇશ-કાર્ય સાધયામિ વ દેહં પાતયામિ-યાને સત્યને હુ શોધી કાઢીશ અગર તો એ પ્રયત્નમા પ્રાણનું બલિદાન દઇશ સંસારમા રહેવાથીયે શું વધારે છે? એમા પણ દેહનો નાશ તો સર્જિત છેજ રોજ ને રોજ તે નષ્ટ થઇજ રહ્યુ છે, કારણુ કે આજનો સુંદર જુવાનજ આવતી

કાલે ભિદામણો બુઠ્ઠો બની ગયેલો જણાય છે; આશાઓ, આનંદો અને ચેનમજાઓરૂપી આજની કોમળ કળીઓ આવતી કાલના હિમમાં બળીને ખરી પડે છે—અર્થાત્ કે સંસારમાં રહીને જીવવામાં પણ દેહપાત નિશ્ચિત છે. તો પછી હું આ બીજો માર્ગ કાં ન સ્વીકારૂં કે 'જેમાં વિજયની—સંસારના અનેક અનર્થો પર, જીંદગી પર અને વિશ્વ પર વિજય મળવાની—આનંદપ્રદ આશા રહેલી છે!" આવા સંકલ્પના પાયાપરજ માણસ અડગપણે ઉભો રહી શકે છે. તેથી જેઓ આ અદ્ભુત વિજય માટે, સત્યને માટે અને ધર્મને માટે નિશ્ચયપૂર્વક પ્રયાસ કરે છે, તેઓ ખરે પંથે પરવરી રહ્યા છે. વેદ પણ તેમજ કહે છે "નિરાશ થાઓ નહિ, પંથ મહાવિકટ છે—તરવારની ધારપર ચાલવા જેવો કપરો છે; તથાપિ નિરાશ થાઓ મા. उत्तिष्ठत जाग्रत प्राप्य वरान्निबोधत—ઉઠો, જાગ્રત થાઓ અને ઇષ્ટને પ્રાપ્ત કરીનેજ વિરમો.'

હવે કહેવાનું એ કે, જગતમાં જૂદાં જૂદાં રૂપ અને રંગના જેટલા ધર્મો છે તે બધાયના પાયામાં એક સામાન્ય તત્ત્વ રહેલું છે. તેઓ બધાજ આ સંસારચક્રમાંથી બહાર નીકળવાનો અર્થાત્ મુક્તિનો ઉપદેશ કરે છે. તે દરેકનો મૂળ ઉદ્દેશ આવો હોય છેઃ— "સંસાર અને ધર્મ વચ્ચે તોડજોડ કે સમાધાન કરવું નહિ, પણ સત્ય હોય તે તડને ફડ બતાવી દેવું; ધર્મને તેના શુદ્ધ આદર્શ પર સ્થાપન કરવો—સંસારની સાથે તેનો મેળ બેસાડી તેની મહત્તા ઘટાડવી નહિ." ધર્મ માત્ર આજ ઉપદેશનો પ્રચાર કરે છે, અને એ બધા ધર્મોની એકતા સાધવી યાને ઉત્તમ તેમજ કનિષ્ઠ બધાજ ધર્મોમાં મુક્તિરૂપી આ સામાન્ય પાયો રહ્યો છે એ વાત જગત આગળ સ્પષ્ટ રીતે માંડવી—એને વેદાંત પોતાનું કર્તવ્ય લેખે છે. જેને આપણે અતિ નિંદ્ય વહેમો ગણીએ છીએ તેમનો તેમજ ઉંચામાં ઉંચી જાતના તત્ત્વજ્ઞાનનો ઉદ્દેશ, ખરી રીતે જોતાં એક—સમાન છે. ઉભય એકજ પ્રકારની મુશ્કેલતમાંથી છૂટવાનો માર્ગ બતાવે છે; એટલુંજ નહિ પણ ઘણા ખરા ધર્મોનું માનવું છે કે, આ મુક્તિનો માર્ગ પ્રપંચથી મુક્ત, પ્રકૃતિના નિયમોથી પર એવા કોઈ મુક્તાત્માની સહાયથીજ સાધી શકાય છે. એ મુક્તાત્માના સ્વરૂપવિષે જૂદા જૂદા ધર્મો વચ્ચે મતફેર કે ભાંજગડો હોય ખરી—જેવી કે એ સગુણ છે કે નિર્ગુણ, માણસના જેવો એ ચેતના-યુક્ત પ્રાણી છે કે કેમ? પુરુષ છે, સ્ત્રી છે કે નાન્યેતર છે—વગેરે વગેરે અનેક મતફેર અને ભાંજગડો છતાં પણ બધાનો મૂળ આદર્શ એકસરખો છે. આટલા આટલા પ્રબળ અને નિરાશાજનક વિરોધો છતાં પણ સકળ ધર્મોમાં એકતારૂપી એક જાતનો જે સુવર્ણનો દોરો પરોવાઇ રહેલો છે, તે જણાઈ આવ્યા વગર રહેતો

નથી, તેથી આ બધા વિરોધથી અમને ભય લાગતો નથી અમારા વેદાંતદર્શનમા આ સુવર્ણનો દોરો ધીરે ધીરે કરીને દૃષ્ટિગમ્ય થયો છે આવિષ્કારનુ પ્રથમ પગલુ જ એ છે કે આપણે બધાજ જુદા જુદા પથદ્વારા એકજ ઇષ્ટ યાને મુક્તિ તરફ કૂચ કરી રહ્યા છીએ–બધા ધર્મોનો એજ સામાન્ય ઉદ્દેશ છે

સુખદુખ, હર્ષશોક તેમજ મુસિબત અને ઉદ્યોગ–બધીજ અવસ્થામા એક અદ્ભુત વ્યાપાર ચાલી રહેલો જણાય છે, અને તે એ કે, આપણે બધાજ ખાત્રીબંધ મુક્તિની દશામા ગમન કરી રહ્યા છીએ પ્રશ્ન આપણી સમક્ષ આ હતો કે–'આ જગત શી વસ્તુ છે, તે ક્યાથી આવે છે અને ક્યા જાય છે?' અને તેનો ઉત્તર પણ અપાઇ ગયો કે 'મુક્તિમા તેની ઉત્પત્તિ છે, મુક્તિમા તેની સ્થિતિ છે અને મુક્તિમજ તેની પરિસમાપ્તિ છે" મુક્તનો આ ખ્યાલ અમે મુક્ત છીએ એવો ભાવ ઘડીભર પણ અળગો કરી શકાતો નથી એના વિના તો તમારી સઘળી ક્રિયાઓ–રે ! ખુદ તમારૂ જીવન રદ બાતલ થઇ જશે' પ્રકૃતિ પ્રત્યેક પળે આપણને એમ ઠસાવવા માગે છે કે "તુ મારો દાસ છે, બાંધેલો ગુલામ છે, મુક્ત નથી ' તથાપિ તેની સાથેજ આપણને બીજો ખ્યાલ આવે છે કે "ના, આપણે મુક્ત છીએ' માયા ડગલે ને પગલે આપણને ધપ્પા મારી મારી બતાવે છે કે 'જો જો, તુ બદ્ધ છે–મારો બધાયલો છે" તેમ છતા એ ધપ્પાની સાથેજ પને આપણે બદ્ધ છીએ એ લાગણીની સાથેજ બીજી લાગણી અતરમા પ્રગટે છે કે "ના, મુક્ત છીએ' કોઇ આતરિક અવાજ આપણને નિરતર કહ્યા કરે છે કે "આપણે મુક્ત છીએ" પરતુ એ મુક્તિનો સાક્ષાત્કાર કરવાનો યાને તેનો આવિષ્કાર કરવાનો આપણે પ્રયાસ આદરીએ છીએ, ત્યારે તો વળી લગભગ અસાધ્ય જેવી અડચણો આપણી નજર સમક્ષ આવી ખડી થાય છે તેમ છતા પણ અતરમા કોઇ કહ્યા કરે છે કે 'मुक्तोऽहम् मुक्तोऽहम्–હુ મુક્ત છુ, હુ મુક્ત છુ" જગતના ભિન્ન ભિન્ન ધર્મોનો અભ્યાસ કરી જોશો તો તમને જણાશે કે, સકળ ધર્મોની અદર આ ભાવ–મુક્તાત્માનો આ ભાવ–એક યા બીજા રૂપમા પ્રદર્શિત થયેલો છે એકલો ધર્મજ નહિ–ધર્મને એના સકુચિત અર્થમા રખે સમજતા–પણ સમાજનું આખુજ જીવન મુક્તિના આ સિદ્ધાતનુંજ પ્રતિપાદન કરે છે આપણી પ્રત્યેક કૃતિ ગતિ પણ આ એક મુક્તિનુજ પ્રતિપાદન કરે છે અતરનો એ અવાજ પ્રત્યેક જણના સાંભળવામા આવ્યો હોય છે તેની ખબર એને હોય કે ન હોય પણ તે અવાજ ડિમ્ ડિમ્ના નાદ સાથે કરે છે 'અરે ! ઓ સસારથી શ્રમિત થયેલા અને કચરાઇ ગયેલા લોકો ! તમે સૌ મારી સમીપ આવો" એ અવાજ આજ ભાષામા, કિવા આવીજ શબ્દ

રચનામા હોય એવુ કંઇ નથી; ગમે તે રૂપમા પણ મુક્તિમાટે આહ્વાન કરતો એ અવાજ આપણી સાથેનો સાથેજ છે. અરે ! એ અવાજને લઇનેજ આપણે જન્મ્યા છીએ, અને આપણી પ્રત્યેક કૃતિ અને ગતિ પણ એનેજ આભારી છે આપણે જાણતા હોઇએ કે ન જાણતા હોઇએ, પણ એજ અવાજને અનુસરીને આપણે મુક્તિ તરફ ધસી રહ્યા છીએ બસીધર મોહનની બસરીના નાદથી ગામના બાળકો જેમ આકર્ષાઇ આવતા હતા, તેમ આ આતરનાદને આપણે સૌ પણ અજાણતા અજાણતાયે અનુસરીએ છીએ.

આપણે નીતિપરાયણ બનીએ છીએ, પણ ક્યારે ? જ્યારે એ આતર અવાજને અનુસરીએ છીએ ત્યારેજ. એકલા મનુષ્યોનાજ સાભળવામા એ આતરનાદ આવ્યો છે એમ નથી, પણ અધમમા અધમ જીવોથી માંડીને તે ઉત્તમોત્તમ મનુષ્યપ્રાણીઓપર્ય ત સકળના સાભળવામા એ અવાજ આવ્યો છે, અને તે બધાજ તેના તરફ વેગબધ ધસે છે એ ઉદ્યોગમા કેટલાક એકબીજાને સાથ દે છે, ત્યારે બીજા કેટલાક ધક્કામુક્કી કરી બીજાને બાજુએ હડસેલે છે. એમાથીજ હરીફાઈ, આનંદ, ઉદ્યોગ, જીવન, મઝા અને મૃત્યુ જન્મે છે, અને ખરૂ પૂછાવો તો આ આખું જગત એ અવાજને પહોચવાના ઉન્મત્ત ઉદ્યોગના ફળસિવાય બીજું છે પણ શુ ? આપણે એજ કરતા આવ્યા છીએ આ નાદનું સંભળાવુ એ પ્રકૃતિનો આવિષ્કાર છે–પ્રકૃતિનું વ્યષ્ન રૂપ છે

એ પછી–એ નાદ સભળાયા પછી શુ થાય છે ? તો કે પછી પડદો ઉંચકાવા માડે છે એ નાદ ઓળખાતા અને બરાબર સમજાતાજ આખા દૃશ્યનુ રૂપાતર થઇ જાય છે. એનો એજ સસાર કે જે પહેલા આપણને માયાનું ભયકર સગ્રામક્ષેત્ર ભાસતુ, તે હવે સારો અને સુદર ભાસે છે. પ્રકૃતિને હવે આપણે શાપ દેતા નથી કે એમ કહેતા નથી કે, સસાર દુઃખદ અને મિથ્યા છે રડવાની કે હાયપીટ કરવાની પણ હવે આપણને જરૂર પડતી નથી. એ અવાજ આપણને બરાબર સમજાતાજ, જગતની અંદર આ બધી ખટપટ, મારામારી, હરીફાઇ, મુસ્કેલી, નિંઠુરતા તેમજ સુખો અને આનદો શા સારૂ છે? તેનુ રહસ્ય આપણે સમજી શકીએ છીએ. આપણને સમજાય છે કે, સસારમા તેમની હાજરી અનિવાર્ય છે. તેમના વગર એ અવાજને અનુસરવાનું આપણાથી બનતજ નહિ, અને આપણને ખબર હોય કે ન હોય પણ એ અવાજને અનુસરવું એ તો આપણા જીવનનું ધ્યેય છે. તેથીજ સમસ્ત જડચેતન સૃષ્ટિ મુક્તિ મેળવવા તનતોડ મહેનત કરી રહી છે. સૂર્ય પોતાના ધ્યેયપ્રતિજ ગતિમાન છે, પૃથ્વી સૂર્યની આસપાસ ભમે છે તે પણ એટલાજ સારૂ, તેમજ ચદ્રમા પૃથ્વીની પ્રદક્ષિણા કરે છે તે પણ એજ હેતુથી.

અહો પણ એજ ધ્યેયની દિશામા ગતિ કરી રહ્યા છે અને વાયુ વાય છે તે પણ એજ ધ્યેયની પ્રાપ્તિ અર્થે સર્વ કોઇ અને સર્વ કઇ એનેજ માટે ખટપટ કરે છે સાધુજન એજ અવાજની દિશામા ગતિ કરે છે, કેમકે તેને માટે બીજો ઇનાજજ નથી અર્થાત્ એમા એની કઇ મહત્તા નથી દુર્જનનો પ્રકાર પણ એવોજ છે, અર્થાત્ એમા એની ગૌરવહાનિ પણ નથી ઉદાર દાનશીલ નર અધીરાઇથી એ અવાજ પ્રતિ ગતિ કરે છે,એને કોઇજ અતરાય નડી શકતો નથી કજુસ પણ એજ ધ્યેય તરફ જઇ રહ્યો છે ઉત્તમોત્તમ પરોપકારી અને સમાજસેવક પણ પોતાના અતરમા એજ અવાજ શ્રવણ કરે છે તેનો પ્રતિરોધ તેનાથી કરી શકાતો નથી અને તેથીજ તેના તરફ ડગના ભરવાની તેને જરૂર પડે છે ઘોરમા ઘોર આળસુના સબધમા પણ તેવોજ પ્રકાર છે ભેદ માત્ર એટલોજ છે કે, બીજાઓ કરતા તે જરા વધારે પડે આખડે છે જે વધારે આખડે છે તેને આપણે ખરાબ કહીએ છીએ, અને જે ઓછો આખડે છે તેને સારો કહીએ છીએ વસ્તુત જોઇએ તો 'સારૂ-ખરાબ' જેવી કોઈ બે ભિન્ન ભિન્ન ચીજોજ નથી-મૂળે એ છે તો એકજ વસ્તુ ભેદ જણાય છે તે પ્રકારગત નથી, પણ પરિમાણગત છે

હવે જુઓ આ મુક્તભાવશક્તિજ જે ખરેખરી રીતે જગતના કાર્યનુ સચાલન અને નિયમન કરે છે, તો આપણે જેની સમાલોચના કરી રહ્યા છીએ તે ધર્મના વિષયને તે લાગુ પાડતા પણ જણાય છે કે, જગતના સર્વ ધર્મોનુ પણ એ એક ભાવદ્વારાજ નિયમન થાય છે ઉદાહરણતરીકે, જગતના અધમમા અધમ પ્રકારના ધર્મનો વિચાર કરીશુ કે જે ધર્મમા મૃતપૂર્વજો અથવા તો ચોક્કસ પ્રકારના બળવાન અને નિષ્ઠુર દેવતાઓની ઉપાસનાજ મુખ્યત્વે થાય છે, એમા ઉપાસિત દેવતાઓ અથવા મૃતપૂર્વજોની ધારણાનો શો અર્થ છે યાને એ શુ સૂચવે છે વારૂ? એજ કે, એ ઉપાસિતો પ્રકૃતિથી પર છે-એટલે કે એમને પ્રકૃતિ અથવા માયાના બધન નથી અહા પ્રકૃતિસબધી ઉપાસકની માન્યતા, અલબત્ત બહુ સાદી અને સાધારણ હોય છે પ્રકૃતિના આકર્ષણ અને વિપ્રકર્ષણ એ બેજ ગુણોની માત્ર તેમને માહીતિ હોય છે-અર્થાત્ ઉપાસક સાધારણત બહુ અજ્ઞ છે અને પ્રકૃતિ સબધી તેની ધારણા અત્યત સકુચિત અને સ્થૂળ છે તે જાણે છે કે, પોતાનાથી બધ દિવાલની આરપાર થઇને પસાર થઇ શકાતું નથી કે શૂન્ય અથવા આકાશમા ઉડી શકાતુ નથી, પણ જે દેવતાઓ અથવા પૂર્વજોની પોતે ઉપાસના કરે છે, તેઓ તેમ કરી શકે છે અથવા તો પોતાના રૂપનુ રૂપાતર કરી શકે છે, તેથી તેમનામા શક્તિઓ છે એ નિર્વિવાદ. તાત્ત્વિક દૃષ્ટિએ જોતા આનો

શું અર્થ થાય છે? આ દેવોપાસનાનું શું રહસ્ય છે? એજ કે, એની અંદર પણ મુક્તિનો એ ભાવ મોજુદ છે, અને પોતાના ઉપાસિત વિષેની તેની ધારણા, પ્રકૃતિ સંબંધીની તેની પરિચિત ધારણા કરતા વધારે ઉન્નત છે. એમના કરતા પણ વધારે ઉન્નત દેવતાઓને જેઓ ઉપાસે છે, તેમના સબંધમા પણ તેવોજ પ્રકાર હોય છે પ્રકૃતિવિષેની ધારણા જેમ જેમ વિસ્તૃત બનતી જાય છે, તેમ તેમ પ્રકૃતિથી અતીત એવો જે આત્મા તેની ધારણા પણ વિકાસ પામતી જાય છે; અને એમ કરતા કરતા આપણને એકેશ્વરવાદની પ્રાપ્તિ થાય છે. એની માન્યતા એવી છે કે, જગતમાં પ્રકૃતિ અથવા માયાનું અસ્તિત્વ છે, અને એ માયાનો એક નિયામક અથવા પ્રભુ છે, કે જે આપણી આશાનું ધામ છે.

અહીંથીજ–આ એકેશ્વરવાદનો ભાવ જ્યા શરૂ થાય છે ત્યાથીજ–વેદાતની શરૂઆત થાય છે. પરંતુ હજી વધારે અનુસંધાન અથવા શોધ કરવાને વેદાંત પ્રેરાય છે. વેદાત કહે છે કે, આ માયાના પ્રપંચની પછવાડે માયાથી અતીત અને માયાના પ્રભુરૂપ જે એક આત્મા રહેલો છે, તે આપણને પોતાની તરફ આકર્ષે છે અને આપણે સૌ ક્રમેક્રમે તેના તરફ ગતિ કરી રહ્યા છીએ–એ ધારણા બહુ સારી છે. પરંતુ હજી તે જોઇએ તેવી સ્પષ્ટ નથી, પ્રત્યક્ષ રીતે તે તર્ક અથવા યુક્તિની વિરુદ્ધ નથી; છતાં પણ હજી તે ઝાખી અને અસ્ફુટ છે તમારા એક ધર્મસૂક્તમા કહ્યું છે કે 'મારો પ્રભુ તારી અતિનિકટ છે.' એજ સૂક્ત માત્ર એકજ શબ્દના ફેરફારસહિત વેદાતીને પ્રિયકર થઇ પડે વેદાતી કહેશે કે 'મારો પ્રભુ મારી અતિનિકટ છે; આપણુ અંતિમ ધ્યેય જે પ્રભુ તે આપણાથી ઘણે દૂર છે, પ્રકૃતિની પેલે પાર બહુ આધે છે અને આપણે તેના પ્રત્યે ધીરે ધીરે આકર્ષાઇએ છીએ–એ આદર્શ અથવા ભાવની મહત્તા કે પવિત્રતામા લેશ પણ ઘટાડો કર્યા વગર આપણે તેને આપણી વધારે ને વધારે નિકટ લાવી શકીએ તેમ છીએ. વેદાતીની ખંતભરી શોધે ક્રમશઃ તેને આપણી નિકટમા નિકટ લાવી મૂક્યો છે પરિણામે સ્વર્ગમાં વસનારો ઇશ્વર પ્રકૃતિસ્થ માલમ પડે છે; પછી પ્રકૃતિમા વસનારો ઇશ્વર ખુદ પ્રકૃતિમય જણાય છે યાને પ્રકૃતિ અને ઇશ્વર વચ્ચે અભેદ માલમ પડે છે. ત્યારબાદ એ પ્રકૃતિરૂપ ઇશ્વર આ દેહમંદિરમાં વસતો અનુભવાય છે; અને અંતે તે દેહમંદિરમાનો ઇશ્વર પોતે દેહમંદિરરૂપ ભાસે છે; અને એજ છેવાતમા મનુષ્યતરીકે પરિચિત થાય છે. વેદાતની શોધ અહીંજ વિરમે છે. તેના છેલ્લા શબ્દો આ છેઃ–"ઋષિ લોકો જેને અહીંતહીં ખોળતા હતા તેનો પત્તો લાગ્યો છે–તે બહાર નથી પણ આપણા પોતાનાજ અંતરમાં છે." અર્થાત્ વેદાંત કહે છે કે "જે નાદને તમે સાભળ્યો

છે તે બરાબર છે, પણ તેની દિશા તમે ખોટી પકડી છે; મુક્તિનો જે આદર્શ તમારા અનુભવમા આવ્યો છે તે ખરો છે, પણ તેને માટે તમે બહાર ફાંફાં મારો છો તે ભૂલ છે એ ભાવને તમારી વધારે ને વધારે નિકટમા લાવતા જાઓ, અને જ્યારે તમને અનુભવ થાય કે, સઘળોજ વખત તે ભાવ–તે મુક્તિનું તત્ત્વ–તમારી પોતાની ભીતરજ વસે છે અને તેજ તમારા આત્માના અંતરાત્મારૂપ હતુ અને છે ત્યારેજ વિરમો મુક્તિ એજ તમારૂ યથાર્થ સ્વરૂપ છે, અને માયા તમને કદાપિ બાંધી શકતી નથી પ્રકૃતિ અથવા માયાની તમારાપર કબજ સત્તા નથી એ તો ચમકેલા બાળકની માફક તમને સ્વપ્નું આવે છે કે, પ્રકૃતિ તમારી ગળચી દાબી તમને ગુંગળાવે છે, પણ તેમાથી–એટલે કે એ સ્વપ્નમાથી છૂટવુ એજ તમારૂ લક્ષ્ય છે એ લક્ષ્યને તમારે બુદ્ધિપૂર્વક માત્ર ઓળખવાનુંજ નથી, પણ તેનો સાક્ષાત્કાર કરવાનો છે અને સ્થૂલ જગતનું આપણે જેટલુ ચોક્કસપણે નિરીક્ષણ કરીએ છીએ તેટલા-જ ચોક્કસપણે આપણે તે લક્ષ્યને નીરખવાનુ છે " એમ થશે ત્યારેજ આપણને અનુભવ થશે કે, આપણે મુક્ત છીએ, ત્યારે ને ત્યારેજ આપણી સર્વ મુશ્કેલીઓ અને ભાંજગડો દૂર થશે, આપણા અંતરની મુંઝવણો અદૃશ્ય થશે અને હૃદયની ચંચળતા ટળી જશે, ત્યારેજ સઘળી વક્રતા દૂર થઇ જઇ સરળતા પ્રાપ્ત થશે અને પ્રકૃતિના અનેકત્વનો ભ્રમ ટળી જશે, ત્યારેજ આ પ્રકૃતિ–આ માયા અત્યારની માફક ભયકર અને નિરાશાજનક સ્વપ્નુ ભાસવાને બદલે આપણને સુંદર અને મોહક જણાશે, અને આ પૃથ્વી આપણને કારાવાસ ભાસવાને બદલે આપણા ક્રીડાંગણરૂપ ભાસશે, એટલુજ નહિ પણ આપણી સઘળી બીક, મુશ્કેલીઓ અને વિપત્તિઓને ત્યારે એક જાતનો દિવ્ય ભાવ પ્રાપ્ત થશે અને તેઓ પોતાના અસલ યાને ખરા સ્વરૂપમા પ્રકાશી આપણને બતાવી આપશે કે, તે દરેકની પાછળ દરેકના સારભાવરૂપ તેજ એક બ્રહ્મ ઉભો છે, અને તેજ એક આપણો ખરો અંતરાત્મા છે





# ६—ब्रह्म अने जगत*

અદ્વૈત વેદાંત સમજવામાં આ એક પ્રશ્ન બહુ કઠણ છે કે અનંત બ્રહ્મ અંતવાળું અને સીમાવાન કેવી રીતે બને છે? એ પ્રશ્નની જિજ્ઞાસા મનુષ્ય ચિરકાળ કર્યા કરે, અને આખું જીવન એનો ખુલાસો મેળવવા ગાળે, તોપણ આ પ્રશ્ન તો તેના અંતરમાં રમ્યાજ કરવાનો કે બ્રહ્મ જે અનંત અને અસીમ છે, તે અંતવાળું અને સીમાવાન કેવી રીતે બને છે? આજે એ પ્રશ્ન હું હાથમાં લઉં છું અને તેને સ્પષ્ટ રીતે સમજાવવા માટે હું આ સામેની આકૃતિનો ઉપયોગ કરીશ. જુઓ, આ આકૃતિમાં क એ બ્રહ્મ છે, અને ख જગત છે. બ્રહ્મનુંજ જગતમાં રૂપાન્તર થયું છે. આ ઠેકાણે જગતનો અર્થ કેવળ જડ અથવા સ્થૂળ જગતજ નથી સમજવાનો, પણ માનસિક અથવા સૂક્ષ્મ તેમજ આધ્યાત્મિક જગત પણ સમજવાનો છે. સ્વર્ગ, નરક અને ટુંકમાં જે જે કંઇ છે તે તે તમામ અસ્તિત્વનો સમાવેશ જગત શબ્દની અંદર થઇ જાય છે. મન એ એક જાતનું રૂપાંતર અથવા પરિણામનું નામ છે, અને શરીર બીજા પરિણામનું નામ છે. આ क કહેતાં બ્રહ્મતત્ત્વ ग એટલે કાળ દેશ અને નિમિત્તમાં થઇને આવતાં ख કહેતાં જગતમાં રૂપાંતર પામ્યું છે અદ્વૈતવાદનો આ તો એક મુખ્ય આદર્શ છે, માનો તેનું મુખ્ય અંગ છે. કાળ, દેશ અને નિમિત્તની ત્રિપુટિ અરીસા જેવી છે. તેની ઉપરની બાજુએ જોઇએ છીએ ત્યારે આપણને બ્રહ્મ જણાય છે, અને નીચેની બાજુએથી જોઇએ છીએ ત્યારે એજ બ્રહ્મ જગતરૂપે જણાય છે. આ ઉપરથી સ્પષ્ટ સમજાય છે કે, જ્યાં બ્રહ્મ છે ત્યાં દેશ, કાળ, નિમિત્ત કંઇજ નથી. કાળનું અસ્તિત્વ ત્યાં સંભવતું નથી; કેમકે ત્યાં મન કેમ વિચાર પણ નથી. દેશનો ત્યાં સંભવ

क બ્રહ્મ

ग

કાળ

દેશ

નિમિત્ત

ख જગત

---

* લંડનમાં આપેલું વ્યાખ્યાન

નથી, કેમકે ત્યાં કોઇ પ્રકારનું બાહ્યરૂપાંતર યા પરિણામ નથી જેને તમે ગતિ અને કાર્યકારણભાવ કહો છો. તે નિમિત્ત પણ ત્યાં સંભવિત નથી, કેમકે ત્યાં કેવળ એકજ સત્તા વિરાજમાન છે આપણે આ બરાબર સમજવાનું છે અને મનમાં ઠસાવવાનું છે કે, જેને આપણે કાર્ય-કારણભાવ અથવા નિમિત્ત કહીએ છીએ તે, પ્રપંચરૂપમાં યાને જગતરૂપમાં બ્રહ્મની અવનતિ (એમ કહેવામાં વાંધો ન હોય તો) થયા પછીજ શરૂ થાય છે અને નહિ કે પહેલાં આપણી ઇચ્છા, વાસના ઇત્યાદિ પણ તે પછીજ શરૂ થાય છે વેદાંતને સમજતાં શોપનહોરે અહીંજ ગોથું ખાધું લાગે છે, કેમકે તે ઇચ્છાનેજ સર્વસ્વ કરી સ્થાપવાનો પ્રયત્ન કરે છે બ્રહ્મને સ્થાને તે આ 'ઇચ્છાશક્તિ'નેજ ગોઠવી દે છે પરંતુ ઇચ્છાશક્તિને બ્રહ્મતરીકે ઓળખાવી શકાયજ નહિ કેમકે ઇચ્છા એ જગત પ્રપંચની અંતર્ગત વસ્તુ હોઈ પરિણામશીલ છે, અને બ્રહ્મમાં (ગ કહેતાં દેશ કાળ, નિમિત્તની ઉપર) તો કોઈ જાતની ગતિ કે પરિણામનું અસ્તિત્વજ નથી બાહ્ય તેમજ આંતર સર્વ પ્રકારની ગતિનો આરંભ ગની નીચેજ થાય છે, અને એ આંતરિક ગતિનેજ વિચાર કહેવામાં આવે છે-અર્થાત્ ગની ઉપર કોઈ જાતની ઇચ્છાજ હોતી નથી, અને તેથી 'ઇચ્છા' જગતના કારણરૂપ હોઇ શકતી નથી આપણી વધારે નજીકની વસ્તુનો વિચાર કરતાં, આપણાં શરીરની અંદર પણ આપણે જોઇએ છીએ કે, આપણી સઘળીજ શારીરિક ગતિ કંઇ ઇચ્છાપૂર્વક થતી નથી હોતી દાખલાતરીકે હું આ ખુરસી ખસેડું છું અહીં ખસેડવાનું નિમિત્ત 'ઇચ્છા' જરૂર છે, અને એ ઇચ્છા સ્નાયુના ગતિરૂપ બીજે છેડે વ્યક્ત પણ થાય છે, પણ જે શક્તિ ખુરસીને ગતિ આપે છે, તેજ શક્તિ હૃદય, ફેફસાં વગેરેને ગતિ આપતી હોવા છતાં તે ગતિ ઇચ્છાના ફળરૂપ નથી હોતી હવે એ શક્તિ એકજ છે, એમ નિર્વિવાદ સ્વીકારી લેતાં એવું ઠરે છે કે, જ્યારે તે શક્તિ મનુષ્યની જ્ઞાનની ભૂમિકાપર આરોહણ કરે છે-અર્થાત્ મનુષ્યને તેનું ભાન હોય છે, ત્યારે તે 'ઇચ્છા'રૂપે ઓળખાય છે, બાકી તે પૂર્વે એટલે કે જ્ઞાનની ભૂમિકાએ પહોંચ્યા પહેલાં તેને 'ઇચ્છા'નું નામ આપવું એ કેવળ ખોટું ને ભ્રાન્તિજનક છે એથી કરીનેજ શોપનહોરના તત્ત્વજ્ઞાનમાં ભારે ગોટાળો ને ગુંચવણ ઉભી થવા પામી છે.

એક પથ્થર પડે છે અને આપણે પૂછીએ છીએ કે, તે શાથી પડ્યો? હવે ખરું પૂછાવો તો કારણ વગર કોઈ કાર્ય બનતું નથી એવું માનતા હોઇએ તોજ આવો પ્રશ્ન સંભવે આ વાત બહુ સ્પષ્ટ રીતે પોતપોતાના મનમાં સમજી લેવાની હું તમને વિનંતિ કરૂં છું. કારણ કે જ્યારે જ્યારે આપણે પૂછીએ છીએ કે, અમુક

શાથી થયુ ? ત્યારે ત્યારે આપણે એ સિદ્ધાન્તનો સ્વીકાર કરી લઇએ છીએ કે જે જે કંઈ બને છે તે તે દરેકનું 'શા માટે' કહેતા કારણ હોવુ જ જોઇએ; એટલે કે તે દરેકની પહેલા અન્ય કશું થયેલું હોવુંજ જોઇએ કે જે ચાલુ ઘટનાનું નિમિત્ત બન્યું. આ પૂર્વ-વર્તિતા અને અનુવર્તિતાનેજ નિમિત્ત અથવા કાર્યકારણભાવ કહેવામા આવે છે એનો અર્થ એવો થાય છે કે, આપણે જે જે કંઈ જોઇએ છીએ, સાભળીએ છીએ કિવા અનુભવીએ છીએ-ટુકમા જગતની સઘળી ઘટના વારાફરતી એક વાર કાર્ય અને બીજી વાર કારણ હોય છે અને તે પોતે પૂર્વે થઈ ગયેલી કોઈ ઘટના-ઓનુ ફળ અથવા કાર્ય હોય છે આનેજ નિમિત્ત અથવા કાર્ય-કારણના નિયમ કહેવામા આવે છે, અને તે અમારી પ્રત્યેક વિચારસરણીનુ એક આવશ્યક અગ છે-અમારી પ્રત્યેક ધારણા-ની તે એક આવશ્યક શરત છે અમે વિશ્વાસપૂર્વક માનીએ છીએ કે, જગતનું પ્રત્યેક પરમાણુ જગતની ઈતર સકળ વસ્તુઓ સાથે-પછી તે ગમે તે કા ન હોય-કોઇ ને કોઈ પણ જાતનો સંબંધ અવશ્ય ધરાવે છે અમારી આ ધારણા કેવી રીતે ઉત્પન્ન થવા પામી, તેના ઉપર ભારે વાદવિવાદ ચાલ્યા છે. યુરોપમા અનેક અંતર્વાદી દાર્શનિકો થઈ ગયા છે, જેઓનુ માનવું છે કે, એ ધારણા મનુષ્યની સ્વભાવગત છે. બીજાઓ વળી માને છે કે, તે અનુભવદ્વારા ઉત્પન્ન થવા પામી; પરંતુ એ વાતનો ચોક્કસ નિર્ણય હજી થયો નથી વેદાતનું એ બાબતપર શું કહેવુ છે તે આપણે આગળપર જોઈશું; પણ સૌથી પ્રથમ આપણે આ યાદ રાખવું જોઇએ છે કે, 'શામાટે' એવો પ્રશ્ન પૂછવાનો અર્થજ એ થાય છે કે, આપણી આજુબાજુ ચોમેર જે જે કંઈ છે તે સર્વની પૂર્વે અન્ય ચોક્કસ બાબતો બની ગઈ છે અને તેમના પછી પણ અમુક બાબતો બીજી બનશે એ પ્રશ્નમા બીજી એક માન્યતા એવી રહેલી છે કે, જગતમા કશુંજ સ્વતંત્ર નથી, યાને જગતના પ્રત્યેક પદાર્થ ઉપર તેની બહારના અન્ય કોઈ પદાર્થનું કાર્ય થાય છે-અર્થાત્ કે પરસ્પર આધાર એ સમસ્ત જગતનો કાનુન છે. તેથી "બ્રહ્મ શાથી ઉત્પન્ન થયું-અથવા તો બ્રહ્મના ઉપર કયી શક્તિએ કાર્ય કર્યું ?" એવો સવાલ પૂછવામા કેવી ગભીર ભૂલ થાય છે ! એ સવાલનો અર્થજ એવો થાય કે બ્રહ્મતત્ત્વ પણ કશાથી બંધા-યલું છે, અને તે પણ કશાપર આધાર રાખે છે, અને એમ કરવામા નિરપેક્ષ બ્રહ્મસત્તાને આપણે જગતની સપાટીપર ઘસડી લાવીએ છીએ, યાને એ નિરપેક્ષ બ્રહ્મસત્તાને પણ આપણે જગતની કોટીની ગણીએ છીએ. પરંતુ વસ્તુત તો પૂર્વોક્ત આકૃતિમાની ઉપલી રેખા ઉપર દેશ-કાળ-નિમિત્ત જેવી કોઈ સત્તાજ નથી. ત્યા તો માત્ર

એ एकमेवाद्वितीय ब्रह्मज છે જે કેવળ નિજના અસ્તિત્વમાજ નિજ પ્રકાશી રહી છે જે કેવળ માત્ર એક છે એકમ્-અદ્વિતીયમ્ છે, તેનુ કોઈ નિમિત્ત યા કારણ હોઈ શકેજ નહિ જે સ્વભાવેજ મુક્ત છે, સ્વતત્ર ? તેનુ કોઈ મરણજ ન સભવે કેમકે નહિ તો તે મુક્ત ને અસીમ નહિ પણ બદ્ધ ને સસીમ હોય જેની અદર સાપેક્ષપણુ યાને પરસ્પર સબધ હોવાપણુ હોય છે તે પણ મુક્ત સ્વભાવવાળુ હોઈ શકતુ નથી એટલે આપણે જોઈએ છીએ કે અનત તત્ત્વ સાત કેમ બન્યુ એ સવાલજ ખુદ સ્વવિરોધી અને ભ્રાતિમૂલક હોઈ અશક્ય છે

હવે આ બધા સૂક્ષ્મ વિચારોને બાજુએ રાખી આપણે આ વિષયનો વિચાર કરીશુ ધારો કે, આપણે એ રહસ્ય જાણી લીધુ કે બ્રહ્મતત્ત્વ જગતમા કેવી રીતે રૂપાતર પામ્યુ ? અનત સત્તા કેવી રીતે સાત બની ? તો પછી બ્રહ્મ શુ બ્રહ્મતરીકેજ કાયમ રહેશે યાને અનત અનતરૂપજ રહેશે ? ના તેમ થતાજ અનત સાત બની જાય છે, નિરપેક્ષ સત્તા સાપેક્ષ બની જાય છે સામાન્ય રીતે આપણી દુનિયાદારીની ભાષામા આપણે જ્ઞાન તેનેજ કહીએ છીએ કે જે આપણા મનનો વિષય બને છે—અર્થાત્ જે કઇ આપણા મનની સીમામા પૂરાય છે મનની સીમામા આવતી વસ્તુનેજ આપણે જાણી શકીએ છીએ જ્યાલગી તે આપણા મનથી અતીત છે યાને મનની બહાર છે, ત્યાલગી તેનું જ્ઞાન થયુ નથી કહેવાતું ત્યાલગી આપણે તેને જાણી નથી શકતા હવે જો અનત બ્રહ્મ મનની સીમામા પૂરાય તો પછી તે અનત બ્રહ્મ રહી શકેજ નહિ કારણ કે તે બદ્ધ અને સાત બન્યુ છે મનની સીમામાં પૂરાતી પ્રત્યેક વસ્તુ સાત હોય છે તેથી 'બ્રહ્મતત્ત્વને જાણવુ' એ વચનજ સ્વવિરોધી છે આમ હોવાને લીધેજ આ પ્રશ્નનો ઉત્તર અદ્યાપિ આપી શકાયો નથી ઉત્તર અપાય તો પછી તે અનત બ્રહ્મજ રહી શકે નહિ ઈશ્વર જ્ઞાત વસ્તુ બનતાજ તેનુ ઈશ્વરત્વ રહેતુ નથી, કેમકે પછી તો તે આપણી માફક એક સાત વ્યક્તિ બની જાય છે, તેમા કઈ વિશેષતા રહેવા પામતી નથી તે કહેતા ઈશ્વર કદાપિ જ્ઞેય નથી તે હમ્મેશ અજ્ઞેય એક છે, આ એક મહાન સત્ય તમારે સાંભળવાનુ છે તથાપિ એવા ખ્યાલ સાથે તમારે ઘેર પાછા નથી ફરવાનુ કે ઈશ્વર અજ્ઞેયવાદીઓ કહે છે તે અર્થમા અજ્ઞેય છે દાખલાતરીકે, આ એક ખુરશી છે તે આપણને જ્ઞાત વસ્તુ છે પરતુ ઈથર અથવા આકાશતત્ત્વની પાર શુ આવેલ છે તથા ત્યા મનુષ્ય વગેરેની વસ્તી છે કે કેમ ? એ નભવત અજ્ઞેય છે પણ આ અર્થમા ઈશ્વર કદાપિ નથી અગર અજ્ઞેય નથી ઈશ્વર, જેને આપણે 'જ્ઞાત' કહી ઓળખીએ છીએ તેના કરતા વધારે ઉચા

દરજ્જાનો છે એટલોજ અર્થ ઈશ્વરને અજ્ઞાત અને અજ્ઞેય કહેવાનો થાય છે અને નહિ કે લોકો કોઈ કોઈ પ્રશ્નને અજ્ઞાત અને અજ્ઞેય કહી ઓળખાવે છે તે અર્થમા ઈશ્વર જ્ઞાત કરતા કંઈક વિશેષ છે આ ખુરશી જ્ઞાત વસ્તુ છે, પણ ઈશ્વર તેના કરતા અધિક અંશે જ્ઞાત છે, કેમકે આપણે તે ખુરશીને તેની અંદર અને તેના દ્વારાજ જાણવાની રહે છે તે સાક્ષી છે–જ્ઞાનમાત્રનો તે અનંત સાક્ષી છે આપણે જે જે કંઈ જાણીએ છીએ, તે આપણે તેની ભીતર અને તેના દ્વારાજ જાણવાનું હોય છે. તેજ આપણા આત્માની સાર-સત્તા છે આ 'અહમ્' કહેતા 'હું'નો સાર પણ તેજ છે એ 'હું'ને પ્રથમ જાણ્યા વગર અને તેના માધ્યમ વગર આપણે કશું જાણી શકીએજ નહિ. સારાંશ કે, સર્વ કંઈ આપણે બ્રહ્મની અંદરજ અને બ્રહ્મને પ્રથમ જાણ્યા બાદ તેના દ્વારાજ જાણવાનું છે. તેથી ખુરશી જ્ઞાત કરવાને માટે પણ તમારે તેને બ્રહ્મની અંદર અને બ્રહ્મના દ્વારાજ પીછાનવાની છે આ રીતે ઈશ્વર અથવા બ્રહ્મ ખુરશી કરતા અનંતગણો આપણી વધારે નિકટ છે, તથાપિ તે આપણા કરતા અનેકગણો ઉચ્ચ છે 'જ્ઞેય' નહિ તેમ 'અજ્ઞેય' પણ નહિ, કિંતુ એ બન્ને સ્થિતિ કરતા કંઈક વધારે ઉંચો તે તમે પોતેજ યાને તમારૂં પોતાનું આત્મસ્વરૂપ છે એ એક સચ્ચિદાનંદસ્વરૂપ જો જગતના અણુએ અણુમા ભરપૂર વસ્તુ ન હોય, તો જગતની અંદર કોનાથી એક ક્ષણવાર પણ જીવી શકાય? કોનાથી એક દમ પણ લઈ શકાય? એની અંદર અને એના દ્વારાજ આપણે શ્વાસો-ચ્છ્વાસની ક્રિયા કરીએ છીએ અને એની અંદર અને એના દ્વારાજ આપણું અસ્તિત્વ છે એવું નથી કે, તે એક બાજુએ ઉભો રહ્યો છે અને ત્યા ઉભો ઉભો મારૂં રુધિરાભિસરણ ચલાવે છે તાત્પર્ય કે, તે આ સકળ અસ્તિત્વનો સાર છે, મારા આત્માનો આત્મા છે તમે કોઈ પણ રીતે એમ કહી શકશોજ નહિ કે, તમે તેને જાણો છો, કેમકે એથી તો તેની મહત્તા ઘટે. તમે તમારી પોતાની જાતમાથી કૂદીને બહાર આવી શકતા નથી, તેથી તમે તેને જાણી શકતા પણ નથી જ્ઞાન એટલે વિષયીકરણ એટલે કે કોઈ બાબતને બહાર લાવી વિષય કહેતા જ્ઞેય વસ્તુની માફક તેનું પ્રત્યક્ષીકરણ (સાક્ષાત્કાર) કરવું તે. દાખલાતરીકે, સ્મરણકાર્યમા તમે અનેક બાબતોને વિષયીકૃત કરો છો અને જાણે તમારી પોતાની અંદરથી તેમને બહાર કાઢો છો બધીજ સ્મૃતિ યાને જે જે મેં જોયુ છે અને જે જે હું જાણું છું તે તે તમામ મારા મનની અંદર સ્થિત છે એ બધી બાબતોની છબી અથવા છાપ મારા મનની અંદર રહી હોય છે, અને જ્યારે હું તેમનો વિચાર કરવા ઈચ્છું અથવા તેમને જાણવા માગું, ત્યારે સૌથી પ્રથમ મારે તે છબી અથવા છાપને બહાર કાઢવાનું પ્રાપ્ત થશે જ્ઞાનની

એ સૌથી પ્રથમ ક્રિયા છે ઈશ્વરના સંબંધમાં તેમ થઈ શકતું નથી, કારણકે તે આપણા આત્માનો સાર છે યાને આત્માના પણ આત્મા-સ્વરૂપ છે, અને તેથી તેને આપણે બહાર કાઢી શકીએ તેમ નથી. છાંદોગ્ય ઉપનિષદમાં એક અત્યંત અર્થપૂર્ણ ફકરો છે કે सय एषोऽनिमैतदात्म्यमिदं सर्वं तत्सत्यं स आत्मा तत्त्वमसि श्वेतकेतो। એનો અર્થ એવો થાય છે કે "એ સૂક્ષ્મ સ્વરૂપ જગત-કારણ સકળ વસ્તુનો આત્મા છે, તે સત્ય સ્વરૂપ છે, હે શ્વેતકેતો! તું તેજ છે. આ 'तत्त्वमसि' વાક્યને વેદાંતની અંદર પવિત્રમાં પવિત્ર મહાવાક્ય કહેવામાં આવ્યું છે, અને ઉપર ઉતારેલા ફકરા-દ્વારા 'तत्त्वमसि' નો પ્રકૃત અર્થ એજ કે 'તે ઓળખવો '-તુંજ તે છે આ સિવાય બીજી કોઈ પણ રીતે તમે તેને વર્ણવી શકોજ નહિ પિતા, માતા, ભ્રાતા કિંવા પ્રિયતમ પરમમિત્ર કદી ઈશ્વરને ઓળખાવવાના ભાષાના બધાજ પ્રયત્નો, તેને વિષયીકૃત બનાવવાના યાને તેને બહાર લાવીને નજરે જોવાના પ્રયત્નો છે, પણ તેમ કદીજ બની શકતું નથી વસ્તુમાત્રનો તે અનંત વિષયી યાને દ્રષ્ટા છે. જેવી રીતે હું આ ખુરશી જોઉં છું, હું જેમ ખુરશીનો દ્રષ્ટા અથવા વિષયી છું, તેવી રીતે અને તેમ ઈશ્વર મારા આત્માનો નિત્યવિષયી, નિત્યજ્ઞાતા અને નિત્યદ્રષ્ટા છે તો પછી તમે તેને-તમારા આત્માના અંતરાત્માને-સકળ વસ્તુના સારને-તે કેવી રીતે વિષયીકૃત બનાવી શકો યાને બહાર કાઢી દેખી શકો? તેથી તમારી આગળ હું ફરી વાર કહું છું કે, ઈશ્વર જ્ઞેય નથી તેમ અજ્ઞેય પણ નથી; પરંતુ એ બન્ને કરતા કંઈ અનંતગણો અધિક છે. તે આપણી સાથે એકરૂપ છે યાને અભેદ છે, અને જે આપણી પોતાની સાથે અભેદ છે તે કદાપિ આપણને જ્ઞેય કિંવા અજ્ઞેય હોતો નથી જેમ-કે પોતાનો આત્મા. આપણો આત્મા જ્ઞેય પણ ન કહેવાય તેમ અજ્ઞેય પણ ન કહેવાય તમે તમારા આત્માને જાણી શકતા નથી, કેમકે તમે તેને એક ઠેકાણેથી બીજે ઠેકાણે ખસેડી શકતા નથી અથવા તેને 'વિષય' બનાવી દૃષ્ટિગોચર કરી શકતા નથી-અને તમે તેમ કરી પણ શી રીતે શકો? કારણ તમે પોતેજ તે છો, તમે પોતાને તેનાથી અલગજ પાડી શકતા નથી વળી તે છેક અજ્ઞેય પણ ન કહેવાય, કારણ કે અજ્ઞેય કહેવા જતા પણ તેને 'વિષય'રૂપ તો બનાવવોજ પડે અને આપણે આગળ જોઈ ગયા કે, તેમ થવું અશક્ય છે. વળી તમારી પોતાની જાત કરતા વધારે પરિચિત તમને શું હોય? વસ્તુત તો એજ આપણા જ્ઞાનનું કેંદ્રસ્વરૂપ છે. બરાબર એજ અર્થમાં કહી શકાય કે, ઈશ્વર અજ્ઞેય નથી તેમ જ્ઞાત પણ નથી, પરંતુ તે બન્ને કરતા તે અનંતગણી ઉચ્ચ કોટિનો છે, કારણ કે તે આપણા આત્માના અંતર્ગતમાં સાર પ્રકૃત આત્મા છે.

અનએવ, આપણે જોઇએ છીએ કે, પ્રથમ તો "બ્રહ્મ સત્તાનુ કારણ શુ" એ પ્રશ્નજ સ્વવિરોધી છે, અને બીજુ એ કે, અદ્વૈતવાદની અદર ઈશ્વરની ધારણા આ એકત્વજ છે તેથી આપણે તેને આપણો વિષય કરી શકતા નથી; કેમકે આપણને ખબર હોય કે ન હોય તોપણ આપણે સદા સર્વદા તેનામાજ જીવીએ છીએ અને તેનામાજ રહીને સઘળી ગતિ કરીએ છીએ આપણે જે કઇ કરીએ છીએ તે પણ તેનામા રહીનેજ કરીએ છીએ હવે સવાલ એ રહે છે કે, આ દેશ, કાળ અને કારણ અથવા નિમિત્ત)ની ત્રિપુટિ શું છે? અદ્વૈત એટલે દ્વૈતનો અભાવ—એ વસ્તુ નહિ પણ એક, તથાપિ વળી એમ કહેવાય છે કે, એ અનત એક બ્રહ્મ, દેશ-કાળ-કારણના આવરણથીજ અનેકરૂપે થાય છે-દેખાય છે એ ઉપરથી વળી એમ લાગે છે કે, બે વસ્તુ છે-એક તો એ અનત બ્રહ્મ અને બીજી વસ્તુ તે દેશ-કાળ-કારણના સરવાળારૂપ માયા. એ મુજબ દેખીતી રીતે તો આપણને એમજ ખાત્રીપૂર્વક લાગે છે કે, બે વસ્તુઓ છે; પરતુ એના ઉત્તરમા અદ્વૈતવાદી જણાવે છે કે બે જણાવા છતા વસ્તુત તે બે નથી, પણ એકજ વસ્તુ છે કારણ કે જો ખરેખર તે બેજ હોય તો બ્રહ્મની માફક જેના ઉપર કોઈ નિમિત્તનુ કાંઇ ચાલી શકે નહિ એવા બે સ્વતંત્ર અસ્તિત્વો હોવા જોઇએ, પણ તેમ નથી પ્રથમ તો 'દેશ-કાળ-કારણ'ને સ્વતત્ર અસ્તિત્વ કહી શકાયજ નહિ કાળ એ બિલકુલ પરાધીન વસ્તુ છે, કેમકે આપણા મનની અવસ્થા બદલાવા સાથે તે પણ બદલાય છે દાખલાતરીકે કોઈ કોઇ વાર સ્વપ્નમા જણાય છે કે આપણે જાણે કેટલાય વર્ષ પસાર કર્યાં, ત્યારે વળી બીજી કોઈ વાર એમ લાગે છે કે કેટલાય માસ એક ઘડીતરીકે પસાર થઈ ગયા-અર્થાત્ 'કાળ' એ બિલકુલ આપણા મનની અવસ્થા ઉપર નિર્ભર છે. બીજું કાળનું ભાન કેટલીક વાર બિલકુલ નષ્ટ થઈ જાય છે, તો કેટલીક વાર વળી આવે છે 'દેશ'નો પ્રકાર પણ તેવોજ છે દેશનું સ્વરૂપ આપણે જાણી શકતા નથી, તથાપિ તે છે તો ખરો તેની ચોક્કસ વ્યાખ્યા કરવી અશકય છે, છતા પણ તે છે એની તો ના પડાય તેમ નથી પણ બીજી વસ્તુઓથી અલગ થતા તેનુ અસ્તિત્વ રહેવા પામતું નથી 'નિમિત્ત' અથવા કાર્યકારણભાવ વિષે પણ તેવુંજ છે.

'દેશ-કાળ-કારણ'ની અદર એક ખાસ લક્ષણ આપણને એ જણાય છે કે, કોઈ પદાર્થથી જુદા પડતા તેમનું અસ્તિત્વ રહેવા પામતું નથી એવા કોઈ શુદ્ધ દેશનો વિચાર કરવાનો પ્રયત્ન કરો કે જેને રગ ન હોય, હદ ન હોય કે આજુબાજુની કોઇ પણ વસ્તુઓ સાથે કોઈ પણ જાતનો સબધ ન હોય એવા શુદ્ધ દેશનો તમે વિચારજ નહિ કરી શકો, એની કલ્પનાસરખી તમને નહિ આ'

આધિપત્ય મેળવી શકું, અને મારૂ મન એવું સબળ થવા પામે કે કોઈને કોઇ તિરસ્કાર કરે તોપણ મને કઇ કષ્ટ ન થાય એ રીતેજ આપણે બધા પ્રકૃતિને જીતવાનો પ્રયાસ કરીએ છીએ વળી નીતિનો અર્થ શો છે? એજ કે, બ્રહ્મની સાથે તાદાત્મ્ય સાધી 'વિષયી' કહેતા નિજરૂપને ભગવાન બનાવવું, કે જેથી શાંત પ્રકૃતિનો અમલ આપણા ઉપર ચાલતો બંધ પડે તમારૂ ભૌતિક વિજ્ઞાન કિબહુના ક્રમવિકાસવાદ કહે છે કે, મનુષ્યશરીર વખત જતા સર્વ અવસ્થાને સહન કરવાજોગ સબળ બનશે એ વાત જો સત્ય હોય તો તો પછી અમારા દર્શનશાસ્ત્રનો આ સિદ્ધાંત કે-પ્રકૃતિ શાંત અથવા સસીમ છે તેથી એવો એક વખત આવશે કે જ્યારે આપણે સર્વ પ્રકારની અવસ્થા પર વિજય મેળવી શકીશું-તે અતૂટ યુક્તિ ઉપર સ્થાપિત થયેલો છે, એમજ કહેવુ પડે.

એક નવી વાત અહીં શીખવાની છે કે, પ્રકૃતિ સસીમ-હદવાળી છે પ્રકૃતિને હદ છે એવું શી રીતે જાણ્યું? દર્શનશાસ્ત્રદ્વારાજ તે જાણી શકાય 'પ્રકૃતિ' એ અનંતનોજ સીમાબદ્ધ ભાવ છે અનંતનુજ સીમાબદ્ધ સ્વરૂપ છે તેથી તે સસીમ છે માટે એવો એક સમય અવશ્ય આવવો જોઇએ કે જ્યારે આપણે બહારની તમામ પરિસ્થિતિઓપર જય મેળવ્યો હશે આપણે તેમનાપર જય કેવી રીતે મેળવી શકીશું? તેમને જીતવાનો ઉપાય શો? ખરૂ જોતા આપણે બહારની વસ્તુઓ અગર સ્થિતિઓમા ફેરફાર અથવા ઉથલપાથલ કરીને તેમના ઉપર જય નહિજ મેળવી શકીએ ના, તેમ બનશેજ નહિ ત્યારે તે શી રીતે થાય? ધારો કે, એક નાની સરખી માછલી સમુદ્રમાના પોતાના દુશ્મનોથી બચવની ઈચ્છા ધરાવે છે એ ઈચ્છા તે કેવી રીતે પાર પાડે છે? પાંખો મેળવીને-પક્ષી થઇ આકાશમા ઉડીને. પોતાની ઇચ્છા પાર પાડવા સારૂ માછલીએ પાણીમા કઇ ફેરફાર ઉત્પન્ન ન કર્યો કે ન તો હવામા, ફેરફાર માત્ર પોતની જાતમાજ કર્યો ફેરફાર અથવા પરિવર્તન હમેશા પોતાની જાતમાજ હોય, પરિસ્થિતિમા નહિ ક્રમવિકાસવાદની અંદર પણ સર્વત્ર આપણે એજ જોઇએ છીએ કે, ક્રમવિકાસની એક એક ઘટનામા પરિવર્તન પોતાની જાતમાજ-નિજ રૂપમા થઇ અહંનેજ પ્રકૃતિપર જય મેળવાય છે એ તત્ત્વ ધર્મ અને નીતિને પણ લાગુ પાડો અને જુઓ તો જણાશે કે, એમા પણ 'અશુભનો જય' પોતાના પંડમા ફેરફાર સાધવાથીજ સધાયો છે જયનો બધોજ આધાર 'નિજ' અથવા 'પોતાની' ઉપર રહેલો છે એ 'નિજની ઉપર ઝોક આપવામાજ અદ્વૈતવાદની સઘળી શક્તિ રહેલી છે 'અશુભ-દુખ' એવી એવી વાતો કરવામા કઇ માલ નથી, કેમકે તેઓ નિજની બહાર તો રહેતાજ નથી. નિજની બહાર તેમનુ અસ્તિત્વજ નથી.

ક્રોધના કારણો વખતોવખત ઉપસ્થિત થતા રહે, છતા જો એવે પ્રસગ પણ સ્થિરભાવે રહેવાનો મને મહાવરો પડી જાય, તો પછી થોડો પણ ક્રોધ મારામા કદાપિ ઉત્પન્ન થવા ન પામે એવીજ રીતે જો હુ તિરસ્કારની સામે ટક્કર ઝીલવાની તાકાત કેળવુ, તો તિરસ્કારનો સહેજ પણ લાગણી મારામા કદાપિ નહિ જણાય, કેમકે મારા જેવા તિરસ્કારની સામે ટક્કર ઝીલનારને તે અડી શકેજ નહિ

આ રીતે ત્યારે મે તમને પ્રકૃતિ પર વિજય મેળવવાની—પોતાની સંપૂર્ણતા સાધીને વિજય મેળવવાની ક્રિયા બતાવી પરિણામે તમે જોઇ શકો છો કે, અદ્વૈતવાદજ એક એવો ધર્મ છે, કે જે આધુનિક વિજ્ઞાનની શોધોની સાથે બધબેસતો આવે છે, એટલુજ નહિ પણ કેટલીક બાબતમા તેના કરતા પણ આગળ જઇને ઉચ્ચતર ભૌતિક તેમજ નૈતિક સત્યો પ્રતિપાદન કરે છે અને તેથીજ તે આધુનિક વૈજ્ઞાનિકોને આટલો બધો ગમે છે. તેમને જણાય છે કે, તેમના જૂના દ્વૈતવાદી સિદ્ધાતો તેમને માટે પૂરતા નથી એથી તેમની જ્ઞાન માટેની ભૂખ ભાગતી નથી, પણ આ અદ્વૈતવાદથી તેમની જ્ઞાનની ભૂખ મટે છે એકના માનસિક વિશ્વાસથી માણસને નથી ચાલતુ, પણ સાથે સાથે એવો બૌદ્ધિક વિશ્વાસ પણ હોવો જોઇએ, કે જેથી તેની જ્ઞાનવૃત્તિ ચરિતાર્થ થાય યાને સતોષાય આ ચાલુ શતાબ્દિમા કહેવુ કે, અમારા ઘરડા-વરડાઓનો ધર્મજ એકમાત્ર સાચો છે, બીજે ઠેકાણે બીજા જે જે ધર્મો પ્રચારમા આવ્યા છે, તે બધાજ મિથ્યા છે—એ કેવળ હાસ્યાસ્પદ છે. એવા ખ્યાલોને તો હવે તિલાજલિ મળી જવી જોઇએ એવી ધારણા અત્યારે પણ અનેક સ્થળે અસ્તિત્વ જોવામા આવે છે તે એટલુંજ બતાવે છે કે, હજી પણ આપણામા બહુ દુર્બળતા રહી છે, અને તે આપણે શીઘ્ર દૂર કરવી ઘટે છે મારા કહેવાનો ભાવાર્થ એવો નથી કે, એ દુર્બળતા એકલી આ તમારા ઇગ્લૈંડ દેશમાજ છે, ખરી રીતે તો સર્વત્ર છે અને મારા દેશ હિદુસ્તાનમા એનુ જેટલુ જોર છે તેટલુ તો બીજે ક્યાય નથી આનુ કારણ એ છે કે, અદ્વૈત ધર્મને ત્યા સાધારણ જનસમુદાયમા છૂટથી ફેલાવા દીધોજ નથી શરૂઆતમા તે તપસ્વીઓ અને યોગીઓની મિલ્કતરૂપ હતો અને તે લોકો તેને અરણ્યમા લઇ ગયા—અર્થાત્ સન્યાસીઓ અને યોગીઓ અરણ્યમા રહીને ત્યા તેની સાધના કરતા અને તેથીજ વેદાતનુ બીજુ નામ 'આરણ્યક' એવુ પડવા પામ્યુ છે તે પછી પ્રભુકૃપાથી બુદ્ધ ભગવાનનો પ્રાદુર્ભાવ થયો તેમણે જનસમુદાયમા એનો પ્રચાર કર્યો અને આખો દેશ બૌદ્ધધર્માવલબી બન્યો પણ તે પછી લાબે વખતે નાસ્તિકવાદીઓ અને અજ્ઞેયવાદીઓએ ફરી પાછો જાતિનો ધ્વસ કરવા માડ્યો તે વખતે પણ હિદુસ્તાનને ભયકર જડવાદમાથી બચાવવાનો રસ્તો માત્ર પણ

આ અદ્વૈત ધર્મ માત્ર જ્ઞાનીઓને પ્રાપ્ત થયો—અર્થાત્ અદ્વૈત ધર્મનું શરણું લઈનેજ જ્ઞાનીઓએ ભારતીય સમાજને બચાવ્યો.

આ રીતે અદ્વૈત ધર્મે બે વાર ભારતનું રક્ષણ કર્યું. બુદ્ધના પહેલા જડવાદ મહાભયંકર પ્રમાણમાં ફેલાયો હતો. એની ભયંકરતા અત્યારના જડવાદની ભયંકરતાને તો ક્યાંયે ટપી જતી હતી, એના કરતા બે ચઢ઼તા વધારે હતી પણ ઓછી નહિ. એક અર્થમાં જોવા જઈએ તો હું પણ જડવાદી છું, કેમકે હું માનું છું કે 'એકજ વસ્તુનું માત્ર અસ્તિત્વ છે.' જડવાદીઓ આપણી પાસે એજ મનાવવા મથે છે, તફાવત માત્ર એટલોજ કે, તેઓ એ એક વસ્તુને જડ કહી ઓળખાવે છે અને હું તેને 'બ્રહ્મ' અથવા ઈશ્વર કહું છું. જડવાદીઓ આ તો કબૂલ કરે છે કે, આ એક જડમાંથીજ આશા, ધર્મ વગેરે સર્વસ્વનો પ્રાદુર્ભાવ થયો છે. ત્યારે હું કહું છું કે, એ બધું 'બ્રહ્મ'-માંથી નીકળ્યું છે—અર્થાત્ મારી અને જડવાદીની વચ્ચે તફાવત જોવા જઈએ તો માત્ર શબ્દનોજ છે. એ 'જડ' કહે છે અને હું 'બ્રહ્મ' કહું છું. પરંતુ બુદ્ધ ભગવાનના પહેલાંનો જડવાદ કે જેની હું વાત કરું છું તે ચાર્વાક મતના સિદ્ધાંતબદ્ધ વિપરીત હતા. તેઓ કહેતા કે 'ખાઓ, પીઓ અને ખુશ રહો, અમન ચમન કરવામાંજ જીંદગીનું સાર્થક છે. ઈશ્વર, આત્મા વા સ્વર્ગ એવું કંઈજ નથી, ધર્મ એ તો કેટલાક ધૂર્ત અને દુષ્ટ વૃત્તિવાળા પુરોહિતોની કલ્પના-માત્ર છે. यावज्जीवेत् सुखं जीवेत् ऋणं कृत्वा घृतं पिबेत् યાને જીવો ત્યાંવગી સુખચેનમાં જીવો, કરજ કરીને પણ વિવિધ સ્વાદવાળું ખાઓપીઓ, કરજ ફેડવાની લપમાં પડવું નહિ—એ તો જાણે તેમનો દીક્ષામંત્ર હતો. આ જાતનો હડહડતો નાસ્તિકવાદ બુદ્ધદેવના પહેલાં પસરવા પામ્યો હતો અને તે એટલે દરજ્જે કે તેનું બીજું નામ 'લોકાયત દર્શન' યાને 'લોકપ્રિય તત્ત્વજ્ઞાન' એવું પડવા પામ્યું હતું. આજ પણ તે એ નામથી ઓળખાય છે. એવી સ્થિતિમાં બુદ્ધ ભગવાને આવીને વેદાંતને ફરી પ્રકાશમાં આણ્યો અને સર્વસાધારણમાં વેદાંતનો પ્રચાર કરીને ભારતનું રક્ષણ કર્યું. બુદ્ધદેવના તિરોભાવ પછી હજાર વર્ષ ફરી પાછો નાસ્તિકવાદનો સપાટો ચાલ્યો અને દેશની દુર્દશા થવા માંડી. બૌદ્ધધર્મની વિશાળ ભાવનાને પરિણામે બ્રાહ્મણથી લઈને ચાંડાળ સુધીની સર્વ ભારત પ્રજા ઉપરાંત ભારતેતર અનેક જાતિઓ પણ બૌદ્ધમાર્ગી થવા લાગી. બૌદ્ધધર્મ ગ્રહણ કરવાથી અનેક નીચ જાતિના લોકો પણ સદાચારી થવા લાગ્યા. પરંતુ એ લોકોમાં પૂર્વના અનેક જાતના કુસંસ્કારો હતા, યાને દોરા-ધાગા, ભૂત-પ્રેત, મંત્ર-તંત્ર વગેરેમાં તેમનો પહેલાં વિશ્વાસ હતો. આમ છતાં શરૂઆતમાં બૌદ્ધ ધર્મના વધતા જતા પ્રભાવને લીધે એ બધા કુસંસ્કારો દબાઈ રહ્યા, પણ ધર્મનો પ્રભાવ કંઈક નરમ પડતાંજ તે

પાછા ફરી પ્રકાશમા આવવા લાગ્યા અને પરિણામે બૌદ્ધધર્મની પડતી થવા લાગી મૂળના શુદ્ધ બૌદ્ધ ધર્મમા અનેક પ્રકારના વહેમો નો ખીચડો થયો હવે ભારતવર્ષના ગગનમા ફરી પાછા નાસ્તિક વાદના વાદળા ઉભરાવા લાગ્યા—ભણેલા અને સસ્કારી લોકો યથેચ્છાચારી થયા અને અભણ ને અજ્ઞાન લોકો વહેમી બનતા ચાલ્યા એવે સમયે ભગવાન શકરાચાર્ય જન્મ્યા અને વેદાતધર્મનો પુનરોદ્ધાર કર્યો ઉપનિષદોની દલીલો અને વિચારસરણી જોઇએ તેવી સ્પષ્ટ નથી—અસ્ફુટ છે પણ શકરાચાર્યે વેદાતને એક યુક્તિસગત દર્શનનુ રૂપ આપ્યુ એ યુક્તિસગત વિચારસરણીથી ભરેલા વેદાતનોજ તેમણે પ્રચાર કર્યો બુદ્ધદેવે ઉપનિષદ્‌ના નીતિભાગ ઉપર ખૂબ ઝોક આપ્યો હતો, ત્યારે શ્રીશકરાચાર્યે તેના જ્ઞાનભાગપર વિશેષ ઝોક આપ્યો છે તેઓશ્રીએ ઉપનિષદ્‌નાજ સિદ્ધાતોને યુક્તિ અને તર્કદ્વારા પ્રમાણિત કરીને એક અખડિત પ્રણાલીતરીકે લોકો આગળ મૂક્યા એ અદ્ભુત પ્રણાલી તે આજનો અદ્વૈતવાદ

યૂરોપની અત્યારે એજ દશા છે—નાસ્તિકવાદનુ સામ્રાજ્ય જામ્યુ છે આ આધુનિક નાસ્તિકગણોની મુક્તિ માટે, તમે આખુ જગત મળીને તેમને પ્રાર્થના કરો કે, નાસ્તિકતાને ત્યાગી પ્રભુપર વિશ્વાસ કરો, કિતુ તે વાતનો તેઓ સ્વીકાર નહિ કરે તેઓ તો વિશ્વાસ મૂકતા પહેલા સયુક્તિક પ્રમાણની અપેક્ષા ધરે છે. યૂરોપનો ઉદ્ધાર યુક્તિસગત ધર્મ ઉપર આધાર રાખે છે, અને નિર્ગુણ બ્રહ્મના ભાવવાળો આ અદ્વૈત એ એકજ એવો ધર્મ છે કે જેનો પ્રભાવ બુદ્ધિશાળીઓના મનપર પડે જ્યારે જ્યારે ધર્મની ગ્લાનિ થતી અને અધર્મની અભિવૃદ્ધિ થતી જણાય છે, ત્યારે ત્યારે અદ્વૈતનો આવિર્ભાવ થાય છે આ કારણથીજ યૂરોપ—અમેરિકામા અદ્વૈતનો પ્રવેશ થઈ તેના મૂળ જામવા માડયા છે

આ અદ્વૈત તત્ત્વજ્ઞાનના મબધમા હુ એક વાત વધારે કહીશ જૂના ઉપનિષદોમા ઉચા પ્રકારનુ કાવ્ય આપણને મળી આવે છે એ બધા ઉપનિષદોના રચનાર ઋષિઓ મહાકવિ હતા પ્લેગ કહે છે કે "ઈશ્વરી પ્રેરણા તેમજ જગતના અલૌકિક સત્યો કાવ્ય દ્વારાજ પ્રકાશમા આવે છે" ઉપનિષદ્‌ના સત્યોના દ્રષ્ટા ઋષિઓને કાવ્યદ્વારા ઉચામા ઉચા સત્યો જગતને આપવા વિધાતાએ જાણે સાધારણ લોકો કરતા બહુ ઉચ્ચ પદ પર મૂક્યા હતા યાને કવિતરીકેજ જન્માવ્યા હતા એ દ્રષ્ટાઓ કદી ઉપદેશ નહોતા કરતા કે તત્ત્વજ્ઞાનની વાતો પણ નહોતા કરતા કે લખતા પણ નહોતા, પરતુ તેમના હૃદયમા એકાએક સગીત સ્ફુરી આવતુ, અને ગૂઢ સત્યો મત્રોરૂપે બહાર પડતા તે પછી બુદ્ધદેવ થયા તેમનુ હૃદય અત્યત વિશાળ હોઇ વિશ્વપ્રેમથી તથા શાતિથી ભરપૂર હતુ તેમણે ધર્મને

વ્યવહાર અને સર્વસાધારણને માટે ઉપયોગી બનાવ્યો અને એ રીતે તેનો ફેલાવો કર્યો તે પછી શ્રીમત્ શંકરાચાર્ય થયા. તેમની અંદર હિંદુસ્તાનને અગાધગંભીર પ્રખર બુદ્ધિશક્તિ પ્રાપ્ત થઈ. તેઓશ્રીએ ધર્મની પ્રત્યેક બાબતપર તર્કનો તીવ્ર પ્રકાશ નાખ્યો અને ધર્મને તર્કસિદ્ધ કરી બતાવ્યો. અત્યારે આપણને આવા પ્રખર બુદ્ધિસૂર્યની સાથે બુદ્ધ ભગવાનના દયા અને પ્રેમથી ઉભરાતા અદ્ભુત અનંત હૃદયના સંયોગની જરૂર છે. શંકરાચાર્યના બુદ્ધિ-જ્ઞાન અને બુદ્ધ ભગવાનના વિશાળ હૃદયનો સંયોગ એ મણિકાંચનના યોગ જેવો નીવડશે, અને આપણને ઉચ્ચામાં ઉચ્ચી જાતનું તત્ત્વજ્ઞાન અર્પશે. એમ થતાં વિજ્ઞાન અને ધર્મ પરસ્પર હાથ મિલાવશે, અને ત્યાર બાદ તત્ત્વજ્ઞાન અત્યારની માફક અળગાં ન રહેતાં એકમેકનાં દોસ્ત બનશે. એ તત્ત્વજ્ઞાનજ ભવિષ્યનો ધર્મ બનશે અને એવું તત્ત્વજ્ઞાન નીપજાવી કાઢવામાં આપણે એક વાર જો ફતેહમંદ થયા તો તો નિશ્ચય માનજો કે, તે સર્વ કાળ સર્વ સ્થળ અને સર્વ લોકો માટે ઉપયોગી નીવડશે. જો તમે સ્થિરભાવે વિચાર કરશો તો જણાશે કે પ્રત્યેક વિજ્ઞાનની અંદર કોઈને કોઈ જાતની ત્રુટિ રહેલી છે, તેમ છતાં પણ એટલું તો નક્કી છે કે, તે બધાંનેજ આ એક માર્ગ પર આવવું પડશે—લગભગ આવીજ પહોંચ્યા છે તેથી આ માર્ગ આધુનિક વિજ્ઞાનને પણ સહેલાઈથી ગ્રાહ્ય નીવડશે. જ્યારે કોઈ મહાન વૈજ્ઞાનિક આચાર્ય પ્રતિપાદન કરે છે કે, બધીજ વસ્તુ એ એકજ મહાશક્તિના આવિર્ભાવરૂપ છે, ત્યારે ઉપનિષદોમાંના બ્રહ્મ(ઈશ્વર)નું સ્મરણ નથી થઈ આવતું? બ્રહ્મનો મહિમા વર્ણવતાં ઉપનિષદમાં કહ્યું છે કે—

अग्निर्यथैको भुवनं प्रविष्टो रूपं रूपं प्रतिरूपो बभूव ।
एकस्तथा सर्वभूतान्तरात्मा रूपं रूपं प्रतिरूपं बहिश्च ॥

અર્થાત્ કે જેમ એક અગ્નિ જગતની અંદર પ્રવેશ કરીને વિવિધ રૂપે પ્રકાશિત થાય છે, તેમ એ ભૂતમાત્રના અંતરાત્મારૂપ એક બ્રહ્મ પણ વિવિધરૂપે પ્રકાશિત થાય છે અને તદ્રૂપ ન બનતાં જગતની બહાર પણ તે અનંતગણો છે. આ ઉપરથી વિજ્ઞાનની ગતિ કયી દિશા તરફ છે તે શું નથી સમજાતું? હિંદુજાતિએ મનતત્ત્વની આલોચના કરતાં કરતાં દર્શનશાસ્ત્રને માર્ગે પ્રગતિ કરી, ત્યારે યુરોપિયન જાતિઓએ બાહ્ય કિંવા સ્થૂળ પ્રકૃતિની આલોચનાથી શરૂઆત કરી છે, છતાં પણ અત્યારે તેઓ એજ પરિણામપર આવી રહ્યા છે. આપણે જોઈએ છીએ કે, મનની દ્વારા શોધ કરતાં કરતાં આખરે આપણે સકળ વસ્તુના અંતરાત્માસ્વરૂપ, સર્વના સાર અને સત્યસ્વરૂપ નિત્યમુક્ત, નિત્યાનંદમય અને નિત્યસત્તાસ્વરૂપ અનંત એકત્વનેજ પ્રાપ્ત થઈએ છીએ. જડ વિજ્ઞાનદ્વારા પણ આપણે એજ એક તત્ત્વને

પહોચીએ છીએ. કારણ કે વિજ્ઞાન અત્યારે આપણને કહી રહ્યું છે કે, જગતની સર્વ વસ્તુઓ એકજ મહાશક્તિના આવિર્ભાવો છે, કે જે શક્તિ જગતમા અસ્તિત્વ ધરાવતી સકળ વસ્તુઓની સમષ્ટિરૂપ છે વળી વિજ્ઞાન કહે છે કે, મનુષ્યજાતનુ વલણ મુક્તિ તરફ છે અને નહિ કે બધન તરફ. મનુષ્યોએ નીતિપરાયણ શામાટે થવું જોઇએ ? કારણ કે નીતિદ્વારાજ મુક્તિનો પંથ છે; અને અનીતિ બધનપ્રતિ દોરી જાય છે

અદ્વૈતવાદની બીજી એક ખુબી એ છે કે, એની મૂળ શરૂઆતથીજ તે અખંડનાત્મક છે. આ એની બીજી મહત્તા છે. તે સાહસ- ભેર ઉપદેશે છે કે:—

न बुद्धिभेदं जनयेदज्ञानानां कर्मसंगिनाम् ।
योजयेत्सर्व कर्माणि विद्वान् युक्त समाचरन् ॥

અર્થાત્ "જ્ઞાનીજને, કર્મોમા આસક્ત રહેલા અજ્ઞાનીઓનામા બુદ્ધિભેદ ઉત્પન્ન કરવો નહિ; વિદ્વાને તો પોતે પોતાના માર્ગમા ચુસ્ત રહીને તેઓને તેમના અધિકારને અનુસરતા કર્મો કરવા દેવાં." મતલબ કે, કોઇની પણ ધર્મમાન્યતામા દખલગીરી કર્યાં વગર અને કોઇની પણ બુદ્ધિ ભમાવ્યા વગર પ્રત્યેક જનને ઉત્તરોત્તર ઉચ્ચ માર્ગે જવામા સહાય કરવી એવો અદ્વૈતનો ઉપદેશ છે. અદ્વૈતવાદ જે ઇશ્વરનો પ્રચાર કરે છે તે સકળ જગતનું સમષ્ટિ સ્વરૂપ છે. આ ધર્મ જો સત્ય છે તો તે જગતના સકળ મતોને અવશ્ય પોતાના વિશાળ ઉદરમા સ્થાન આપશે બધાને લાગુ પડી શકે એવો કોઇ વિશ્વધર્મ કાઢવા માગતા હોય તો તેમા અમુક લોકો કે પ્રજાઓને ગ્રાહ્ય થાય તેવાજ સત્યાશો દાખલ કર્યે નહિ ચાલે, તેમાં તો બધાજ સત્યો સમષ્ટિરૂપે આવવા જોઇએ અને ધાર્મિક વિકાસની સર્વ કોટિઓનો સમાવેશ થવો જોઇએ.

બીજા કોઇ પણ ધર્મસપ્રદાયમા આ સમષ્ટિભાવ એટલો બધો સ્પષ્ટરૂપમા નથી કે જેટલો અદ્વૈતમા છે, છતા પણ તે બધા એ સમષ્ટિભાવને પ્રાપ્ત કરવાનો ઉદ્યોગ તો કરે છેજ. તેથી એ આશિક ધર્મોનું અસ્તિત્વ પણ ભલે રહ્યુ. અદ્વૈતવાદને તેમની સાથે કંઇ વિરોધ નથી. વિરોધભાવ તો અદ્વૈતવાદે કદાપિ કેળવ્યોજ નથી મૂળથીજ ભારતવર્ષમા અનેક સંપ્રદાયો ચાલ્યા આવે છે, તેમાના કોઇની સાથે અદ્વૈતવાદને કદી કોઈ વિરોધ નહોતો. અત્યારે પણ ત્યા દ્વૈતવાદીઓ છે અને તેમની સંખ્યા સૌથી વધારે છે. અર્ધશિક્ષિત લોકોના મનને સ્વાભાવિક રીતેજ દ્વૈતવાદ ઘણો રૂચે છે અને તેથી તેમની સંખ્યા પણ વધારે હોય છે જગત સબધીનો દ્વૈતવાદનો ખુલાસો બહુ સાનુકૂળ, સ્વાભાવિક અને સામાન્ય અક્કલને સહજ ગમી જાય તેવો છે; તથાપિ આ દ્વૈતવાદીઓ સાથે અદ્વૈતવાદી-

ને કંઈજ અઘરો નથી. દ્વૈતવાદીઓ માને છે કે, ઈશ્વર જગતની બહાર કોઈ ઠેકાણે સ્વર્ગમાં વસે છે, ત્યારે અદ્વૈતવાદીઓનું માનવું છે કે તે આપણો પોતાનો અંતરાત્મા હોઈ તેને દૂર વસતો કહેવો એ તેની નિંદા કરવા જેવું છે. અળગાપણાનો ખ્યાલજ ભયંકર અને ભયંકર છે, તે તો નજદીકમાં નજદીક છે. આ નિકટતાને દર્શાવવાને જગતની કોઈ પણ ભાષામાં સુયોગ્ય શબ્દજ નથી સિવાય કે એકત્વસૂચક 'તત્ત્વમસિ'. જેવી રીતે દ્વૈતવાદી અદ્વૈતવાદીઓના મતથી ભય પામે છે અને તેને નાસ્તિકતા અથવા ઈશ્વરનિંદા કહે છે, તેવી રીતે અદ્વૈતવાદીઓને પણ દ્વૈતવાદીઓના મતથી સંતોષ થતો નથી અને પૂછે છે કે ઈશ્વરને પોતાની જોષવસ્તુ તરીકે વિચારવાનું સાહસ મનુષ્યથી થાયજ કેમ? તેમ છતાં પણ અદ્વૈતવાદી જાણે છે કે, આવા બીજા વિચારોની પણ જગતમાં અગત્ય છે અને તેથી દ્વૈતવાદીઓ સાથે તેઓ કંઈજ વિરોધભાવ નથી રાખતા કેમકે તેઓ નિદાન ખરા માર્ગપર છે. દ્વૈતવાદી જ્યાંસુધી સમષ્ટિભાવથી નહિ જોતાં વ્યષ્ટિભાવથી જુએ છે ત્યાંસુધી તેને બહુત્વનો ભાસ થવાનેજ. તેનું દૃષ્ટિબિંદુ વ્યષ્ટિભાવનું હોવાથી ભગવાન તેને જગતની બહારજ વસતા જણાવાના એનો ઈનકારજ નથી. ભલે તેમની મરજી તેમ છે તો તેઓ તેમ કરે. અદ્વૈતવાદીને તેમાં કંઈજ વાંધો નથી કેમકે તે એટલું તો સારૂં જાણે છે કે દ્વૈતવાદીના સિદ્ધાંત ગમે તેવા હોય છતાં પણ પોતાનું જે ધ્યેય છે તેજ ધ્યેય તરફ તેઓ પણ જઈ રહ્યા છે. આ બાબતમાં અદ્વૈતવાદી દ્વૈતવાદીથી તદ્દન જુદો પડે છે, કેમકે દ્વૈતવાદીને તો પોતાના દૃષ્ટિબિંદુને લીધે એમ માનવાની ફરજ પડે છે કે, જે મતો પોતાનાથી જુદા પડે છે તે બધાજ ખોટા. દુનિયાભરના બધાજ દ્વૈતવાદીઓ સ્વાભાવિક રીતે એવા એક સગુણ ઈશ્વરને માને છે, કે જે બહુ ઉચ્ચ શક્તિસંપન્ન છે અને જે કોઈ મોટા સત્તાધીશની માફક કેટલાકની ઉપર પ્રસન્ન રહે છે તો કેટલાકની ઉપર નાખુશ રહે છે. કેટલાક લોકો અને કેટલીક જાતો ઉપર તો તેની પ્રસન્નતા ખાસ ઉતરે છે અને તેમના પર તે આશીર્વાદ અને મહેરબાનીના વરસાદ વરસાવ્યા કરે છે. સ્વાભાવિક રીતેજ દ્વૈતવાદીઓનો એવો નિર્ણય થયો હોય છે કે, ઈશ્વરને કૃપાપાત્રો હોય છે અને પોતે તેમનો એક બનવાની ઉમેદ રાખે છે. લગભગ પ્રત્યેક દ્વૈતવાદી ધર્મમાં આપણને આ ખ્યાલ મળી આવે છે કે "અમે ઈશ્વરના ખાસ કૃપાપાત્ર છીએ અને અમારી માફક માનવાથીજ તમે તેની કૃપા મેળવી શકશો." વળી કેટલાક દ્વૈતવાદીઓના વિચાર તો બહુજ સાંકડા હોય છે. તેઓ એમ માને છે કે, થોડાક જણ અગાઉથીજ ઈશ્વરના ખાસ કૃપાપાત્ર ઠરી આવ્યા છે તેમનોજ ઉદ્ધાર થશે, બાકીના બીજા ક્રાવે તેવો

પ્રયત્ન કરશે-માથા પટકી મરી જશે, તોયે તેમનો સ્વીકાર નહિ થાય તે નહિજ થાય. એવો એક પણ દ્વૈતવાદી પંથ બતાવવાને હું તમને આહ્વાન કરૂં છું કે જેમાં આવી જાતની થોડી ઘણી પણ સંકીર્ણતા–થોડું ઘણું પણ અતડાપણું ન રહ્યું હોય અને લીધે દ્વૈતવાદી ધર્મોને પરસ્પર ઝનડ્યા વગર બીજો આરોજ નથી રહેતો, અને તેમ તેઓ કરતા પણ આવ્યા છે વળી આ દ્વૈતવાદી ધર્મો અશિક્ષિત લોકોના મિથ્યા ગર્વને બહેકાવી બહેકાવી પોતાને લોકપ્રિય બનાવે છે પોતે ખાસ હક્કો ભોગવે છે એવું સાંભળવાનું એવા લોકોને બહુ ગમે છે, અને પરિણામે તેઓ મોટી સંખ્યામા એવા ધર્મોમાં જોડાય છે એ રીતે દ્વૈતવાદી ધર્મો લોકપ્રિયતા સંપાદન કરે છે દ્વૈતવાદી માને છે કે, ગુન્હેગારને સજા કરવા માટે એક દંડધારી ઈશ્વર ન હોય તો લોકો નીતિને પથે ચાલેજ નહિ, તેમની નીતિ જળવાય રહેજ નહિ ઉંડો વિચાર કરવાને અશક્ત એવો સાધારણ જનસમાજ સામાન્ય રીતે દ્વૈતવાદી હોય છે અને એવા બિચારાઓને બધાજ દેશોમા ચિરકાળ અત્યાચારનો ભોગ બનતા રહેવું પડ્યું છે, અને તેથી એવા લોકોને મન મુક્તિનો ખ્યાલ એટલે આ સજાની ધાસ્તીમાથી છુટવું એ હોય તો નવાઇ નહિ. અમેરિકામા મને એક પાદરીએ પૂછ્યુ હતું કે "શું તમારા ધર્મમા સેતાન જેવુ નથી? એમ કેમ હોઇ શકે?" પરંતુ આપણે જોઇએ છીએ કે, દુનિયાની અંદર જે જે ઉત્તમ મહાપુરુષો થઇ ગયા છે તેમણે બધાએજ નિર્ગુણ બ્રહ્મના એકત્વનો ઉચ્ચભાવ લઇનેજ કાર્ય કર્યું છે લક્ષાવધિ મનુષ્યોની અંદર જેની શક્તિનો સંચાર થયો છે એવા ઇસુએ પણ એ એકત્વના ભાવથી ઓતપ્રોત બનીને કહ્યુ હતુ કે "હું અને મારા પિતા એક છીએ" સેંકડો વર્ષ થયા એ શક્તિએ મનુષ્યોના આત્માનું કલ્યાણ સાધ્યુ છે આપણે જાણીએ છીએ કે, એ માણસ અદ્વૈતવાદી હોવાથીજ બીજા ઓપ્રત્યે દયાળુ હતો સગુણ ઈશ્વર કરતા વધારે ઉચ્ચભાવ જેમની કલ્પનામા ઉતરે તેમ નહોતો તેવા સાધારણ લોકોને તે "સ્વર્ગમા વસતા તમારા પિતાની પ્રાર્થના કરો" એવો ઉપદેશ આપતો બીજા જેઓ વધારે ઉચ્ચભાવ સમજી શકે તેવા હતા તેમને એ કહેતો કે "હું દ્રાક્ષનો વેલો છુ અને તમે તેની ડાળીઓ છો," પણ પોતાના ખાસ ચેલાઓ કે જેમની આગળ તેણે પોતાનું રૂપ સંપૂર્ણ રીતે પ્રકાશિત કર્યું હતું તેમની આગળ તેણે ઉચ્ચમા ઉચ્ચ સત્ય જાહેર કર્યું હતું કે "હું અને મારા પિતા એક છીએ." સાધારણ લોકોને સ્વર્ગમા વસતા પિતાની પ્રાર્થના કરવાનું કહ્યા પછી પણ તે ઘણી વાર કહેતો કે "વખત આવશે ત્યારે તમે જાણશો કે હું તમારી સાથે ને તમે મારી સાથે એકાકાર થઇશું, અને એ રીતે તમે બધાજ એ એક પિતા

સાથે એકીભૂત થશો કેમકે હું અને મારા પિતા અભેદ છીએ ' બુદ્ધદેવ કે જેઓ ઈશ્વર-કશાયને માનતા નહોતા તેથી તેમને નાસ્તિક અને જડવાદી કહેવામાં આવે છે, છતાં તેઓજ એક સામાન્ય અજ બાળક યાને બકરીના બચ્ચા માટે પોતાનો પ્રાણ અર્પવા તૈયાર થયા હતા એ બુદ્ધ ભગવાને કોઈ પણ પ્રજામાં ન હોય તેવી ઉંચામાં ઉંચી જાતની નીતિનો પ્રચાર કર્યો જ્યાં જ્યાં કોઈ પણ જાતનું નીતિવિધાન જોવામાં આવે ત્યાં ત્યાં સમજવું કે તે એ મહાપુરુષોના નીતિસૂર્યનુંજ એક કિરણ છે દુનિયાના આવા મહાન હૃદયોને આપણે હવે સંકુચિત હદોમાં પકડી રહેવા દઈ શકીએ નહિ, અને તે ખાસ કરીને માનવ-ઇતિહાસના આ જમાનામાં કે જ્યારે એક શતાબ્દિ પર જેનો સ્વપ્ને પણ ખ્યાલ નહિ હોય તેવો અપૂર્વ બુદ્ધિ વિકાસ થઈ રહ્યો છે, અને જ્યારે પચાસ વર્ષ પર સ્વપ્નું પણ નહિ હોય તેવું વૈજ્ઞાનિક જ્ઞાનનું મોજું ઉછળી રહ્યું છે આવા વખતે તો આપણે તેમને સંકુચિત સીમામાં પૂરી રાખી શકીએજ નહિ એમ કરવાથી તો મનુષ્યો પશુતુલ્ય અને વિચાર કરવાની શક્તિ વિનાના જડભરત બને એજ કેવળ સંભવિત છે એથી તો એમની નીતિનો પણ સંહાર થવા પામશે અત્યારે તો ઉંચામાં ઉંચા જ્ઞાનની સાથે ઉંચામાં ઉંચા હૃદયના સંયોગની, અનંત જ્ઞાનની સાથે અનંત પ્રેમ અથવા આનંદના સંયોગની આવશ્યકતા છે વેદાંતી ઈશ્વરની અંદર અનંત સત્ અનંત જ્ઞાન અને અનંત આનંદ અથવા પ્રેમ એ ત્રણ ગુણોજ અર્પણ કરે છે, અને એ ત્રણેની સમષ્ટિનેજ એક અનંત બ્રહ્મ ગણે છે જ્ઞાન અને આનંદ સિવાય સત્ કહેતાં અસ્તિત્વ કદી સંભવિત નથી, જ્ઞાન પણ આનંદ અથવા પ્રેમ વિના અને પ્રેમ અથવા આનંદ જ્ઞાનવિના સંભવતા નથી આપણને જેની અગત્ય છે તે આ અનંત સત્, અનંત જ્ઞાન અને અનંત આનંદનીજ છે કારણ કે તેજ આપણું ધ્યેય છે આપણને આ અનંત સત્, અનંત જ્ઞાન અને અનંત આનંદનો એકરાગ જોઈએ છે એકદેશીય ઉન્નતિ નથી જોઈતી—અર્થાત આપણને અત્યારે સર્વાંગી ઉન્નતિની સત્ ચિત્ અને આનંદની પરમોન્નતિની આને નહિ કે કોઈ પણ એકદેશીય ઉન્નતિની આવશ્યકતા છે બધાના વિષયોની એક સમાન ઉન્નતિ આપણે ઇચ્છીએ છીએ બુદ્ધદેવ સમાન મહાન હૃદયની સાથે મહાબુદ્ધિ અથવા મહાજ્ઞાનનો યોગ બિલકુલ સંભવિત છે હું આશા રાખું છું કે આપણે બધાંજ એ લક્ષ્યને પહોંચવા—એ સુખી સંયોગને સિદ્ધ કરવા માટે પૂરેપૂરો પ્રયત્ન કરીશું

# ७–प्रत्येक पदार्थमां प्रभुदर्शन*

આપણે જોયું છે કે, આપણે ગમે તેટલો પ્રતિરોધ કરીએ છતાં આપણા જીવનનો ઘણો મોટો ભાગ અવશ્ય દુઃખપૂર્ણ હોય છે; એટલુંજ નહિ પણ એ દુઃખના ડુંગર આપણે માટે લગભગ અનંત હોય છે. એનો ઇલાજ શોધી કાઢવા આપણે અનાદિકાળથી મથતા આવ્યા છીએ, છતાં સ્થિતિમાં સહેજ પણ ફેર પડયો નથી, દુઃખ જેમનું તેમ કાયમજ છે. એ દુઃખપ્રતિકારના જેટજેટલા ઉપાયો શોધી કાઢીએ છીએ, તેટતેટલા આપણે તીવ્રતર દુઃખોથી ઘેરાતાં જતાં જણાઇએ છીએ–જાણે જગતની અંદર કેટલાયે દુઃખો ગુપ્તપણે વસતાં ન હોય ! આપણે એ પણ જોયું છે કે, બધાજ ધર્મો આ દુઃખોમાંથી છૂટવાનો એકજ ઉપાય બતાવે છે, અને તે ઈશ્વર. પ્રત્યક્ષવાદી લોકો કહે છે કે, જગત બહારથી જેવું દેખાય છે તેવુંજ સ્વીકારી લેવામાં મઝા છે; પણ બધાજ ધર્મોનું કહેવું છે કે, તેમ કરવાથી તો દુઃખ સિવાય બીજું કંઈજ આપણા નસીબમાં નહિ રહે. વળી તેઓ એમ પણ પ્રતિપાદન કરે છે કે, આ જગતની પાર કંઈક અવશ્ય છે. આ પંચેંદ્રિયગ્રાહ્ય જીવનથી–આ જડ સાંસારિક જીવનથીજ કંઇ સમાપ્તિ થતી નથી; એ તો પ્રકૃત જીવનનો અતિ સામાન્ય અંશ-માત્ર હોઇ પ્રકૃત જીવનના ઉપરછલ્લા યાને સ્થૂળ વ્યાપારરૂપ છે. તેની પાછળ અને તેનાથી પર અનંત જીવન આવેલું છે કે જ્યાં દુઃખ અને અનિષ્ટનું નામ સરખું નથી. એ અનંત જીવનને કેટલાક 'ગૉડ' કહે છે, કેટલાક અલ્લા કહે છે, કેટલાક જેહોવ્હા કહે છે અને કેટલાક જોવ કહે છે. વેદાંતીઓ એને બ્રહ્મ કહે છે.

આ જીવનના દુઃખોને દૂર કરવા માટે ધર્મો આપણને જે સલાહ આપે છે, તેની પ્રથમ છાપ તો આપણા મનપર એ પડે છે કે, આપણા જીવનનો અંત આણી નાખવો એજ સારામાં સારો રસ્તો છે. જીવનનાં દુઃખો મિટાવવાનો ઉપાય શો ? એ પ્રશ્નનો જે ઉત્તર ધર્મોની અંદર આપવામાં આવે છે તેનો દેખીતો ભાવ એવોજ હોય છે કે "જીવનનો ત્યાગ કરો." એ સલાહ આપણને એક જૂની વાતનું સ્મરણ કરાવે છે. એક મચ્છર આવીને મનુષ્યના માથાપર બેઠો. તે જોઇને તેના મિત્રે મચ્છરને મારી નાખવાના ઇરાદાથી તે માણસના

* લંડનમાં આપેલું વ્યાખ્યાન, તા. ૨૭–૧૦–૧૮૯૬

માથાપર એક એવો ધાપો માર્યો કે જેથી તે માણસ તથા મચ્છર બન્ને યમસદન સીધાવ્યા. દુઃખનિવારણનો ઉપરોક્ત ઇલાજ પણ આના જેવોજ કરતો સૂચવતો લાગે છે. જીવન દુઃખથી ભરપૂર છે, સંસાર દુઃખોથી ભરેલો છે, એ વાતનો તો સંસારને સમજી શકે તેવી પુખ્ત ઉમરનો કોઈ પણ શખ્સ ઇન્કાર નહિ કરે તથાપિ બધા ધર્મો એના નિવારણનો શો ઉપાય બતાવે છે? તેઓ કહે છે કે, જગત અસાર છે, આ જગતથી પર એવું કંઈક છે કે જે પ્રકૃત સત્ય છે. આ ઠેકાણેજ મુશ્કેલી ઉભી થાય છે. આ ઉપાયમાં આપણું જે કંઈ હોય તે સર્વસ્વનો ધ્વંસ કરી નાખવાનો આપણને ઉપદેશ કરવામાં આવે છે. એ ઉપાય તે કેવી રીતે કામ આવે? તો પછી કોઈ ઉપાયજ નથી શું? વેદાંત કહે છે કે, બધા ધર્મો જે સલાહ આપે છે તે છે તો સંપૂર્ણ સત્ય, પણ તેને બરાબર સમજવી જોઈએ. ઘણીવાર તેને ઉંધા અર્થમાં સમજવામાં આવે છે, કેમકે ધર્મોએ પણ તે સંબંધમાં સ્પષ્ટ ખુલાસો કર્યો હોતો નથી. ખરેખર! મનુષ્યને હૃદય તથા મસ્તિષ્ક કિંવા મગજ બન્ને હોવાની જરૂર છે. હૃદય ખરેજ! બહુ મહાન વસ્તુ છે; હૃદયમાંથીજ જીવનની મહાન મહાન પ્રેરણાઓ ઉદ્ભવે છે અને હૃદયવિનાનું એકલું મગજ હોય તેના કરતાં મગજ વિનાનું એક નાનું સરખું હૃદય હોય એ હું વધારે પસંદ કરું. જેને હૃદય છે તેને માટે જીવન શક્ય છે, પ્રગતિ શક્ય છે, પણ જેને હૃદય નથી હોતું ને એકલું મગજજ હોય છે, તે તો નિશ્ચયે શુષ્કતામાંજ મરી જાય છે.

પરંતુ આની સાથે આપણે એ પણ જાણીએ છીએ કે, જે શખ્સ માત્ર પોતાના હૃદયથીજ દોરાયા કરે છે, તેને અનેક દુઃખના ભોગ થવા વારો આવે છે કેમકે તેનામાં મગજ અથવા બુદ્ધિની ન્યૂનતા હોવાથી વખતોવખત તેને ભ્રમના ખાડામાં ઠોકરાઈ પડવાનો પ્રસંગ પ્રાપ્ત થાય છે; તેથીજ કહું છું કે, હૃદય અને બુદ્ધિના સંમિલનની આપણને જરૂર છે. મારા કહેવાનો ભાવાર્થ એવો નથી કે એક ખાનામાં હૃદય અને એક ખાનામાં મસ્તિષ્ક અથવા મગજ રાખીને મનુષ્યે પરસ્પર બન્નેનું પ્રમાણ ઠીક કરી દેવું, પણ પ્રત્યેક જણમાં અનંત હૃદય અને પ્રેમ હોવા સાથે અનંત વિચારબુદ્ધિ પણ હોવી જોઈએ.

આ દુનિયામાં આપણી જરૂરીઆતોની કંઈ સીમા છે? જગત શું અનંત નથી? જગતની અંદર અનંત પરિમાણમાં લાગણી અથવા પ્રેમના વિકાસને માટે તેમજ અનંત પરિમાણમાં સંસ્કાર તથા વિચારબુદ્ધિના વિકાસને માટે સ્થાન ઉપલબ્ધ છે, એ બન્નેની જરૂર છે. તે બન્નેને એકબીજાનો હાથ ઝાલીને નિરંકુશપણે આવવા દો અને બન્નેને સમાંતર રીતીમાંજ અડખે પડખે દોડવા દો.

ઘણા ખરા ધર્મો આ વાત સમજે છે તો ખરા, પણ તેઓ બધા એકજ જાતની ભૂલ કરે છે યાને એકજ જાતના ભૂલાવામા પડે છે. અને તે એ કે, તેઓ બધાજ હૃદયથી કિંવા લાગણીએથી દોરાઈ જાય છે, સસારમા દુઃખ છે તેથી સસારનો ત્યાગ કરો, એ મહાન અને અદ્વિતીય ઉપદેશ છે, એમા તો શક નહિ સસારનો ત્યાગ કરો ! સત્ય જાણવુ હોય તો અસત્યનો ત્યાગ કરવોજ પડે શુભ મેળવવુ હોય તો અશુભનો ત્યાગ કરવોજ જોઈએ, અને જીવન પ્રાપ્ત કરવુ હોય તો મૃત્યુનો ત્યાગ કરવોજ રહ્યો. એ વાતમા તો બે મત હોય શકેજ નહિ

તથાપિ આ મતવાદનુ જો એવુજ તાત્પર્ય હોય કે, પચેન્દ્રિયગત જગત યાને આપણે જગત શબ્દથી જે સમજીએ છીએ તેનો ત્યાગજ કરવો જોઈએ, તો પછી અમારે બીજુ રહ્યું પણ શુ ? જીવનનો બીજો અર્થજ શો રહ્યો ? આનો ત્યાગ કરી દઈએ તો પછી બીજુ રહેજ શુ ?

આગળ ઉપર આપણે વેદાતના વધારે દાર્શનિક ભાગોની આલોચના કરીશું, ત્યારે આ તત્ત્વ વધારે સારી રીતે સમજાશે અત્યારે તો હું એટલુજ કહીને વિરમીશ કે એકલા વેદાતમાજ આ સમસ્યાની યુક્તિસગત મીમાસા (ખુલાસો) મળી આવે છે આ ઉપરાંત તો વેદાતનો ખરો ઉપદેશ શો છે તેજ હુ તમને કહીશ વેદાત એમ પણ કહે છે કે 'જગતને બ્રહ્મરૂપે-પ્રભુરૂપે જુઓ''

વાસ્તવિક જોતા, વેદાત સસારને છેકજ તરછોડવા નથી માગતું. ત્યાગ અથવા વૈરાગ્યની ભાવના વેદાતની અદર જેટલી પરાકાષ્ઠાએ પહોચી છે, તેટલી અન્યત્ર ક્યાય નથી પહોચી છતા પણ વેદાત શુષ્ક અને આત્મઘાતક સલાહ નથી આપતુ વેદાતનો વૈરાગ્ય એટલે આત્મહત્યા કરવી કિંવા પોતાની જાતને સૂકવી નાખવી એમ નથી વેદાતના વૈરાગ્યનો ખરો અર્થ એજ છે કે, જગતની અદર બ્રહ્મભાવ અનુભવો જગતને આપણે જે ભાવરૂપમા સમજીએ છીએ તેનો ત્યાગ કરો અને તેના પ્રકૃત સ્વરૂપને પિછાનો જગતને બ્રહ્મભાવે પેખો; વસ્તુત તે બ્રહ્મ સિવાય કંઈજ નથી અમારા એક અતિ જૂનામા જૂના ઉપનિષદના આરભમાજ આ મંત્ર જોવામા આવે છે કે–**ईशावास्यमिदं सर्वं यत् किंच जगत्यां जगत्** । અર્થાત્ જગતમા જે જે કંઈ છે તે બધું જ ઈશ્વરથી વસાવા યોગ્ય છે–યાને બધામાજ ઈશ્વર વસેલો છે.

પદાર્થમાત્રને આપણે ખુદ પ્રભુથી આચ્છાદિત કરવાનો છે, અને તે દુઃખની તરફ આખમી ચામણા કરીને કિંવા બધુંજ સારું અને સુખમય છે અગર ભવિષ્યમા તેમ થશે એવા ખોટા સુખાશાવાદથી પ્રેરાઈને નહિ, પણ પ્રત્યેક પદાર્થમા પ્રભુના દર્શન કરીને. આ રીતે

આપણે જગતને ત્યજી દેવાનું છે, અને જ્યારે એવો ત્યાગ થાય ત્યારે પછી બાકી શું રહે ? ઇશ્વર-એટલે ઇશ્વરજ બાકી રહે આનું તાત્પર્ય શું ? તાત્પર્ય એજ કે તમારી સ્ત્રી ભલે નહી, તેણીનો બળાત્ ત્યાગ કરી દેવો જોઇએ એમ નથી, પણ તેની અંદર તમારે પ્રભુના દર્શન કરવાના છે અર્થાત્ બધામાં પ્રભુદર્શન કરવાના છે જીવનમાં તેમ મૃત્યુમાં, સુખમાં તેમ દુઃખમાં બધામાં પ્રભુ એકસરખી રીતે સ્વસ્થચિત્તભાવે નિવસી રહ્યા છે, આખુંજ જગત ઇશ્વરથી ભરેલું છે આપો ખોલો ને તેને નિરખો. વેદાન્તના કહેવાનો સાર આટલોજ છે કે "તમારા કલ્પી લીધેલા જગતનો ત્યાગ કરો, કેમકે તમારી કલ્પના માત્ર આંશિક અનુભવ ઉપર, સ્થૂલ તર્કશક્તિ ઉપર અને તમારી પોતાની દુર્બળતા ઉપર રચાઇ છે જે જગતનો તમે અત્યાર સુધી વિચાર કરી રહ્યા છો અને જેને તમે હજી સુધી વળગી રહ્યા છો તે આપણું પોતાનું ઉપજાવી કાઢેલું ખોટું જગત છે, માટે તેનો ત્યાગ કરો, તેનો ત્યાગ કરો કેમકે આંખો ઉઘાડીને જુઓ કે, તમારી કલ્પના જેવું કોઇ અસ્તિત્વજ કદાપિ નહોતું અને નથી, એ તો ખાલી સ્વપ્નું હતું-માયા હતી જે કંઇ અસ્તિત્વમાં હતું અને છે તે ખુદ પરિબ્રહ્મનુંજ છે બાળકમાં, પત્નીમાં અને પતિમાં એજ છે, સારામાં તેમજ નરસામાં, પાપમાં તેમજ પાપીમાં એજ વસેલો છે, જીવનમાં તે છે તેમ મૃત્યુમાં પણ તેજ છે

પ્રસ્તાવ ખરેજ બહુ વિષમ છે ! તથાપિ વેદાન્ત તો એજ વિષય પૂરવાર કરી દેખાડવા, એનુંજ શિક્ષણ આપવા અને એનોજ પ્રચાર કરવાની ઇચ્છા ધરાવે છે એજ વિષયથી વેદાન્તનો આરંભ થાય છે

આવી રીતે સર્વત્ર બ્રહ્મદર્શન કરીને અમે લોકો જીવન અને તેના દુઃખોનું નિવારણ કરીએ છીએ વળી કોઇ પણ જાતની વાસના અથવા ઇચ્છા ન કરો આપણને અસુખી અથવા દુઃખી કોણ કરે છે ? આપણાં સઘળાંજ દુઃખોનું મૂળ જોવા જઇએ તો આ વાસનાજ છે તમે કોઇ વસ્તુની વાસના રાખતા હો, અને તે વાસના જો પરિતૃપ્ત ન થાય, તો તેનું પરિણામ દુઃખમાં આવશે જો વાસનાજ ન હોય, તો દુઃખ પણ ન હોય પરંતુ અહીં પણ મારા કહેવાનો ઉંધો અર્થ સમજાઇ જવાની ધાસ્તી છે તેથી વાસના ત્યજી દઇને સર્વ દુઃખોમાંથી મુક્ત બનવું, એમ કહેવાનો શો અર્થ થાય છે તેનો ખુલાસો કરવાની ઇચ્છા રાખું છું દિવાલોને કોઇજ વાસના હોતી નથી, અને તેથી તેમને કોઇ દુઃખ પણ સહેવાનું હોતું નથી. પરંતુ સાથે એ પણ યાદ રાખવાનું છે કે, તેમનો ક્રમ-વિકાસ પણ કદી થતો નથી આ ખુરશીને પણ કોઇ જાતની વાસના નથી, અને તેથી તેને પણ કંઇ સહેવાપણું નથી; પરંતુ તે નિરંતર ખુરશી ને ખુરશીજ રહે છે. સુખમાં આનન્દ છે, તેમ દુઃખમાં પણ

ગૌરવ અને મહત્તા રહેલા છે જો હું એટલો ધૃષ્ટ બની શકું તો કહી શકું કે અનિષ્ટ અને અશુભમાં પણ ઉપયોગિતા રહી છે. દુઃખનો મહાન ધડો તો આપણે બરાબર જાણીએ છીએ આપણી જીંદગીમાં એવી સેંકડો બાબત આપણે કરી હોય છે કે જે આપણે નજ કરી હોત તો સારૂં એમ આપણને લાગે છે. પણ તે તો ખરી રીતે આપણા મહાન શિક્ષકરૂપ નીવડી હોય છે મારીજ વાત કરૂં મારે હાથે થોડુંક સારૂં અને ઘણુંક બુરૂં અને ભૂલભરેલું થયુ છે, પરંતુ એવી પ્રત્યેક ભૂલે મને એક એક મહાન ધડો શીખવાડયો છે. એ દૃષ્ટિથી એથી પણ હું રાજી થાઉં છું. મારૂં અત્યારનું સ્વરૂપ મેં ભૂતકાળમા જે જે કર્યું છે અને વિચાર્યું છે તેના પરિણામરૂપ છે. આગલી પ્રત્યેક ક્રિયા અને પ્રત્યેક વિચારનુ ફળ આવ્યુ છે, અને એ ફળોનો કુલ સરવાળો તેજ મારી અત્યારની પ્રગતિ અથવા ઉન્નત અવસ્થા છે

એ તો આપણે બધાયે સમજીએ છીએ કે, વાસના બહુ ખરાબ વસ્તુ છે, પણ વાસનાઓનો ત્યાગ કરી દેવાનો અર્થ શો ? વાસનાઓ વગર જીવન કેવી રીતે ચાલે ? એ તો પેલાના જેવીજ આત્મઘાતક સલાહ કહેવાય વાસનાનો સંહાર કરવા જતા માણસનો પણ સંહાર થઇ જાય ! ગભરાઓ નહિ, એનો ખુલાસો આવો છે—વાસનાનો ત્યાગ કરવો એટલે જે કાંઈ રાખવુ હોય તે રાખો, પણ જે ખરી હકીકત છે તે બરાબર સમજો અને પ્રત્યક્ષ અનુભવો દ્રવ્ય કોઇની માલકીનુ નથી; લક્ષ્મી કોઇની થઈ નથી ને થવાની નથી. માટે માલકીપણાનો કિંવા કબજેદારીનો ખ્યાલ હૃદયમા રહેવા ન દો. આપણે તે કોણ ? તમે કોઇ નથી, હુ કોઇ નથી કે અન્ય જન પણ કોઇ નથી બધુજ પ્રભુનુ છે—પ્રભુજ સર્વસ્વનો માલીક છે. આગળ ઇશોપનિષદ્ના પહેલા શ્લોકમા કહેવાઇજ ગયુ છે કે, બધી વસ્તુમા પ્રભુને સ્થાપન કરો—યાને બધી વસ્તુમા પ્રભુને જુઓ પ્રભુ તમારા ધનની અંદર રહ્યો છે, તમારા મનમા ઉઠતી વાસનાઓમા તે રહ્યો છે, તમારી વાસનાઓને સંતોષવા તમે જે વસ્તુઓ ખરીદો છો તેમા તે રહ્યો છે, તમારા સુંદર વસ્ત્રોમા તેમજ સુંદર અલંકારોમાં પણ તે રહેલો છે આ પ્રમાણે વિચાર કરવાનો છે. એ રીતે વસ્તુઓને નિહાળવા માંડતાજ તમારી દૃષ્ટિમા સઘળુંજ ફેરવાઇ ગયેલું લાગશે. તમારી પ્રત્યેક કૃતિ–ગતિમા, પ્રત્યેક વાતચીતમા, તમારા રંગઢંગમા અને સર્વસ્વમા જો તમે પ્રભુને સ્થાન આપશો, તો બધો દેખાવજ બદલાઈ જશે, અને પછી જગત દુઃખમય ભાસવાને બદલે સ્વર્ગતુલ્ય ભાસશે.

"સ્વર્ગનુ રાજ્ય તમારી ભીતર છે" એમ ઇસુ ભગવાન કહે છે. વેદાંત તેમજ સર્વ ધર્મના મહાન આચાર્યો પણ તેમજ કહે છે.

"જેને આંખો છે તે જુઓ, જેને કાન છે તે સાંભળો." વેદાંત કહે છે કે, તે પ્રથમથીજ તમારી અંદર છે. વેદાંત એમ કહીનેજ થોભતું નથી, પણ સયુક્તિક સાબીત કરી આપે છે કે, જે સત્યને આપણે આટલા વખતથી ઢૂંઢતા આવ્યા છીએ તે આપણી સમક્ષ છે, એટલુંજ નહિ પણ બધો વખત તે આપણી સાથેનું સાથેજ હતું. આપણા અજ્ઞાનને લીધે આપણને એમ લાગતું હતું કે, તે ગુમાઇ ગયું છે, અને તેથી હાયપીટ કરતા કરતા દુનિયાભરમાં તેને ઢૂંઢતા ફરતા હતા, પરંતુ ખરી રીતે તો તે બધોજ સમય આપણા પોતામાંજ વસતું હતું. ત્યાંજ-આપણા અંતરમાંજ આપણને તે મળશે.

'સંસારનો ત્યાગ કરો'-એ ઉપદેશને જો તેના જૂના અણઘડ અર્થમાં સમજવામાં આવે, તો તો સ્થિતિ એવી થાય કે આપણે કંઇજ કામ ન કરવું, કંઇ પણ કર્યાવગર કે વિચાર્યા વગર માટીના ઢેફા માફક આળસુ કિંવા નિરુદ્યમી થઇ બેસી રહેવું, અને અદૃષ્ટવાદી બનીને કુદરતના નિયમાનુસાર જે પરિસ્થિતિ ઉપસ્થિત થાય તે જેમ ઘસડે તેમ આમતેમ ઘસડાયા કરવું. એજ પરિણામ થાય, પરંતુ સંસાર ત્યાગનો એ ખરો અર્થ નથી. આપણે કામ તો કરવુંજ જોઇએ. ખોટી વાસનાઓથી ઘસડાતો સામાન્ય માણસ કામનો મર્મ શું સમજે? પોતાની લાગણીઓ અને ઇંદ્રિયોને વશ વર્તનારો માણસ પણ કાર્યની ખરી લહેજત શું સમજે? તેજ માણસ ખરું કામ કરે છે, કે જે વાસનાઓથી કિંવા કોઈ જાતના સ્વાર્થથી દોરાતો નથી. તેજ માણસ ખરું કામ કરે છે, કે જેના મનમાં કોઇ જાતનો લૌકિક હેતુ સાધવાનો વિચાર નથી. તેજ માણસ ખરું કામ કરે છે કે જેને તેમાંથી કોઈજ લાભ પોતાને માટે મેળવવો નથી.

ચિત્રોની દુકાને ચિત્રોનો આનંદ કોણ લૂટે છે? ચિત્ર વેચનાર દુકાનદાર કે તટસ્થ ઉભો રહી જોનાર? દુકાનદાર તો બિચારો તેના હિસાબમાં પોતાને કેટલી કમાણી થઈ તેનો સુમાર બાંધવામાં અને આ અમુક ચિત્રમાં કેટલું મળશે તેનાજ વિચારમાં મશગુલ હોય છે. એનું મગજ તો તેવાજ ખ્યાલોથી ભરેલું હોય છે. એ તો બિચારો લીલામ પોકારનાર પર મીટ માંડીને માગણીઓ સાંભળતો બેઠો હોય છે. માગણીઓ કેવી ઝપાટાબંધ આગળ વધે છે તે સાંભળવામાં તે તલ્લીન થયો હોય છે. જેઓ ખરીદવા આવ્યા હોય છે તેઓ પણ ચિત્રની મઝા લઇ શકતા નથી. ચિત્રનો ઉપભોગ તો તેજ માણસ કરી રહ્યો છે, કે જે ત્યાં આગળ વેચવા અગર ખરીદવાના ઇરાદા વગર ગયો છે. તે ચિત્ર તરફ જુએ છે અને તેમાંથી મળતો આનંદ ભોગવે છે. એ પ્રમાણે આખું જગત પણ એક ચિત્રજ છે, અને જ્યારે પોતાની બધી વાસનાઓનો અંત આવી જશે, ત્યારેજ મનુષ્યને તેનો ખરો આનંદ આવશે તથા આ

વેચવા ખરીદવાનો સોદો અને એવાજ બીજા મૂર્ખાઈભરેલા વ્યાપારો-નો અંત આવશે ધીરધાર કરનાર જતો રહેતા, ખરીદનાર અદૃશ્ય થતા અને વેચનાર ગેબ થતા, આ જગત એક ચિત્ર-સુંદર મન-મોહક ચિત્ર જેવુંજ રહે છે. નીચે લખેલી ઇશ્વરીય ધારણા કરતા વધારે સરસ ને સુંદર ધારણા મારા વાંચવામાં ક્યાંય કદી આવી નથી. કહે છે કે "તે એક મહાન કવિ છે-જૂનામા જૂનો કવિ છે. જગત અથવા બ્રહ્માંડ તેનું કાવ્ય છે; તેમા અનેક ટુકો, અનેક છંદો ને અનેક તાલ હોય તે અનંત આનંદોલ્લાસમા લખાયું છે." અર્થાત્ કે બ્રહ્માંડ એ બ્રહ્મરૂપી મહાકવિનું એક મહાકાવ્ય છે. તે કાવ્ય આપણે જ્યારે બધી વાસનાઓનો ત્યાગ કરી રહીશુ, ત્યારેજ સમજી શકીશુ અને તેનો આનંદ લૂંટી શકીશુ. ત્યારે સર્વ કંઇ બ્રહ્મરૂપ જણાશે જગતના ખૂણા ખોચરા, ગલીઓ ને કુંજો જે અત્યાર સુધી આપણને અંધકારમય અને અપવિત્ર લાગતા હતા તે બધાજ દિવ્ય બની જશે. તેઓ પોતે પોતાનું ખરું સ્વરૂપ પ્રકાશશે. તે જોઇ અત્યાર સુધીની આ બધી હાયદૂટ એ માત્ર છોકરાની રમત હતી અને તે રમત આપણે ખાલીએ ઉભા ઉભા જોતા હતા; એ વિચારથી આપણે આપણા મનમા હસીશુ

તેથી વેદાંત કહે છે કે, તમારું કામ તો કરોજ, પણ તે આવી રીતે કરો -વેદાંતની પહેલી સલાહ તો એજ છે કે, દેખીતા પ્રાપંચિક જગતનો ત્યાગ કરીને કામ કરો; એનો અર્થ એટલોજ કે પ્રભુને સર્વત્ર પેખો અને સર્વ કશામા તેને પેખીનેજ તમારું કામ કર્યે જાઓ મરજી હોય તો ભલે સો વર્ષ જીવવાની ઇચ્છા કરો કે ભલે પાર્થિવ સુખોની વાસના રાખો; પણ માત્ર એટલું કરો કે પ્રથમ તેમને દિવ્ય બનાવો યાને.તેમા પ્રભુને નિહાળો અને પછીજ તે વાસનાઓ પૂરી કરો પછી મરજી હોય તો જગતમા રહીને બીજાઓને મદદરૂપ થઇને લાબું જીવવાની ઇચ્છા ભલે ધરો. આવી રીતે કામ કરતા કરતા તમને મુક્તિનો ખરો રસ્તો જરૂર જડશે, એ સિવાય બીજો રસ્તોજ નથી સત્યને જાણ્યા વગર જે માણસ સંસારના વિષયવિલાસમા આધર્મ આ કરી ઝંપલાવે છે, તે માણસ અવળે માર્ગે ચઢી જાય છે, અને કદીએ ધારેલા લક્ષ્યને પહોચી શકતો નથી. તથા જે માણસ કશું જાણ્યા સમજ્યા વિનાજ જંગલમા ભાગી જઇ કડક અને શુષ્ક બની જાય છે તે માણસ પણ ખરો રસ્તો ચૂકી જાય છે. એ બંને અંતિમ બિંદુઓ હોઈ બે છેડાની બે મહાન ભૂલો છે. બન્ને માર્ગે વિચરનારા માર્ગ ભૂલ્યા છે, બન્ને પોતાનું ધ્યેય ચૂક્યા છે.

તેથી વેદાંત કહે છે કે, પ્રભુને સર્વ વસ્તુમાં સ્થાપન કરીને અને સર્વ કશામા તેને નિરખીને કામ કરો એજ આપણું પરમ

કર્તવ્ય છે, અને એ પ્રમાણે આપણે કરી શકીએ એટલુંજ આપણે પ્રભુ પાસે માગવાનું છે. પ્રભુ સર્વ સ્થળે છે, આમ સમજીનેજ આપણે કામ કરવું જોઈએ એ એકજ રસ્તો છે, બીજો છેજ નહિ. એમ કરીશું તો કાર્યના ફળનું બંધન આપણે માટે નહિ રહે. આપણે જે જે દુઃખો અને આફતો ભોગવીએ છીએ, તે બધાનું કારણ આપણી ભૂંડી વાસનાઓ છે, એ તો આપણે જોઈ ગયા છીએ. પરંતુ તે વાસનાઓને જ્યારે નિઃસ્વાર્થ દિવ્ય અને શુદ્ધ બનાવવામાં આવે છે, ત્યારે પછી તે કોઈ અનર્થ કે દુઃખના કારણરૂપ નથી રહેતી. આ રહસ્ય જેઓ નથી સમજતા, તેમને તે સમજતા સુધી આસુરી જગતમાં રહેવું પડે છે પોતાની ભીતર, પોતાની આસપાસ ચોમેર અને સર્વત્ર, સુખાનંદની કેરી અનંત ખાણ આવી રહી છે, તેની ઘણા જણને ખબર નથી હોતી, એ અદ્‌ભુત ખાણનો પત્તો હજી તેમને નથી લાગ્યો હોતો. આસુરી અથવા પૈશાચિક જગત એટલે શું? વેદાંત કહે છે કે “અજ્ઞાન.”

કારણ કે મોટા મહાનદને કિનારે બેઠા છતાં આપણે તરસથી પીડાઈએ છીએ અને અનાજના ઢગલા આગળ બેઠા છતાં ભૂખે મરીએ છીએ. જગત આનંદથી ભરેલું છે, છતાં આપણે તેને માટે ફાંફાં મારીએ છીએ. આપણે સઘળા વખત તેમાંજ—આનંદધામમાંજ રહીએ છીએ, છતાં હમેશાં આપણે તેને ભૂલી જઈએ છીએ. એ આનંદધામ મેળવી આપવા ધર્મ આપણને સહાય કરે છે. એ આનંદધામ માટેની તાલાવેલી તો બધાંજ હૃદયમાં હોય છે, ધીમે ધીમે તેને ખોળી રહી છે, બધા ધર્મોનું તેજ ધ્યેય છે અને બધાંજ ધર્મોમાં જુદી જુદી ભાષામાં પણ એનેજ આદર્શ ગણવામાં આવ્યું છે. માત્ર ભાષાનાજ ભેદને લીધે આ બધાં દેખીતા તફાવતો દેખીતા મતભેદો ઉભા થાય છે. એક જણ એક વિચાર એક રીતે દર્શાવે છે, ત્યારે બીજો સહેજ બીજી રીતે તે જણાવે છે, તથાપિ દરેક જણનો ભાવાર્થ તો સામાવાળો બીજી ભાષામાં જે કહી ગયો હોય છે તેને આબેહુબ મળતો હોય છે.

આ સંબંધમાં અત્ર વિના સવાલો ઉઠે છે. કોઈ કહેશે કે “સર્વત્ર પ્રભુદર્શન કરો, એમ બોલી જવું તો સહેલું છે, પણ એ ઉપદેશ આચરણમાં ઉતારવો કઠણ છે. પ્રભુને નજર આગળ સર્વ સ્થળમાં જોવા એ વાત ભાગ્યેજ બને, સાધારણ માણસને પડી છે, અને મને લાગ્યું પણ છે કે અમે સ્વાર્થીજ છું. સંસારનો યથાર્થ ઉપભોગ કરી શકીશ. પરંતુ સંસારના ઝઘડામાં પડનારજ અને સંસારની બે ભાર થાવરો પરંતુ, એ વિચાર કર્યાનો વા ઉઠી જાય છે. પ્રત્યેક માણસમાં પ્રભુનો વાસ છે એવો વિચાર કરતો કરતો હું રસ્તામાં ચાલું છું, એવામાં એક બળવાન માણસ પાછળથી

આવી અને હડસેલો મારે છે, અને હું ચતોપાટ પડી જાઉં છું. પછી તો હું મુઠ્ઠી વાળી ઝટપટ ઉભો થઇ જાઉં છું, મારૂં મગજ તપી જાય છે અને પ્રભુનું પ્રતિબિંબ ક્યાનું ક્યાય જતુ રહે છે. તુરતજ હું ગાંડોતુર બની જાઉં છું, બધુંજ વિસરાઇ જાય છે અને મારી સામે હું પ્રભુને બદલે સેતાન ઉભેલો જોઉં છું." વાત તો ખરી છે. જન્મતાવેતજ આપણા કાન ફુંકવામા આવ્યા હોય છે કે, પ્રભુને સર્વ ઠેકાણે અને સર્વમા જુઓ. ભગવદ્દગીતામા અને બાઇબલમા પણ એ .જ કહ્યું છે. આપણને બધાયને એ દીક્ષા મળી હોય છે, છતા જ્યારે તેને વર્તનમા મૂકવાનો પ્રસગ આવે છે, ત્યારેજ ખરી મુશ્કેલી શરૂ થાય છે. ઇસપનીતિમાની સાબરની વાત તો બધાને યાદજ હશે. એક સુંદર સાબર એક તળાવને કાઠે ઉભું ઉભું પોતાના બચ્ચાને કહેતું હતું કે "જો, હુ કેવું બળવાન પ્રાણી છું, મારૂં માથું કેવું ભવ્ય છે! મારા અવયવો સામુ તો જો, તે કેવા મજબૂત અને પુષ્ટ છે! અને હું દોડી પણ કેવું ઝપાટાબંધ શકું છું!" એવામા આઘેથી શિકારી કૂતરાઓના ભસવાનો અવાજ આવે છે. તે સાંભળતાંજ સાબર ઉભી પૂછડીએ છ-પાચ ગણવા મંડી પડે છે, અને કેટલાક માઇલ સુધી દોડયા બાદ તે હાફતુ હાફતુ પાછું આવે છે. એટલે બચ્ચુ કહે છે કે "મા! તું તો હમણાજ મને કહેતી હતી કે તું બહુ બળવાન છે, અને છતા કૂતરાનો અવાજ કાને પડતા તને નાસી જવાનું કેમ સુઝયુ?" સાબરે જવાબ આપ્યો "હા, બેટા! એ ખરૂં, પણ જ્યારે હું કૂતરાઓને ભસતા સાભળું છું, ત્યારે મારી તમામ સમજણ ઉડી જાય છે." આપણો પણ આવોજ કિસ્સો છે. આપણે પણ મનુષ્યજાત માટે ઉંચા ઉંચા મતો બાધીએ છીએ, આપણે પોતાને બળવાન અને બહાદૂર સમજીએ છીએ અને મોટા મોટા નિશ્ચયો કરીએ છીએ. પરંતુ કસોટી અને લાલચના કૂતરા જ્યા ભસવા માંડે છે કે તરતજ આપણી દશા પણ ઇસપનીતિમાના સાબર જેવી થઇ જાય છે, વસ્તુસ્થિતિ જો આવીજ છે તો પછી કોઈ પૂછશે કે, આ બધા ઉપદેશો અને આ બધી સલાહો જાણવા શીખવાનો ઉપયોગ શું? પરંતુ ભાઇઓ! એમ ઉતાવળા ન થાઓ. એનો ઉપયોગ તો ઘણો મોટો છે. યાદ રાખો કે, ખત અને સબુરીજ અંતે જીતશે. ઉતાવળે આંબા પાકતા નથી. મહાન કાર્યો એક દિવસમા કંઇ સંધાતા નથી; ખંત અને સબુરી સેવશો, તો અંતે તમને વિજય જરૂર મળવાનો યાને એ ઉપદેશ તમને જરૂર ફળવાનો.

આત્મપ્રાપ્તિ એ આપણો આદર્શ છે. વેદાંત કહે છે કે "આ આત્માવિષે પ્રથમ શ્રવણ કરવુ જોઇએ, પછી તેના પર મનન કરવું જોઇએ અને ત્યાર પછી તેનુ ધ્યાન ધરવું જોઇએ." આદર્શ દૂર હોય તેથી શું થયુ? આકાશ તો પ્રત્યેક જણ જોઇ શકે છે, જમીનપર

પેટે ચાલતો કીડો પણ ભૂરા આકાશને જુએ છે, પણ-પણ તે કેટલુ દૂર છે ! શરીરસહિત આકાશને પહોચવુ કેટલુ કપરું છે ! આપણા આદર્શ અથવા ધ્યેયની બાબતમા પણ એમજ સમજવાનું છે બેશક તે આપણાથી અત્યત આઘે હોય છે, છતા આપણે જાણીએ છીએ કે તેને પ્રાપ્ત કર્યા વગર આપણો છૂટકો નથી મનુષ્યમાત્રની જીદગીમા કોઇ ને કોઇ આદર્શ અવશ્ય હોવો જોઇએ-અને તો ઉચ્ચમા ઉચ્ચ પ્રભુપ્રાપ્તિનો આદર્શ હોવો જોઇએ કમનસીબની વાત છે કે, મનુષ્યોના ઘણા મોટા ભાગને જીદગીમા કોઈ પણ જાતનો આદર્શજ નથી હોતો આદર્શરૂપી દીપકના અભાવે તેમનું જીવન ઘોર અંધારી ગુફા જેવુ હોય છે અને એ ઘોર અધારામા તેઓ આખી જીદગી અટવાયા કરે છે આદર્શવાળા મનુષ્યને હાથે ભૂલો તો થાય છે, પણ જો એની ભૂલોનુ પ્રમાણ હજાર જેટલુ હશે તો ખચિત માનજો કે, આદર્શહીન મનુષ્યની ભૂલોનું પ્રમાણ પચાસ હજાર જેટલુ હશે તેથી જીદગીમા કોઈ પણ જાતનો આદર્શ સેવવો એ અત્યત બહેતર છે, અને એ આદર્શવિષે આપણે જેમ બને તેમ વધારે ને વધારે તથા એટલી હદ સુધી જાણવું-સાભળવુ જોઇએ, કે જેથી તે આપણા હૃદયમા ઉતરે, મગજમા ઠસે, નસોમા વહેવા માડે, લોહીના પ્રત્યેક બિંદુમા ભળે અને આપણા શરીરના છિદ્રેછિદ્રમા તે વ્યાપી જાય આવું થાય ત્યાસુધી તે વિષે શ્રવણ કરવુ જોઇએ, મનન કરવુ જોઇએ અને પછી તેનુ ધ્યાન ધરવુ જોઇએ અર્થાત્ કે આપણા આ સર્વોત્કૃષ્ટ આદર્શની પ્રાપ્તિ અર્થે આપણે આત્મ તત્ત્વનુ પ્રથમ શ્રવણ કરવુ જોઇએ, કેમકે કહ્યુજ છે કે " જેવુ હૈયે તેવુ હોઠે"-હૈયુ ભરપૂર બનતાજ મુખ બોલવા માડે છે અને હાથ કામ કરવા માડે છે

વિચારજ આપણી સઘળી કાર્યપ્રવૃત્તિનો નિયામક છે, વિચાર જ આપણી અદર કાર્યપ્રેરક પ્રધાન શક્તિ છે તેથી મનને ઉચામા ઉચા વિચારોથી ભરી કાઢો શી રીતે ? તો કે રોજ ને રોજ એ ઉચા વિચારોનુ શ્રવણ અને મનન કર્યા કરો નિષ્ફળતાને ગણકારો નહિ નિષ્ફળતાઓ તો સ્વાભાવિક છે નિષ્ફળતા વગર જીદગીનુ કાવ્ય યાને જીવનનો રસ ક્યા રહેત ? માટે પરિશ્રમ અને ભૂલોની તો પરવાજ ન કરો ગાય જૂઠુ બોલતી કદી સાભળવામા આવી નથી, પણ અંતે તો તે માત્ર ગાયજ છે, માણસ કદી નથી માટે આ નિષ્ફળતાઓ અને ક્ષુદ્ર ક્ષતિઓની પરવા મુદ્દલ ધરો નહિ એકના એક આદર્શને હજાર વાર હૃદયમા સ્થાન આપવુ પડે તો આપો, અને એ હજારે વાર નિષ્ફળ નીવડે તોપણ ફરી ફરીને પ્રયત્ન કરો પ્રયત્ન કરવો છોડો નહિ પદાર્થમાત્રમા પ્રભુને પેખવો, એ મનુષ્યનો મહાન આદર્શ છે પરતુ જો તમે એને પદાર્થમાત્રમા જોઇ

શકતા ન હો, તો પ્રથમ એને એકજ વસ્તુમાં જુઓ કે જે તમને વહાલામા વહાલી હોય. તે પછી બીજી વસ્તુમા એને જુઓ અને એમ કરતાં કરતા પછી બધાજ પદાર્થમાં એના દિદાર દેખો. આત્મા સમક્ષ જીવન તો અનંત પડયું છે. જીવનની ખોટ તમને પડવાની નથી. ઉદ્યમ જારી રાખો અને તમારો બેડો અંતે પાર પડશેજ.

આ આદર્શ અને તેને પ્રાપ્ત કરતારનું વર્ણન કરતાં ઇશોપનિષદ્મા કહ્યુ છેઃ–

अनेजदेकं मनसो जवीयो नैनद्देवा आप्नुवन् पूर्वमर्षत् ।
तद्धावतोऽन्यानत्येतितिष्ठत् तस्मिन्नपो मातरिश्वादधाति ॥
तदेजति तन्नैजति तद्दूरे तद्वन्तिके । तदन्तरस्य सर्वस्य तदु सर्वस्यास्य बाह्यतः ॥
यस्तु सर्वाणि भूतानि आत्मन्येवानुपश्यति ।
सर्व भूतेषु चात्मानं ततो न विजुगुप्सते ॥
यस्मिन् सर्वाणि भूतानि आत्मैवाभूद्विजानतः ।
तत्र को मोहः कः शोकः एकत्वमनुपश्यतः॥ (ઇશો૦–૪ થી ૭)

અર્થાત્ "તે આત્મા અચળ અને એક હોઇ મન કરતા વધારે વેગવાન છે. તેની દોડને કોઇ પહોચી શકતું નથી. તે ઉભો રહ્યો હોય છતાં પણ મન અને વિચાર જેવા વેગવાન પદાર્થો પણ તેનાથી આગળ જઇ શકતા નથી તે ચંચળ છે, તેમ સ્થિર છે; તે દૂર છે તેમ નિકટ છે; તે બધાની ભીતર છે તેમ બહાર પણ છે. એવા આત્માની અંદર જે માણસ સર્વ ભૂતમાત્રનું દર્શન કરે, તેમજ સર્વ ભૂતમાત્રમા આત્માને જુએ, તે માણસને કંઇજ સંતાડવાનું મન થતું નથી; કારણ કે એ અવસ્થામા જ્ઞાનીને મન સર્વ પ્રાણી આત્મરૂપ થઇ જાય છે. એની આડે માયાનો પડદો રહી શકતોજ નથી. એવી અવસ્થાને પ્રાપ્ત થયેલા–સર્વત્ર એક જોનારા પુરુષને પછી શોક કેવો કે મોહ કેવો ?"

'જીવનનું આ એકત્વ યાને પદાર્થમાત્રનો અભેદ'–એ બીજો મહાન પાઠ વેદાંત શીખવાડે છે. આગળપર વેદાંત એ સપ્રમાણ સાબીત કરશે કે, આપણું સઘળું દુઃખ અજ્ઞાનમાથી જન્મે છે અને એ અજ્ઞાન અનેકપણાના ખ્યાલથી–મનુષ્ય મનુષ્ય વચ્ચેના, પ્રજા પ્રજા વચ્ચેના, પૃથ્વી અને ચંદ્ર વચ્ચેના અને ચંદ્ર તથા સૂર્ય વચ્ચેના ભેદભાવથી પ્રગટે છે. પરમાણુ પરમાણુ વચ્ચેના ભેદભાવનો આ ખ્યાલ બધા દુઃખનું મૂળ છે; પરંતુ વેદાંત કહે છે કે, એવો ભેદભાવ વસ્તુતઃ છેજ નહિ; જણાય છે તે ખરો નથી. જણાતો ભેદભાવ એ તો માત્ર દેખીતો ઉપરછલ્લો યાને સપાટીપરનો છે. પદાર્થોના અંતરમાં તો હજીયે એકત્વ રહેલું છે. સપાટી નીચે ઉતરી

જોવાનો પ્રયત્ન કરશો તો મનુષ્ય મનુષ્ય વચ્ચેનું, જાતિ જાતિ વચ્ચેનું, ઉચ્ચ ને નીચ વચ્ચેનું દેવતાઓ અને મનુષ્ય વચ્ચેનું અને માણસો તથા પશુઓ વચ્ચેનું આ એકત્વ તમને જણાયા વગર નહિ રહે. હજી પણ વધારે ઉંડે તમે જશો, તો એ બધાં એકજ તત્ત્વનાં માત્ર ભિન્ન ભિન્ન રૂપો જણાશે. આ એકત્વનો પ્રભાવ જેણે અનુભવ્યો છે અને જે એકત્વદર્શી થયો હોય છે, તેને માટે મોહ રહેતોજ નથી. મોહ તે એને શેનો થાય? પ્રત્યેક પદાર્થનું પ્રકૃત સ્વરૂપ, પ્રત્યેક વસ્તુનું રહસ્ય તો એ જાણતો હોય છે. એને દુઃખ પણ શેનું થવાનું હોય? કારણ કે એને વાસના તો રહીજ નથી. પ્રત્યેક વસ્તુનું સત્ય સ્વરૂપ શોધતાં એને પ્રભુસ્વરૂપનીજ પ્રાપ્તિ થઇ હોય છે, અને પ્રભુજ સર્વ ચીજનું કેન્દ્ર ને એકત્વસ્વરૂપ છે એવી એની પ્રતીતિ થઇ હોય છે, અને પ્રભુ પોતે તો નિત્ય સત્, નિત્ય ચિત્ (જ્ઞાન) અને નિત્યાનંદરૂપ છે. એવા સચ્ચિદાનંદસ્વરૂપની ઝાંખી થયા પછી તેને બીજી વાસના શેની હોય? એ સચ્ચિદાનંદ સ્વરૂપમાં મૃત્યુ નથી, વ્યાધિ નથી, શાક નથી, દુઃખ નથી તેમ અસંતોષનો પણ અભાવ છે. સંપૂર્ણ એકત્વ અને સંપૂર્ણ આનંદ સિવાય અન્ય. કશુંજ નહિ. તો પછી તેને શોક કયાંથો, પણ કોનો મોહ? વસ્તુત તે આનંદધામમાં, તે સત્ય સ્વરૂપમાં મૃત્યુ કે દુઃખ જેવું છેજ નહિ; તેમજ રડનાર કે રડાવનાર પણ કોઇ ત્યાં કશું નથી એ પ્રભુનું સ્વરૂપ કેવું છે તે હવે જુઓ.—

**स पर्यगाच्छुक्रमकायमव्रणमस्नाविरं शुद्धमपापविद्धम् ।**
**कविर्मनीषी परिभूः स्वयंभूर्याथातथ्यतोऽर्थान्**
**व्यदधाच्छाश्वतीभ्यः समाभ्यः ॥**

(ઈશોપનિષદ—૮ શ્લોક)

અર્થાત્ "તે ચોમેર સર્વત્ર વ્યાપેલા છે. તે ઉજ્જ્વલ યાને શુદ્ધ છે, અશરીરી છે. વ્રણરહિત છે, સ્નાયુશૂન્ય છે, પવિત્ર અને નિષ્પાપ છે. વળી તે કવિ છે, મનનો નિયંતા છે, સર્વમાં શ્રેષ્ઠ છે, અને સ્વયંભૂ છે. તે નિરંતર સર્વ જનોની કામના યથાયોગ્ય પૂરી કરે છે." આવા પ્રભુરૂપને ન જાણનાર જેઓ અવિદ્યામય યાને અજ્ઞાનમાંથી જન્મેલા જગતને સાચું માનીને ભજ્યા કરે છે, તેઓ અંધારામાં ફાંફા મારે છે, અને જેઓ આખો જન્મારો આ જગતમાં જીવ્યા છતાં તેમાંથી કંઇ વધારે સાર કે વધારે ઉંચું તત્ત્વ પ્રાપ્ત કરતા નથી, તેઓ તો તેના કરતાં પણ વધારે ગાઢા અંધકારમાં અથડાય છે એમ સમજવું. પરન્તુ જેને પરમ શુદ્ધ પ્રકૃતિનું સ્વરૂપ જ્ઞાત થાય છે, અને જે પ્રકૃતિની સહાયથી પ્રકૃતિથી પર એવા એ પરમાત્માને જુએ છે તે મૃત્યુને તરી જાય છે અને એ પરમ તત્ત્વની યાને પરિબ્રહ્મની સહાયથી અમૃતત્વના અનંત આનંદનો ઉપભોગ

કરતા સ્તવે છે–

हिरण्यमयेन पात्रेण सत्यस्यापि हितं मुखम ।
तत्वं पूषन्नपावृणु सत्य धर्माय दृष्टये ॥

× × × ×

तेजो यत्ते रूपं कल्याणतमम् ।
तत्ते पश्यामि योऽसावसौ पुरुषः सोऽहमस्मि ॥ (ઈશો૦-૧૫-૧૬)

અર્થાત્ "હે સૂર્ય ! તારા હિરણ્યમય બિંબતળે તેં સત્યને ઢાંકી રાખ્યું છે એ ઢાંકણને તું જરૂર ખસેડી લે કે જેથી હું એ સત્યના દર્શન કરી શકું. × × × × તારી અંદર રહેલા સત્યને મેં જોયું છે, તારા કિરણો અને ગૌરવનો શો અર્થ છે તે હું સમજ્યો છું, અને તારી અંદર જે તત્ત્વ ચમકી રહ્યું છે તે મેં નિરખ્યું છે. તારી અંદરનું કલ્યાણકારી સત્ય મેં જોયું છે, અને જે તારી અંદર છે તેજ મારી અંદર પણ છે–હું તેજ છું–એજ છું."





# ૮—अपरोक्षानुभूति याने साक्षात्कार*

આજે હું તમોને કઠોપનિષદ્ નામના બીજા એક ઉપનિષદ્માથી થોડુંક વાચી સંભળાવું છું. આ ઉપનિષદ્ સર્વ ઉપનિષદોમાં સરળમા સરળ છતા સૌ કરતા વધારે કાવ્યમય છે. એનો અનુવાદ અંગ્રેજી ભાષામા સર એડ્વિન આર્નોલ્ડને હાથે 'સિક્રેટ ઑફ ડેથ—યાને મૃત્યુનું રહસ્ય'—એ નામે થયેલો છે. તે કદાચ તમારામાંનાં કેટલાક જણે વાંચ્યો પણ હશે. 'સૃષ્ટિની ઉત્પત્તિ કેવી રીતે ને શેમાંથી થઈ'—એ પ્રશ્નનો ઉત્તર બાહ્યજગતમાથી સંતોષકારક રીતે ન મળતા લોકોની દૃષ્ટિ આંતરજગત પ્રતિ વળવા પામી, એ તો આપણે આગલા વ્યાખ્યાનમા જોઈ ગયા. તે મુજબ કઠોપનિષદ્ની અંદર મનુષ્યના આંતરસ્વભાવમા શોધખોળ શરૂ થાય છે—અર્થાત્ કે મનુષ્યના આંતરભાગમા પ્રવેશી ઉપજતા પ્રશ્નનો સંતોષકારક ખુલાસો પ્રાપ્ત કરવાનો કઠોપનિષદ્મા પ્રયત્ન થયેલો છે. અત્યારસુધી એ પ્રશ્ન આગળ કરવામા આવતો હતો કે, આ બાહ્ય જગત કોણે અને કેવી રીતે પેદા કર્યું ? પણ તેને ઠેકાણે હવે એવો પ્રશ્ન ઉપાડી લેવામા આવ્યો કે, મનુષ્યની અંદર એવી કયી વસ્તુ છે કે જે તેને જીવિતદશામા રાખે છે, તેને હલન-ચલનની શક્તિ આપે છે અને જે જતી રહેતા તે મૃત્યુ પામેલો લેખાય છે ? વળી, મૃત્યુ પછી મનુષ્યની અંદર રહેલી તે વસ્તુની શી દશા થાય છે તે પ્રશ્ન પણ છણાવા માંડ્યો. આરંભના તત્ત્વચિંતકોએ જડ જગતનો આધાર લઈને તેનાદ્વારા અંતિમ નિર્ણય પર આવવાની ચેષ્ટા કરી. પરિણામે તેઓ એવા નિર્ણય પર આવે છે કે આ જગતનો કોઈ એક શાસનકર્તા છે, ને તે શાસનકર્તા અતિશય વિરાટ્ હોવા છતા માનવદેહધારી થઈ માનવીના લક્ષણયુક્ત થયો છે—અર્થાત્ કે આ શોધને પરિણામે જે એક વ્યક્તિને જગતના ઉત્પાદક, ચાલક અને શાસનકર્તાતરીકે સ્વીકારવામા આવી તેનામા મનુષ્યનાં ગુણલક્ષણો પણ મોટા પ્રમાણમાં આરોપિત કરવામા આવ્યાં, બીજાં માનવપ્રાણીઓ કરતા તેનું પદ અતિ ઘણું ભવ્ય ને ગૌરવશાળી લેખવામા આવ્યું; છતા તે વ્યક્તિને વ્યવહારમાં તો એક માનવ

* લંડનમા આપેલું વ્યાખ્યાન, તા. ૨૯-૧૦-૧૮૯૬

વ્યક્તિતરીકેજ ચીતરવામા આવી. એટલે આ શોધ, આ નિર્ણય આંશિક સત્ય હતુ અને નહિ કે પૂર્ણ સત્ય કેમકે આપણે મનુષ્યો જગતને જે નિહાળીએ છીએ તે મનુષ્યદૃષ્ટિએ નિહાળીએ છીએ, કિંબહુના આપણું જગત મનુષ્યસૃષ્ટિમાજ પરિસમાપ્ત થાય છે અને તેથી જગતના ઉત્પાદક અને નિયતા ઇશ્વરને આપણે માનવ-રૂપધારી આલેખીએ છીએ તે ઠીક છે.

પણ ધારો કે, કાલે ઉઠીને ગાય અને ઘોડા જેવા પ્રાણીવર્ગમા તત્ત્વચિંતકો પેદા થાય અને તેમને પોતપોતાનો ફીલાફ્રી ધર્મ હોય, તો તે પ્રાણીઓ જગતને પોતપોતાની દૃષ્ટિએ નિહાળશે, તેમને મન જગત એટલે ગાયની કે ઘોડાનીજ સૃષ્ટિ આનુ પરિણામ એ આવવાનું કે, આ પ્રાણીવર્ગના તત્ત્વચિંતકો જગતની મીમાંસા પોતપોતાની દૃષ્ટિએજ કરવાના ગાય કે ઘોડાને મન જગતનો ઉત્પાદક ને ચાલક કોઇ હુશિયાર ગાય કે ઘોડોજ હોવાનો તે પ્રાણીઓ બિચારા આપણે મનુષ્યોએ કલ્પેલો ઇશ્વર કેમે કર્યા નહિ સમજી શકવાના, તો પછી સ્વીકારવાની તો વાતજ શી ? એજ પ્રમાણે બિલાડાની સૃષ્ટિમા જો તત્ત્વચિંતકો પાકે તો તેઓ આખી સૃષ્ટિને બિલાડાનીજ સૃષ્ટિતરીકે જોવાના અને તેમનો ઇશ્વર પણ એક ભવ્ય અને ગૌરવશાળી વિરાટ બિલાડોજ હોવાનો આ ઉપરથી આપણે સ્પષ્ટ જોઇ શકીશું કે, જગતવિષયક આપણા માનવી તત્ત્વચિંતકોનો નિર્ણય સંપૂર્ણાંશે સત્ય નહોતો, તેમજ જગતસંબંધી આપણી માનવી ધારણા પણ સર્વાંગસ્પર્શી–સંપૂર્ણ માહિતિવાળી–સર્વાંગે સમજણવાળી–નહોતી. એ પ્રકારની ભયંકર અપૂર્ણ મીમાંસા સ્વીકારતા તો આપણને મોટા ચક્કર-ભમરમા પડવુ પડે, અર્થાત્ બાહ્યજગતપરથી જગતની મીમાંસા કરવાથી જે પરિણામ પ્રાપ્ત થાય છે તેમા દોષ એ રહેલો છે કે, આપણે જે જગત જોઇએ છીએ, તે જગત આપણા પોતાના પૂરતુંજ હોય છે; કિંબહુના **સત્ય** કિંવા **વાસ્તવિક સ્વરૂપ** વિષેની આપણી જેવી ને જેટલી ભાવના હોય છે તેવી અને તેટલીજ આપણી ઇશ્વરસંબંધી કલ્પના હોય છે. કારણ કે એ **સત્ય** યાને **વાસ્તવિક સ્વરૂપ** આપણી ઇંદ્રિયોને અગોચર હોઈ આપણી બુદ્ધિને અકળ અથવા નહિ સમજાય એવુ છે. અત્યારે આપણે જગતને એટલુંજ માત્ર સમજી શકીએ છીએ કે, જેટલુ તે આપણી પંચેંદ્રિયોને જણાયુ હોય છે પણ ધારો કે કાળે કરીને આપણને એક વધારાની ઇંદ્રિય પ્રાપ્ત થઇ, તો પછી સમસ્ત બ્રહ્માંડની આપણી ભાવના અવશ્ય બદલાઇ જવાની ધારો કે એ વધારાની ઇંદ્રિય જે આપણને પ્રાપ્ત થાય છે તે ચુંબક અથવા આકર્ષક ઇંદ્રિય હોય, તો પછી એ ઇંદ્રિયને અભાવે અત્યારે જગતમા મોજુદ રહેલી જે લક્ષાવધિ શક્તિઓનુ આપણને જ્ઞાન કે ભાન નથી, તે

તમામ શક્તિઓનું આપણને ભાન થવા માટે, એ બનવા જોગ છે. તાત્પર્ય કે, આપણી ઇંદ્રિયો સીમાબદ્ધ છે-ને 'અતિશય મર્યાદિત છે, અને એ મર્યાદિત ક્ષેત્રમાજ આપણું સમગ્ર જગત સમાયલું હોવાથી જગતના ઉત્પાદક ઈશ્વરવિષેની આપણી કલ્પના પણ એ મર્યાદિત જગતને અનુરૂપજ હોય એ સ્વાભાવિક છે. પરંતુ એ કલ્પના સમગ્ર સમસ્યાના સતોષકારક ખુલાસારૂપ નથી, કિબહુના તે ખરો ખુલાસોજ નથી. અને તેથીજ મનુષ્ય એ કલ્પના પામ્યા પછી પણ ત્યા આગળ થોભતો નથી. મનુષ્ય એ ચિંતાશીલ પ્રાણી હોવાથી વધુ વિચાર કરતા તેને એ ખુલાસો સર્વાશે સતોષકારક નથી લાગતો પરિણામે તે સમગ્ર સૃષ્ટિઓનુ યથાર્થ રહસ્ય સમજાવી શકે તેવો કોઈ ખુલાસો મેળવવાનુ મન કરે છે, અને આગળ મથે છે.

આ ઉદ્દેશની સિદ્ધિ માટે પ્રથમ તો મનુષ્યને એવું એક જગત-એવુ એક વિશ્વ જડવુ જોઇએ કે જેની અદર તમામ સૃષ્ટિઓનો સમાવેશ થઈ શકતો હોય-અર્થાત્ એવી કોઈ વસ્તુની પ્રાપ્તિ થવી જોઇએ કે જે એકજ વસ્તુ પોતે પ્રાણીઓની પચેંદ્રિયોને ગમ્ય તેમજ અગમ્ય તમામ પ્રકારના અસ્તિત્વમાં, માળાના મણકાઓમાં વ્યાપી રહેલા સૂત્રની માફક સમાન રીતે વ્યાપી રહેલી હોય એવી કોઈ વસ્તુ-નિકૃષ્ટ તેમજ ઉત્કૃષ્ટ સૃષ્ટિમા સમાન રીતે વ્યાપી રહેલી વસ્તુ હાથ લાગે તોજ આપણી આગળ ઉપસ્થિત થયેલી સમસ્યાનો નિર્ણય શક્ય બને એ અવિચ્છિન્ન વસ્તુ-એ સમાન તત્ત્વ ઇંદ્રિયાતીત હોય તેની ફિકર નહિ, પણ એવું કોઇ તત્ત્વ સર્વત્ર સમાનભાવે મોજુદ છે એવુ કેવળ તર્કથી પણ જો સિદ્ધ કરી શકાય તો આપણી આ સમસ્યાનો તોડ થોડો ઘણો પણ હાથ લાગ્યો ગણાય. પરંતુ એ તોડ અગર નિર્ણય આપણે જે જગત જોઇએ છીએ અને અનુભવીએ છીએ, તેના દ્વારા તો ખચિતજ આપણને લાધશે નહિ કેમકે આ ઇંદ્રિયગમ્ય જગત તો સમગ્ર બ્રહ્માડનો અમુક એક અંશમાત્ર છે.

તેથી આપણી સમસ્યાની મીમાસા માટે જગતના આતરપ્રદેશમા ઉતર્યા વગર બીજો ઈલાજ નથી અમારા પ્રાચીન પૂર્વજોને ગાઢ મનનને અતે માલમ પડેલુ કે, કેન્દ્રસ્થ મૂળ વસ્તુથી તેઓ જેમ જેમ છેટા જતા, તેમ તેમ તે અખંડ એક વસ્તુને બદલે વિવિધતા અને ભિન્નતાનો ભાસ થતો, અને જેમ જેમ તે કેંદ્રસ્થ મૂળ વસ્તુની સમીપ આવવાનુ થતું, તેમ તેમ સમગ્ર સૃષ્ટિઓમા એકરૂપતાનું વિશેષ ને વિશેષ પ્રમાણમા ભાન થતું. અર્થાત્ જડ ચેતન સમસ્ત સૃષ્ટિમા સમાનભાવે વિલસી રહેલા એક અવિચ્છિન્ન તત્ત્વની સમીપતાથી એકતાનો ભાવ અનુભવાય છે, અને એ મૂળ તત્ત્વથી દૂર દૂર જતા અનેકતા તથા ભિન્નતાનો ભાસ થાય છે; એ સિદ્ધાંત અમારા પૂર્વજોને હાથ લાગ્યો આ વાત સૌને સહેલથી સમજાય

તેવી છે. કોઈ એક વર્તુલમા ઉભા રહેલા માણસો પૈકી જેટલા મધ્યબિંદુની નજીક ઉભા હોય છે તેટલા માણસો સમાન ક્ષેત્રમા હોઈ એકબીજાને અડેલા યાને એકરૂપ ભાસે છે, અને તેજ વર્તુલ-માંના જેઓ કેંદ્રથી આઘે હોય છે, તેઓ એકબીજાથી અલગ જણાય છે. તેવીજ રીતે આ બાહ્ય જગત મૂળ કેંદ્રસ્થ વસ્તુથી બહુ દૂર-સુદૂર હોવાથી તેની અંદર એવું એક સમાન ક્ષેત્ર નથી કે જ્યા સમગ્ર અસ્તિત્વના ચમત્કાર એકરૂપ દેખાય. ટુકમા કહીએ તો આ બાહ્ય યાને ઇંદ્રિયગમ્ય જગત, સમગ્ર સૃષ્ટિ ચમત્કારનો એક અંશ-માત્ર છે. બાહ્ય જગત ઉપરાંત માનસિક, નૈતિક અને બૌદ્ધિક વગેરે બીજાં અનેક જગતના વ્યાપારો છે. તેમાથી માત્ર એકનોજ વિચાર કરી તે એક ઉપરથી સમગ્ર જગતની–અખિલ બ્રહ્માડની–સમસ્યા છોડવવાનું કાર્ય કેવળ કપરૂં નહિ પણ અશક્ય છે. તેથી પ્રથમ તો આપણને એવુ એક મધ્યબિંદુ હાથ લાગવું જોઇએ કે જેમાથી અસ્તિત્વની ભિન્ન ભિન્ન ભૂમિકાઓના ફાંટા ફૂટતા હોય. એવા સમાન કેંદ્રને પ્રાપ્ત કરીનેજ આપણે આ જગતવિષયક સમસ્યા યથાર્થ રીતે છોડવી શકીએ ત્યારે હવે પ્રશ્ન એ રહે છે કે, એ કેંદ્ર યાને એ સમાન મધ્યબિંદુ કયા છે? તેના જવાબમા જણાવવાનું કે, તે કેંદ્ર આપણી પોતાની અંદર છે. અમારા પ્રાચીન ઋષિઓએ આભ્યંતર પ્રદેશમા ઉંડા ને ઉંડા ઉતરીને શોધી કાઢ્યું છે કે સમગ્ર બ્રહ્માડનુ મધ્યબિંદુ જીવાત્માના ઉંડામા ઉંડા ભાગમા રહેલું છે. એ એકજ બિંદુ તરફ સૃષ્ટિમાત્ર યાને બ્રહ્માંડમાત્ર આકર્ષાતી હોઈ તેજ બધાં અસ્તિત્વનુ સામાન્ય ક્ષેત્ર છે એ સામાન્ય ભૂમિકાને પ્રાપ્ત કર્યા પછીજ આપણી આગળની સમસ્યા સર્વાંશે છોડવી શકાય તેમ છે. માટે "આ જગત કોણે નિર્માણ કર્યું"–એ પ્રશ્ન એટલો બધો કંઇ દાર્શનિક નથી, તેમ એ પ્રશ્નના નિરાકરણથી ખાસ કંઈ લાભ જેવું નથી.

આજ બીના કઠોપનિષદ્‌મા અત્યંત અલંકારભરી ભાષામા વર્ણવાયલી છે, અને તે આ પ્રમાણે–

અસલના વખતમા એક અત્યંત ધનાઢ્ય મનુષ્ય થઈ ગયો. તેણે એક વખતે એવો એક યજ્ઞ કરવા માંડયો કે જેમા સર્વસ્વનુ દાન કરી દેવુ પડે; પણ આ ધનાઢ્ય યજમાનના દેખાડવાના ને ચાવવાના દાંત જૂદા હતા. તેની વૃત્તિ નિખાલસ નહોતી. એને તો નિષ્કામ યજ્ઞના પુણ્યને બદલે યજ્ઞ કર્યાની કીર્તિ અને વાહવાહ મેળવવાની-જ ઇચ્છા હતી. તેથી તે રાજસ્ મનુષ્ય યજ્ઞમા એવીજ ગાયોનું દાન કરતો હતો કે જે આંધળી, લંગડી કે વાઝણી હોય. હવે એમ બન્યું કે, એને નચિકેતા નામનો એક પ્રખર બુદ્ધિશાળી પુત્ર હતો તેણે જોઇ લીધુ કે તેનો બાપ યજ્ઞના સાત્વિક નિયમોનું યથાર્થ પાલન કરતો નથી, ને શાસ્ત્રવિધિનો ભંગ કરે છે, પરંતુ તીર્થરૂપ પિતાને શું

રહેવું તેની એને કંઈ ગમ પડી નહિ. કારણ કે હિંદુઓનાં બાળકો માતાપિતાને જીવંત દેવતારૂપ લેખે છે. બહુ વિચારને અંતે નચિકેતા પિતાની પાસે ગયો અને અતિશય નમ્રતા તથા વિનયસહિત પૂછવા લાગ્યો કે "પિતાજી! મને આપ કોને આપવા ધારો છો? આ યજ્ઞના નિયમ પ્રમાણે તો આપે આપનું સર્વ કંઈ આપી દેવું જોઈશે ને?" આ પ્રશ્નથી તે ધનાઢ્ય બહુ ખીજાયો અને બોલ્યો કે "શું બકે છે તું મૂર્ખ છોકરા? એમ કરીએ તો તો પોતાના પુત્રને—તને પોતાને પણ આપી દેવો જોઈએ તે આપી દઉં? જા, જતો રહે. પુત્રને તે વળી કોઈ પિતા આપી દેતો હશે?" આમ છતાં નચિકેતાએ શાસ્ત્રના નિયમને આગળ કરી એનો એજ પ્રશ્ન બીજી ને ત્રીજી વાર પણ પૂછ્યો. એટલે તે ક્રોધાયમાન થયેલા પિતાએ ક્રોધમાં ને ક્રોધમાં કહ્યું કે "વારુ, ત્યારે જા હવે તને હું યમના હાથમાં સમર્પું છું." તે પછીનો કથાભાગ એવો છે કે, નચિકેતા પિતાના સંકલ્પ પ્રમાણે મૃત્યુના દેવ યમરાજાને ત્યાં જાય છે. આ યમ અત્યંત પવિત્ર અને ધર્મિષ્ઠ વ્યક્તિ હોય છે, અને તેના નામ પ્રમાણે તે અત્યંત ચારિત્ર્યશીલ તથા સંયમી હોઇ તેના સહવાસમાં પુણ્યાત્માઓ મરણ બાદ ચિરકાળ સુધી વસે છે. એવા પુણ્યાત્માઓ પિતૃદેવોને નામે અને એ સ્થાન યમલોક કે પિતૃલોકને નામે ઓળખાય છે. આ યમલોકમાં નચિકેતા ગયો. પરંતુ તે સમયે યમરાજા કંઇ કામસર બહાર ગયેલા હતા; તેથી નચિકેતાને ત્રણ દિવસસુધી યમરાજાની વાટ જોતા ઉભા રહેવું પડ્યું. ચોથે દિવસે યમરાજા ઘેર આવ્યા અને નચિકેતાને જોતાજ બોલી ઉઠ્યા.—

"અહો! મહાનુભાવ વિદ્વન્! તું પૂજવા લાયક અતિથિ હોવા છતાં તારે મારા દ્વારપર ત્રણ દિવસ ભૂખ્યા ને તરસ્યા ઉભા રહેવું પડ્યું તે માટે હું દિલગીર છું. તને મારા વારંવાર વંદન હો! તારા દર્શનથી મારું કલ્યાણ થાઓ! કાર્યવશાત્ મારે બહાર જવું થવાથી તારે થોભવું પડ્યું તે માટે મને બહુ લાગે છે; પણ ફિકર નહિ, તેનો બદલો હું વાળી આપીશ. પ્રત્યેક દિવસ દીઠ તું એકેક વરદાન મારી પાસેથી માગી લે; હું તને તે ખુશીથી આપીશ." તે ઉપરથી નચિકેતાએ માગ્યું કે "મહારાજ! પ્રથમ વરદાન મને એ આપો કે, મારા પિતાનો મારા પ્રત્યેનો ગુસ્સો શમી જાય, અને હું અહીંથી પાછો ફરું ત્યારે તે મને ઓળખે અને પ્રસન્નતાપૂર્વક અપનાવે" એ વરદાન યમરાજાએ માગ્યા પ્રમાણે આપ્યું. એટલે બીજા વરદાનતરીકે નચિકેતાએ સ્વર્ગની પ્રાપ્તિ કરાવનાર કોઇ યજ્ઞવિષે જાણવાની ઇચ્છા દર્શાવી. હવે, એ તો આપણે આગળ જોઇ ગયા છીએ કે, વેદના સંહિતાભાગમાં કેવળ સ્વર્ગનીજ કથા મળી આવે છે. આ સ્વર્ગમાં જીવાત્માઓ મૃત્યુ બાદ દિવ્ય શરીરને પ્રાપ્ત કરી

પિતૃઓ સાથે વસવાનું સુખ મેળવતા. તે પછી વળી ક્રમે ક્રમે બીજા ભાવો-બીજા ઉચ્ચતર આદર્શો આગળ આવ્યા; પણ તે કશાથી લોકોના મનનું સર્વાંશે સમાધાન થયું નહિ. આ વિવિધ દિવ્ય લોકની ભાવના કરતા વધારે ઉચ્ચ વસ્તુની અપેક્ષા હતી; કારણ કે દિવ્ય લોકનો વસવાટ કાંઈ સર્વોપરિ પરમધામ જેવો અને નિત્ય અને પરમાનંદમય હોતો નથી બહુ બહુ તો ત્યા જીવાત્માને તંદુરસ્ત અને પુષ્કળ સમૃદ્ધિવાળું જીવન પ્રાપ્ત થાય છે, ભોગવિલાસોની રેલ છેલ ત્યા ઉડતી હોય છે ને તે ભોગો સ્વચ્છદે ભોગવવા છતા દેહના આરોગ્યમા કે સુદૃઢપણામા કશી ઉણપ આવતી નથી અર્થાત્ કે સ્વર્ગલોકની ભાવના આ સ્થૂળજગત કરતા તો બહુ વધારે સુખદાયી છે, તથાપિ બીજી રીતે તો તે પણ સ્થૂળ જગતની પેઠે અસ્થાયી હોય પરમધામ (મોક્ષ)ની અપેક્ષાએ તો અણુમાત્ર જેટલી હોય છે અને એ તો આપણે અસાર અગાઉ જોઈ ગયા છીએ કે, સ્થૂળજગતની સ્થૂળદૃષ્ટિથી આ વિકટ સમસ્યાનો ઉકેલ થાય તેમ નથી નેથી સિદ્ધ થાય છે કે, સ્વર્ગવિષયક ગમે તેવી ભાવના પણ એ સમસ્યાનું સતોષકારક નિરાકરણ કરવાને અસમર્થ છે કેમકે સ્વર્ગલોક એ તો માત્ર આ સ્થૂળ જગતનુ સુધરેલુ સ્વરૂપ હોઇ જડ છે. સ્થૂળ અથવા જડજગત એ તો અપાર પ્રકૃતિના અનેકવિધ ચમત્કારોમાનો એક અલ્પ સ્વરૂપ અંશ છે, એ આપણે વિસરવુ ન જોઇએ. એ અદ્ભુત અને વિશાળ પ્રકૃતિના બીજા જે અસખ્ય ચમત્કારો આપણે જોઇએ છીએ તે વસ્તુત છેક ભૌતિક યાને જડ નથી

ઉદાહરણતરીકે, આપણા જીવનની પ્રત્યેક પળ તપાસીશુ, તો તેમા વાસ્તવિક બાહ્ય ઘટનાઓ કરતા માનસિક કિંવા આતરિક વ્યાપારોનું પ્રમાણ બહુ વધારે જણાયા સિવાય રહેતુ નથી. એ આતરિક જગતનો વિસ્તાર અહો! કેટલો મોટો છે અને તેની કાર્યક્ષમતા પણ કેવી ભારે છે! એની તુલનામા ઇંદ્રિયગમ્ય વ્યાપારો અતિ ક્ષુદ્ર લાગે છે. સ્વર્ગની કલ્પનાથી આ સમસ્યાનું નિરાકરણ કરવા જતા એક ભૂલ થાય છે, અને તે એ કે, તે સમગ્ર ભાવના, રૂપ રસ ગંધ સ્પર્શ અને શબ્દના વિષયોમાજ પરિસમાપ્ત થાય છે. પરિણામે આ સ્વર્ગલોકમા જ્યોતિર્મય દેહની પ્રાપ્તિ થાય છે, એ કલ્પના બધાના મનને સમાધાનકારક નહોતી, તેમ છતા નચિકેતા બીજા વરદાનતરીકે સ્વર્ગલોકની પ્રાપ્તિ કરાવનાર કોઇ યજ્ઞવિધિ જાણવાની માગણી કરે છે કારણકે વેદોના પ્રાચીન ભાગોમા એવું વિહિત થયેલુ છે કે, યજ્ઞોથી દેવતાઓ પ્રસન્ન થાય છે, ને મનુષ્યોને સ્વર્ગમા સ્થાન આપે છે

આ ઠેકાણે બીજી એક વાત યાદ રાખવાની છે તે એ કે, સર્વ ધર્મોનુ નિરીક્ષણ કરતા આપણને માલમ પડે છે કે, પૂર્વની જે જે

વાતો જૂના વખતની હોય છે ને તે સામાન્ય પ્રચારમાથી નીકળી ગઇ હોય છે, તે વાતો પવિત્ર મનાય છે દાખલાતરીકે, હિંદુસ્તાનમા અમારા પૂર્વજો અસલ ભોજપત્રોપર લખતા હતા, તે પછી તેમના વંશજોએ કાગળ બનાવવાની કળા હસ્તગત કરી કાગળપર લખવા માંડયુ, છતા અત્યારે પણ ભોજપત્રો હિંદુસ્તાનમા અતિ પવિત્ર વસ્તુ ગણાય છે એવીજ રીતે પ્રાચીનકાળમા જે વાસણોમા તેઓ રાધતા હતા તેમા સુધારા થતા પ્રાચીન વાસણો પવિત્ર વસ્તુતરીકે લેખાવા લાગ્યા આ જાતની ભાવના લગભગ બધેજ હોય છે, છતા હિંદુસ્તાન જેટલી પ્રબળ તે કોઇ ઠેકાણે જોવામા નથી આવતી બે લાકડીઓના ઘર્ષણથી અગ્નિ પેદા કરવા જેવી નવ કે દશ હજાર વર્ષ જેટલી જૂની રીતોનુ હજુ પણ પાલન થતુ દેખાય છે યજ્ઞ વખતે બીજી રીતે પ્રાપ્ત કરેલો અગ્નિ ચાલેજ નહિ, તેમા તો પવિત્ર મનાયલી અસલની ઢબેજ અગ્નિ ઉત્પન્ન કરાવો જોઇએ એકલા હિંદુસ્તાનના આર્યોવિષેજ આવો પ્રકાર છે એમ નથી; પરંતુ એશિયાવાસી આર્યોની બીજી એક શાખા વિષે પણ તેવુંજ છે તેમના અર્વાચીન વંશજો પોતાનો પવિત્ર અગ્નિ અત્યારે પણ વિદ્યુતદ્વારા પ્રાપ્ત કરી જગતને દર્શાવે છે કે, તેમના પૂર્વજો પ્રાચીનકાળમા એ રીતે અગ્નિ મેળવતા હતા અગ્નિ ઉત્પન્ન કરવાની બીજી સહેલી રીતો જાણ્યા પછી પણ જૂની રીત જારી રખાયાથી તે પવિત્ર બની હાલ પ્રજામા પણ એવો પ્રકાર નજરે પડે છે. અસલના વખતમા તેમના પૂર્વજો ચર્મપત્ર પર લખતા હતા. અત્યારે લખાણ માટે તેઓ જોકે કાગળ વાપરે છે, છતા પણ ચર્મપત્ર એ તેમને મન અતિ પવિત્ર વસ્તુ છે એવીજ રીતે બીજી બધી પ્રજાઓના સબધમા સમજી લેવાનુ છે મતલબ કે, અત્યારે જે જે વિધિઓ પવિત્ર મનાય છે તે અતિ પ્રાચીનકાળમા પ્રચલિત વિધિ જ સિવાય બીજુ કશુજ નથી હોતુ વેદવિહિત યજ્ઞો આવી જાતની પ્રાચીન પ્રથાએ જ હતી વખત જતા લોકોને જીંદગી ભોગવવાની નવી નવી ને સારી યુક્તિઓ જેમ જેમ જડતી ગઇ, તેમ તેમ તેમના વિચારો અને આદર્શોમા ઘણા ઘણા સુધારાવધારા થતા ગયા તથાપિ જૂના આચારો અને વિધિઓ છેક વિસારે પડયા નહિ, અવાર નવાર તેમના અનુષ્ઠાન થવા લાગ્યા અને પરિણામે તે પવિત્રતાની છાપથી અંકિત થયા

તે પછી આ યજ્ઞો કરાવનાર એક યાજ્ઞિક મડળ અસ્તિત્વમા આવ્યુ તેમનો મુખ્ય ધધો યજ્ઞો કરાવવાનોજ બન્યો અને યજ્ઞ તેમનુ સર્વસ્વ બનતા તેના વિષે વિવિધ કલ્પનાઓ તેમણે પ્રચારમા આણી દાખલાતરીકે, દેવતાઓ યજ્ઞમા અપાતી આહુતિઓની સુગધ લેવા આવે છે, યજ્ઞના બળથી આ દુનિયામા દરેકોઇ વાત

સિદ્ધ થઇ શકે છે અમુક અમુક આહુતિઓ આપવાથી અમુક અમુક મંત્રો ભણવાથી તથા અમુક અમુક પ્રકારના ક્રિયા તે વેદીઓ તૈયાર કરવાથી દેવતાઓ પ્રસન્ન થઇ હરકોઇ ઇચ્છિત વસ્તુ અર્પણ કરે છે આવી જાતની ભાવના તે કાળે પ્રચલિત હોવાથી નચિકેતા કયા પ્રકારના યજ્ઞથી મનુષ્યને સ્વર્ગની પ્રાપ્તિ થઇ શકે તે જાણવાની ઇચ્છા પ્રદર્શિત કરે છે એ બીજુ વરદાન પણ યમરાજા તેને તત્કાળ આપે છે અને વિશેષમા એમ પણ કહે છે કે, એ યજ્ઞ ભૂતળ પર નચિકેતાના નામથી ઓળખાશે

હવે, ત્રીજુ વરદાન માગવાની વારી આવે છે અને ત્યાથીજ આ ઉપનિષદની ખરી શરૂઆત થાય છે. નચિકેતાએ યમરાજા આગળ વિદિત કર્યું કે "મહારાજ! મારે એક પ્રશ્ન છે તે તે એ કે મનુષ્ય જ્યારે મરી ગયા પછીને માટે કેટલાક એમ કહે છે કે તે હજી છે અને કેટલાક એમ કહે છે કે હવે તે નથી. આપની પાસેથી આ વાતનુ ખરૂ રહસ્ય જાણવાની મારી ઇચ્છા છે" નચિકેતાની આ ત્રીજી માગણીથી યમરાજા ગભરાયા પહેલા બે વરદાનો તો તેમણે ખુશીથી તત્કાળ આપ્યા હતા, પણ આ વખતે તે કચવાયા અને બોલ્યા કે "જો ભાઈ! દેવતાઓ પણ આ વિષયમા પૂર્વે મુઝાયા હતા એ સૂક્ષ્મ કાયદો તાગથી સહેલથી સમજાય તેવો નથી માટે એ બાબતનો આગ્રહ છોડી, ઓ નચિકેતા! તુ બીજુ કઈ વરદાન પસંદ કર અને મારો પીછો છોડ"

પરંતુ નચિકેતા પોતાની માગણીમા દૃઢ રહ્યો ને બોલ્યો કે 'હે મહારાજ! આપે જે કહ્યુ કે દેવતાઓને પણ એ વિષય ગુચવણભર્યો ભાસ્યો હતો અને તે સહેલથી સમજાય તેવો નથી, એ વાત સાવ સાચી છે, પણ એ વિષય એટલો બધો કપરો છે તેથીજ હુ તે સમજવાની ઇચ્છા કરૂ છુ આપના જેવો સમજાવનાર મને બીજો કોણ મળનાર છે?"

તે ઉપર યમે કહ્યુ કે "હે નચિકેતા! શતાયુ પુત્ર-પૌત્રો માગ, અસંખ્ય ઢોરઢાકર ને હાથીઘોડા માગ, કિવા સુવર્ણના ઢગલે ઢગલા માગ, હુ તે બધુ તને આપીશ અગર મરજી હોય તો આ પૃથ્વીના સામ્રાજ્ય ઉપરાંત તારી ઇચ્છા હોય ત્યાલગી જીવવાનુ પણ માગ અથવા તો પુષ્કળ સમૃદ્ધિ અને દીર્ઘજીવનની બરોબરીનુ અન્ય કોઈ પણ વરદાન માગ હુ તારી એ પ્રકારની બધી કામનાઓ પૂર્ણ કરીશ આ દુનિયામા દુષ્પ્રાપ્ય એવી જે જે વસ્તુઓ [illegible] તે બધી હુ તને આપીશ જો મનુષ્યને અપ્રાપ્ય [illegible] વિમાનો, દિવ્ય વાદિત્રો ને આ અપ્સરાગણ [illegible] થઈ રહેશે આ સ્વર્ગની સુંદરીઓ તારી [illegible] રહી તને નિરંતર રીઝવશે માટે સુખેથી એ [illegible]

પછી શું થાય છે તે વિષે મને પૂછવાનું મૂકી દે."

યમના આ પ્રલોભનના જવાબમાં નચિકેતાએ કહ્યું—"મહારાજ! એ બધી વસ્તુઓ તો નાશવંત હોય ઇંદ્રિયોની શક્તિને હરનારી છે. દીર્ઘમાં દીર્ઘ જીવન પણ કાળની અનંતતાની સરખામણીમાં અત્યંત અલ્પ છે માટે આ ઘોડા ને હાથીઓ, આ રથ અને વિમાનો, આ દિવ્ય વારાંગનાઓ અને વાદિત્રો, એ બધું રહેવા દો. એવા વિકારી ને અનિત્ય પદાર્થોથી સદાની શાંતિ અને પરમ સુખ મળે નહિ એટલે એનાથી હું તૃપ્ત થાઉં તેવો નથી. તમે પણ જાણો છોજ કે, એ ઐશ્વર્ય અને એ ભોગસામગ્રી તો તમારાં દર્શન થતાંજ માણસને જ્યાંના ત્યાં છોડી દઈને જ્યાં પણ લઈ જાઓ ત્યાં જવું પડે છે. કારણ કે મનુષ્યની જીવનદોરી પણ તમારાજ હાથમાં છે, તો પછી એવી અનિત્ય વસ્તુઓ સ્વીકારીને હું કેમ સંતોષ પામું? માટે મારે તો મેં માગેલી વસ્તુજ ત્રીજા વરદાનમાં જોઈએ."

નચિકેતાના આ જવાબથી યમરાજા બહુ પ્રસન્ન થયા અને બોલ્યા કે "ધન્ય છે તને! તારા જેવો યાચક દુર્લભ છે. ત્યારે સાંભળ; શ્રેયસ એટલે કે પરમ કલ્યાણ અને પ્રેયસ એટલે કે સુખોપભોગ—એ બે ભિન્ન વસ્તુઓ છે. બન્નેના ઉદ્દેશ જૂદા જૂદા હોઇ મનુષ્યને તે બન્ને જૂદી જૂદી રીતે બાંધે છે. જે માણસ શ્રેયસને વરે છે, તેનું કલ્યાણ થાય છે, અને જે પ્રેયસને અનુસરે છે યાને સાંસારિક ભોગવિલાસમાં ડૂબે છે તે એ અનિત્ય અને માત્ર સુખાભાસ જેવા પદાર્થો મેળવવા અને ભોગવવા આડે પોતાના જીવનનું ખરું લક્ષ્ય જાણવાનું અને મેળવવાનું ચૂકે છે; પતાસા ને બદલે હીરો ગુમાવવા જેવું કરવા છતાં પોતાને બહુ ડાહ્યો અને કુશળ માની લે છે, પણ વાસ્તવમાં તો તે ભવસાગરમાંજ ભટકાતો ફરે છે. આ શ્રેયસ અને પ્રેયસ બંને મનુષ્યમાત્રની આગળ ઉપસ્થિત થાય છે. ડાહ્યો માણસ વિચારપૂર્વક એકબીજા વચ્ચેનો એ અતિ મહત્ત્વનો ફેરફાર પારખી કાઢે છે ને પ્રેયનો ત્યાગ કરી શ્રેયનેજ વરે છે; પરંતુ મૂઢ હોય છે તે તો શારીરિક સુખોપભોગ પૂરા પાડનાર પ્રેયસ માર્ગનેજ પસંદ કરી રાચે છે. માટે હે નચિકેતા! લૌકિક વસ્તુઓની નશ્વરતા પીછાનીને તે તેમનો અસ્વીકાર-ત્યાગ કર્યો છે તે બહુ ડહાપણનું કામ કર્યું છે." એટલું કહીને યમરાજાએ નચિકેતાને આગળ ઉપદેશ આપવા માંડ્યો.

આ ઠેકાણે આપણને વૈદિક વૈરાગ્ય અને નીતિમત્તાની અતિ ઉન્નત ભાવનાનું દર્શન થાય છે. તે ભાવના એવી છે કે, મનુષ્યની ભોગવાસના જ્યાંલગી છૂટતી નથી ત્યાંલગી તેના હૃદયમાં સત્ય જ્યોતિ પ્રગટતી નથી, અને એ વાત સાચી પણ છે. જ્યાંલગી આ મિથ્યા વાસનાઓ આપણી આગળ કોલાહલ મચાવી આપણને

બાહ્યજગતમા ખેચી જઈ આંતરિક પરમપદથી વિમુખ કરતી હોય; અને જ્ઞાનનો ગમે તેટલો ફાંકો રાખવા છતા જ્યા સુધી એ મિત્ર જેવી દેખાવા છતા મોહપાશમા બાંધવાનું દુષ્ટ શત્રુનું કામ બજાવનારી એ તૃષ્ણાઓ આપણને રૂપ, રસ, ગંધ ઇત્યાદિ લૌકિક વિષયોના લેશમાત્ર જેટલા પણ દાસ બનાવતી હોય; ત્યાલગી પરમ સત્યની પુનિત જ્યોતિ હૃદયમા પ્રગટે પણ ક્યાથી? અર્થાત્ હૃદયમા પરમપદદાયક સર્વોપરિ સત્યની જ્યોતિ પ્રગટવા માટે ભોગવાસનાઓ બધી છૂટી જવી જોઈએ

આગળ ચાલતા યમ સમજાવે છે કે "જે આત્માના વિષે, જે પરલોક તત્ત્વના સંબંધમા તે પ્રશ્ન પૂછયો છે તેનો તો વિચાર સરખો એ ધનાદિકની લાલસામાં મસ્ત થયેલા મૂર્ખ બાળ જીવોના મનમા આવતો નથી આ લોકનુ જ અસ્તિત્વ છે, પરલોક જેવુ કે પરલોક-જીવન જેવુ કંઈ નથી એમજ ધારીને એવા મનુષ્યો પોતાનુ નાવ હાકયે જાય છે, અને પુનઃ પુનઃ તેઓ મારા—યમરાજના જન્મમરણના પંઝામા સપડાય છે "

આ સત્ય સમજાવુ બહુ કપરૂ છે ઘણા જણ કહ્યા છતા અને શ્રવણ કર્યાં છતા પણ એ વાત સમજી શકતા નથી એ સત્યના વક્તા તેમજ શ્રોતા બન્ને અલૌકિક હોવા જોઈએ* સમજાવનાર તેમજ સમજનાર બન્ને પૂરી યોગ્યતાવાળા હોય, તોજ એ

* કારણુ કે એવા ઘણાખરાઓનુ કથવુ અને સાભળવુ, એ બાહ્ય ડોળ માટે—પંડિતમા કે સજ્જનમા ખપી ધનમાનાદિક મેળવવા માટે હોય છે વેદાતના પ્રત્યેક મુખ્ય ગ્રંથમા આવા શ્રવણ અને કથનના અધિકારી કોણ તે સ્પષ્ટ રીતે કહ્યુ છે અને અનધિકારી તો એને સીધે વધુ અવળે રસ્તે ચઢી બ્રહ્મવિદ્યાને હલકી પાડે છે એ વાત પણ કહી છે, પણ તે તરફ ધ્યાનજ કોણ આપે છે? નચિકેતાએ વેદાતનો વિષય પૂછવા છતા તેનો અધિકાર સમજવા માટે યમરાજ તેને લૌકિક સુખવૈભવ માટે કેટલો બધો લલચાવે છે ! છતા ન લલચાયો ત્યારેજ તેને અધિકારી સમજીને એ વાત સમજાવે છે. વિદેહમુક્ત પૂજ્ય જનકીદાસજીએ એક ગામમા કેટલાકોને વેદાત ભણાવેલુ, તેઓ મિથ્યાભિમાની થઈ એક સુશીલ ભેખધારીને પ્રશ્નાદિક કરીને નાલાયક ઠરાવવા મથ્યા ભેખધારી ત્યાથી બીજે ચાલ્યો ગયો હકીકત જાણતા શ્રી જનકીદાસજી મહારાજને એમજ લાગ્યુ કે, ચરોતરના એ. .ગામમા તો મે કાદાજ સિચીને ઉછેર્યા પછી તેઓશ્રીએ વેદાતના કથનાદિકની વાતજ લગભગ મૂકી દીધી હતી, અને તદ્દન સામાન્ય સદાચાર પણ જનસમૂહ જાણે કે પાળે નહિ, તે વિષેજ મુખ્યત્વે જ્યા જાય ત્યા ઉપદેશ કરતા.

લિ. ભિક્ષુ—અખંડાનંદ

સત્ય યથાર્થ સમજાય નહી તથા વાદવિવાદથી મનને ચંચળ બનાવવું, એમાં સાર નથી કેમકે એ પરમાર્થતત્ત્વ તર્ક યા દલીલનો વિષય નથી, પણ પ્રત્યક્ષ અનુભવ કે સાક્ષાત્કારનો વિષય છે આપણે બરાબર સાંભળતા આવ્યા છીએ કે, પ્રત્યેક ધર્મમાં વિશ્વાસ અથવા શ્રદ્ધાપર ખાસ ભાર મૂકવામાં આવે છે-કહો કે, ધર્મ આપણને શ્રદ્ધાનુંજ શિક્ષણ આપે છે અંધશ્રદ્ધા એ બેશક વાંધાભરી વસ્તુ છે, તથાપિ સ્થિરચિત્તે તેનું પૃથક્કરણ કરી જોતાં તેની પાછળ પણ આપણને એક અતિ મહાન સત્ય હેતુ મળી આવે છે જેઓ આ અંધશ્રદ્ધા રાખવાનુ યાને તર્કકુતર્ક કર્યા વગર વિશ્વાસ મૂકવાનુ કહેતા હોય છે, તેમનો વાસ્તવિક ઉદ્દેશ તો અત્યારે આપણે જેની આલોચના કરીએ છીએ તે અપરોક્ષાનુભૂતિ અથવા સાક્ષાત્કારનોજ હોય છે સાક્ષાત્કાર કિંવા સ્વાનુભવ વગર એ પરમ સત્યની કદાપિ પ્રતીતિ થતી નથી, તેથી તેની પ્રતીતિ થતા લગી તેમાં વિશ્વાસ રાખ્યેજ છૂટકો એ પરમ તત્ત્વની બાબતમાં મનને ખાલી વાદવિવાદથી અસ્વસ્થ બનાવવામાં માલ નથી કારણ કે ઈશ્વરને એળખાવવામાં તર્ક જરાયે સહાયભૂત થાય તેમ નથી ઈશ્વર એ સાક્ષાત્કારનો વિષય છે અને નહિ કે દલીલ કે તર્કનો તર્ક માત્ર કેટલાક સિદ્ધાંતો અને અવલોકનો ઉપર સ્થાપિત થયેલા હોય છે. એવો સિદ્ધાંત છે કે, અવલોકનના પાયા વગર તર્કની સંભાવનાજ ન હોય ટુંકમાં કહીએ તો તર્ક એટલે આપણે અવલોકન કરેલી અમુક અમુક વસ્તુઓ વચ્ચેની તુલનાની રીત એ અવલોકન કરેલી વસ્તુઓજ મૂળે ન હોય તો પછી તર્ક પણ ચાલી શકતો નથી મૂળ વગર શાખાની સંભાવના જેટલી હાસ્યાસ્પદ છે, તેટલીજ હાસ્યાસ્પદ અગાઉ અવલોકન કરેલી વસ્તુવિના તર્કની સંભાવના છે આ વાત બાહ્યજગતના સંબંધમાં જો સાચી હોય તો આંતરજગતમાં પણ તેટલીજ સાચી કેમ ન હોય ?

રસાયણશાસ્ત્રી અમુક અમુક રાસાયણિક પદાર્થો લઈને અમુક પરિણામો નીપજાવે છે તે એક સત્ય ઘટના હોય તેને નજરે જોઈ તથા અનુભવીને તેના આધારપર આપણી રાસાયણિક દલીલો આપણે રચીએ છીએ પદાર્થવિજ્ઞાન તેમજ બીજી વિદ્યાઓના સંબંધમાં પણ તેવોજ પ્રકાર સમજવાનો છે. જ્ઞાન માત્ર કોઈ ને કોઈ સિદ્ધાંત યાને પ્રત્યક્ષ અનુભવાયલી વસ્તુના પાયા ઉપર સ્થાપિત થયેલું હોય છે, અને તેના આધારેજ આપણી બધી દલીલો અને તર્કપરંપરાઓ રચાય છે આમ છતાં આશ્ચર્યની વાત એ છે કે, લોકોનો ઘણો મોટો ભાગ, ખાસ કરી ચાલુ જમાનામાં, એવુંજ માનતો જણાય છે કે આવી જાતના સિદ્ધાંત યાને આવી જાતનું પૂર્વ અવલોકન અથવા પ્રત્યક્ષાનુભવ ધર્મની બાબતમાં શક્ય નથી, ધર્મનાં તત્ત્વ તો

કેવળ વાદવિવાદથીજ સમજી શકાય એટલા માટેજ આપણને કહેવામાં આવ્યુ છે કે, મનને વૃથા વાદવિવાદથીજ ક્ષુબ્ધ થવા દેશો નહિ ધર્મ એ પ્રત્યક્ષાનુભવનો વિષય છે, અને નહિ કે વાતોનો આપણા આત્માનુ પૃથક્કરણ કરી તેની અંદર શુ તત્ત્વ રહ્યુ છે તે ખોળી કાઢવાનુ છે એ તત્ત્વને યથાર્થ સમજી તેનો સાક્ષાત્કાર કરવો તેનુજ નામ ધર્મ છે બાકી વાતોના ગાડે ગાડાથી ધર્મની સિદ્ધિ થતી નથી માટે ઈશ્વર જેવી કોઇ સત્તા છે કે નહિ એ સવાલનુ નિરાકરણ દલીલ અને તર્કથી કદી થવાનુ નથી કેમકે અનુકૂળ દલીલોની સંખ્યા બન્ને પક્ષમા જોઇએ તેટલી છે, કિંતુ ઈશ્વર જેવી કોઈ પરમાર્થ સત્તા હોય તો તે આપણા પોતાના હૃદયમા છે તેનો પ્રત્યક્ષાનુભવ લેવાનો પ્રયત્ન તમે કદી કર્યો છે? એજ ખરો પ્રશ્ન છે જગત સત્ છે કે અસત્—એ પ્રશ્નનુ નિરાકરણ હજી થયુ નથી, કારણ કે એ વિષયમા પ્રત્યક્ષવાદીઓ અને વિજ્ઞાનવાદીઓ વચ્ચેનો વાદ હજી મટયો નથી તેમ છતા પણ આપણે જાણીએ છીએ કિંબહુના અનુભવીએ છીએ કે, જગત છે અને તેનો વ્યવહાર ચાલી રહ્યો છે દલીલોમા શબ્દોના અર્થોને આપણે મારી મચોડીએ છીએ એટલુજ જીવનના પ્રત્યેક પ્રશ્નમા એવુજ થાય છે માટે આપણે દલીલો અને તર્કો મૂકી દઈ સત્ય વસ્તુનો સાક્ષાત્કાર કરવા મથવુ જોઇએ ભૌતિક વિજ્ઞાનોની માફક અધ્યાત્મવિજ્ઞાનની અંદર અમુક તત્ત્વોનુ પ્રત્યક્ષ અવલોકન થવુ જોઇએ એ પ્રત્યક્ષાવલોકન ઉપરજ ધર્મની આખી ઇમારત ચણાય છે—અર્થાત્ કે પ્રત્યક્ષાનુભવનો પ્રયત્ન કર્યા વિનાજ અમુક ધાર્મિક માન્યતાઓને ખોટી કહેવી એ ભૂલભરેલુ છે, તથાપિ અમુક ધર્મનો પ્રત્યેક સિદ્ધાંત, તમને સાક્ષાત્કાર થયો નથી માટેજ તમારે માનવો જોઇએ એવો કોઇ દાવો કરે તો તે પણ બેહૂદો હોઇ મનુષ્યની અવનતિ કરનારો છે બુદ્ધિને કોરાણે મૂકી બધીજ વાતો અંધવિશ્વાસપૂર્વક માનવાનુ કોઈ માણસ કહેતો હોય તો તે પણ પોતાની અવનતિ કરે છે, એટલુજ નહિ પણ તમે પણ જો તે વાત તમારી બુદ્ધિમા ન ઉતરતી હોય તો પણ માની લ્યો, તો તમારૂ જીવન પણ અવનત બને છે તેટલા માટે દુનિયાના ઋષિમુનિઓ અને ચિંતકો તથા શોધકો આપણને એટલુજ કહેવાનો અધિકાર ધરાવે છે કે " અમારા મનનુ પૃથક્કરણ કરી જોતા અમને અમુક અમુક સત્યો લાધ્યા છે, અને તમે જો તેમ કરશો તો તમો પણ તે સત્યો માનશો, અન્યથા નહિ " ધર્મનો ખરો મર્મ આજ છે, તથાપિ સામાન્યત એવુ બને છે કે ધર્મની સામે તર્કદ્વારા જે ઝુંબેશ ચલાવનાર હોય છે, તેમાના સેંકડે નવ્વાણુ જણે પોતાના મનનુ પૃથક્કરણ કરીને પ્રતિપાદિત તત્ત્વોનો પ્રત્યક્ષ

અનુભવ લેવાનો પ્રયત્નજ મુદ્દલ કર્યો હોતો નથી તેથી ધર્મવિરુદ્ધની તેમની દલીલોનું પણ વજન પડતું નથી "સૂર્ય જેવી વસ્તુને માનનારા લોકો મૂર્ખા છે" એવી એક આંધળા મનુષ્યની ઘોષણા જેટલી નિરર્થક અને હાસ્યાસ્પદ છે, તેટલીજ નિરર્થક અને હાસ્યાસ્પદ ધર્મના તત્ત્વોને પ્રત્યક્ષાનુભવથી પીછાનવાનો પ્રયત્ન કર્યા વિના ધર્મની સામે ચળવળ ચલાવનારની દલીલો હોય છે માટે એવી દલીલોમાં આસ્થા રાખવાની આવશ્યકતા નથી

અપરોક્ષાનુભૂતિ અથવા સાક્ષાત્કારનો મુદ્દો ખાસ સમજવા જેવો છે, અને સમજીને સદોદિત જાગ્રત રાખવાનો છે. એમ થશે ત્યારેજ ધર્મના વિષયમાં ચાલતી મારામારી, ટટાબાજી અને બીજા વિતંડાવાદ શમશે, અન્યથા નહિ. આપણે સાફ સાફ સમજી લેવું જોઇએ કે ધર્મ કાંઈ પુસ્તકોમાં કે દેવળોમાં સમાયેલો નથી, પણ વાસ્તવિક ધર્મ તો પ્રત્યક્ષાનુભૂતિમાં એટલે કે સ્વાનુભવમાં સમાયો છે. ધર્મ એ ઇંદ્રિયગમ્ય વિષય નથી, પણ અનીંદ્રિય વિષય હોઇ તેમાં પ્રતિપાદિત તત્ત્વો સ્વાનુભવથી સમજવાના છે. ઇશ્વર અને આત્માને સ્વાનુભવથી પ્રત્યક્ષ કરનારનેજ ખરો ધાર્મિક સમજવો જોઇએ બાકી ધર્મની મોટી મોટી ડિંગો હાંકનારા છતાં પ્રત્યક્ષાનુભૂતિ વગરના મહાન પંડિતમાં અને એક સાધારણમાં સાધારણ અજ્ઞાન જડવાદીમાં જરાયે ફેરનથી ઉભય સમાન કોટિના છે. ખરું જોતાં આપણે બધાજ નાસ્તિકો યાને અનીશ્વરવાદી છીએ, એ વાત આપણે સ્વમુખે કબૂલવી જોઇએ. માત્ર ધાર્મિક મુદ્દાઓને સંમતિ આપ્યાથી અથવા ગોખીને બોલી બતાવવાથી ધાર્મિક બનાતું નથી. ઉદાહરણતરીકે ખ્રિસ્તી, મુસલમાન કે ફાવે તે ધર્માવલંબીને લ્યો અને સાક્ષાત્કાર પામેલા કેટલા જણ મળી આવે છે તે તપાસો. ભગવાન ઇસા મસીહે પર્વતપર આપેલા ધર્મોપદેશનો જેણે સ્વાનુભવ કર્યો હોય, અને તે ઉપદેશ પ્રમાણે જીવન જીવ્યો હોય તેવો માણસ સિદ્ધ પુરુષ બની તત્કાળ દેવપદને પ્રાપ્ત થાય, એમાં શક નથી; પણ જો એમ કહેવામાં આવે છે કે, પૃથ્વીપર આટલા કરોડ ખ્રિસ્તીઓ છે. એનો અર્થ શું એવો થાય ખરો કે, એ બધાજ સાચા ખ્રિસ્તીઓ છે ? એમણે બધાયે ભગવાન ઇસુ ખ્રિસ્તના ઉપદેશને આચરણમાં મૂક્યો છે ? એનો ખરો અર્થ બહુ તો એટલોજ સમજવાનો છે કે, એ ઉપદેશને માનનારા લોકોમાંના જે જે મનુષ્યો કાંઈ પણ સાચી ઉન્નતિના હેતુથી માનતા હશે તેઓ તો અવશ્ય કોઇ ને કોઈ કાળે તેને જીવનમાં ઉતારવા યાને તેનો સાક્ષાત્કાર કરવા કોશીશ કરશે બાકી એ સિવાયના કરોડો ખ્રિસ્તીઓમાં કે બીજાઓમાં એકાદ પણ સાચો ધાર્મિક એક હશે કે કેમ તેનો મને શક છે.

હિંદુસ્થાનમાં કરોડો વેદાંતી હિંદુઓ છે એમ કહેવાય છે

પરંતુ એટલી મોટી સંખ્યામા હજારે એકાદ પણ ધર્મને સ્વાનુભવનો વિષય બનાવનાર વેદાંતી હોત, તો આ દુનિયાનો રંગ ક્યારનોયે પલટાઇ ગયો હોત મતલબ કે, આપણે બધાજ વસ્તુત અધાર્મિક યાને અનીશ્વરવાદી છીએ પણ તે સ્વમુખે સ્વીકારતા નથી, અને જે કોઇ તે સાચી વાત સ્પષ્ટ શબ્દોમા જણાવે છે તેનો બધા સામટો વિરોધ કરીએ છીએ ખરું જોતા આપણે બધાજ અંધકારમા અટવાઇએ છીએ આપણે મન તો ધર્મને–એટલે અમુક આધ્યાત્મિક માન્યતાને સમતિ આપવા સિવાય અને માન્યતાઓ વિષે મોઢાની વાતો કરવા સિવાય બીજુ કઇજ નથી હોતુ. આત્મા અને ઇશ્વરને લગતા વિષયોપર છૂટથી ઉહાપોહ કરનાર મનુષ્યને ધાર્મિક સમજી લેવાની ઘણી વાર ભૂલ કરીએ છીએ; પણ એવા મોટી મોટી મોઢાની વાતો એ કાઇ ખરો ધર્મ નથી એક ઠેકાણે ખરુજ કહ્યુ છે કે "અદ્ભુત શબ્દયોજના કરવી, અલંકારિક ભાષાપ્રયોગ આવડવા અને વિવિધ રીતિઓએ શાસ્ત્રોના અર્થ ઘટાવવાની કુશળતા મેળવવી એ તો પંડિતોના મનોરંજન માટે અથવા તો લૌકિક સ્વાર્થ માટે હોય છે. નહિ કે ધર્મને માટે." ધર્મ તો આત્માનો પરોક્ષ સાક્ષાત્કાર થયા પછીજ (પરમાત્મા અને સર્વ જીવાત્માઓ વાસ્તવમા એકજ છે, એવી પાકી માન્યતા થયા પછીજ) શરૂ થાય છે અર્થાત્ એવો સાક્ષાત્કાર થવો એ તો હજી ધર્મનો ઉપઃકાળ છે, અને એ ઉપઃકાળના ઉદય પછીજ આપણે ખરા નૈતિક યાને ખરા સદાચારી બની શકીશુ બાકી અત્યારે તો આપણે પશુ કરતા વધારે નૈતિક નજ કહેવાઇએ. અત્યારે આપણે થોડા ઘણા પણ અંકુશમા રહેવા જણાઇએ છીએ તે સમાજના આંખના ડરથી છીએ; અને નહિ કે નૈતિક સમજણથી. સમાજ જો આજે જાહેર કરી દે કે " ચોરી કરનારને સજા નહિ થાય"–તો આજે ને આજેજ આપણે એકબીજાની મિલ્કત પચાવી પાડવા માટે પડાપડી કરી મૂકીએ, એવી આપણી અવદશા છે. પોલીસ અને તેની સજાનો ભયજ આપણને ચોરીથી વિમુખ રાખે છે, અને આપણે નીતિપરાયણ રહીએ છીએ બીજા શબ્દોમા કહીએ તો અમુક કામ કર્યાથી સમાજમા ખોટુ દેખાશે, સમાજ શુ કહેશે—એ ભયથીજ આપણા જીવન બહારથી નીતિપરાયણ રહ્યા છે, બાકી બીજી રીતે આપણા જીવન પશુઓના જીવન કરતા જરા તરાજ સારા હશે. આ વાત કેટલી સાચી છે તે પોતપોતાના અંતરમા સૌ કોઇ સમજે છે. માટે આવો, આપણે દંભનો ડગલો ઉતારી નાખી નિખાલસ દિલે કબૂલ કરીએ કે, અમે ધાર્મિક નથી અને તેથી એકબીજાની ઘૃણા કરવાનો અમને લેશપણ અધિકાર નથી. આપણ બધા વચ્ચે ભ્રાતૃભાવનો સબંધ છે, અને ખરા ધર્મનો યાને અભેદ ભાવનો સાક્ષાત્કાર કર્યો પછીજ આપણે વાસ્તવિક નીતિપરાયણ બનીશું એ વાત કદી ન ભૂલો.

સુખદુઃખ, ધનાઢ્યતા ને દરિદ્રતા—એ મનના કારણ છે. હર્ષ અને શોક એ શી વસ્તુ છે ? આજે જે વાતથી હર્ષ થાય છે તેજ વાતથી કાલે શોક થતો જોવામાં આવે છે; જે વસ્તુ એકને મન અતિ સુખદાયી હોય છે, તેજ બીજાને મન અતિ દુઃખદાયી હોય છે. મતલબ કે, સુખ-દુઃખ, હર્ષ-શોક ઇત્યાદિ પરિવર્તનશીલ ચીજો છે. હું જ્યારે નાનો છોકરો હતો, ત્યારે મારા મનમાં એમ થતું કે મોટો થતાં હું કોચમેન યાને ગાડી હાંકનારો બનીશ; કારણ કે એ ધંધાથી મને આખો દહાડો ગાડીમા સહેલ કરવાની મનગમતી મોજ મળ્યા કરશે પણ અત્યારે મારા વિચાર તેવા નથી. અત્યારે તમે કયા સુખને વળગવાનું પસંદ કરો છો ? એ પ્રશ્ન આપણે દરેક જણે ખાસ સમજવાનો પ્રયત્ન કરવો જોઇએ. આપણા બીજા બધા કુસંસ્કારો—બીજા બધા ભ્રમો આપણને છોડી જશે, પણ આ સુખલાલસાનો ભ્રમ આપણો કેડો સહેજે મૂકે તેમ નથી. એ ભ્રમ જશે તોયે મહાપ્રયાસને અંતે સૌથી છેલ્લો જશે. વળી સુખવિષયક દરેક જણની માન્યતા ભિન્ન ભિન્ન હોય છે. એવાં અનેક જણ મારા જોવામાં આવ્યા છે કે જેમને અફીણનો મોટો ગાગડો ગળ્યા વગર ચેન પડતું નથી. તે સ્વર્ગના સ્વપ્ના જોતા હશે, તો તેમા સ્વર્ગની તમામ ભૂમિ એમને અફીણમય દેખાતી હશે એમને મન અફીણની લહેજત એ સુખની પરાકાષ્ઠા છે, પણ તમારે કે મારે મન એવી જાતનું સુખ એ દુઃખની પરમાવધિ છે, યાને એવી જાતનું સ્વર્ગ તે નરક છે. અરબી ભાષાના કાવ્યોમા, ખળખળ વહેતી નદીઓવાળા મનોહર ઉદ્યાનો જેમા આવેલા છે તેવા સ્વર્ગના ઉલ્લેખ ઠેકઠેકાણે મળી આવે છે— અર્થાત્ કે જળની વિપુલતાવાળા બાગબગીચા ધરાવવા એ આરબો- ને મન અત્યંત સુખનો વિષય છે. પરંતુ મારા જેવો આદમી કે જે પારાવાર જળવાળા પ્રદેશમા જન્મ્યો છે ને જીંદગીનો મોટો ભાગ રહ્યો છે; તથા જ્યાં આગળ અનેક રમ્ય ગામડાઓ પ્રતિ- વર્ષે રેલમા તાગજ થઇ જઇ અનેક અમૂલ્ય જાનોની ખુવારી થાય છે, તેને મન ખળખળ વહેતી નદીઓવાળા બગીચાવાળું સ્વર્ગ કદાપિ નહિ ગોઠે. મને તો એવી ભૂમિ રૂચે કે જ્યાં અતિ અલ્પ વરસાદ વરસતો હોય સુખવિષયક મનુષ્યના ખ્યાલો નિરંતર બદલાતા રહે છે. સ્વપ્નાવસ્થામા પડેલા એક તરુણની સ્વર્ગ સબંધી કલ્પનામા લાવણ્યવતી લલનાઓ અતિ અગત્યનો ભાગ ભજવે છે. સુંદર સ્ત્રી પડખામા ધરાવવાનું સુખ જ્યાં આગળ ન મળતુ હોય તેવું સ્વર્ગ એને મુદ્દલે નહિ રૂચે; પણ એનો એજ આદમી જ્યારે વૃદ્ધાવસ્થાએ પહોચે છે, ત્યારે સુંદરી- ઓના સમૂહવાળું સ્વર્ગ તેને અકારૂ લાગે છે. તાત્પર્ય કે, સ્વર્ગ-

આનંદનું અસ્તિત્વ છે. એ આનંદ, આપણે ઐહિક સુખોપભોગનો જે આનંદ અનુભવીએ છીએ તેનાથી સાવ નિરાળો છે. એની મઝા કંઇ ઓરજ છે. ઉલટપક્ષે વેદાંત કહે છે તેમ આ જગતમાં જે જે કંઇ આનંદપ્રદ છે, તે પ્રત્યેક વસ્તુ આ બ્રહ્માનંદની કણિકામાત્ર છે; કારણ કે વાસ્તવિક જોતાં બ્રહ્માનંદ સિવાય બીજા આનંદનું અસ્તિત્વજ નથી. તેથી પ્રત્યેક પળે આપણે એ બ્રહ્માનંદનોજ અનુભવ કરીએ છીએ; પણ તે બ્રહ્માનંદ છે એમ જાણતા નથી. જ્યાં જ્યાં સુખ કે આનંદ જેવું કંઇ જણાય છે, ત્યાં બધે બ્રહ્માનંદનોજ અંશ છે. ચોરી કરવામાં ચોરને કે દારૂ પીવામાં દારૂડીઆને જે આનંદ થાય છે, તે પણ વસ્તુત તો બ્રહ્માનંદનોજ અંશ છે. ફેર માત્ર એટલોજ કે, કેટલીક બાહ્ય ઉપાધિઓના સંસર્ગથી તે શુદ્ધ આનંદ મલિન થયેલો હોવાથી આપણને યથાર્થ સમજાતો નથી. એને જો યથાર્થ સમજવો હોય, તો પ્રથમ તો આપણે ઐહિક સુખોપભોગ માત્રનો પરિત્યાગ કરવો જોઇએ એવો નિખાલસ પરિત્યાગ થતાંજ પ્રકૃત આનંદની લ્હેજત પ્રાપ્ત થવાની. પહેલાં અજ્ઞાન અને મિથ્યા ભાવવાળી વસ્તુઓનો ત્યાગ કરી દઈશું એટલે સત્યની નિર્મળ જ્યોતિ આપો-આપ હૃદયમાં પ્રકાશવા માંડશે એ સત્યની જ્યોતિને આપણે દૃઢપણે અપનાવીશુ, એટલે પછી આપણે પ્રથમ ત્યાગી દીધેલી એકે એક ચીજ નવીન આકારમાં આપણી આગળ આવશે, અને તે પ્રત્યેકમાં આપણને દિવ્ય પ્રતિભા અને દિવ્ય ઓજસનુ ભાન થશે. તે વખતે બધુ જ—બધુ બ્રહ્માંડ—આપણને બ્રહ્માનંદમય ભાસશે. પરંતુ વસ્તુમાત્રને એ સ્વરૂપમાં સમજવા કાજે સત્યની ઝાંખી આપણને પ્રથમ થયેલી હોવી જોઇએ, અને એ ઝાંખી માટે પ્રથમ તમામ વસ્તુઓનો આપણે ત્યાગ કરી દેવો જોઇએ. સત્યની ઝાંખી થયા બાદ એની એજ વસ્તુઓ આપણને પુન. આવી મળે છે, પણ તે તેમના દિવ્ય સ્વરૂપમાં. તાત્પર્ય કે, સત્યની ઝાંખીમાટે, ખરા આનંદના અનુભવમાટે, ઐહિક સુખદુ.ખ, હર્ષ—શોક ઈ૰ સર્વને આપણે તિલાંજલિ આપવી જોઇએ.

"જેના વિષે વેદચતુષ્ટય પોકારી પોકારીને કહે છે, જેની પ્રાપ્તિ માટે સઘળા પ્રકારની તપસ્યાઓ નિર્માણ થઇ છે અને જેને મેળવવા લોકો બ્રહ્મચર્ય વ્રત યાને ઇંદ્રિયનિગ્રહનુ પાલન કરે છે, તેના વિષે સંક્ષેપમાં કહેતાં હું તમને કહીશ કે, તે ૐ (એટલે કે પરબ્રહ્મ પરમાત્મા) છે." વેદોની અંદર આ ૐ કારનો અતિશય મહિમા ગવાયો છે, ને એ ૐ શબ્દ અત્યંત પવિત્ર મનાયો છે.

આટલી પ્રસ્તાવના બાદ નચિકેતાએ પૂછેલા પ્રશ્નનો યમરાજા જવાબ આપે છે. દેહ છૂટયા પછી માણસનું શું થાય છે ?—એના ખુલાસામાં કહે છે કે, તે સચ્ચિદાનંદમય પરમાત્મા કદાપિ મરતો નથી, કદાપિ જન્મતો નથી, તે કશામાથી ઉત્પન્ન થયો નથી કે તેમાથી

કદી ઉત્પન્ન થતું નથી એ અજ છે, અમર છે, અનાદિ છે, શાશ્વત છે, પવિત્ર પુરાણપુરુષ છે દેહધારીઓના દેહ નાશ પામતા પણ એ નાશ પામતો નથી હણનારો માને કે હું અમુકને હણું છું, અને હણાનારો માને કે હું અમુકને હાથે હણાઉં છું, પણ તે ઉભય જણ સત્યથી અજાણ છે કારણ કે એ આત્મા કોઈને હણતો નથી કે કોઈથી હણાતો નથી કોઈનો ઘાતક નથી કે કોઈથી થવાનો નથી " આ અસંત અટપટી વાત છે પ્રથમના ઉપરના જવાબની પહેલી લીટીમાં 'સત્ ચિત્' કિંવા જ્ઞાનમય શબ્દનો પ્રયોગ થયેલો છે, તેના પર ખાસ લક્ષ આપો વેદાંતના અભ્યાસમાં જેમ જેમ આપણે આગળ વધીએ છીએ, તેમ તેમ વેદાંતનો ખાસ આદર્શ આપણને માલૂમ પડી આવે છે કે 'સકળ જ્ઞાન, સકળ વિશુદ્ધિ મૂળબીજ આત્માની અંદર રહેલાં છે એ જ્ઞાન, એ વિશુદ્ધિ કોઈ ઠેકાણે કમ પ્રમાણમાં વ્યક્ત થયેલાં હોય છે, તો કોઈ ઠેકાણે સારા પ્રમાણમાં વ્યક્ત થયેલાં હોય છે એટલોજ માત્ર તફાવત હોય છે—અર્થાત્ માણસ માણસ વચ્ચે કિંવા બ્રહ્માંડની અન્ય કોઈ વસ્તુ વચ્ચે જે ભેદ જોવામાં આવે છે, તે ભેદ પ્રકારગત નથી પણ પ્રમાણગત છે પદાર્થમાત્રના આંતર ભાગમાં તો તેજ એક અનંત આનંદમય પરબ્રહ્મ પૂર્ણ પુરુષોત્તમ રહેલો છે સજ્જનમાં ને દુર્જનમાં, પુણ્યશાળીમાં ને પાપીમાં સુખીમાં ને દુઃખીમાં, સ્વરૂપવાનમાં ને કદરૂપામાં, શું માનવીમાં કે શું પશુમાં એજ જ્યોતિર્મય તત્ત્વ વિલસી રહ્યું છે એ જ્યોતિર્મય તત્ત્વ તે સર્વ કોઈનો આત્મા છે પરસ્પરમાં દેખાતો ભેદ જે જણાય છે તે એના આવિર્ભાવ કિંવા પ્રકાશના પ્રમાણને લીધે છે કોઈમાં તે વધારે પ્રમાણમાં આવિર્ભૂત થયો હોય છે, તો કોઈમાં ઓછા પ્રમાણમાં આવિર્ભાવના આ ઓછાવત્તા પ્રમાણથી આત્મતત્ત્વ ઉપર કોઈ જાતની અસર પહોંચતી નથી. એ તત્ત્વ તો સર્વત્ર એકજ છે દાખલા તરીકે આપણે બધાએ જૂદા જૂદા પોષાક પહેર્યો છે તેમાં કોઈનો પોષાક એવો છે કે જેમાંથી શરીરનો ઘણો ભાગ દેખાઈ આવે છે, જ્યારે કોઈનો એવો છે કે જે શરીરનો અલ્પ ભાગજ ખુલ્લો રહેવા દે છે, પણ તેથી શું જૂદા જૂદા પોષાક પહેરનારના શરીરમાં કંઈ તફાવત સમજવાનો છે? જરાયે નહિ તફાવત છે તે શરીરના અંગોમાં નથી, પણ શરીરપર ધારણ કરેલા પોષાકમાં છે તેજ પ્રમાણે દેહ અને મનના આવરણના પ્રમાણમાં આત્માની શક્તિ અને વિશુદ્ધિ ઓછીવત્તી પ્રકાશમાં આવે છે આ ઠેકાણે આપણે ખાસ યાદ રાખવાનું છે કે, વેદાંતની અંદર કોઈ પણ સ્થાને શુભ—અશુભ જેવી ભિન્ન વસ્તુ પ્રતિપાદિત થઈ નથી વસ્તુ તો એકજ છે પણ પ્રમાણભેદને લીધે એકની એક વસ્તુ સારી અગર નરસી ભાસે છે જે વસ્તુને આજે હું સુખકર લેખું છું તેની તેજ વસ્તુને કાલે સંજોગ બદલાતાં હું

દુઃખકર કહેવાનો જે અગ્નિ આપણને હુફ આપે છે, તેજ અગ્નિ બાળી પણ નાખે છે તેમા દોષ કોનો—અગ્નિનો છે? ના, તેમજ આત્મા સ્વય જોકે વિશુદ્ધ અને પૂર્ણ છે તથાપિ જે વ્યક્તિ અનિષ્ટ કાર્યમા પ્રવૃત્ત થાય છે તે પોતાના નિજસ્વરૂપથી વિપરિનાચરણ કરે છે, કેમકે તેને પોતાના સત્યસ્વરૂપનુ ભાન નથી એક ખુનીની અદર પણ વિશુદ્ધ આત્માનો વાસો કાયમ છે, તે નાશ પામ્યો હોતો નથી ભ્રમવશ બની તે શખ્સ પોતાના આત્માને આવૃત યાને ઢકાયેલો રાખે છે, તેની વિશુદ્ધ જ્યોતિને પ્રકાશવા દેતો નથી એટલુજ, બાકી આત્મા તો તેની અદર પણ બીજાના જેટલોજ વિશુદ્ધ છે તેજ પ્રમાણે જે માણસ પોતાને હણાયલો માને છે તેનો આત્મા પણ હણાયા વગરનો—અવિચ્છિન્ન રહે છે આત્મા અમર છે, નિત્ય છે, અવિચ્છિન્ન છે એ કદાપિ હણાતો નથી કે નષ્ટ કરાતો નથી, अणोरणीयान् महीयो महीयान् યાને નાનામા નાનો અને મોટામા મોટો એ આત્મા—મર્ત્યનો સ્વામી પરમેશ્વર માનવીમાત્રના હૃદયમા ઉડે ઉડે પણ રહ્યો છે ખરો નિષ્પાપ વ્યક્તિ હોય છે તે વિધાતાની કૃપાથી તેના દર્શન પામીને યાને તેનો સાક્ષાત્કાર કરીને સકળ શોક—મોહથી રહિત બને છે જે પોતે દેહવિહીન છતા દેહોમા રહ્યો છે, સ્થાનવિહીન છતા સર્વ સ્થાને વ્યાપેલો છે, તે અનત સર્વવ્યાપી આત્માને તેના સત્યસ્વરૂપમા પિછાની જ્ઞાની પુરુષો એકેસપાટે દુઃખમુક્ત બને છે, ને સદા સર્વદા દુઃખમુક્ત રહે છે

આ આત્માનો સાક્ષાત્કાર વાક્પટુતાથી, બુદ્ધિચાતુર્યથી કિવા વેદાધ્યયનથી સધાતો નથી 'વેદદ્વારા પણ આત્મસાક્ષાત્કાર સધાતો નથી'—એ વચન ઉચ્ચારવામા ઋષિઓએ જબરી હામ ભીડી છે, એમજ કહેવુ જોઇએ અમારા ઋષિમુનિઓ સમર્થ વિચારક હોઈ વિચારસૃષ્ટિમા તેમના સાહસ અજબ પ્રકારના હતા, એ તો હુ તમને અત્યાર અગાઉ ક્યારનો કહી ગયો છુ વિચારપ્રદેશમા તેમની ગતિ કહેવી કુઠિત થતી નહિ ધ્યાન રાખો કે, હિંદુઓ વેદને જેટલા માનભાવથી જુએ છે તેટલા માનભાવથી ખ્રિસ્તીઓ બાઇબલને નહિ જોતા હોય બીજા શબ્દોમા કહીએ તો ખ્રિસ્તી લોકો બાઇબલ ગ્રથ વિષે જે ભાવ ધરાવે છે, તેના કરતા વેદવિષેનો હિંદુઓનો ભાવ વધારે ગૂઢ છે ખ્રિસ્તી લોકો બાઇબલને ઇશ્વરની વાણીતરીકે ઓળખે છે ઇશ્વરવાણીનો અર્થ એટલોજ સમજવાનો છે કે એ ગ્રથ ઇશ્વરી પ્રેરણા પામેલા કોઇ મનુષ્યને હાથે લખાયો છે, પણ હિંદુઓની વેદવિષયક માન્યતા એવી છે કે, જગતમા જે જે પદાર્થો છે, તે વેદમા છે, કારણ કે વેદમા તેમનો ઉલ્લેખ થયેલો છે વેદમા અને વેદદ્વારાજ સર્વ સૃષ્ટિ સરજાઈ છે એવી

હિંદુઓની અટળ માન્યતા છે જ્ઞાનને નામે જે જે ઓળખાય છે, તે સઘળું વેદોમાં છે વેદ એટલેજ જ્ઞાન વેદનો પ્રત્યેક શબ્દ પવિત્ર અને શાશ્વત હોઇ આત્માની પેઠે અનાદિ અનંત છે સૃષ્ટિકર્તાના સકળ મનોભાવ એ ગ્રંથમાં જાણે ઠલવાયા છે આવા ગહન અર્થમાં હિંદુઓ વેદને સમજે છે, અને તેના વચનોને માન આપે છે અમુક વાત નૈતિક કેમ છે, તો કે તે વેદવિહિત છે; અને ફલાણી વાત અનીતિમય કેમ છે, તો કે એ વેદવિહિત નથી. હિંદુઓમાં વેદ આટલા બધા પ્રમાણભૂત મનાવા છતાં 'અસ્ખલિત વેદાધ્યયનથી પણ શુદ્ધ સત્યનો સાક્ષાત્કાર થઈ શકતો નથી—એમ જ્ઞાની ઋષિઓએ જાહેર કર્યું છે, એ વાત બતાવી આપે છે કે, અમારા આ ઋષિઓ સત્યની શોધમાં કેવા સાહસિક હતા સંપૂર્ણ શોધને અંતે એ સાહસિક વીરોએજ જાહેર કર્યું છે કે "જેના પર પ્રભુ પ્રસન્ન થાય છે, તેનેજ નિજસ્વરૂપનો સાક્ષાત્કાર કરાવે છે ' અર્થાત્ કે પરમાત્માની કૃપા સંપાદન કર્યા વગર તેનો સાક્ષાત્કાર દુર્ઘટ છે આ ઉપરથી કોઇ શંકા ઉઠાવશે કે 'એમાં તો પક્ષપાત થવાનો સંભવ છે ' પણ એ શંકાના નિવારણમાં યમ સમજાવે છે કે "જેઓ પાપી અને દુરાચારી હોય છે તથા જેમનું મન શાંત હોતું નથી, તેમને એ સત્યની ઝાંખી થાને એ સાક્ષાત્કારનો અનુભવ પ્રાપ્ત થતો નથી જેઓ મન, વચન અને કાયાથી પવિત્ર હોઇ, ચંચળ ઇંદ્રિયોને સંયમમાં રાખનારા હોય છે, તેમનેજ માત્ર એ પરમાત્મતત્ત્વના દર્શન થાય છે, તેઓજ સાક્ષાત્કારના અધિકારી બને છે

આ વિષયપર કઠોપનિષદમાં એક સુંદર ઉપમા આપેલી છે આત્માને સ્વાર, શરીરને રથ, બુદ્ધિને સારથિ, મનને લગામ અને ઇંદ્રિયગણને ઘોડાતરીકે વર્ણવી સમજાવ્યું છે કે "જેના ઘોડા સારા કેળવાયના એટલે કે સંયમને વશ હોય છે, અને જેની લગામ મજબૂત હોઇ સારથિના હાથમાં મજબૂતપણે પકડાઇ હોય છે, તે નિયત સ્થાને એટલે કે પ્રભુના પરમપદને પહોંચે છે પણ જેના ઘોડા કહેના ઇંદ્રિયો સંયમને વશ નથી, અને જેની લગામ મહેતા મન પણ સુવ્યવસ્થિત નથી, તે સ્વારનો રથ ધારેલે સ્થળ પહોંચવાને બદલે વિનાશના ખાડામાં પડે છે" પ્રાણીમાત્રમાં સમાનભાવે વ્યાપેલો આત્મા આ ચર્મચક્ષુઓ કે અન્ય ઇંદ્રિયોને કેવળ અગોચર છે, પણ જેમના મન પવિત્ર અને વિશુદ્ધ બનેલા છે, તેમના હૃદયમાં તેની જ્યોત આપોઆપ પ્રગટ થાય છે શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધથી અતીત, અવ્યય, અનાદિ અનંત અને વળી મહત્થી પર એવા આત્મસ્વરૂપનો સાક્ષાત્કાર જે પામે છે, તે મૃત્યુના જડબામાંથી હંમેશને માટે મુક્ત થાય છે પરંતુ એ સ્થિતિ પ્રાપ્ત કરવી ઘણી કઠણ છે, પાણીની ધારપર ચાલવા જેવી કઠણ છે વળી

રસ્તો પણ ટુંકો કે નિર્ભય નથી પણ લાંબો ને ભયાનક છે, છતાં નિરાશ ન થતાં વેગપૂર્વક આગળ વધો. 'उत्तिष्ठत जाग्रत प्राप्य वरान्निबोधत यानै જાગો, ઉઠો અને ઇચ્છિત વસ્તુને પ્રાપ્ત કરીનેજ જંપો' આ સૂત્રને નિરંતર સ્મરણમાં રાખી પ્રયત્ન કરો-ભગીરથ પ્રયત્ન કરો.

હવે આ ઠેકાણે તમને જણાતું હશે કે, બધા ઉપનિષદોમાં સાક્ષાત્કારનીજ વાત પ્રધાનપણે આવેલી છે અને તે ઉપરજ વખતોવખત પ્રશ્નો ઉઠેલા છે ખાસ કરીને આધુનિક જમાનામાં એવી શંકા ઉઠશે કે 'એની ઉપયોગિતા શી છે? બીજા પણ એવા સંદેહ ઉપજશે, પણ એ બધા સંદેહના મૂળ તપાસીશું તો જણાયા વગર રહેશે નહિ કે, આપણા બધાજ કાર્યો પૂર્વસંસ્કારોથી પ્રેરિત થાય છે પૂર્વસંસ્કારોનો આપણા મનપર ઘણો જબ્બર પ્રભાવ હોય છે બચપણથીજ જેઓ સગુણ ઇશ્વર અને મનના ભિન્નત્વની વાતો સાંભળતા આવ્યા છે, તેમને આ બધી વાતો અવશ્ય કોરી અને અરુચિકર લાગશે, પરંતુ એવા લોકો પણ જો તે વાતોનું શ્રવણ-મનન ચાલુ રાખશે, તો વખત જતાં તે વાતો તેમના જીવનનું અંગ બની જશે-રે! તેમના મગજમાં પચી જશે, એટલે પછી તેમને એવી વાતોથી ભડકવાનું રહેશે નહિ સૌથી મોટો સંદેહ જે ઉઠે છે તે અધ્યાત્મવાદ અથવા ફિલ્સુફીની ઉપયોગિતાના સંબંધમાં ઉઠે છે એનો કેવળ એકજ ખુલાસો હોઇ શકે, અને તે એ કે, ઉપયોગિતાવાદી કિંવા પ્રયોજનવાદીના મતાનુ પ્રમાણે ઐહિક સુખ માટે જરૂરી ભોગસામગ્રી મેળવવા અનેક મનુષ્યો પ્રયત્ન કરે, એ જો ઇષ્ટ મનાતું હોય તો પછી જે લોકો આધ્યાત્મિક વિષયમાંજ ખરૂં સુખ માનતા હોય, તેમને તે વિષય વિચારવાની છૂટ કેમ ન હોવી જોઇએ? અર્થાત્ સુખની વ્યાખ્યા બન્ને કોટિના લોકોને મન જૂદી છે, તેથી સુખપ્રાપ્તિના તેમના ક્ષેત્ર પણ જૂદાં હોય તે સાફ સમજી શકાય તેમ છે ઇંદ્રિયજન્ય વિષયભોગ ઘણાને રૂચે છે, માટે તેઓ તેની પાછળ પડે છે, પણ બીજા કેટલાક એવા પણ હશે કે જેમને તે મુદ્દલ નથી રૂચતા, અને જેઓ ઇંદ્રિયજન્ય સુખ કરતાં ઉચ્ચતર સુખ ઝંખે છે કૂતરૂં ખાનપાનમાંજ રાચનારૂં પ્રાણી છે એનું સુખ આહાર-વિહારમાંજ પરિસમાપ્ત થઈ જાય છે, પણ એક વિજ્ઞાનવેત્તાને આહાર-વિહાર અને બીજા વિલાસના સુખોને તિલાંજલિ આપી અમુક તારાઓની ગતિ તથા સ્થિતિ નક્કી કરવા માટે નિર્જન પહાડના શિખરપર વસવામાં મઝા પડે છે એ વિજ્ઞાનવેત્તાની મઝા કૂતરાથી સમજાય તેમ નથી તેથી કૂતરૂં તેને જોઇને કદાચ હસશે અને ધારશે કે, આ તો પાગલ છે સંભવ છે કે, આ વિજ્ઞાનવેત્તાની પાસે પરણવા પૂરતા પણ સાધન

નહિ હોય, અને તે પોતે સૂકો પાકો રોટલાનો ટુકડો ખાઈ તથા પાણી પીને રહેતો હશે. છતાં ખગોળના શોધમાં એને જે રસ પડે છે, તે કૂતરાથી કેવળ અજાણ્યું હોય છે. કૂતરાને હસતું જોઈ વૈજ્ઞાનિક તેને કહેશે કે "ભાઈ કૂતરા! તું હસ મા. તારું સુખ કેવળ ઇંદ્રિયોના વિષયભોગમાં સમાયેલું છે, તને બીજા સુખની ગતાગમ નથી. મારી વાત તારાથી નિરાળી છે. મારે માટે તો મારું આ જીવન અત્યંત સુખપ્રદ છે. માટે તને જેમ તારા માનીતા વિષયોમાંથી સુખ મેળવવાની છૂટ છે, તેમ મને પણ મારા માનીતા વિષયમાંથી મેળવવાનો અધિકાર છે." માટે સુખની ભાવના ભિન્ન ભિન્ન હોય તેમાં હસવા જેવું કંઈજ નથી. પણ ભૂલ અહીં થાય છે કે, આપણે સમસ્ત જગતને આપણા મત મુજબ ચાલતું જોવા ઇચ્છીએ છીએ, અને આપણા વિચારગજગજ બધાને માપવા ચાહીએ છીએ. ઇંદ્રિયજન્ય ભોગવિલાસોમાં તમને અત્યંત મઝા પડતી હોય એ બનવાજોગ છે, પરંતુ તેટલા માટે મને પણ તેમાં મઝા પડવી જોઈએ, મારી મઝા અને મારા આનંદનો વિષય પણ એજ હોવો જોઈએ, એમ તમારે માની લેવાનું કશુંજ કારણ નથી. તેમ હોવુંજ જોઈએ એવી હઠ જો તમે પકડો, તો તમારી ને મારી વચ્ચે મતભેદ ઉભો થવાનો. સાંસારિક પ્રયોજનવાદી અને ધર્મવાદીઓની વચ્ચે જે મતભેદ રહેલો છે, તે આવાજ પ્રકારનો સમજવાનો છે. પ્રયોજનવાદી કહે છે કે 'રે ધર્મવાદી! જો, હું કેવો સુખી છું! મને જે જોઈએ તે મળે છે, છતાં ધર્મ બર્મ વિષે હું કંઈ સમજતો નથી. એના વિષે નાહક માથું કોણ ફોડે! અને એ વિષય પણ કેવો માથાફોડીઓ છે? હું તો મારે ધર્મ વગર પણ ખાસ્સો સુખી છું." તેના જવાબમાં મારા જેવો ધર્મવાદી કહે કે "બહુ સારું, ભાઈ! તું સુખી છે તે બહુ સારી વાત છે, પણ યાદ રાખજે કે, આ સંસાર બહુ ભયંકર છે. તારા પાડોશીનું કે માનવસમાજના કોઈ ભાગનું અનિષ્ટ કર્યા વગર તારું ઇચ્છિત સુખ તું પ્રાપ્ત કરી શકતો હોય, તો ઈશ્વર તારી ચડતી કળા કરો." પણ એ પ્રયોજનવાદી આ જવાબથી સંતોષ ન પામતાં મારી પાસે આવીને કહેશે કે "તમારે પણ મારે પથે ચાલવું જોઈએ, મારા જેવું વર્તન નહિ રાખવામાં તમારી મૂર્ખાઈ થાય છે.' તો તેના જવાબમાં હું એમ કહીશ કે 'ભાઈ! તારું માનવું ખોટું છે. કારણ સંસારની જે વસ્તુઓ તને સુખપ્રદ ભાસે છે, તે વસ્તુઓ મારે માટે જરાયે મોહક નથી, તો પછી સુખપ્રદ તો ક્યાંથી હોય! સોનાના પૈસા બાચકા માટે મારે આહાંતહાં ભટકવું પડે તો મારા જીવનને હું રદ્દબાતલ સમજું. એવા જીવન કરતાં તો હું મોતને વધારે સુખકર લેખું." ધર્મવાદી પ્રયોજનવાદીને આ સણસણતો જવાબ ચટ

કઇને સભળાવગે આમા ખરી વાત એમ છે કે, જે લોકોની તુચ્છ ભોગવાસના ખતમ થઈ હોય છે, તેઓજ ધર્મના વિષયમા રસ લઇ શકે છે, તેનાજ લોકોમાટે ધર્માચરણ શકય છે, બીજાઓ માટે નહિ આપણુ દરેકે સસારના પૂરા અનુભવ લેવા જોઇએ, સાસારિક ભોગો સાથે પૂરો પનો ભરવો જોઇએ જેટલી દેડ હોય તેટલી એકવાર દોડી લો, તે પછીજ પરમાર્થની વાત તમારે ગળે ઉતરશે, ને ત્યારેજ પરલોકના દ્વાર ખુનશે

આ પ્રસગે મારા મનમા બીજી એક ખાસ વાત સ્ફુરી આવે છે તે વાત તમારા કાનને કદાચ કર્કશ લાગશે પણ વાત સાવ સાચી છે આ સાસારિક ભોગવાસના કોઈ કોઇ વાર સુદર સ્વાગ સજે છે, પણ એ સ્વાગ અતિ ભયકર અને ફસાવનારો હોય છે એ ભયકર સ્વાગ તે આ છે—અતિ પ્રાચીનકાળથી અને પ્રત્યેક ધર્મમા એ વાત ચાલતી આવી છે કે, એક સમય એવો આવશે કે જ્યારે સાસારિક જીવનના સઘળા દુખો નષ્ટપ્રાય થઈ જઈ કેવળ સુખ, સુખ ને સુખજ રહેશે અને આ પૃથ્વીપરજ સ્વર્ગ ઉતરશે, પણ મને એ વાતમા લવલેશ શ્રદ્ધા નથી આ પૃથ્વી તો જેવી છે તેવીને તેવીજ કાયમ રહેશે, એવો મારો દઢ વિશ્વાસ છે મારી આ વાત મારા શ્રોતાઓને અને ખાસ કરીને મારા ખ્રિસ્તી શ્રોતાઓને અતિ ભયકર લાગશે, પણ તે ચર્ચા વગર મારો છૂટકો નથી જુઓ ધ્યાનપૂર્વક સાભળો આ સસારના જે દુખો છે, તે શરીરની અદર ઘર કરી રહેલા સધિવાના અસાધ્ય વ્યાધિ સમાન છે અસાધ્ય સધિવા જેમ શરીરના એક ભાગમાથી હઠાવતા બીજામા, અને બીજામાથી હઠાવતા ત્રીજામા એમ વિવિધ અગોમા વારાફરતી દેખા દીધા કરે છે, અને લેશમાત્ર પીછો છોડતો નથી, તેમ આ સાસારિક દુખોનુ પણ સમજવાનુ છે પ્રાચીનકાળમા લોકો અરણ્યમા વસતા હતા અને એક બીજાનો સહાર કરી તેમના માસનુ ભક્ષણ કરતા હતા અર્વાચીન કાળમા તેઓ એકબીજાનો પ્રત્યક્ષ સહાર કરી તેમનુ માસ નથી ખાતા, પણ સામાને છળપ્રપચથી છુદી તેમની માલમિલકત હોઇયા કરે છે આખા નગરના નગર અને મુલકના મુલક આ છળપ્રપચના ભોગ બની પાયમાલ થઈ જાય છે આ વસ્તુસ્થિતિ મનુષ્યજાતિ માટે પ્રગતિસૂચક ન કહેવાય આ સસારમા તમે જેને પ્રગતિ કહી ઓળખાવો છો, તે વસ્તુત પ્રગતિ નથી, પણ વાસનાઓની અને તેમની તૃપ્તિમાટેના સાધનોની વૃદ્ધિમાત્ર છે આ સિવાય તમારા 'પ્રગતિ' શબ્દમા મને તો બીજુ કઇ જણાતુ નથી મારા મનમા તો એ વાત સાફ માફ વસી ગઇ છે કે, વાસનાઓજ સઘળા દુખનુ કારણ છે વાસનાવાળુ જીવન યાચકના જીવન સરખુ છે યાચક જેમ કઇ ને કઇ હમેશા માગ્યા કરે છે, માગવા વગર બીજુ કઇ એને

સંતુષ્ટ નથી અને એક વસ્તુ બીજી વધારે ને વધારેની તે માગણી કરે છે, તેમ વાસનાનો ગુલામ જીવ પણ એક વાસના તૃપ્ત થતાં બીજી વાસનાની તૃપ્તિ ઇચ્છે છે, એટલુંજ નહિ પણ તૃપ્ત થયેલી વાસનાઓનો વારંવાર આસ્વાદ લીધા છતાં તેની એ વાસનાઓ સંપૂર્ણ તૃપ્ત થતીજ નથી—અર્થાત્ કે વાસનાની તૃપ્તિનાં આપણાં સાધન ને શક્તિ અંકગણિતના ક્રમે વધે છે, તો વાસનાનો આપણા ઉપરનો કાબુ રેખાગણિત યાને ભૂમિતિના ક્રમે વધે છે. એટલે સુખદુઃખનો એકંદર સરવાળો તો આ દુનિયામાં, કંઇ નહિ તો છે ત્યાંનો ત્યાંજ રહે છે અમુક એક મોજું ઉંચું ચઢે છે તો ક્યાંય ને કોઈ ઠેકાણે તે ખાડો પાડ્યા વગર રહેતું નથી, તેજ પ્રમાણે જો એક માણસને કંઈક સુખ પ્રાપ્ત થયું હશે, તો તેજ વખતે બીજા માણસને અગર કોઈ પશુને તેટલુંજ દુઃખ થયું હશે. દાખલા તરીકે, મનુષ્યની સંખ્યા જેમ જેમ વૃદ્ધિગત થાય છે તેમ તેમ જનાવરોની સંખ્યામાં ઘટાડો થાય છે, કારણ આપણે મનુષ્યો તેમને મારી નાખીને તેમના વસવાટની જગા આપણા વસવાટ માટે પચાવી પાડીએ છીએ, અગર ગોચર જેવાં તેમનાં આજીવિકાનાં સાધનો પચાવી પાડીએ છીએ બાબત આમ છે તો પછી શું મોઢું લઈને આપણે કહી શકીએ કે, સુખનું પ્રમાણ વૃદ્ધિગત થતું જાય છે? બળવાન પ્રજાઓ નિર્બળોને હણે છે ને તેમનો અમેન સંહાર કરે છે. પરંતુ એ બળવાન પ્રજા પોતે બહુ સુખી થશે, એમ શું તમે ધારો છો? ભોગજોગે તમારી એવી ધારણા હોય, તો તે ખોટી છે વખત જતાં તેઓ પોતપોતાની અંદર મારામારી મચાવશે, એ નિઃસંશય છે આવાં આવાં પ્રત્યક્ષ પ્રમાણોને આધારેજ હું કહું છું કે, આ પૃથ્વીપર સ્વર્ગ નથી ઊતરવાનું આ સંસાર કેવળ સુખમય કદાપિ નથી થવાનો, કારણ વસ્તુસ્થિતિ બધી વિરુદ્ધ છે અનુમાનના જોર પર પણ હું કહી શકું છું કે, એ વાત કદાપિ સિદ્ધ થવાની નથી

પૂર્ણતા સદા સર્વદા અનંત છે આપણે પણ વસ્તુતઃ તો આ અનંતસ્વરૂપજ છીએ, અને એ અનંતતાને વ્યક્ત કરવા મથી રહ્યા છીએ તમે, હું અને સૌ કોઈ એ અનંતતાને વિકસાવવા, કિંબહુના વ્યક્ત કરવાનો પ્રયત્ન આદરીએ છીએ, આટલું કહેવું યથાયોગ્ય છે પરંતુ આ સત્યપરથી કેટલાક જર્મન દાર્શનિકોએ નીપજાવી કાઢેલા વિચિત્રવાદને આધારે આપણે એમ કહેવા લાગીએ કે, અનંતનો આ આવિષ્કાર યાને વ્યક્તતા દિનપ્રતિદિન વધારે ને વધારે ઉચ્ચગામી થશે અને અંતે આપણે સંપૂર્ણ આવિષ્કાર અથવા વિકાસને પ્રાપ્ત થઈ સંપૂર્ણ પ્રાણીઓ બનીશું, તો તે કેવળ ખોટું છે. સંપૂર્ણ આવિષ્કાર એટલે શું સમજવું? સંપૂર્ણતા એટલે અનંતતા અને આવિષ્કાર એટલે મર્યાદા, એ વાતનો સ્વીકાર

કર્યા વગર તમારા દેવનો પણ છૂટકો નથી તો પછી આપણે સંપૂર્ણ આવિષ્કાર પામીશું એ વાક્યનો અર્થ એવો થાય કે આપણે અનંત મર્યાદિત કિંવા અમર્યાદિત મર્યાદિત બનીશું વાહરે, બુદ્ધિ ! કેવો ભારે વિરોધાભાસ ! એવો અર્થહીન વાદ છોકરાને ભલે ખુશ કરે, પણ તેમ કરવા દેવું એ પણ અનિષ્ટ છે. કેમકે એથી કરી બાળકોના કુમળા ભેજામાં જુઠાણાનું જાળુ ભરાય છે, અને તેમના પથમાં કંટક વેરાય છે. પરંતુ આપણને ખબર છે કે, આ જગત તેમજ માણસ પૂર્ણ પુરુષોત્તમનું યાને પરબ્રહ્મનું અવનત સ્વરૂપ છે. નિષિદ્ધ વૃક્ષનું ફળ ખાવાના પ્રાયશ્ચિત્તતરીકે આપણ આદમીઓના મૂળ પુરુષ આદમનું સ્વર્ગમાંથી પતન થયું હતુ. એ વાત પણ આપણને સુવિદિત છે. એવો એક પણ ધર્મ અત્યારે નથી કે જેમા મનુષ્યની આ અવનત દશાની વાત ન હોય આપણે અવનત થતા થતા એક વાર પશુની સ્થિતિએ પહોચ્યા હતા, અને અત્યારે પાછા ક્રમે ક્રમે ઉન્નત થતા જઈએ છીએ, તે અવનતિના ઉડા ખાડામાંથી બહાર નીસરી મૂળ સ્વરૂપમા ભળી જવા માટેજ પણ એ કાર્ય આપણે સંસારમા રહીને સંપૂર્ણાશે કદાપિ નહિ સાધી શકીએ. આપણે ભગીરથ પ્રયત્ન આદરીશુ, બહુ બહુ મથીશું, પણ સાંસારિક ભાગોમા રચ્યાપચ્યા રહીને, આપણે એ સંપૂર્ણતાને–એ અનંતતાને–રે ! એ મૂળ સ્વરૂપને કદાપિ પ્રાપ્ત કરી શકીશુ નહિ આ વાત કોઇને કોઇ વખત આપણા હૃદયમા વસ્યા વગર રહેવાની નથી. એક વાર તો જરૂર આપણી અક્કલના આગળા ખુલશે અને આપણને એ વાતનુ તારતમ્ય સારી પેઠે સમજાશે તેજ ઘડીએ 'પિછેહઠ'નું તતૂડું ફુકાશે અને આપણે આપણી અનંતતાની મૂળ ભૂમિકા તરફ મો ફેરવીશુ

આ ક્રિયાનો અર્થ ત્યાગ અથવા વૈરાગ્ય છે સંસારના ફાંદામાંથી છૂટવા કાજે જે રસ્તે આપણે એ ફાંદામા ફસાયા તેનાથી ઉલટો રસ્તો લેવો પડશે. વાસનાઓ અને ભોગવિલાસથી ફસાયા તો છૂટવા કાજે વાસનાઓ અને ભોગવિલાસોનો ત્યાગ કરવો જોઇશે. એમ થશે એટલે પછી સદાચાર અને સખાવતનો ખરો આરંભ થશે. સમસ્ત નૈતિક અનુશાસનનો સાંકેતિક શબ્દ યાને મૂળમંત્ર તપાસીશું, તો તે " હુ નહિ પણ તુ " એવો મળી આવશે. અને આ 'હું'કાર તે આપણી અંદર જે અનંત તત્ત્વ વ્યાપેલું છે, તે વ્યક્ત થવાનો યાને બહાર પડવાનો પ્રયત્ન કરે છે તેના પરિણામરૂપ છે આ નાનુ સરખુ 'હુ' મોઢું પરિણામસૂચક છે. એ 'હુ'ને પોતાના સ્વાભાવિક સ્વરૂપ અનંતતા તરફ પાછા વળી તેમા ભળી જવાનુ છે. 'ભાઈ ! હુ નહિ પણ તુ, મારૂં નહિ પણ તારૂં, મે નહિ પણ તે "––એવો એવો પ્રયોગ તમે જ્યારે જ્યારે

કરો છો, ત્યારે ત્યારે તમે અનંતતા તરફ પાછા ફરવાનો પ્રયત્ન કરો છો પણ જ્યારે જ્યારે—"તું નહિ પણ હું, તારૂં નહિ પણ મારૂં, મે નહિ પણ તે"—એવો પ્રયોગ કરો છો ત્યારે ત્યારે તમે ઉલટી દિશામાં ગતિ કરો છો તે વખતે પણ 'હું'કારથી જો કે અનંતતત્ત્વનેજ વ્યક્ત કરો છો, પણ તે અવળે પગલે સ્થૂલ જગત ભણી મોઢું કરીને યાને અનંતથી વિમુખ બનીને એ અવળી સ્થિતિજ દુનિયામાંના ઝઘડા અને અનર્થોની ઉત્પાદક છે. પરંતુ અનુભવને અંતે એ ભૂલ સમજાય છે ત્યારેજ શુદ્ધ ત્યાગવૈરાગ્યનો ઉદય થાય છે અને તેમ થતાંજ ક્ષુદ્ર 'હું' લુપ્તપ્રાય થઈ જાય છે, તથા સુવિચાર સ્ફૂરે છે કે "આ ક્ષુદ્ર જીવનની શામાટે આટલી બધી ખરદાસ લેવી ? આ લોકમાં કે પરલોકમાં આ ક્ષુદ્ર જીવન જીવવાની અને ભોગવવાની મિથ્યા લાલસાજ મોતને નોતરે છે"

હવે, એ વાત જો સાચીજ હોય કે આપણે પશુયોનિમાંથી વિકાસ પામતા પામતા મનુષ્યયોનિમાં આવ્યા છીએ, તો પશુયોનિ એ મનુષ્યયોનિનું અવનત રૂપ, યાને પશુઓ અવનત દશાએ પહોંચેલા મનુષ્યોજ હોય એ બનવા જોગ છે એમ નથીજ, એવું તમે ખાત્રીપૂર્વક શી રીતે કહી શકો ? ક્રમવિકાસવાદના પ્રમાણતરીકે નીચમાંની નીચ યોનિથી માંડી ઉંચામાં ઉંચી મનુષ્યયોનિના પ્રાણીઓની શરીરરચનામાં રહેલા સાદૃશ્યને આગળ કરવામાં આવે છે ક્રમવિકાસવાદમાં આ સાદૃશ્યતા નીચી યોનિથી શરૂ કરી ઉંચી યોનિમાં સિદ્ધ કરવામાં આવે છે યાને નીચમાંથી ઉચ્ચ યોનિ વિકસિત થઇ છે, એમ બતાવવામાં આવે છે પણ તેટલા ઉપરથી તમે એમ કહેવાનો દાવો શી રીતે કરી શકો કે, એ ક્રમ હમેશા નીચેથી ઉપર ચઢતો છે અને ઉપરથી નીચે ઉતરતો કદાપિ નથી ? ક્રમવિકાસની યુક્તિ બન્ને રીતે લાગુ પડે તેવી છે આ ક્રમવિકાસવાદમાં કંઇ પણ તથ્ય રહેલું હોય તો તો મારી માન્યતા છે કે, એ ક્રમ ઉલટાસુલટો ચાલ્યા કરે છે, એટલે કે નીચમાંથી ઉચ્ચ અને ઉચ્ચમાંથી નીચ એમ ક્રમશઃ ચાલ્યાજ કરે છે, કેમકે ક્રમસંકોચ વિના ક્રમવિકાસની શક્યતાજ ન હોય ઉન્નત જીવન માટેનો આપણો પ્રયત્ન પૂરવાર કરે છે કે, ઉન્નત દશામાંથી આપણું પતન થયું છે આ યોનિપરંપરાના સંબંધમાં પણ એમજ હોવું જોઇએ કે, માત્ર વિગત યા રીતિમાં કંઇ ભેદ હોય તો તે જૂદી વાત છે. ભગવાન ઇસુ ખ્રિસ્તે, બુદ્ધદેવે તેમજ વેદાંતે એકે અવાજે જાહેર કરેલા મતને હું ચુસ્ત રીતે માનું છું કે "મોડા વહેલા આપણે સૌ કોઇ પૂર્ણતાને યાને બ્રહ્મપદને પામીશું, પણ તે આ અપૂર્ણતા યાને સ્થૂળ જગતનો અને તેના સુખોનો મોહ છોડીશું તોજ પામી શકીશું" આ સ્થૂળજગત અને તેના સુખો વસ્તુત કંઈ ચીજ નથી બહુમાં બહુ

તો એટલુંજ કહી શકીએ કે, આ સ્થૂળજગત એ ચૈતન્યજગતનું, અને આ સ્થૂળજગતનાં સુખો એ પ્રકૃત સુખ યાને બ્રહ્માનંદનું વિકૃત સ્વરૂપ છે, તેની છાયામાત્ર છે, માટે છાયાનો ત્યાગ કરી આપણે મૂળ વસ્તુનેજ પકડવી જોઇએ. ત્યાગજ આપણને તેના પ્રતિ દોરી લઇ જશે. ત્યાગ એજ આપણા સત્ય જીવનનો મૂળ પાયો છે. સ્થૂળવ્યવહારમાં પણ જ્યારે જ્યારે આપણી પોતાની જાતનો વિચાર બાજુએ મૂકીને કામ કરીએ છીએ, ત્યારે ત્યારેજ આપણને ખરા સુખનો કંઇક અનુભવ થાય છે. માટે આ ક્ષુદ્ર પોતાપણાનો-ક્ષુદ્ર અહંભાવનો-દેહાત્મભાવનો તો લોપજ થવો જોઇએ. એ સિદ્ધ થતાંજ આપણને જણાશે કે, આપણે સત્ય અથવા ચૈતન્યસૃષ્ટિમાં છીએ અને તે ચૈતન્યસૃષ્ટિ તેજ પરમેશ્વર છે. એ ચૈતન્યસ્વરૂપ આપણી સ્વાભાવિક સ્થિતિ હોઇ આપણે તેનીજ અંદર અને તે આપણી સાથેજ નિરંતર વસે છે. આપણી સ્થિતિ અને ગતિ એની અંદરજ ભલે રહો. આનંદમય અસ્તિત્વની ખરી સ્થિતિ તો એજ છે; એજ સાચું આનંદમય જીવન છે. પરમાત્માની સમાન કક્ષાનું જીવન યાને બ્રહ્મમય જીવન એજ ખરૂં જીવન છે, બીજાં બધાં ફાંફાં છે. એ સાચા જીવનને સાધ્ય કરવા, યાને એ સાક્ષાત્કારના સુખનો અનુભવ લેવા, ચાલો આપણે બધાંજ પ્રયત્ન આદરીએ.



# ૧–बहुत्वमां एकत्व याने विविधतामां एकता*

કઠોપનિષદ્‌ના બીજા અધ્યાયની પહેલી વલ્લીમાં કહ્યું છે કે–
पराञ्चि खानि व्यतृणत् स्वयंभूस्तस्मात् पराङ् पश्यति नान्तरात्मन् । कश्चिद्धीरः प्रत्यगात्मानमैक्षदावृत्तचक्षुरमृतत्वमिच्छन् ॥

અર્થાત્ કે "સ્વયંભૂ જગતકર્તાએ ઇંદ્રિયોના મુખ બહારની બાજુએ રાખેલા છે, તેથીજ મનુષ્યની દૃષ્ટિ સ્થૂળ જગતના વિષયો તરફ વળે છે અને અંતરાત્મા તરફ વળતી નથી. કવચિત કવચિત કોઇ જ્ઞાની ધીરલોજ બાહ્ય વિષયોથી પરાઙ્મુખ થઇને અમૃતત્વની ઇચ્છાથી અંતર્ગાભિમુખ બની અંતરસ્થ આત્માને નિહાળે છે." અગાઉ હું તમોને બતાવી ગયો છું કે, વેદોના સંહિતાભાગમાં તેમજ બીજા કેટલાક ગ્રંથોમાં જગતની સ્થૂળવસ્તુઓનીજ આલોચના સૌથી પ્રથમ થયેલી હોઇ તે વાટે જગતના આદિકારણનો પત્તો મેળવવાનો પ્રયત્ન થાય છે. પણ પછી કેટલાક અનુભવને અંતે શોધકોની ખાત્રી થાય છે કે, જગતના આદિકારણનો પત્તો બાહ્યાભિમુખ રહેવાથી યાને બાહ્યજગતમાં શોધ્યા કરવાથી મળવાનો નથી, પણ અંતરાભિમુખ થવાથી યાને અંતર્દૃષ્ટિથી મળશે. એટલે પછી તેઓ આંતરજગતમાં શોધ ચલાવતા થાય છે. અંતરાત્માને માટે તેમણે જે 'પ્રત્યક્' શબ્દનો પ્રયોગ કર્યો છે તે બહુ ભાવવાહી છે. 'પ્રત્યક્' એટલે અંદર ગયેલો યાને અંતરના ઉંડાણમાં રહેલો પરમ પદાર્થ–હૃદયરૂપી વર્તુલનું મધ્યબિંદુ કે જેમાંથી બધી વસ્તુઓ ક્રિયારૂપે બહાર આવે છે–અર્થાત્ કે અંતરાત્મા એવો એક મધ્યવર્તી સૂર્ય છે, કે જેમાંથી મન, શરીર, ઇંદ્રિયો અને બીજું બધું કિરણોરૂપે પ્રગટે છે. જગતના આદિકારણનો પત્તો અંતરની શોધથી લાધશે, એવી ખાત્રી થતાંજ શોધકોએ બેધડક પોતાના વિચારો દર્શાવી દીધા કે पराचः कामाननुयान्ति बालास्ते मृत्योर्यान्ति विततस्य पाशम् । अथ धीरा अमृतत्वं विदित्वा ध्रुवमध्रुवेष्विह न प्रार्थयन्ते ॥

અર્થાત્ "બાળકબુદ્ધિવાળા યાને અજ્ઞાન લોકોજ બાહ્ય કામ્ય વસ્તુઓની પાછળ દોડે છે, અને પરિણામે તેઓ મૃત્યુના મહા-

* લંડન, તા ૩ નવેમ્બર ૧૮૯૬

પાશમા સપડાય છે પણ જ્ઞાનીજનો અમૃતત્વને ઓળખીને અધ્રુવ કહેતા અનિત્ય કિવા અશાશ્વત વસ્તુની અ દર ધ્રુવ કહેતા નિત્ય અગર અનત વસ્તુની ખોજ કરતા નથી" અત્રે એજ વિચારનુ સ્પષ્ટીકરણ થયેલુ જોઇએ છીએ કે, સાત કિવા નાશવત વસ્તુઓથી ભરેલા બાહ્ય જગતમા અનત કહેતા અવિનાશી તત્ત્વની શોધ કરવી વૃથા છે અનત તત્ત્વની શોધ અનત પ્રદેશમાજ થવી જોઇએ, અને આપણા અસ્તિત્વની આજુબાજુ જો કોઇ પણ અનત વસ્તુ મોજુદ હોય, તો તે આપણી પોતાની અ દર રહેલો અતરાત્મા છે બાકી આ શરીર, આ મન, આપણા વિચારો કે આપણી આજુ બાજુ આવી રહેલી સમસ્ત દુન્યવી વસ્તુઓ-એમાનુ કશુજ અનત નથી, બધુજ અતવાન અગર નાશવત છે અતરસ્થ આત્મા કે જે બધાનો દ્રષ્ટા અને સાક્ષીપુરુષ છે, જે સર્વ જાણનો ચાલીક છે અને જે સદા સર્વદા જાગ્રત છે, તેજ એકમાત્ર અનત વસ્તુ છે તેથી સૃષ્ટિ સમસ્તના આદિ અનત કારણની ખોજ આપણે ત્યાજ કરવી ઘટે ત્યાજ-અનત આત્માની અદરજ-આપણને જગતના આદિકારણનો પત્તો મળશે આ પછી અતરસ્થ શોધનુ પરિણામ જાહેર કરતા શોધકો કહે છે કે—

यदेवेह तदमूत्र यदमूत्र तदन्विह ।
मृत्योः स मृत्युमाप्नोति य इह नानेव पश्यति ॥

અર્થાત્ "જે અહી છે તેજ ત્યા છે, અને જે ત્યા છે તેજ અહી છે જે અહી બહુતા કે અનેકતા જુએ છે તે મૃત્યુપરપરાને આધીન થાય છે" મતલબકે, અતરગત શોધથી ઋષિઓને માલમ પડે છે કે, જે તત્ત્વ અતરમા વ્યાપેલુ છે, તેજ એકમાત્ર તત્ત્વ આ દૃશ્યજગતમા સર્વત્ર ભરેલુ છે તેને યથાવત્ ન પિછાનતા જેઓ અનેકતાનાં ભ્રમણામા ફૂટાયા કરે છે, તેઓ જન્મમરણની ચક્કીમા પીસાય છે, તેમને મુક્તિ પ્રાપ્ત થતી નથી

આગલા વ્યાખ્યાનમા આપણે જોઇ ગયા છીએ કે, પહેલ પ્રથમ સ્વર્ગની ભાવના પ્રાચીન આર્ય લોકોના મનમા ઉદય પામી. આ ભાવના કેમ ઉત્પન્ન થવા પામી તેની તપાસ કરતા માલમ પડે છે કે, અસનના આર્યો ચોતરફ યાની રહેતા જગતપ્રપંચથી કટાળી ગયા, ત્યારે સ્વાભાવિક રીતેજ તેમના મનમા એવી ધારણા ઉત્પન્ન થઇ કે મૃત્યુ બાદ તેઓ એક એવા સ્થાનમા જશે કે જ્યા દુ ખરહિત નર્યું સુખજ હશે એ નર્યા સુખવાળા કલ્પિત સ્થાનનું નામ તેમણે સ્વર્ગ પાડ્યુ પછી વળી એક સ્વર્ગની ભાવનાથી સતોષ ન થતા ચઢતા ઉતરતી અનેક સ્વર્ગો—અનેક પરલોકો તેમણે કલ્પ્યા, કે જ્યા આગળ નિરતર આનદ આનદ વર્તી રહ્યો હોય, જ્યા શરીર અને મન અજર, અમર રહે અને જ્યા પૂર્વજ પિતૃ-

એની સાથે રહેવાનુ સુખ પ્રાપ્ત થાય પણ ત્યારબાદ આર્યો દાર્શનિક વિચાર કરતા થયા એટલે તાત્ત્વિક વિચારોને પરિણામે તેમને ભાસ પડે છે કે, આવી જાતના અનત સુખવાળા સ્વર્ગોની ભાવના કેવળ અસભવિત છે તથા અસંગત યાને ઢગધડા વિનાની છે કારણ, "અનત તે વળી 'દેશની' સીમામા શી રીતે બદ્ધ થાય ?" અનત એક સ્થાનમા વિદ્યમાન છે, એ વાક્યજ સ્વવિરોધી છે, કેમકે કોઇ પણ સ્થાનની ઉત્પત્તિ અને લય કાળથી બાધિત છે પરિણામે અનત સુખ-આનદવાળા સ્થાનો કહેતા સ્વર્ગોની ભાવના તેમને છોડી દેવી પડે છે હવે, જો સ્વર્ગ અનત ન હોય, તો પછી તેમા વસનાર દેવતાઓ અજર-અમર છે એમ કેમ કહેવાય ? તેથી વિચારને અતે તેઓ એમ ઠરાવે છે કે, આ સ્વર્ગલોકમા રહેનારા દેવલોકો પૂર્વે મૃત્યુલોકનાજ માનવી હતા અને તે પોતાના સુકૃત્યોથી દેવપદ પામ્યા છે, અને પુણ્ય પરવારતા તેમને પાછુ માનવયોનિમા આવવુ પડશે—અર્થાત્ કે દેવો અજરામર નથી તો પછી વેદ વગેરેમા જૂદા જૂદા દેવતાઓના જે નામ આવે છે તેનુ કેમ ? આનુ સમાધાન તેમની ચિંતનશીલ બુદ્ધિ એમ શોધી કાઢે છે કે, એ નામો વ્યક્તિસૂચક નથી પણ પદવીસૂચક છે રાજા, પ્રધાન, કલેક્ટર, મામલતદાર—એ જેમ પદવીના સૂચક છે, તેમ ઇંદ્ર, વરુણ વાયુ, કુબેર ઇત્યાદિ નામો પણ પદવીસૂચક છે જેમ સ્થૂળજગતમા પદવીધર વ્યક્તિઓ અવારનવાર બદલાય છતા મૂળ પદવી અગર હોદ્દો કાયમ રહે છે, તેમ દેવતાઓની વ્યક્તિઓ બદલાય છતા તેમની પદવીઓ જેમની તેમ કાયમ રહે છે

દાખલાતરીકે, ઇંદ્ર અને વરુણ એ કોઇ દેવવ્યક્તિના નામ નથી, પણ અમુક પદ અગર હોદ્દાના નામો છે—અર્થાત્ કે એ શબ્દોથી ઇંદ્રપદ અને વરુણપદ સમજવાના છે, અને નહિ કે એ નામના દેવો ઘણુ પ્રાચીનકાળમા ઇંદ્રતરીકે જે વ્યક્તિ હતી તેની તેજ વ્યક્તિ અત્યારે કાયમ હોવી જોઇએ એવુ કંઈ નથી પૃથ્વીપરની અન્ય પુણ્યશાળી વ્યક્તિ અત્યારે તે સ્થાનપર હશે એવીજ રીતે બીજા બધા દેવોના સબધમા સમજવાનુ છે જૂના ઋગ્વેદમા આ દેવતાઓના સબધમા "અમરત્વ"નો પ્રયોગ થયેલો આપણા જોવામા આવે છે, પણ તે પછીના સાહિત્યમા તેનો સદતર બહિષ્કાર થયેલો છે કારણ, સાકાર કહેતા દેશ-કાળથી મર્યાદિત વસ્તુ ગમે તેવી ઉત્તમ કોટિની હોય તોપણ તેના સબધમા દેશકાલાવચ્છિન્ન 'અમરત્વ'નો પ્રયોગ કરવો ઉચિત નથી, એમ એમના મનમા વસી જાય છે સાકાર વસ્તુ ગમે તેવી ઉત્તમ અગર સૂક્ષ્મ હોય છતા તેની ઉત્પત્તિ અને સ્થિતિ દેશ-કાળની અદર છે આકારનુ પ્રધાન અગ દેશ છે દેશ કિંવા સ્થાનરહિત કોઇ આ

કાર મનમા કલ્પવાનો તમે ચાહ્ય તેટલો પ્રયત્ન કરશો, પણ તેવો કોઇ આકાર તમારી કલ્પનામા આવી શકશે નહિ અર્થાત્ આકાર ઉત્પન્ન થવામા દેશ એ પ્રધાન ઉપાદાન હોઇ એ ઉપાદાન નિરતર બદલાનારૂ છે દેશ અને કાળ બને માયાની અતરગત છે તેથી સ્વર્ગ અનત નથી, એવી ખાત્રી થતાજ આર્ય શોધકો બાપો કાર જાહેર કરે છે કે 'જે અહી છે, તેજ ત્યા છે' અર્થાત્ સ્વર્ગ પણ પૃથ્વીની માફક સાત અને અનિત્ય છે તેથી દેવતા જેવી કોઇ વ્યક્તિઓનુ અસ્તિત્વ જો હોય, તો જન્મમરણના જે નિયમો આ લોકમા વર્તે છે, તેજ નિયમો તેમને ત્યા પણ લાગુ પડવા જ જોઇએ અને આ નિયમો એટલે કે જન્મમરણની ઘટમાળ આ નિયમોના પ્રભાવેજ જડ તત્ત્વ વિવધ રૂપોમા પરિણત થાય છે, અને ફરી થોડો સમય રહીને ચૂર્ણવિચૂર્ણ થઇ મૂળ જડ તત્ત્વમા મળી જાય છે અર્થાત્ જેની ઉત્પત્તિ છે તેનો લય પણ અવશ્ય છે તો પછી સ્વર્ગ જેવી કોઇ ચીજ હોય તોપણ તે આ અપક્ષપાતી નિયમને આધીન છે

આ જગતમા હરકોઇ સુખની પાછળ દુખ તેની છાયારૂપે રહેલુ જણાય છે જીવનની પૂઠે મોત છાયારૂપે રહેલુ છે તેઓ પરસ્પર સગેજ રહી શકે છે, કારણ કે તેઓ એકમેકથી વિરુદ્ધ કે પૃથક્ વસ્તુ ન હોઈ એકજ વસ્તુના ભિન્ન ભિન્ન રૂપો માત્ર છે સુખ–દુખ, જીવન–મરણ, હર્ષ–શોક, શુભ–અશુભ ઇત્યાદિ દ્વદ્વો મૂળે એકજ વસ્તુ હોઈ ભિન્ન ભિન્ન સમયે ભિન્ન ભિન્ન રૂપે પ્રકાશે છે આ શુભ–અશુભ ઈત્યાદિ દ્વદ્વો બબ્બે જૂદી જૂદી વસ્તુઓ છે અને તે બન્ને અનત કાળ લગી અલગ ને અલગ ચાલુ રહે છે, એવી દ્વૈતભાવી કલ્પના બિનકુલ અસગત છે પરતુ તેઓ એકજ વસ્તુ હોઇ બહુરૂપીની માફક કોઇ વાર શુભરૂપે અને કોઇ વાર અશુભરૂપે દેખા દે છે અર્થાત્ કે એ દ્વદ્વોના અદર દેખાતી ભિન્નતા એ પ્રકારગત ભિન્નતા નથી પણ પ્રમાણગત છે વત્તા ઓછા પ્રમાણને લઇનેજ દેખાતો ભેદ ઉત્પન્ન થાય છે આ વિચાર બરાબર સમજાય માટે એક દાખલો લઇએ આપણા જ્ઞાનતતુઓનુ કાર્ય તપાસીએ એકના એકજ જ્ઞાનતતુઓ સારા તેમજ નરસા ભાવોના વાહક છે, એ વાત તો આપણે સૌ અનુભવથી જાણીએ છીએ પગચપીથી થતા સુખની લાગણી જે જ્ઞાનતતુઓદ્વારા અનુભવાય છે તેજ જ્ઞાનતતુઓ વીછી કરડવાથી કે કાટા ભોકાવાથી થતા દુખની લાગણી પણ મગજને પહેચાડે છે–અર્થાત્ કે આપણા જ્ઞાનતતુઓ શુભ તેમજ અશુભ સદેશા લઇ જનાર તારના દોરડા જેવા છે હવે ધારો કે આપણો એકાદ જ્ઞાનતતુ પક્ષાઘાત જેવા વ્યાધિમા સપડાઈ જાય, તો તેનુ પરિણામ શુ

જોવામા આવે છે? એજ કે, તે જ્ઞાનતંતુવાળા અંગમા થતી કોઇ પણ સારી નરસી ક્રિયાની લાગણી થતી નથી, તે અંગમા થતું સુખ કે દુઃખ કશુજ અનુભવાતુ નથી. આ વાત સાબીત કરી આપે છે કે, સુખ અને દુઃખ એ જૂદી જૂદી બે વસ્તુ નથી પણ એકજ છે વળી આપણે બીજો પણ અનુભવ છે કે, એકની એકજ વસ્તુ જૂદે જૂદે વખતે ને જૂદી જૂદી અવસ્થામા સુખકર યા દુઃખકર લાગે છે ત્રીજી વાત એ કે, જે વસ્તુ એક જણને સુખદાયી હોય છે તેજ વસ્તુ બીજાને દુઃખદાયી નીવડે છે માંસાહારની લહેજત લેવા ઇચ્છનારને બકરૂ કે ઘેટુ કપાતુ જોઇ સુખની લાગણી થાય છે એ ખરૂ, પણ તેજ વખતે કપાતા જાનવરને જે ભયાનક યાતના થતી હોય છે તેનું કેમ? મતલબ કે, સસારમા એવી એક પણ બાબત યા એક પણ વસ્તુ શોધી જડતી નથી કે જે સર્વને એકસમાન સુખકર હોય વાત એકની એક હોય છે, છતા એકજ સમયે કેટલાંક તેનાથી ખુશી થાય છે, ને બીજા કેટલાક નાખુશ થાય છે અને એ પ્રકાર તો અવ્યાહત એમજ ચાલ્યા કરવાનો. એટલા માટેજ દ્વૈતભાવનો ઇન્કાર કરવામા આવે છે. આ ઉપરથી એજ સમજવાનું કે, સુખદુઃખ નિરંતર એકબીજાની પાછળ છાયારૂપે ચાલ્યાજ કરવાના. આટલા માટેજ મારા આગલા વ્યાખ્યાનમા મે કહ્યુ હતું કે, આ પૃથ્વીપર નર્યા સુખનુ સામ્રાજ્ય વ્યાપેલું હોય ને દુઃખનું નામનિશાન પણ ન હોય તેવી અવસ્થા કદાપિ કાળે શકય નથી. મારા એ ઉદ્ગારે તમારામાના કેટલાએકને નાસીપાસ કર્યા હશે કિંવા ભડકાવ્યા હશે, પરતુ તેમા મારો ઇલાજ નથી વસ્તુ સ્થિતિ જે છે તે એવીજ છે, છતા તેથી ઉલટુ—એટલે કે કોઇ કાળે પણ એકલું સુખજ રહેશે એ વાત—મારા દિલમા જો કોઈ ઠસાવી શકે તેમ હોય તો હુ મારો મત બદલવા તૈયાર છું, પણ મારી સપૂર્ણ ખાત્રી ન થાય ત્યાસુધી તો નહિજ.

મારા આ કથનની વિરૂદ્ધ એકજ સયુક્તિક દલીલ થઈ શકે તેમ છે તે એ કે, ક્રમવિકાસના રાહે અશુભ માત્રનુ પરિવર્તન થઇ જાય એક લક્ષાવધિ વર્ષે પણ એક વખત એવો આવશે ખરોજ કે જ્યારે જગતમા સર્વત્ર શુભ, શુભ ને શુભજ પ્રવર્તી રહ્યુ હશે. આ દલીલ દેખીતી તો બહુ સચોટ લાગે છે, અને પ્રભુકૃપાએ જો તે સાચીજ હોત, તો બહુ સારી વાત હતી, પણ તેમા એક મહાન દોષ રહેલો છે. તે દોષ આ છે કે, એ દલીલ કરનાર નિશ્ચયપૂર્વક અગાઉથી માની લે છે કે જગતમા શુભ અને અશુભનું પ્રમાણ હમેશને માટે ચોક્કસ નક્કી થયેલુ છે. ધારોકે, શુભ અને અશુભ પ્રત્યેકનુ પ્રમાણ સો સોનું છે, અને ક્રમવિકાસાનુસાર દર વર્ષે એક એક અશુભ કમી થાય છે, તો સો વર્ષે એવો સમય આવે ખરો કે જ્યારે સર્વત્ર કેવળ

શુભજ બાણી હોય. પરંતુ વસ્તુસ્થિતિ તેથી ઉલટી છે. સંસારનો ઇતિહાસ સાક્ષી પૂરે છે કે, શુભની માફક અશુભ પણ ક્રમે ક્રમે વિકાસ પામતી વસ્તુ છે નિકૃષ્ટમા નિકૃષ્ટ સંસ્કૃતિવાળા માણસનો દાખલો લઇએ. એ જંગલમા વસતો હોય છે. એના સુખના વિષયો બહુ થોડા હોય છે, તેમ એની દુઃખની બાબતો પણ પ્રમાણમા ઓછી હોય છે, તેનું સુખદુઃખ કેવળ ઇંદ્રિયજન્ય વિષયોમા કિંબહુના આહારવિહારમાજ સમાયલું હોય છે. એને પૂરતું ખાવાનું નથી મળતું કે મોજ પડે ત્યા ફરવા હરવાનું નથી મળતુ, ત્યારે એ અસુખી થાય છે. એને ભરપટ્ટે ખાવાનું આપો, સ્વચ્છંદે ફરવા દો, ચહાય તેનો શિકાર કરવા દો, તો એ પોતાની જાતને સંપૂર્ણ સુખી માનવાનો. કારણ કે એના સુખદુઃખ કેવળ ઇંદ્રિયોમાજ સમાયેલાં છે. હવે, ધારો કે એજ માણસ વખત જતા સંસ્કારી બને છે ને જ્ઞાનસંપન્ન થાય છે. એટલે એના સુખના વિષય પણ વધશે. તેની બુદ્ધિ ખુલી હોય છે. એટલે હવે તેને ઇંદ્રિયસુખ ઉપરાંત બુદ્ધિજન્ય સુખ મેળવવાની ઇચ્છા થાય છે. સુંદર કાવ્ય મોઢે કરી તે લલકારવામા કે ગણિત કે વિજ્ઞાનના કોયડા ઉકેલવામા, સારું જીવન વ્યતીત કરવામા પણ તેને આનંદ પડે છે. ઇંદ્રિયોને સંતોષવા કરતા પણ આ બૌદ્ધિક વિષયોમા એને વધારે રસ પડે છે. આ વાત તદ્દન સાચી છે. પરંતુ તેની સાથે એ વાત પણ સાચી છે કે, અસંસ્કારી અવસ્થામાં તેને જે માનસિક યાતના કેવળ અજાણ હતી, તે માનસિક વેદના પણ અનુભવવાનો હવે તેના જ્ઞાનતંતુઓને મહાવરો પડયો હોય છે. તેથી મનની ધારી વાત ન બનતા તીવ્ર માનસિક કષ્ટ તેને અનુભવવું પડે છે. જોયું ને? પહેલા એને માનસિક સુખ નહોતુ તેમ માનસિક દુઃખ પણ નહોતું અત્યારે હવે એનું સુખનુ ક્ષેત્ર વધ્યું છે તેમ દુઃખનુ પણ વધ્યું છે. બીજો એક સહેલો દાખલો લઇએ – ટિબેટમા લગ્ન, જેવુ કંઇ નથી. તેથી લગ્નની ભાવનાને પરિણામે જન્મતી ઈર્ષ્યા કે અદેખાઇ અને તેના દુષ્પરિણામો પણ ત્યા નથી. આમ છતા આપણે ખાત્રીપૂર્વક માનીએ છીએ કે, લગ્નની સ્થિતિ સ્ત્રીપુરુષના સ્વચ્છંદી સંબંધ કરતા વધારે ઉચ્ચ કોટિની છે. ટિબેટવાસીઓ બિચારા પત્નીભક્ત પતિ અને પતિભક્ત પત્નીના વિશુદ્ધ દાંપત્ય સ્નેહની ખુબીથી અજાણ હોય છે, પણ તેની સાથે આપણા સમાજમા પતિ કે પત્ની બેવફા નીવડતા બેમાથી વફાદાર રહેલના મનમા જે દાઝ ઉત્પન્ન થાય છે, તેનું દુઃખ પણ તેમનાથી અજાણ્યું હોય છે– અર્થાત્ લગ્નનો સભ્યતાસૂચક રિવાજ દાખલ કરવાથી દાંપત્ય સ્નેહનું મીઠું સુખ તેમને મળે ખરૂં, પણ તેની સાથે તેમને અદેખાઈ અને બેવફાઇમાંથી નીપજતા કડવા દુઃખ માટે પણ દરવાજા મોકળા કરવા પડે.

આ તમારા દેશ ઇગ્લૅન્ડનીજ વાત કરીએ એ દેશ દુનિયામા સૌથી ધનાઢ્ય તેમજ સૌથી વિલાસી છે, છતા એમા દુ ખનુ પ્રમાણ પણ કેટલુ બધુ બહોળુ છે તેનો ખ્યાલ કરો તમારી પ્રજામા બેગ્ન ચરકેન યાને ગાડાઓની જેટલી સખ્યા છે, તેટલી અન્ય કોઇ પ્રજામા નથી આનું કારણ બીજુ કઇજ નથી, સિવાય કે દ્રવ્યલાલસા ને ભોગવાસનાની પ્રબળતા અહીના સમાજમા આ ભૂત ભરાઇ ગયુ છે કે, માણસે અમુક ધોરણસરજ રહેવુ જોઇએ, અને એ ધોરણ પાછળ તે ધૂમ નાણા ખર્ચે જાય છે અહી એક માણસ વર્ષ દહાડે જેટલી રકમ ખર્ચે છે, તેટલી રકમ એક હિંદવાસીને મળતા તેને દોલત સમાન થઈ પડે અહી સાદા જીવનનો ઉપદેશ ચાલે તેમ પણ નથી, કારણ કે સમાજમા ખર્ચાળ ધોરણ રૂઢ થઈ ગયુ છે. અહીની આજુબાજુની પરિસ્થિતિજ એવી થઇ ગઇ છે કે અમુક સ્થાનમા આટલા ખર્ચ વગર ચાલેજ નહિ એથી ઓછામા ચલાવવા જનાર બિચારાને સમાજના ચાકુ ચક્ર નીચે છુદાઇ મરવુ પડે આ સમાજચક્ર બધેજ અહર્નિશ એકસરખુ ચાલ્યાજ કરે છે; વિધવાના અશ્રુની કે અનાથની ચીચીઆરીઓની તેને પરવા નથી, બધેજ આ દશા છે તમારી ભોગવાસના અને ભોગસામગ્રી બહુ આગળ વધેલી છે, અને તમારો સમાજ પણ બીજા કેટલાક સમાજો કરતા વધારે આકર્ષક છે બીજા કરતા તમારી પાસે ભોગની સામગ્રીઓ વધારે છે એ વાત સાચી, પણ જેમની પાસે તે સામગ્રીઓ તમારા કરતા ઓછી છે, તેમના દુ ખો પણ તમારા કરતા ઓછા છે આ જાતની દલીલ જ્યાસુધી લબાવવી હોય ત્યાસુધી લબાવી શકીએ ટુકામા એટલુજ કહી લઇએ કે, આદર્શ અને અભિલાષા જેમ જેમ ઉન્નત થતા જાય છે, તેમ તેમ સુખનુ પ્રમાણ પણ વધતુ જાય છે, અને દુ ખ પણ તેટલુ ધાડુ થતુ જાય છે મતલબ કે, સુખને દુ ખ એકબીજાની છાયાની પેઠે અનુસરનારા છે

આમ છતા, દુ ખ કિવા અશુભનુ પ્રમાણ ઘટતુંજ જાય છે, એમ કહેવાનો આગ્રહ કોઇ પકડીજ રાખે, તો તેને સામો સવાલ કરીશુ કે, સુખ કિવા શુભનુ પ્રમાણ પણ નથી ઘટતુ એની શી ખાત્રી ? વસ્તુત તો એવો પ્રકાર છે કે અશુભ કિવા દુ:ખ એક બાજુએ ઘટતા જાય છે, તેમ બીજી બાજુએ તે અનેકગણા વધતા પણ જાય છે સારા કરતા નબળાનો વિસ્તાર વ્યવહારમા પણ વધારે જોવામા નથી આવતો શુ ? ખરૂ જોતા તો શુભની વૃદ્ધિ અંક ગણિતના ક્રમે થાય છે, તો અશુભની વૃદ્ધિ રેખાગણિતના ક્રમે થાય છે એ ન્યાય પ્રમાણે તો શુભ ઘટતુ જઇ અશુભ વૃદ્ધિગત થાય છે, એવી હુ દલીલ કરૂ તો શુ ખોટુ ? જોયુને, માયાના ખેલ કેવા

ઉત્તરોત્તર હોય છે શુભ-અશુભ અને સુખ-દુ:ખના જોડકા એકસરખી અવિચ્છિન્નપણે ચાલ્યાજ કરે એનુજ નામ માયા આ મારો વાદ કેવળ સુખવાદ કે આશાવાદ ન કહેવાય, તેમ કેવળ દુ:ખવાદ કે નિરાશાવાદ પણ ન કહેવાય વેદાંત કદાપિ કહેતુંજ નથી કે આ સંસાર કેવળ દુ:ખથીજ ભરેલો છે એમ કહેવું એ સત્યથી વેગળું છે તેજ પ્રમાણે સંસારમાં કેવળ સુખ અને આનંદજ ભરેલા છે એમ કહેવું પણ વાજબી નથી માટે આ જગત કેવળ સુખમય છે, કેવળ મધુમય છે યાને તેમાં જ્યાં ત્યાં સુખના સાગર સાકરના ગાંગડા, મધના કુંડા, મીઠી સુવાસવાળા ફૂલોના ઢગના વાંખ-શયા છે ને સૌંદર્યના ગાડેગાડા ભરેલા છે—એવું શિક્ષણ બાળકોને આપતા વિચાર કરજો એવી જાતનું શિક્ષણ આપવામાં મોટી ભૂલ થાય છે, કારણ વિપરીત અનુભવ થતાં એવા ઉપદેશથી ભરેલા ધર્મગ્રંથોપરથી તેમનો વિશ્વાસ ઉઠી જાય છે વળી એકાદ જણ બીજા કરતા વધારે દુઃખી જણાતા એમ ધારી લઇએ કે, બધાજ દુઃખી છે, તો તેમાં પણ એવીજ ભૂલ થાય છે બધો સંસાર આ દ્વૈતભાવથી ભરેલો હોઇ તેમાં શુભ-અશુભ વગેરે દ્વંદ્વોના ખેલ સતત ચાલ્યાજ કરે છે આપણા ઐહિક અનુભવોનો ખજાનો તે આ સંસારરૂપી અખાડાપર ખેલાતા દ્વંદ્વોના ખેલોનુંજ પરિણામ છે તેમ છતાં આ સુખદુ:ખ વગેરે દ્વંદ્વોના પૃથક્ અસ્તિત્વો છે એમ માની લેશો નહિ કેમકે વસ્તુત તો તે એકજ પદાર્થ હોઇ ભિન્ન ભિન્ન વેશે ભિન્ન ભિન્ન પ્રમાણમાં દેખા દઇ એક ને એક માણસના મનમાં ભિન્ન ભિન્ન ભાવ ઉત્પન્ન કરે છે—એમ વેદાન્ત આગ્રહપૂર્વક જણાવે છે પરિણામે આ દ્વૈતમય ભાસતા બાહ્ય જગતમાં એકત્વ સિદ્ધ કરવું એ વેદાંતનું સૌથી અગત્યનું કાર્ય બને છે, અને એ કાર્યમાં તેને સફળતા પણ મળે છે કેટલાક લોકોમાં અને ખાસ કરી અમનના ઇરાનીઓમાં એક ભોળપણભરી જૂની માન્યતા હતી કે આ સૃષ્ટિની રચના ભલા અને ભુંડા બે દેવોએ ભેગા મળીને કરેલી છે ભલા દેવે બધી સુખસામગ્રી રચી છે ને ભુંડા દેવે બધી દુ:ખસામગ્રી રચી છે આ ભોળા લોકોની ભોળી કલ્પનાનો વિચાર કરીએ જોઇએ, તો તે વળી દેખીતી રીતેજ અસંભવિત લાગે છે કારણ કે એ પ્રમાણેજ જો સૃષ્ટિની રચના થયેલી હોય, તો તો પ્રકૃતિના દરેક નિયમના બબ્બે વિભાગ હોવા જોઇએ, અને એ બન્ને વિભાગના ચાલક વારા ફરતી બદલાતા હોવા જોઇએ સંસારપર બન્નેનો સમાન અધિકાર ચાલતો હોય અને એકબીજાના વિરુદ્ધ કાર્યથી પણ કોઇએ નારાજ ન થવાની દૃઢ સમજૂત બન્નેએ અગાઉથી કરી લાવેલી હોય, યાને બન્નેમાં એટલું ઐક્ય હોય તોજ આ વાત સંભવિત બને એનો અર્થ એ કે, બન્નેના

ઐક્યથી સૃષ્ટિના એક ભાગમા ભલા દેવની ઇચ્છાથી, ધાન્યના ઢગલે ઢગલા ખડકાતા હોય છે; ને બીજા ભાગમા ભુંડા દેવની ઇચ્છાથી લાખો જણ ભૂખમરાનો ભોગ થઇ પડેલા હોય છે. આવી રીતે એ બન્ને દેવોના કાર્ય પરસ્પર ન અથડાઇ પડવા જેટલું ઐક્ય હોય, એ કલ્પના કેટલી બધી અયુક્તિ અને ક્લિષ્ટ છે! કલ્પના ક્લિષ્ટ છે, છતા પોતાની ક્લિષ્ટ રીતે પણ તે જગતમા દેખાતો દ્વૈતભાવ પણ વાસ્તવિક ઐક્યભાવ યાને એકત્વ સિદ્ધ કરે છે, એમા તો શક નહિ.

આપણે એ જોઇ લીધુ છે કે, કેવળ સુખવાદથી કે કેવળ દુઃખવાદથી જગતની યથાર્થ આલોચના થઇ શકે તેમ નથી. કારણકે કેટલીક ઘટના એવી છે કે જે દુઃખવાદને ટેકો આપે છે. માટે એમજ કહેવુ પ્રાપ્ત થાય છે કે, સંસારમા સુખદુઃખનુ મિશ્રણ છે. એમા પ્રકૃતિનો દોષ કાઢવા કોઇ તત્પર થશે; પણ વેદાન્ત સારી રીતે પ્રકૃતિને માથેથી એ દોષનો ટોપલો ઉતારી નાખી આપણા ઉપર મૂકે છે. પરંતુ તેની સાથે એ દોષભારમાથી મુક્ત થવાની આશા અને બારી પણ વેદાંત આપણને બતાવે છે. વેદાંતની એ બારી તે દુઃખના અસ્તિત્વનો કેવળ ઇન્કાર કરવો તે નથી સાચી વાતને સંતાડવાનો પ્રયત્ન કરવાનુ વેદાંત સમજ્યુ જ નથી. વેદાંત તો વસ્તુસ્થિતિ જેવી હોય તેવી ને તેવી હાથમા લઇ તડ ને ફડ તેનું પૃથક્કરણ કરવા મંડી પડે છે, ને તેનુ પરિણામ જેવું હોય તેવું સૌને માટે ખુલ્લુ કરી દે છે તે મુજબ આ બાબતમાં તે કેવળ નિરાશાવાદી કે કેવળ અજ્ઞેયવાદી ન બનતા મનુષ્યને આ દોષભારમાથી મુક્ત થવાનો સચોટ ઉપાય શોધી કાઢે છે અને તે ઉપાય વજ્ર જેવા મજબૂત પાયાપર સ્થાપિત છે તેની ખાત્રી કરે છે. ચંદ્રમા પકડવાની જીદ લઇ બેઠેલા બાળકને છાનું રાખવા તેને બરફી જેવુ કંઇ ખાવાનુ આપી તેનુ મોઢુ બંધ કરી દેવું અગર વિજળીની બત્તી જેવી ખોટી વસ્તુથી તેની આંખો આંજી નાખીને તેને ચંદ્રનો ભાસ કરાવવો, એ થોડા વખત માટે બાળકને ભૂલથાપમા નાખવાનો ઉપાય છે. પણ એ પોકળ થોડાજ વખતમા બાળકના સમજવામા આવી જાય છે, એટલે તેના બનાવનારની બુદ્ધિ અને જ્ઞાનપરથી તેની આસ્થા ઉઠી જાય છે. તેવી સ્થિતિ ઉત્પન્ન થવા ન પામે તેની વેદાંત ખાસ સંભાળ રાખે છે. મારી નાની ઉમરમા બનેલો એક કિસ્સો મને બરાબર યાદ છે. વાત એવી છે કે, એક યુવકનો બાપ પોતાની પાછળ બહોળો વિસ્તાર અને કંગાલિયત મૂકીને મરી ગયો; તેથી તે યુવકને બિચારાને પરિવારનુ પોષણ કરવાના પણ ફાંફા પડવા લાગ્યા. બાપના સગાંસબંધીઓ અને મિત્રો પાસે જતા તેને અનુભવ મળ્યો કે તેઓ કહેવાના સગા હોઇ તેમની પાસેથી કોડીની પણ મદદ મેળવવાની વકી

નથી. એવી રીતે એ નિરાશામાં ડૂબેલો હતો, તેવામાં તેને એક ધર્મગુરુ અથવા ગોર મહારાજનો ભેટો થાય છે. વાતચીતમાં ગોર મહારાજ આગળ પોતાનું દુઃખ નિવેદન કરતાં, ગોર મહારાજ તેને આશ્વાસન આપતાં કહે છે કે "ભાઇ! જે થયું છે ને થાય છે તે સારા માટે, પ્રભુ જે કરે છે તે આપણા ભલા માટેજ હોય છે; એવો વિશ્વાસ રાખી જીવનનાવ હંકાર્યે રાખ." ગોર મહારાજની આ રીત જૂના ગંધાતા ચાદાપર ઓનાનો વરખ ચોટાડી તેને સંતાડવા જેવી હતી. એક રીતે જોઇએ તો તે પોતાની નબળાઇ અને અજ્ઞાનતા દર્શાવનારૂં પગલું હતું. પછી પેલો તરુણ અને ગોર મહારાજ છૂટા પડયા. તે બાદ છએક મહિના રહીને પેલા ગોર મહારાજને ત્યાં પુત્રજન્મ થાય છે. તેના આનંદમાં ગોર મહારાજ પોતાના ઓળખીતા-પારખીતાઓને ચહાપાણી માટે નોતરે છે, નોતરેલી વ્યક્તિઓમાં પેલો યુવક પણ હતો. બધી મંડળી યથાસ્થાને ગોઠવાઇ જતાં ગોર મહારાજે ઉભા થઈ પ્રભુની પ્રાર્થના કરતાં ઉદ્દગાર કાઢયા કે "પ્રભુની આ પ્રસાદી માટે હું વારંવાર તેનો પાડ માનું છું, અને તમે સૌ ભાઇઓ મારી આ પ્રાર્થનામાં સામેલ થાઓ એમ ઇચ્છું છું." એટલે ચટ દઇને તે તરુણ ઉભો થઇને કહેવા લાગ્યો કે "સબૂર, આ પુત્રજન્મનો પ્રસંગ દુઃખદાયી હોઇ તેમાં પ્રભુનો પાડ માનવા જેવું કંઇ નથી." બધા ચકિત ડોળે તે તરુણ સામે જોવા લાગ્યા અને ગોર મહારાજે તેને પૂછ્યું કે "કેમ ભાઇ! તું એમ કેમ બોલે છે?" તેના જવાબમાં તરુણે કહ્યું કે "મારા પિતાનું અવસાન થયું એ દેખીતો દુઃખદ બનાવ હતો, છતાં આપે મને તે વખતે કહ્યું હતું કે 'જે થયું છે તે સારૂં થયું છે એમ સમજ;' તો એ ન્યાયે આ પુત્રજન્મ દેખીતો શુભ પ્રસંગ છે પણ વસ્તુતઃ તો તે દુઃખદ હોવો જોઇએ ના?" અર્થાત્ કે આવી રીતે દુઃખોને દાબી રાખવાથી તે કદાપિ મટવાના નથી. માટે જાતે ભલા થાઓ અને સંકટગ્રસ્ત વ્યક્તિઓ પ્રત્યે ભલમનસાઈ ને દયા ધરાવતા બનો. ટાપટીપ કે અન્ય આચ્છાદનથી દુઃખોને ઢાંકી રાખવાનો પ્રયત્ન કરવો વૃથા છે, એથી આ ભવરોગ ટળે તેમ નથી. એના નિવારણ માટેનો રામબાણ ઇલાજ તો એજ છે કે, સંસારથી પર બનો.

આના ઉપાયની આલોચના કરતાં વેદાંત કહે છે કે, આ દુનિયા શુભ-અશુભના મિશ્રણની બનેલી છે યાને સંસારમાં સુખ ને દુઃખનું મિશ્રણ ભરેલું છે. જ્યાં જ્યાં સુખનો ભાસ થતો હશે, ત્યાં ત્યાં દુઃખ પણ છાયારૂપે હાજર હોવાનુંજ; કિન્તુ સુખદુઃખના આ વ્યક્ત ભાવોની પાછળ ને તેની પાર, આ સઘળા દેખીતા વિરોધી ભાવોની પૂંઠળ ને પર એકત્વ રહેલું છે એમ વેદાંત ખોળી કાઢે

છે, અને જાહેર કરે છે કે "આ નૈતિક અશુભભાવનો ત્યાગ કરો, તેમ મિશ્રિત શુભ ભાવનો પણ ત્યાગ કરો—ને નૈતિક દુઃખ-દુઃખોને તરખા રીતે પાર કરો" તો તો પછી બાકી શું રહ્યું? એમ કોઈ પૂછશે. તેના ખુલાસામાં વેદાંત કહે છે કે "શુભ અને અશુભ ભાવોની પાછળ એક એવી વસ્તુ રહેલી છે, કે જે તમારી પોતાની છે, એ વસ્તુ તે તમારૂં આત્મસ્વરૂપ છે, ને તેજ ખરૂં અસ્તિત્વ છે એ ખરૂં અસ્તિત્વજ—એ આત્મસ્વરૂપજ શુભ અશુભ ભાવે દેખા દે છે" આ સત્ય પ્રથમ પિછાનો તે પછીજ ખરા આશાવાદી કિંવા દુઃખવાદી બની શકાશે તે પહેલાં કદાપિ નહિ કેમકે એ સત્ય સ્વરૂપને ઓળખ્યા પછી અસ્તિત્વમાત્રને તમે પોતાને વશ વર્તાવી શકશો, ને બધાપર તમારો કાબુ રહશે માટે એ સબળ ધ્યાન ભાવો પર પ્રથમ કાબુ મેળવો, તેમને જીતો, એટલે પછી તમને આત્મસ્વરૂપને યથેચ્છ રીતે પ્રકાશવાની છૂટ મળશે માટે પ્રથમ પોતાના મનના માલીક બનો, હરો અને આ પ્રકૃતિના કાયદાના પાશમાંથી મુક્ત બનો પ્રકૃતિના નિયમોની સત્તામાંથી બેધડક બહાર થઈ જાઓ, કેમકે વાસ્તવિક રીતે એ નિયમોની તમારાપર મુદ્દલ સત્તા ન હોઈ તે પોતેજ તમારૂં અંગ છે તેથી સૌથી પ્રથમ એ જ્ઞાન પ્રાપ્ત કરો કે તમે પ્રકૃતિના દાસ નથી, કદાપિ હતા નહિ તેમ કદી થવાના પણ નથી આ પ્રકૃતિ ઉપલક દૃષ્ટિએ તમને અનંત અને અસીમ ભાસતી હશે, પણ વસ્તુત તે અનંત નથી, પણ સાંત અને મહાન છે—એટલી સાંત અને સસીમ કે જાણે મહાસાગરનો એક બિંદુ તમારૂં આત્મસ્વરૂપ, એ મહાસાગર અને પ્રકૃતિ તે એનું એક બિંદુમાત્ર તમારૂં સ્વરૂપ આ સૂર્ય, ચંદ્ર અને નક્ષત્રોથી પણ પર છે એ વાત યદાર્થ પીછાનતા થાઓ, એટલે પછી શુભ અને અશુભ ભાવોપર તમારો કાબુ જામશે એમ થતાં તમારી આંખો આગળનું આખું દૃશ્યજ પલટાઈ જશે અને તમારા મુખમાંથી એકાએક ઉદ્ગાર નીકળી પડશે કે 'અહો! આ શુભ ભાવો કેવા સુંદર' ને અશુભ ભાવો કેવા અદ્ભુત'"

વેદાંતનો ઉપદેશ આવો છે, અને એજ મનુષ્યને શિરે લદાયેલા દોષમાંથી કિંબહુના ભવરોગમાંથી મુક્ત થવાનો ખરો ઈલાજ છે શરીરપર નીકળેલા ચાંદાને સોનાના પત્રાથી સતાડી રાખવા અને ચાંદા મોટા થતા જાય તેમ તેમ તેમના પર મોટા ને મોટા પતરાં ચોટાડવા જેવો બાલિશતાભર્યો ઉપાય વેદાંત સૂચવતો નથી આ જીવન એ એક બહુ અગત્યનો કોયડો છે, ને તેને અમ ભલે ભેદવાનો છે બીજા શબ્દોમાં કહીએ તો આત્માને દેહરૂપી દુર્ભેદ્ય કેદખાનું પ્રાપ્ત થયેલું છે, ને તેમાંથી તમારે તેને મુક્ત કરવાનો

છે હિંમતભેર આગળ વધો ને કેદખાનાને ફોડી છુટકારાનો દમ ખેંચો. એની દિવાલો વજ્રની બનેલી હોય તોપણ ચિંતા રાખવાનું કારણ નથી, કેમકે આત્મા વજ્રથી પણ વધારે શક્તિવાન છે. વળી વેદાંતની બીજી ખુબી એ છે કે, આપણાં દુઃખોની જવાબદારી તે બીજા દેવનાપર ઢોળી ન દેતાં સ્પષ્ટ શબ્દોમાં જણાવી દે છે કે, મનુષ્ય પોતેજ પોતાનો ભાગ્યવિધાતા છે તમે પોતેજ પોતાની જાતને દુઃખી બનાવો છો; સારૂં નરસું વગેરેના કર્તા તમે પોતેજ છો. પરંતુ અત્યારે વાત એવી છે કે, તમે પોતાની આંખો આડે પોતાના હાથ રાખી મૂક્યા છે તે ખાલી બુમરાણ મચાવો છો કે અંધારૂં છે, અંધારૂં છે; કંઇ દેખાતું નથી, દેખાતું નથી. હાથ ખસેડી લ્યો એટલે અજવાળું આપોઆપ દેખાવા માંડશે. તમે સ્વયંજ્યોતિસ્વરૂપ છો, તમે પોતે પહેલેથીજ પૂર્ણ છો. આ જ્ઞાન પ્રાપ્ત થતાંજ આપણને પ્રતીતિ થાય છે કે, मृत्योः स मृत्युमाप्नोति य इह नानेव पश्यति—એટલે કે અહીં આ લોકમાં બહુત્વને પેખનાર માણસ મૃત્યુપરંપરાનો ભોગ બને છે. એ શ્રુતિવાક્ય સાવ સાચું છે. મિથ્યા બહુત્વને ઠેકાણે એકત્વ અનુભવી મુક્ત થાઓ-એજ ભવમુક્તિનો સાચો માર્ગ છે.

આ ઠેકાણે હવે કોઇ સવાલ કરશે કે, એ એકત્વને નિહાળાય શી રીતે? તો કે ઇંદ્રિયોથી નહિ, પણ મનથી. મન સામાન્ય રીતે જો કે અતિ ચંચળ, ભ્રાંત અને નિર્બળ હોઇ સહેજમાં આમતેમ દોરાઇ જાય તેવું છે, તથાપિ એજ મનને યુક્તિપૂર્વક સબળ બનાવી તેના દ્વારા એ એકત્વની, એ જ્ઞાનમય પરમ સ્વરૂપની ઝાંખી કરી શકાય છે; અને એ ઝાંખી પ્રાપ્ત થતાં આપણો જન્મમરણનો ફેરો પણ ટળી જાય છે પર્વતપર વરસતા વરસાદનું પાણી પર્વતની બાજુઓપરથી જેમ જૂદા જૂદા પ્રવાહોમાં નીચે ભૂમિપર વહી આવે છે, તેમ આ જગતમાં જણાતી સર્વ શક્તિઓ તે એકજ પરમ તત્ત્વમાંથી પ્રાદુર્ભૂત થયેલી છે-અર્થાત્ કે પર્વતપરથી વહેતા જૂદા જૂદા પ્રવાહો જેમ એકજ વરસાદના પરિણામરૂપ છે, તેમ જગતમાં જણાતી ભિન્ન ભિન્ન શક્તિઓ અને વ્યક્તિઓ પણ તે **एकमद्वितीयम्** તત્ત્વના પરિણામરૂપ છે. વરસાદનું પાણી જેમ એક હોવા છતાં પર્વતપર પડવાથી ભિન્ન ભિન્ન પ્રવાહોમાં પરિણમે છે, તેમ એકત્વ માયાપર પડવાથી બહુત્વમાં પરિણમ્યું છે. એ બહુત્વ ખરી વસ્તુ નથી, માટે તેની પાછળ દોડવાનું છોડી દો, ને મૂળ વસ્તુ જે એકત્વ તેની તરફ વળો. કારણ કે કઠોપનિષદની ૯ મી વલ્લીના બીજા શ્લોકમાં કહ્યું છે તેમ એજ હંસલો યાને આત્મા ગગનમાં ઘૂમતા સૂર્યચંદ્રાદિ ગોલકોમાં, અંતરિક્ષમાં વહેતા વાયુમાં, યજ્ઞના અગ્નિમાં—રે! વિશ્વભરમાં વ્યાપેલો છે. એજ

एकमद्वितीयम् પરમતત્ત્વ જળમા તેમ સ્થળમા, મનુષ્યમા તેમ જનાવરમા, જડમા ને ચેતનમા, અતિથિમા ને ભિક્ષુકમા અને અણુએ અણુમા વ્યાપેલુ છે. એ મહાન છે, એ પરમ પવિત્ર પુરાણ પુરુષ છે વળી અગ્નિતત્ત્વ એકજ હોવા છતા ભૂતળપર આવતા દાહ્ય વસ્તુના રૂપભેદથી ભિન્ન ભિન્ન રૂપ ધારણ કરે છે, અને વાયુતત્ત્વ પણ એકજ હોવા છતા ભુવનની વિવિધ વસ્તુઓના સયોગથી તે તે વસ્તુરૂપ ભાસે છે. આબેહૂબ તેજ મુજબ સર્વ ભૂતસ્થ અંતરાત્મા એકજ હોવા છતા વસ્તુભેદને લીધે તે તે વસ્તુસ્વરૂપ ભાસે છે. એકજ તત્ત્વ સચરાચર સકળ વસ્તુઓની અદર તેમજ તેમની બહાર પણ છે પરતુ આ વાત તમને પૂરેપૂરી તો ત્યારેજ સમજાશે કે જ્યારે તમે આ એકત્વને અનુભવથી પિછાનશો, તે પહેલા નહિ. પછી તો તમને જ્યા ને ત્યા આનંદ આનદ જણાશે, કેમકે બધે જ ઠેકાણે તે આનદમય તત્ત્વ રહેલુ છે

હવે આ ઠેકાણે કોઇ શકા ઉઠાવશે કે, એ વિશુદ્ધ સચ્ચિદાનદ આત્મા સચરાચર સૃષ્ટિમાત્રમા વ્યાપેલો છે એ તમારૂ કહેવુ સાચુ હોય, તો પછી એ આત્માને દુખ કેમ ભોગવવુ પડે છે અને એ અપવિત્ર કેમ બને છે ? આના સમાધાનમા ઉપનિષદ્ કહે છે કે, આત્માને કદાપિ દુખાનુભવ કરવો પડતો નથી સૂર્ય બધા નેત્રની દૃષ્ટિશક્તિનુ કારણ છે, પણ કોઇ નેત્રને ઇજા પહોચતા યાને તેની દૃષ્ટિશક્તિ નષ્ટ થઇ જાય, તોપણ સૂર્ય જે દૃષ્ટિશક્તિનુ આદિકારણ છે તેમા ભિનકુત્ર ઉણપ આવતી નથી. તેવીજ રીતે શારીરિક કે આજુબાજુના બીજા દુખોની જરાયે અસર આત્માપર થતી નથી મને કમળાનો વ્યાધિ લાગુ પડે અને તેથી સઘળુ પીળુ પીળુ દેખાય, પણ તેથી સૂર્યના પોતાના તેજમા કઈ વિકાર થતો નથી, તેવી રીતે આત્માની બાબતમા પણ સમજવાનું છે. માટે આત્મા અપવિત્ર બને છે કિવા તેને દુખ ભોગવવા પડે છે, એવી શકાને મનમાથી તિતાજલિ આપી દો. આ એકત્વ કે જે બહુત્વરૂપે ભાસે છે, તે એકત્વજ-એ પરમ તત્ત્વજ આ જગતનુ ઉત્પાદક અને શાસક છે, અને તેજ ભૂતમાત્રના અંતરપ્રદેશમા રહેલુ છે એ રીતે જે જ્ઞાનીઓ તેને નિહાળે છે, આત્માના પણ આત્મારૂપે એ પરમ તત્ત્વનો સાક્ષાત્કાર કરે છે તેમનેજ પરમ શાતિની પ્રાપ્તિ થાય છે, બીજાને નહિ તે નહિજ. આ અનિત્ય વસ્તુઓની અદર પણ એ નિત્ય વસ્તુને જેઓ નિહાળે છે, આ નાશવત જગતમા પણ એ અવિનાશી તત્ત્વને જેઓ પિછાને છે, આ બહુત્વમા પણ એકત્વનો સાક્ષાત્કાર જેમને થાય છે અને જેઓ તે નિત્ય, અવિનાશી એકત્વનેજ પોતાના આત્માના પણ આત્મારૂપે અનુભવે છે, તેઓજ અચળ ને અનત શાતિ-

ના અધિકારી થાય છે; બીજાં નહિ તે નહિજ ત્યારે એને કયા અને કયી બત્તી લઈને દુઢવો—ભૂલોકમાં, સૂર્યલોકમા, ચદ્રલોકમા કે અન્ય ગોળકોમા ? ના, એને એવા સ્થાનમા ઢુઢો કે જ્યા સૂર્ય, ચંદ્ર કે તારાગણોનો પ્રકાશ કામ આવતો નથી, અને જ્યા વિજળીના ઝળકાગતું તેજ પણ નકામું છે–તોપછી આ મૃત્યુલોકના દીપકનું તો ગજુજ શુ ? એના પ્રકાશથીજ પ્રકાશના આ સાધનો પ્રકાશે છે એનુજ તેજ તેમણે ઉછીનુ લીધું છે, કિંબહુના એજ તેમની મારફત પ્રકાશે છે. આ ઉપમા ઉપરાત બીજી પણ એક સુદર ઉપમા, આ પરમ તત્વના સબધમા ઉપનિષદમા અપાઇ છે. તે એવી કે, પરબ્રહ્મ એ એક સનાતન વટવૃક્ષ છે. તે બધાનુ મૂળ થઇ હોઈ તેમાથી ભિન્ન ભિન્ન શાખાઓ ફૂટીને વિશ્વરૂપમા પરિણમી છે ફેરમાત્ર એટલો કે, તેનું મૂળ ઉપરની બાજુએ છે ને શાખાઓ નીચેની બાજુએ ફેલાએલી છે આ ઉપમા તમારામાથી જે લોકોએ હિદુસ્થાન દેશમા ઉગતા વડના ઝાડને અને તેના વિસ્તારને જોયો હશે, તેમનાથી બરાબર સમજાશે

વેદના બ્રાહ્મણભાગમા જૂદા જૂદા સ્વર્ગની કથાઓ છ; પણ ઉપનિષદ્ભાગમા એ સ્વર્ગોમા જવાની કલ્પનાનો સદતર ત્યાગ કરવામા આવ્યો છે ઇંદ્રલોકમા કે વરુણલોકમા જવાથી બ્રહ્માનદની પ્રાપ્તિ થાય છે, એવુ નથી એ અતુલ આનદ તો આપણા આત્માની અંદરજ રહેલો છે. સ્વર્ગના નામોનો કંઇ અર્થ નથી આ પરલોકોનો અર્થ એટલોજ કે, સાક્ષાત્કાર અથવા બ્રહ્મદર્શનની જૂદી જૂદી ભૂમિકાઓ. પિતૃલોકમા થનાર બ્રહ્મદર્શન સ્વપ્નસૃષ્ટિની માફક આછુ હોય છે, ગધર્વલોકમા થતુ બ્રહ્મદર્શન જળની અદર દેખાતા પ્રતિબિંબ જેવુ અસ્થિર અને અસ્પષ્ટ હોય છે, બ્રહ્મલોક કે જે ઉચામા ઉચી સ્વર્ગભાવના છે તેમા થનાર બ્રહ્મદર્શન તેજ અને છાયાના જેવું ચોખ્ખુ હોય છે, પણ હજી જેઇએ તેવુ સ્પષ્ટ નહિ. તેજ અને છાયા જેમ જૂદા પડી આવે છે, તેમ બ્રહ્મલોકમા થનારા બ્રહ્મદર્શનમા બ્રહ્મ અને જગત્ પૃથક્ પડી જાય છે આરસીના જેવુ ચોખ્ખુ, પૂર્ણ અને સ્થિર બ્રહ્મદર્શન તો આપણા અતરાત્માજ થાય છ, તેથી ઉચામા ઉચા સ્વર્ગલોક કરતા પણ ઉંચુ સ્વર્ગ આપણા પોતાના આત્મામા રહેલુ છે વેદાત કહે છે તેમ આપણો આત્માજ સઘળા દેવદહેરા અને સ્વર્ગો કરતા ચઢીઆતું પૂજાનુ યાને બ્રહ્મદર્શનનુ ધામ છે, કેમકે બ્રહ્મદર્શન આપણા અંતરાત્મામા જેટલુ સ્પષ્ટ અને સપૂર્ણ થાય છે, તેટલુ કોઈ સ્વર્ગમા કોઈ ઠેકાણે થતુ નથી સુખની શોધમા મનુષ્યો ઘણી વાર સ્થાનાતર કરે છે, પણ આ આત્મદર્શનની શોધમા એવાં સ્થાનાતરનો કશો ઉપયોગ નથી. હુ મારા દેશ–હિદમા હતો ત્યારે

મને લાગેલું કે નિર્જન ગુફામાં નિવાસ કરવાથી મને બ્રહ્માનંદના સ્પષ્ટ દર્શન થશે; પણ તેવું કંઈ બન્યું નહિ. પછી મેં ધાર્યું કે, અરણ્યમાં રહેવાથી મને તે લાભ મળશે, પણ તેમાંયે મારે નિરાશ થવું પડ્યું. પછી વળી લાગ્યું કે, તીર્થક્ષેત્ર કાશીધામમાં જવાથી મારી ઇચ્છા પરિપૂર્ણ થશે, પણ ત્યાંયે મારે નાસીપાસ થવું પડ્યું. મુશ્કેલી બધે એકની એકજ હતી અને તે એ કે, આપણે જ્યાં જઈએ છીએ ત્યાં આપણી પોતાની સૃષ્ટિ ઉત્પન્ન કરી લઈએ છીએ. હું જાતે અસાધુ કે ભુંડો હોઉં, તો જગત સમસ્ત મને અસાધુ કે ભુંડું ભાસે છે. બધાય લોકમાં યાને સ્વર્ગોમાં સુદ્ધાં આ નિયમ પ્રવર્તે છે. મરણ પછી જો મારે સ્વર્ગમાં જવાનું થાય, તો ત્યાં પણ મને એવોજ અનુભવ થવાનો. કારણ કે હું જાતે સુધર્યા વગર ગુફા, જંગલ, કાશી કે સ્વર્ગમાં જવાનો કશો અર્થ નથી, અને જો હું મારીજ આરસી કહેતાં મનને સાફ કરી લઉં, તો પછી હું ગમે ત્યાં વસતો હોઉં તોયે શું થયું? સત્યનું પ્રતિબિંબ મને જેવું છે તેવુંજ પ્રાપ્ત થવાનું. માટે આત્મદર્શનને વાસ્તે અહીં તહીં દોડાદોડી કરવી યાને સ્થાનાંતર કરવું કેવળ વૃથા છે, શક્તિનો વ્યયમાત્ર છે. એ શક્તિને એમ નિરર્થક વાપર્યા કરતાં મનરૂપી આરસીને સ્વચ્છ કરવામાં વાપરવી વધારે લાભકારી છે. આજ વિચાર કઠોપનિષદના નીચેના શ્લોકમાં વર્ણવાયો છે –

न संदृशे तिष्ठति रूपमस्य न चक्षुषा पश्यति कश्चनैनम् ।
हृदा मनीषा मनसाभिक्लृप्तो य एतद्विदुरमृतास्ते भवन्ति ॥

અર્થાત્ એનું રૂપ દર્શનનો વિષય નથી. કોઈપણ તેને આ ચર્મચક્ષુઓથી જોઈ શકતું નથી. શુદ્ધ હૃદય, સંશયરહિત બુદ્ધિ અને સાફ મનદ્વારાજ તેનું દર્શન શક્ય બને છે. જે જ્ઞાનીને આ આત્મદર્શન પ્રાપ્ત થાય છે તે અમર બની જાય છે.

ગયા ઉનાળાની મારી રાજયોગ ઉપરની વ્યાખ્યાનમાળા જેમણે સાંભળી હશે, તેમની જાણ માટે એ જણાવવાનું હું ઉચિત સમજું છું કે, એ રાજયોગ આ જ્ઞાનયોગથી કેવળ ભિન્ન પ્રકારનો છે. આ જ્ઞાનયોગ કે જેની આપણે અત્યારે આલોચના કરી રહ્યા છીએ, તેમાં મુખ્ય વાત ઇંદ્રિયનિગ્રહની છે. જ્યારે તમામ ઇંદ્રિયો વશ થઈ જાય છે, કિંબહુના તેઓ આપણી દાસીઓ બની જાય અને જ્યારે તેઓ આપણા મનને કિંચિત્ પણ ચલાયમાન કરવાની શક્તિ ન ધરાવે, ત્યારેજ આપણે સિદ્ધયોગી થયા કહેવાઈએ, અને ત્યારેજ આપણને પરમ ગતિની પ્રાપ્તિ થાય. હૃદયમાં ઘર કરી રહેલી કામનામાત્રને દેશવટો દેવામાં આવે ત્યારેજ મર્ત્ય મટી અમર્ત્ય બનાય, અને આ લોકમાંજ એકત્વને પમાય, યાને જીવન મુક્ત બનાય. મારાંશ કે, હૃદયની ગ્રંથિઓનો વિચ્છેદ થતાં આ

લોકમાંજ મર્ત્ય આદમીને અમરતાની લ્હાણુ થાય છે

હવે આ ઠેકાણે થોડોક બીજો ખુલાસો કરવાની જરૂર છે. સાધારણ રીતે તમને એમ સમજાવવામા આવશે કે 'આ વેદાંત તેમજ અન્યાન્ય ભારતીય દર્શનશાસ્ત્રો આ જગત અને તેના ભોગોને છોડી તેનાથી પર બીજે કંઇ જવાનો ઉપદેશ આપે છે.' આ જગતને છોડી બીજે કઈ જવાનું છે એવું માની લેવું કેવળ ભૂલભરેલું છે. અમારું વેદાન કે તત્ત્વજ્ઞાન શી વસ્તુ છે તેનો જેમને બિલકુલ ખ્યાલ નથી અગર તેને સમજવા પૂરતું જેમનું ભેજું નથી, તેવા સાવ જોટ લોકોજ એવો મિથ્યા બકવાદ કરશે બાકી, અમારા શાસ્ત્રોમા તો સાફ શબ્દોમાં નિરૂપણ ગયેલું છે કે, અમારા તત્ત્વવેત્તાઓ આત્મશોધ માટે બીજી દુનિયામા જવાનું કહેતાજ નથી. ઉલટપક્ષે તેઓ સ્વર્ગ વગેરે અપર લોકોને એમ કહીને ઉતારી પાડતા જોવામા આવે છે કે, એ અપર લોકોમાના જીવન અને આનંદ પણ અલ્પજીવી છે. ખરી વાત એમ છે કે, આપણે જ્યાંસુધી નિર્બળના નિર્બળ રહીશું, ત્યાંસુધી આપણને સ્વર્ગ કે નરક જેવા અપરલોકમા આથડતું પડવાનુંજ. બાકી, સત્યલોક તો અહીંજ છે; આપણો આત્મપ્રદેશ એજ સત્યલોક. વળી અમારા શાસ્ત્રમા એમ પણ ભારપૂર્વક જણાવવામા આવ્યું છે કે, આત્મહત્યા કરવાથી પણ આત્મતત્ત્વને અવગત કરી શકાતું નથી, એટલે કે જન્મમરણનો ફેરો તો કાયમનો કાયમજ રહે છે. અમે હિંદુઓ તમારા પાશ્ચાત્ય લોકો જેટલાજ વ્યવહારદક્ષ છીએ. તફાવત જે છે તે એજ કે, જીવનસંબંધી અમારા વિચારો તમારાથી નિરાળા છે તમે લોકો કહો છો કે, રહેવા માટે સારા સારા મકાન બાંધવા જોઇએ, સારા અન્નવસ્ત્ર મળવા જોઇએ તથા અમુક પ્રકારની કેળવણી ને અમુક પ્રકારનો બુદ્ધિવિકાસ હોવાજ જોઇએ. આ બાબતમા તમે લોકો બહુ ચતુર છો, પણ એ ઉપાધિઓમાજ તમારું આખુ જીવન વ્યતીત થઇ જાય છે. અમે હિંદુઓ કહીએ છીએ કે, રહેવાને ઝુંપડું હોય કે ન હોય, પહેરવાને લંગોટી હોય કે ન હોય, ખાવાને કંદમૂળ હોય કે ન હોય તેની પરવા નહિ, પરંતુ ખરું જ્ઞાન જે આત્મજ્ઞાન છે, તેનો આનંદ મેળવવા જ આ જીવન સરજાયું છે ને તે પ્રયત્નમાજ તે વ્યતીત થવું જોઇએ. અમેરિકામા એક પ્રસિદ્ધ અજ્ઞેયવાદી છે તે ગૃહસ્થ મોટા સજ્જન હોઈ સારા વક્તા છે. તે ધર્મ ઉપર વ્યાખ્યાન આપી શ્રોતાઓના મનપર એમ ઠસાવવાનો પ્રયત્ન કરે છે કે 'ધર્મ એ કેવળ ધતીંગ છે. બીજી દુનિયાઓ વિષે આપણે નાહકના માથા શા માટે ફોડવાં?' પોતાના આ કથનની પુષ્ટિમા તે આ ઉપમાનો ઉપયોગ કરે છે કે 'નારંગી યાને રસની ભરી કુપ્પી અહીં આ દુનિયામાંજ છે, અને

ખબર નથી માટે તમારું ભૌતિક અધ્યયન તમને મુબારક હો, મને મારે રસ્તે વિચરવા દો

હુ મારા પોતાના કાર્યમા મારી પોતાની રીતે અત્યત કુશળ છુ જો સર્વવ્યવહારદક્ષતા તમારા પાશ્ચાત્ય મુનકોમાજ રહેની છે, એવો તમારો ખ્યાન હોય તો તે બેહૂદો યાને અર્થ વગરનો છે તમારી વ્યવહારકુશળતા એક બાબતમા છે ને મારી બીજી બાબતમા છે મનુષ્યો જેમ ભિન્ન ભિન્ન પ્રકારના હોય છે તેમ મન પણ ભિન્ન ભિન્ન પ્રકારના હોય છે હિંદુસ્થાનમા જો કોઇને કહ્યુ હોય કે, દેહાન સુધી એક પગપર ઉભા રહેવાથી તને સત્યની પ્રાપ્તિ થશે, તો તે શખ્સ એ બોધને માથે ચઢાવશે ને તે મુજબ વર્તશે પણ ખરો તેનાથી ઉલટ અહી પશ્ચિમમા જો ખબર પડે કે, અમુક અમુક આઘેના જગલી પ્રદેશમા કોઇ ઠેકાણે સોનાની ખાણુ નીકળે તેમ છે, તો હજારો જણુ સોનાની લાલસાથી જીદગીના જોખમ ખેડે છે, પણ તેમા વિજય તો કોઇકનેજ મળે છે એજ સહસ્રાવધિ મનુષ્યોને કેટલીવાર કહેવામા આવ્યુ હોય છે કે 'તમારે આત્મા છે' પણ એ આત્મની દરકાર લેવાનુ કામ દેવળનેજ સુપ્રત કરીને તેઓ સતોષ પામે છે સોનાની શોધ માટે જાન સાથે ઝપલાવનારા પૈકી આત્માની શોધ માટે કોઇજ તૈયાર થતુ નથી અમારા હિંદુના સબધમા તેથી ઉલટુ જોવામા આવશે એને જો કોઇ સોનાની ખાણુને પત્તો દેખાડી સાહસ ખેડવાનુ કહેશે, તો તે નરભક્ષક જગલીઓના પ્રદેશમા જવાનો ઇન્કાર કરશે અને કહેશે કે 'રે બાપ ! એ જગલીઓ મારીને ખાઈ જાય' પણ એજ માણસને જો કહેવામા આવે કે, અમુક અમુક પહાડની ટોચપરની ગુફામા પરમાત્મદર્શન કરાવનાર એક ચમત્કારી મહાત્મા રહે છે, તો તે તત્કાળ તે મહાત્માની પ્રસાદી મેળવવાના લોભે ગમે તેવુ જોખમ ખેડવા પણ તૈયાર થશે આ બને પ્રકારના મનુષ્યો વ્યવહારદક્ષ કહેવાય પણ તમારી ભૂલ અહી થાય છે કે, જગતના સ્થૂળ વિષયોનેજ તમે આ જીદગીનૂ સર્વસ્વ ગણી બેઠા છો. પણ તમારા સુખ અને આનદના વિષય નાશવત ઇંદ્રિયપદાર્થો છે એ પદાર્થોમા નિત્ય એવી કોઇ ચીજ નથી અને તેથી તેમને વળગી રહેવાથી તમારા દુખોની વૃદ્ધિ ને વૃદ્ધિ થતી રહે છે જ્યારે મારો સુખનો વિષય મને અનત શાંતિ અપાવનારો નીવડે છે

તમારી માન્યતા ખોટી છે એમ હુ નથી કહેતો તમને તે મુબારક નીવડો ! તેમાથી તમને પરમ લાભ અને કલ્યાણની પ્રાપ્તિ થાય ' પરતુ તેથી મારા મનને તમારે તરછોડવો કે નિંદવો જોઇએ નહિ મારો માર્ગ પણ મારા ભાવ પ્રમાણે સપૂર્ણ વ્યાવહારિક છે આપણે બધા આપણા મતવ્ય મુજબ આપણુ કાર્ય આગળ

ચલાવીએ. હું ઇચ્છું છું કે, પ્રભુ કરે ને આપણ બને પક્ષોની માન્યતા સરખી વ્યાવહારિક ઠરે ' એવા પણ કેટલાક વૈજ્ઞાનિકો મારા જોવામાં આવ્યા છે કે જેઓ વિજ્ઞાનવેત્તાતરીકે તેમજ તત્ત્વચિંતકતરીકે એકસરખા કુશળ છે. આથી હું ઉમેદ ધરાવું છું કે, કાળે કરીને આખોયે માનવસમાજ એ બને બાબતોમાં સાચો વ્યવહારદક્ષ બનશે. ચૂલાપર રાખેલા વાસણમાંનું પાણી જ્યારે ઉકળવા માંડે છે, ત્યારે પહેલાં તો પાણીની સપાટીપર એક પરપોટો નજરે પડે છે. પછી બીજો, ને પછી ત્રીજો એમ પરપોટાની સંખ્યા વધતાં વધતાં આખુંજ પાણી સામટું ઉકળવા લાગે છે. આ દુનિયા પણ ઉકળતા પાણી જેવી છે. દુનિયાની પ્રત્યેક વ્યક્તિ પરપોટા સમાન છે અને વ્યક્તિઓના બનેલા ગંજી પરપોટાઓના સમૂહો છે. પાણીના પરપોટાઓ પરસ્પર જોડાઇને વાસણમાં એક ભારે ખળભળાટ મચાવી મૂકે છે, તેમ આ ગંજી પણ ધીરે ધીરે એકબીજા સાથે સમેલન સાધીને ભારે પરિવર્તન નીપજાવશે. મારી ખાત્રી છે કે એક વખત એવો જરૂર આવશે કે જ્યારે સઘળો ભેદભાવ નષ્ટ થઇ જશે અને જે ઐક્ય પ્રત્યે આપણે સૌ પ્રયાણ કરી રહ્યા છીએ, તે એકત્વ દીસી આવશે. એક સમય એવો જરૂર આવશે કે જ્યારે સંસારની પ્રત્યેક વ્યક્તિ ભૌતિક તેમજ આધ્યાત્મિક ઉભય વિદ્યાઓમાં સરખી પારંગત થઈ હશે, અને પરિણામે જગતભરમાં એકત્વનો એકરાગ પ્રવર્તતો હશે—રે ' પ્રત્યેક માનવી જીવનમુક્ત બન્યો હશે. અત્યારે આપણી અંદર દીસતાં ઈર્ષ્યા, અદેખાઈ, ઘૃણા ને નિંદા, અગર પ્રેમભાવ કે સહકારવૃત્તિ વાટે આપણે સૌ તે એકજ લક્ષ્ય—એકત્વ પ્રતિ પ્રયાણ કરી રહ્યા છીએ, એ મારી વાત નિઃશંકપણે માનો. કાળનો પ્રચંડ પ્રવાહ આ એકત્વના મહાસાગર તરફ વહી રહ્યો છે અને તે પોતાની સાથે આપણને પણ ઘસડતો જાય છે. ઘાસનાં તણખલાં કે કાગળની કરચો પેઠે આપણામાંના કેટલાક જણ પાણીની સપાટીપર વગર ઉદ્દેશે આમતેમ ભટકતા હશે, તેઓ પણ અંતે તો જીવન અને આનંદના આ અતુલ મહાસાગર—એકત્વમાં આવી ભળવાનાજ, એ વાત નિઃસંદેહ છે.





# १०—ब्रह्मांड—स्थूलसृष्टि*

આપણી ચારે તરફ મઘમઘી રહેલા પુષ્પોની મનોહરતા, પ્રતિ સવારે થતા સૂર્યોદય વખતની સુવર્ણમય રમ્યતા અને પ્રકૃતિ અથવા નિસર્ગદેવીએ ધારણ કરેલી પચરંગી સાડીની શોભા, ખરેજ અદ્વિતીય અને મનોહર છે વિશ્વસમસ્ત ખરેજ અત્યંત મનોહર છે, અને એ મનોહરતાનો ઉપભોગ મનુષ્યજાતિનું આ પૃથ્વીપર આવાગમન ચાલુ થયું ત્યારથી તે કરતી આવી છે ગગનને પહોંચતા ભવ્ય ગિરિરાજો મહાસાગર ભણી ધસમસતી પ્રચંડ વેગવતી નદીઓ, દુર્ગમ વનપ્રદેશો ને નિર્જન રણમેદાનો, અગાધ મહાસાગરો અને ટગમગ ચમકતા અસંખ્ય તારલીઆયુક્ત આ ગગનમંડળ—આ બધુંજ ખરેખર ભવ્ય, પ્રભાવશાળી, કુતુહલજનક અને મનોહર છે આ સમગ્ર અસ્તિત્વ સમષ્ટિ જેને આપણે પ્રકૃતિ કિંવા નિસર્ગ નામે ઓળખીએ છીએ, તે ચિરકાળથી મનુષ્યના મનપર પોતાની ભવ્યતા અને મનોહરતાની છાપ પાડતી આવી છે મનુષ્યની વિચારશક્તિ ઉપર તેની અસર થાય છે અને તેને પરિણામે મગજમાંજ પ્રશ્ન ઉદ્‌ભવે છે કે “આ બધું શું છે ને ક્યાંથી આવ્યું છે?” માનવજાતિના જૂનામાં જૂના ગ્રંથ વેદોની સમક્ષ પણ આજ પ્રશ્ન પૂછતો આવ્યો છે કે ‘આ બધું ક્યાંથી આવ્યું છે? જ્યારે ‘અસ્તિ’ કે ‘નાસ્તિ’ કંઈજ નહોતું અને અંધકાર અંધકારમાં છુપાયેલો હતો, ત્યારે આ વિશ્વને—આ બ્રહ્માંડને કોણે, ક્યાંથી અને કેવી રીતે બહાર આણ્યું? આ રહસ્યની ખબર કોને હશે?’ એજ પ્રશ્ન આપણને પણ ઉત્તરોત્તર વારસામાં મળતો આવ્યો છે એનો જવાબ આપવાના લક્ષાવધિ પ્રયત્નો અત્યાર સુધીમાં થયા છે, તથાપિ હજી લક્ષાવધિ પ્રયત્નો એ પ્રશ્નના સમાધાન અર્થે થયા કરશે આનું કારણ એમ નથી સમજવાનું કે, અત્યાર સુધીના પ્રયત્નો સાવ નિષ્ફળ નીવડ્યા છે એ પ્રશ્નના પ્રત્યેક ખુલાસામાં સત્યનો કંઈ ને કંઈ અંશ તો જરૂર સમાયેલો હોઈ એ સત્યાંશ વખતના વહેવા સાથે બળવત્તર બનતો જાય છે યાને વધતો જાય છે આજના વ્યાખ્યાનમાં આ પ્રશ્નની હું તમારી આગળ ચર્ચા કરી અમારા પ્રાચીન તત્ત્વવેત્તાઓના ચિંતનોમાંથી મને જે જવાબ

* ન્યુયૉર્કના ૧૯ જાન્યુઆરી, ૧૮૯૬

તો તેમની અંદર પણ એજ 'ઉ ય તથા અસ્ત'નો પ્રકાર બનતો જોઈએ છીએ પહાડોમા પ્રવર્તતા સરકના બ ફના તોફાનો તથા તેમનાપર થઇને વહેના ઝગઓ અને ઘોધોની ક્રિયાઓ પહાડના પાષાણોપર થાય છે પરિણામે ધીમે ધીમે પણ ખાત્રીપૂર્વક પહાડો ચૂર્ણ-વિચૂર્ણ બને છે, તેમના ચૂ ાની રેતી બને છે અને એ રેતીના રજ કણ નદીઓવાટે સમુદ્રમા ઠનવાઇ સમુદ્રમા તેના એકપર એક થર જામી કઠણ ખડકો બને છે, અને તે ખડકો વખત આવતા ભવિષ્યના જમાનામા પાછા મોટા પહાડરૂપે પૃથ્વીપર દેખા દે છે. ફરી પાછા તે ચૂર્ણવિચૂર્ણ થઇ રેતીમા રૂપાનર પામશે અને ફરી પાછા રેતીમાથી પહાડ બનશે એ પ્રમાણે રેતીમાથી પહાડો અને પહાડોમાથી રેતી, એ ક્રમ સૃષ્ટિની હયાતિ લગી ચાલ્યાજ કરે છે

હવે, જો આ વાત સત્ય હોય કે પ્રકૃતિ પોતાના બધા કાર્યોમા સમાનશીન છે, અને એ જો સત્ય હોય કે, જે પ્રણાલિકાએ રેતીના કણની ઉત્પત્તિ થાય છે તેજ પ્રણાલિકા અને પદ્ધતિએ મોટા મોટા સૂર્યો, તારાઓ અને આ વિશ્વ સમસ્તની ઉત્પત્તિ થઇ છે, અને જો એ સાચુ હોય કે, એક પરમાણુ તેમજ બ્રહ્માડની ઉત્પત્તિમા યોજના અને કૌશલ્ય એકસરખા છે, અને જો એ ખરૂ હોય કે સમગ્ર વિશ્વમા એકજ નિયમ પ્રવર્તે છે, તો તો વેદાતે પ્રતિપાદન કર્યુ છે તેમ માટીના એક ઢેફાને જાણવા-સમજવાથી બ્રહ્માડની સકળ માટીની પ્રકૃતિનુ જ્ઞાન પ્રાપ્ત થઇ જાય છે-અર્થાત્ કે પ્રકૃતિમા ઉત્પત્તિ-લયનો એકસમાન કાયદો અને એકસમાન યોજના પ્રવર્તે છે, અને જ્યાસુધી મનુષ્યને તેથી ઉલટો અનુભવ થયો નથી, ત્યા સુધી એથી વિરુદ્ધ માનવાને કારણ નથી એટલા માટે આપણે જો એક નાના છોડવાને લઇને તેના જીવનનો અભ્યાસ કરીશુ તો તે ઉપરથી આપણને સમસ્ત વિશ્વજીવનની યાને તેની ઉત્પત્તિ, સ્થિતિ ને લયની માહીતિ મળી રહેશે રેતીના એક રજકણને બરાબર સમજવાથી સમગ્ર બ્રહ્માડનુ રહસ્ય સમજી શકાય તેમ છે આ જાતની દર્શીન આખા બ્રહ્માડના સબધમા લાગુ પડતા પ્રથમ દૃષ્ટિએ આપણને એજ જણાઈ આવે છે કે, બ્રહ્માડના આરભની અને અતની દશામા સરખી વસ્તુસ્થિતિ એકસરખી હોય છે. પર્વત રેતીમાથી ઉત્પન્ન થાય છે અને રેતીમા લય પામે છે. વરાળમાથી નદીઓ જન્મે છે અને પછી વરાળમા પરિણત થાય છે વનસ્પતિમાત્ર બીજોમાથી ઉદ્‌ભવે છે અને બીજો મૂકી નાશ પામે છે મનુષ્ય પણ મનુષ્યજીવાણુમાથી પેદા થઇ પાછો એ જીવાણુમાત્ર પરિસમાપ્ત થાય છે વિવિધ તારાગણ, ગ્રહો ને ઉપગ્રહો પણ નીહારમય અવસ્થામાથી ઉપજ્યા છે અને પાછા એજ નીહારમય અવસ્થામા પરિણત થવાના છે.

ત્યારે આમાંથી આપણને શું શીખવાનું મળે છે? એજ કે, વ્યક્ત કિંવા સ્થૂળ અવસ્થા એ કાર્ય છે અને અવ્યક્ત કિંવા સૂક્ષ્મ અવસ્થા એ કારણ છે આ રહસ્યની શોધ આજકાલની નથી, કંઈ હજારો વર્ષપર થઈ ગયેલા અમારા દર્શનશાસ્ત્રના પિતારૂપ કપિલ મુનિએ પ્રકૃતિના આ રહસ્યને ખોળી કાઢ્યું હતું, અને નાશ કારણે લય—એ સંક્ષિપ્ત સૂત્રથી જગતને જાહેર કર્યું હતું કે, નાશ એટલે બીજું કંઈજ નહિ, પણ આદિકારણમાં લય પામવું તે. આ મેજનો જો અત્યારે નાશ કરવામાં આવે, તો તે પોતાના આદિકારણમાં ભળી જશે, યાને એનું લાકડું જે સૂક્ષ્મ પરમાણુઓના સંગઠનથી બન્યું હતું, તે સૂક્ષ્મ પરમાણુઓમાં તે પાછું પરિણત થશે એજ મુજબ કોઈ માણસ મરી જાય છે, ત્યારે તેનું શરીર જે મૂળતત્ત્વોમાંથી કે પંચમહાભૂતોમાંથી ઉત્પન્ન થયું હોય છે તે મૂળતત્ત્વો અથવા પંચમહાભૂતોમાં મળી જાય છે આ પૃથ્વીનો નાશ થતાં તે પણ પોતાના આદિકારણમાં લય પામશે આ રીતે કાર્યનું આદિકારણમાં મળી જવું તેનેજ આપણે મૃત્યુ, નાશ વગેરેના નામથી ઓળખીએ છીએ આ પરથી ત્યારે આપણે એટલું શીખીએ છીએ કે, કાર્ય અને કારણ મૂળમાં એકજ પ્રકારના છે જૂદા નથી માત્ર તેમના બહારના ઘાટ જુદાજુદા હોય છે એટલુંજ આ કાચ એ ક્રિયારૂપ છે કેમકે એ ક્રિયારૂપ કારણ અત્યારે પણ તેની અંદર વર્તમાન છે કાચની મૂળ વસ્તુ જે રેતી તેનો ચોક્કસ જથ્થો વત્તા તેને ઘાટ આપનારના હાથનું કૌશલ્ય એ એના આદિકારણ છે કૌશલ્ય અને રેતીના સંયોગીકરણથી આ ઘાટ અસ્તિત્વમાં આવ્યો, કે જેને આપણે કાચ કહીએ છીએ કાચ બનાવનારનું હસ્તકૌશલ્ય કાચની અંદર અત્યારે પણ સંહતિ અથવા સંગઠનશક્તિરૂપે મોજુદ છે એ સંહતિ શક્તિ જો મોજુદ ન હોત તો ક્યારનાયે તેના અણુપરમાણુઓ છૂટા પડી ગયા હોત, અને તેનું વર્તમાન કાચરૂપ ટળી ગયું હોત કૌશલ્ય ઉપરાંત કાચની મૂળ જણસ પણ તેમાં મોજુદ છે—અર્થાત્ કાચ એ એના સૂક્ષ્મ કારણોનું નવા ઘાટમાં વ્યક્ત કાર્ય છે, અને જો તેને ભાંગીને ચૂરો કરી નાખવામાં આવે, તો સંગઠનતરીકે એનામાં જે શક્તિ રહેલી છે તે શક્તિ નષ્ટ થઈ પોતાના મૂળ તત્ત્વમાં મળી જશે અને કાચના રજકણો તેમને ફરી ઘાટ આપનાર મળતાસુધી એની એ સ્થિતિમાં પડી રહેશે

આ રીતે આપણને માલમ પડે છે કે, કાર્ય તેના કારણથી કદાપિ ભિન્ન હોતું નથી માત્ર એટલુંજ કે, કાર્ય એ કારણની સ્થૂળરૂપમાં પુનરાવૃત્તિમાત્ર હોય છે આ પરથી બીજું આપણને એ શીખવાનું મળે છે કે, વનસ્પતિ, વિવિધ પ્રાણીઓ અથવા

મનુષ્ય નામે ઓળખાતા આ જૂદા જૂદા ઘાટવિશેષોની ઉત્પત્તિ-લયની ક્રિયા અનંત કાળ સુધી ચાલ્યાજ કરે છે જેમકે એક બીજમાંથી ઝાડ પેદા થાય છે, ઝાડ બીજને પેદા કરે છે, એ બીજમાંથી ફરી પાછુ ઝાડ થાય છે અને એ રીતે કારણમાંથી કાર્ય અને કાર્યમાંથી પાછુ કારણમા રૂપાંતર થયાજ કરે છે એનો અંત આવતોજ નથી વરસાદના બિંદુઓ પર્વતપરથી ગબડતા ગબડતા સમુદ્રમા જાય છે, અને ત્યાંથી વરાળરૂપે પાછા ઉંચે ગગનમા ચઢે છે અને ત્યાંથી પાછા જળરૂપે વરસી સમુદ્રમા ભળે છે—એ રીતે ચઢવા ઉતરવાની ઘટમાળ ચાલ્યાજ કરે છે જે કાંઈ જોઇ, સાભળી કે કલ્પી શકીએ તે તે તમામ સજીવ અને નિર્જીવ સૃષ્ટિમા આવોજ પ્રકાર મનુષ્યમા કિંબહુના પ્રાણીમાત્રમા ચાલતી શ્વાસોચ્છ્વાસની ક્રિયાની માફક નિરંતર ચાલી રહેલો છે સૃષ્ટિની પ્રત્યેક વસ્તુના સબંધમા આમજ બન્યા કરે છે. એક મોજુ ઉછળે છે, બીજુ નીચે ઉતરે છે, નીચે ઉતરેલુ ફરી ઉછળે છે અને ઉછળેલુ પાછુ ઉતરે છે પ્રત્યેક ઉછાળા પાછળ અવતરણ અને પ્રત્યેક અવતરણ પાછળ ઉછાળો રહેલો છે—અર્થાત્ જગતના પ્રત્યેક સૃષ્ટ પદાર્થમા એકજ નિયમ યાને કાર્યકારણમા ઉદય અસ્તનો નિયમ પ્રવર્તતો દેખાય છે તેથી એજ નિયમ—એજ કાયદો સમસ્ત બ્રહ્માંડને પણ લાગુ પડવો જોઇએ કેમકે પ્રકૃતિના નિયમ સમાનભાવી યાને સૌને સરખી રીતે લાગુ પડનારા છે આ બ્રહ્માંડ, આ વિશ્વ કિંવા આ જગત તેના આદિકારણોમા અસ્ત થવુજ જોઇએ આ સૂર્ય, ચંદ્ર, તારા, પૃથ્વી શરીર તેમજ મન અને વિશ્વમાની બીજી એકે એક વસ્તુ પોતપોતાના આદિકારણો તરફ પ્રત્યાગમન કરી તેમા અદૃશ્ય થવાંજ જોઇએ, કહો કે નાશ પામવાંજ જોઇએ એ રીતે ઉપલક દૃષ્ટિએ તો એ વસ્તુઓ નાશ પામેલી દેખાય છે, પણ વસ્તુત તો તે પોતાના કારણોમા સૂક્ષ્મરૂપે છતીજ હોય છે એ સૂક્ષ્મ રૂપોમાથી ફરી પાછી તે નૂતન પૃથ્વીઓ, નૂતન સૂર્યો, નવીન ચંદ્રો અને નૂતન તારાતરીકે પ્રગટ થશે

આ ઉત્થાન અને પતન અથવા ઉત્પત્તિ અને લયના સંબંધમા બીજી પણ એક વાત આપણે લક્ષમા લેવા જેવી છે બીજ ઝાડમાથી પેદા થાય છે, પણ તે પછી એ બીજ તત્કાળ વૃક્ષ બની જતુ નથી, પરંતુ તેને વૃક્ષમા પરિણત થવા માટે નિવૃત્તિ અગર વિશ્રામની યાને બીજા શબ્દોમા કહીએ તો સૂક્ષ્મ અવ્યક્ત કાર્યની મુદત જોઇએ છે બીજને થોડો સમય જમીનના પડમા કાર્ય કરવુ પડે છે જમીનમા તે ફૂટે છે, કહો કે તે બગડે છે અથવા અવનત થાય છે અને એ અવનતિમાથી તે પાછી ઉન્નત દશા પ્રાપ્ત કરે છે. એજ રીતે અખિલ બ્રહ્માંડને પણ શરૂઆતમા થોડીક મુદત

લગી સૂક્ષ્મ અવ્યક્ત રૂપમાં કાર્ય કરવું પડે છે એ મુદતને અને એ સૂક્ષ્મ ક્રિયાને આપણે પ્રલયકાળ અને પ્રલયકાળની સ્થિતિ કહીએ છીએ અને એ પ્રલયમાંથીજ ફરી નવી સૃષ્ટિનો પ્રાદુર્ભાવ થાય છે આ સૃષ્ટિની વ્યક્ત દશાના સમગ્ર સમયને અમે એક 'કલ્પ' કહીએ છીએ 'કલ્પ' એ શબ્દ સંસ્કૃત હોઈ એનો અર્થ એક ફેરો અથવા એક આવૃત્તિ એવો થાય છે પ્રત્યેક કલ્પે કલ્પે સમગ્ર બ્રહ્માંડનો તેના સમગ્ર પદાર્થો સાથે-રે 'પરમાણુએ પરમાણુ સુદ્ધાંતનો લય થઈ જાય છે

હવે, આ ઠેકાણે ખાસ કરી વર્તમાન કાળની દૃષ્ટિએ એક બીજો અગત્યનો સવાલ ઉત્પન્ન થાય છે આપણે જોયું કે, સૂક્ષ્મ રૂપોનો ક્રમે ક્રમે વિકાસ થઈ સ્થૂળ રૂપોના આવિર્ભાવ થાય છે અને વળી એ પણ જોયું કે કારણ અને કાર્યમાં અભેદતા હોય છે, કિંબહુના કાર્ય એ બીજા રૂપમાં કારણજ હોય છે, તે જોતાં આ સમગ્ર જગતની ઉત્પત્તિ પણ 'નિતાન્ત નાસ્તિ' કિંવા 'શૂન્ય' માંથી ન થઈ હોવી જોઈએ તેમ બની શકેજ નહિ, કેમકે કારણ વગર કોઈ કાર્યનો સંભવ નથી અને એ કારણ પણ બીજા સ્વરૂપમાં કાર્યજ છે તો પછી આ જગત શેમાંથી યાને કયા કારણમાંથી ઉત્પન્ન થયું છે? તો કે એના પૂર્વગામી અગર અગાઉ થઈ ગયેલા સૂક્ષ્મ જગતમાંથી માણસ શેમાંથી ઉત્પન્ન થયું છે? તો કે એના પૂર્વગામી સૂક્ષ્મ મનુષ્યમાંથી ઝાડની ઉત્પત્તિ શેમાંથી થયેલી છે? તો કે બીજમાંથી આખું ઝાડ તે નાના બીજમાં મોજૂદ હતું, જેમાંથી તે બહાર નીકળે છે અને વ્યક્તભાવ ધારણ કરે છે તેજ પ્રમાણે આ આખું બ્રહ્માંડ પણ સૂક્ષ્મરૂપે રહેલા આના જેવાજ બ્રહ્માંડમાંથી ફરી નીકળ્યું છે અત્યારે તે સ્થૂળરૂપે વ્યક્ત થયું છે કલ્પાન્તે તે ફરી પાછું સૂક્ષ્મ રૂપમાં લય થઈ જશે અને નવા કલ્પના આરંભમાં ફરી પાછું સ્થૂળરૂપે પ્રગટશે આ સૂક્ષ્મ રૂપમાંથી નીકળી સ્થૂળરૂપમાં વૃદ્ધિગત થવાની યાને તેના વિવિધ અંગોની ગોઠવણમાં માત્ર પરિવર્તન થવાની ક્રિયાને અર્વાચીન યુગમાં 'ઇવૉલ્યુશન' કહેતા ક્રમવિકાસને નામે ઓળખવામાં આવે છે એ વાત સાચી છે-તદ્દન સાચી છે આપણા જીવનમાં એ ક્રમવિકાસ આપણે પ્રત્યક્ષ અનુભવીએ છીએ, તેથી કોઈ પણ વિચારશીલ વ્યક્તિને ક્રમવિકાસવાદીઓની સાથે કંઈ તકરાર જેવું હોવાની સંભાવના નથી પરંતુ એની સાથે એક વાત આપણે વધારે શીખવાની છે યાને એક પગલું આપણે આગળ વધવાનું છે, અને તે એ કે, પ્રત્યેક ક્રમવિકાસની પૂર્વે ક્રમસંકોચ રહેલો હોય છે બીજ એ ઝાડનું જનક છે, પણ એ બીજનું જનક કોઈ બીજું ઝાડ હતું-અર્થાત્ કે બીજ એ ઝાડનું સૂક્ષ્મ રૂપ હોઈ તેમાંથી મોટા ઝાડનો

ક્રમેક્રમે વિકાસ થાય છે, પણ એ ક્રમવિકાસ પૂર્વે આખુ ઝાડ એ નાના સરખા બીજમા સંકુચિત ભાવે રહેલું હોય છેજ. તે મુજબ આ આખુ સ્થૂલ બ્રહ્માંડ પણ સૂક્ષ્મ બ્રહ્માંડબીજની અંદર રહ્યું હતુ જે નાનુ જીવાણુ પાછળથી મનુષ્ય બને છે તે નાનાશા જીવાણુની અંદરજ એ આખુ મનુષ્ય સંકુચિત ભાવે રહ્યુ હોય છે અને તેમાથી તે ક્રમવિકાસથી સ્થૂલ મનુષ્યરૂપે વ્યક્ત થાય છે. અમારી આ વાતની સત્યતાનો જો સ્વીકાર કરવામા આવે, તો પછી ક્રમવિકાસ-વાદીઓ સાથે અમારે કોઈ તકરારનુ કારણ રહે નહિ કેમકે અમને ખાત્રી છે કે, આ આગળનુ પગથીઉ યાને ક્રમસંકોચનો સિદ્ધાંત તેઓ સ્વીકારતા થતાજ તેઓ ધર્મના ઉચ્છેદ કરનારને બદલે ધર્મનું ઉત્તમ રીતે સમર્થન કરનારા થઈ રહેશે

ત્યારે અત્યારસુધીમા આપણે એ જોઇ લીધુ કે 'નાસ્તિ' અગર 'શૂન્ય'માથી તો કશાની ઉત્પત્તિ શક્યજ નથી પ્રત્યેક વસ્તુ અનંત કાળથી હયાતિ ભોગવતી આવી છે અને અનંત કાળ ભોગવ્યા કરશે આભાસ અને અદૃશ્યતા એ અનુક્રમે થતી ક્રમવિકાસ અને ક્રમસંકોચનની ક્રિયાના પરિણામમાત્ર છે આ ક્રમસંકોચન અને ક્રમવિકાસની ક્રિયા બધીજ પ્રકૃતિમા ચાલ્યા કરે છે નિકૃષ્ટમા નિકૃષ્ટ જીવથી માંડીને ઉત્કૃષ્ટમા ઉત્કૃષ્ટ જીવ મનુષ્યમા-અને તેમાયે જીવનમુક્ત અને અવતારી મનુષ્યમા સંકુચિતભાવે પણ અવશ્ય રહેલ છે એ પ્રકૃતિ શામા રહેલ છે? એના જવાબમા જો એમ કહીએ કે,'ઇશ્વરની અંદર તો ક્રમવિકાસવાદીઓ કહેવા લાગશે કે, તમારો એ ખ્યાલ ખોટો છે કેમકે તમે કહો છો કે, ઈશ્વર ચૈતન્યમય છે, અને ચૈતન્યેજ સૃષ્ટિનુ સર્જન કર્યું છે પણ ચૈતન્ય કિવા બુદ્ધિ તો ક્રમવિકાસમા બહુ મોડેથી ખીલે છે એના આપણી પાસે પ્રમાણો છે. ચૈતન્ય અથવા બુદ્ધિ મનુષ્યો અને બીજાં ઉચ્ચતર પ્રાણીઓમાજ દીઠામા આવે છે પણ તેનો ઉદય થતા પહેલા તો લક્ષાવધિ વર્ષોના વાયરા જગતપર વાઈ ગયા હોય છે ક્રમવિકાસવાદીઓના આ વાંધામા ઝાઝું દૈવત નથી, એમ આપણે હમણાજ જોઈશુ આપણે પ્રાપ્ત કરેલો ઉત્પત્તિ અને લય વિષેનો આપણો સિદ્ધાંત લાગુ પાડી જોઇએ. આપણે જોયુ છે કે, બીજમાથી વૃક્ષની ઉત્પત્તિ થાય છે અને બીજમા પાછુ તે પરિણમે છે-અર્થાત્ વૃક્ષની આરંભિક અને અંતિમ દશા સમાન છે; તેમજ પૃથ્વીની ઉત્પત્તિ તેના સૂક્ષ્મકારણમાથી થાય છે અને તે કારણમાજ તેનો લય થાય છે. એ ઉપરથી આપણે સમજી એ છીએ કે, જો આપણને આરંભનો પત્તો મળે તો અંતનો પત્તો પણ મળી રહે છે, અને તેથી ઉલટું જો અંતનો પત્તો મળે તો આરંભનો પત્તો પણ આપોઆપ મળી જાય છે જો એમ છે તો પછી જીવાણુથી માંડીને તે સંપૂર્ણ મનુષ્ય સુધીની આખી જીવપરંપરાને-

અગર દેવપુરુષ કે જેને ખ્રિસ્તી લોક 'ખ્રિસ્ત મનુષ્ય' બૌદ્ધો 'શુદ્ધ મનુષ્ય' અને અમારા યોગીઓ અવતાર અને 'જીવનમુક્ત' કહે છે તે પૂર્ણપુરુષ ક્રમવિકાસની સાંકળને એક છેડે અને બીજે છેડે જીવાણુના ગર્ભમા સંકુચિત ભાવે છુપો રહેલો 'ખ્રિસ્ત મનુષ્ય' 'શુદ્ધ મનુષ્ય' કે 'જીવનમુક્ત' રહ્યો છે, એમ સ્વીકાર્યા વગર છૂટકોજ નથી.

હવે ત્યારે બ્રહ્માંડના સંબધમા શો સિદ્ધાંત પ્રાપ્ત થાય છે તે જોઇએ આ બ્રહ્માંડ આગળ જગતનુ છેવટનુ પરિણામ શુ? ચૈતન્ય ખરૂ કે નહિ? જગતની આખરે અન્તરીનરીકે ચૈતન્યજ રહે છે, એ તો ગમે તે નામથી ઓળખાતી પૂર્ણાવસ્થાનો સ્વીકાર કર્યાથી આપોઆપ સિદ્ધ થઇ જાય છે માટે ક્રમવિકાસવાદીઓ ચૈતન્યને અંતિમ અવસ્થાનરીકે સ્વીકારતા હોવાથી 'અતંમાથી 'આરંભ' એ સિદ્ધાંત મુજબ સૃષ્ટિનો આરંભ ચૈતન્યમાથીજ થય છે, યાને બ્રહ્માંડનો સર્જનહાર ચૈતન્ય કહેતા ઈશ્વરજ છે, એ વાતનો સ્વીકાર તેમણે કરવોજ જોઇએ જગતના સબંધમા મનુષ્યની સર્વોત્કૃષ્ટ ધારણા શી છે? તો કે ચેતન્ય એ ચૈતન્યના અંશે અંશ સુ પરિચિત રીતે ગોઠવાઇને જે મનોહર ઘાટ ઉત્પન્ન થાય છે તેનું નામ જગત; માટે ચૈતન્યજ આ જગતનુ કારણ છે શરૂઆત મા તે ચેતન્ય સંકુચિત સ્વરૂપમા હોય છે અને અંતિમ અવસ્થામા તે ક્રમે ક્રમે વિકસિત થાય છે તેથી જગતની અંદર જે ચેતન્ય, બુદ્ધિ અગર જ્ઞાન દેખાય છે તે બધુજ જગતના આદિકારણમા સંકુચિત ભાવે-સૂક્ષ્મરૂપે-રહેલુ હતું અને તે કારણમાથી એ વિકસિત થઇ અત્યારે દેખાય છે. એ આદિકારણ ચૈતન્ય, સૃષ્ટિમજગતનું આદિકારણ હોવાથી એ ચૈતન્ય સર્વવ્યાપી પણ કહેવાય, અને સર્વવ્યાપી ચૈતન્ય તેજ ઈશ્વર એને એ નહિ તો બીજા ગમે તે નામથી ઓળખો, પણ એ તો નક્કીજ કે આરંભમા એ વિશ્વવ્યાપી ચેતન્ય મોજુદ હતુ તે વખતે એ વિશ્વોત્પાદક ચૈતન્ય ક્રમવિકસિત અવસ્થામા હતુ, અને અત્યારે હવે તે ક્રમવિકસિત થતુ આવ્યુ છે. એજ વિશ્વવ્યાપી ચૈતન્ય માણસને ક્રમે ક્રમે વિકસિત દશા પ્રાપ્ત કરાવે છે અને તેની એ ક્રિયા પૂર્ણાવસ્થા અગર મુક્તાવસ્થા થતા સુધી ચાલુ રહેશે એ રીતે આખી સૃષ્ટિનો સંપૂર્ણ ક્રમવિકાસ થયાથી તે પાછુ પોતાના મૂળ સંકુચિત સ્વરૂપમા પરિણત થશે એટલા માટેજ અમારો વેદ તમારૂં બાઇબલ તેમજ બીજા શાસ્ત્રો કહે છે કે "એનીજ અંદર આપણે જીવીએ છીએ, એનીજ અંદર હરીએ ફરીએ છીએ અને એનીજ અંદર આપણુ અસ્તિત્વ ધરાવીએ છીએ.' ઈશ્વરમાથી આપણે નીકળ્યા છીએ અને ઈશ્વરમાજ પાછા સમાઇશુ, એમ જે બધા શાસ્ત્રો કહે છે તેનુ કારણ આજ છે શાસ્ત્રીય પરિભાષાથી ભડકશો નહિ. જો શાસ્ત્રીય પરિભાષાથીજ

ભડકતા હશો, તો તો પછી તમે તત્ત્વજ્ઞ થવાને લાયક જ નથી.

સર્વવ્યાપી ચૈતન્યને કેમ ઈશ્વર પ્રભુ ઇત્યાદિ શબ્દનો પ્રયોગ કરવાના સંબંધમાં ઘણી વાર મને પૂછવામાં આવ્યું છે કે, તમે ઈશ્વર એ શબ્દનો પ્રયોગ કેમ કરો છો? એનો જવાબ હું એટલોજ આપું છું કે, આ વિશ્વવ્યાપી ચૈતન્યને ઓળખાવવા જગતમાં જેટજેટલા શબ્દોના પ્રયોગો થયા છે, તે બધામાં એ સર્વોત્તમ છે, માટે એના કરતાં સરસ શબ્દ હવે ઢૂંઢવા બેસતાં પણ હાથ લાગે તેમ નથી. કેમકે મનુષ્યની બધી આશાઓ ને મહત્તાકાંક્ષાઓ તેમજ તેનું તમામ સુખ આ એક શબ્દમાંજ કેન્દ્રીભૂત થયેલું છે, તેથી હવે તો એ શબ્દ બદલવાનું શક્ય નથી. પ્રથમ તો આવા શબ્દો, એ શબ્દોની યથાર્થ કિંમત અને અર્થગાંભીર્ય સમજનારા સત્પુરુષો અગર મહાત્મા પુરુષો ઉપજાવી કાઢે છે, અને એ દ્વારા પોતાને સ્ફૂરેલા શુદ્ધ ભાવો વ્યક્ત કરે છે પણ તે પછી એ શબ્દો જનસમાજમાં પ્રચલિત થતાં અજ્ઞાન અને અશુદ્ધ માણસો પણ તેમનો વારંવાર ઉપયોગ કરે છે, અને તેને પરિણામે એ શબ્દમાં રહેલો મૂળ જુસ્સો ભાવ અને ગૌરવ નષ્ટ થાય છે. આ ઈશ્વર શબ્દ સ્મરણશક્તિ કામ ન કરે એટલા જૂના કાળથી વપરાતો આવ્યો છે, અને વિશ્વચૈતન્યનો તેમજ મહત્તા અને પવિત્રતાનો સર્વોત્તમ ખ્યાલ તેની સાથે અભેદરૂપે જોડાયલો છે. કેટલાક અશુદ્ધ લોકો કહે છે કે એ વાત બરાબર નથી તેથી શું આપણે એ શબ્દને કાઢી નાખવો જોઈએ એમ તમારું કહેવું છે? જો એમ કરવા બેસીએ, તો એક જણ આવીને કહેશે કે ' મારો શબ્દ લો", બીજો કહેશે "મારો" અને ત્રીજો કહેશે 'મારો"—એમ 'મારો મારો'નો તો અંતજ નહિ આવે અને પારવિનાના મૂર્ખાઈભર્યા શબ્દો અમસ્તાજ જશે. માટે આ જૂનો શબ્દજ વાપર્યા રાખો, પણ તે તેના અસલ ભાવમાંજ વપરાય તેની કાળજી જરૂર રાખજો ને એ શબ્દની આસપાસ બાઝેલા વિવિધ વહેમોરૂપી જાળાને સાફ કરી નાખજો એટલે આ પ્રાચીન મહાન શબ્દમાં કેટલું પાણી રહ્યું છે તેનો તમને સંપૂર્ણ અનુભવ થશે. ભાવસાહચર્યના નિયમોની શક્તિનો જો તમને યથાર્થ ખ્યાલ હશે, તો તમે તરતજ સમજી જશો કે આવી જાતના શબ્દોમાં એ નિયમાનુસાર બીજા કેટલાયે ભવ્ય અને ઓજસ્વી ભાવો સામેલ હોય છે. લક્ષાવધિ મનુષ્યો એ શબ્દોની પૂજા કરતા આવ્યા છે, અને પ્રકૃતિમાં જે કંઈ સર્વોત્તમ અને શ્રેષ્ઠ હોય, જે કંઈ યુક્તિયુક્ત અને પ્રેમાસ્પદ હોય અને મનુષ્યના સ્વભાવમાં જે જે કંઈ મહાન અને સૌન્દર્યવાળા ભાવો હોય, તે બધાનો સંયોગ એ શબ્દોમાં તેમને હાથે થતો રહ્યો છે, અને સાહચર્યના નિયમાનુસાર આવેલા આ સકળ ભાવોના ઉત્પાદક આ અસલ શબ્દોનો

ત્યાગ કરી શકાય તેમ નથી. મે તમોને જો એટલુંજ કહ્યું આ બધું સમજાવવાનો પ્રયત્ન કર્યો હોત કે, સૃષ્ટિનો સરજનહાર ઈશ્વરજ છે, તો એટલાથી તમને કંઇ પણ ન સમજાત; અને આ બધી માથાકૂટને અંતે આપણે બ્રહ્માંડના ઉત્પાદક એ પુરાણ પુરુષોત્તમની પાસે આવી રહ્યા છીએ.

ત્યારે હવે તો આપણે જોઇએ છીએ કે જડ, વિચારશક્તિ, ચૈતન્ય, વગેરે જગતની વિવિધ શક્તિઓ એ વિશ્વવ્યાપી ચૈતન્યની અથવા હવેથી આપણે જેને 'ઈશ્વર' અગર 'પ્રભુ' કહીશું તે પ્રભુની પરમશક્તિનોજ આવિર્ભાવમાત્ર છે આપણે જોઈ, કલ્પી કે સાંભળી શકીએ તે પ્રત્યેક વસ્તુ-અને સમસ્ત સ્થૂલ સૃષ્ટિ એનીજ બનાવેલી છે બીજા શબ્દોમાં કહીએ, તો તે તેનામાંથી નીકળી છે અને એથી પણ સ્પષ્ટ રીતે કહીએ તો તે સ્વયં પ્રભુજ છે. સૂર્ય અને તારારૂપે એજ પ્રકાશમાન છે, એજ આ પૃથ્વી માતા છે, અને એજ સ્વયં મહાસાગર છે. એજ મૃદુ વૃષ્ટિરૂપે વરસે છે; એજ આ મંદ અને સુખકર પવનલહરીઓતરીકે વાય છે; એજ આપણા શ્વાસમાં જતી હવા છે અને એજ સ્વયં શરીરની અંદર શક્તિરૂપે કામ કરી રહેલ છે. આ વ્યાખ્યાન, વક્તા અને શ્રોતા, જે મંચકપર હું ઉભો છું તે મંચક અને જેના પ્રકાશે હું તમારા ચહેરા જોઈ શકું છું તે આ દીવો-એ સઘળું પ્રભુ પોતેજ છે. આ વિશ્વની રચનામાં વપરાયેલી વસ્તુ અને તેનું નિમિત્ત પણ એજ છે પરમાણુમાં સૂક્ષ્મરૂપે સંકુચિત થઇ જનારો પણ એજ છે અને તે પરમાણુમાંથી પૂર્ણાવસ્થામાં વિકસિત થનારો ઈશ્વર પણ એજ છે. એ પોતેજ નીચે ઉતરતો ઉતરતો પરમાણુભાવમાં સૂક્ષ્મરૂપે થાય છે, અને એજ ક્રમેક્રમે ઉંચે ચઢીને-ઉન્નત થઇને યાને ક્રમવિકાસ પામીને પોતનો સ્વભાવ વ્યક્ત કરતો થકો પોતાના અસલ સ્વરૂપમાં લીન થઈ જાય છે જગતનું રહસ્ય આ છે -હે પ્રભો! પુરુષ એ તું છે, સ્રી પણ તું છે, જુવાનીના છાકમાં ચાલતો સશક્ત માણસ પણ તું છે અને વૃદ્ધાવસ્થામાં લાકડીને ટેકે ચાલનાર અશક્ત માણસ પણ તુંજ છે. હે પ્રભો! તું સર્વવ્યાપી છે અને સર્વ કંઈ છે. માણસ-ની બુદ્ધિને સંતોષી શકે એવો કોઇ પણ ખુલાસો હોય, તો તે માત્ર આજ છે ટુંકામાં કહીએ તો આપણે એમાંથી આવ્યા છીએ, એમાંજ જીવીએ છીએ અને પાછા એમાંજ સમાઇએ છીએ.



# ११-ब्रह्मांड-सूक्ष्मसृष्टि*

મનુષ્યનું મન સ્વાભાવિક રીતેજ બહાર જોવા ચાહે છે, જાણે ઇંદ્રિયો વાટે શરીરની બહાર ડોકીઉં કરવા માગતું ન હોય! આંખોને કંઇ જોવાનું મળવું જોઇએ, કાનને કંઇ સાંભળવાનું મળવું જોઇએ, અને એ રીતે સર્વ ઇંદ્રિયો કંઇ ને કંઇ બાહ્યજગતનો અનુભવ કરતી હોય છે. એમાં પ્રકૃતિનું સૌંદર્ય અને તેની મોટતા સ્વાભાવિક રીતેજ મનુષ્યના મનનું સૌથી પ્રથમ આકર્ષણ કરે છે. તેથી માનવી મનમાં સૌથી પહેલા જે પ્રશ્નો ઉદ્ભવ્યા તે બાહ્યજગત વિષેજ હતા. આકાશ, સૂર્યચંદ્રાદિ નક્ષત્રગણ, પૃથ્વી, નદી, પર્વત, સમુદ્ર ઇત્યાદિના રહસ્યસંબંધમાં પ્રથમ પ્રશ્નો પૂછવામાં આવ્યા, અને તેના જવાબમાં અજ્ઞાનરૂપી અંધારામાં અટવાતા માનવી મને પ્રથમ તો બાહ્યજગતની વસ્તુઓનોજ આધાર લીધો. એટલે કે નદીની દેવી, આકાશની દેવી, મેઘની દેવી, વૃષ્ટિની દેવી એમ એક એક બાહ્ય-વસ્તુઓની ભિન્ન ભિન્ન અધિષ્ઠાત્રી શક્તિઓની કલ્પના તેમણે પ્રથમ કરી. અર્થાત્ અત્યારે જેને આપણે પ્રકૃતિની શક્તિઓ કહી પિછાનીએ છીએ, તે બાહ્ય વસ્તુઓમાં સચેતનતાનું આરોપણ થઇ સચેતન દેવીઓતરીકે પૂજાવા માંડી. આગળ ચાલતાં વળી સ્વર્ગની કલ્પના અસ્તિત્વમાં આવે છે, ને આ બધાં દેવદેવીઓ સ્વર્ગમાં રહેતી સ્વતંત્ર વ્યક્તિઓ લેખાવા માંડે છે. પણ એ પ્રશ્નમાં જ્યારે ને જ્યારે ઊંડા ઉતરતાં આ બાહ્ય દેવતાઓના ભાવથી મનુષ્યમનને પૂરો સંતોષ ન લાગવા માંડ્યો. પરિણામે મનુષ્યની વિચારશક્તિ આંતરપ્રદેશ તરફ વળી અને બાહ્ય વસ્તુઓને બદલે પોતાના આત્માવિષે પ્રશ્ન પૂછાવા લાગ્યો—અર્થાત્ પ્રશ્નનો પ્રવાહ હવે બાહ્યજગતપરથી નીકળીને આંતરજગત તરફ વળ્યો. તેથી બાહ્યજગતનું પૃથક્કરણ કરવાનું છોડીને માણસ હવે આંતરજગતનું પૃથક્કરણ કરવા માંડે છે હવે પ્રશ્ન ઉઠે છે તે આંતર પુરુષને લગતો હોય તે માનવજાતિની સ્થૂળ જગતમાં પ્રગતિ સૂચવનારો છે

આજના વ્યાખ્યાનનો વિષય ત્યારે, આંતરમાનવ કિંવા આંતર-જગત અથવા સૂક્ષ્મ સૃષ્ટિ છે. એ પ્રશ્ન મનુષ્યને એટલો બધો

*ન્યૂયૉર્ક—તા ૨૬ જાન્યુઆરી ૧૮૯૬

પ્રિય છે અને એટનો બધો તેના હૃદયના નજીકનો કે કે તેના જેવો પ્રિય અને નિકટનો જો એક પ્રશ્ન નહિ હોય કેટકેટના દેશોમા દ નાખેનાર આ ક નના જિજ્ઞાસા થઈ હશે! ત્સસાર ત્યાગી, સન્યાસી અને મહેન્ત સી નાજાઓ, ગાદીનશીનો આળોટતા ધન ત્યો અને પેટ માટે ગદ્ધાવૈતરુ કરતા ગરીબો, મતસાધુઓ અને દુરાચારી પાપીઓ, પુરુષો અને સ્ત્રીઓ બધાય તરફથી આ પ્રશ્ન વખતોવખત પૂછાતો રહ્યો છે, અને તે એ કે 'આ ક્ષણભગુર માનવ-જીવનમા નિત્યસનાતન-અનાદિ અનત હોય એવી એક પણ વસ્તુ નથી શુ? આ શરીર છૂટયા પછી પણ જેનો વિનાશ થતો ન હોય એવી એક પણ ચી ન નથી શ? આ કાયપિજર માટીમા મળી ગયા પછી પણ જીવતો હોય એવો કોઈ પદાર્થ નથ શ? અગ્નિ દેહપિજરને બાળીને રાખ કરી નાખે તે બા કેઇ વસ્તુ બાકી નથી રહેતી પામતી? અને જો કઈ પણ બાકી હેતુ હોય, તો દેહના વિનય પછી તેન શુ થાય છે? તે વસ્તુ ક્યા જાય છે અને યાથી આ ની?" આવો પ્રશ્નપર પરા ફરી ફરીને પૂછતી રહી છે, અને સૃષ્ટિ ચાલે છે તથા માનવી ભેજા જ્યાનગી માજુત છે ને કામ કરે છે, ત્યા સુધી તે પૂછાયા પણ કરાના આથી એમ નથી સમજી લેવાનુ કે એ પ્રશ્નોના ઉત્તર અત્યારસુધીમા કે ઇએ આપવાનો પ્રયત્ન નથી કર્યો ખરી રીતે તો પ્રતેક વખતે-પ્રત્યેક જમાનામા તેનો બનતો ઉત્તર આપવામા અવે છે, અને જેમ જમ વખત જાય છે, તેમ તેમ જવાબ વધારે ને વધારે સમજી અથવા મઘોટ બનતો જાય છે ખરુ પૂછો તો કઈ હજારો વર્ષ પહેલા આ પ્રશ્નનુ એકેવારે નિવરણ થઈ ગયેલુ છે, અને તેનુ તેજ નિવારણ યાને તેનો તેજ જવાબ જૂદા જૂદા જમાનાને અને દેશને અનુસરતી રીતે, જૂદે જૂદે વખતે અપાતો ગયો છે આપણી બુદ્ધિમા વધારે ઉતરે તેવા નવા નવા દાખલાદલીલો સાથે એનો એજ-હજારો વર્ષપર પ્રાપ્ત થયેલ-જવાબ ફરીને ફરી અપાતો ગયો છે, તેથી અત્યારે હુ પણ તમારી આગળ જે સમજાવીશ તે પણ એ પ્રાચીન જવાબની પુનરાવૃત્તિરૂપજ હશે આ સર્વમાહી પ્રશ્નોપર નવુ અજવાળુ નાખવાનો દભ મારે નથી કરવો હુ તો માત્ર અમારા પ્રાચીન પૂર્વજોએ શોધી કાઢેલુ સત્ય નવા લેબાશમા આધુનિક મનુષ્ય સમજી શકે તેવી લોકોની પોતાનીજ ભાષામા, તત્ત્વવેત્તાની પરિભાષામા નહિ પણ લોકોની નિત્યની વ્યાવહારિક ભાષામા મૂકવાનો પ્રયત્ન કરીશ એટલુજ હેવપર લોના ઈશ્વર અને જીવન મરણના ગભીર ને ઉચ્ચ વિચારો સાધારણ માણસો સમજી શકે તેવી તેમની સામાન્ય ભાષામા હુ દર્શાવીશ અને મારી ખાત્રી છે કે, એ દિવ્ય વિચારો માણસોથી સમજી શકાશે કારણ કે જે દિવ્ય તત્ત્વમાથી એ ઉચ્ચ ખ્યાલો નીપજ્યા હતા તે દિવ્ય તત્ત્વ બધાજ માણસોમા મોજુદ છે

હવે, હું મૂળ વિષયપર આવું છું. જુઓ, હું તમારી તરફ જોઉં છું. એ જોવાની ક્રિયા માટે કયી કયી વસ્તુઓની જરૂર પડે છે? સૌથી પ્રથમ જરૂર નેત્રોની પડે છે કારણ કે હું બીજી બધી વાતે સાજો સમો ને પૂરો હોઉં છતાં નેત્રો કે આંખો ન ધરાવતો હોઉં તો મારાથી તમને દેખી શકાય નહિ. બીજી જરૂરી વસ્તુ છે તે દર્શનશક્તિ આપનારી દર્શનેંદ્રિય છે. કેમકે નેત્રો એ કંઇ દર્શનેંદ્રિય નથી પણ સાધનમાત્ર છે, તેમની પાછળ ખરી દર્શનેંદ્રિય મગજની અંદર એક સ્નાયુકેંદ્ર રૂપે રહેલી છે. એ કેંદ્રને અથવા એ જ્ઞાનતંતુને કંઈ ઇજા પહોંચેલી હોય તો માણસને ખાસી સાફ જેવી સ્ફુ આંખો કાં ન હોય? પણ તેનાથી કોઇ પણ વસ્તુ જોવાનું બની આવતું નથી. તેથી આ સ્નાયુકેંદ્ર અથવા જોવાની ખરી ઇંદ્રિય હોવાની આવશ્યકતા છે. બહાર દેખાતી આપણી બધીજ ઇંદ્રિયો—કાન, નાક, જીભ અને ચામડીના સંબંધમાં આવોજ પ્રકાર સમજી લેવાનો છે. સ્થૂળ કાન એ તો માત્ર અંદર રહેના સ્નાયુતંતુ આગળ અવાજના મોજાં હાજર કરનાર સાધન કિંવા પહેરેગીરમાત્ર છે પણ સાધન અને પ્રકૃત ઇંદ્રિય કહેતાં સ્નાયુકેંદ્ર બરાબર સ્થિતિમાં હોય એટલેથી બસ થતું નથી. બીજી પણ એક વસ્તુની આવશ્યકતા રહે છે. ધારો કે તમારા પુસ્તકાલયમાં કે અભ્યાસગૃહમાં તમે કોઇ પુસ્તકના અભ્યાસમાં તલ્લીન થઇ ગયા છો, તે વખતે ઘડિયાળના ટકોરા થાય છે, છતાં તે તમને નથી સંભળાતા. આવી જાતનો અનુભવ તો ઘણાયને કોક ને કોક વાર થયો હશે. એનું કારણ શું? ટકોરાનો અવાજ થયો એ તો ચોક્કસ, હવામાં તે અવાજના આંદોલનો અથવા મોજાં પસર્યાં એ પણ સત્ય, કાન વાટે એ મોજાં સ્નાયુતંતુને પહોંચ્યાં એમાં પણ શક નહિ છતાં તમને સાંભળવાનું ભાન ન થયું એનું શું કારણ? કયી વસ્તુની ઉણપ રહી ગઇ? તો કે તમારું મન નવરું નહોતું, બીજે રોકાયલું હતું. આ ઉપરથી આપણને માલમ પડી આવે છે કે ઇંદ્રિયોની ક્રિયા કરવામાં ત્રીજી વસ્તુતરીકે મનની પણ ખાસ આવશ્યકતા છે. સૌથી પહેલાં સ્થૂળ સાધનો, પછી તે સાધનો જે શક્તિથી અંતર્ગત સ્નાયુકેંદ્ર તરફ લાગણીનો સંદેશો લઇ જાય છે તે શક્તિ અને છેલ્લે પ્રકૃત ઇંદ્રિય પોતે મનની સાથે જોડાયની હોવી જોઇએ. મન અને સ્નાયુકેંદ્રના તાર જો જોડાયના નથી હોતા, તો સ્નાયુકેંદ્ર તથા સ્થૂળસાધન (આ ઠેકાણે કાન) પર થતી ક્રિયાની છાપ અવશ્ય પડે છે છતાં આપણને સાંભળવાનું ભાન નથી થતું કેમકે મનસાથે કર્ણેંદ્રિયનો તાર જોડાયલો નહિ હોવાથી મનને, તે સંદેશા પહોંચતા નથી. વળી, મનને, સંદેશા પહોંચ્યે એટલેથી પણ કામ સરી જતું નથી. મન પણ માત્ર વાહનતરીકેનું કામ કરે છે. મનને પણ લાગણીનો સંદેશો આગળ વહી જઇને બુદ્ધિને પહો

ચાડવાનો હોય છે. બુદ્ધિ એ નિર્ણયાત્મક શકિત હોઇ કયી અને કેવી જાતની લાગણી આવી તેનો નિર્ણય કરે છે પણ આટલેથી કંઈ વાત પૂરી થતી નથી બુદ્ધિને પોતાનો નિર્ણય આગળ લઇ જઇ શરીરના અવિષ્ઠાતા તત્રી,આતરજગતની ગાદીએ બિરાજતા આત્માની હજુરમા પહોચાડવો પડે છે. જે તે નિર્ણયને મહારાજા આત્મારામની હજુરમા બુદ્ધિમત્રી આદર રજુ કરે છે, એટલે મહારાજા પોતે શુ કરવુ ને શુ ન કરવું તે બાબતમા તે હુકમો છોડે છે, અને તે હુકમો પાછા પૂર્વવત્ ક્રમે ઉતરતા ઉતરતા બુદ્ધિ, મન, ઇન્દ્રિયો અને સાધનોને પહોચે છે, અને સાધનો તે હુકમોને અમલમા મૂકે છે. જોવાની ક્રિયા આખી આ રીતે પૂરી થાય છે

સાધનો અથવા કરણોનુ સ્થાન મનુષ્યના સ્થૂળશરીરમા છે, પણ મન અને બુદ્ધિના સબંધમા તેમ નથી. તેમનુ સ્થાન અમારા હિંદુ લોકોની દાર્શનિક પરિભાષામા કહીએ તો 'સૂક્ષ્મ અથવા લિંગદેહ'મા, અને તમારી ખ્રિસ્તી ધર્મની પરિભાષામા જેને 'અધ્યાત્મ દેહ' કહે છે, તેમા આવેલુ છે આ સૂક્ષ્મ અથવા લિંગદેહ સ્થૂળદેહ કરતા બહુજ સૂક્ષ્મ હોય છે, છતા પણ તે આત્મા તો નથીજ. આત્મા તો તે બધાથી પર છે સ્થૂળદેહ થોડાક વર્ષો રહીને નાશ પામે છે, નજીવુ કારણ પણ તેને હરકત પહોચાડી નષ્ટ કરી શકે સૂક્ષ્મ શરીર અથવા લિંગદેહ આમ સહેલાઇથી નાશ પામે તેવો નથી, તથાપિ કોઈ વાર તે અવનત થઇ દુર્બળ બને છે અને કોઇકિ વાર સશક્ત અને સબળ બને છે. ઘરડા માણસના મનની શક્તિ કેવી ઘટી જાય છે, શરીર સશક્ત અને મસ્ત હોતા મન પણ કેવું સશક્ત અને મસ્ત હોય છે, વિવિધ ઓસડો અને અર્કો તેમજ બીજી બહારની વસ્તુઓની શરીર પર કેવી સારી માઠી અસરો થાય છે અને બાહ્યજગત પર તેની કેવી પ્રતિક્રિયા થાય છે, એ તો આપણે બધાના અનુભવની રોજની વાતો છે. શરીરની બાબતમા જેમ ઉન્નતિ અવનતિ છે, તેમ મનની બાબતમા પણ ઉન્નતિ અવનતિ રહેલી છે, અને તેથીજ મન એ આત્મા નથી એમ ઉપર કહેવામા આવ્યુ છે કેમકે આત્માને કોઈ જાતનો હરકત હેવો કદાપિ પહોચતો નથી યાને આત્માની અવનતિ કદાપિ થતી નથી આ ઠેકાણે કોઇ પૂછશે કે, આ વાત આપણે શી રીતે જાણીએ? આ મનની પૂઠળ કઇ રહેલુ છે એમ આપણે શા ઉપરથી જાણવુ? તો કે, જ્ઞાન જે સ્વયપ્રકાશી અને બુદ્ધિના પાયારૂપ છે તે સજ્ઞારહિત અને મૃત આધિભૌતિક દ્રવ્ય યાને જડ તત્ત્વની માલકીનુ કદાપિ હોતુ નથી તે ઉપરથી એવી જડ વસ્તુ કોઇને કદાપિ જડવાની નથી, કે જેમા જ્ઞાન તેના પોતાના ધર્મતરીકે રહ્યુ હોય. કોઇ પણ જડ પદાર્થ સ્વય પ્રકાશી શકતો નથી.

જ્ઞાનજ બધી જડ વસ્તુઓને પ્રકાશમાન કરે છે. આ દિવાનખાનું અત્યારે અહીં મોજુદ છે તે જ્ઞાનના પ્રતાપેજ, કારણ કે કોઇ જ્ઞાને તેનું નિર્માણ કર્યું ન હોત, તો દિવાનખાનાતરીકે તેનું અસ્તિત્વ કેવળ અજ્ઞાતજ હોત. તે જ પ્રમાણે આ શરીર પણ સ્વયંપ્રકાશી નથી. કેમકે જો તે સ્વયંપ્રકાશી હોત તો મૃતશરીર પણ પ્રકાશમાન યાને ચેતનયુક્ત હોત. તેજ પ્રમાણે મન અને આધ્યાત્મિક કિંવા સૂક્ષ્મ શરીર પણ સ્વયંપ્રકાશી નથી. કારણ કે તેઓ જ્ઞાનતત્ત્વના બનેલા નથી. સ્વયંપ્રકાશી વસ્તુ કદાપિ કરમાતી કે ક્ષીણ થતી નથી. પરપ્રકાશથી પ્રકાશતી વસ્તુની તેજસ્વિતા સ્થિર નથી હોતી પણ આવના-જના છે. પરંતુ જે પદાર્થ પોતે પ્રકાશસ્વરૂપ છે તેને આવવા જવાનું યાને તેના હ્રાસ-વૃદ્ધિ ક્યાંથી થઇ શકે તેમ છે? આપણે જોઇએ છીએ કે, ચંદ્રમા નિરંતર ક્ષય-વૃદ્ધિને આધીન છે એનું કારણ એટલુંજ છે કે, ચંદ્રમા પોતે સ્વયંપ્રકાશી નહોઇ તે સૂર્યના તેજથી પ્રકાશે છે. એક લોઢાના ટુકડાને દેવતામાં તપાવીને લાલચોળ કરવામાં આવે, તો તે ચળકે છે અને પ્રકાશે છે, કેમકે તે પ્રકાશ લોખંડનો પોતાનો નહોઇ અગ્નિ પાસેથી ઉછીનો લીધેલો હતો. આ ઉપરથી સમજી શકાશે કે જે પ્રકાશ બીજાનો હોય છે. સ્વયં પોતાનો નથી હોતો. તેજ પ્રકાશના સંબંધમાં ક્ષયની સંભાવના છે.

હવે એ તો આપણે જોઇ લીધું કે શરીરના આ બાહ્ય ભાગને સ્વયં પોતાનો પ્રકાશ નથી, તેથી કરીને શરીર એ સ્વયંપ્રકાશ ન હોઇ પોતાની જાતનું જ્ઞાન તેને ન હોઇ શકે, તેમ મનને પણ એ જ્ઞાન ન હોય. કેમ? તો કે મનને વિકાસ હ્રાસ અથવા અભિવૃદ્ધિ ને ક્ષય થતો જોવામાં આવે છે, તે કોઇ વાર બહુ તેજ અને ઉત્સાહયુક્ત હોય છે. અને કોઇ વાર તે ઢીલું અને પોચું પડેલું લાગે છે. એટલે બીજા શબ્દમાં કહીએ તો ગમે તે વસ્તુની અસર મનપર પડી શકે છે. માટે મનમાંના પ્રકાશનું તેજ તેનું પોતાનું નથી. ત્યારે તે કેનું છે? એમ કોઇ પૂછશે. તેના ખુલાસામાં એટલુંજ કહેવાનું કે એ પ્રકાશ જેનો પોતાનો ગુણ અગર ધર્મ હોઇને ક્ષીણ કે નાશ થતો નથી એવા સ્વયંપ્રકાશી પદાર્થની કિંવા સ્વયંપ્રકાશ તત્ત્વની માલીકીનું છે. આત્માને કંઇ જાણવાપણું નથી, કેમકે તે પોતેજ જ્ઞાન અથવા ચિત્સ્વરૂપ છે. આત્માને કંઇ અસ્તિત્વ હોવાપણું નથી હોતું, કેમકે તે પોતેજ અસ્તિત્વ યાને સત્ સ્વરૂપ છે. આત્માને કંઇ સુખ કે આનંદ હોવાપણું પણ નથી હોતું. કેમકે તે સ્વયં સુખ અથવા આનંદસ્વરૂપ છે. આત્મા પોતેજ સચ્ચિદાનંદસ્વરૂપ છે. જે સુખી અથવા આનંદી છે, તણે પોતાનું સુખ કે આનંદ ક્યાંકથી ઉછીનો લીધો હોય છે. જેને જ્ઞાન

છે, તેણે પોતાનુ તે જ્ઞાન કોઇ ઠેકાણેથી ઉછીનુ લીધેલુ છે, અને જેને અસ્તિત્વ છે તેણે પોતાનુ અસ્તિત્વ કોઈની પાસેથી ઉછીનુ મેળવ્યુ હોય છે-અર્થાત્ જ્યા આગળ ગુણ અને ગુણી વચ્ચે ભેદ જણાતો હોય ત્યા સમજી લેવુ કે, એ ગુણો ગુણીના પોતાના ન હોઈ તેનામા તે ક્યાકથી પ્રતિબિંબિત થયેલા છે પરતુ આત્માના સબધમા તો જ્ઞાન, અસ્તિત્વ અને આનદ એ એના ગુણો નથી પણ એનુ સ્વરૂપ છે આત્મા પોતેજ સચ્ચિદાનદરૂપ છે

આ ઠેકાણે વળી કોઈ એવો પ્રશ્ન કરશે કે "તમારૂ કહેવુ સાચુજ છે, એમ અમે શા ઉપરથી માની લઇએ ? અસ્તિત્વ, જ્ઞાન અને આનદ, એ આત્માના સ્વરૂપ છે અને તેના ગુણો નથી એવો અમારો વિશ્વાસ કેમ કરી બધાય ?" વળી કોઈ એમ પણ તકરાર ઉઠાવે કે આત્માની તેજસ્વિતા, આત્મ નુ જ્ઞાન અને આત્મ નો આનદ એ પણ શરીરનો પ્રકાશ જેમ મનના પ્રકાશપર આધાર રાખે છે, તેમ બીજા કશાના ઉપર આધાર રાખતા કેમ ન હોય ? આ જાતનુ વલણ આપણી દલી ન આપવામા આવે તો તો તેનો પારજ નહિ આવે જિજ્ઞાસુના પ્રશ્નના જવાબમા હુ સામો પ્રશ્ન પૂછુ કે 'ત્યારે કોનાપર તે આધાર રાખે છે ?' જવાબમા તે કહે કે "અમુક અમુક ઉપર" ફરી પાછો હુ પૂછુ કે 'તે અમુક કોનાપર આધાર રાખે છે ? તો કહેશે કે 'અમુક અમુક ઉપર" એ રીતે "અમુક અમુક નો પાર જ નહિ આવવાનો એ તો પેલી 'ફિર ફૂદ'ના જેવી વાત થઈ કહેવાય તકરારનો જો અત લાવવોજ હોય, તો તો આપણને એવી એક વસ્તુ આગળ અટકી જવુ પડશે કે જે વસ્તુ પોતે સ્વયપ્રકાશી હોય માટે વધારે ગુથણા ન ગુથતા, તર્કની દૃષ્ટિએ સારામા સારી વાત તો એજ છે કે, જ્યા આગળ આપણને સ્વયપ્રકાશી તત્ત્વ મળી ગયુ, ત્યા આગળજ થભી જવુ અને વધુ પચાત ન કરવી

ત્યારે, અત્યારસુધીમા આપણે જોઈ ગયા છીએ કે મનુષ્ય પ્રાણીની અદર ત્રણ વાનાનો સમાવેશ થયેલો છે એક તો આ શરીરરૂપી બાહ્ય આવરણ, બીજુ મન બુદ્ધિ અને અહકારનુ બનેલુ સૂક્ષ્મશરીર અને ત્રીજુ તે બન્નેની પછાડી રહેલો પ્રકૃત પુરુષ યાને આત્મા આપણે એ પણ જોઇ લીધુ છે કે, શરીરના સઘળા ગુણો તેમજ તેની સર્વ શક્તિઓ શરીરના પોતાના ન હોઈ મનના પ્રતિબિંબમાત્ર છે, અને તેવીજ રીતે મનની સઘળી શક્તિઓ અને તેજસ્વિતા એ તેની પૂઠળ રહેલા આત્માના પ્રતિબિંબ છે

હવે વળી આત્માના સ્વરૂપ અથવા સ્વભાવસબધમા નાના પ્રકારના પ્રશ્નો ઉઠે છે આત્મા સ્વયપ્રકાશી છે યાને સચ્ચિદાનદજ આત્માનુ સ્વરૂપ છે, એ યુક્તિપરથીજ જો આત્માનુ અસ્તિત્વ

માની લેવામાં આવતું હોય, તો તો સ્વાભાવિક રીતેજ સિદ્ધ થઈ જાય છે કે તે સરજાયલો ન હોઈ શકે બીજા અસ્તિત્વથી સ્વતંત્ર એવું સ્વપ્રકાશી અસ્તિત્વ કશાના પરિણામ કે કાર્યરૂપ તો કદાપિ કદી નહિ ગણાય તેથી તે સનાતન હશે જ યાને એવો કોઈ પણ કાળ નહિ હોય કે જ્યારે તેનું અસ્તિત્વ નહિ હોય કારણ કે જો આત્માનુંજ અસ્તિત્વ ન હોય, તો પછી કાળ રહે ક્યાં? કાળનું સ્થાન આત્મામાં છે કેમકે જ્યારે આત્માનું પ્રતિબિંબ મન ઉપર પડે છે ત્યારે મન પ્રકાશિત થઈ વિચારવાનું કામ કરે છે, અને જ્યારે મન વિચારતું થાય ત્યારથી કાળની ગણના થાય તેથી જો આત્મા ન હોય, તો વિચાર પણ ન હોય અને વિચાર ન હોય તો પછી કાળ કેવો? તેથી કાળનું અસ્તિત્વજ આત્મા ઉપર અવલંબેલું છે. તો પછી આત્મા અમુક કાળમાં અસ્તિત્વમાં આવ્યો એમ કદી કહેવાયજ શી રીતે? અર્થાત્ એ તો આપોઆપ ઠરી જાય છે કે, આત્માને જન્મ કે મરણ બેમાંથી એકે હોતું નથી એ તો સઘળી પાયરીમાંથી જેમનો તેમજ પસાર થઈ જાય છે યાને નિકૃષ્ટમાંથી ઉત્કૃષ્ટ અને ઉત્કૃષ્ટમાંથી નિકૃષ્ટ ક્રમેક્રમે તે આસ્તે આસ્તે વ્યક્ત થતો રહે છે મન વડે તે પોતાનો પ્રભાવ શરીર ઉપર પાડે છે, અને શરીરદ્વારે તે બાહ્યજગતને ગ્રહણ કરી સમજે છે અને માટે તે એક શરીર ધારણ કરે છે, તેનો ઉપયોગ કરે છે અને જ્યારે તે શરીર ક્ષીણ થઈ કામ આવતું અટકી જવા માંડે છે, ત્યારે તે બીજું શરીર ધારણ કરે છે અને એ રીતે તે દેહરૂપી ઘર એક પછી એક બદલ્યા કરે છે

અહીં એક રસિક પ્રશ્ન ઉભો થાય છે એ પ્રશ્ન સામાન્યતઃ આત્માના પુનર્જન્મતરીકે ઓળખાય છે આ પુનર્જન્મની વાત સાંભળનાર કેટલીક વાર ચોંકી ઉઠે છે, અને લોકોના કુસંસ્કાર અને વહેમો એટલા બધા પ્રબળ હોય છે કે સારા વિચારશીલ લોકો પણ એમ માનવાનું પસંદ કરે છે કે, આપણે શૂન્યમાંથી જન્મ્યા છીએ વળી મહાયુક્તિપૂર્વક સ્થાપિત કરવાનો પ્રયત્ન કરે છે કે આપણે જો કે શૂન્યમાંથી પેદા થયા છીએ, પણ એક વાર પેદા થયા પછી સનાતન રહીશું અને અનંતકાળ હયાતિ ભોગવ્યા કરીએ છીએ હવે ખરી રીતે તો વાત એવી હાસ્યજનક છે, જેઓ શૂન્યમાંથી આવ્યા હોય, તેમને શૂન્યમાંજ પાછા જવું પડે. તમે, હું કે બીજી કોઈ પણ વ્યક્તિ શૂન્યમાંથી જન્મી નથી અને તેથી શૂન્યમાં પાછી જવાની નથી આપણે સનાતન છીએ અને સનાતન રહીશું સૂર્યની તળે કે સૂર્યની ઉપર એવી કોઈ પણ શક્તિ નથી કે જે મારા કે તમારા અસ્તિત્વને રદબાતલ કરી નાખી આપણને શૂન્યમાં ધકેલી મૂકી શકે? આ પુનર્જન્મના ખ્યાલથી

ભડકવાનું કંઇજ કારણ નથી, કેમકે એ ખ્યાલ મનુષ્યની નૈતિક ઉન્નતિનો ખાસ પોષક છે. વિચારશીલ મનુષ્યો આ બાબતમા કોઈ પણ ન્યાયસંગત સિદ્ધાંતપર આવી શકે તેમ હોય, તો તે માત્ર આજ યાને પુનર્જન્મનોજ સિદ્ધાંત છે. જો તમે હવે પછી સનાતન અસ્તિત્વ ધરાવવાના હો, તો તો આપોઆપ ઠરી જાય છે કે, ભૂતકાળમા પણ તમે સનાતન અથવા અનંત અસ્તિત્વ ધરાવતા હતા- ન્યાયની રીતે જોતાં તેથી ઉલટું સંભવી શકેજ નહિ હવે આ સિદ્ધાંતની સામે જે કેટલાક વાધાઓ ઉઠાવવામા આવે છે તેમાના કેટલાકનું નિરાકરણ કરવાનો હું પ્રયત્ન કરું છું. એ વાધાઓ જોતા તમારામાના અનેક જણને લાગશે કે, એ કેવળ મૂર્ખાઇભરેલા છે, તથાપિ કેટલીક વાર મોટા મોટા વિચારશીલ માણસો પણ મૂર્ખાઇભર્યાં સવાલો પૂછતા માલમ પડે છે. લોકોમા કહેવત છે કે, 'એવો એક પણ અસંગત વિચાર નહિ હોય કે જેનું સમર્થન અને સંરક્ષણ કરનાર દાર્શનિકો ન મળી આવે'-એ વાત સાચી છે. જો આ વાધાઓને નિરાકરણ કર્યા વગર હું જવા દઉં, તો સંભવ છે કે કોઇક વિચારવતો વળી તે વાધાઓના જોરપર કૂદી પડી ગાજવા નીકળી પડે, અને પુનર્જન્મના સિદ્ધાંતની વિરુદ્ધ લોકોના મન ભભેરવા માડે. એટલા માટે વાધાઓ જો કે દમવગરના છે, છતાં હું તેના રદીઆ આપું છુ. પહેલો વાધો આ છે કે-"આત્મા સનાતન છે, તો પછી જન્મજન્માતરની વાતો આપણને કેમ યાદ નથી?" આના જવાબમા હું સામો સવાલ કરીશ કે "આ જન્મનાજ આખા ભૂતકાળની બધી વાતો તમને યાદ છે? બચપણમા તમે શું શું કર્યું હતુ તેની કેટલા જણને સ્મૃતિ છે વારૂ? છેક બચપણની વાતો કોઈનેજ યાદ હોતી નથી. હવે, જો સ્મૃતિ ઉપરજ અસ્તિત્વનો આધાર રહેતો હોય, તો તો તમારો આ વાધો પોતેજ સાબીત કરી આપે છે કે, બચ્ચાતરીકે તમારૂં અસ્તિત્વજ નહોતુ, કેમકે તમારૂં બચપણ તમને યાદ નથી. એટલા માટે આપણું અસ્તિત્વ આપણી સ્મૃતિ ઉપર આધાર રાખે છે એમ કહેવુ કેવળ બેહદુ છે, યાને પ્રલાપમાત્ર છે. આપણને પૂર્વજન્મની વાતો યાદ હોય, તોજ પૂર્વજન્મનુ અસ્તિત્વ માની શકાય, નહિ તો નહિ, એમ કહેવાનો અર્થ શો? પૂર્વજન્મની વાતો યાદ રહેવાનું પ્રયોજન પણ શું છે? યાદ રાખવાનું કામ મગજનુ છે. આપણું પૂર્વજન્મનું મગજ અત્યારે આપણી પાસે કયાં છે? એ તો કયારનુંયે વિનાશ પામ્યુ છે, અને તેને ઠેકાણે નવું મગજ રચાયું છે. ભૂતજીવનમાં પ્રાપ્ત થયેલા સંસ્કારસમુદાયનું જે સમજણ અને આચારરૂપી ફળ, તે ફળ અત્યારના મગજને પ્રાપ્ત થયું છે; એ ફળની અને નહિ કે આખા સંસ્કારોની સાથે મન આ શરીરમા આવ્યું છે.

અત્યારે હું જે રૂપમાં છું, તે મારા અનંત પૂર્વજન્મના કર્મફળનું પરિણામ સમજવાનું છે બધાય પૂર્વજન્મના કર્મફળનું પૂંછડું પરાણે મને વળગેલું છે, અને એ ફળ ભોગવેજ છૂટકો આ રૂપ ફળ સાથે હોવા પછી બધો ભૂતકાળ યાદ હોવાની જરૂર પણ શી છે? પરંતુ આપણામાં કુસંસ્કારોનું જોર એટલું બધું છે કે જે લોકો આ પુનર્જન્મવાદનો અસ્વીકાર કરે છે, તેના તેજ લોકો એક કાળમાં આપણે વાંદરા હતા અને વાંદરામાંથી ક્રમવિકાસના નિયમ મુજબ માણસ થયા છીએ, એ વાત તત્કાળ માની લે છે પોતે વાંદરા હતા એ વાતની એમને કેમ સ્મૃતિ રહી નથી, તેની તપાસ કરવાનું કોઈનેજ સૂઝતું નથી જ્યારે કહેવામાં આવે છે કે, પ્રાચીન કાળના અમુક ઋષિમુનિને કે મહાત્માને આ સત્યનો સાક્ષાત્કાર થયો હતો, ત્યારે લોકો એકદમ કહી નાખે છે કે, એ પ્રાચીન ઋષિ બેવકૂફ હતો, એને એ વાતનો ભ્રમ થયો હશે પણ એમને એમ કહેવામાં આવે કે 'હકસલી અગર ટિન્ડોલ આમ આમ કહે છે' તો તેના તે લોકો ચટ લઈને ઝીલબ્બે' કરવા મંડી જાય છે અને કહેવા લાગે છે કે 'હા ભાઈ ત્યારે તો સાચુંજ હશે' એમ કહીને એ વાતનો તરત સ્વીકાર પણ કરી લે છે અર્થાત્ કે વર્તમાન વિજ્ઞાનયુગે પ્રાચીન વહેમો અને કુસંસ્કારોને ઠેકાણે અર્વાચીન વહેમો અને કુસંસ્કારો આણ્યા છે અને પ્રાચીન ધાર્મિક×પાપોને ઠેકાણે અર્વાચીન વૈજ્ઞાનિક પોપોની પ્રતિષ્ઠા કરાવી છે આ ઉપરથી આપણને માલમ પડે છે કે, સ્મરણશક્તિના મુદ્દાપરનો વાંધો બિલકુલ દમ વગરનો છે પુનર્જન્મના સિદ્ધાંતની સામે જો કોઈ પણ ગંભીર વાંધો હોય તો તે આ એકજ છે, અને તેની પોકળતા મેં ઉપર સાબીત કરી દેખાડી છે પુનર્જન્મના સિદ્ધાંતમાટે પૂર્વજન્મની વાતો યાદ હોવીજ જોઈએ એવું જરૂરી નથી, એમ જો કે મેં સિદ્ધ કરી બતાવ્યું છે, તથાપિ એની સાથે હું તમને એમ પણ જણાવી શકું છું કે એવા પણ કેટલાક દાખલા બને છે કે જેમાં પૂર્વજન્મની બધી સ્મૃતિઓ કાયમ હોય છે અને જે જન્મમાં આપણે મુક્તાવસ્થાને પ્રાપ્ત થનાર હોઈશું તે જન્મમાં આપણ પ્રત્યેકને પણ એવી યાદદાસ્ત હશે ત્યારેજ તેજ વખતે તમને વસ્તુત માલમ પડશે કે, આ જગત કેવળ સ્વપ્ન છે, ત્યારેજ તમને પોતાના અંતરાત્મામાં સાક્ષાત્કાર કિંવા સ્વાનુભવ થશે કે, આ દુનિયા માત્ર રંગભૂમિ છે અને તમે એ રંગભૂમિપર જૂદા જૂદા પાઠ ભજવનારા નટો માત્ર છો, ત્યારેજ અનાસક્તિ અથવા વિરક્તિનો વિચાર મેઘગર્જનાસમા પ્રબળ અવાજે તમારી સમક્ષ ઉપસ્થિત થશે, ત્યારેજ તમારી સઘળી ભોગતૃષ્ણા અને જીંદગી તથા સંસારને વળગી

× ખ્રિસ્તી રોમન કેથોલિક પંથના લોકો ધર્મગુરૂને પોપ કહે છે

રહેવાની તમારી વૃત્તિ સદાને માટે લુપ્ત થશે, અને ત્યારેજ તમે દિનમના પ્રકાશની માફક સ્પષ્ટ જોઈ શકશો કે, કેટલી બધી વાર આ બધું તમારી બાબતમા દ્યાતિમા આવ્યું હતુ, અને કેટલી અસંખ્ય વાર તમારે પિતા અને માતા, પુત્રો અને પુત્રીઓ, પતિઓ અને પત્નીઓ, સગા અને મિત્રો તથા દોલત અને સત્તા હતાં. આ બધું કેટલીયે વાર આવ્યું ને ગયું; કેટલીયે વાર તમે આ સંસાર-તરંગની ઉંચાઈમા ઉંચી ટોચ ઉપર ઝુલતા હતા અને કેટલીયે વાર નિરાશાના છેક ઉંડા ખાડામા દટાયા હતા; આ બધી વાત તમારી સ્મરણશક્તિ તમને મુક્તાવસ્થા પ્રાપ્ત થનારા જન્મમા જ્યારે કહેશે, ત્યારેજ તમે સાચા ધીરવીરની માફક ખડા રહી સંસારના ક્રોધકટાક્ષની સામે હસશો ત્યારેજ તમે નિડરપણે ઉભા રહીને કહેશો કે "ઓ મૃત્યુ! હુ તારી લેશ પરવા કરતો નથી, તારામાં મને બીવડાવવાની તાકાતજ ક્યાં છે?" આ સ્થિતિ મોડી વહેલી બધાનેજ પ્રાપ્ત થશે

હવે કોઇ પુછે કે, પુનર્જન્મના સિદ્ધાંત માટે કોઈ સયુક્તિક પ્રમાણો છે ખરા? અત્યાર સુધી તો તમે તે સિદ્ધાંત વિરુદ્ધની શંકાઓના રદીઆ આપ્યા છે, અને સાબીત કરી દેખાડ્યું છે કે, એ સિદ્ધાંતનુ ખંડન કરવા ઇચ્છનાર સામા પક્ષની દલીલો દમવગરની છે. પણ પુનર્જન્મનુ પ્રતિપાદન કરનારા પ્રત્યક્ષ પ્રમાણો કોઈ છે? આના જવાબમા હું જણાવીશ કે "હા, છે; અને તે પણ અત્યંત પ્રબળ" મનુષ્ય મનુષ્ય વચ્ચે જ્ઞાન સંપાદન કરવાની શક્તિમા જે વિશાળ અંતર રહેલું છે, તેનું કારણ પુનર્જન્મજ છે. પુનર્જન્મના સિદ્ધાંત વગર અન્ય કશાથી એ અંતરનુ સમાધાન થઇ શકતું નથી-અર્થાત્ કે પુનર્જન્મવાદ વગર જ્ઞાનવિકાસનો ક્રમ અસંભવિત છે. પ્રથમ, આપણે જે પદ્ધતિએ જ્ઞાન સંપાદન કરાય છે તે પદ્ધતિનો વિચાર કરીએ. ધારો કે, હુ એક ફળીઆમા જાઉં છું અને ત્યાં એક કુતરૂ જોઉ છુ. આ પ્રાણી કુતરૂંજ છે એમ હું શાથી જાણી શકું છું? તો કે હુ મારા મનની સલાહ લઉ છું, મારા મનની અંદર મારા બધાજ પૂર્વસંસ્કારો વર્ગ પ્રમાણે જૂદા જૂદા ખાના-ઓમા ગોઠવાયલા હોય છે મારી દૃષ્ટિપર કોઇ નવી છાપ પડતાજ હું તે ગ્રહણ કરી મારા પૂર્વસંસ્કારોના વર્ગો સાથે મેળવી જોવા માડુ છું અને કોઇ પણ વર્ગની સાથે તેનો મેળ ખાતાજ હું તે નવી છાપને તે વર્ગના ખાનામા મૂકી દઉ છુ ને સંતોષ પામુ છું; તેથી મને મળેલું પ્રાણી કુતરૂંજ છે, એમ સમજી જવાનું કારણ એજ છે કે, મારા કેટલાક પૂર્વસંસ્કારોની સાથે તેનો સંપૂર્ણ મેળ ખાય છે. એકાદી નૂતન વસ્તુને લીધે આવે એવો કોઇ સંસ્કાર જ્યારે મનના ખાનાઓમા આપણને નથી જડતો, ત્યારે મનને

જે અસંતોષ થાય છે તે અસંતોષની સ્થિતિનેજ અજ્ઞાન કહે છે, પણ મનની અંદર તુલ્ય વસ્તુની પ્રાપ્તિ થતાં મનને જે સંતોષ થાય છે તેને જ્ઞાન કહેવામાં આવે છે. પહેલાં કોઈ એક ફળ વૃક્ષપરથી નીચે પડતું જોવામાં આવતું, ત્યારે તે કયા કારણથી પડે છે તે ન સમજાતાં માણસને અસંતોષ થતો હતો. પણ બધાંજ ફળોને એ પ્રમાણે પડતાં જોતાં જોતાં ક્રમે ક્રમે એ પતનનો વર્ગ પણ તેમના મનમાં બંધાઈ ગયો અને પરિણામે પતનનું કારણ 'ગુરુત્વાકર્ષણ' છે એમ કહી ન્યૂટને ગુરુત્વાકર્ષણનો નિયમ સ્થાપિત કર્યો. આ ઉપરથી ત્યારે આપણે જોઇએ છીએ કે, પૂર્વસંસ્કારના ભંડોળ વિના કોઇપણ નવીન અનુભવનું જ્ઞાન થવું અસંભવિત છે. કારણ કે એ નવા અનુભવને સરખાવી જોવાનું સાધન હાજર નથી. તેથી જેમ કેટલાક યૂરોપીઅન તત્ત્વચિંતકો માને છે તેમ, બાળક અવતરતી વખતે કેવળ સંસ્કારશૂન્ય મગજ સાથે જો આવતું હોય, તો તો આખા જીવનમાં જ્ઞાનનો અલ્પાંશ પણ તેનાથી સંપાદન ન થઈ શકે કેમકે એની પાસે પોતાને મળતા નવા અનુભવોને સરખાવી જોવાના સાધનરૂપ પૂર્વસંસ્કારોના ભંડોળની થાપણ નથી. પ્રત્યેક મનુષ્યમાં જ્ઞાનસંપાદનની શક્તિ એકસરખી ન હોઈ ઓછીવત્તી હોય છે, એ તો આપણા અનુભવની વાત છે અને એજ વાત સિદ્ધ કરી આપે છે કે પ્રત્યેક જણ પોતપોતાનું અનાદિનું જ્ઞાન ભંડોળ લઇને જન્મ્યો છે. જ્ઞાન એકજ રીતે સંપાદન થઈ શકે છે અને તે અનુભવથી. અનુભવ સિવાય જાણવાનો યાને જ્ઞાન મેળવવાનો અન્ય કોઈ માર્ગજ નથી. આ જીંદગીમાં આપણને એક વાતનો અનુભવ ન થયો હોય તો અન્ય જીંદગીઓમાં પણ તે અવશ્ય થયો હોવો જોઇએ. મૃત્યુનો ડર સર્વ પ્રાણીસૃષ્ટિમાં એકસરખો જોવામાં આવે છે તેનું કારણ શું? એજ કે, ભૂત જીંદગીઓનો અનુભવ. મરઘીનું બચ્ચું ઇંડામાંથી તુરતનું જન્મેલું હોય, પણ તેને ઝડપવા સમડી કે બાજ આવતો દેખાય કે તરતજ ચીચીઆરી પાડતું માતાની સોડમાં ભરાઈ જવાનો પ્રયત્ન કરતું જણાય છે. આ તરતના જન્મેલા બચ્ચાને કોણે શીખવાડ્યું કે પોતે સમડી કે બાજની ભક્ષ્ય વસ્તુ છે? આ સવાલનો એક જાતનો ખુલાસો છે, પણ એને 'ખુલાસા' જેવું ભારેખમ નામ આપી શકાય કે કેમ એની મને શંકા છે. એ ખુલાસો એવો છે કે 'અંતઃપ્રેરણાથી અથવા સ્વાભાવિક સંસ્કારથી તેને એ વાતની ખબર પડી જાય છે.' પણ એ તરતના જન્મેલાને મરણની ભીતિ લાગી તે ક્યાંથી આવી? એવીજ રીતે બતકનાં ઇંડામાંથી બચ્ચું નીકળતાં બરાબર પાણીની સમીપ જઇ તેમાં ઝંપલાવે છે અને તરવા માંડે છે તેનું કેમ? આ પહેલાં તો કદાપિ તર્યું હોતું નથી કે અન્ય

કોઇને કદાપિ તરતા દીઠા હોતા નથી આના જવાબમા પણ લોકો કહે છે કે–'એ તો એને એવી પ્રેરણા થાય છે' ઠીક, 'આંતરપ્રેરણા' એ શબ્દ તો ખાસો મોટો ને લાંબો ચોડો છે, પણ એ શબ્દથી આપણા આ વિષયના જ્ઞાનમા કંઇજ વધારો થતો નથી; એમા તો આપણે જ્યા છીએ ત્યાના ત્યાંજ રહીએ છીએ જુઓ, આ આંતર પ્રેરણા' એ શી વસ્તુ છે? તેની આપણે આલોચના કરએ, એટલે એ વાતની તમને ખાત્રી થશે. આપણી પોતાની અંદર સેંકડો જાતની આંતરપ્રેરણા રહેલી જણાય છે ધારો કે, એક જણ પિયાનો કે હાર્મોનિયમ વગાડવાનુ શીખવા માટે છે એ શીખી જવા માટે પહેલા તો એને વાજાના પ્રત્યેક પડદા લક્ષમા રાખીને તેના ઉપર ધીમે ધીમે આંગળીઓ ફેરવવી પડે છે, પણ પછી થોડા મહિના કે વર્ષો રહીને આપણે જોઇશુ, તો મહાવરો પડી જવાથી એની આંગળીઓ ચપચપ અંધારામા પણ યોગ્ય પડદા પરજ ફરતી રહે છે બીજા શબ્દોમા કહીએ તો વાજુ વગાડવાની ક્રિયા એને હવે ઐચ્છિક વિષય મટી સ્વાભાવિક થઈ જાય છે. એક વખતે એજ ક્રિયા કરવા માટે એને જ્ઞાનયુક્ત ઇચ્છાનો પ્રયોગ કરવો પડતો હતો, પણ હવે ઇચ્છાના પ્રયત્નની જરૂરજ રહેતી નથી વાજુ વગાડવાનુ જ્ઞાન એને સ્વાભાવિક બની ગયું હોય છે. પરંતુ હજી સ્વાભાવિક જ્ઞાન કિંવા આંતરપ્રેરણાને લગતી બધી વાત પૂરી થઇ નથી હજી તો અર્ધી બાકી છે, અને તે એ કે, આ આંતર-પ્રેરણાઓને આપણા કાબુમા લાવી શકાય છે. અત્યારે જે ક્રિયા આપણે સ્વાભાવિક જ્ઞાન અને આંતરપ્રેરણાથી કરીએ છીએ, તેજ ક્રિયા ઇચ્છાને વશવર્તી પણ બનાવી શકાય છે, એટલે સુધી કે શરીરના પ્રત્યેક સ્નાયુને આપણી ઇચ્છાને આધીન બનાવી શકાય છે યાને તેના સ્વાભાવિક કાર્ય ઉપરાંત બીજા કાર્યમા તેનો ઉપયોગ કરી શકાય છે. એ વાત તો આજકાલ સર્વસાધારણ જનોને પણ જ્ઞાત છે. આ રીતે આપણે બેવડી રીતે યાને ઇચ્છાયુક્ત અભ્યાસથી સ્વાભાવિક જ્ઞાન કિંવા આંતરપ્રેરણા પ્રાપ્ત કરી શકાય છે, અને આંતરપ્રેરણાને ઇચ્છાને વશ વર્તાવી શકાય છે–એ બને રીતે આપણે સ્પષ્ટ કરી બતાવ્યુ કે, જેને લોકો 'આંતરપ્રેરણા'ના મોટા નામથી ઓળખાવે છે, તે ઇચ્છાકૃત કિંવા ઐચ્છિક કાર્યના અવનત ભાવ સિવાય બીજું કંઇજ નથી તેથી 'પ્રકૃતિમા સર્વત્ર એક-સરખો નિયમ પ્રવર્તે છે'–એ સિદ્ધાતને આધારે સૃષ્ટિમાના પ્રત્યેક પ્રાણીની બાબતમા આવોજ પ્રકાર હોવો જોઇએ, એવુ અનુમાન આપણે સહેજે દોરી શકીએ; અને સ્થાપિત કરી શકીએ કે, નિકૃષ્ટ પ્રાણીઓની અંદર તેમજ મનુષ્યની અંદર આંતરપ્રેરણા જેવુ જે જણાય છે, તે ઇચ્છાના અવનત ભાવમાત્ર છે.

મારફતે આ પ્રશ્ન—આ શંકા છે તો સુંદર, અને 'વંશપરંપરાગત સંચાર'ના કિંવા વારસાના વાદના કેટલાક ભાગની સાથે અમે સંમત પણ થઇએ છીએ, પરંતુ તે એટલાજ પૂરતા કે આત્માને યોગ્ય નવીન દેહને માટે જે પદાર્થની જરૂર છે, તે પદાર્થ વંશપરંપરાગત દેહ મારફત પ્રાપ્ત થાય છે; એથી આગળ નહિ આપણા પૂર્વ-કર્માનુસાર આપણને અમુક દેહમા અમુક જન્મ પ્રાપ્ત થાય છે, અને તે દેહને માટે આવશ્યક યથાયોગ્ય તત્ત્વજ આપણને માબાપ તરફથી વારસામા મળે છે. માબાપોએ આપણા જીવાત્માને તેમનાં સંતાનતરીકે પ્રાપ્ત કરવાની યોગ્યતા પ્રાપ્ત કરી હોય છે

આ 'વંશપરંપરાગત સંચાર' કિંવા વારસાનો વાદ, કોઈ જાતના પ્રમાણ આપ્યા વિના એમ ને એમજ સ્વીકારી લે છે કે, માનસિક સંસ્કારોની છાપ જડ પદાર્થપર પડી શકે છે, યાને માનસિક સંસ્કારો ક્રમસંકુચિત બનીને જડરૂપમા રહી શકે છે. કેટલું અસંગત ! તમારાપર મારી દૃષ્ટિ ઠરતા, મારા માનસરોવરમાં-કિંવા મનરૂપી સરોવરમા એક તરંગ ઉઠે છે. તે તરંગ થોડી વાર રહીને શમી જાય છે, પણ એક છાપતરીકે સૂક્ષ્મરૂપમા તે મારા મનમા હમેશને માટે રહી જાય છે. ભૌતિક ઘટનાની યાને વાગવા કરવાની છાપ આપણા શરીર ઉપર રહે તે વાત સમજી શકાય તેવી છે, પણ માનસિક સંસ્કારોની છાપ પણ શરીરમા રહી શકે છે, એમ માની લેવાની શી સાબીતી છે? શરીરપર તેની છાપ રહેવાની શકયતાજ કયા છે? શરીર તો મૃત્યુ બાદ પંચત્વમા ભળી જાય છે વળી એ માનસિક સંસ્કારોને શરીરમા કોણ લઈ જાય છે? ઘડીભર આપણે એમ માની લઇએ કે, શરીરની અંદર પ્રત્યેક માનસિક સંસ્કારની છાપ રહી શકે છે, અને સૌથી આરંભના માણસથી તે છેક મારા પિતા સુધીના બધાજ પૂર્વજોના સંસ્કારો મારા પિતાના દેહમા હતા, અને પિતાના દેહમાથી તેઓ મારા દેહમા વારસારૂપે ઉતરી આવ્યા છે; પણ અહી આગળ સવાલ આવીને ઉભોજ રહે છે કે 'એ સંસ્કારોનો મારી અંદર સંચાર શી રીતે થયો?' આના ઉત્તરમા કોઈ કહેશે કે "જીવાણુકોષ મારફત તેનો સંચાર તમારામા થયો છે.' પણ એમ શી રીતે બને વારૂ? કારણકે પિતાનું આખું શરીર જેમનું તેમ બાળકને વારસામા મળતું નથી, એ તો આપણે જમાનાઓ થયા જોતા આવ્યા છીએ વળી એકજ માબાપને એક કરતાં વધારે બાળક હોય એ કેવળ સંભવિત છે. તો પછી આ 'વંશપરંપરાગત સંચાર'ના વાદનો સ્વીકાર કર્યાથી તો એમજ માની લેવું પડે કે, પ્રત્યેક બાળકના જન્મની સાથે માબાપોને પોતાના નિજ સંસ્કારોનો કિંચિત્ ભાગ પણ ગુમાવવો પડે છે; અને જો એમજ માનવાનું હોય કે માબાપ પોતાના સકળ સંસ્કારોનો બાજ

ના સંચાર કરે છે, તો તો પહેલા બાળકના જન્મ વખતેજ માબાપ-ના મન માત્ર સંસ્કારશૂન્ય બની જવાં જોઇએ કેમકે સંચારક અને સંચાર્ય પદાર્થો એક કહેતાં ભૌતિક છે.

વળી જીવાણુની અંદર ચિરકાળના અનંત સંસ્કારોનું ભંડોળ રહી શકે છે એમ માની લઇએ, તો સવાલ એ ઉઠે છે કે, જીવાણુની અંદર તે ક્યાંથી અને કેવી રીતે આવ્યા? આ 'જીવાણુસંચાર'નો વાદ તો બિલકુલ પાંગળો છે, એટલો પાંગળો કે જ્યાંસુધી ભૌતિક કિંવા જડવાદીઓ એમ ન સિદ્ધ કરી દેખાડે કે, એ સંસ્કારો અમુક રીતે અમુક ઠેકાણેથી જીવાણુકોમાં આવે છે ને રહે છે, તથા 'માનસિક સંસ્કારો કિંવા મનોવૃત્તિ ભૌતિક રૂપમાં નિદ્રિત અવસ્થામાં છે'-એ વચનનો અર્થ આમ આમ છે, એમ ખુલાસો ન કરે, ત્યાંસુધી તેમનો 'જીવાણુસંચાર'નો વાદ સ્વીકારાય તેમ નથી

ત્યારે અત્યાર સુધીની આપણી આગળની બધી દલીલોના ખંડનમંડનપરથી એટલું તો સ્પષ્ટ સમજાઇજ ગયું હશે કે, આ પૂર્વસંસ્કારોનું નિવાસસ્થાન મન છે, અને મનજ વસ્તુતઃ જન્મ જન્માન્તર ગ્રહણ કરીને આવે છે દેહ પણ જીવાત્મા પોતેજ પસંદ કરી લે છે જે અમુક પ્રકારનો દેહવિશેષ ધારણ કરવાને યોગ્ય પોતે કાર્ય કર્યાં હોય છે, તેવા દેહના નિર્માણમાટે ઉપયોગી પદાર્થોની પ્રાપ્તિ તેને નથી થતી ત્યાંસુધી તેને વાટ જોવી પડે છે, એ વાત પણ સહજ સમજી શકાય તેવી ત્યારે નવીન દેહના સંગઠનને ઉપયોગી દ્રવ્ય તૈયાર કરી આપવાસુધીનો 'વંશપરંપરાસંચાર'વાદ અમે સ્વીકારીએ છીએ—અર્થાત્ કે દેહતત્ત્વ આપણને વારસામાં મળે છે, ને પૂર્વના સંસ્કારયુક્ત મન જીવાત્માનું પોતાનું હોય છે જીવાત્મા પોતાના ઘર બદલ્યાજ કરે છે, એક પછી એક નવાં નવાં શરીર બનાવ્યે જાય છે અને તે દેહમાં રહીને કરેલાં એકે એક કાર્ય અને એકે એક વિચારની છાપોનો સૂક્ષ્મરૂપે તેમાં સંચય થઇ રહે છે એ સંચયમાંથીજ જ્યારે જ્યારે જરૂર પડે છે, ત્યારે ત્યારે પૂર્વ-સંસ્કારની છાપ બહાર નીકળી આવી નવા રૂપે વ્યક્ત થાય છે મારો મુદ્દો હજી પણ વધારે સ્પષ્ટ રીતે તમને સમજાવીશ જુઓ, તમને હું જ્યારે જોઉં છું ત્યારે મારા મનમાં એક તરંગ ઉઠે છે એ તરંગ ચિત્તની અંદર જાણે ડૂબી જાય છે ત્યાં તે શમ્ભમાં સૂક્ષ્મ બની જાય છે, પણ છેક મરી જતો નથી, તેથી એ સૂક્ષ્મ તરંગ ફરીને જ્યારે સાદ પડે, ત્યારે પાછો મોટા તરંગરૂપે ઉછળી આવવા સદા તૈયાર હોય છે આ મોટો તરંગ તેજ સ્મૃતિ આજ પ્રમાણે આ બધા સંસ્કારોનો સંચય ભાગ મનમાં રહેતો છે, અને જ્યારે હું મરી જઇશ ત્યારે તે બધાજ સંસ્કારોનું ફળ મારી સંગે આવશે વળી ધારો કે, આ ઘટમાં એક દડો છે, તેને આ-

પણ બધાજ યોગરદ્દમથી લાકડીના સપાટા ઉપરાછાપરી મારીએ છીએ પરિણામે દડો ઓરડાની અંદર ઘડીકમાં એક છેડે ને ઘડીકમાં બીજે છેડે એમ દોડાદોડી કરી મૂકે છે, પણ બારણા પાસે જવાનું થતાંજ તે સરરર કરતો બહાર નીકળી જાય છે જતી વખતે પોતાની સાથે એ શું લઈ ગયો? અને કયી શક્તિના પ્રભાવે એ બહાર ગયો વારુ? તો કે બધા ફટકાનું ફળ તે પોતાની સાથે લઇ ગયો અને ફટકાના ફળના પ્રભાવેજ તેનું બહાર જવાનું થયું આબેહૂબ તેજ મુજબ જીવાત્મા દેહ છોડી જતી વખતે એ દેહમાં રહીને આચરેલા સઘળા કાર્યો અને વિચારેલા સકળ વિચારોનું ફળ પોતાની સાથે લેતો જાય છે એ ફળ જો એવું હોય કે હજી વધારે અનુભવ મેળવવા કાજે એને નવો દેહ નિર્માણ કરી લેવાની અગત્ય હોય, તો તે એવા માબાપ પાસે જાય છે કે જેઓ તેને પોતાને જરૂરી દેહની સામગ્રી પૂરી પાડવાને લાયક હોય આ રીતે એક પછી એક દેહ પસંદ કરી તે દેહાંતર કર્યા કરે છે કોઇ વાર સ્વર્ગમાં જાય છે, તો કોઇ વાર વળી ફરી પાછો પૃથ્વીપર મનુષ્યદેહમાં કે તિર્યગ-જન્તુદેહમાં પણ અવતરે છે આ રીતે જ્યાંસુધી એને લેવો જોઇતો અનુભવ પૂરેપૂરો નહિ મળે અને એનો ફેરો પૂરો નહિ થાય, ત્યાંસુધી દેહાંતર ચાલ્યાજ કરશે ફેરો પૂરો થવા આવતાંજ તેને પોતાના પ્રકૃત સ્વભાવની અને પોતે વસ્તુત શી વસ્તુ છે તેની ખબર પડી જાય છે, અજ્ઞાન બધું ઉડી જાય છે, તેની બધી નૈસર્ગિક શક્તિઓ પ્રકાશે છે અને તે સંપૂર્ણ સ્વરૂપને પ્રાપ્ત થાય છે પછી તે જીવાત્માને સ્થૂળ અથવા ભૌતિક, તેમજ સૂક્ષ્મ અથવા માનસિક દેહોમાં રહીને કામ કરવાની અગત્ય રહેતી નથી તે પોતાના સ્વપ્રકાશમાં પ્રકાશે છે, અને મુક્ત બને છે–એટલે કે ફરી તેને જન્મવાનું કે મરવાનું રહેતું નથી

આની વિશેષ વિગતોમાં આપણે અત્યારે નહિ ઉતરીએ, પણ આ પુનર્જન્મના સિદ્ધાંત સંબંધમાં એક વધુ મુદ્દો આ છે કે, આ પુનર્જન્મવાદજ એક એવો સિદ્ધાંત છે કે જે જીવાત્માની સ્વાધીનતાની અથવા મુક્ત સ્વભાવની ઘોષણા કરે છે એજ સિદ્ધાંત એક એવો છે કે જે આપણી નિર્બળતાઓનો દોષ બીજાઓ ઉપર ઢોળી દેતો નથી બાકી પોતાનો દોષ બીજા કશાપર ઢોળી દેવો, એ તો મનુષ્યની સાધારણ દુર્બળતા થઈ પડી છે પારકાના રાઈના દાણા જેટલા દોષ ઝટ દેતા આપણી નજરે પડે છે, પણ આપણા પહાડ જેવડા દોષ પણ આપણી નજરે ચડતા નથી કારણ કે આંખો પોતાને જોઇ શકતી નથી પણ પારકી આંખોને નિહાળી શકે છે આપણી પોતાની દુર્બળતાઓ અને પોતાના દોષો સ્વીકારવામાં આપણે મનુષ્યો બહુજ મંદગતિવાળા છીએ જ્યાંસુધી

પારકાને શિર તે ઢોળી દેવાનું બની આવે ત્યાંસુધી તો ભાગ્યેજ તેની જવાબદારી આપણે પોતાને શિર લઇએ છીએ સાધારણ રીતે મનુષ્યો પોતાની જીંદગીના બધા દોષોનો ભાર પારકા મનુષ્યો પર, અને તેમ કરવાનું અશક્ય હોય તો ઈશ્વરપર કે કંઇ નહિ તો પછી પોતે કલ્પી લીધેના ભાગ્યરૂપી ભૂત ઉપર ઢોળી દે છે, અને કહે છે કે 'શું કરીએ ભાઇ' જેવું અમારૂં નસીબ'' પણ આ નસીબ તે શી વસ્તુ છે અને ક્યાં છે તે કોઈ મને કહી શકશે? આપણે જેવું વાવીએ છીએ તેવું લણીએ છીએ આપણા ભાગ્યના સૃષ્ટા આપણે પોતેજ છીએ માટે આપણાં કાર્યોનો દોષ કિંવા યશ અન્ય કોઇનો ન હોઇ આપણો પોતાનોજ છે પવન વહેતો હોય છે, ત્યારે જે વહાણના સઢ ઉઘેડાયા હોય છે તેમના સઢોમાં તે ભરાય છે અને પરિણામે તે વહાણો પવનથી ધસડાઇને પોતાનો પંથ કાપવા માંડે છે પણ જેમના સઢ લપેટાયલા હોય છે તે વહાણો પવન વહેવા છતાં પણ તેની મદદ નથી પામી શકતા, અને તેમનો પંથ નથી કપાતો એમાં દોષ શું પવનનો કહેવાય? અલબત નહિજ તેજ પ્રમાણે પ્રભુની કૃપારૂપી પવન રાતદિવસ છૂટથી અખંડ વહેતો હોવા છતાં, આપણામાંના કેટલાક સુખી છે ને કેટલાક અસુખી છે તેનો દોષ શું દયાનિધાન પ્રભુને માથે હોઈ શકે? પ્રભુની દયા તો સદાસર્વદા ભરપૂર છે, તેમાં કદી ઓછપ આવતી નથી માટે આપણું ભાગ્ય આપણે પોતેજ નિર્માણ કરી લઇએ છીએ પ્રભુનો બનાવેલો સૂર્ય દુર્બળ કે સબળ બધાને માટે એકસરખો પ્રકાશે છે તેનો પ્રેરેલો પવન સાધુ કે અસાધુ, પુણ્યવાન કે પાપી-બધાને માટે સમાનભાવે વહે છે પ્રભુ બધાનો માલીક બધાનો પરમપિતા, દયામય અને સમદર્શી છે તમારૂં શું એમ માનવું છે કે, આપણા જીવનની ઝીણી ઝીણી બાબતો આપણે જે દૃષ્ટિથી જોઇએ છીએ, તેવીજ દૃષ્ટિએ એ બ્રહ્માંડાધીશ ભગવાન જોઈ રહ્યો છે? અતુલ્ય મહિમામય ભગવાનના સબંધમાં આ કેવો ક્ષુદ્ર ધારણા આ સંસારમાં આપણે કુકરકુરીઆની માફક વિવિધ બાબતોમાં પરસ્પર લડી પડીએ છીએ, અને પ્રાણુ જ્યાં સુધી મમતની દોરી ઢીલી મૂકતા નથી, અને મનમાં મૂર્ખની માફક માની લઇએ છીએ કે, પ્રભુ પોતે પણ આપણી વાત સાચી છે એમ નોંધી લેશે પણ ઈશ્વર એવું કંઇજ કરતો નથી એ તો આપણી બધી લડાતડી ને મારામારી તથા મમત અને આગ્રહને કુરકુરીઆના ખેલ જેવાં સમજે છે પ્રભુને દંડ દેનાર અગર ફળ આપનારતરીકે સ્થાપીને આપણાં કાર્યોના દોષનો ટોપલો એના માથાપર મૂકવાના આપણા સઘળા પ્રયાસો તદ્દન મૂર્ખાઈભર્યા છે. તે કોઇનેજ દંડ દેતો નથી કે કોઇને પણ ઈનામ અકરામ આપતો નથી એની અગાધ દયાનો ખજાનો સૌને માટે, જ્યારે ને

જ્યાં પણ જોઇએ ત્યારે ને ત્યાં, અને સર્વ સ્થિતિમાં જોગોમાં ઉઘાડો છે. એમાં કદાપિ ઉણપ આવતી નથી કે કોઈના આગળ એ કદી અવળું મો કરતો નથી. એ અતુલ્ય ખજાનાનો આપણે કેવી રીતે ઉપયોગ કરવો તેનો આધાર આપણી પોતાની ઉપર રહેલો છે તેથી તમારા સુખદુઃખ માટે પારકા માણસને, પરમેશ્વરને કે સંસારની કોઈ વ્યક્તિ અગર વસ્તુને દોષ ન આપો તમે દુઃખી છો એમ જણાતા તમારી જાતનેજ તે માટે દોષિત ઠરાવો અને વધારે સારી રીતે વર્તો.

આપણી આગળના આખા કોયડાનો એકમાત્ર આજ ઉકેલ છે. જે લોકો પોતાના દુઃખ-કલેશ માટે પારકાની ઉપર દોષારોપણ કરે છે-અને કહેતા કષ્ટ થાય છે કે, એમ કરનારાંની સંખ્યા દહાડો ઉગતાં વધતી જાય છે-તેઓ સાધારણ રીતે કમભાગ્ય અને દુર્બળ મેજાવાળાં હોય છે. પોતાનાજ કર્મદોષને લીધે તેઓ દુર્દશામાં આવી પડેલા હોય છે, છતા તેનો દોષ તેઓ પારકા ઉપર ઢોળે છે; પણ તેમ કરવાથી તેમની સ્થિતિમાં કશોજ ફરક પડતો નથી. એમ કરવાથી તેમને લાભ તો મુદ્દલે થતો નથી, પણ ઉલટ તેમના એવા ખોટા પ્રયત્નથી તેમના મસ્તિષ્ક વધારે દુબળા બને છે. તેથી તમારા પોતાના દોષો માટે કોઇનેજ દોષિત ન ઠરાવતા, પોતાનાજ પગપર ઉભા રહીને સઘળી જવાબદારી તમે પોતેજ મોકળે મને સ્વીકારી લ્યો, અને મુક્તકંઠે કહો કે "અત્યારે હું જે કષ્ટ ભોગવું છું તે મારા પોતાનાજ કર્મનું ફળ છે, અને તેથી એમજ નક્કી ઠરે છે કે, આ સ્થિતિ પણ મારાથીજ સુધરી શકશે." જે સૃષ્ટિ મારે હાથે નિર્માણ થઇ હશે, તેનોજ નાશ મારે હાથે થઇ શકશે; બીજાએ નિર્માણ કરેલી સૃષ્ટિનો મારાથી નાશ કરી શકાવાનો નથી આમ છે માટે ઉઠો, ખડા થાઓ અને ધૈર્યવાન તથા સબળ બનો બધીજ જવાબદારી તમારા પોતાના માથાપર લઇ લ્યો, અને, તમે પોતેજ તમારા ભાગ્યના સૃષ્ટા છો, એ વાત બરાબર રીતે સમજી લ્યો. એને માટે જોઇતી સઘળી શક્તિ અને સહાય તમારા પોતામાંથીજ તમને મળી રહેશે માટે ઉઠો અને તમારૂં ભવિષ્ય ઘડવા મંડી પડો બની ગયેલા બાબતો માટે મુંઝાયા નહિ કરતા અનંત ભવિષ્ય હજી તમારી આગળ ખડું છે; તે તરફ ધ્યાન આપો. પણ આટલું હમેશા યાદ રાખજો કે, તમારા પ્રત્યેક વચન, વિચાર અને કાર્યનો સંચય થયા કરે છે, અને એ પણ બરોબર યાદ રાખજો કે, તમારા પ્રત્યેક કુવિચાર અને કુકર્મ લાગ મળતાજ વાઘની માફક તમારા પર કૂદી પડવા તત્પર રહેશે, અને એજ પ્રમાણે તમારા પ્રત્યેક સુવિચાર અને સુકૃત્ય પણ દેવતાઓના બળ સાથે તમારી વહારે આવવા અને તમારૂં રક્ષણ કરવા હમેશને માટે તત્પર રહેશે

ફળરૂપ છે ચોમેર નજર ફેરવતા આપણને શુ જણાય છે ? તો કે સતત પરિવર્તન ગોટલામાંથી બીજમાંથી નીકળે છે, અને બીજ ફળને પાછો છોડવો બને છે છોડવો વધીને ઝાડ થાય છે અને પોતાનો ફેરો પૂરો થતા તે પાછુ બીજરૂપ બની જાય છે પશુ પ્રાણીઓ પણ સસારમા આવે છે, અમુક વખત જીવે છે, મરે છે અને પોતપોતાનો ફેરો પૂરો થતા અદૃશ્ય બને છે તેજ મુજબ માણસ પણ પોતાનો ફેરો પૂરો કરે છે પહાડો ધીમે ધીમે પણ ખાત્રીપૂર્વક ચૂર્ણ વિચૂર્ણ બને છે, નદીઓ ધીમે ધીમે પણ ખાત્રીપૂર્વક સૂકાય છે, અને વાદળ સમુદ્રમાથી ઉદ્ભવી પાછો સમુદ્રમા સમાય છે આ પ્રમાણે જ્યા જુઓ ત્યા સર્વત્ર જીવનના ફેરા પૂરા થતા જણાય છે જન્મ, વૃદ્ધિ, વિકાસ અને ક્ષય ગણિતાગની ચોકસાઇથી એકબીજાને અનુસરતા જોવામા આવે છે. આ અનુભવ તો આપણો રોજનો છે, તથાપિ હલકામા હલકા પરમાણુથી માંડીને તે સર્વોત્તમ સિદ્ધ પુરુષપર્યંતની લક્ષાવધિ પ્રકારની ભિન્ન ભિન્ન નામરૂપવાળી જીવંત વસ્તુઓ યાને જીવકોટિની અંદર અને પાછળ આપણને એક અખંડ એકતા માલમ પડી આવે છે એક પદાર્થ બીજા પદાર્થથી બિલકુલ જૂદો છે એવા આપણી કલ્પનારૂપી દુર્ભેદ્ય દિવાલનો અર્વાચીન વૈજ્ઞાનિક શોધોના પરિણામે દિવસે દિવસે ચૂરે ચૂરો થતો જાય છે, એવુ આપણે હંમેશ રોજ જોઈએ છીએ વૈજ્ઞાનિકો એ નિર્ણયપર આવેલા છે કે, સર્વ પદાર્થો એકજ દ્રવ્યમાથી નિર્માણ થયા હોઈ જૂદે જૂદે રૂપ અને જૂદી જૂદી રીતે વ્યક્ત થતા હોવા છતા તેમની વચ્ચે પરસ્પર એક પ્રકારનુ સજાતીયત્વ અને ઐક્ય રહેલુ છે, અને તે બધાજ ભિન્ન ભિન્ન રૂપધારી સજીવ પદાર્થો યાને વિવિધ જીવો એકજ ચેતનરૂપી અખંડ સાંકળમા પરોવાયલા હોઈ બધાજ જીવો તે એકજ સાંકળની જૂદી જૂદી કડીઓ જેવા છે એવી જીવરૂપી કડીઓ અનંત છે, પણ તે બધી એકજ સાંકળની છે આ નિર્ણય વૈજ્ઞાનિકોનો છે, અને તે વિજ્ઞાનમા ક્રમવિકાસના સિદ્ધાંતતરીકે ઓળખાય છે આ ક્રમવિકાસનો ખ્યાલ આજ કાલનો નથી, પણ પ્રાચીન છે—મનુષ્યસમાજના જેટલો તે જૂનો છે એમ કહીએ તો પણ ખોટુ નથી માત્ર મનુષ્યના જ્ઞાનની પ્રગતિ સાથે તે વધુ ને વધુ તાજો યાને સતેજ બનતો જાય છે એટલુજ અત્યારના વૈજ્ઞાનિકો કરતા પ્રાચીન પૂર્વજોએ એક વાત વધારે નિરીક્ષણ કરી હતી અને તે ક્રમસંકોચનની આ ક્રમ-સંકોચનનો ખ્યાલ આધુનિકોને હજી જોઈએ તેવો સ્પષ્ટ નથી સૂઝયો બીજ હોય છે તેમાથી છોડવો ઉગે છે, રેતીના કણમાથી કંઈ છોડવો થતો નથી પિતામાથી સંતાન બને છે, માટીના ઢેફા માથી કદાપિ બાળક થતુ સાંભળ્યુ નથી આ ક્રમવિકાસ ગોમાથી

થતી થતી, સૂક્ષ્મ જીવાણુ દશાથી માંડીને તે પૂર્ણ મનુષ્ય—કે પૃથ્વી પરના ઈશ્વરી અવતાર સુધી વિકસિત થાય છે, તે આખીજ જીવન-શક્તિ ખરી રીતે તો એકજ જીવન છે, અને એ આખીજ જીવન પર પગ જોવા જઈએ, તો તે એકજ જીવાણુની અંદર સંકુચિત ભાવે રહેલી છે આ ઈશ્વરી અવતાર સુધીની સઘળી જીવનપરંપરા જીવાણુની અંદર સંકુચિત થયેલી હતી અને ધીમે ધીમે બહાર આવીને ધીરે ધીરે વ્યક્તભાવ ધરતી ગઈ આ પ્રમાણે ઊંચામાં ઊંચો વ્યક્ત ભાવ સૂક્ષ્મરૂપે પણ તે જીવાણુની અંદર વર્તમાન હતો તો પછી જે એક શક્તિમાંથી આ આખીય જીવનસાંકળ રચાઈ છે તે શક્તિ કયી શક્તિનો સંકોચ હશે વારુ? તો કે એ શક્તિ તે સર્વત્ર વ્યાપી રહેલી જગન્મયી બ્રાહ્મીરૂપ ચૈતન્યશક્તિનો સંકોચ છે એ બ્રાહ્મીરૂપ ચૈતન્યશક્તિજ જીવાણુથી માંડીને તે પૂર્ણ પુરુષાવસ્થા સુધી ધીરે ધીરે કોકડાની માફક ઉકલે છે ચૈતન્યશક્તિ વૃદ્ધિગત થાય છે, એમ કહેવું માત્ર ખોટું છે એના સંબંધમાં વૃદ્ધિના સઘળાજ વિચારોને મનમાંથી કાઢી નાખો વૃદ્ધિ કહેતાં એમજ સમજાય કે બહારથી કશાનો ઉમેરો થાય છે પણ એવું માનવાથી તો પૂર્વોક્ત ગણિતનો સિદ્ધાંત કે—'જગતની અંદર જે શક્તિનો વિકાસ જોવામાં આવે છે, તે શક્તિની અંદર જરા જેટલો પણ વધારો ઘટાડો કોઈથી કરી શકાય તેમ નથી'—તે તૂટશે ખરે જીવમાત્રની અંદર અદૃશ્ય રહેલું અનંત ચૈતન્ય તમામ બાહ્ય વિકારોથી પર છે તેને વધવાપણું કદાપિ હોયજ નહિ, એ તો હમેશાં સંપૂર્ણ છે માત્ર ક્રમે ક્રમે આવિર્ભૂત થાય છે, એટલુંજ

કાર્ય એ કારણનો વ્યક્ત ભાવ છે કાર્ય અને કારણ વચ્ચે ખાસ જુદાનો તફાવત કદીજ હોતો નથી ઉદાહરણતરીકે, આ કાચના પ્યાલાને લ્યો કાચ હતું, તેની અંદર કારીગરના ઇચ્છાયુક્ત કૌશલ્યનું ઉમેરણ થતાં એ પ્યાલો બન્યો આ કાચ અને કૌશલ્ય—એ બે તેનાં કારણો હતાં, અને તે બન્ને અત્યારે પણ તેની અંદર વર્તમાન છે ક્યા રૂપમાં તે અત્યારે વર્તમાન છે? તો કે સંગઠનશક્તિના રૂપમાં એ સંગઠનશક્તિ પ્યાલામાં ન હોય, તો તેના અણુએ અણુ વીખરાઈ જાય ત્યારે કાર્યરૂપ પ્યાલો એ શી વસ્તુ છે? તો કે દ્રવ્ય તથા કૌશલ્યરૂપી કારણોજ, પણ તે જુદા રૂપમાં. આ પરથી કાર્યની વ્યાખ્યા એવી નીકળે છે કે—'થોડા કાળ માટે રૂપાંતરિત અને મર્યાદિત થએલાં કારણોને કાર્ય કહે છે' આ વ્યાખ્યા આપણે યાદ રાખવી જોઈએ આ વ્યાખ્યા આપણા જીવનના પ્યાલાને લાગુ પાડીશું તો જણાશે કે જીવાણુ અવસ્થાથી માંડીને તે સંપૂર્ણ મનુષ્યની અવસ્થા સુધીની આખીજ જીવનપરંપરાને આવિર્ભાવ અને બ્રહ્મરૂપ ચૈતન્યશક્તિ એકજ હોવાં જોઈએ શરૂઆતમાં એ ચૈતન્ય સંકુચિત થઈ સૂક્ષ્મ બન્યું એ સૂક્ષ્મ રૂપ કારણ બન્યું, અને એ સૂક્ષ્મ કારણ-

આ સ્થૂળ બાહ્ય પદાર્થોની આલોચના પરથી આપણને કયું તત્ત્વ હાથ લાગે છે? તો એજ કે, આ ભૌતિક પદાર્થસમુદાયના વિવિધ સંયોગોની અનંતવાર પુનરાવૃત્તિ થયા કરે છે.

આની સાથેજ ભવિષ્ય કેવી રીતે ભાખી શકાય છે અને ભૂતકાળ કેવી રીતે વર્તી શકાય છે તેનો ખુલાસો મળી જાય છે. આપણે એવા અનેક લોકો જોયા છે કે જે માણસનું ભૂત તેમજ ભવિષ્ય કહી આપે છે. હવે આ ભવિષ્ય જો કોઇ નિશ્ચિત નિયમને વશવર્તી ન હોય, તો તે ભાખી શકાયજ નહિ. પણ આપણે અગાઉ જોઇ ગયાજ છીએ કે, ભૂતકાળની ઘટનાઓની ભવિષ્યકાળમાં પુનરાવૃત્તિ થાય છે, અને ખરે તેમજ થાય છે, પણ આત્માને તેની જરાયે અસર પહોંચતી નથી. ચગડોળ તો સૌએ જોયો હશે. તેને ગતિ મળતાંજ તે વેગથી ઉપર નીચે ફરવા માંડે છે અને એના પલ્લાંની વારાફરતી અનુક્રમે પુનરાવૃત્તિ થયાજ કરે છે. એક ફેરામાં માણસોનું એક ટોળું ચગડોળમાં ચઢે છે અને ફેરા પૂરો થતાં તે ટોળું રવાના થઈ જાય તેનાં તેજ પલ્લાંઓમાં બીજું ટોળું ભરાય છે, ને એમ એક પછી એક ટોળાની આવ-જા દિવસભર ચાલુજ રહે છે. તેજ પ્રમાણે પ્રભુની સૃષ્ટિમાં પણ એક ચગડોળ અખંડ ચાલી રહ્યો છે. પ્રકૃતિ એ એક વિરાટ ચગડોળ છે, વિવિધ દેહો એ આ વિરાટ ચગડોળનાં પલ્લાં છે, અને ઝીણાંમાં ઝીણાં જંતુથી તે મનુષ્યપર્યંતની જીવકોટિઓ એ ચગડોળમાં બેસનારા છે. ચગડોળનાં પલ્લાંઓમાં જીવાત્માઓનો એક એક નવીન સમૂહ દાખલ થાય છે, વારાફરતા ઉંચે નીચે જઇ ફેરો પૂરો થતાં ચાને પૂર્ણાવસ્થા પ્રાપ્ત થતાંજ ચગડોળમાંથી બહાર નીકળી પડે છે, તેમને સ્થાને બીજો સમૂહ ચગડોળમાં દાખલ થાય છે, ને એ રીતે ચગડોળ તો અખંડ ચાલ્યાજ કરે છે. વળી જ્યાંસુધી આ દેહરૂપી પલ્લા પ્રકૃતિરૂપી ચગડોળમાં જોડાયલાં છે, ત્યાંસુધી ગણિતની રીતે ચોક્કસ ભાખી શકાય કે, તે પલ્લા કયે વખતે કયાં હશે; પણ આત્માની બાબતમાં તેમ થઇ શકે નહિ. આ ઉપરથી સમજી શકાયું હશે કે, પ્રકૃતિનું ભૂત-ભવિષ્ય નક્કીપણે ભાખવું એ કેવળ સંભવિત છે.

આ ઉપરથી ત્યારે આપણને સમજાય છે કે, એની એજ ભૌતિક ઘટનાપરંપરાની ચોક્કસ સમયને અંતરે પુનરાવૃત્તિ થયા કરે છે, અને એકજ તરેહના સંયોગો અને સંમિલનો અનંત કાળસુધી થયાજ કરે છે. પરંતુ એથી કંઈ આત્માનું અમરત્વ નથી સિદ્ધ થતું. પણ એટલુંજ કે, જગતમાંની કોઇજ શક્તિ અગર કોઈ પણ દ્રવ્યનો તદ્દન ધ્વંસ થતો નથી, ત્યારે એનું શું થાય છે? તો કે સાંકળની આગલી બાજુ તરફ ને પાછલી બાજુ તરફ તેનું ચોક્કસ રૂપાંતર થયા કરે છે અને એમ કરતાં કરતાં પરિણામે તે પોતાના મૂળકારણમાં જઈ ભળી જાય છે. હવે, કોઈ પણ ગતિ સીધી

લાંગીમાં થઈ શકતી નથી. પ્રત્યેક વસ્તુ ઘૂમી ઘૂમીને પાછી મૂળ રૂપમાં આવે છે. કારણ કે એક સરળ રેખાને અનંતભાવે લંબાવ્યા જ કરીએ, તો તેનું એક વર્તુલ બને છે. આમ હોવાને લીધે કોઈ પણ આત્માની અનંત કાળપર્યંત અવનતિજ થયા કરે એ શક્યજ નથી, એમ બની શકેજ નહિ. આ વિશ્વની પ્રત્યેક વસ્તુ મોડેવહેલે પણ પોતપોતાનું વર્તુલ પૂરું કરીને પોતપોતાના ઉત્પત્તિસ્થાનને પુનઃ પ્રાપ્ત થાય છે. તમે, હું અને આ બધા આત્માઓ શું છીએ? ક્રમવિકાસ અને ક્રમસંકોચ વિષેની આલોચનામાં આપણે જોઈ ગયા છીએ કે તમે, હું અને આ બધાજ જીવાત્માઓ વિશ્વવ્યાપી વિરાટ ચૈતન્ય કિંવા વિરાટ પ્રાણ કિંવા વિરાટ મનના અંશવિશેષો. કોઈ અત્યારે ક્રમસંકોચની અવસ્થામાં છીએ. તેમાંથી આપણે ઘૂમી ફરીને ક્રમવિકાસના નિયમે ફરી પાછા એજ વિશ્વવ્યાપી વિરાટ ચૈતન્યમાં જઈ સમાવાનું છે. આ વિરાટ ચૈતન્ય તેજ ઈશ્વર. એ વિરાટ ચૈતન્યનેજ લોકો પ્રભુ, પરમાત્મા, ભગવાન, ક્રાઈસ્ટ, બુદ્ધ અગર બ્રહ્મ એમ જુદે જુદે નામે ઓળખે છે. વળી જડવાદીઓ જેને શક્તિરૂપ દેખે છે અને અજ્ઞેયવાદીઓ જેને અનંત અનિર્વચનીય સર્વાતીત પદાર્થ કહી વર્ણવે છે, તે શક્તિ અને પદાર્થ પણ એજ વિરાટચૈતન્ય છે-અર્થાત્ વિશ્વવ્યાપી પ્રાણ કે વિશ્વવ્યાપી શક્તિ કે વિશ્વવ્યાપી ચૈતન્ય જે કહો તે એજ છે, અને આપણે બધા અગ્નિના તણખા જેવા તેના અંશો છીએ, તેથી આપણે પણ ખરું જોતાં અમર અને અવિનાશી છીએ.

આ બધીએ વિચાર ધ્યાનમાં રાખવાનો છે. પરંતુ હજી આત્માના અમરપણાની વાત આટલેથી સમાપ્ત થઈ ન કહેવાય. હજી પણ અનેક શંકા આશંકાઓ રહી ગઈ છે. દાખલા તરીકે કોઈ કહેશે કે કોઈ પણ શક્તિનો નાશ થતો નથી, એમ કહેવું તો ઠીક કહેવું છે. પણ જે જે શક્તિઓ અને રૂપો વ્યવહારમાં આપણા દીઠામાં આવે છે તે સર્વે મિશ્રણમાંથી ઉત્પન્ન થયેલ છે. આ બાંકડો આપણી આગળ છે તે જુદા જુદા ભાગોના મિશ્રણથી બન્યો છે. તેજ મુજબ બીજી જે જે શક્તિઓ આપણે જોઈએ છીએ, તે બધીજ મિશ્રણોત્પન્ન છે. વૈજ્ઞાનિકોનો અભિપ્રાય છે કે, વિરાટ શક્તિ એટલે વિવિધ શક્તિઓના મિશ્રણનું સામટું ફળ. વિરાટ શક્તિ અથવા ચૈતન્યવિષેની વૈજ્ઞાનિકોની આ વ્યાખ્યા મુજબ તો તમારા આત્માનું અસ્તિત્વ ક્યાં રહ્યું? કેમકે પ્રત્યેક આત્મા વિરાટ ચૈતન્યનો અંશ હોવાથી તેમાં આખરે લીન થઈ જાય છે, પણ પ્રકૃતિનો નિયમ એવો છે કે, જે જે કંઈ મિશ્રણથી ઉત્પન્ન છે, તે તે બધું જ મોડું વહેલું છૂટું પડી પોતાના આદિકારણો યાને મૂળતત્વોમાં લય પામે છે. જગતમાં જે જે વસ્તુ જડ દ્રવ્ય કે શક્તિના સંયોગના ફળરૂપ છે તે મોડેવહેલે જરૂર પોતાના આદિકારણોમાં લીન

થાય છે. અર્થાત્ જે જે કંઇ અમુક અમુક કારણોના સંયોગીકરણના ફળરૂપ છે તેનો લય અગર વિનાશ થવોજ જોઇએ. તે વસ્તુ છિન્નવિચ્છિન્ન થઇ વીખરાઈ જાય છે ને અંતે તેના આદિકારણો અથવા મૂળ તત્ત્વોમા પરિણમે છે. પ્રકૃતિનો આ નિયમ સાવ સાચો છે પરંતુ આત્મા એ કોઇ શક્તિ કે વિચાર નથી આત્મા એ વિચારનો ઉત્પાદક છે અને નહિ કે સ્વયં વિચાર; તેમ એ શરીરનો સૃષ્ટા છે અને નહિ કે ખુદ શરીર. એમ કેમ? તો કે આપણે સમજી શકીએ છીએ કે, શરીર આત્મા હોઈ શકેજ નહિ શા ઉપરથી? તો કે શરીર પોતે ચૈતન્યરૂપ અગર સ્વપ્રકાશી નથી મૃતશરીર કિંવા ખાટકીની દુકાનમાંનો માંસનો ટુકડો કદી ચેતન્યવાન નથી હોતો. ત્યારે ચૈતન્ય શબ્દથી આપણે શું સમજવું? તો કે પ્રતિક્રિયાશક્તિ.

હવે, આ પ્રતિક્રિયાશક્તિ સમજવા માટે જરા વધારે ઉંડા ઉતરવું પડશે. જુઓ, આ એક ફૂલ અથવા ભીંટવો છે. હું તેને જોઉં છું એ જોવાની ક્રિયા શી રીતે થાય છે? તો કે એ ફૂલમાંથી કેટલાક પ્રકાશકિરણો આવીને માગ નેત્રોમા પ્રવેશે છે, અને મારી કીકીઓમા એક ચિત્ર ઉભું કરે છે, અને તે ચિત્ર અથવા છબી મારા મસ્તિષ્ક અગર મગજમા પહોંચે છે; છતા એટલેથી હજી જોવાની ક્રિયા પૂર્ણ થતી નથી. શરીરવિદ્યાશાસ્ત્રીઓ જેને અનુભવાત્મક કિંવા સંવેદનાવાહક સ્નાયુતંતુઓ કહે છે, તેમનાદ્વારા તે છબી મારા મસ્તિષ્કની ભીતર પહોંચે છે, છતાં હજી જોવાની ક્રિયા સંપૂર્ણ થતી નથી કેમકે ભીતરના ભાગમાથી કોઇ પ્રતિક્રિયા પ્રકટ થતી નથી પ્રતિક્રિયા થવા માટે તો તે છબીને મનસુધી પહોંચવું જોઇએ તેથી મગજમાંનું સ્નાયુકેન્દ્ર તેને મન પાસે લઈ જાય છે અને પછી મન તેના ઉપર પ્રતિક્રિયા કરે છે. મનની એ પ્રતિક્રિયા થતાજ આ ફૂલ મને પ્રત્યક્ષ દેખાવા માડે છે. એક સહેલા ઉદાહરણથી આ વાત સહેલાઈથી સમજાશે ધારો કે, તમે મારૂં વ્યાખ્યાન સાંભળવામા તંલીન થઈ ગયા છો યાને બિલકુલ એકાગ્રચિત્તે તે સાંભળો છો, તેવામા એક મચ્છર તમારા નાકના ટેરવા ઉપર બેસીને ડંખે છે, અને તીવ્ર વેદના પહોંચાડવાનો પ્રયત્ન કરે છે. પણ તમારૂ ચિત્ત વ્યાખ્યાનમા એટલું બધુ તલ્લીન બનેલું છે કે તમને એ ડંખનો ચટકો જણાતો સરખો નથી. આમ શાથી બન્યું તે હવે જુઓ મચ્છરે ડંખ દઇને તમારી ચામડીના ચોક્કસ ભાગપર ચટકો ભર્યો છે, અને તે ભાગમા સ્નાયુતંતુઓ છે એ વાત પણ ખરી. એ સ્નાયુતંતુઓએ અમુક જાતની સંવેદના અથવા લાગણી મસ્તિષ્કમા પહોંચાડી એ પણ નિર્વિવાદ; પણ એ ક્રિયાપર પ્રતિક્રિયા કરનારૂં તમારૂં મન બીજે પરાધીનપણે રોકાયલું હોવાથી તેનાથી આ ડંખની ક્રિયાપર પ્રતિક્રિયા

થઈ શકતી નથી, અને તેથીજ તમને મચ્છર કરડતા છતાં મચ્છરની હાજરીનું ભાન થતું નથી. મતલબ કે, આપણી સમક્ષ કોઈ નવીન ચિત્ર કે લાગણી ઉપસ્થિત થાય, તે વખતે જો મન પ્રતિક્રિયા કરે નહિ, તો આપણને તે લાગણી સમજાતી નથી; પણ મન જો પ્રતિક્રિયા કરે તોજ તેનું ભાન થાય છે. એવું ભાન થાય ત્યારેજ સ્પર્શ, દૃશ્ય, શ્રવણ ઇત્યાદિની ક્રિયા બને છે—અર્થાત્ ત્યારેજ આપણે જોતા, સાંભળતા કે અનુભવથી સમજવા સમર્થ થઈએ છીએ. આ પ્રતિક્રિયાની સાથે સાથેજ અમારા સાંખ્યયોગમાં જેને પ્રજ્ઞા કહેવામાં આવે છે તે પ્રજ્ઞા કિંવા જ્ઞાનનો પ્રકાશ પ્રકટે છે. હવે આ પ્રજ્ઞા શરીરને લાગી શકતી નથી, એ તો આપણે ઉપરના મચ્છરના દાખલાથી જોઈ ગયા. કેમકે ચિત્તની ગેરહાજરીમાં લાગણીનો કદાચ અનુભવ શરીર કરી શકતું નથી. વળી, એવા પણ કિસ્સા જોવામાં આવ્યા છે કે આમ મનોયોગમાં આવી પડતા, એક માણસ જે ભાષા પોતે કદાપિ શીખ્યો હોતો નથી તે ભાષામાં વાતચીત કરવા શક્તિમાન થયેલો દેખાય છે. આનું કારણ ઢૂંઢતાં માલૂમ પડયું છે કે, એ માણસને બાલ્યાવસ્થામાં એવી જાતિના લોકો વચ્ચે રહેવાનું થયું હતું કે જે લોકો એ ભાષા બોલતા હતા, અને તેની છાપ એના બાળમગજમાં પડી ગઈ હતી. એ છાપ એના મગજમાં સંઘરાઈ રહી હતી, અને વિશિષ્ટ સંજોગોમાં કોઈ કારણથી મન તે છાપ પર પ્રતિક્રિયા કરવા લાગતાં, તે ભાષાનો પ્રકાશ પ્રકટ થાય છે અને તે મનુષ્ય એ ભાષા સારી રીતે બોલી શકે છે. આ બીના વળી જણાવી આપે છે કે, મન એકલું-જ પ્રતિક્રિયા માટે બસ નથી, મન તો બીજા કોઈ કારણનું હથિયારમાત્ર છે. એ માણસની બાબતમાં શું થયું તે હવે જોઈએ. તેના મન અગર મગજમાં તો તે ભાષાનો સંઘરો હતોજ, છતાં પૂર્વે તેને નહોતી આવડતી અને પાછળથી એક વખતે આવડી પણ ખરી. એ વાત પુરવાર કરે છે કે, મનની પાછળ પણ કોઈ તત્ત્વ રહેલું છે અને તે માણસની બાલ્યાવસ્થામાં તે અન્ય કોઈ તત્ત્વે એ સંગ્રહનો ઉપયોગ કર્યો નહોતો, પણ જ્યારે પુખ્ત ઉંમરનો થયો ત્યારે જરૂર પડતાં અન્ય કોઈ તત્ત્વની પ્રેરણાથીજ તે સંઘરાનો ઉપયોગ કરતો તે માણસ થયો. ત્યારે હવે માણસ કયા કયા કારણોનો સંયોગ છે? તે જુઓ. પહેલાં તો શરીર, તે પછી મન અથવા વિચારનું યંત્ર અને ત્રીજું મનની પાછળ રહેલું 'અન્ય કોઈ તત્ત્વ' એ અન્ય કોઈ તત્ત્વનેજ સંસ્કૃત ભાષામાં આત્મા નામે ઓળખાવ્યું છે—અર્થાત્ અમારા તત્ત્વવેત્તાઓએ મન અને આત્માને પરસ્પર ભિન્ન સમજેલા છે. પણ આધુનિક વૈજ્ઞાનિકોએ 'વિચાર એટલે મસ્તિષ્કના પરમાણુઓના વિવિધ ફેરફાર'—એવી

વિચારની વ્યાખ્યા પ્રતિપાદિત કરેલી હોવાથી, તેઓ ઉપરોક્ત ઘટનાઓનું નિરૂપણ કરવા અશક્ત નીવડે છે, અને સાધારણ રીતે તો તેઓ એવી વાતો માનવાની ચોખ્ખી ના જ પાડે છે પણ મન એ સ્વયંભૂ વસ્તુ ન હોઈ આત્માનું ઓજારમાત્ર છે, એમ સ્વીકારવાથી આનો ખુલાસો ઝટ થઈ શકે છે મનને મસ્તિષ્ક સાથે ગાઢ સંબંધ છે તેથી શરીરનો નાશ થતાં તે કાર્ય કરતું બંધ પડે છે. આત્માજ તેનો એકમાત્ર પ્રકાશક છે, મન તો તેના હાથમાંનું એક યંત્ર અથવા ઓજારરૂપ છે. એ ઓજાર અથવા સાધનદ્વારા તે નેત્ર, કર્ણ વગેરે બાહ્યસાધનો પર સત્તા ચલાવે છે, ને મનની પ્રેરણાથી બાહ્ય વસ્તુઓની છાપ આ બાહ્ય સાધનો ઝીલી મનદ્વારા આત્માને પહોંચાડે છે એટલે પરિણામે દર્શન, શ્રવણ વગેરેની ક્રિયાઓ થાય છે. હવે આમાં પણ બાહ્યસાધનો વસ્તુઓની છાપ ઝીલીને સીધી મનને નથી પહોંચાડતાં, પણ મગજની પાસે આવેલા સ્નાયુકેન્દ્રોને પહોંચાડે છે કારણ કે ચક્ષુ, કર્ણ વગેરે બાહ્ય સાધનો તો છાપોને ઝીલનારા કેવળ યંત્રોજ માત્ર છે, તેમનામાં ક્રિયા કરવાની શક્તિ નથી મગજની અંદરના સ્નાયુકેન્દ્રો જેમને અમારી ભાષામાં ઇંદ્રિયો કહેવામાં આવે છે, તે ઇંદ્રિયોજ ક્રિયાવાન બની નેત્ર વગેરે બાહ્યસાધનોએ ઝીલેલી છાપ મનને પહોંચાડે છે એ પછી મન પોતાની આગળના અધિકારી બુદ્ધિને અને બુદ્ધિ બધી છાપોને સુવ્યવસ્થિત કરીને આત્મ-જગતના સિંહાસનપર બિરાજતા અધિરાજને-જીવાત્માને પહોંચાડે છે પછી આત્મા નિરીક્ષણ કરી હુકમો છોડે છે તે હુકમો બુદ્ધિ, મન તથા ઇંદ્રિયોવાટે સ્થૂળસાધનો પાસે પાછા ફરે છે એટલે જોવા, સાંભળવા વગેરેની ક્રિયા સમાપ્ત થાય છે. આ ઉપરથી સમજાયુંજ હશે કે, આત્માજ વસ્તુત બધાનો અનુભવકર્તા, શાસ્તા, સૃષ્ટા, ભર્તા જે કહો તે છે

ઉપર આપણે જોઈ ગયા કે આત્મા શરીર પણ નથી, તેમ મન પણ નથી આત્મા કોઈ સંયુક્ત પદાર્થ હોય એમ બનેજ નહિ કેમ? તો કે બધા સંયુક્ત પદાર્થ નજરે નિહાળી શકાય કે બુદ્ધિએ કલ્પી શકાય જે પદાર્થ આપણે નિહાળી શકતા નથી કે કલ્પનાથી સમજી શકતા નથી, અને જે પદાર્થને આપણે કોઈ રીતે ગ્રહણ કરી શકતા નથી, તે પદાર્થ કોઈ શક્તિ કે ભૌતિક દ્રવ્ય, તેમજ કાર્ય કે કારણરૂપ નથી, અને તેથી તે મિશ્ર કે સંયુક્ત તત્ત્વ નથી મિશ્ર અથવા સંયુક્ત પદાર્થને તો આંતરજગત સુધીજ જવાનો અધિકાર હોય છે, તે ઉપરાંત નહિ મિશ્ર પદાર્થ બધાજ પ્રકૃતિના નિયમોને આધીન છે એ નિયમોના રાજ્યની બહાર તેમનાથી રહી શકાયજ નહિ; અને એ નિયમોથી અતીત કોઈ પદાર્થ મળી આવે, તો તે મિશ્ર કે સંયુક્ત હોયજ નહિ. માટે માણસનો

પર છે, કાર્યકારણના નિયમથી પર છે, તેને મર્યાદિત કરવાની તાકાત કોનામા છે ? આત્મા કાર્યકારણના નિયમથી તેમજ પ્રકૃતિથી પણ પર છે, એ તો આપણે અત્યાર અગાઉ જોઇ ગયા છીએ. આ પ્યાલો મર્યાદિત છે; એથી તે સર્વવ્યાપી નથી, કેમકે આ રૂપ ધારણ માટે આજુબાજુની જડ કિંવા ભૌતિક શક્તિઓનું તેના પર દબાણ છે, અને એ શક્તિઓ તેને વિસ્તૃત થવા દેતી નથી આજુબાજુની પ્રત્યેક વસ્તુનો તેના પર પ્રભાવ પડે છે; અને તેથીજ તેને સીમાબદ્ધ થઇને રહેવુ પડે છે. પણ જે સકળ નિયમોથી પર છે, અને જેના પર કાર્ય કરવાવાળુ કશુજ નથી, તે પરમતત્ત્વ સસીમ અગર મર્યાદિત કેમ કરી હોઇ શકે ? તે વસ્તુ સર્વવ્યાપી હોવીજ જોઇએ. આત્મા આવી વસ્તુ છે, ને તે આપણ પ્રત્યેકની અંદર વર્તમાન છે તેથી આપણે સર્વત્ર યાને સર્વવ્યાપી છીએ તો પછી હુ જન્મ્યો ને હુ મરવાના છુ વગેરે વચનોનો અર્થ શો ? એવી વાતો કરવી એ કેવળ અજ્ઞાન છે, મગજનો ભ્રમમાત્ર છે તમે કદી જન્મ્યા નહોતા અને કદી મરશો પણ નહિ તમને જન્મ, પુનર્જન્મ, જીદગી, અવતાર વગેરે જેવુ કશુજ નથી; તો પછી આ આવવા-જવાનો અર્થ શો ? તો કે એ પણ અર્થવગરનો ભ્રમ છે. તમે બધેજ છો, તો પછી આવવા જવાનો ભ્રમ શાથી થાય છે ? તો કે જેને તમે મન કહો છો તે મન માને સૂક્ષ્મશરીરના રૂપાતરને લીધે આ આવવા-જવાનો ભ્રમ થાય છે. દાખલાતરીકે, આપણે આકાશ અને વાદળાનો વિચાર કરીએ. આકાશમા જ્યારે વાદળીઓનો એક નાનો સમૂહ પસાર થાય છે, ત્યારે એ સમૂહ બધો પસાર થઇ જતાસુધી આપણને એમ ભ્રમ રહ્યા કરે છે કે, આકાશ ચાલી રહ્યું છે. વળી કેટલીક વાર આપણે ચંદ્રની આગળ પણ એકાદ વાદળને ચાલતુ જોઇએ છીએ, અને તે વખતે પણ આપણને એમ લાગે છે કે જાણે ચદ્ર સરકતો ન હોય ! આગગાડીની મુસાફરીમા પણ શું જોઇએ છીએ ? એજ કે, જાણે બધા ખેતરો ને ઝાડો તથા મકાનો દોડાદોડ કરી રહ્યા છે. જહાજની મુસાફરીમા પણ એવોજ ભ્રમ થાય છે કે જાણે પાણી દોડી રહ્યુ છે, પણ વસ્તુત તો આકાશ, ચદ્ર વગેરે કોઇજ દોડતું હોતુ નથી. તેજ મુજબ આવવા-જવાનુ પણ આત્માને થતુ નથી. માટે વાસ્તવિક જોતા તમે જતા નથી કે આવતા નથી, જન્મતા નથી, મરતા નથી કે પુનર્જન્મતા નથી તમે તો અનંત, વિશ્વવ્યાપી, કાર્યકારણથી પર અને સદાસર્વદા મુક્ત છો-રે ! અજ છો, અમર છો. 'આત્માને મરણ ખરૂ કે નહિ?' એવો પ્રશ્ન કરવો એજ બેવકૂફી છે; કેમકે જેનો જન્મ નહિ, તેને વળી મરવાનુ કેવું ?

હવે, સયુક્તિક અથવા ન્યાયસંગત નિર્ણયપર આવવા માટે આપણે એક પગલું આગળ વધવાનું છે. સબુરી રાખજો, કંટાળશો

નહિ ચાલે ઘર તરફ જતાં અર્ધે માર્ગે બેસી પડીએ તો ન ચાલે તેમ અહીં પણ તેમ થઇ શકે નહિ તમે બધાં તત્ત્વચિંતકો બન્યા છો, તત્ત્વચિંતનના માર્ગમાં થોડેક જઇ બૂમ પાડો કે 'બસ કરો, ભાઇ! અમારે આગળ નથી જવું' તો તે તમને ન શોભે. માટે ચાલો આગળ વધીએ. અહીં એક સવાલ ઉભો થાય છે. તે એવો કે, જો અમે પ્રકૃતિના સર્વ કાનુનથી પર હોઇએ, તો તો પછી અમે સર્વજ્ઞ અને સર્વાનંદી હોવા જોઇએ બધુંજ જ્ઞાન, બધીજ શક્તિ અને સકળ આનંદ અમારી અંદર હોવાં જોઇએ, ખરૂં ને? તો કે બેશક તમેજ આ વિશ્વ બ્રહ્માંડના સર્વજ્ઞ, સર્વવ્યાપી પ્રભુ છો અને એક બીજી શંકા ઉપસ્થિત થાય છે કે 'પણ ત્યારે આવા પ્રભુ અનેક હોઇ શકે ખરા?" શું કેટલાંય સર્વજ્ઞો અને સર્વ-વ્યાપીઓ હોઇ શકે ખરા? તો કે અલબત્ત નહિજ ત્યારે અમારા બધાનું શું થાય છે? તો કે તમે કેવળ એકજ છો એવો સર્વજ્ઞ અને સર્વવ્યાપી આત્મા તો એકજ છે અને તે એક તમે પોતેજ છો પ્રકૃતિના પડદા ઓથે આ આત્મા રહ્યા છે એકજ છે સત્ એકજ છે, સર્વજ્ઞ સર્વવ્યાપી એકજ છે, અજર અને અમર પણ એકજ છે એની સત્તાદ્વારાજ ગગનનો વિસ્તાર થાય છે, એની સત્તાદ્વારાજ વાયુ વાય છે એનીજ સત્તા દ્વારા સૂર્ય પ્રકાશે છે અને એનીજ સત્તાદ્વારા સચરાચર સૃષ્ટિ જીવે છે પ્રકૃતિની અંદર સત્ય વસ્તુ એજ છે એ તમારા આત્માનો પણ આત્મા છે, રે ! બૂ રો તમેજ તે છો, તમે તદ્રૂપ છો યાને તેની સાથે અભેદ છો એકને ઠેકાણે જ્યાં જ્યાં બગડો બે થાય છે, ત્યાં ત્યાં વાત વિફરે છે, ત્યાં ત્યાં ભય, શંકા, કલ્પના અને કંકાસની સંભાવના હોય છેજ પણ જ્યાં બધુંજ એક હોય, ત્યાં કોણ કોને વિકારે અને કોણ કોની સાથે લડે-ઝગડે? જ્યારે બધુંજ તે છે, તો પછી કોની સાથે તમારે લડવા ઝગડવાનું રહ્યું? આ સત્ય વિચાર-ની સમજ પડતાંજ જીવનનું સઘળું રહસ્ય યથાવત્ સમજાઇ જાય છે આજ સમજણનું નામ સાચી ને પૂરી સમજણ છે જગતમાં જ્યાં સુધી તમે બહુત્વ જાણો અને ભાળો છો ત્યાંસુધી તમે ભ્રમવશ છો. કારણ કે 'જે જન આ બહુત્વપૂર્ણ જગતની અંદર—એ પરિવર્તનશીલ જગતની અંદર પણ સર્વત્ર વસેલા એક નિત્ય અને અપરિવર્તનશીલ પુરુષને પોતાના આત્માના પણ આત્મારૂપે જુએ છે, તેજ ખરો જીવનમુક્ત છે, તેજ પૂર્ણાનંદનો ભોક્તા છે અને તેજ પોતાના અંતિમ લક્ષ્યસ્થાને પહોંચેલો છે માટે જાણી રાખો કે તમેજ તે છો, તમેજ ઇશ્વર છો, 'तत्त्वमसि तत्त्वमसि' આ વચન ગોખી રાખો ને એનું રહસ્ય જાણે અનુભવો "હું પુરુષ છું—હું સ્ત્રી છું, હું માંદો છું, હું તંદુરસ્ત છું, હું સશક્ત છું, હું અશક્ત છું, હું ભિખારી છું, હું શાહુ છું. હું પરાધીન છું, હું સત્તાધીશ

છુ" એવા એવા ખ્યાલોને કેવળ ભ્રમ સમજો. એ ભ્રમોને દૂર રકી દો તમને અશક્તિ કેવી કે ડર કોનો? જગતમા તમે એકજ સત્ છો, તો પછી બ્હીવાનુ કોનાથી? માટે ખોટા ભ્રમોને ખંખેરી કાઢી ઉભા થાઓ અને મુક્તિને સાધો. આ વાત ખૂબ યાદ રાખો કે, જો દુનિયામા કોઇ ખરી અનર્થકારી વસ્તુ હોય, તો તે દુર્બળતા આણુનાર શબ્દ અને વિચારજ છે; તેથી જે જે કઇ મનુષ્યને દુર્બળ અને સભય બનાવે, તે તે સઘળી વાતને અનર્થકર લેખી તુરત તેનો પરિત્યાગ કરી દેવો ઘટે છે તમને કોણ કે શું બીવડાવી શકે તેમ છે? સૂર્યો છોને પૃથ્વીપર પછડાઇને ભૂકો થાય, ચંદ્રો ભલેને ચૂર્ણવિચૂર્ણ થઇ ધૂળમા ભળી જાય અને બ્રહ્માડ પછી બ્રહ્માડનો ધ્વસ ભલેને થતો જાય, તેમા તમારે શુ? તમે તમારે ખડકની માફક અચળ ઉભા રહો તમે અવિનાશી છો, તમે અનાદિ આત્મા છો, પરમાનંદરૂપ છો કહો કે "હુ ચિદાનંદરૂપ છુ, હુ સચ્ચિદાનંદસ્વરૂપ છુ, હુ તે છુ, **સોऽહમ્ સોऽહમ્** અને સિંહ જેમ પોતાનુ પાજરૂ ભાગીને પોતાની સ્વાધીનતા પ્રાપ્ત કરે છે, તેમ તમે પણ માયારૂપી જ જીર તોડીને જીવનમુક્તિ પ્રાપ્ત કરો, અને સદાને માટે મુક્ત બનો. અજ્ઞાન અને ભ્રમ કિવા મોહજ તમારામા ભય ઉત્પન્ન કરે છે, અને એ ભયજ તમને બાધી રાખે છે; બાકી બીજા કોઇની તાકાત તમને બાધવાની નથી. તમે શુદ્ધ સચ્ચિદાનદસ્વરૂપ છો

વસ્તુત તમે બધાજ પુણ્યમય છો—રે! ઈશ્વર છો. તમને આતામા ઈશ્વર જણાતો નથી, માટે એને માણસ કહો છો નહિ વારુ? પણ એનામા ઈશ્વર જોવો હોય અને હિંમત હોય, તો ઉભા થાઓ અને તમારૂ જીવન તેને માટે લાયક બનાવો શુ કરશો? કોઇ માણસ તમારૂં ગળુ કાપવા આવે, તો તેને ના કહેશો. કારણ કે ગળું કાપવા આવનાર તમે પોતેજ છો. કદાચ કોઇ દીન દુખીને મદદ કરવાનો પ્રસગ પ્રાપ્ત થાય, તો તેને મદદ કરીને જરા પણ મગરૂર ન બનશો કેમકે એના તક સાધવી એજ ઈશ્વરની ખરી ઉપાસના છે; એમા ગર્વ ધરવાનુ કશુજ કારણ નથી. આખુ જગત શુ તમારૂં નથી? જગતમાં એવુ કોણ છે કે જે તમારૂં રૂપ નથી? તમેજ જગતના આત્મા છો, તમેજ આ સૂર્ય, ચદ્ર અને તારા છો, અને તમેજ સર્વત્ર પ્રકાશી રહ્યા છો. આખુંજ બ્રહ્માડ તમારામય છે તમારે માટે ધિક્કારવાજોગ કે લડવાજોગ કોઇજ નથી માટે સમજી લ્યો કે, **તત્ત્વમસિ** યાને તમેજ તે છો અને એ પરમ સત્યને સમજી તેને અનુસરતું તમારા જીવનને વલણ આપો કારણ કે જે માણસ આ સત્યને પિછાને છે અને તેને લાયક થવા પોતાનું જીવન ઘડે છે, તેને વધુ વાર અજ્ઞાન-અધકારમા અટવાવું પડતુ નથી.

# १३—आत्मानुं बंधन अने मुक्ति

અદ્વૈતવાદના સિદ્ધાંતાનુસાર સમગ્ર વિશ્વમાં એકજ વસ્તુ અનાદિ અનંત કિંવા સત્ય છે, અને તે બ્રહ્મ છે. બાકીનું બીજું બધું આદિ-અંતવાળું કિંવા અસત્ હોઈ માયાની શક્તિવડે તે બ્રહ્મમાંથી નિર્માણ અને વ્યક્ત થયેલ છે. આ બ્રહ્મને પુનઃ પ્રાપ્ત થવું એજ આપણું બધાનું ધ્યેય છે. આપણે પ્રત્યેક જણ એ બ્રહ્મ વત્તા માયાનું પરિણામ છીએ. આ માયા અથવા અજ્ઞાનમાંથી જો આપણે છૂટી શકીએ, તોજ આપણે આપણા વાસ્તવિક સ્વરૂપને પામીએ. આ અદ્વૈતવાદ પ્રમાણે પ્રત્યેક મનુષ્ય ત્રણ પદાર્થોનો બનેલો છે—(૧) સ્થૂળદેહ, (૨) અંતરસ્થ ઇંદ્રિય અથવા અંતઃકરણ અને (૩) અંતઃકરણની પાછળ આવેલ પરમાત્મા, આત્મા અથવા ચિદાત્મા નામે ઓળખાતું ચૈતન્ય. એ આત્મા ઉપર બે અસ્તર અથવા પડ આવેલાં છે. શરીર એ બહારનું અસ્તર છે અને મન અંદરનું—અર્થાત્ શરીર અને મન એ તો આત્માનાં પડ અથવા ઢાંકણરૂપ છે, અને તેમાં ખરો દ્રષ્ટા અને ભોક્તા તો આત્માજ છે. શરીરમાં એ આત્માજ મૂળ વસ્તુ હોઈ તે અંતઃકરણદ્વારા શરીરપર પોતાની ક્રિયા ચલાવે છે.

વળી મનુષ્યની અંદર આત્મા જ એક એવી વસ્તુ છે, કે જે ભૌતિક અથવા જડ દ્રવ્યની બનેલી નથી. અને એ જડ દ્રવ્યનો બનેલો નથી માટે તે સંયુક્ત કે મિશ્ર પદાર્થ પણ નથી; અને એ સંયુક્ત કે મિશ્ર પદાર્થ નથી તેથી કાર્યકારણના નિયમથી અબાધિત છે, અને કાર્યકારણના નિયમથી અબાધિત છે માટે તે અમર છે. અમર વસ્તુનો આદિ કે આરંભ જેવું કંઈ હોય શકે નહિ; કેમકે આદિ કે આરંભવાળી પ્રત્યેક ચીજ અંતવાન હોય છે. પણ આત્મા અંતવાન નથી કેમકે તે અમર છે અને તે અંતવાન નથી માટે તે અનાદિ પણ છે. વળી, તે જડદ્રવ્યનો બનેલ નથી તેથી એમ પણ સિદ્ધ થાય છે કે તે નિરાકાર છે. આકાર કિંવા રૂપધારી પ્રત્યેક વસ્તુને આદિ અને અંત હોવાંજ જોઈએ. આદિ અને અંત વગરની કોઈ પણ સાકાર વસ્તુ આપણામાંના કોઈએ કદાપિ દીઠી નથી અને દેખાશે પણ નહિ. કેમકે આકાર એ શક્તિ અને જડ દ્રવ્યના મિશ્રણમાંથી ઉત્પન્ન થાય છે અને મિશ્રણમાત્ર આદિ અને

* અમેરિકામાં આપેલું વ્યાખ્યાન

અતવાન હોય છે એ તો આપણે આગળ જોઇ ગયા આ ખુરશી-ને એક ખાસ આકાર છે, એટલે કે જડ દ્રવ્યના ચોક્કસ જથા પર ચોક્કસ શક્તિએ ચોક્કસ પ્રમાણમા કાર્ય કરી તે જડ દ્રવ્યને એક ખાસ આકાર ધારણ કરાવ્યો છે અર્થાત્ આકાર અથવા ઘાટ એ જડ દ્રવ્ય અને શક્તિનું મિશ્રણ છે મિશ્રણ કદાપિ નિત્ય કે અનંત હોઈ શકે નહિ મિશ્રણમાત્રને મોડે વહેલે પણ પોતાના મૂળ કારણોમા લય થવુંજ પડે છે આથી સમજાતુંજ હશે કે, સાકાર અથવા રૂપધારી તમામ પદાર્થોને આદિ અને અંત હોય છેજ આપણું શરીર નાશ પામશે એ આપણે જાણીએ છીએ, તેનો આરંભ અથવા જન્મ હતો તેથી તેનો અંત પણ હોવાનોજ પરંતુ આત્મા આકારરહિત હોવાથી આદિ અને અંતના નિયમથી પર છે આત્માનું અસ્તિત્વ તો અનંતકાળથી છે જેમ કાળ અનંત છે, તેમ મનુષ્યનો આત્મા પણ અનંત છે બીજી વાત એ કે છે કે આત્મા વિશ્વવ્યાપી હોવો જોઇએ કેમકે સાકાર વસ્તુનેજ દેશ અગર સ્થાનની મર્યાદા હોઈ શકે, નિરાકાર વસ્તુ કદાપિ કોઇ સ્થાનમા બદ્ધ કે મર્યાદિત થઈ શકેજ નહિ આથી અદ્વૈતવેદાંતના મત મુજબ તો તમારી અંદર રહેલો આત્મા સર્વવ્યાપી છે તમારૂં અસ્તિત્વ આ પૃથ્વીપર અત્યારે જેટલું છે તેટલુંજ સૂર્યલોકમા પણ છે, તમે જેટલા અમેરિકામા હાજર છો તેટલાજ ઇંગ્લંડમા કે અન્ય દેશમા પણ છો પરંતુ આત્મા મન અને શરીરમારફત કાર્ય કરતો હોવાથી, જ્યા તેના શરીર અને મનની હાજરી હોય, ત્યાજ તેનું કાર્ય નજરે પડે છે

આપણે કરીએ છીએ તે પ્રત્યેક કાર્યની અને વિચારીએ છીએ તે પ્રત્યેક વિચારની મનપર છાપ પડે છે એ છાપને સંસ્કૃત ભાષામા સંસ્કાર કહે છે આ વિવિધ સંસ્કારોનો સરવાળો વધતા તે એક પ્રચંડ શક્તિનું રૂપ લે છે, અને એ પ્રચંડ શક્તિ મનુષ્યજીવનમા ચારિત્ર નામે ઓળખાય છે મનુષ્યનું ચારિત્ર મનુષ્ય પોતેજ ઘડે છે પોતાના જીવનમા જે જે શારીરિક કે માનસિક કાર્યો આચરે છે તેનું એકંદર પરિણામ તે મનુષ્યનું ચારિત્ર છે વળી એ સંસ્કારસમુદાયનીજ શક્તિ મનુષ્યને મરણ પછી પણ માર્ગદર્શક બને છે એક માણુસનું શરીર છૂટે છે ત્યારે તે મૂળ ભૌતિક દ્રવ્યોમા ભળી જાય છે પણ મનને ચોંટી રહેલા સંસ્કારો જેમના તેમ રહે છે મન એ સૂક્ષ્મ દ્રવ્યનું બનેલું હોવાથી મરણ વખતે દેહની માફક તેનો લય થતો નથી કેમકે એ તો નિયમજ છે કે, પદાર્થ જેમ સૂક્ષ્મ હોય તેમ તેની ટકાઉ વધારે પરંતુ મનનો કદાપિ નાશ થતો નથી એમ આ પરથી સમજવાનું નથી આખર સંવાળો તો એનો પણ નાશ થાય છે, અને એ મનનો નાશ કરવા કાજેજ આપણી આ બધી માથાકૂટ છે આ

સમજવામાં ઉત્તમ દૃષ્ટાંત મને અત્યારે જે યાદ આવે છે તે ઝંઝાવાત અથવા વા-વંટોળીઆનું છે. હવાના જુદા જુદા પ્રવાહો જુદી જુદી દિશાઓમાંથી આવીને પરસ્પર મળે છે, અને તે મિલનસ્થાને પરસ્પર જોડાઈને આગળ ને આગળ ઘૂમવા માંડે છે. ઘૂમતી વખતે તે રસ્તામાં જ્યાં ને ત્યાં ધૂળ, તણખલાં, કાગળની કરચો વગેરેને પોતાના વમળમાં ખસેડી એકાકાર બનાવે છે. પણ તે આકારને તે તેજ સ્થળે છોડી દઈને આગળ જાય છે, અને બીજા સ્થાને પણ ઘૂમી કરી ત્યાંની ધૂળ વગેરેને વમળમાં ચડાવી તથા એકાકાર કરી ત્યાં ને ત્યાં છોડી દઈને ફરી આગળ વધે છે. એ રીતે વંટોળિયો આગળ ને આગળ વધ્યા જ કરે છે. તેજ પ્રમાણે જીવને નામે ઓળખાતી શક્તિ જડ તત્ત્વમાંથી શરીર અને મન બનાવે છે, અને શરીર પડે ત્યાંસુધી આગળ ને આગળ વધ્યા કરે છે. એક શરીર પડતાં બીજાં જડ તત્ત્વોને લઈ જીવ નવો દેહ બનાવે છે અને તે દેહ પડતાં વળી બીજો, એમ સંસારમાં જીવાત્માની ક્રિયા ચાલ્યા જ કરે છે. દેહ પણ રહિત જડ દ્રવ્યથી છૂટો રહીને તો આગળ ચાલી શકે જ નહિ. તેથી દેહરૂપી જડપદાર્થ પડવા છતાં જીવની સાથે અંતઃકરણરૂપી સૂક્ષ્મ જડદ્રવ્ય કાયમ રહે છે અને તેના ઉપર સંસ્કારના રૂપમાં માર્ગ રચતો થકો જીવ આગળ પગ માંડે છે, બીજાં સ્થૂલ જડ તત્ત્વોને ગ્રહણ કરી નવું વંટોળીઉં ઊભું કરે છે ને ત્યાંથી પાછું આગળ ગતિ કરે છે. એ રીતે તે એક સ્થળેથી બીજે સ્થળે પ્રવાસ કર્યો જ કરે છે અને આખરે જ્યારે તેની બધી શક્તિ પૂરી થાય ત્યારે તે શમી જાય છે. તેથી જ્યારે આપણા અંતઃકરણનો અંત આવશે યાને તેના જ્યારે ભાંગીને સાવ ચૂરેચૂરા થઈ જશે અને કંઈ પણ જાતના સંસ્કાર બાકી નહિ રહે ત્યારે જ આપણે સાવ મુક્ત બનીશું. ત્યાંસુધી તો આપણે બંધનમાં જ છીએ. ત્યાંસુધી તો જીવાત્મા મનરૂપી વંટોળીઆથી ઘેરાયેલો રહીને એમ જ કલ્પી લે છે કે, તેને બીજો જ કોઈ એક સ્થળેથી બીજે સ્થળે ગતિ કરાવે છે. પણ જ્યારે મનરૂપી વંટોળીઓ શમી જશે, ત્યારે જીવાત્માને જણાશે કે પોતે તો વિશ્વવ્યાપી છે અને એની ગતિને રોકવાપણું કોઈજ નથી. એ પોતે સાવ મુક્ત છે અને મરજી પડે તેટલાં મન તથા શરીર નવાં બનાવવાની તેનામાં શક્તિ છે. પરંતુ એ સ્થિતિ પ્રાપ્ત થતાં સુધી તો જીવાત્માને મનરૂપી વંટોળીઆની સાથેજ જવું પડશે. બધા સંસ્કાર નષ્ટ થતાં સુધી તો મનથી અલગ રહીને આત્મા ગતિ કરી શકે એમ બનવાનું જ નથી. આ મનનું મરી જવું એનું જ નામ મુક્તિ છે, અને મુક્તિના એજ લક્ષ્યસ્થાન તરફ આપણે સૌ પ્રયાણ કરી રહ્યા છીએ.

ધારો કે, આ ખંડમાં એક દડો છે, અને આપણા દરેકના હાથમાં એકેક લાકડી છે. હવે આપણે બધાજ જો તે દડાને ફટકા ઉપર ફટકા લગાવવા માંડીએ અને તેને એક ઠેકાણેથી

બીજે દોડાવ્યા કરીએ, તો દોડમ દોડ કરતો એ આખરે એક વાર તો જરૂર ખુલ્લા બાગમા થઇને નીકળી જવાનો. કયા શક્તિના જોરે અને કયી દિશામા તે બહાર જશે વારુ ? તો કે એનો નિર્ણય તો ખડની અંદર એનાપર જે જે શક્તિઓનો પ્રયોગ થતો હોય તે શક્તિઓના પ્રમાણપર આધાર રાખે છે એ દડા પર જુદા જુદા જે ફટકા પડયા હતા, તે તમામની અસર તેની બહારની ગતિ અને દિશા નક્કી કરશે તેજ મુજબ આપણુ પ્રત્યેક શારીરિક અને માનસિક કાર્ય, આપણા મનરૂપી દડાપર ફટકાનુ કામ કરે છે સમારરૂપી ઓરડાની અંદર મનરૂપી દડો ગોધાયો છે અને તેનાપર આપણા શારીરિક અને માનસિક કાર્યરૂપી ફટકા પડયેજ જઇને ઓરડામાથી છૂટવાનો આધાર એ બધા ફટકાની શક્તિ ઉપર રહ્યો છે. દડાની ગતિ અને દિશા જેમ તેને પડેલા ફટકાઓ ઉપરથી નક્કી થાય છે, તેમ આ સસારમાના આપણા કાર્યો ઉપરથી આપણો ભાવિ જન્મ નક્કી થાય છે આ ઉપરથી સ્વાભાવિક રીતેજ સિદ્ધ થઇ જાય છે કે, આપણો વર્તમાન જન્મ એ તો આપણા પૂર્વજન્મના કૃત્યોનુ પરિણામ છે એક દૃષ્ટાત લઇએ. ધારો કે, હુ તમને એક અનત કહેતા જેનો છેડો ન હોય તેવી એક સાકળ આપુ છુ. તે સાકળની અદર વારા ફરતી એક ધોળી અને એક કાળી એવી કડીઓ રહેલી છે, તે પણ આદિ અને અત વગરની છે હવે આ વસ્તુ કયી છે અને તેના ખાસ લક્ષણ શા છે, એ હુ જાણવા માગુ, તો તમે તે કેવી રીતે નક્કી કરો વારુ ? એ નક્કી કરવામા શરૂમા તો તમને મુશ્કેલી જણાશે કેમકે સાકળ બન્ને છેડે અનત છે પણ પછી ધીમે ધીમે તમે સાકળ સરકાવતા જશો, તેમ તેમ તમારી ખાત્રી થતી જશે કે, એ વસ્તુ છે તો સાકળજ થોડી વાર પછી તમને તરત જણાશે કે, એ અનત સાકળમા ધોળી અને કાળી કડીઓ વારાફરતી આવ્યા કરે છે, અને તેથી તર્ક બાધશો કે એ આખી સાકળ એક ધોળી અને એક કાળી એવા ચોક્કસ ક્રમવાળી કડીઓની બનેલી છે. હવે, એના લક્ષણ જાણવા માટે એકજ કડીનું લક્ષણ જો તમે નિશ્ચિત કરી શકો, તો આખી સાકળના લક્ષણ આપોઆપ નક્કી થઇ જાય કેમકે આખીજ સાકળમા તેજ જાતની કડીની પુનરાવૃત્તિ સિવાય બીજુ કઇજ નથી. આ પ્રમાણે આપણી જીદગી એક અનત સાકળ સમાન છે. એ જીવનસાકળ આપણા સઘળાજ ભૂત, વર્તમાન અને ભવિષ્ય જીવનરૂપી કડીઓની બનેલી છે. એકેક જીવન તે એ સાકળની એકેકી કડી છે એ પ્રત્યેક કડીને જન્મમરણરૂપી બે છેડા છે, અને તે બન્ને છેડાના આદિ તથા અંતનો પત્તો નથી આ સંસારમાના આપણા અસ્તિત્વની અને

કનિષ્ટ દશામા વારાફરતી આવવુ પડે છે, તે આવવા-જવાના નિયમને પુનર્જન્મનો નિયમ કહે છે, અને એ પ્રખ્યાત પુનર્જન્મનો નિયમ સૃષ્ટિમાત્રને એકસરખો બંધનકર્તા છે

માણસ જાનવર કોટિમાથી જન્મે કે, એ વિચાર આ દેશના લોકોને ઘણી વાર બહુ ભયકર ભાસે છે, પણ શાતપણે વિચારી જોતા તેમ નહિ લાગે આ લક્ષાવધિ જીવજતુઓને જો માનવદશા પ્રાપ્ત નજ થવાની હોય, તો એ બિચારાનો શો કેજ આવે વારુ ? શુ સૃષ્ટિમા એમની કઇ ગણતીજ નથી ? જેમ આપણને જીવ છે, તેમ તેમને પણ છે, જો તેમને ન હોય, તો આપણને પણ નથી એકલા માણસનેજ જીવ છે અને અન્ય જીવજતુ કે પ્રાણીઓને જીવ નથી એમ કહેવુ બિનકુન બેહૂદુ છે કારણ કે જાનવરો કરતા પણ નપાટ માણસો મારા જોવામા આવ્યા છે

મનુષ્યમાત્રનો આત્મા નિકૃષ્ટ તેમજ ઉત્કૃષ્ટ કોટિઓમા રહી ચૂકેલો હોય છે સસ્કારો અનુસાર એક કોટિમાથી બીજી કોટિમા તેનુ સ્થાનાતર થઈ તે મનુષ્યકોટિમા અવતર્યો છે, અને આ મનુષ્યકોટિજ એક એવી સર્વોત્તમ છે, કે જેમા જીવાત્માને મુક્તિ પ્રાપ્ત થઈ શકે મનુષ્યાવતાર દેવો કરતા પણ ચઢીઆતો છે મતલબ કે, સમસ્ત સૃષ્ટિમા સર્વોત્તમ જન્મ મનુષ્યનો છે, કેમકે મનુષ્યજન્મમાજ મુક્તિ સપાદન થઈ શકે છે

આ આખુ બ્રહ્માડ બ્રહ્માની અદર રહેલુ હતુ બ્રહ્મની અદરથી જાણે તે બહાર નીકળી પડ્યુ છે અને પાછુ પોતાના મૂળસ્વરૂપ બ્રહ્મમા સમાઈ જવા તે ગતિ કરી રહ્યુ છે વિદ્યુત જેમ વિદ્યુતચક્રમાથી નીકળી પોતાનો ફેરો પૂરો કરી વિદ્યુતચક્રમા સમાઈ જાય છે, તેમ આ વિશ્વ અગર બ્રહ્માડ પણ બ્રહ્મમાથી નીકળી પોતાનો ફેરો પૂરો થતા બ્રહ્મમાજ લીન થશે જીવાત્માના સબધમા પણ તેવોજ પ્રકાર છે બ્રહ્મમાથી નીકળીને તે તમામ ઉદ્‌ભિજ્જ અને પ્રાણીયોનિઓમાથી પસાર થતો થતો અતે મનુષ્ય-યોનિમા આવેલો છે, અને આ મનુષ્યયોનિજ બ્રહ્મની પુન પ્રાપ્તિને માટે નિકટમા નિકટની બારી છે જે બ્રહ્મમાથી આપણે બહાર પડ્યા છીએ, તેમા પાછા સમાઇ જવુ, એ આપણા જીવનની મોટા-મા મોટી ખટપટ છે. માણસોને ખબર હોય કે ન હોય પણ તેઓ બધાજ આ ખટપટમા યાને આ જીવનસગ્રામમા મચેલા છે આ જગતમાની અનિજ, ઉદ્‌ભિજ્જ કે પ્રાણીસૃષ્ટિની અદર આપણે ગતિ જેવુ કે ખટપટ જેવુ જે કઇ જોઇએ છીએ, તે તમામ આ મૂળકેન્દ્ર બ્રહ્મમા પાછુ સમાઈ ચિરશાતિને પ્રાપ્ત કરવા માટેનોજ પ્રયત્ન છે એક વાર જે સમતોલપણુ હતુ તે નષ્ટ થવા પામ્યુ છે, અને તે નષ્ટ થયેલા સમતોલપણાને પુન પ્રાપ્ત કરવા

વાર બન્યા કરે છે એજ જન્મ, એજ ખાવાપીવાની અને અંતે મરવાની ઘટમાળ ચાલ્યાજ કરે છે ખરું છે કે, કેટલાકને આ સંસારના ભોગવિલાસો કરતાં વધારે ઉચ્ચ વસ્તુ નથી જણાતી, પણ જેઓ ઉંચે ને ઉંચે ઉડવાની અભિલાષા ધરાવતા હોય છે, તેમને તો તરત સમજાઈ જાય છે કે આ ભોગવિલાસો કંઈ અંતિમ લક્ષ્યબિંદુ નથી, પણ અંતિમ લક્ષ્યસ્થાનના માર્ગમાં આવતી કિંચિત્ આકર્ષક વસ્તુઓમાત્ર છે

નાના કીડાથી માંડીને તે સર્વશ્રેષ્ઠ મનુષ્યસુધીની તમામ દેહપરંપરા ચગડોળના પલ્નાઓ સમાન છે એ ચગડોળ નિરંતર ફર્યા કરે છે તેના પલ્ના કાયમ રહે છે પણ તેમાં બેસનારા માત્ર વખતોવખત બદલાયા કરે છે જેમ એક માણસ એક ખાનામાં બેસી ચગડોળમાં ફરવાની મોજ લઇને વિદાય થઇ જાય છે, તેમ આ સંસારરૂપી ચગડોળની અંદર પણ એક જીવાત્મા એક દેહમાં દાખલ થઈ તેમાં થોડોક કાળ રહી બીજામાં પ્રવેશે છે અને થોડોક વખત પછી બીજાને છોડી વળી ત્રીજામાં પેસે છે એ રીતે ચગડોળ તો સતત ફર્યાજ કરે છે તેની સાથે જીવાત્મા પણ પોતનો ફેરો ફર્યા કરે છે અને પોતાના સંસ્કાર પ્રમાણેનો નિશ્ચિત ફેરો પૂર્ણ થતાંજ તે બહાર નીકળી જઇ ચગડોળમાંથી મુક્ત થાય છે

મનુષ્યની જીંદગીની ભૂત અને ભવિષ્ય ઘટનાઓ કહેવાની અદ્ભુત શક્તિઓ દરેક દેશમાં અને દરેક યુગમાં માલમ પડે છે એમ શી રીતે બની શકતું હશે, તેનો ખુલાસો આ વો છે—જ્યાંસુધી આત્મા કાર્યકારણના નિયમની સત્તા તળે છે ત્યાંસુધી તેનાં કાર્યો પર કાર્યકારણના નિયમનો અતિશય જબરો પ્રભાવ પડે છે, અને તેથીજ આ રહસ્ય યથાર્થ સમજનારા અને કાર્યોની પરંપરાના ક્રમને યથાર્થ પારખવાની અંતર્દષ્ટિવાળા સુજ્ઞો ભૂત અને ભવિષ્ય કાળની વાતો કહી શકે છે આત્મા ાર્યકારણના નિયમની સત્તા તળે છે એ વાત સાચી, પણ તેથી એનો સ્વાભાવિક મુક્ત સ્વભાવ નષ્ટ થતો નથી અને તેથી મરજીમાં પડે ત્યારે તે કાર્યકારણના નિયમને ઉલ્લંઘી શકે છે, અને મુક્તાત્માઓના સંબંધમાં બને છે તેમ જીવાત્માને આ કારણની જંજીરમાંથી ફાવે ત્યારે છોડવવાની તેની તાકાત જેવી ને તેવી અકબંધ રહે છે

જીવનમાં જ્યાંસુધી કોઇ જાતની તૃષ્ણા કે તંગી જણાય છે, ત્યાંસુધી જીવન અપૂર્ણ છે એમ ખાત્રીથી માની લેવું, કેમકે તૃષ્ણા કે તંગી એ અપૂર્ણતાની ચોક્કસ નિશાની છે સંપૂર્ણ અને મુક્ત આત્માને કદી કોઇ જાતની તૃષ્ણા હોવાનો સંભવજ નથી પરમેશ્વરને કશાયની ઉણપ હોય નહિ એને જો કોઇ તરેહની તૃષ્ણા હોય તો એ ઈશ્વર હોઈ શકેજ નહિ કારણ એમ થવાથી તો એ સંપૂર્ણ

ટળીને અપૂર્ણ બને છે તેટલા માટે ભગવાનને અમુક અમુકના ભાવ છે, ભગવાનને અમુક વસ્તુ જોઈએ છે તથા ભગવાન વાગ-ફળતી કોપાયમાન અને પ્રસન્ન થયા કરે છે–એવી એવી વાતો કેવળ અર્થવગરની બાળકોની વાતો છે, એમ સમજે એટલા માટેજ બધા મહાન આચાર્યોનો ઉપદેશ છે કે "કશાની તૃષ્ણા કે વાસના ન રાખો, તૃષ્ણામાત્રનો ત્યાગ કરીને સંપૂર્ણ તૃપ્તિનું સેવન કરો"

બાળક દુનિયામાં અવતરે છે, ત્યારે પેટે ઘસડાતી યાને નિરાધાર અને દંતહીન દશામાં હોય છે તે પ્રમાણે ઘરડા આદમીને દુનિયા છોડીને જવાનું થાય છે ત્યારે તેની દશા પણ બાળકના જેવીજ નિરાધાર અને દંતવિહીન હોય છે. આ ઉપરથી સમજાશે કે, મનુષ્યજીવનના બન્ને છેડા સમાન છે, પણ બાળકને પોતાની આગળની જીંદગીનો લેશ પણ અનુભવ હોતો નથી, ત્યારે વૃદ્ધે દુનિયાની લગભગ બધીજ લીલી સૂકી જોઇ લીધી હોય છે. જ્યારે ઈથરના આંદોલનો બહુ નીચા હોય છે, ત્યારે આપણને પ્રકાશ જણાતો નથી, પણ અંધકાર જણાય છે, તેમજ જ્યારે ઈથરના મોજા બહુ ઉંચે હોય છે, ત્યારે પણ પરિણામ અંધકારનું આવે છે. આ રીતે જ્યાં જુઓ ત્યાં અંતિમ છેડા સમાનજ દીઠામાં આવે છે પછી બન્ને છેડા વચ્ચેનું અંતર ઉત્તરધ્રુવ અને દક્ષિણધ્રુવ જેટલું ભલેને હોય! દિવાલને જેમ કોઇ તરેહની તૃષ્ણા હોતી નથી, તેમ સંપૂર્ણાત્માને પણ હોતી નથી પરંતુ આ બન્ને વચ્ચે તફાવત એટલોજ છે કે, દિવાલને તૃષ્ણા સેવવા જેટલી બુદ્ધિ નથી અને માણસને બુદ્ધિ છે, છતાં સંપૂર્ણાવસ્થામાં તેને વાંછના-પણું કંઇ રહેતું નથી દુનિયામાં એવા પણ મૂઢ આદમી મળી આવે છે કે જેમને કોઇજ જાતની અભિલાષા નથી હોતી, પણ એ કંઇ સંપૂર્ણ ન કહેવાય કેમકે એમનું મગજ અપૂર્ણ હાલતમાં છે અને તેથી તેમને તૃષ્ણા કે વાસનાનો ખ્યાલ સરખો નથી હોતો. મૂઢ આદમી અને સંપૂર્ણ આદમી એકજ જાતના અસ્તિત્વના સામસામેના છેડા સમાન છે એક છેડો કહેતાં મૂઢ એ પશુયોનિનો નિકટવર્તી છે, ત્યારે બીજે છેડે કહેતાં સંપૂર્ણાવસ્થાને પ્રાપ્ત થયેલો માણસ ઇશ્વરની સમીપવર્તી છે, કિંબહુના સ્વયં ઇશ્વરસ્વરૂપ છે.



આધાર લેનારા નાસ્તિક કહેવાય છે આસ્તિકો અગર વેદપ્રમાણીઓમા પણ બે પક્ષ છે એક પક્ષ એવુ પ્રતિપાદન કરે છે કે, વેદોનુ પ્રમાણ બુદ્ધિ કરતા અનેકગણુ ચઢિયાતુ છે. એટલે કે ચિત્તમાં ઉતરે કે ન ઉતરે, બુદ્ધિ સ્વીકારે કે ન સ્વીકારે તોપણ વેદના વચન એટલે માથે ચઢાવવાજ જોઇએ ત્યારે બીજા પક્ષનુ એમ કહેવુ છે કે, વેદોના જે ભાગ બુદ્ધિગમ્ય હોય તેટલાનોજ સ્વીકાર કરી બાકીના પડતા મૂકાવા જોઇએ.

આસ્તિક અગર વેદપ્રમાણીઓમા (૧) સાખ્યવાદી, (૨) નૈયાયિક અને (૩) મીમાસકો, એવા ત્રણ ભેદો છે. તેમાના પહેલા બેનુ અસ્તિત્વ તાત્ત્વિક વાદોતરીકે મોજુદ છે, તથાપિ કોઇ ખાસ મત કે સંપ્રદાયની સ્થાપના કરવામા એ બે વાદો નિષ્ફળ નીવડયા છે. પાછળથી નીકળેલો મીમાસકોનો વાદ-અર્થાત્ વેદાતવાદજ અત્યારે તો હિંદુસ્થાનની આસ્તિક પ્રજા યાને વદને પ્રમાણભૂત લેખનારી પ્રજામા વાસ્તવિક રીતે વ્યાપી રહેલો છે તેમનો તત્ત્વવાદ યાને તેમની ફિલસુફી વેદાતતરીકે ઓળખાય છે હિંદુધર્મના વિવિધ પંથો અને મતો આ વેદાત અથવા ઉપનિષદોમાથીજ ઉદ્ભવ્યા છે, છતા એકત્વને માનનારા અદ્વૈતવાદીઓ પોતાને ખાસ 'વેદાતી' નામે ઓળખાવે છે આનુ કારણ એ છે કે, તે લોકોએ વેદાતના પાયાપરજ પોતાના સપ્રદાય અને તત્ત્વજ્ઞાનની આખી ઇમારત ઉભી કરી છે. આ વેદાતવાદ વખત જતો ગયો, તેમ તેમ ફાવતો ગયો અને અત્યારે જે વિવિધ પથો હિંદુસ્થાનમા પ્રચલિત છે, તેનુ ઉદ્ગમસ્થાન એ વેદાતવાદની એક યા બીજી વિચારસરણીમા રહેલુ મળી આવે છે-અર્થાત્ કે હિંદુઓના અત્યારના વિવિધ પથો વેદાતનાજ પાયાપર એક યા બીજી રીતે ઉભા થયેલા હોઈ તે સઘળાજ વેદાતવાદના ફાટા છે આમ છતા એ વિવિધ પથો અનેક બાબતમા એકવાકય થતા નથી, એ વાત નોંધવા જેવી છે

વેદાતીઓની અદર આપણને ત્રણ મુખ્ય ભેદો મળી આવે છે, છતા પણ એક મુદ્દા ઉપર તેઓ બધાજ સહમત છે અને તે એ કે, એ ત્રણે જાતના વેદાતીઓ ઇશ્વિરના અસ્તિત્વમા માને છે; એટલુજ નહિ પણ એ ત્રણે વેદો ઇશ્વિરની વ્યક્ત વાણી છે, એવુ માનનારા છે પરતુ તેમની એ માન્યતા અથવા શ્રદ્ધા ખ્રિસ્તીઓ અને મુસલમાનોની પોતપોતાના ધાર્મિક ગ્રથ બાઇબલ કે કુરાનપરત્વે હોય છે, તેવા પ્રકારની નહિ, પણ કેવળ ભિન્ન દૃષ્ટિબિંદુના વિશિષ્ટ પ્રકારની છે અર્થાત્ વેદાતીઓ પોતાના ધર્મગ્રથ વેદોને ઇશ્વિરની વાણીતરીકે માને છે, પણ મુસલમાનો કે ખ્રિસ્તીઓ પોતાના કુરાન કે બાઇબલને જે અર્થમા ઇશ્વિરના વચનામૃતતરીકે લેખે છે,તેનાથી વેદાતીઓની વેદવિષેની ભાવના કેવળ જૂદા

કરવા માગું છુ તે વર્ગ દ્વૈતવાદ નામે ઓળખાય છે. દ્વૈતવાદીઓનું માનવું એવું છે કે, ઈશ્વર કે જે જગતનો સૃષ્ટા અને નિયંતા છે, તે પ્રકૃતિથી તેમજ જીવાત્માથી સદા સર્વદા ભિન્ન છે. ઈશ્વર શાશ્વત છે, તેમ પ્રકૃતિ તથા સર્વ જીવાત્માઓ પણ શાશ્વત છે. ફેર માત્ર એટલો કે, પ્રકૃતિ અને જીવાત્માઓ વ્યક્તરૂપને ધારણ કરે છે તથા પરિવર્તનને પામે છે, ત્યારે ઈશ્વર નિરંતર એક ને એકજરૂપે રહે છે. વળી દ્વૈતવાદીઓના મત મુજબ ઈશ્વર પૌરુષેય અગર માનવી લક્ષણયુક્ત છે. એટલે કે તે સાકાર નહિ, પણ સગુણરૂપે છે. દ્વૈતવાદીઓના મત મુજબ માનવીના તમામ ગુણો ઈશ્વરમાં હોય છે. તે દયાળુ છે, ન્યાયી છે; તે સત્તાધીશ છે, સર્વશક્તિમાન છે; તેની પાસે જઇ શકાય તેમ છે, તેમ, તેને પ્રાર્થના સંભળાવી શકાય તેમ છે; તેને ચાહી શકાય છે તેમ તેનો ચાહ મેળવી પણ શકાય છે; ઈત્યાદિ ઈત્યાદિ માનવી લક્ષણોનું દ્વૈતવાદીઓ તરફથી ઈશ્વરમા આરોપણ કરવામા આવે છે. મતલબ કે, દ્વૈતવાદીઓના મત મુજબ ઈશ્વર મનુષ્યધર્મી છે, પણ તે સામાન્ય મનુષ્ય કરતા અનંતગણો મહાન હોઇ સામાન્ય મનુષ્યમા જણાતો એકેય દુર્ગુણ તેનામાં નથી હોતો—અર્થાત્ કે દ્વૈતવાદીઓની વ્યાખ્યા મુજબ—"ઈશ્વર એ અનંત સદ્‌ગુણોનો ભંડાર છે." વળી, દ્વૈતવાદીઓના મત મુજબ ઈશ્વરને સર્જનકાર્ય માટે જડ દ્રવ્યની અપેક્ષા રહે છે, અને પ્રકૃતિ એ દ્રવ્ય તેને પૂરું પાડે છે અને તેના યોગે તે સમગ્ર સૃષ્ટિ સર્જે છે. આ વેદાંતી દ્વૈતવાદીઓ ઉપરાંત બીજા પણ વેદાંતી દ્વૈતવાદીઓ છે. તેઓ પરમાણુવાદીને નામે ઓળખાય છે. આ પરમાણુવાદીઓની પ્રકૃતિ વિષેની ભાવના એવી છે કે, અનંત પરમાણુઓનો સમૂહ એજ પ્રકૃતિ, યાને પ્રકૃતિ એ અસંખ્ય પરમાણુઓના સમૂહસિવાય બીજું કંઇજ નથી. એ અનંત પરમાણુઓના સમૂહપર ઈશ્વરી ઇચ્છાની ક્રિયા થતા સર્જનકાર્ય થાય છે—અર્થાત્ કે પરમાણુઓની મદદ લઇ ઈશ્વર પોતાની ઇચ્છાથી સર્જનકાર્ય કરે છે, એમ આ પરમાણુવાદીઓ માને છે. પરંતુ વેદાંતીઓ આ પરમાણુવાદનો સાવ ઇન્કાર કરે છે અને કહે છે કે, એ પરમાણુવાદ બિલકુલ અયુક્તિક અને અસંગત છે. કારણ કે પરમાણુ એટલે અવિભાજ્ય અણુ અને અવિભાજ્ય અણુ એટલે ભૂમિતિશાસ્ત્રના બિંદુની માફક વિભાગ કે પરિમાણ(માપ)વિનાની વસ્તુ. હવે એવી વિભાગ કે પરિમાણવિનાની વસ્તુને અનંત વાર ગુણ્યા કરીએ તોપણ તે તેના તેજ રૂપમા રહેવાની. કેમકે વિભાગરહિત વસ્તુ વિભાગવાળી કોઇ વસ્તુને કદાપિ નીપજાવી શકે નહિ, એ તો એક સર્વમાન્ય સિદ્ધાંત છે. દાખલાતરીકે, મીંડાને ગમે તેટલી મોટી સંખ્યામા લઇને તેમનો સરવાળો કરીએ, તોપણ એક

આ સવાલ બધાજ દ્વૈતવાદી ધર્મોમાં ઉઠયો છે; પણ તેના સમાધાન માટે ખ્રિસ્તી વગેરે અન્ય ધર્માઓએ જેમ સેતાનનો આશ્રય શોધ્યો છે, તેમ અમારા હિંદુ લોકોએ કદાપિ કર્યું નથી અમારા હિંદુ ધર્મોએ તો એકે અવાજે એ દોષનો ટોપલો મનુષ્યનાજ શિરપર ઢોળ્યો છે, અને સર્વ પ્રકારના દુર્ગુણો માટે મનુષ્યનેજ જવાબદાર ગણ્યો છે એમ કરવું તેમને માટે સહેલું પણ હતું; કારણ હું તમને હમણા કહી ગયો કે તેમ, જીવાત્માઓ શૂન્યમાંથી પેદા થયા છે એવું તેઓ અસત્યથી માનતાજ નહોતા. આ જીંદગીમાં તો આપણે જોઈએ છીએ કે, આપણું ભવિષ્ય આપણે પોતેજ ઘડી શકીએ છીએ, આપણામાંનો દરેક જણ રોજ ને રોજ આવતી કાલની રૂપરેખા ઘડવાનો પ્રયત્ન કરી રહ્યો છે આજે આપણે આવતી કાલનું ભાગ્યનિર્માણ કરીએ છીએ, અને આવતી કાલે વળી પરમ દિવસમાટેની તૈયારી કરીશું. એ પ્રમાણે આપણો વ્યવહાર રોજ ને રોજ ચાલ્યાજ કરે છે. આ તો આપણા સર્વના અનુભવની વાત છે. હવે, આજ દલીલ અથવા બુદ્ધિવાદ ભવિષ્યકાળને બદલે ભૂતકાળને લાગુ પાડીએ તો તેમાં જરાય ખોટું થયું ન કહેવાય; કેમકે તેમ કરવું બિલકુલ સયુક્તિક છે આપણા પોતાના કર્મોથી જો આપણે આપણા ભવિષ્યના ભાગ્યને ઘડી શકતા હોઇએ, તો તેજ નિયમ આપણા ભૂતકાળને પણ કેમ લાગુ ન પાડી શકીએ? દાખલાતરીકે એક અનંત સાંકળમાં અમુક જાતની કડીઓની ચોક્કસ સંખ્યા વારાફરતી ફરી ને ફરી આવ્યા કરતી હોય, તો એ કડીઓના એક સમુદાયની ચોક્કસ સમજૂત જો આપણને મળી જાય તો એ આખી અનંત સાંકળની સમજૂત આપણાથી આપી શકાય. એ તો સહજ સમજાય તેવું છે બરાબર તેવીજ રીતે કાળની આ અનંત લંબાઈમાંથી અમુક ટુકડો આપણે જૂદો કાઢી તેનું વિવેચન કરીને તેને બરાબર સમજી લઇએ, તો પછી કુદરત અથવા પ્રકૃતિ એક રૂપ છે એ સાચું હોય તો એજ સમજૂતી કાળની આખીય સાંકળને લાગુ પડવીજ જોઇએ. કાળના ટુંકા અવધિની અંદર આપણે અહીંનું ભાવિ આપણે પોતાના કર્મોથી નિર્માણ કરીએ છીએ. એ વાત જો સાચી હોય અને અત્યારે આપણે જોઇએ છીએ તેમ જો પ્રત્યેક કાર્યને અંગે કારણ હોવુંજ જોઇએ એ વાત પણ સાચી હોય, તો તો એ વાત પણ એટલીજ સાચી હોવી જોઇએ કે, આપણે અત્યારે જેવા છીએ તે આપણા સમગ્ર ભૂતકાળના પરિણામરૂપ છીએ-અર્થાત્ કે મનુષ્યનું ભાગ્ય અથવા પ્રારબ્ધ નિર્માણ કરવા માટે એની પોતાની જાત સિવાય અન્ય કોઇની જવાબદારી રહેતી નથી. દુનિયાની અંદર જે જે દુર્ગુણો અને અનર્થો વિદ્યમાન છે તે આપણે પોતેજ પેદા કરેલા છે, અન્ય કોઇએ તે ઉત્પન્ન કર્યા નથી.

દુષ્ટ કાર્યોમાંથી દુઃખની ઉત્પત્તિ થાય છે, એ તો આપણા રોજના અનુભવની વાત છે આથી આપણે સહજ સમજી શકીશું કે, દુનિયાની અંદર અત્યારે જે દુઃખો મોજુદ છે તેનો ઘણો મોટો ભાગ મનુષ્યની પોતાનીજ ભૂતકાલીન દુષ્ટતાના પરિણામરૂપ છે આથી આ સિદ્ધાંત મુજબ તો જગતમાં પ્રવર્તી રહેલાં દુઃખો અને પાપો માટે એકનો મનુષ્યજ જવાબદાર છે, પરમકૃપાળુ પિતા એને માટે લેશ પણ દોષપાત્ર નથી આપણે પોતે 'જેવું વાવીએ છીએ, તેવું લણીએ છીએ એ સર્વમાન્ય સિદ્ધાંત મુજબ આપણાં ભૂતકાલીન કર્મોનાં ફળ અત્યારે ભોગવી રહ્યા છીએ

દ્વૈતવાદીઓનો બીજો એક ખાસ સિદ્ધાંત એવો છે કે, એકે એક જીવાત્માનો આખરે તો ઉદ્ધાર થવાનોજ એકે જીવાત્મા મુક્ત થયા વગર રહેવાનો નહિ વિવિધ લીલી સૂકી અને વિવિધ ભોગ વિલાસ અને યાતનાઓમાંથી પસાર થતા થતા અંતે તો પ્રત્યેક જીવાત્માનો છૂટકારો થશે છૂટકારો શેમાંથી થશે? તો કે ભવસાગરમાંથી અમારા હિંદુધર્મના તમામ પંથો આ બાબતમાં તો સંમત છે કે, જીવાત્માને ભવસાગર તરીને પાર ઉતરવાનું છે જે જગતને યાને જે મર્ત્યલોકને આપણે અત્યારે જોઈએ છીએ અને અનુભવીએ છીએ તે અગર અન્ય કોઈ કાલ્પનિક જગત કિંવા અપરલોક એ ખરા ને સાચા કહેતા ઇષ્ટલોક હોઈ શકેજ નહિ, કેમકે એ બન્ને સુખદુઃખના મિશ્રણથી ભરેલા છે દ્વૈતવાદીઓના મત મુજબ આ જગતની પાર એક એવું સ્થાન છે કે જ્યાં નર્યું સુખ ને સુખજ ભરેલું છે, અને જ્યારે તે ઇષ્ટસ્થાનની પ્રાપ્તિ થાય છે, ત્યારે પછી જન્મવાની, પુનર્જન્મની કિંવા જીવવાની ને મરવાની જરાયે જરૂર રહેતી નથી અર્થાત્ ત્યારે જન્મમરણનો કિંવા ભવસાગરનો ફેરો ટળી જાય છે અને એ ખ્યાલ-એ ભાવના તે લોકોને અતિશય પ્રિયકર છે તે સ્થાનમાં રોગનું કે મરણનું નામ નથી ત્યાં તેમને શાશ્વત સુખ મળ્યા કરશે અને નિરંતર પ્રભુના સાંનિધ્યમાં રહી સદાકાળને માટે એને સુખાનંદ માણવાનો મળશે દ્વૈતવાદીઓની માન્યતા મુજબ ક્ષુદ્રમાં ક્ષુદ્ર કીટકથી માંડીને તે ઉત્તમમાં ઉત્તમ ફિરસ્તા અને દેવો સુદ્ધાં વહેલામોડા તે અદ્‌ભુત સ્થાનને પ્રાપ્ત થશે, કે જ્યાં દુઃખનો છાંટો સરખો નથી આવી માન્યતા સાથે તેઓ એવું પણ માનવાવાળા છે કે, આપણા આ જગતનો કદાપિ અંત આવતો નથી, સમુદ્રના મોજાંની માફક ઉપર નીચે ગતિ કરતું યાને દૃશ્ય અને અદૃશ્ય બનતું થકું તે અનંત કાળ લગી ચાલ્યાજ કરે છે અર્થાત્ કે કલ્પાંતરો થયા કરે છે, પણ તેનો નિઃશેષ અંત તો કદીજ આવતો નથી ત્યારે અહીં કોઈને એવી શંકા થશે કે, જગતના બધા જીવોનો ઉદ્ધાર થઇ ગયા પછી જગતનું શું થતું

હશે ? તેના સમાધાનમા જણાવવાનુ કે, ઉદ્ગનારા જીવોની સખ્યા પણ અનત છે, એ સપૂર્ણતાને પામનારા જીવોની સખ્યાનો પણ અત નથી કેટલાક જીવાત્માઓ વનસ્પતિસૃષ્ટિમા હોય છે, કેટલાક ક્ષુદ્ર જીવજતુઓની યોનિમા હોય છે, કેટલાક મનુષ્યયોનિમા હોય છે અને કેટલા દેવયોનિમા હોય છે, પણ તે બધાજ જીવો-ઉચામા ઉચા દેવજીવો પણ અપૂર્ણ હોઇ બધનયુક્ત હોય છે એ બધન તે કયુ બધન વારુ ? તો કે જન્મવા-મરવાની આવશ્યકતારૂપી બધન ઉચ્ચમા ઉચ્ચ દેવતાઓને પણ મરણને શરણ થવાનુ હોય છે હવે, આ ઠેકાણે બીજો એક પ્રશ્ન ઉઠશે કે, આ દેવો તે કોણ છે ? કાલાવધિએ પણ જો તે મરી જતાજ હોય તો તેમના નામ હમેશા કેમ સભળાયા કરે છે ? આના જવાબમા જણાવવાનુ કે, દેવતાઓના આ નામો એ અમુક વ્યક્તિસૂચક નહિ, પણ અમુક અમુક દરજ્જા કે પદવીના સૂચક છે દાખલાતરીકે, દેવતાઓનો રાજા ઇદ્ર એટલે ઇદ્ર નામની કોઈ વ્યક્તિ નહિ પણ એ નામની પદવી આપણા મર્ત્યલોકમા સમ્રાટ્, શાહ શાહ વગેરે જેમ અમુક પ્રજાના રાજા ઓની પદવી સૂચવનારા નામો છે, તેમ ઇદ્ર એ દેવતાઓના રાજાની પદવીનુ સૂચક છે અમુક જીવ ગતકલ્પમા અતિ પુણ્યશાળી હતો તે આ કલ્પમા એ પદના અથવા એ હોદ્દો પૂરવાને ગયો છે, અને આ કલ્પને અતે તેનુ પુણ્ય પરવારતા તે પાછો મનુષ્યયોનિમા આ પૃથ્વીપર અવતરશે, અને તેને ઠેકાણે જે માણસ આ કલ્પમા બહુ પુણ્યવતો હશે તે આવતા કલ્પમા ઇદ્રની પદવી ભોગવશે બધાજ દેવતાઓના સબધમ આજ પ્રકાર સમજવાનો છે એ બધા દેવતાઓના નામો તે તે પદવીના સૂચક છે તે પદવીપર લક્ષાવધિ જીવો વારાફરતી આવ્યા છે, ને પુણ્ય પરવારતા ફરી પાછા મનુષ્ય યોનિમા પૃથ્વીપર અવતર્યા છે હવે, આ ઉચ્ચ પદવીઓ કેવા જીવોને પ્રાપ્ત થાય છે ? તો કે જે મનુષ્યો આ દુનિયામા પુણ્ય અને પરો પકારના કામો કરવા છતા સ્વર્ગપ્રાપ્તિની કે ઇતર જનસમાજમા કીર્તિની લાલસારૂપી બદલાની દાનત રાખતા હોય, તેમને તેમના સુકૃત્યોનુ ફળ તો મળવુ જ રહ્યુ ને ? બદલાની આશાવાળા એવા પુણ્યશાળી જીવો આ દેવતાઓની પદવીને પ્રાપ્ત થાય છે પણ એ જાતની દેવતાપદની પ્રાપ્તિ એ કઇ મુક્તાવસ્થા નથી બદલાની અપેક્ષા રાખનાર જીવોને કદાપિ મુક્તિની પ્રાપ્તિ થતી નથી મનુષ્ય જે જે વસ્તુની ઇચ્છા કરે છે, તે તે વસ્તુ પ્રભુ તેને આપે છે મનુષ્યયોનિમા આવીને જીવો સત્તા, કીર્તિ, દેવતાઓના વૈભવવિલાસ વગેરેની ઇચ્છા કરે છે, અને તેમની તે ઇચ્છાઓ પુણ્યબળે પાર પણ પડે છે પરતુ કોઇ પણ કર્મનુ પરિણામ શાશ્વત અગર ચિર સ્થાયી હોતુ નથી તેથી તેમના સુકૃત્યોનુ ફળ ચોક્કસ કાળે-પછી

ભલેને તે સુગો પછી કાં ન હોય-પણ આખરે પ વારી જાય છે, અને ત્યારે આ દેવજીવો પુન મૃત્યુલોકમાં મનુષ્યરૂપે અવતરે છે, અને મુક્તિની પ્રાપ્તિ માટે તેમને બીજી તક મળે છે. એજ પ્રમાણે ક્ષુદ્ર યોનિના જીવો ક્રમે ક્રમે ઉચ્ચ ને ઉચ્ચ યોનિને પ્રાપ્ત થતા થતા મનુષ્યયોનિમાં આવે છે અને પુણ્યપ્રભાવે દેવયોનિને પણ પ્રાપ્ત કરે છે ત્યાંથી પાછા તે પોતાના કૃત્યો પ્રમાણે મનુષ્યયોનિને કે પશુયોનિને પ્રાપ્ત થાય છે, અને જ્યાંસુધી એ જીવો ભોગવિલાસ-માટેની લાલસા જીદગી માટેની તૃષ્ણા અને 'હું ને મારા'ના વળગણમાંથી છૂટતા નથી, ત્યાંસુધી તેમનું એ પ્રમાણે જન્માંતર થયાજ કરે છે ખરૂં જોતાં તો આ 'હું ને મારુ'જ દુનિયાના સર્વ અનર્થોનું મૂળ છે એ અહંતાને લીધેજ સંસારસાગરમાં દુઃખ અને પાપોનું આવડું પૂર ચઢ્યું છે, એ વાત દ્વૈતવાદીઓ સારી પેઠે સમજે છે અને તેથી અહંભાવને દૂર કરવા તેઓ અહર્નિશ મથે છે કોઇ દ્વૈતવાદીને તેના બાળક તરફ આંગળી ચીંધીને પૂછશો કે 'ભાઇ આ બાળક તમારૂં છે?' તો તે તરતજ જવાબ દેશે કે 'પ્રભુજી આ માલમિલ્કત પણ મારી નથી, પ્રભુજીની છે" એ રીતે દ્વૈતવાદીઓના મત મુજબ તો સર્વ કંઈ ઈશ્વરની માલકીનું લેખાવું જોઇએ

હવે હિંદુસ્થાનમાંના દ્વૈતવાદી પંથો બધાજ શાકાહારી હોઇ અહિંસાધર્મના મહાન પૂજારી છે પણ અહિંસ વિષેનો તેમનો ખ્યાલ બૌદ્ધો કરતાં સાવ નિરાળો છે કોઈ બૌદ્ધને તમે પૂછશો કે "જીવહિંસા વિરૂદ્ધ તું કેમ બે તે છે?" તો તે તરત કહેશે કે-'કોઇનો પણ જીવ લેવાનો આપણને અધિકાર નથી માટે" પણ તમે જો એક દ્વૈતવાદીને એવો પ્રશ્ન કરશો કે "શામાટે તું કોઇ પ્રાણીની હિંસા કરતો નથી?" તો તે તરતજ કહેશે કે "તે પ્રભુજીનું છે માટે એ રીતે કહી દ્વૈતવાદી સૂચવે છે કે, આ 'હું અને મારા'નો ભાવ એકમાત્ર ઈશ્વરનેજ લાગુ પાડવાનો હોઈ તે એકલોજ 'અહં' રૂપ છે અને સૃષ્ટિમાંનું સર્વ કંઇ તેનુંજ છે આ "અહં-ત્યાગની શુદ્ધ સ્થિતિ પ્રાપ્ત થાય છે યાને મનુષ્યની અંદરથી 'હું અને મારા'ના ભાવ જ્યારે સાવ નાબુદ થઇ જાય છે, સંસાર માત્ર પોતાનું સર્વસ્વ પ્રભુજીને અર્પણ કરી દેવાય છે, અને જ્યારે તે જીવમાત્રને સમાનભાવે ચાહતો થઇ મદમાં ક્ષુદ્ર પ્રાણી માટે પણ પોતાનો જીવ કાઢવા સર્વદા તૈયાર રહે છે છતાં કોઇ બદલાની ઇચ્છા સવતો નથી, ત્યારેજ તેનું અંતઃકરણ ખરેખર વિશુદ્ધ થાય છે અને એ રીતે વિશુદ્ધ થયેલા અંતઃકરણમાંજ પ્રભુજીનો પ્રેમ-પ્રભુ માટેની તાલાવેલી પ્રગટે છે ઈશ્વર એ પ્રત્યેક જીવાત્મા માટે આકર્ષણનું કેન્દ્ર છે ' પોતાના આ મતના સમ

ર્શનમા દ્વૈતવાદીઓ ગોય અને લોહચુંબકનો દાખલો આપે છે અને કહે છે કે "કાદવથી ખરડાયની સોય લોહચુંબકથી આકર્ષાતી નથી, પણ તેજ સોયપરનો કાદવ તથા મેલ ધોવાઈ જતા તરતજ તે લોહચુંબક તરફ આકર્ષાય છે" મતલબ કે, ઈશ્વર એ એક મહાન લોહચુંબક હોઈ જીવાત્મા સોયરૂપ છે, તેથી ઈશ્વરપ્રત્યે તેનુ આકર્ષણ થવુ જ જોઈએ, પણ સહજે તેમ થતુ નથી તેનુ કારણ એ છે કે, આ જીવાત્મારૂપી સોયોપર દુષ્કૃત્યો અને પાપોરૂપી કાદવના થર બાઝેના છે એ થરો દૂર થતાજ જીવાત્મારૂપી સોય વિશુદ્ધ બનશે અને પોતાના સ્વાભાવિક ગુણથીજ પ્રભુરૂપી લોહચુંબકભણી ખેંચાશે, તથા તેની હજુરમાજ હમેશાને માટે રહેશે પણ તેનુ વ્યક્તિત્વ ઈશ્વરથી સદાસર્વદા નિરાળુજ રહેશે જીવાત્માની આ અવસ્થાને દ્વૈતવાદીઓ સપૂર્ણાવસ્થા કહે છે સપૂર્ણાવસ્થાને પામેલો જીવ, મરજી હોય તો ગમે તેવુ રૂપ ધારણ કરી શકે છે એટલુજ નહિ પણ એક સામટા સો દેહો ધારણ કરવાની પણ તેનામા તાકાત આવે છે પણ તેમ કરવાની તેની ઈચ્છા હોય તોજ, નહિ તો વિદેહાવસ્થા હમેશને માટે તેની પોતાની છે સપૂર્ણાવસ્થાને પ્રાપ્ત થયેલો જીવાત્મા સર્જનકાર્ય સિવાય બીજી બધી બાબતમા લગભગ સર્વશક્તિમાન બને છે સર્જનકાર્ય તેનાથી થઈ શકતુ નથી, કેમકે એ સત્તા કેવળ ઈશ્વરનીજ છે વળી ગમે તેવો સપૂર્ણ આત્મા પણ જગતના કાર્યોની વ્યવસ્થા રાખી કે કરી શકતો નથી જગતના નિયમનનુ કાર્ય પણ ઈશ્વરનુ છે, તથાપિ બધાજ જીવાત્માઓ સપૂર્ણાવસ્થાને પ્રાપ્ત થતા સદાને માટે સુખી બને છે અને નિરતર પ્રભુની સાનિધ્યમા વસે છે, એ વાત નિર્વિવાદ આ પ્રમાણે દ્વૈતવાદીઓ પોતાના મતનુ પ્રતિપાદન કરે છે આ સિવાય દ્વૈતવાદીઓનો બીજો પણ એક સિદ્ધાત છે અને તે એ કે 'પ્રભો ' મને કનાણુ આપ અને ઢીકણુ આપ એવી રીતની પ્રાર્થના પ્રભુપ્રત્યે કદાપિ ન કરવી જોઈએ આવી પ્રાર્થનાના તેઓ સખ્ત વિરોધી છે, અને તેમ કદી ન થવુ જોઈએ એવો તેમનો ખાસ મત છે ત્યારે આ ઠેકાણે કોઈ પૂછશે કે, પાર્થિવ વસ્તુની પ્રાપ્તિમાટે કોની કને અરજ ગુજારવી ' તો કે એવા દુન્યવી પદાર્થની પ્રાપ્તિ માટે ઈશ્વર કરતા ઉતરતા દરજ્જાના દેવતાઓ પાસે ફિરસ્તાઓ પાસે કે એકાદા સપૂર્ણાવસ્થાને પહોચેલા જીવાત્મા પાસે માગણી કરવી ઈશ્વરને તો કેવળ ચાહવાનોજ છે તેની તો માત્ર ભક્તિજ કરવાની છે ઓ ઈશ્વર ' મને અમુક આપ અને તમુક આપ એમ કહી તેની પ્રાર્થના કરવી એ તો એ મહાન પરમાત્માની નિંદા કરવા સમાન છે તેથી દ્વૈતવાદીઓનુ એવુ માનવુ છે કે, મનુષ્યે મોક્ષ સિવાય બીજી જે જે ચીજની જરૂર હોય છે તે એકાદા દેવતાને આરાધ

તેનામાં એ સ્વભાવસિદ્ધ ગુણોનું સંકોચન થાય છે અને પ્રત્યેક સૃષ્ટિકલ્પમાં તેનો વિકાસ થતો જાય છે જ્યારે તે બધાજ જીવાત્માઓ ફરીથી પરમાત્મામાં જાય છે. જેવી રીતે એક ભડકતા અગ્નિમાંથી એકજ જાતના લાખોલાખ તણખાઓ ઉડે છે, આબેહૂબ તેવીજ રીતે આ અનંત સત્ પરમાત્મામાંથી સકળ જીવાત્માઓનું પ્રાકટ્ય થયું છે, અને એ પ્રત્યેક જીવાત્માનો આદર્શ એકજ જાતનો અર્થાત્ પોતાના મૂળસ્વરૂપને પ્રાપ્ત થવાનો છે ઈશ્વર સંબંધીનો સગુણ અદ્વૈતવાદીઓનો આ ખ્યાલ પણ દ્વૈતવાદીઓના જેવોજ એટલે કે અનેક સદ્‌ગુણોના ભંડારરૂપ પૌરુષેય ઈશ્વરનો છે ફેર માત્ર એટલોજ છે કે, સગુણ અદ્વૈતવાદીઓ ઈશ્વરને સૃષ્ટિના પદાર્થમાત્રમાં વ્યાપી રહેલા માને છે પ્રત્યેક પદાર્થ અને પ્રત્યેક સ્થાનમાં તે ઓતપ્રોત ભરેલો છે તેથી શાસ્ત્રો જ્યારે એમ કહે કે પ્રભુ એજ સર્વસ્વ છે, ત્યારે તેનો અર્થ એવો સમજવાનો છે કે, તે પદાર્થમાત્રમાં વ્યાપેલા છે, અને નહિ કે પ્રભુએ બધાં રૂપો લીધાં છે. પ્રભુ ભીંત કે પથ્થર બન્યો છે એમ નહિ પણ ભીંત અને પથ્થરમાં પણ પ્રભુ વિદ્યમાન છે, એમ સમજવાનું છે આ બ્રહ્માંડની અંદર એવું એક પણ અણુપરમાણુ નથી કે જેની અંદર વિશ્વભર પરમાત્મા વ્યાપી રહેલા ન હોય જીવાત્મા બધાજ સીમાબદ્ધ અથવા મર્યાદિત છે, એટલે કે તેઓ સર્વવ્યાપી નથી તેમની સ્વભાવસિદ્ધ શક્તિઓ અને વિભૂતિઓનો વિકાસ થાય છે, અને પરિણામે જ્યારે તેઓ સંપૂર્ણ બને છે ત્યારે તેમનો જન્મમરણનો ફેરો ટળે છે, અને તે પછી તેઓ નિરંતર પરમાત્માના નિકટવાસી બને છે

હવે આપણે વેદાંતીઓના ત્રીજા અને છેલ્લા વર્ગની યાને અદ્વૈતવાદીઓની વાત કરીશું અદ્વૈતવાદ એ કોઈ પણ દેશમાં અને કોઈ પણ યુગમાં પ્રકટેલા તત્ત્વજ્ઞાન અને ધર્મનું સુંદરમાં સુંદર પુષ્પ છે, એમ અમે માનીએ છીએ એમાં મનુષ્યની બુદ્ધિ અને વિચારશક્તિ તેની ઉંચામાં ઉંચી કક્ષાએ વ્યક્ત થયેલી છે, અને અગમ્ય તથા અભેદ્ય લાગતા રહસ્યને વટાવીને પણ પેલી પાર પહોંચી ગઈ છે આ તત્ત્વજ્ઞાન તે અદ્વૈત વેદાંતવાદ છે એ વેદાંતનું તત્ત્વજ્ઞાન એટલું બધું ગહન અને અઘરું છે, એટલું બધું ઉચ્ચ કોટિનું છે કે સર્વસાધારણ માટે તે ધર્મનું રૂપ લઈ શકે તેમ નથી તેની જન્મભૂમિ ભારતવર્ષ કે જ્યાં હજારો વર્ષથી તેનો ડંકો નિઃશંક ગાજી રહ્યો છે, ત્યાંના બહુજનસમાજની અંદર પણ તે પ્રસરી શક્યો નથી અર્થાત્ કે હિંદુસ્થાનનો જનસમાજ પણ તેને હજી યથાર્થ ઝીલી શક્યો નથી, એટલો બધો એ વેદાંતવાદ ગહન અને અટપટો છે આપણે જેમ જેમ તેની ચર્ચામાં આગળ વધતા જઈશું, તેમ તેમ તમને સમજાતું જશે,

હરકોઈ દેશના વિચારવતમા વિચારવન્ત પુરુષ કે સ્ત્રીને પણ એ અદ્વૈતવાદમા યથાર્થ સમજ પડવી મુશ્કેલ છે આનું કારણ એજ છે કે, આપણે પોતાની જાતને એટલી બધી નિર્બળ બનાવી દીધી છે, આપણે એટલા બધા મદબુદ્ધિ બની ગયા છીએ, કે આપણી જાત માટે આપણે મોટા મોટા દાવાઓ ભલેને કરતા રહીએ, પણ સ્વાભાવિક રીતેજ આપણે બીજા કશાનો આશરો લેવાની ઇચ્છા ધરાવતા હોઇએ છીએ આપણી સ્થિતિ નાના દુર્બળ છોકરાના જેવી અસહાય છે નાના દુર્બળ છોકરાને પોતાના જીવિત માટે જેમ અન્યના આધારની જરૂર રહે છે, તેમ આપણને પણ અન્યાન્ય વસ્તુઓનો આશરો શોધવાની આદત પડી ગઇ છે 'સગવડભર્યો અને સુગમ ધર્મ' માટે મને તમારા તરફથી કેટલી બધી વાર પૂછવામા આવ્યુ છે ! જગતની અદર ઘણા થોડા માણસો સત્યની પૃચ્છા કરે છે, તેના કરતા પણ થોડા મનુષ્યો સત્યનો અભ્યાસ કરવાની હામ ભીડે છે, અને એમાના પણ થોડાજ મનુષ્યો સત્યને શીખીને તેને સર્વથા વ્યવહારમા આચરવાની હિંમત અનાવે છે આમા લોકોનો વાક નથી પણ તેમના ભેજા અગર મસ્તિષ્કની નિર્બળતાજ એનુ ખરૂ કારણ છે કોઈ એક નૂતન વિચાર અને તેમાયે ખાસ કરીને ઉચ્ચ પ્રતિનો નૂતન વિચાર સમાજમા ખળભળાટ મચાવે છે કેમકે એ નૂતન વિચાર લોકોના મગજની સપાટીપર નવીન ચીલા પાડવાનો પ્રયત્ન કરે છે, એટલે તેમના મગજનુ તત્ર હલમચી જાય છે અને પરિણામે મનુષ્યો પોતાનુ સમતોલપણુ ગુમાવી બેસે છે લોકો અમુક અમુક પરિસ્થિતિઓથી ઘેરાયલા હોય છે અને નૂતન વિચારને વધાવી લેવા પહેલા તેમને કૌટુબિક વહેમો, જ્ઞાતિજન્ય વહેમો, નાગરિક અને દેશસ્થ વહેમો, અને તે ઉપરાત મનુષ્યમાત્રમા રહેલા સ્વભાવજન્ય અનેક વહેમો—એવા એવા અનેક ઢગલાબધ પ્રાચીન વહેમોનો સામનો કરી તેમને મહાત કરવાના હોય છે, પણ તેમ છતાયે દુનિયામા થોડાક એવાયે બહાદૂર જીવો નીકળી આવે છે કે જેમના હૃદયમા સત્યનો યથાર્થ ખ્યાલ સ્ફુરતા તેને ઉપાડી લેવાની હિંમત હોય છે એટલુજ નહિ પરતુ કોઇ પણ જાતની અધશ્રદ્ધા કે વહેમની પરવા કર્યા વગર છેવટલગી તેને વર્તનમા મૂકવાની પણ તેઓ જાહેર હિંમત બતાવે છે

જુઓ, અદ્વૈતવાદી શુ જાહેર કરે છે ? તે કહે છે કે, જો ઇશ્વર જેવુ કોઇ અસ્તિત્વ હોય તો તેજ ઇશ્વર આ જગતનુ જડ અને ચેતન કારણ હોવુ જોઇએ એટલે કે તે કેવળ સ્રષ્ટાજ નથી પણ સર્જિત વસ્તુ પણ છે તે પોતેજ આ જગત છે કોઇ પૂછશે કે એમ કેમ હોઇ શકે વારૂ ? ઇશ્વર કે જે વિશુદ્ધ અને ચૈતન્યરૂપ છે તે શુ આ મલિન અને જડ જગત હોય એમ કદાપિ બની

ક્ષુદ્ર કીટકથી માંડીને તે સર્વોત્તમ સંપૂર્ણ વ્યક્તિની અંદર પ્રતિબિંબિત થતું સત્ત્વ એકજ છે, અને તે જગતનું સાચું અસ્તિત્વ પરબ્રહ્મ પરમાત્મા છે. આ અભિન્ન બ્રહ્માંડ ભૌતિક દૃષ્ટિએ, માનસિક દૃષ્ટિએ, નૈતિક દૃષ્ટિએ તેમજ આધ્યાત્મિક દૃષ્ટિએ એકજ ઐક્ય છે. પણ આપણે એ એક ઐક્યને-એ એકમાત્ર સત્ત્વને જૂદા જૂદા રૂપમાં નિહાળી તેનાપર આ બધી ભિન્ન ભિન્ન આકૃતિઓનો આભાસ ખડો કરીએ છીએ. જે વ્યક્તિએ પોતાની જાતને મનુષ્ય-સ્થિતિની અંદરજ સીમાબદ્ધ કરી દીધી હોય છે, તેને એ પરમ સત્ત્વ માનવસૃષ્ટિરૂપે જણાય છે તેવીજ રીતે જે વ્યક્તિ માનવીકક્ષા કરતા ઉચ્ચતર કક્ષાએ પ્રાપ્ત થઈ હોય છે, તેને એ સ્વર્ગસમાન ભાસે છે; છતાં વાસ્તવિક રીતે તો વિશ્વભરમાં એક ને એકજ આત્મા છે, બે નહિ. એને આવવાનુ કે જવાનું કદી હોતુ નથી. એને કદાપિ જન્મવાનું, મરવાનું કે પુનર્જન્મવાનું પણ નથી. એ શાશ્વત છે તે મરે શી રીતે? અને એ સર્વવ્યાપી છે તેથી એને જવાપણું પણ ક્યાથી ને ક્યા હોય? આ બધા સ્વર્ગો, વિવિધ લોકો અને વિવિધ સ્થાનો એ તો મનુષ્યમનના મિથ્યા કલ્પનાચિત્રો માત્ર છે વસ્તુત. તો તેમનું અસ્તિત્વ છેજ નહિ. ભૂતકાળમા હતુયે નહિ અને ભવિષ્યમા હશે પણ નહિ.

હું સર્વવ્યાપી અને શાશ્વત છુ. હું ક્યા જાઉં વારૂ? હું ક્યાં નથી કે જાઉં? જીવન એ પ્રકૃતિના પુસ્તકરૂપ છે. પ્રકૃતિનું એ પુસ્તક અત્યારે હું વાચી રહ્યો છું. તેનું એક પાન પછી બીજું પાન હું ઉથલાવતો જાઉ છું અને તે પૂરૂં કરતો જાઉ છું, અને તેની સાથે જીંદગીનું એક પછી એક સ્વપ્ન ટળતું જાય છે. એ રીતે જીંદગીનું બીજુ પાન ઉઘડે છે, તેની સાથે જીંદગીના બીજા સ્વપ્નની શરૂઆત થાય છે અને એ પાન વંચાઇ રહેતાં તે સ્વપ્નું પણ ઉડી જાય છે. એ મુજબ આગળ ને આગળ વધતા એ આખુંય પુસ્તક વંચાઇ રહેશે, એટલે હું એ પુસ્તકનું વાચન પડતુ મૂકી બાજુએ ખડો રહીશ અને એ પુસ્તકને ફગાવી દેતાની સાથેજ મારી જીવનની સઘળી બાજી ખતમ થઈ જશે

ત્યારે હવે અદ્વૈતવાદની ખુબી શી છે તે બરાબર સમજી લ્યો. ભૂતકાળ કે ભવિષ્યકાળમા અસ્તિત્વ ધરાવનાર તમામ દેવ-દેવતાઓને અદ્વૈતવાદ પદભ્રષ્ટ કરી પાણીચું પકડાવી દે છે, અને તેમના સ્થાને મનુષ્યના પોતાના આત્માને કે જે આત્મતત્ત્વ સૂર્ય, ચંદ્ર અને સ્વર્ગ કે અન્ય આપર લોકો કરતાં-રે! આ મહાન બ્રહ્માંડ કરતાયે વધારે ઉચ્ચ અને ઉન્નત છે, તેને સ્થાપે છે. મનુષ્યરૂપે દેખા દેતા આત્માની મહત્તા અને ગરિમાની કલ્પના કોઈ પણ પુસ્તક, કોઇ પણ ધર્મગ્રંથ કે કોઇ પણ ભૌતિક વિજ્ઞાનથી થઈ શકવાની

હતો, અને જે ઇશ્વરને પોતે સ્વર્ગ કે વૈકુંઠમા બેઠા બેઠા જ તેનુ શાસનચક્ર ચલાવનારતરીકે * પતો હતો તે ઈશ્વર તો એ પોતેજ છે ત્યારેજ તેને યથાર્થ રીતે સમજાય છે કે "હુ તે છુ અને તે હુ છુ" મારા સિવાય અન્ય કોઇ ઇશ્વર હતો નહિ, અને આ ક્ષુદ્ર 'અહ'નુ અસ્તિત્વજ કદાપિ નહોતુ

આમ છે તો પછી એ સપૂર્ણ ઈશ્વર—એ પરિપૂર્ણ પરમાત્મા માયાજાળમા કેવી રીતે સપડાયો હતો? અને વળી એ પૂર્ણ પુરુષોત્તમ સ્વપ્ના જેવી નવો હતો એ તે કેવુ? એવા પ્રશ્નો નાનવી મગજમા સહજ ઉદ્દભવશે એના ખુનાસામા જણાવવાનુ કે, એ સપૂર્ણ આત્મા કદાપિ કાળે માયાજાળમા સપડાયો નહોતો કિંવા ભ્રમવશ થયો નહોતો તેમ સ્વપ્નાવસ્થાનો ભોગ પણ તે કદી થયો નહોતો સત્યને કદાપિ સ્વપ્નના મિથ્યા ભ્રમ સ્પર્શી શકતા નથી તેથી આ માયાજાળ ક્યાથી અને શેમાથી ઉદ્દભવી એ પ્રશ્નજ બેહૂદો છે કારણુ માયા કે ભ્રમ, માયા કે ભ્રમમાથી ઉદ્દભવે છે—અર્થાત્ તેના પોતાનામાથીજ તે ઉદ્દભવે છે, અને સત્યનુ દર્શન થતાજ ભ્રમમાત્રનો લોપ થઇ જાય છે ભ્રમ અગર અજ્ઞાનનુ આધારસ્થાન હમેશા ભ્રમ કે અજ્ઞાન હોય છે, ઈશ્વર, સત્ય કિંવા આત્માની અદર કોઈ કાળે પણ તેને સ્થાન મળ્યુ નહોતુ, અને મળશે પણ નહિ તમે પોતે કદાપિ ભ્રમમા વસતા નથી, પણ ભ્રમ પોતે તમારામા વસે છે, ને તમારી નજર આગળ તરવરે છે એ કોના જેવી સ્થિતિ છે? તો કે આકાશ અને વાદળા જેવી આકાશમા એક વાદળુ પથરાયનુ હોય છે, તેને બીજુ વાદળુ આવી હડસેલી કાઢે છે ને તેને સ્થાને પોતે બિરાજે છે વળી પાછુ ત્રીજુ વાદળુ આવી તેને પણ હડસેલીને દૂર કાઢે છે હવે, જેવી રીતે શાશ્વત ભૂરા આકાશમા વિવિધરગી વાદળા ઉભરાય છે થોડી વાર રમે છે અને પાછા અદસ્ય થઇ જાય છે, તેમ છતા આકાશના શાશ્વત ભૂરા રગને જરાયે બાધક નીવડતા નથી—આકાશ તો તેનુ તેજ ભૂરા રગનુ રહેલુ જણાય છે, આબેહૂબ તેવીજ રીતે તમે નિરતર શુદ્ધ, પવિત્ર અને સપૂર્ણ છો, તમેજ આ જગતના વાસ્તવિક દેવતા છો, એટલુજ નહિ પણ બ્રહ્માડભરમા બે જેવુ કઇ છેજ નહિ, જે છે તે એકજ—માત્ર એકજ સત્ત્વ—તમારો આત્માજ ઓતપ્રોત છે માટે 'તું' અને 'હુ' એવો શબ્દપ્રયોગ કરવો ભૂલભરેલો છે 'હુ'નો—અહનોજ પ્રયોગ હમેશા કરતા રહો 'લક્ષાવધિ મોઢે ખાનારો તે હુજ છુ, તેથી મને ભૂખ કેવી રીતે પીડી શકે? અનત હાથવડે કામ કરનારો પણ 'હુ છું, તો પછી હુ પ્રમાદી કે નિરુદ્યમી હોઉ એ વાત શી રીતે બને વારુ? આખા જગતનો જીવનદીપ સળગાવનાર

ચેતનતત્ત્વ તે હું છું, તો પછી મારે નિર્બંધન અવસ્થા કે મૃત્યુ કેવી રીતે હોય ? હું સર્વ પ્રકારના જીવન અને મૃત્યુથી પર છું, મુક્તિમાટે મારે જરા પણ ફાંફાં મારવાના નથી, કેમકે હું પોતે સ્વભાવેજ મુક્ત છું અખિલ બ્રહ્માંડના આત્મા એવા મને બાંધનાર કોણ છે ? દુનિયાભરના ધર્મશાસ્ત્રો એ અખિલ બ્રહ્માંડના એકમાત્ર અસ્તિત્વરૂપ જે 'હું' તેની પશુરેખા આંકનારા થાને તેના ગૌરવનું માપ દેખાડનારા નાના નાના નકશા જેવા છે, તો પછી આ ગ્રંથો—આ પોથાંપોથાંનું મારે શું પ્રયોજન છે ?" અદ્વૈતવાદી વેદાંતી બેધડક આમ વદે છે

સત્યને પિછાનો, એટલે ક્ષણવારમાં છૂટા થવાને પછી તમારું બધુંજ અજ્ઞાનતિમિર અદૃશ્ય થઇ જશે વિશ્વવ્યાપી અનંત સત્ય અને પોતે એકરૂપ છે, એમ પિછાનતાં, સકળ ભેદભાવ ટળી જતાં અને બધાં નર ને નારીનું, દેવતા ને ફિરસ્તાનું, જીવજંતુ અને વૃક્ષવેલાનું—રે ! સમગ્ર જગતનું ભાન તે એક અદ્વિતીય એકતામાં લીન થતાંજ ભયમાત્રનો લોપ થઇ જાય છે હું મારી જાતને ઇજા કરૂં, મારી જાતને મારી નાખું કે મારી જાતને ઉપદ્રવ પહોંચાડું, એ શું બનવાજોગ છે ? તો પછી ભય તે કોનો ધરવો રહ્યો ? તમને શું તમારી પોતાનીજ જાતનો કદી દ્વેષ ખરો કે ? વળી એ સત્ય જ્ઞાન પ્રગટતાં શોકમાત્રનો નાશ થઇ જશે. મને શોક ઉપજાવનારૂં શું છે ? જગતના બ્રહ્માંડમાં એકમાત્ર અસ્તિત્વ તે હું છું, એ ભાન થતાંની સાથે ઈર્ષા ને અસૂયાનો પણ લોપ થશે, કારણ કે પછી મારે ઈર્ષા કોની કરવાની રહી ? શું હું મારી પોતાનીજ ઈર્ષા કરૂં ખરા કે ? વળી, એ સત્ય જ્ઞાનની પ્રાપ્તિ થતાં સર્વ પ્રકારની દુષ્ટ લાગણીઓનો પણ અંત આવશે, કારણ કે પછી કોની સામે મારે અશુભ લાગણી ધરાવવાની રહી ? હું પોતે પોતાનીજ સામે ખરાબ લાગણી ધારૂં, એ તો બનેજ કેમ ? કારણ કે જગતભરમાં મારા સિવાય અન્ય કોઇ અસ્તિત્વ છેજ નહિ વેદાંતીઓના મત મુજબ જ્ઞાનને પ્રાપ્ત થવાનો એકજ રસ્તો છે, અને તે એ કે, દ્વૈત અથવા ભેદભાવને પકડીને મારી નાખો, અને અનેકત્વના ભ્રમને મારીને દફનાવી દો આ અનેકત્વથી ભરેલા જગતમાં જે પુરૂષ તે એકત્વનેજ ભાળે છે, આ સઘળા અચેતનના ઢગલાની અંદર પણ જેને તે ઝળઝળતા ચૈતન્યસ્વરૂપનાં દર્શન થાય છે અને માયાની છાયામાં ઢંકાયેલા તે પરમ સત્વને જે જન ઓળખી લે છે, તેને એકલાનેજ શાશ્વત શાન્તિનો અધિકાર પ્રાપ્ત થાય છે, અન્ય કોઇને નહિ

ભારતવર્ષના ધાર્મિક વિચારકોએ ઈશ્વરના સંબંધમાં જે ત્રણ વિચારસરણી સ્થાપિત કરી છે, તેના મુખ્ય મુદ્દા ઉપર જણાવ્યા પ્રમાણેના છે આપણે જોઇજ લીધું છે કે, એ વિચારસરણીનો

આરંભ જગદ્‌બાહ્ય યને બ્રહ્માંડથી અનગ એવા પૌરુષેય ઈશ્વરથી થયો છે પરંતુ વખત જતા તે જગદ્‌બાહ્યનો ખ્યાલ નીકળી જઈ તેને સ્થાને જગદ્‌વ્યાપકતાનો ખ્યાલ સૂઝયો છે—અર્થાત્ ઈશ્વર જગતના અણુપરમાણુમા વ્યાપેલો છે, એવી વિચારસરણી હાથ લાગી, અને અંતે આત્મા એજ ઈશ્વર હોઈ તે એક અદ્વિતીય છે અને જગતની અંદર ભાસતા ભિન્નત્વની અંદર તેજ એકમાત્ર સત્ એકત્વપણે વિરમી રહેલુ છે—એ છેલ્લી ને ઉચ્ચતમ વિચારસરણી સ્થાપિત થઈ છે વેદોનુ અંતિમ વચન એજ છે એ વિચારસરણી દ્વૈતવાદથી શરૂઆત કરે છે, ત્યાથી સગુણ અદ્વૈતવાદમાથી પસાર થાય છે અને છેવટે સંપૂર્ણ-શુદ્ધ અદ્વૈતવાદમા તે પરિણમે છે એ અંતિમ વિચારસરણી યાને અદ્વૈતવેદાંતના પ્રદેશમા જગતમાથી વિરલાજ આવી શકે છે, અને એ વિરલામાથી પણ વિરલા નીજ તેનામા સચોટ શ્રદ્ધા બંધાય છે, અને એવા શ્રદ્ધાળુમાથી પણ વિરલાજ જીવો તેને રોજના વ્યવહારમા આચરવાનુ સાહસ કરી શકે છે—આ વાત તો આપણે સારી પેઠે જાણીએ છીએ તેમ છતા પણ આપણે જોયુ છે કે, તેની અંદરજ જગતની અંદર જણાતા નીતિ, સદાચાર અને આધ્યાત્મિકતાના સર્વ તત્ત્વો સમાયેલા છે દરેક જણ કહેતુ સભળાય છે કે "પરોપકાર કરો રે ભાઈ, પરોપકાર કરો, પારકાનુ ભલુ કરો રે ભાઈ, પારકાનુ ભલુ કરો" દરેકને મોઢેથી એમ નીકળે છે તેના શો ખુલાસો છે વારુ? વળી બધાજ મહાન પુરુષો મનુષ્યપ્રેમનો, અને તેમનાથી અહી આગળ મહાત્માઓ ભૂતપ્રેમનો ઉપદેશ કરી ગયા છે એનુ શુ કારણ હશે વારુ? એનુ કારણ એજ છે કે, તેઓ સ્વયં એ પરમ સત્યના—એ અવિચ્છિન્ન અભેદભાવના જાણનાર હોય કે ન હોય, તોપણ એટલી વાત તો ખરી કે, તેમના બધીજ જાતના વહેમો અને બુદ્ધિ વિરુદ્ધની અંધશ્રદ્ધાઓની પાછળ આત્માનો એ શાશ્વત પ્રકાશ ડોકીયા કરી કરીને દેખીતા અનેકત્વનો ઇન્કાર કરતો હતો, અને અખિલ બ્રહ્માંડમા એકમયતાનુ સામ્રાજ્ય પથરાયલુ એવુ પ્રતિપાદન કરતો હતો તેથીજ તેમને મુખે વિશ્વપ્રેમ અને ભૂતપ્રેમનો ઉપદેશ જગતને સાંભળવા મળ્યો છે, અને તેથીજ પરોપકારની વાતો સર્વને મુખે સભળાય છે

વળી એ વેદના વચનથી યાને એ વેદાંતવાદથી જગતને આપણે એક પરમ સત્વતરીકે સમજતા થયા, અને તે એકજ પરમ સત્ ઇંદ્રિયોને જડરૂપે, બુદ્ધિને જીવાત્માતરીકે અને પ્રાણ અથવા ચેતનતત્ત્વને ઈશ્વરતરીકે દેખાય છે જગત એકનુ એક છે, છતા જે મનુષ્ય પોતાની જાતને દુનિયામા પાપ અને દુષ્ટતા નામે ઓળખાતા પડદાથી ઢાંકી દે છે, તેને તે ધગધગતા નરકસમાન લાગે

છે બીજો કે જેને ભોગવિલાસ ને આનંદોપભોગની આકાંક્ષા હોય છે તેને માટે તે સ્વર્ગસમાન ફેરવાઈ જાય છે, અને સંપૂર્ણતાને પામેલાની આગળ જગતમાં એ બને રૂપો નષ્ટ થઈ જઈને એના એ જગતમાં તેને આત્મસ્વરૂપનો યાને સ્વયં ઈશ્વરનો સાક્ષાત્કાર થશે.

હવે સમાજ અત્યારે જે સ્થિતિમાં છે, તે સ્થિતિમાં તો તત્ત્વજ્ઞાનના આ ત્રણે પગથીઆની યાને આ ત્રણે ધર્મવાદની આવશ્યકતા છે. આ ત્રણ વાદોમાંનો એક વાદ બીજાનો વિરોધ કરતો નથી, એટલુંજ નહિ પણ એક વાદની અંદર રહેલી ઊણપનો પૂરક છે. અદ્વૈતવાદી કિંવા સગુણ અદ્વૈતવાદી એમ મુદ્દલ પણ કહેતો નથી કે, દ્વૈતવાદ ખોટો છે. દ્વૈતવાદની દ્રષ્ટિ છે તો ખરી પણ તે નિચલી કોટિની છે. એ વાદ ભલે કે સત્યના અંતિમ નાકાએ પહોંચતો નથી, તોપણ સત્યના મીનાપર તો છેજ, એટલે દ્વૈતમાર્ગને અનુસરનારા પણ એ પરમ સત્યને પંથે પળે છે, એ તો નિર્વિવાદ. એટલા માટે આ જગતવિષયક જેની જેવી દૃષ્ટિ તેને તે દૃષ્ટિપથમાં પોતાના ખ્યાલ પ્રમાણે વર્તવા દો. કોઈની પણ લાગણી દુખવો નહિ. તેમ કોઈને પણ તેના સ્થાનમાંથી ખસેડો નહિ. જે માણસ જ્યાં ઊભો હોય ત્યાંજ તેને ઊભો રહેવા દે, અને તમારાથી બની શકે તેમ હોય તો તેને જરા મદદ કરી ઉચ્ચતર ભૂમિકાપર ચઢાવો, પણ કોઈની લાગણી તો હરગીજ દુખાવો ના કે કોઈના મત કે સ્થાનનું કદાપિ ખંડન કરો ના. આમ તે તો આગળ મોડાવહેલા પણ એ પરમ સત્યને પ્રાપ્ત થશેજ. "અંતરની બધી વાસનાઓનો જ્યારે પરાભવ થઈ જતો આવશે, ત્યારે અત્યારનો આ મર્ત્ય માનવીજ અમર્ત્ય બનશે" ત્યારે એજ મનુષ્ય મનુષ્ય ટળીને ઈશ્વર બનશે.





# १६—वास्तव अने अवास्तव पुरुष*

એક ઠેકાણે આપણે ઉભાં રહીએ છીએ કે તરતજ આપણી નજર આગળ ને આગળ દોડે છે, અને કેટલીક વાર તો તે માઇલોના માઇલો આગળ દોડે છે. આ ક્રિયા મનુષ્ય જ્યારથી વિચારતો થયો ત્યારથી કરતો આવ્યો છે. તેની નજર હમેશાં આગળ ને આગળ યાને 'સામે મોઢે સિદ્ધપુર'ની માફક દોડયે જાય છે. એથી આ શરીરના પંચત્વ પછી પોતાને કયાં જવાનું થાય છે તે જાણવાની તેને ઇચ્છા થાય છે. આના ખુલાસામાં વિવિધ સિદ્ધાંતો અસ્તિત્વમા આવ્યા છે, અને દર્શનશાસ્ત્રની એક પછી એક પ્રણાલિકા જગત આગળ મૂકાતી રહી છે. આમાંની કેટલીકનો અસ્વીકાર થયો છે, ત્યારે બીજી કેટલીક સ્વીકારાઈ છે. એ જાતની ક્રિયા મનુષ્યજાતિ જ્યાંસુધી પૃથ્વીપર હયાત છે અને મનુષ્યની અંદર વિચારશક્તિ ચાલુ છે, ત્યાંસુધી ચાલ્યાજ કરશે. આ પ્રત્યેક પ્રણાલિકાની અંદર જેમ થોડુંક સત્ય છે, તેમ એની અંદર ઘણો ભાગ સત્યથી વેગળો પણ છે. આ વિષયમાં અમારા આર્યાવર્તમાં જે શોધો થઈ છે, તેનો સારાંશ તમારી આગળ મૂકવાનો હું આજે પ્રયત્ન કરીશ. એ વિષયપર હિંદુ તત્ત્વદર્શીઓમાં કાળાનુક્રમે જે વિવિધ વિચારોનો પ્રાદુર્ભાવ થયો તેનો એકબીજા સાથે મેળ બેસાડીને તમારી આગળ તે માંડવાનો હું આજે પ્રયત્ન કરીશ; એટલુંજ નહિ પણ અધ્યાત્મ-શાસ્ત્રીઓ અને માનસશાસ્ત્રીઓ વચ્ચે મેળ બેસાડીશ, અને શકય હશે ત્યાં અર્વાચીન લૌકિક શાસ્ત્રીઓના મત સાથે પણ તેમનો મેળ બેસાડી આપીશ.

એકતાની શોધ એ વેદાન્ત ફિલસુફીનો એકમાત્ર વિષય છે. હિંદુઓનું મગજજ કંઇ એવું છે કે તેમને અમુક એકદેશીયતાથી સંતોષ થતો નથી. સર્વસામાન્ય વિશાળ પ્રશ્નો, કિંબહુના સમસ્ત વિશ્વના લાભના સવાલો જાણવા તરફ હમેશાં તેમનું વલણ હોય છે. તેથી "એવી શી વસ્તુ છે કે જેનું જ્ઞાન થતાં બીજાં બધાનું જ્ઞાન થઇ રહે"—એ એકજ મહત્ત્વનો સવાલ તેમના મગજમા ઘુમરાય છે. "મટોડીના એક ઢેફાનું યથાર્થ જ્ઞાન થતા માટીની બનેલી તમામ

* ન્યુયૉર્કમાં આપેલું વ્યાખ્યાન

ચીજોનું સ્વરૂપ જેમ સમજાય છે, તેમ એવો કયો પદાર્થ છે કે જેને યથાર્થ જાણતાં આ અખિલ બ્રહ્માંડનું રહસ્ય સાંગોપાંગ ઉકલી રહે ?" આ જ એક મુખ્ય સવાલની પાછળ અમારા તત્ત્વચિંતકો ખાઈ-પીને મંડ્યા હતા અને તેની શોધ હાથ કરીને જ જંપ્યા હતા અમારા તત્ત્વચિંતકોના મત મુજબ આ અખિલ બ્રહ્માંડનું એકજ જડ દ્રવ્યમાં પૃથક્કરણ થઈ શકે છે એ જડ દ્રવ્યને તેઓ આકાશ નામે ઓળખાવે છે આપણી ચારેમેર આપણે જે જે કંઈ નિહાળીએ છીએ, અનુભવીએ છીએ, સ્પર્શીએ છીએ કે ચાખીએ છીએ, તે તે તમામ અર્થાત્ કે શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધની તમામ વસ્તુઓ આ આકાશદ્રવ્યનાજ વિવિધ આવિષ્કારમાત્ર છે એ આકાશદ્રવ્ય સર્વવ્યાપી હોઈ સૂક્ષ્મ છે. ઘન, પ્રવાહી કે વાયુ આકાર રૂપ કે શરીર, પૃથ્વી, સૂર્ય, ચંદ્ર કે તારાગણતરીકે દેખાતો એકે એક પદાર્થ આ આકાશદ્રવ્યનોજ બનેલો છે

ત્યારે હવે પ્રશ્ન એ થશે કે, આ આકાશદ્રવ્યપર કયી શક્તિનું કાર્ય થઈ તેમાથી જગતની રચના થાય છે વારુ ? તો કે આકાશની સાથે સાથે એક વિશ્વવ્યાપી શક્તિનું પણ અસ્તિત્વ રહેલું છે કેવળ બળ કિંવા આકર્ષણજ નહિ પણ વિચાર સુદ્ધાં આ એક વિશ્વ-વ્યાપી શક્તિના ભિન્ન ભિન્ન આવિષ્કાર છે એ વિશ્વવ્યાપી શક્તિને અમે હિંદુઓ 'પ્રાણ' અથવા 'જીવન' નામે ઓળખીએ છીએ એ પ્રાણશક્તિનીજ આકાશ દ્રવ્યપર ક્રિયા થતા સર્જનકાર્ય થાય છે. કલ્પની શરૂઆતમા, આ પ્રાણશક્તિ આકાશરૂપી મહામાગરની શય્યા-પર જાણે પોઢી ગઈ ન હોય તેમ સ્થિર હોય છે, પણ પછી આ શક્તિની ક્રિયાથી આકાશરૂપી ઉદધિમા એકાએક ગતિનો સંચાર થાય છે, અને જેમ જેમ એ પ્રાણની ગતિ શરૂ થાય છે અને આંદોલનો-પર આંદોલનો ઉઠે છે, તેમ તેમ આકાશસમુદ્રમાથી સૂર્યો, ચંદ્રો, તારાઓ ને પૃથ્વીઓ, મનુષ્યો, જનાવરો ને વિવિધ વનસ્પતિઓ તથા વિવિધ પ્રકારની શક્તિઓ, બધી અને અન્ય ચમત્કારો બહાર પડે છે તેથી અમારા હિંદુઓના મત મુજબ તો શક્તિનો પ્રત્યેક આવિષ્કાર તે આ પ્રાણનું તત્ત્વ છે, અને પ્રત્યેક પાર્થિવ અથવા જડ આવિષ્કાર તે આકાશતત્ત્વ છે તેથી જ્યારે આ કલ્પનો અંત આવશે ત્યારે જેને અત્યારે આપણે ઘન પદાર્થતરીકે ઓળખીએ છીએ તે તમામ પીગળીને જળતત્ત્વમા ભળશે, એ જળ વાયુમા, પછી વાયુ અગ્નિમા અને આખરે એ બધાય તેમના મૂળરૂપ આકાશ-દ્રવ્યમા લીન થઈ જશે તેવીજ રીતે અત્યારે જે શક્તિઓને આપણે આકર્ષણ, વિપ્રકર્ષણ અને ગતિ નામે ઓળખીએ છીએ, તે બધીયે ક્રમે ક્રમે તેમના મૂળસ્વરૂપ પ્રાણશક્તિમા પરિણત થશે તે પછીનો કેટલોક કાળાવધિ પ્રાણની નિદ્રાવસ્થાનો કહેવાય છે, અને તે પૂરો

થતા પ્રાણશક્તિ ફરી ગતિમાન બની પૂર્વવત્ આ બધા રૂપો નિર્માણ કરે છે અને કલ્પાન્તે ફરી બધુ જ પોતપોતના મૂળદ્રવ્યોમા સમાઇ જાય છે જો સૂક્ષ્મ દૃષ્ટિની આ ક્રિયા પાણીના મોજા ની માફક ઉચીનીચી થતી યાને આગળ ને પાછળ જોશ ખાતી અતૂટ ચાલ્યાજ કરે છે અનાદિથી। ભૌતિક વિજ્ઞાનીઓની ભાષામા કહીએ તો એક કાલાવધિમા તે 'સ્ટેટિક' કહેતા સ્થિર અને ઝાખી બને છે, અને બીજા કાલાવધિમા 'ડાયનેમિક' કહેતા વિજળી જેવી વેગવતી અને સતેજ બને છે-અર્થાત્ કે એક વાર તે નિષ્ક્રિય અને શાત બને છે ત્યારે બીજી વાર સક્રિય અને સચળ બને છે આવો પ્રકાર-આ જાતના પરિવર્તનનો પ્રકાર અનતકાળથી બનતો રહ્યો છે અને અનત કાળપર્યંત બનતો રહેશે

છતા આ પૃથક્કરણ હજી અધુરુ છે આટલુ તો આધુનિક ભૌતિક વિજ્ઞાનીઓને પણ જ્ઞાત થયુ છે એનાથી આગળ ભૌતિક વિજ્ઞાનની શોધનો ગજ ખુપી શકતો નથી, પણ આર્ય તત્ત્વચિંતકોની શોધ એટલેથી અટકી જતી નથી હજી એમને એ એ તત્ત્વ હાથ લાગ્યુ છે કે જેના યથાર્થ જ્ઞાનથી સૃષ્ટ પદાર્થમાત્રનુ રહસ્ય સમજાઇ જાય આપણે અત્યારસુધીમા જોયુ છે કે, જગત સમસ્તનુ પૃથક્કરણ જડ યાને ભૂતદ્રવ્ય તથા શક્તિ યાને ચેતનદ્રવ્ય-અને પ્રાચીન હિંદુ તત્ત્વજ્ઞોના ભાષામા કહીએ તો આકાશ અને પ્રાણ શક્તિમા થાય છે હવે એ રહસ્યના ઉકેલની દિશામા આગળ પગલુ આ આકાશ અને પ્રાણને તેમના મૂળદ્રવ્યમા ફેરવી લેવાનુ ભરાય છે અને પરિણામે તે બન્નેનુ મન નામે ઓળખાતા ઉચ્ચતર મૂળ તત્ત્વના પૃથક્કરણ થાય છે એ 'મહત્' નામે ઓળખાતા મન તત્ત્વમાથી યાને એ સમષ્ટિ વિચારશક્તિમાથીજ એ બન્નેનો યાને આકાશ અને પ્રાણતત્ત્વોનો પ્રાદુર્ભાવ થયેલો છે-અર્થાત્ કે વિચાર શક્તિ એ આકાશ કે પ્રાણ કરતા પણ સૂક્ષ્મતર આવિષ્કાર છે એમ અથવા વિચારશક્તિજ આકાશ અને પ્રાણરૂપે વિભક્ત થયેલ છે એ વિશ્વવ્યાપી મનનુ અસ્તિત્વ આરભથી હતુ અને તેનોજ આવિષ્કાર અને રૂપાતર થઈ તે આકાશ અને પ્રાણરૂપોમા પરિણમ્યુ છે-અર્થાત્ કે મનના એ બે વિભિન્ન સ્વરૂપો યાને આકાશ અને પ્રાણના સયોગથીજ આ સૃષ્ટિસમુચ્ચયની ઉત્પત્તિ થયેલી છે

હવે આપણે આ માનસશાસ્ત્રની થોડીક આલોચના કરીશુ દાખલાતરીકે હુ તમને જોઉ છુ એ જોવાની ક્રિયા કેવી રીતે બને છે વારુ ? તો કે આ સ્થૂળ ચક્ષુઓ બાહ્યપદાર્થના રૂપરગને ગ્રહણ કરી જ્ઞાનતતુઓ મારફત મગજને તેનો સદેશો પહોચાડે છે તેથી ચક્ષુ એ કઈ દૃષ્ટિની ખરી ઇદ્રિય નથી એ તો માત્ર બાહ્યસાધન અથવા કરણ છે, કેમકે તેની પૂઠે રહેલી મગજને સદેશો પહોચા

આજ જ્ઞાનતંતુરૂપી ઇંદ્રિય જો કાંઈ કારણે નષ્ટ થઈ ગઈ હોય, તો તમારી ચીમ ચીમ સ્થૂળ આંખો હોવા છતાં તેમાંથી તમને કંઈ પણ જોવાનું ભાન થઈ શકશે નહિ. નેત્રપટ પર જોવાના પદાર્થનું ચિત્ર તેણે તેનું સંપૂર્ણ પડ્યા છતાં, જોવાનો અનુભવ–અથવા જોવાનું ભાન તમને થઈ શકશે નહિ. તથી ઇંદ્રિય એ તેના બાહ્યસાધનથી કેવળ નિરાળી ચીજ છે. આ સ્થૂળ આંખોરૂપી યંત્ર અથવા સાધનની પાછળ જેમ ખરી ચક્ષુરિંદ્રિય રહેલી છે, તેમ આપણી પ્રત્યેક ઇંદ્રિયની બાબતમાં સમજવાનું છે. આ સ્થૂળ દેખાતું નાક એ ખરી ઘ્રાણેંદ્રિય નથી, પણ બાહ્ય સાધનમાત્ર હોઈ તેની પાછળ સૂંઘવાની ખરી ઇંદ્રિય રહેલી છે. એ રીતે આ ભૌતિક દેહમાંની પાંચે ઇંદ્રિયોની બાબતમાં પ્રથમ બાહ્યસાધન અને તેની પાછળ ઇંદ્રિયની ખરી શક્તિની ગોઠવણ રહેલી છે, પણ આટલી ગોઠવણ સાંગોપાંગ સલામત હોય એટલે જે તે ઇંદ્રિયનું કાર્ય બરાબર પાર પડે અને તે તે ઇંદ્રિય દ્વારા થવો જોઈતો અનુભવ થઈ જ જાય એમ સમજવાનું નથી. દાખલા તરીકે, ધારો કે હું તમારી આગળ જે વાત કરી રહ્યો છું તે તમે દત્તચિત્તે સાંભળી રહ્યા છો, એ પ્રસંગે ઘંટ કે એવા કશાનો અવાજ થાય છે, છતાં પણ તે અવાજ કદાચ તમારા સાંભળવામાં નથી આવતો. એવું ઘણી વાર બને છે. આનું શું કારણ હશે વારુ? એ અવાજનું મોજું તમારા કર્ણયંત્રમાં ઝીલાઈ શ્રોત્રેંદ્રિયે તેનો સંદેશો મસ્તિષ્કને પણ પહોંચાડ્યો એ વાત નિર્વિવાદ, છતાં તમને તે અવાજ સાંભળવાનું ભાન ન થયું એનું શું કારણ વારુ? મસ્તિષ્કને સંદેશો પહોંચાડવાપર્યંતની તમામ શ્રવણક્રિયા સાંગોપાંગ થયા છતાં તમને શ્રવણનું ભાન ન થવા પામ્યું. આથી લાગે છે કે, શ્રવણનું પૂરું ભાન થવા માટે કોઈ બીજી વસ્તુની ખામી હતી, અને તે એ કે તમારું મન કર્ણેંદ્રિયની સાથે સંયુક્ત નહોતું–અર્થાત્ કે ઇંદ્રિયની સાથે મનનું જ્યારે જોડાણ હોતું નથી ત્યારે મસ્તિષ્કને ઇંદ્રિયો દ્વારા સંદેશા બરાબર પહોંચ્યા છતાં મન તે ગ્રહણ કરતું નથી–અર્થાત્ મન અને ઇંદ્રિયનું જોડાણ બરાબર થયેલું હોય છે ત્યારે જ ઇંદ્રિયોના જે તે અનુભવોનું ભાન મનને થાય છે એ વાત સિદ્ધ થઈ. આમ છતાં વાત હજી એટલેથી જ પતતી નથી. સ્થૂળ સાધનો જે તે વિષયો ગ્રહણ કરે, ઇંદ્રિયો તેને મસ્તિષ્કપ્રદેશમાં પહોંચાડે અને મનનું ઇંદ્રિય સાથે બરાબર જોડાણ હોય, મન પણ તે સંદેશો ગ્રહણ કરે છતાંય અનુભવનું ભાન નથી થતું એમ પણ બને છે. આનું કારણ એ છે કે, મન સિવાય બીજી પણ એક વસ્તુની આવશ્યકતા છે. એ વસ્તુ તે અંતરની પ્રતિક્રિયા. એ અંતરની પ્રતિક્રિયા વગર ભાનની ક્રિયા પૂરી થતી નથી. મતલબ કે, સ્થૂળસાધનો વિષયને ગ્રહણ

કરી ઇંદ્રિયવાટે તેના સંદેશા મગજને પહોચાડે છે, મન તે સંદેશાને ત્રીજાને બુદ્ધિને પહોચાડે છે એટલે બુદ્ધિ તેને મનના પૂર્વસંચિત સંસ્કારો સાથે ગોઠવી પ્રતિક્રિયાનો પ્રવાહ પ્રેરે છે અને તે પ્રતિક્રિયાના પ્રવાહની સાથેજ તે વિષયની અનુભૂતિ અથવા લાગણી પૂરી થાય છે મનની જે શક્તિ આ પ્રતિક્રિયાનુ કામ કરે છે, તેને બુદ્ધિ કહે છે; તથાપિ એ બુદ્ધિના સહકારથી પણ વિષયાનુભૂતિની ક્રિયા સંપૂર્ણ થાય છે એમ સમજવાનુ નથી હજી પણ એક પગલુ આગળ વધવાની જરૂર છે. ધારો કે, અહી એક છબી પાડવાનુ યંત્ર યાને કેમેરા તથા એક વસ્ત્રનો ટુકડો બન્ને હાજર છે, અને મારે તેનાપર છબી પાડવી છે, તો મારે શુ કરવુ પડે છે? તો કે પ્રથમ તો મારે કેમેરાદ્વારા વિવિધ પ્રકાશકિરણોને તે વસ્ત્રના ટુકડાપર પાડી તેમને એકત્રિત કરવાનો પ્રયાસ કરવો પડે છે. પછી એક એવા પદાર્થની આવશ્યકતા રહે છે કે જેનાપર ચિત્રની છાપ પાડી શકાય કોઇ પણ હાલતી કિંવા અસ્થિર વસ્તુપર ચિત્ર પડવુ અસભવિત હોઈ એકાદ સ્થિર પદાર્થની જરૂર પડે છે. કારણ કે જે પ્રકાશકિરણ પાડવાનો હુ પ્રયત્ન કરૂ છુ તે બધા અસ્થિર છે અને અસ્થિર કિરણો સ્થિર વસ્તુ પર એકત્રિત એકીભૂત અને સમ્મિલિત થવાજ જોઇએ તેમ થાય ત્યારેજ ચિત્ર બરાબર ઉઠે છે. આબેહુબ તેવોજ પ્રકાર આપણી આ પંચેદ્રિયોદ્વારા થતા કાર્યોનો છે. ઇંદ્રિયો બાહ્યવિષયોને ગ્રહણ કરી અદર મનને, અને મન બુદ્ધિને સમર્પણ કરે છે, પણ એટલાથી કઇ સપૂર્ણ વિષયાનુભૂતિ થતી નથી બુદ્ધિ અસ્થિર વસ્તુ હોવાથી એના પૃષ્ઠદેશમા કોઈ એવા સ્થિર વસ્તુની આવશ્યકતા અનિવાર્ય રહે છે, કે જેનાપર પ્રકાશના કિરણોની માફક આપણા સસ્કારો એકત્રિત થતા જે તે વિષયની યથાર્થ છબી ઉઠી શકે ત્યારે એવી કયી વસ્તુ છે કે જે આપણી અદરની સર્વ અસ્થિરતાને એકત્રિત કરી એકરૂપ બનાવી શકે? એવી કયી ચીજ છે કે જે પ્રતિક્ષણ બદલાતી સ્થિતિની અદર પણ એકાત્મની રક્ષા કરી શકે? અને એ કયો પદાર્થ છે કે જેના ઉપર ભિન્ન ભિન્ન ભાવો એકત્ર રહી શકે છે તથા જેના ઉપર બાહ્ય વિષયો આવીને એકત્ર વાસ કરે છે, એટલુજ નહિ પણ એક અખડરૂપે રહી શકે છે? આપણે જોઇજ લીધુ છે કે, આ હેતુ પાર પાડવા માટે બુદ્ધિથી પણ પર એવા કશાકની જરૂર છે, અને તે 'કશુંક' શરીર અને મનની તુલનામા અચળ અને સ્થિર હોવુ જોઇએ જે વસ્ત્રના ટુકડાપર કેમેરા છબી પાડે છે, તે વસ્ત્રનો ટુકડો પ્રકાશકિરણોની તુલનામા નિશ્ચલ હોય છે, તેથીજ છબી પડે છે, નહિ તો કોઇ છબી ઉઠી શકે નહિ—અર્થાત્ કે વિષયોને અનુભવનાર કોઇ વ્યક્તિ હોવી જોઇએ એ વ્યક્તિ અને એ 'કશુંક'

કે જેના પર મનરૂપી કૅમેરા આ બધાં ચિત્રો પાડે છે અને જે પ્રકાશ પર આપણી સકળ અનુભૂતિઓ આપણા મનને બુદ્ધિ વાટે સંચારિત થઈ સ્થાપિત, સંચિત અને અખંડિત એકરૂપ થાય છે તે વ્યક્તિ અને 'તે કશુંક' તે મનુષ્યના આત્મા નામે ઓળખાય છે

ત્યારે હવે આપણે જોઈ લીધું કહેવાય કે, 'મહત્' આખા સમષ્ટિમનજ આગળ ને પ્રાણમાં વિભક્ત થયેલું છે, અને એ મનની પણ પેલી પાર આત્મા આવેલો છે એ સમષ્ટિ મનની પાછળ રહેલા આત્માનેજ પરમાત્મા કે પરમેશ્વર કહે છે, અને વ્યષ્ટિની અંદર રહેલો આત્મા તે જીવાત્મા કહેવાય છે આ જગતની અંદર સમષ્ટિમન જેમ આકાશ અને પ્રાણતત્ત્વોમાં વિભક્ત થયેલું છે, તેવીજ રીતે સમષ્ટિ આત્મા મનતરીકે ઉત્ક્રાંત થયેલો છે આ કારણે પ્રશ્ન ઉઠશે કે, ત્યારે એક વ્યષ્ટિમનુષ્યના સંબંધમાં પણ શું તેવીજ પ્રકાર વસ્તુતઃ અનેનો સમજવાનો છે કે કેમ? માનવીનું મન તે શું એના શરીરનો અને એનો આત્મા તે શું એના મનનો ઉત્પાદક છે, એમ સમજવાનું છે? અર્થાત્ મનુષ્યના શરીર મન અને આત્મા, એ ત્રણ ભિન્ન ભિન્ન અસ્તિત્વો છે કે પછી એ ત્રણે એમની અંદર સમાએલાં છે? કિંવા મૂળ એકજ પદાર્થની તે ત્રણ જૂદી જૂદી અવસ્થાઓમાત્ર છે? આ પ્રશ્નોનો ઉકેલ આપણે ક્રમે ક્રમે કરતા જઈશું અનુભવના સંબંધમાં અત્યારસુધીમાં આપણને એટલું તો જ્ઞાન થઈ ચૂક્યું છે કે, એની અંદર સૌથી પ્રથમ સ્થાન સ્થૂળદેહનું છે, એ સ્થૂળદેહની પાછળ ઇંદ્રિયો, મન અને બુદ્ધિનાં સ્થાન આવેલાં છે અને બુદ્ધિની પાછળ આત્મા રહ્યો છે શરૂઆતની અંદર એમ લાગ્યું હતું કે, આત્મા એ શરીર અને મનથી ભિન્ન છે, અને પાછળથી એમ સિદ્ધ થયું છે કે, એ ત્રણે વસ્તુતઃ એકરૂપ છે. આજ મુદ્દાપર દુનિયાના ધર્મો વચ્ચે વિચારભેદ થાય છે, અને તેઓ એકબીજાથી જૂદા પડે છે. દ્વૈતવાદીના સાધારણ નામથી ઓળખાતા બધાજ મતોનું માનવું છે કે, આત્મા સગુણ છે, એટલે કે ભોગ, આનંદ, સુખ, દુઃખ વગેરે લાગણીઓ વસ્તુતઃ આત્માના ગુણધર્મ છે, ત્યારે અદ્વૈતવાદીઓ આત્માના સંબંધમાં એ સર્વ ગુણધર્મોનો ઈન્કાર કરતા કહે છે કે, આત્મા નિર્ગુણ છે

હવે પ્રથમ તો આપણે દ્વૈતવાદીઓના મતની આલોચના કરીશું—અર્થાત્ આત્મા અને તેની ભાવિ સ્થિતિગતિ વિષે તેમનો કેવો મત છે તે હું તમારી આગળ સંક્ષેપમાં જણાવવાનો પ્રથમ પ્રયાસ કરીશ તે પછી અદ્વૈતવાદનું ખંડન કરનાર મતનું બયાન કરીશ, અને છેક છેલ્લે અદ્વૈતવાદદ્વારા એ ઉભય મતો વચ્ચે સામંજસ્ય ઉત્પન્ન કરવાનો યાને મેળ બેસાડી બતાવવાનો પ્રયત્ન કરીશ

હવે દ્વૈતવાદીઓની દલીલ એવી છે કે, માનવઆત્મા મત

અને શરીરથી ભિન્ન હોવાને લીધે, અને આમશ તથા પ્રાણતત્ત્વોના સયોગીકરણથી તે બનેલો નહિ હોવાને લીધે અમર હોવો જોઇએ કારણ કે મૃત્યુ શબ્દથી આપણે શુ સમજીએ છીએ? મૂળતત્ત્વોમા વિસર્જન પામવાની ક્રિયાનેજ આપણે મૃત્યુતરીકે ઓળખીએ છીએ એવી વિસર્જનક્રિયા સયોગીકરણથી ઉત્પન્ન થયેલા પદાર્થોમા યાને બે કે ત્રણ ભિન્ન ભિન્ન તત્ત્વોના સયોજનથી પેદા થતી વસ્તુઓના સબધમાજ સભવે છે જે પદાર્થ સયોજનના પરિણામ રૂપ નથી, તેનુ વિશ્લેષણ કિવા વિસર્જન શકયજ નથી, અને તેથી તેને માટે મૃત્યુ કે નાશ જેવુ પણ કદાપિ હોતુ નથી એ પદાર્થ અમર છે એની હયાતી સનાતન હોઈ તે એક અસૃષ્ટ પદાર્થ છે પ્રત્યેક સૃષ્ટ પદાર્થ માત્ર સયોગીકરણનુજ પરિણામ છે, સૃષ્ટ પદાર્થની ઉત્પત્તિ શૂન્યમાથી થતી કોઇએ કદાપિ જોઇ કે સાભળી નથી તેથી સૃષ્ટિ અથવા સર્જન શબ્દથી આપણે એટલુજ સમજવાનુ છે કે, પરાપૂર્વથી અસ્તિત્વ ધરાવતા કોઇ બે કે અધિક મૂળતત્ત્વોના સયોગથી ઉત્પન્ન થયેલુ નૂતન રૂપ, અત મનુષ્યનો આત્મા કોઈ વસ્તુના સયોગનુ પરિણામ નહિ હોવાને લીધે તે શાશ્વતકાળથી હયાતી ભોગવતો આવ્યો હોવો જોઇએ, અને શાશ્વત કાળ હયાતી ભોગવતો રહેવો જોઇએ આ પરથી સિદ્ધ થાય છે કે, મનુષ્યના શરીરનુ પતન થયા બાદ પણ જીવાત્માનુ અસ્તિત્વ કાયમ રહે છે આ સબધમા વેદાતીઓનો અભિપ્રાય આ પ્રમાણે છે - મનુષ્યનો દેહ જ્યારે પડે છે, ત્યારે જ્ઞાનેદ્રિયોનો મનમા, મનનો પ્રાણમા અને પ્રાણનો જીવાત્મામા લય થાય છે, અને પછી તે માન વાત્મા સૂક્ષ્મ અથવા માનસ કે નિગદેહરૂપી વસ્ત્ર પરિધાન કરી બહાર નીકળે છે એ સૂક્ષ્મશરીર યા નિગદેહમા મનુષ્યના સર્વ સસ્કારોનો સમાવેશ થયેલો હોય છે હવે, આ સસ્કારો શી વસ્તુ છે તે જાણવાનુ તમને મન હશે તો સમજી લ્યો કે, આ મન એક સરોવર જેવુ છે અને આપણો પ્રત્યેક વિચાર એ મનરૂપી સરોવરના જળમા ઉઠતા મોજાસ્વરૂપ છે એક સરોવરની અદર જેમ મોજા ઉઠે છે, ઉચે ઉછળે છે ને પાછા શમી જાય છે, તેમ આપણા મનની અદર પણ વિચારના મોજા અ યાહત ઉછળ્યા કરે છે અને ઉછળીને પાછા શમ્યા કરે છે પરતુ એ મોજા હમેશને માટે અદશ્ય થઈ જતા નથી ક્રમે ક્રમે એ સૂક્ષ્મ ને સૂક્ષ્મ બનતા જાય છે એ ખરૂ, પણ તેમનુ અસ્તિત્વ કાયમને માટે લોપાઇ નથીજતુ જ્યારે પણ જરૂર પડે ત્યારે તે પુન ઉછળવાને માટે તૈયારજ હોય છે આ સૂક્ષ્મતર રૂપમા છુપા રહેલા કેટલાક વિચારોને મોજા રૂપે ફરીને માનસસરની સપાટી ઉપર આણવા તેનુજ નામ સ્મૃતિ સ્મૃતિ અગર યાદદાસ્ત એટલે પૂર્વસચિત વિચારોના મોજા, એ સિવાય

બીજું કંઇ નહિ એ રીતે ત્યારે આપણે જે જે વાત વિચારી હોય છે અને જે જે કાર્ય કર્યું હોય છે તે બધાંયની છાપ મનના ખાનામાં સૂક્ષ્મભાવે સંઘરાઇ રહે છે, અને માણસ મરી જાય છે ત્યારે પણ એ સંચિત છાપો યાને સંસ્કારો તેના મનમાં મોજુદ રહે છે અને ત્યાં રહ્યાં રહ્યાં તે લિંગદેહ ઉપર પોતાનો પ્રભાવ પાડે છે. અર્થાત્ કે દેહના પતન પછી આત્મા પોતાના લિંગદેહ અને સંસ્કારરૂપી વસ્ત્રોમાં ઢંકાઇ બહાર નીસરે છે, અને એ વિવિધ સંસ્કારોરૂપી વિવિધ શક્તિઓના સામટા ફળથી તેની બાકિ ગતિ નિર્ણીત થાય છે. અમારા હિંદુઓના મત પ્રમાણે તો આત્માની ત્રિવિધ ગતિ થાય છે, અને તે નીચે પ્રમાણે—

જેઓ અત્યંત ધર્મિષ્ઠ હોય છે તેઓ મૃત્યુ બાદ સૂર્યકિરણોનું અનુસરણ કરતાં કરતાં સૂર્યલોકમાં પહોંચે છે, પછી સૂર્યલોકમાંથી તેઓ ચંદ્રલોકમાં અને ચંદ્રલોકમાંથી વિદ્યુત્‌લોકમાં પ્રવેશે છે. અહીં વિદ્યુતલોકમાં તેમને એક બીજા મુક્તાત્માનો મેળાપ થાય છે અને તે આ નવીન આગંતુક જીવાત્માઓને સર્વોચ્ચ બ્રહ્મલોકમાં લઇ જાય છે. એ બ્રહ્મલોકમાં પહોંચતાં જીવાત્માને સર્વજ્ઞતા તથા સર્વશક્તિમત્તાની પ્રાપ્તિ થાય છે, યાને તેમની શક્તિ અને તેમનું જ્ઞાન લગભગ ઈશ્વરસમાન થાય છે. દ્વૈતવાદીઓના મત મુજબ તે પછી જીવાત્માઓનું અનંત કાળને માટે ત્યાંજ વસવાનું થાય છે, અને અદ્વૈતવાદીઓના મત પ્રમાણે કે પાછે તેઓ બ્રહ્મની અંદર ભળી જઈ એકત્વ પ્રાપ્ત કરે છે. હવે બીજી ગતિની વાત. જેઓ સકામ ભાવથી શુભ કૃત્યો આચરે છે, તેઓનું મૃત્યુબાદ ચંદ્રલોકમાં ગમન થાય છે. આ ચંદ્રલોકમાં વિવિધ જાતનાં સ્વર્ગો છે. ત્યાં પહોંચતાં તેઓ દેવતાઓનાં સૂક્ષ્મશરીરો ધારણ કરે છે. એટલે કે દેવતાઓ થઇને સ્વર્ગલોકમાં રહે છે અને દીર્ઘકાળપર્યંત સ્વર્ગીય સુખોપભોગોનો લહાવો લે છે, પણ એ સ્વર્ગીય સુખોપભોગને અને તેમનું પૂર્વસંચિત કર્મફળ ફરીને તેમનાપર ચઢાઇ કરે છે અને તેમને નીચે મૃત્યુલોકમાં બરાડી પાડે છે. સ્વર્ગમાંથી પતન થતાં તેઓ વાયુલોક, મેઘલોક ઇત્યાદિ લોકોમાંથી પસાર થતાં થતાં વરસાદના બિંદુરૂપે પૃથ્વીપર પડે છે. એ પ્રમાણે બિંદુરૂપમાં પૃથ્વી પર પડયા પછી તેઓ કોઇ ધાન્યનો આશરો લે છે. એ ધાન્ય પછી કોઈ મનુષ્યના ખાવામાં આવે છે અને તેના વીર્યદ્વારા તેમને નવીન દેહ ધારણ કરવાનું મૂળદ્રવ્ય પ્રાપ્ત થાય છે. હવે જીવાત્માની ત્રીજી ગતિ વિષે એમ છે કે, જેઓ અત્યંત દુષ્ટ અને પાપાચારી હોય છે તેઓ મરણબાદ ભૂત કે પિશાચ યોનિને પ્રાપ્ત થઇ પૃથ્વી અને ચંદ્રલોકની વચ્ચેના કોઇ સ્થાનમાં રહે છે. એમાંના કેટલાક માનવી જાતને પીડાકારી નીવડે છે અને કેટલાક મનુષ્ય-

જાન પ્રત્યે મૈત્રીભાવ પણ રાખે છે. આ પિશાચયોનિમા યથાકાળ રહ્યા બાદ તેઓ ફરીને પાછા પશુયોનિમા પૃથ્વીપર અવતરે છે. આ પશુયોનિમાથી કાળે કરીને તેઓ પાછા મનુષ્યયોનિને પ્રાપ્ત થાય છે અને ત્યાં તેમને મુક્તાવસ્થા પ્રાપ્ત કરવા માટે યત્ન કરવાની તક વળી પાછી મળે છે.

આ ઉપરથી તમને સમજાયુ હશે કે, જે જીવો મુક્તિની નીસરણીની લગભગ ટોચે આવી પહોચે છે, અને જેમની અદર અપવિત્રતાનો અત્યંત અલ્પ અંશ બાકી રહે છે, તે જીવો સૂર્યકિરણોવાટે બ્રહ્મલોકમા પ્રાપ્ત થાય છે, જેઓ મધ્યમ કોટિના હોય સ્વર્ગની કામના સાથે સત્કાર્યો કરનારા હોય છે, તેઓ ચદ્રલોકને પ્રાપ્ત થઇ ત્યાના એકાદા સ્વર્ગમા દેવરૂપે રહે છે; પણ મુક્તિની પ્રાપ્તિ માટે તો તેમને ત્યાથી પુન પૃથ્વીપર મનુષ્ય થઇ અવતરવું પડે છે; અને જે જીવો છેકજ દુષ્ટ અને દુરાચારી હોય છે તેમને ભૂતપિશાચ ઇત્યાદિ અધમ દશાને પ્રાપ્ત થઇ તેમાથી કાલાવધિએ પશુયોનિમા અને તેમાથી પુનઃ મુક્તિમાટે પ્રયત્ન કરવા સારૂ મનુષ્યયોનિમા જન્મવું પડે છે. આ પૃથ્વીને કર્મભૂમિ કહેવામાં આવે છે. સારા કે નરસા કર્મ આ ભૂમિપરજ જીવાત્માથી થઇ શકે છે. સ્વર્ગની કામનાસહિત સત્કાર્યો કરી મનુષ્ય સ્વર્ગભૂમિને પ્રાપ્ત થઈ દેવતા બને છે ખરો; પણ તે દેવ અવસ્થામા તેનાથી કોઇ જાતના નૂતન કર્મ થઈ શકતા નથી. એટલે કે દેવ અવસ્થામા નવા શુભ કે અશુભ કર્મોથી તે અલિપ્ત રહી પૃથ્વીપર કરેલા તેના શુભ કર્મોનુ ફળ માત્ર તે સ્વર્ગમા રહ્યો રહ્યો ભોગવે છે. પછી જ્યારે એ શુભ કર્મોનુ પુણ્ય પરવારે છે, ત્યારે પછી પૃથ્વીપરના એના અશુભ કર્મનુ સંચિત ફળ તેનાપર હુમલો કરે છે અને તેને સ્વર્ગમાથી નાચે પૃથ્વીપર ધસડી પાડે છે. એજ રીતે જેઓ દુષ્કૃત્યથી ભૂત કે પિશાચ બને છે તેમને પણ નૂતન કર્મોથી લેપાયા વગર તે અધમ યોનિમા રહેવું પડે છે અને ત્યાં રહ્યા રહ્યા પૃથ્વીપરના પોતાના દુષ્કૃત્યોના માઠા ફળ યથાસમય ભોગવવા પડે છે, અને એ માઠા ફળની પીડા પૂરી થતા તેઓ પશુયોનિમા થોડોક વખત રહે છે. ત્યા પણ નવા કર્મો તેમને સાધક કે બાધક નીવડતા નથી. એ પશુજન્મ ખલાસ થયા બાદ તેમનુ પુન મનુષ્યદેહમા આવાગમન થાય છે-અર્થાત્ કે શુભાશુભ કર્મને પરિણામે પ્રાપ્ત થતી પારિતોષિક કે દડની દશા નવીન કર્મો કરવાની શક્તિરહિત છે; એ તો માત્ર સુખભોગ માણવાની કે દુઃખભોગ ભોગવવાનીજ દશાઓ છે. હવે આ પૃથ્વીપરનું કોઇ એકાદુ કર્મ અસાધારણ સારૂ કે અસાધારણ ખરાબ હોય, તો તેનું ફળ તેને આ પૃથવીપરજ તુરત આવી મળે છે.

ઉદાહરણતરીકે, કોઈ શખ્સે પોતાનું આખું જીવન દુષ્કર્મોમાં વ્યતીત કર્યું હોય છતાં તેને હાથે એકાદ સત્કાર્ય કોઈ વાર નીપજે તો તેના તે સત્કાર્યનું ફળ તરત જ પ્રકાશિત થયેલું જણાશે, પણ તે સત્કાર્યનું પુણ્ય પરવારતાંજ તેનાં દુષ્કૃત્યોનું ફળ પણ તરત દેખાવા માંડશે. જે લોકો અમુક અમુક સારાં અને મોટાં પુણ્યનાં કામો કરે છે, પણ જેનાં જીવનનું સામાન્ય લક્ષણ જોઈએ તેવું બરાબર નથી હોતું, તેઓ દેવતાપદને પ્રાપ્ત થાય છે, અને દેવશરીરમાં અમુક મુદત સુધી દેવતાઓના વિલાસવૈભવ અને અધિકારો ભોગવે છે, છતાં તેમને ફરી મનુષ્ય થઈને અવતરવું પડે છે. કેમકે દેવતાઈ સુખ ભોગવતાં ભોગવતાં તેમનાં સત્કાર્યોનું પુણ્ય બળ સમાપ્ત થાય છે એટલે તેમનાં જૂનાં પાપોનાં ફળનો પ્રભાવ પડવા માંડે છે એ રીતે અસાધારણ પાપવાળાં માણસોને ભૂત અને અન્ય પિશાચયોનિમાં પડી અસંખ્ય યાતનાઓ ભોગવવી પડે છે, પણ તે પાપકર્મોની અસર પૂરી થતાં જે કંઈ અલ્પ સત્કાર્યનું ફળ તેમની સગાથે આવ્યું હોય છે તેના બળે તેમને પુનઃ મનુષ્યાવતાર પ્રાપ્ત થાય છે. બ્રહ્મલોક કે જેમાંથી પતન કે પુનરાવર્તનનો સંભવ નથી તેના માર્ગને દેવયાન એટલે કે દેવ કહેતાં ઈશ્વર પ્રત્યેનો માર્ગ કહેવામાં આવે છે, અને સ્વર્ગ તરફના માર્ગને પિતૃયાન એટલે કે પિતૃઓને પ્રાપ્ત થવાનો માર્ગ કહેવામાં આવે છે

તેથી વેદાન્ત ફિલસુફીના મત પ્રમાણે તો મનુષ્યાવતાર એજ જગતમાં ઉત્તમોત્તમ અવતાર છે અને આ પૃથ્વી અથવા કર્મભૂમિ એજ એની અંદર આવેલું સર્વોત્તમ સ્થાન છે કારણકે આ ભૂમિમાંજ તેને સંપૂર્ણાવસ્થા અથવા મુક્તિને પામવાની મોટામાં મોટી અને ઉત્તમમાં ઉત્તમ તક પ્રાપ્ત થાય છે ફિરસ્તાઓ કે દેવતાઓ—ગમે તે નામથી ઓળખાતા હોય તેવા દિવ્ય દેહધારીઓને પણ સંપૂર્ણ અથવા મુક્ત થવા કાજે તો મનુષ્યદેહ ધારણ કર્યેજ છૂટકો છે. આ મનુષ્યાવતારજ સર્વ અવતારમાં શ્રેષ્ઠ છે, એની અંદરજ મુક્તિ પ્રાપ્તિની સર્વોત્તમ તક રહેલી છે

હવે આપણે ઉપલા મતના એટલે કે દ્વૈતવાદના વિરોધી મતની આલોચના કરીશું અત્યારસુધી તમારી આગળ જે આત્માની મેં વાતો કરી છે તે આત્માના અસ્તિત્વનો બૌદ્ધલોકો સાવ ઇન્કાર કરે છે બૌદ્ધો શંકા ઉઠાવે છે કે 'આ શરીર અને મનની પૂઠળ આત્મા નામનો પદાર્થ રહેલો છે એવું માનવાની જરૂરજ શી છે? આત્માનું અસ્તિત્વ સ્વીકાર્યા વગર જ આપણી વિચારસાંકળને આગળ કાં ન લંબાવીએ? આકાશ અને મનની બનેલી આ ઘટના ઉપરાંત આત્મા નામની ત્રીજી વસ્તુનો સ્વીકાર કરવાની આવશ્યકતાજ ક્યાં છે? આ શરીર અને મનરૂપી યંત્ર સ્વતઃસિદ્ધ માનવાથીજ

શું એ સર્વ રાખ્યનો ઉકેલ થઈ શકે તેમ નથી ? તો પછી એ આત્મારૂપી ત્રીજી કલ્પનાનું પ્રયોજન શું છે?' આ દલીલોમા વજૂદ તો ખૂબ છે જેટલે સુધી બાહ્ય શોધ પહોંચી છે તેટલે સુધી તે આપણને લાગે છે કે આ શરીર અને મનોયત્રનો ખુલાસો એન્ગેમેળેજ મળી રહે છે નિદાન આપણામાના ઘણા જણ તે રીતે માને છે, એમા તો શક નહિ તો પછી શરીર અને મન ઉપરાત આત્મા નામની ત્રીજી ચીજને અને તે પણ શરીર અને મનના આશ્રયસ્થાનતરીકે માનવાની શી જરૂર છે ? આ જીવનનું રહસ્ય સમજાવવા માટે એકલા શરીર અને મનજ બસ છે શરીર એટલે નિરતર પરિવર્તનશીલ જડ પ્રવાહ અને મન એટલે નિરતર બદલાતો ચૈતન્ય અથવા વિચારનો પ્રવાહ ત્યારે બન્ને વચ્ચે દેખીતું ઐક્ય કોણ નીપજાવે છે અને એવું ઐક્ય શાથી જણાય છે ? તો કહીશું કે, વસ્તુત તો આ ઐક્યનું અસ્તિત્વજ નથી આ વાત બરાબર સમજવા માટે સળગતી મશાલનો દાખલો લ્યો એક સળગતી મશાલ લઇને તમે જો તમારી આગળ ચકર ચકર જોરથી ફેરવશો તો મશાલના એક ભડકાને સ્થાને તમને તમારી આગળ અગ્નિનુ એક વર્તુળ ફરતુ હોય એમ જણાશે પણ ખરી રીતે તો કોઈજ વર્તુલ પદાર્થ મોજુદ નથી માત્ર મશાલના સતત ચકર ચકર ઘૂમવાને પરિણામે અગ્નિના એ વર્તુલનો ભાસ ઉત્પન્ન થયેલો છે, એ વાત તમે સારી પઠે જાણતા હો છો. તેથી વર્તુલના ખરા અસ્તિત્વ વિષે કોઇ તમને પૂછે, તો તમે તત્તજ નકારમા જવાબ દેશો અને કહેશો કે, વર્તુલનો ભાસ મિથ્યા છે તેવીજ રીતે આપણા આ જીવનમા જે ઐક્ય જણાય છે તે પણ ખરૂ નથી એ તો જડ દ્રવ્યનો સમૂહ સતત વેગથી નીચે ધસી રહ્યો છે એટલુજ એ જડ સમુદાયને મરજી હોય તો ભન એમ તરીકે ઓળખો, પણ તે સિવાય શરીરમા વાસ્તવિક કોઇ ઐક્ય કે એકત્વ છેજ નહિ મન વિષે પણ એવોજ પ્રકાર સમજવાનો છે દરેક વિચાર બીજા વિચાર કરતા નિરાળો હોય છે, છતા મશાલની માફક આ જોરથી આગળ વહેતો વિચારસ્રોત એ ભ્રમાત્મક ઐક્યનો ભાસ કરાવે છે દેખીતા ઐક્યનો આ સહેલા સટ ને સમજી શકાય તેવો ખુલાસો છે તેથી આત્મા જેવા ત્રીજા પદાર્થના અસ્તિત્વની કલ્પનાની જરૂર જરા પણ રહેતી નથી સૃષ્ટિચમત્કારમા અત્યારે જે કઇ દેખાય છે તે આ જડસ્રોત અને વિચારસ્રોત યાને જડ દ્રવ્યના અને વિચારના વેગવતા પ્રવાહસિવાય બીજું કઈજ નથી કેવળ એમનુંજ અસ્તિત્વ છે, એમની પાછળ ત્રીજા કશાને ગોઠવવાની જરૂર નથી બૌદ્ધોની આ વિચારસરણીનેજ આધુનિક કાળના અમુક અમુક સપ્રદાયોએ ઉપાડી લીધી છે અને છતા તે બધા દાવો

કરે છે કે, એ શોધ નવીન હોઇ તેમની પોતાની છે ઘણાખરા બોદ્ધ દર્શનશાસ્ત્રોનો પ્રધાન સૂર એજ છે કે, આ જીવનરહસ્યના ઉકેલ માટે આ દશ્યમાન જગતજ પૂરતું છે, એની પાછળ કઈ છે કે નહિ તેની શોધ કરવાની કશી જરૂર નથી. આ ઇંદ્રિયગ્રાહ્ય જગતજ જે કાંઈ છે તે છે એના આધારરૂપ કંઇ છે એવી કલ્પના કરવાનીજ જરૂર ક્યા છે? જે છે તે બધું ગુણસમુચ્ચય એટલે કે ગુણોના જથારૂપ છે હવે, એ ગુણસમુચ્ચય કશાનો આશ્રય લઇ રહ્યો છે એવી કલ્પના કરી એવો આનુમાનિક પદાર્થ શોધી કાઢવાની જરૂરજ શી છે? કારણ કે પદાર્થના અસ્તિત્વનો ખ્યાલ ગુણરાશિના વેગવાન વિનિમયને પરિણામે ઉત્પન્ન થાય છે, અને નહિ કે એ ગુણોની પાછળ કોઇ અપરિવર્તનશીલ પદાર્થ રહ્યો છે તેથી. આપણે જોઇએ છીએ કે, આમાની કેટલીક દલીલો કેટલી બધી સચોટ છે અને મનુષ્યજાતિના સાધારણ અનુભવને તે કેવી બધબેસતી આવે છે વસ્તુત તો દશનાખમા પણ એક જણને આ દશ્યજગત સિવાય બીજી વસ્તુની કલ્પના સરખી આવતી હશે કે કેમ તેની શંકા છે. જગતના અધિકાશ લોકોને મન તો પ્રકૃતિ એટલે નિત્ય બદલાતો, ચક્કર ભમર ફરતો, જોડાતો અને એકત્રિત થતો પરિવર્તનનો ઢગલો એટલે કે જગતના ઘણાજ મોટા ભાગના લોકો પ્રકૃતિને નિત્ય પરિવર્તનશીલ પદાર્થ માને છે, પણ એ દેખીતી પરિવર્તનશીલતાની પાછળ જે સ્થિર સમુદ્ર રહેલો છે તેની ઝાખી આપણામાના ભાગ્યેજ કોઇને થઇ હોય છે આપણે માટે તો આ જગત નિરતર મોજાથી ભરેલું એક દશ્યમાત્ર રહે છે, આપણને તો તે ઉછળતા ઉભરાતા ને અફળાતા મોજાના સમૂહરૂપેજ ભાસે છે. વસ્તુસ્થિતિ આવી હો. ી એ બાબતમા આપણને બે મતો પ્રાપ્ત થાય છે એક તો એવો કે, આ શરીર અને મનની પાછળ એક અપરિવર્તનશીલ અને અવિચળ પદાર્થ રહેલો છે; અને બીજો એવો કે, આ જગતમા અવિચળતા કે અપરિવર્તનશીલતા જેવી કોઈ ચીજ નથી બધુ જ પરિવર્તનશીલ અને ચ ચળ છે યાને પરિવર્તન સિવાય જગતમા બીજુ કઇજ નથી અદ્વૈતવાદ આ બે મત વચ્ચે રહેલા ભેદનું નિરાકરણ કરી તેમનો મેળ કેવી રીતે પાડે છે? તે આપણે જોઇએ.

અદ્વૈતવાદ જણાવે છે કે "જગતની પાછળ કોઇએક અપરિવર્તનશીલ અચળ આધાર રહ્યો છે-"એવુ શોધી કાઢવામા દ્વૈતવાદ સાચો છે કેમકે કોઈ અપરિવર્તનશીલ તત્ત્વ હોયા વગર પરિવર્તનની કલ્પનાજ આપણને આવી શકે નહિ કોઇ પરિવર્તનશીલ પદાર્થની પરિવર્તનતાના પ્રમાણનો ખરો ખ્યાલ આપણને ત્યારેજ આવી શકે કે જ્યારે તેના કરતા કોઇ અલ્પ પરિવર્તનશીલ પદાર્થ આપણા જોવા-જાણવામા આવે, અને એ અલ્પ પરિવર્તનશીલ

પદાર્થ પણ બીજા અન્ય આ પતર પરિવર્તનશીલ પદાર્થની તુલનામા વધારે પરિવર્તનશીલ ભાસવો જોઇએ અને તે વળી બીજા તેથી પણ ઓછા પરિવર્તનશીલ પદાર્થની તુલનામા વધારે પરિવર્તનશીલ ભાસવો જોઇએ-એ રીતે આગળ ને આગળ વિચાર કરતા છેવટે આપણને એવા કોઈ પદાર્થના અસ્તિત્વનો અંગીકાર કર્યા વગર ચાલતું નથી કે જે પદાર્થ બિલકુલ પરિવર્તિત ન થતા નિત્ય એકરૂપે સ્થિર રહેનારો હોય આ જગતપ્રપંચ પણ એક વાર અવશ્ય અનાવિષ્કૃત સ્થિતિમા બે વિરોધી શક્તિઓના સમતોલરૂપ શાંત અને સ્થિર હોવો જોઇએ તે વેળા કોઇ શક્તિનો પ્રભાવ તેનાપર પડતો હોવો ન જોઇએ યાને કોઈ શક્તિનુ અસ્તિત્વજ ન હોવુ જોઇએ કારણ કે શક્તિનો પ્રાદુર્ભાવ ત્યારેજ થાય છે કે જ્યારે સમતોલપણામા વધઘટ થાય છે અથવા તો સમતોલપણામા ભંગ પડતા તેન ઉત્પન્ન થાય છે આ જગત અત્યારે એ પોતાનુ ગુમાવેલુ સમતોલપણુજ પ્રાપ્ત કરવાને વેગપૂર્વક ધસી રહ્યુ છે કોઇ પણ વસ્તુનુ આપણને ચોક્કસ જ્ઞાન હોય તો તે આનુજ તેથી દ્વૈતવાદીઓ જે દાવો કરે છે કે કોઇ અપરિવર્તનશીલ અથવા અવિકારી અવિચળ પદાર્થનું અસ્તિત્વ અવશ્ય છે, તે ઠીકજ કરે છે એ માન્યતામા તેઓ સાવ સાચા છે પરંતુ એ અવિકારી અવિચળ પદાર્થ શરીર અને મનથી કેવળ પર અને પૃથક્ છે, એમ માનવામા તેઓ ભીંત ભૂલ્યા કે તેમનુ એ પૃથક્કરણ સાવ ખોટુ છે હવે બૌદ્ધધર્મીઓ જે કહે છે કે જગતસમસ્ત પરિવર્તન અથવા વિકારનો સમૂહ છે તે પણ સાચુ છે, કારણ કે જ્યાસુધી આપણે જગતથી પોતાની જાતને નિરાળી સમજીએ છીએ યાને જ્યાનગી આઘા ઉભા રહી આપણી આગળ આપણાથી ભિન્ન વસ્તુને જોઇએ છીએ, અને જ્યાનગી દૃષ્ટ અને દૃશ્યનો ભેદ યાને દ્વૈતભાવ આપણામા મોજુદ રહે છે ત્યાનગી જગત નિત્ય પરિવર્તનશીલ હિવા વિકારી ભાસ્યા કરવાનુ, એ પણ નિર્વિવાદ છે પરંતુ ખરી વાત તો એ છે કે, જગત પરિવર્તનશીલ એટલે કે વિકારી અને અપરિવર્તનશીલ એટલે કે અવિકારી બન્ને પ્રકારનુ છે આત્મા મન અને શરીર, એ ત્રણ પૃથક્ વસ્તુ નથી પણ એકજ છે એ ત્રિપુટીનુ બનેલુ આ હૃદય ન વસ્તુત એક છે એકની એકજ ચીજ કોઈ વાર શરીરરૂપે, કોઇ વાર મનરૂપે અને કોઇ વાર વળી શરીર-મનથી પર આત્મારૂપે ભાસે છે, એક વખતે એ ત્રણેનો ભાસ ક્દાપિ નથી થતો કારણ કે જે માણસ શરીરને નિરખ્યા કરે છે તે મનને જોઇ શકતો નથી, જે મનને નિહાળે છે તેને આત્માનો ખ્યાલ આવતો નથી અને જે આત્માનેજ જુએ છે તેની આગળથી શરીર અને મન ઉભયનો ભાસ ક્યાનો યાય નષ્ટ થઇ જાય છે જેમ એકલી ગતિને જોયા કરનારને સંપૂર્ણ સ્થિરતા

જણાતો નથી, અને કેવળ સ્થિરતાને જોયા કરનારને ગતિનો ભાવ જણાતો નથી, તેમ આ તો સર્પ જ્જુન્યાયની વાત થઇ જે મણુસને દોરડામા સાપનો ભ્રમ થાય છે, તેને માટે ખરા દોરડાની હયાતિ નષ્ટ થઇ જઇ કાલ્પનિક સાપની હયાતી ઉભી થાય છે, અને જ્યારે તેનો એ ભ્રમ દૂર થય છે ત્યારે તેની કાલ્પનિક સપની હયાતી નષ્ટ થઇ તેને સ્થાને અસલ દોરડાની ત્યની પ્રતીત થાય છે પછી તેને સાપનો ભ્રમ રહેતો નથી પણ અસલ દોરડુ જ દેખાયા કરે છે, તેમ આત્માની એક વાર પ્રતીતિ થતા શરીર અને મનનો ખ્યાલ રહી શકતોજ નથી, સર્વત્ર આત્માજ દેખાયા કરે છે

આ ઉપરથી જણાશે કે વાસ્તવિક અસ્તિત્વ એકજ હોઇ તે એકજ અનેકરૂપે પ્રતીત થાય છે એ એકમાત્ર અસ્તિત્વને પછી આત્મા કહો, પદાર્થ કહો કે ગમે તે કહો—પણ તે એકનુ ને એકનુજ અસ્તિત્વ છે અદ્વૈતવાદની પરિભાષામા એ એકને બ્રહ્મ નામે ઓળખવામા આવે છે, અને એ બ્રહ્મજ નામરૂપની ઉપાધિથી અનેકરૂપે ભાસમાન થાય છે મહાસાગરના મોજા તરફ જુઓ, ખરી રીતે તો એકે મોજુ મહાસાગરથી ભિન્ન નથી, છતા એ મોજા મહાસાગરથી જૂદા કેમ દેખાય છે અને એ દેખીતી જૂદાઈનો ખ્યાલ ઉત્પન્ન કરનાર કયા વસ્તુ છે? તો કે નામ અને રૂપ મોજાનુ રૂપ અને આપણે પોતે તેને આપેલુ 'મોજુ' એવુ નામ—એ બેજ મહાસાગર અને મોજાના વચ્ચે જૂદાઇનો ખ્યાલ ઉત્પન્ન કરે છે મોજાનુ નામરૂપ નષ્ટ થતાજ તે મહાસાગર તેનો તે ભાસે છે, અને નામરૂપના નાશની સાથે મહાસાગરનુજ અસ્તિત્વ બાકી રહે છે સાગર અને મોજા વચ્ચે સાચી અને કાયમની જૂદાઈ કોનાથી પાડી શકાય તેમ છે? કોઇથી નહિ તેવી રીતે આ સમગ્ર વિશ્વ પણ એકસ્વરૂપ છે, એનુ અસ્તિત્વ એકમય છે, એની અદર જણાતો ભેદ અને અનેકત્વનો આભાસ નામરૂપે પેદા કરેલો છે. પાણીના લક્ષાવધિ પિંડ અથવા ઘડા ઉપર સૂર્ય પોતાનો પ્રકાશ નાખે છે, ત્યારે તે પ્રત્યેક જળપિંડ અથવા ઘડાની અદર સૂર્યનુ સપૂર્ણ પ્રતિબિંબ ઝળહળી રહે છે એ લક્ષાવધિ જળપિંડો જાણે લક્ષાવધિ સૂર્યો ન હોય એવો ભાસ કરાવે છે, તેમ—આબેહૂબ તેમજ તે એકમ્ અદ્વિતીયમ્ સત્તા કહેતા બ્રહ્મ, નામરૂપના વિવિધ પિંડોમા પ્રતિબિંબિત થઇ વિવિધરૂપે ભાસે છે, પરતુ વાસ્તવિક રીતે તો તે એકજ છે હુ અને તું જેવા વાસ્તવિક ભેદ છેજ નહિ જે છે તે એકજરૂપ છે બધુજ યાતો 'હુ'મય છે, અગર બધુજ 'તુ'મય છે આ દેખીતો દ્વૈતભાવ કેવળ મિથ્યા છે, અને એ મિથ્યા દ્વૈતભાવને લીધેજ આપણને જગત અત્યારે આવુ અનેકમય ભાસે છે મનુષ્યના અતરમા જ્યારે વિવેકદીપ પ્રગટે

છે અને દ્વૈતને ઠેકાણે તેને સર્વત્ર અદ્વૈતની ઝાંખી થાય છે, ત્યારે તેને ખરી વાત સમજાય છે કે તે પોતેજ ખુદ આ બ્રહ્માંડરૂપ છે, પોતેજ વિશ્વ છે, 'અત્યારનું જણાતું આ પરિવર્તનશીલ જગત તે હુ પોતેજ છુ, અને વળી નિર્વિકારી, નિર્ગુણ, શાશ્વત, સપૂર્ણ અને શાશ્વત આનંદમય બ્રહ્મસ્વરૂપ પણ હુ પોતે છુ'

મતલબકે, બ્રહ્માંડભરમા નિત્યશુદ્ધ, નિત્યપૂર્ણ, અવિકારી અને અપરિવર્તિત આત્માનુજ એકમાત્ર અસ્તિત્વ છે, તેના સ્વરૂપમા કદાપિ કોઇ જાતનો વિકાર થયો નથી, અને આ જગતમા જણાતા વિકાર યા ભેદભાવ માત્ર તે એકમ્ અદ્વિતીયમ્ આત્મામાંજ નામરૂપને લીધે પ્રતીત થાય છે—એટલે કે, આભાસરૂપે દેખાય છે નામ અને રૂપેજ એના પર આ બધા સ્વપ્નચિત્રો ચીતર્યાં છે આકૃતિ અથવા રૂપજ મોજાને સમુદ્રથી જૂદુ પાડે છે ધારો કે, મોજુ શાંત થઈ સમાઇ ગયુ, તો પછી આકૃતિનુ અસ્તિત્વ રહેશે કે? ના તેનો બિલકુલ લોપ થઇ જશે—અર્થાત્ મોજાનુ અસ્તિત્વ સંપૂર્ણરૂપે સાગરના અસ્તિત્વ ઉપર આધાર રાખે છે, પણ સાગરનુ અસ્તિત્વ મોજાના અસ્તિત્વ ઉપર જરાયે આધાર રાખતુ નથી જ્યાં-સુધી મોજુ હોય છે, ત્યાંસુધીજ રૂપનુ અસ્તિત્વ હોય છે, અને મોજુ નિવૃત્ત અથવા શાંત થતાંજ રૂપનો લોપ થઇ જાય છે, અને એકમાત્ર સાગરનુજ અસ્તિત્વ રહે છે તેમ આ જગતમા ભાસતુ ભિન્નત્વ પણ નામરૂપનુ પરિણામ છે, અને એ નામરૂપ નષ્ટ થતાંજ સાગરના જળની માફક જગતનુ સર્વ કઇ એકમ્ અદ્વિતીયમ્ યાને બ્રહ્મમય ભાસે છે આ નામરૂપ માયાનુ પરિણામ છે, અથવા આ નામરૂપનેજ માયા કહેવામા આવે છે એ માયાજ ભિન્નત્વને પેદા કરે છે, એટલે કે એક પદાર્થને બીજાથી નોખો પાડે છે, તથાપિ એ માયાનુ વાસ્તવિક અસ્તિત્વ નથી માયાનુ અસ્તિત્વ છે એમ કહેવાય તેમ પણ નથી મોજાનુ અસ્તિત્વ સાગરપર આધાર રાખે છે તેથી મોજાનુ વાસ્તવિક અસ્તિત્વ જેમ નથી, તેમ માયા અથવા નામરૂપનુ અસ્તિત્વ પણ અન્ય પદાર્થપર આધાર રાખે છે તેથી તેનુ અસ્તિત્વ પણ વાસ્તવિક કહેવાય નહિ તેમ વળી તે છેક નથી એમ પણ કહેવાય નહિ, કારણ કે એણેજ આ બધા ભેદો ઉત્પન્ન કરેલા છે અદ્વૈતવાદીના મત મુજબ આ માયા અથવા અવિદ્યા કિંવા અજ્ઞાન અથવા નામરૂપ અથવા યૂરોપીયનો જેને દેશ-કાળ-નિમિત્તતરીકે ઓળખે છે—તેજ આપણને એક અનંત સત્તામાં બહુરૂપ જગતસત્તાનો આભાસ કરાવે છે બાકી વસ્તુત તો જગત એક અખંડ સ્વરૂપ છે જ્યાંસુધી મનુષ્ય બે અસ્તિત્વો-મા માન્યા કરે છે, ત્યાંસુધી તે ભ્રમવશ છે એમજ માનજો, અને એ દ્વૈતભાવનો એનામાથી નાશ થઈ એકજ સર્વવ્યાપી

સત્તામા તેની શ્રદ્ધા સ્થિર થાય, ત્યારેજ તેને સત્ય જ્ઞાન લાધ્યુ છે એમ સમજવુ. શુ જડ સૃષ્ટિમા, શુ મનોમય સૃષ્ટિમા કે શુ આધ્યાત્મિક સૃષ્ટિમા, નિત્ય એજ સત્ય આપણી સમક્ષ પૂ રાર થઈ રહ્યુ છે? આ તમે, હુ, આ સૂર્ય-ચદ્ર અને તારકાગણ-સઘળાજ એકજ જડ અથવા પ્રકૃતિસાગરના જૂદા જૂદા અમોના નામરૂપમાત્ર છે, એવુ મે આજે તમારી આગળ સ ભીન કરી બતાવ્યુ છે આ જડ રાશિ અથવા પ્રકૃતિ તેના ધાટરૂપમા નિત્ય પરિવર્તનવાળી છે, એ પણ હુ તમને બનાવી ગયો છુ થોડાક માસ પૂર્વે શક્તિનો જે અણુ સૂર્યમા હતો, તે આજે કદાચ મનુષ્યની અદર આવ્યો હોય એ બનવાજોગ છે આવતી કાલે વળી તે પશુઓમા ને પરમ દહાડે તે ઉદ્ભિજ્જ સૃષ્ટિમા પણ પ્રવેશે, એ પણ સભવિત છે કારણકે તે નિત્યપરિવર્તનશીલ છે યાને રોજ આર-જા કરે છે જગતમા જે કઈ છે તે બધુ જ જડ દ્રવ્યનો એક અખડ અનત સમુદાય હોઈ નામરૂપેજ ભિન્નત્વને પામેલ છે એ જડદ્રવ્યનુ એક બિંદુ સૂર્ય નામે, બીજુ બિંદુ ચદ્ર નામે, ત્રીજુ માણસ નામે, ચોથુ પશુ નામે, પાચમુ વન સ્પતિ નામે એ રીતે એકજ જડ દ્રવ્યના અશો જૂદે જૂદે નામે ઓળ ખાય છે આ બધાજ નામો મિથ્યા હોઇ ભ્રમજનક છે તેમનુ વાસ્તવિક અસ્તિત્વ છેજ નહિ, કેમકે વાસ્તવિક રીતે તો તે સકળ સતત પરિવર્તનશીલ જડ સમૂહ માત્ર છે હવે બીજી દૃષ્ટિએ જોઇએ તો આ આખુજ જગત એક અખડિત વિચારનો મહાસાગર છે, જેની અદર આપણે એ અખડિત વિચારસાગરના જૂદા જૂદા બિંદુઓ છીએ અને વ્યષ્ટિ મનતરીકે ઓળખાઇએ છીએ તમે એક મન છો, હુ એક મન છુ અને પ્રત્યેક જણ એમ એક એક મનમાત્ર છે અને એવુ એજ જગત મોહાવરણથી મુક્ત થયેલી જ્ઞાનદૃષ્ટિએ અને પવિત્ર મને જોતા-અર્થાત્ કે આખો આગળથી મોહાવરણ દૂર થઇ જાય અને મન વિશુદ્ધ બની જાય ત્યારે, એનુ એજ જગત નિત્ય શુદ્ધ, અવિકારી, અખડ, અવિનાશી, પૂર્ણ પુરુષ તરીકે પ્રતીત થાય છે

આમ હોય તો પછી દ્વૈતવાદીઓના પરલોકવાદની યાને મર્યા બાદ મનુષ્ય સ્વર્ગમા કે અન્ય અપ લોકમા જાય છે, કિવા પાપાચારીઓ ભૂતપિશાચ વગેરે અધમ દશાને પ્રાપ્ત થાય છે-એ વગેરે વાતની શી દશા થાય?-એવી શકા ઉઠે છે તેના સમાધાનમા અદ્વૈતવાદી કહે છે કે, કોઇ આવતુ નથી ને જતુયે નથી તમારુ જવા આવવાનુ બનેજ શી રીતે? તમે તો અનત છો, તેથી એવુ કયુ સ્થાન હોય કે જ્યા તમે ન હો અને ત્યા તમારે જવાનુ હોય? કોઈ એક શાળામા બાળકબાળકીઓની પરીક્ષા લેવાતી હતી

પરીક્ષક મહાશય એ નાના વિદ્યાર્થીઓને કપરા કપરા પ્રશ્ન પૂછી-ને મુંઝાવતા હતા. એવા અઘરા પ્રશ્નોમાં એક આ હતો કે "આ પૃથ્વીનું પતન કેમ નથી થતું વારુ? આ પ્રશ્ન પૂછી વિદ્યાર્થીઓ પાસેથી ગુરુત્વાકર્ષણનો નિયમ કે એવુંજ બીજું કંઇ અટપટું ભૌતિક વિજ્ઞાનનું સત્ય કઢાવવાનો તેમનો ઈરાદો હતો. પરંતુ ઘણાં ખરા બાળકો તો તેનો એ પ્રશ્ન મૂળે સમજીજ શકયાં નહિ. તેથી તેમણે તેને કઈ ભળતાજ ઉત્તરો સંભળાવ્યા. પરંતુ એ વિદ્યાર્થી-ઓમા એક ચબરાક નાની છોકરી હતી; તેને એ પ્રશ્ન પૂછાતાં જવાબમા તરતજ તેણે તે પરીક્ષક મહાશયને સામો પ્રશ્ન કર્યો કે- "પણ એ પડે તે ક્યા?" અર્થાત્ કે પરીક્ષકનો એ સવાલજ સાવ અર્થ વગરનો હતો, એવું એ છોકરીએ સામો પ્રશ્ન કરી બતાવી આપ્યું. જગતમા ઉચું નીચું એવું કઇ વસ્તુતઃ છેજ નહિ. ઉચા નીચાનો ખ્યાલ માત્ર સાપેક્ષ છે આત્માની બાબતમા પણ તેવોજ પ્રકાર સમજવાનો છે. જન્મમૃત્યુનો સવાલજ આત્માના સંબંધમાં અર્થવગરનો બેહૂદો છે. કોણ આવે છે ને કોણ જાય છે? તમે કયા નથી કે જ્યા જવાનુ હોય? એવું કયું સ્વર્ગ છે કે જ્યા તમે અત્યાર પહેલાના નથી? માનવ આત્મા સર્વવ્યાપી છે, તેથી તેને જવાનું તે કયા બાકી રહ્યુ હોય? એને ન જવાનુ પણ ક્યા હોય? એ તો સર્વત્ર છે, ઘટઘટવ્યાપી છે. તેથી સંપૂર્ણ જીવનમુક્ત પુરુષોની બાબતમા તો આ જન્મમરણના છોકરવાદીભરેલા ખોટા ખ્યાલો, અને સ્વર્ગો ને નરકોની બાલિશતા દાખવતી ભાવનાઓ ને મિથ્યા ખ્યાલો એકીવારે હવામા ઉડીને અદૃશ્ય થઇ જાય છે. જેમની અંદર હજી અવિદ્યા કે અજ્ઞાનનો કિંચિત્ અંશ બાકી રહેલો હોય છે, તેમની બાબતમા બ્રહ્મલોકસુધીના નાના પ્રકારના દેખાવો દેખાડીને તે ભ્રમ ટળી જાય છે. અજ્ઞાનીઓના સંબંધમા તે ભ્રમો ચાલુજ રહે છે.

આમ છે, તો પછી સ્વર્ગે જવાની, મરવાની ને જન્મવાની વાતમા આખી દુનિયા વિશ્વાસ રાખે છે તેનુ શુ કારણ? તો કે જગત એ તો એક પુસ્તક જેવું છે હું એક પુસ્તક વાચતો હોઉં છું, ત્યારે એક પાન પછી બીજું પાન વંચાયે જાય છે અને ફેરવાતું જાય છે. બીજું વચાઈ રહે છે એટલે તે પણ ફેરવાય છે. એમાં ફેરવાય છે શું, અને આવવા જવાનુ થાય છે કોનું? મારૂં એટલે કે વાચકનું નહિ, પણ ચોપડીનુ. તેમ આ સકળ પ્રકૃતિ પણ આત્માની આગળ એક ચોપડીરૂપ છે. એનું એક પ્રકરણ પછી બીજુ પ્રકરણ વચાતુ ને ફેરવાતુ રહ્યુ છે, અને એક પછી એક નૂતન દૃશ્ય નજર આગળ આવતુ રહ્યું છે. એક દૃશ્ય ઉકેલાઇ રહેતાં તેને સ્થાને બીજું તાજું ખડું થાય છે, પણ એને વાચનારો ને ફેરવનારો આત્મા તો સદા સર્વદા તેનો તેજ યાને શાશ્વત રહે છે.

મતલબ કે, ફેરફાર થાય છે તે પ્રકૃતિનો અને નહિ કે મનુષ્યના આત્માનો એનો ફેરફાર તો કદાપિ થતો જ નથી—અર્થાત્ જન્મ અને મરણ પ્રકૃતિની અંદર છે અને નહિ કે તમારામાં ખરી બાબત આમ હોવા છતા અજ્ઞાની જીવો ભ્રમમાં ફસાય છે ને આત્માને જન્મમરણના વિકાર હોય તેમ કલ્પે છે સ્વપ્નને વશ થઇ પૃથ્વીને બદલે સૂર્યને જેમ ફરતો માની લેવાની આપણે ભૂલ કરીએ છીએ તેમ—આબેહૂબ તેમજ જન્મવા મરવાનુ પ્રકૃતિનુ નહિ પણ આપણુ થાય છે, એમ માની લેવાની ભૂલ કરીએ છીએ, પણ એ બધુ ભ્રાન્તિનુ પરિણામ છે આગગાડીમા મુસાફરી કરતી વખતે જેમ ખેતરો અને ઝાડો દોડતા હોવાનો આપણને ભ્રમ થાય છે, તેવી રીતનો આ જન્મમરણનો પણ કેવળ ભ્રમ છે મનુષ્યો જ્યારે અમુક મનઃસ્થિતિમા હોય છે, ત્યારે તેમને આ અસ્તિત્વ યાને આ સમગ્ર સૃષ્ટિ પૃથ્વી, સૂર્ય, ચન્દ્ર અને તારારૂપ દેખાય છે તેમના જેવી મનઃસ્થિતિવાળા બીજાં મનુષ્યોને પણ તેવુંજ દેખાય છે પરંતુ વસ્તુત તો તમારી અને મારી વચ્ચે વિભિન્ન પ્રકૃતિસંપન્ન બીજા લક્ષાવધિ જીવો હશે તેમને આપણે કદાપિ જોઇ શકતા નથી કે તેઓ આપણને પણ જોઇ શકતા નથી. આપણે માત્ર તેમનેજ જોઇ શકીએ છીએ, કે જેઓની માનસિક દશા આપણા સમાન હોય છે, યાને જેઓની સ્થિતિ આપણા સમાન ભૂમિકાપર હોય છે મતલબ કે, આપણે એકરૂપ ચિત્તવૃત્તિસંપન્ન પ્રાણીઓનેજ નિહાળી શકીએ છીએ જે વાદ્યો એકજ પ્રકારના કંપનવિશિષ્ટ હોય છે યાને એકજ પ્રકારના સૂરથી મેળવેલ થયેલા હોય છે, તે વાદ્યોમાના હરકોઇમાથી સૂર નીકળતા બાકીના બધાંજ વાગવા મડે છે તેવી રીતે અત્યારે આપણે જે પ્રાણકંપનથી સજ્જિત થયેલા છીએ તેને આપણે માનવકંપન એવુ નામ આપી શકીએ હવે, જો એ 'માનવકંપન' કોઇ કારણથી બદલાઇ જાય તો પછી જગત પર માનવી નામે ખોળ્યો જડે નહિ માનવી સૃષ્ટિ નિઃશબ્દ અલોપ થઇ જાય તેને સ્થાને બીજુંજ દૃશ્ય ઉભુ થયેલ જણાય—પછી તે દૃશ્ય દેવતાઓ અને દેવજગતનુ હોય કે પ્રેતો અને પ્રેતજગતનુ હોય, પરતુ એ સઘળાંજ દૃશ્યો વસ્તુત તો એકજ જગતના ભિન્ન-ભિન્ન ભાવોમાત્ર હશે મતલબ કે, એનુ એજ જગત માનવીની ભૂમિકાપરથી જોતા પૃથ્વી, સૂર્ય, ચન્દ્ર, તારા ઇત્યાદિમય જણાય છે, અને એનુ એ જગત દાનવી દૃષ્ટિએ જોતા નરક યાને યમના સ્થાનરૂપે ભાસે છે તેમ વળી, એનુ એજ જગત સ્વર્ગવાસીઓની દૃષ્ટિને સ્વર્ગરૂપે દેખાય છે જીવનભર જે લોકોએ એવી ભાવના સેવ્યા કરી હોય છે કે, મૃત્યુ બાદ અમે સિંહાસનપર બિરાજેલા પ્રભુની સમીપ જઇશુ અને તેની આગળ ઉભા રહી તેની સ્તુતિ ને

ભક્તિ કર્યા કરીશું, તેમને મૃત્યુ બાદ ખરેખર એવાજ દશ્યનો સાક્ષાત્કાર થાય છે. આનું આજ જગત તેમને માટે એક એવા વિશાળ સ્વર્ગલોકમાં ફેરવાઇ ગયેલું લાગશે કે જ્યાં આગળ પ્રભુ પોતે એક સુંદર સિંહાસનપર બિરાજતા હોઈ ચિત્રવિચિત્ર અપ્સરાઓ અને ગંધર્વ તથા કિન્નરો પાંખો ફફડાવતા ઉડાઉડ કરતાં હોય છે-અર્થાત્ કે આ બધી જાતના સ્વર્ગ અને નરકલોકો એ મનુષ્યના મનના બનાવેલા યાને કૃત્રિમ માત્ર છે. જેનું જેવું મન અથવા જેની જેવી ભાવના, તેને તેવું દશ્ય દેખાય છે. આથી અદ્વૈતવાદી કહે છે કે, દ્વૈતવાદી જે કહે છે તે ખરૂં છે, પણ તે એ અર્થમા કે, તે એના પોતાના મનની રચના છે. ખરી રીતે જોતા તો આ વિવિધ લોકો દેવો અને પિશાચો, પુનર્જન્મો અને દેહાંતરો વગેરે બધુજ રૂપક છે; માનવી જીવન એ પણ એક રૂપકજ છે બીજાં બધા રૂપક છે, પણ આ માનવીજીવન એકલું સાચું છે, એમ માનવામા મનુષ્યો મોટી ભૂલ કરે છે. સ્વર્ગ, નરક વગેરે રૂપક હોય તો માનવીજીવન સત્ય હોઈ શકેજ નહિ. એ પોતાની સ્થિતિ મનુષ્ય સમજે છે તો સારી પેઠે, પણ પોતાની ખરી સ્થિતિ કબૂલ કરવાનું યાને પોતે પણ રૂપક છે એમ સ્વીકારવાનું તેને કદાપિ ગમતુ નથી; પરંતુ ખરી વાત તો એ છે કે, સૃષ્ટિનું સમગ્ર દશ્ય રૂપકમાત્ર છે, અને મોટામાં મોટું જૂઠાણું તો એ છે કે, આપણે પોતાને શરીરતરીકે માની બેઠાં છીએ. આપણુ વાસ્તવ સ્વરૂપ શરીર કદી છે નહિ, કદી હતું નહિ અને કોઇ કાળે હોઈ શકશે પણ નહિ. વળી આપણે ફક્ત માનવીજ છીએ એમ માની લેવું એ પણ એક હડહડતું જૂઠાણું છે. જગતનો ઈશ્વર હોય તો તે આપણેજ છીએ. તેથી ઈશ્વરને ભજવામા આપણે હમેશા આપણા અંતરસ્થ સ્વનેજ યાને આપણા ગુપ્ત આત્માનેજ ભજી રહ્યા છીએ, એ વાત બરાબર ધ્યાનમા રાખો. વળી અધમમા અધમ જૂઠાણુ તો એ છે કે, તમે નિત્ય તમારી જાતને કહ્યા અને માન્યા કરો છો કે, તમે એક પાપી અને પામર પ્રાણી છો. ખરો પાપી તો તેજ છે, કે જે સામા આદમીમાં પાપીની ભાવના ધારણ કરે છે-અર્થાત્ કે બીજાને પાપીતરીકે પીછાનનારજ ખરો પાપી છે. ધારો કે આ ઠેકાણે એક બાળક બેઠું છે, અને તેની પાસેના મેજપર તમે સોનાની મહોરો ભરેલી એક થેલી મૂકો છો. હવે ધારો કે, એક લૂંટારો કે ચોર આવીને તે મહોરોની થેલી ઉપાડી જાય છે, પણ તે બાળક તેને જરાયે અટકાવતું નથી. કારણ કે તેનું એટલે કે બાળકનું મન સાવ નિર્દોષ છે. એના મનમા લૂંટારૂ કે ચોર નથી તેમ બહાર પણ નથી. તેથી એના મનને પેલો લૂંટારૂ કે ચોર, લૂંટારૂ કે ચોરરૂપે ભાસતોજ નથી-અર્થાત્ કે પાપી અને દુષ્ટ લોકોનેજ બહાર પાપ અને દુષ્ટતા દેખાય

છે, પણ સાધુ અને સદાચારીઓને તેનુ ભાન સરખુ થતું નથી માટે અત્યત પાપીઓને આ જગત નરકરૂપે પ્રતીત થાય છે, આશિક સારા યાને મધ્યમ કોટિનાને તે સ્વર્ગરૂપ ભાસે છે, અને જેઓ પૂર્ણસિદ્ધ થયેના હોય છે તેઓ જગતમા સ્વય ઇશ્વરનો સાક્ષાત્કાર કરે છે એવો સાક્ષાત્કાર થાય છે ત્યારેજ તેમની આખોપરનો માયાનો પડદો સરી પડે છે, અને તે સપૂર્ણ સિદ્ધ અને શુદ્ધ બનેલા પુરુષને પોતાના આગળનુ સમગ્ર દૃશ્ય બદલાઇ ગયેનુ લાગે છે જે ખરાબ સ્વપ્નો તેને લક્ષાવધિ વર્ષો થયા સતાવતા હતા, તે બધાય એકીવારે નષ્ટ થઇ જાય છે, તે પોતાની જાતને જે એક મનુષ્ય, દેવતા કે પિશાચતરીકે લેખતો હતો, અને પોતાને સ્વર્ગ, નરક કે પૃથ્વીપર વસનારો માનતો હતો, તેને ઠેકાણે હવે તેને ભાન થાય છે કે, પોતે સર્વવ્યાપી હોઈ તમામ દેશ અને કાળજ તેની પોતાની અદર સમાયલા છે, અને નહિ કે પોતે દેશ–કાળની અદર બધાજ સ્વર્ગો તેની પોતાની અદર રહેલા હોઇ પોતે કોઇ પણ સ્વર્ગમા નથી, અને જે બધા દેવતાઓને મનુષ્યતરીકે તે ભજતો હતો તે બધાય દેવતાઓ તેની પોતાની અદર છે અને પોતે કોઇ પણ દેવની અદર સમાયો નથી એવી પણ સમજ તેને તે વારે પડે છે એટલુજ નહિ, પણ ત્યારે તેને દીવા જેવુ સાફ સાફ દેખાય છે કે બધા દેવતાઓનો અને દૈત્યોનો, મનુષ્યોનો અને વૃક્ષ વેલાનો પશુઓ અને પથ્થરો ઇત્યાદિનો કર્તા તે પોતેજ હતો– અર્થાત્ કે મનુષ્યનુ યથાર્થ સ્વરૂપ તેની નજર આગળ ખુલ્લેખુલ્લુ ખડુ થાય છે અને તેને સ્પષ્ટ સમજણ પડે છે કે, મનુષ્યનુ એ યથાર્થ સ્વરૂપ સ્વર્ગ કરતા વધારે ઉચુ, આ બાહ્યવિશ્વ કરતા વધારે સપૂર્ણ, અનતકાળ કરતા પણ વધારે અનત, અને સર્વ વ્યાપી ઇશ્વર તત્ત્વ કરતા પણ વધારે સર્વવ્યાપી છે મનુષ્ય આ રીતેજ માત્ર ભયરહિત બની મુક્ત બને છે, અને એમ થતા મોહ માયાના ભ્રમમાત્ર ટળી જાય છે, દુ ખમાત્રનો અત આવે છે, અને ભયમાત્ર સદાને માટે ગન્છતિ ગણી જાય છે એ મનુષ્યનો જન્મમરણનો ફેરો ફીટે છે, સુખ–આનદ અને ભોગયાતનાઓના ભાવ હવામા ઉડી જાય છે, એટલુજ નહિ પણ એવાને માટે આ મર્ત્યલોક અને સ્વર્ગલોકના અસ્તિત્વો પણ અદૃશ્ય થઈ તેમના શરીર અને મનનો પણ સાથે સાથે બિ [illegible] લોપ થઇ જાય છે એને માટે તો સમગ્ર સૃષ્ટિનો લય થઈ ગયો ન હોય, તેવી સ્થિતિ ઉભી થાય છે આ બધા ફાફા, અથડામણ માથાકૂટ અને શક્તિઓનુ સતત સઘર્ષણ વગેરે બધુજ સદાકાળને માટે બધ પડે છે, અને અત્યારનગી જે જે કઈ શક્તિ અને જડ દ્રવ્યરૂપે પ્રકૃતિની ભિન્ન ભિન્ન ચેષ્ટારૂપે વ્યક્ત થતુ હતું, યાને સ્વય પ્રકૃતિરૂપ ભા

સતુ હતુ, તથા જે કંઈ સ્વર્ગ કે પૃથ્વી, વનસ્પતિ કે પશુ, મનુષ્ય કે દેવતા વગેરેરૂપે વ્યક્ત થતુ હતુ, તે તે બધુજ એક અનત અવિચ્છિન્ન અને અવિકારી સત્તારૂપમા ફેરવાઇ જાય છે, અને તે જ્ઞાની પુરુષને અનુભવ થાય છે કે, એ પરમ સત્તા અને પોતે અભેદ યાને એકરૂપ છે. "જેવી રીતે આકાશની અદર વિવિધરગી વાદળા ચઢી આવી, ઘડીભર થભી અદ્દશ્ય થઇ જાય છે, તેવીજ રીતે આ આત્માની આગળ પૃથ્વી, સ્વર્ગ, ચદ્રલોક, દેવદેવતા, સુખદુઃખ વગેરે ઉપસ્થિત થાય છે; પરતુ અતે તે બધાજ એક અપરિણામી, અવિકારી અનત ભૂરા આકાશને એકલાનેજ મૂકીને અલોપ થઈ જાય છે આકાશ કદી પરિવર્તિત થતુ નથી યાને બદ-લાતુ નથી, વાદળાજ માત્ર બદલાયા કરે છે પણ ભ્રમવશ બની આપણે મિથ્યા માની લઇએ છીએ કે, આકાશ બદલાય છે. તેવી રીતે આપણે અશુદ્ધ અતવાન અને જગતથી ભિન્ન છીએ એમ માની લેવામા પણ આપણે મહાન પ્રમાદ કરીએ છીએ વાસ્તવ પુરુષ યાને પ્રકૃત મનુષ્ય એ આ એક અખડ સત્તાસ્વરૂપજ છે

હવે બે પ્રશ્નો આ ઠેકાણે ઉપસ્થિત થાય છે. એક તો એ કે, અદ્વૈતજ્ઞાનનો સાક્ષાત્કાર કરવાનુ શક્ય છે કે?* અત્યારસુધીની એના વિષેની ચર્ચા તો એક સિદ્ધાત અથવા ફિલસુફીતરીકે થઇ, પણ એનો આ જીવનમા સાક્ષાત્કાર થવાનો સભવ છે ખરો કે? એના જવાબમા જણાવવાનુ કે "હા, સભવ છે, એટલુજ નહિ પણ સપૂર્ણ સભવ છે" સસારમા અત્યારે પણ એવા અનેક નરો જીવન છે કે જેમના સબધમા અજ્ઞાન અને માયા હમેશાને માટે ચાલ્યા ગયા હોય છે - એવા લોકો આ અદ્વૈતજ્ઞાનનો સાક્ષાત્કાર થતા શુ તરતજ મરી જાય છે? તો કે ના, જેટલુ જલદી આપણે ધારીએ છીએ તેટલા જલદી નહિ એક લાકડાની ધરીથી જોડાયેલા બે પૈડા એકનાથે એકસરખા વેગથી દોડતા હોય છે. તેમાના એક પૈડાને ઝાલીને ધરીને એક કુહાડીવડે ઝટ કાપી કાઢીશુ, તો પરિણામ શુ આવશે વારુ? તો કે જે પૈડુ પકડાયેલુ હશે તેનો વેગ તત્કાળ બધ પડી જશે, પણ બીજા પૈડાપર તેના ભૂતકાલીન

---

* આ હકીકત સોએ સો ટકા સાચી છે, અને જે કોઇ સાચો મુમુક્ષુ હોય તેને માટે એવાજ સાચા જીવનમુક્તના દર્શન અને સેવા સમાગમની અનિવાર્ય જરૂર ગીતાજીમા દર્શાવ્યા છે વળી મહાત્મા તુલસીદાસજીએ પણ નીચેના વચનથી એવા મહાત્માઓનુ અસ્તિત્વ દર્શાવ્યુ છે કે, "સકળ પદારથ હૈ જગમાહિ, કર્મહીન જન પાવત નાહિં" આમ છતા જો કોઈ એમ કહે કે આ કલિયુગમા ઈશસાક્ષાત્કાર થતો નથી, અથવા કોઇ સાચો સાધુ નથી, તો તેનુ કારણ તેની પોતાની પુણ્યહીનતા, મદ મુમુક્ષુતા, શોધખોળની પુરુષાર્થહીનતા, અજાણપણુ, મિથ્યાભિમાન કે આતરિક દ્વેષાદિરૂપ મલિનતા હોય છે.

વેગની કંઇક અસર કાયમ હોય છે તેથી થોડાક અંતર સુધી તે હજી દોડયો જશે અને પછી તે પણ ભૂમિપર પડી જશે તે મુજબ આ શુદ્ધ અને સંપૂર્ણ આત્મા પણ એક ચક્રવત્ હોઈ તે આ શરીર-મનની ભ્રાન્તિરૂપ બીજા ચક્ર સાથે કર્મરૂપી ધરીથી જોડાયેલું છે જ્ઞાનરૂપી કુહાડાથી એ બે ચક્રો વચ્ચેનું બંધન યાને કર્મબંધન છેદાઇ જતા આત્મારૂપી ચક્રની ગતિ બંધ પડશે અને તે પછી તે પોતે આવે છે ને જાય છે, જીવે છે ને મરે છે, એ સઘળા અજ્ઞાનના ભાવો અદૃશ્ય થઇ જાય છે તથા પ્રકૃતિની સાથે તેનું સાદૃશ્ય હોઇ તેને વાસનાઓ અને અપેક્ષાઓ છે એવા ખ્યાલ પણ ઉડી જાય છે, ત્યારે તેને પ્રતીત થાય છે કે, તે પોતે વાસનારહિત પૂર્ણ પુરુષ છે પરંતુ શરીર મનરૂપી બીજા પૈડાપર તેના પૂર્વ કાલીન કર્મની ગતિનો વેગ હજી કંઇક અંશે કાયમ હોય છે, તેથી એ વેગનું નિવારણ થતા લગી શરીર અને મન ટકે છે, અને તે પછીજ તેમનું પતન થઇ આત્મા સંપૂર્ણ મુક્ત બને છે પછી તેને માટે સ્વર્ગમા જવાનું ને ત્યાથી પાછા ફરવાનું તેમજ બ્રહ્મલોક કે એની બીજી કોઇ ઉચ્ચતમ ભૂમિકામા જવાપણું રહેતુંજ નથી કારણ એ સર્વવ્યાપીને આવવાનું ક્યાથી હોય અને જવાનું ક્યા હોય? જે મનુષ્ય આ જીવનમા આવી સ્થિતિની પ્રાપ્તિ થાય છે, અરે! જેની આ ળધી એક ક્ષણ માટે પણ સૃષ્ટિનું આ સામાન્ય દૃશ્ય પલટાઇ જઇ તેને સત્ય સત્તાની મહેજ ઝાખી માત્ર થાય છે, તે મનુષ્ય પણ જીવન્મુક્તતરીકે ઓળખાય છે એ જાતની 'જીવન્મુક્તાવસ્થા' પ્રાપ્ત કરવી એજ એક પરમ લક્ષ્ય વેદાન્તીઓનું છે

એક વાર હું હિંદી મહાસાગરના તીરપ્રાતસ્થ પશ્ચિમભારતના એક રણપ્રદેશમા ભ્રમણ કરી રહ્યો હતો દિવસોના દિવસો સુધી હું પગપાળો એ મરુભૂમિમા પ્રવાસ કરતો રહ્યો અને રોજ ને રોજ એ મરુભૂમિ સુંદર સરોવર, તેમની ચારે મેર શીતળ છાયાવાળા લીલાછમ તરવરો અને સરોવરના જળમા પડતા તેમના ઉંધા પ્રતિબિંબો નિહાળીને મને નવાઇ ઉપજતી, અને મનમા ને મનમા કહેતો કે "આવો ગળિયામણો પ્રદેશ, અને લોકો તેને મરુભૂમિ કહે છે, એ કેવું આશ્ચર્ય!" મારી એ મુસાફરી લગભગ એક મહિનો ચાલી, તેમા રોજ ને રોજ મને એવા સુંદર સરોવરો, ઘટાદાર વૃક્ષો અને મનમોહક લતાઓનો ભાસ થતોજ રહ્યો એક દહાડો મને ખૂબ તરસ લાગી અને તે છીપાવવા માટે જળપાન કરવાની તીવ્ર ઇચ્છા ઉત્પન્ન થઇ એટલે હું આમાના એકાદ સુંદર સરોવરની દિશામા ચાલવા લાગ્યો, પણ હું જેમ જેમ તેની પાસે જતો ગયો, તેમ તેમ તે અદૃશ્ય થવા માડયું આની સાથેજ મારા મનમા વિદ્યુતવેગે એ ખ્યાલનું સ્ફૂરણ થયું કે 'આ તો ઝાંઝવાનું નીર છે, કે જેને વિષે મે આખી જીંદગી વાચ્યા કર્યું છે' અને

તેની સાથે એ પણ ખ્યાલ આવી ચૂકયો કે, એ આખો મહીનો હું નિત્ય આ ઝાંઝવાજ નીરખતો હતો, છતાં તેમને હું યથાર્થ ઓળખી શક્યો ન હતો બીજે દહાડે પાછો મેં મારો પ્રવાસ આરંભ્યો, તેની સાથે ફરી મને સરોવરનું સુંદર દૃશ્ય દેખાયું, પણ તે દેખાતાની સાથેજ મારા મગજમાં એ પણ સ્પષ્ટ ખ્યાલ આવ્યો કે, એ સાચું સરોવર નથી દેખાતું પણ ઝાંઝવું માત્ર છે આ જગતની બાબતમાં પણ એવુંજ છે આપણે બધાજ સંસારના આ ઝાંઝવાની અંદર દિવસોના દિવસો, માસના માસ અને વર્ષોના વર્ષ મુસાફરી કર્યા કરીએ છીએ, છતાં તે ઝાંઝવા જેવું મિથ્યા છે એવું જ્ઞાન આપણને થતું નથી, પરંતુ એક દહાડો તેનો ભેદ આપણને સમજાશે પણ તે ફરીને પાછું દેખાશે, કારણ કે શરીરને તેના પૂર્વકર્મની સત્તાતળે રહ્યા વગર છૂટકો નથી તેથી જ્યાંલગી આપણે કર્મના બંધનથી બંધાયલા છીએ, ત્યાંલગી તો આ સંસારરૂપી ઝાંઝવા આપણને વારંવાર દેખાયાજ કરવાના સ્ત્રી, પુરુષ, પશુ, વૃક્ષ, વેના, આસક્તિઓ અને કર્તવ્યો-એ વગેરે બધુંજ આપણી પાસે આવવાનું, પણ તેમનો પ્રભાવ આપણાપર પહેલા જેવો કડક નહિ હોય આ નૂતન જ્ઞાનના પ્રભાવથી કર્મની શક્તિ ક્ષીણ થતી હશે અને આખરે તેના વિપદંત તદ્દન ભાગીને ભૂકો થઇ જશે, એટલે પછી જગત આપણે માટે છેકજ બદલાઇ જશે કેમકે એ કર્મબંધન તૂટતાંજ આપણને ભાન થશે કે, જગતને હવેજ આપણે તેના વાસ્તવ રૂપમાં જોઇએ છીએ, અને તેની સાથેજ સત્ય અને ઝાંઝવા વચ્ચેનો ભેદ પણ સંપૂર્ણ સમજાઇ રહેશે

પછી આ દુનિયા આપણે માટે પૂર્વવત્ નહિ રહે, તથાપિ આ જાતના જ્ઞાનસાધનમાં એક ભીતિ રહેલી છે પ્રત્યેક દેશમાં આ વેદાંતદર્શનનો મત ઉચકી લઈ એમ કહેનારા મળી આવે છે કે "અમે સદ્‌ગુણદુર્ગુણથી યાને ધર્માધર્મથી પર છીએ, તેથી કોઈ પણ નૈતિક કાયદાનું બંધન અમને હોઇ શકે નહિ, અમે ચાહીએ તે કરી શકીએ" આ દેશમાં પણ અત્યારે એવા અનેક મૂર્ખો મળી આવશે કે જેઓ કહેતા ફરતા હશે કે "મને કશુંજ બંધનકર્તા નથી, હું સ્વયં ઈશ્વર છું, તેથી મને મારે ફાવે તે કરવાની છૂટ છે, હું મોજમાં આવશે તેમ વર્તીશ" પરંતુ એ વાત બરાબર નથી આત્મા ભૌતિક, માનસિક કિંવા નૈતિક સર્વ જાતના બંધનોથી પર છે, તથાપિ આ જાતનું વલણ યોગ્ય નથી કારણ કે શરીરભાવે તો આપણે બધાજ પ્રકૃતિના નિયમોથી બદ્ધ છીએ શરીરભાવે આપણે પ્રકૃતિને વશ વર્તનારા યંત્રો છીએ, સ્વતંત્ર નથી તો પછી આપણો સ્વાતંત્ર્ય અથવા મુક્તસ્વભાવનો ખ્યાલ શું ભ્રમભરેલો છે? આ સંબંધમાં એક પક્ષ કહે છે કે "હા, આપણે મુક્ત

છીએ એ ખ્યાલ ભ્રમાત્મક છે" ત્યારે બન્ને પક્ષ કહે છે કે "આપણે બદ્ધ છીએ એ ખ્યાલ ભ્રમજનક છે" આ દ્વૈધાભાવ ઉત્પન્ન થવાનું કારણ શું છે તે જુઓ. મનુષ્ય વાસ્તવિક રીતે જોતા આત્મભાવે તો મુક્ત છે, યને વાસ્તવ પુરુષની સ્થિતિ મુક્ત વગર અન્ય કશી હોઈ શકેજ નહિ, પરંતુ જેવો તે માયાના જગતમા આવે છે અને નામરૂપને પ્રાપ્ત થાય છે, તેવોજ તે બંધનને પણ પ્રાપ્ત થઈ જાય છે. "સ્વતંત્ર ઈચ્છા" જેવો શબ્દપ્રયોગજ ભૂલભરેલો છે. ઈચ્છા કદાપિ સ્વાધીન કે સ્વતંત્ર હોઈ શકેજ નહિ કેમકે વાસ્તવ પુરુષ માયા અથવા નામરૂપથી બદ્ધ થાય છે ત્યારેજ તેને ઈચ્છા પ્રગટે છે, તે પહેલાં નહિજ. આ રીતે મનુષ્યની ઈચ્છા બંધનયુક્ત છે, પણ એ ઈચ્છાના પાયારૂપ જે કંઈ છે, તે તો સદાને માટે મુક્તજ છે. તેથી આ બદ્ધાવસ્થાની અંદર પણ—આ મનુષ્યજીવનરૂપી કે દેવજીવનરૂપી, આ પૃથ્વીપરના વાસરૂપી કે સ્વર્ગનિવાસરૂપી બંધનની અંદર પણ આપણને આપણા એ જન્મસિદ્ધ દિવ્ય હક્ક યાને મુક્ત સ્વભાવનું સ્મરણ કાયમ રહે છે. અને જાણપૂર્વક કે અજાણતા પણ આપણે એ જન્મસિદ્ધ દિવ્ય હક્કને પ્રાપ્ત કરવા મથી રહ્યા છીએ. એ જન્મસિદ્ધ દિવ્ય હક્કની મનુષ્યને જ્યારે સંપૂર્ણ પ્રાપ્તિ થઈ જાય, ત્યારે પછી તેને કોઈ પણ કાયદાકાનુન બંધનકર્તા કેવી રીતે નીવડી શકે? જગતનો કોઈ પણ કાનુન તેને બાંધી રાકવા સમર્થ નથી, કેમકે આ જગત સમસ્ત તેનું પોતાનુંજ છે.

તે પોતેજ સમગ્ર જગત છે. એવા મુક્તાત્માના સંબંધમાં ચાહો તો એમ કહી શકીએ કે, તેજ અખિલ બ્રહ્માંડરૂપ છે; અગર તો એમ કહી શકીએ કે, તેને માટે બ્રહ્માંડ જેવું કંઈ છેજ નહિ. તો પછી તેને લિંગભેદ અને દેશભેદાદિ ક્ષુદ્ર ખ્યાલો તો હોયજ શેના? તે કહીજ શી રીતે શકે કે હું પુરુષ છું, સ્ત્રી છું કે બાળક છું? એને માટે એમ કહેવું તદ્દન જૂઠાણું છે, અને એ વાત એ સારી પેઠે સમજે છે. વળી એવો મનુષ્ય એમ પણ શી રીતે કહી શકે કે, અમુક હક્કો તો પુરુષોના છે અને અમુક સ્ત્રીઓના? એની દૃષ્ટિએ તો વસ્તુતઃ કોઈને કશાજ હક્કો હોઈ શકતા નથી, કેમકે કોઈનું ભિન્ન અસ્તિત્વજ એને માટે રહેતું નથી. પુરુષ કે સ્ત્રીના ભેદ પણ એને હોય નહિ, કેમકે એનું સ્વરૂપ જે આત્મા તે કેવળ લિંગભેદરહિત હોઈ શાશ્વત શુદ્ધ છે. તેથી હું પુરુષ છું કે સ્ત્રી છું, યા હું અમુક દેશનો વતની છું અને અમુકનો નથી, એમ કહેવું એ હડહડતું જૂઠાણું છે. વસ્તુતઃ તો સમગ્ર સંસાર મારો દેશ છે. સારુંય બ્રહ્માંડ મારું પોતાનું છે, કારણકે દેહરૂપે મેં તેનેજ પહેરેલું છે. સત્ય વાત આવી છે, છતાં આ સમાજમાં અનેક લોકો એવા મળી આવે છે, કે જેઓ આ વેદાંતસિદ્ધાંતોનું પ્રતિપાદન

કરવાને જ્યારે જુઓ ત્યારે તત્પર રહે છે; પણ તેની સાથે તેજ ઘડીએ ગંદાં અને ગલીચ કાર્યો કરતા અચકાતા નથી. એવાને કદાચ આપણે પૂછીશું કે "ભાઈ! તમે કેમ આવા ગંદાં કામમા પડો છો?" તો હાજરજવાબ ઉત્તર દેશે કે "અમારે હાથે કંઈ મલિન કાર્ય કે ખોટું થાય એમ માનવામાજ તમે ભ્રમવશ બન્યા છો." ત્યારે આવા પાખંડીઓને પારખી કાઢવાની કોઈ કસોટી છે કે નહિ? હા, આ રહી તે કસોટી.

સત્ અને અસત્ બન્ને ભાવો જો કે આત્માનાજ માર્મિક આવિષ્કારો છે, તથાપિ અસદ્ભાવ એ વાસ્તવ પુરુષ અથવા આત્માનું સૌથી ઉપરનું આવરણ છે, અને સદ્ભાવ એ આત્માનું નિકટમા નિકટ આવરણ છે આથી કરી જ્યાસુધી સૌથી ઉપરનું અસદ્ભાવનું આવરણ છેદાય નહિ, ત્યાસુધી સદ્ભાવના આવરણને મનુષ્યથી પહોચી શકાતું નથી, અને એ સદસત્ બન્ને આવરણોને ભેદ્યા વગર આત્માને પ્રાપ્ત થઈ શકાતું નથી. હવે જે નર આ આત્માને પામી ચૂક્યો-હોય તેના આત્માને- બાકી વળગી રહ્યુ હોય તો તે શું હોય? તો કે અલ્પ કર્મ, ગત જીવનના કર્મની સહેજસાજ અસર, પણ તે બધીજ અસર સત્કર્મનીજ હોય છે. કેમકે અસત્ કર્મોની અસર સંપૂર્ણરીતે ખતમ થાય નહિ અને ભૂત સમયની સમગ્ર અશુદ્ધિઓ બળીને ભસ્મસાત થઇ જાય નહિ, ત્યાસુધી મનુષ્ય સત્યને જુએ અને તેનો સાક્ષાત્કાર પામે એ કેવળ અશક્ય છે. તેથી કરી આત્મજ્ઞાન પામેલા મનુષ્યની અંદર ભૂતજીવનના સારા સંસ્કારોનીજ અમર અવશિષ્ટ રહે છે; તેથી એવો મનુષ્ય કોઇ જીવતોજ હોય અને સતત કાર્ય કર્યા જતો હોય, તોપણ તેને હાથે નિરંતર સારાજ કર્મો થયા કરવાના; તેને મુખેથી આશીર્વચનોજ નીકળવાના; તેના મનમા હમેશા શુભ વિચારોજ સુઝવાના; અને તેની હાજરી જ્યા ત્યા શુભકારીજ નીવડવાની- અર્થાત્ એવો માણસ પંડેજ જીવતો જાગતો આશીર્વાદ છે. એવો માણસ પોતાની નરી હાજરીથી એકે શબ્દ ઉચ્ચાર્યા વગર, દુર્જનોને સંતસાધુઓની કોટિમા આણી શકે છે એવો માણસ મૌન વ્રત સેવતો હશે, તોપણ તેની માત્ર હાજરી પણ માનવજાતિને આશીર્વાદ સમાન શુભકારી નીવડશે. આવા સાચા જ્ઞાની માણસોને હાથે કદાપિ અશુભ કાર્ય થાય ખરૂ કે? સાચા સાક્ષાત્કાર અને મિથ્યા વાતો વચ્ચે ઉત્તરધ્રુવ અને દક્ષિણધ્રુવ જેટલુ અંતર રહેલું છે. વાતો તો કોઇ પણ મૂર્ખો કરી શકે, ડફાસ તો કોઇ બદમાસ પણ હાકી શકે પોપટો પણ ક્યા બોલતા નથી? અર્થાત્ વાતો કરવી એક વાત છે, અને સાચો સાક્ષાત્કાર સાધવો એ બીજી વાત છે. તત્ત્વજ્ઞાનો, સિદ્ધાંતો, ધર્મચર્ચાઓ અને શાસ્ત્રો, તેમજ

દેશસ્થાનો અને નકશા વિગેરે સઘળાં પોતપોતાની રીતે સાચાં છે, ખોટાં નથી પણ આ મને સાક્ષાત્કાર સિદ્ધ થતાં જ તે બધાંય નિરર્થક થઈ પડે છે. ઉદાહરણતરીકે, નકશાઓને કેટલું આગળ કે નિરુપયોગી કહી શકે તેમ છે? નકશાઓ અલબત્ત સારી ને ઉપયોગી ચીજ છે, પણ અમુક એક દેશ સ્વનજરે નિહાળ્યા પછી તે દેશના નકશાપર દૃષ્ટિપાત કરશો તો તમને એ નકશા અને ખરા દેશ વચ્ચે કેટલો બધો વિશાળ અંતર જણાશે? અર્થાત્ તે દેશનું વર્ણન કરતી વખતે તમને પોતાને માટે નકશાની કશીજ આવશ્યકતા રહેતી નથી. તેવીજ રીતે જેમણે એ પરમ સત્યનો સાક્ષાત્કાર કર્યો હોય છે, તેમને એ સત્યને સમજવા માટે ન્યાય, યુક્તિ, તર્ક-વિતર્ક વગેરે બૌદ્ધિક વ્યાયામનો આશરો લેવાની જરૂર રહેતી નથી. કારણ કે તેમને માટે તો એ પરમ સત્યજ તેમના પ્રાણ થઈ રહ્યું હોય છે, તેમના અણુએ અણુમાં એ પરમ સત્યનો પ્રવાહ અખંડિત વહેતો હોય છે. એમના સંબંધમાં તો વેદાંતાચાર્યો કહે છે તેમ–'એ સત્ય હસ્તામલકવત્ થઈ રહે છે અને તમે ઉભા થઈને 'આ રહ્યું તે' એમ કહો એટલીજ વાર છે.' તેથી આ કથન મુજબ તો જેમને એ પરમ સત્યનો સાક્ષાત્કાર થયા હોય છે, તે તો ઝટ દઈને ઉભા થશે અને કહેશે કે 'આ રહ્યો તે આત્મા.' એવા સિદ્ધ પુરુષોની આગળ તમે વર્ષોના વર્ષો આત્માના અસ્તિત્વ વિરુદ્ધ દલીલો કર્યા કરશો તોપણ તે મૂકભાવે તમારા તરફ હસ્યાજ કરશે અને તમારી ગમે તેવી આકરી દલીલોને પણ તેઓ બાળકના બકવાદરૂપ લેખશે અને તેથીજ તમારા જેવા અજ્ઞાની બાળકને તેના પોતાના રંજન માટે બકવા દઈ પોતે મૂક હાસ્ય કર્યા કરશે. તમારી દલીલો તેમને લાગુ પડતી નથી, કેમકે જે સત્યની વિરુદ્ધ તમે દલીલો કરો છો તે સત્યનો તેમણે જાતે સાક્ષાત્કાર કરેલો છે. એટલુંજ નહિ પણ તે સત્ય તેમના અંતરમાં ઘટઘટ વ્યાપી રહેલ છે. ધારો કે, અમુક એક દેશ તમે તમારી જાતે નીરખ્યો છે. હવે, તેજ દેશના સંબંધમાં કોઈ બીજો શખ્સ આવીને તમારી આગળ દલીલ કરે કે એવા કોઈ દેશનું પૃથ્વીના પડપર અસ્તિત્વજ નથી, તો તમે તેને કેવો ગણશો? એ દેશનું અસ્તિત્વ અસિદ્ધ કરવાની એ શખ્સ અનંત કાળ લગી માથાકૂટ કર્યા કરે, તોપણ તેના પ્રત્યેનું તમારૂં વલણ તો એજ કાયમ રહેવાનું કે તે શખ્સ કોઈ ભેજાગેપ હોઈ ગાંડાની હૉસ્પિટલનો મહેમાન બનવાને લાયક છે. તેથી સાક્ષાત્કાર પામેલો માણસ કહે છે કે–'સંસારમાં થતી આ ક્ષુદ્ર ધર્મપંથો વિષેની તમામ વાતો, મિથ્યા બકવાદ માત્ર છે. ધર્મનું સાચું સત્ત્વ તો સાક્ષાત્કાર છે. સાક્ષાત્કાર એજ સર્વ ધર્મનો પ્રાણ છે.' આ સૂત્ર મુજબ ધર્મમાત્રનો સાક્ષાત્કાર થઈ

શકે છે. તેમ કરવા તમારી તૈયારી છે? તમારે તેમ કરવું છે? ઇચ્છા હશે તો એ સાક્ષાત્કારને તમે અવશ્ય પ્રાપ્ત કરી શકશો, અને ત્યારેજ તમે ખરા ધાર્મિક બનશો. બાકી જ્યાંસુધી તમને એ ધર્મનો સાક્ષાત્કાર સિદ્ધ થયો નથી, ત્યાંસુધી તો ધર્મને નહિ માનવાવાળા નાસ્તિકો અને તમારી વચ્ચે કિંચિત્ અંતર નથી. ઉલટા નાસ્તિકો સાચામોલા અને પ્રમાણિક છે કે પોતે સ્વમુખે કબૂલ કરી દે છે કે, પોતે કોઈ ધર્મમાં માનતા નથી, પણ જે માણસ પોતાને મોઢે કહેતો ફરતો હોય કે પોતે અમુક અમુક ધર્મનો અનુયાયી છે, અને છતાં તે ધર્મનો સાક્ષાત્કાર પામવાની કદાપિ ચેષ્ટા કરતો ન હોય, તે ઢોંગી અને અપ્રમાણિક છે.

હવે બીજો જે પ્રશ્ન ઉભો થાય છે તે એ કે, "સાક્ષાત્કાર પછી શું થાય છે? ધારો કે, જગતના એકત્વનો આપણને સાક્ષાત્કાર થયો, યાને આપણે તે એકમાત્ર અનંત પુરુષ છીએ એવું આપણને પ્રતીત થયું, અને વારો કે, આત્માનુંજ એકમાત્ર અસ્તિત્વ છે અને તે આત્માજ જગતના વિવિધ ચમત્કારરૂપે પ્રકાશમાન થાય છે એની પણ આપણને ખાત્રી થઇ ચૂકી, તો તે પછી આપણી શી ગતિ થાય છે? સાક્ષાત્કાર પછી શું આપણે નિશ્ચેષ્ટ બની કંઇ કર્યા કાર્યા વગર એક ખૂણામાં ભરાઇ બેસીશું ને ત્યાંના ત્યાં મગ્ન જઇશું? જો એમજ થવાનું હોય, તો તેથી જગતને શો ફાયદો?" એનો એ જૂનો પ્રશ્ન! એનું સમાધાન કરતાં પ્રથમ તો હું તમને એજ પૂછીશ કે "સંસારને એનાથી શામાટે ફાયદો થવો જોઇએ? સંસારને એણે ફાયદો કરવોજ જોઇએ એવું કંઇ કારણ? તેથી 'સંસારને એથી શું ફાયદો થશે' એ પ્રશ્ન પૂછવાનો કોઇને હક્કજ શો છે? એ પ્રશ્ન શેના જેવો છે? તો કે ધારો કે, તમે વિદ્યુતને લગતી કોઈ શોધખોળમાં મગ્ન બન્યા હો તેવખતે તમારો એક બાળક કે જેને મિઠાઈ બહુ ભાવે છે, તે આવીને તમને સવાલ કરે કે 'એથી શું મિઠાઇ મળશે?" તમે કહો કે "ના" એટલે તે બાળક બોલી ઉઠે કે "ત્યારે એથી શું ફાયદો?" બાળકનો આ પ્રશ્ન જેમ બેહુદો ને નિરર્થક છે, તેમ સાક્ષાત્કારની બાબતમાં મનુષ્યોને ઉપયો પ્રશ્ન પણ નિરર્થક છે. આ પ્રશ્નથી લોકો એ જાણવા માગે છે કે "એથી અમને કંઇ અર્થપ્રાપ્તિ થશે?" "ના" કહેતામાંજ તેઓ બમણી ઉઠે છે કે "ત્યારે એથી જગતને શો લાભ?" તથાપિ ધાર્મિક સાક્ષાત્કારથી મનુષ્ય ધારે છે તેવી અર્થપ્રાપ્તિ તો નહિ, પણ જગતનું સર્વથા કલ્યાણજ થાય છે. પરંતુ લોકોને ભય રહે છે કે, એ સાક્ષાત્કારની અવસ્થા જો સિદ્ધ થાય અને બ્રહ્માંડભરમાં સઘળું એકમય છે એવું જ્ઞાન પ્રકટે, તો પછી તેમના પ્રેમના ઝરા સૂકાઇ જશે, જીંદગીમાં પ્રિય લાગતું સર્વ કંઇ

હતું ન હતું થઈ જશે, અને તેમનાં સઘળાં પ્રેમપાત્રો આ જીંદગીમાં તેમ અન્ય જીંદગીમાં પણ અદૃશ્ય થઈ જશે; પણ આમ ભયભીત બનતાં પહેલાં, લોકો એટલું વિચારવા સરખા નથી થોભતા કે જગતના સ્થૂળ વ્યવહારની અંદર પણ જે શખ્સો પોતાના વ્યક્તિત્વનો ઓછામાં ઓછો વિચાર કરનારા હોય છે, તે આજે મોટામાં મોટાં કામ કરનારા નીવડે છે. મનુષ્યનો યથાર્થ પ્રેમ ત્યારેજ બંધાય છે, કે જ્યારે તેની પ્રેમપાત્ર વસ્તુ કોઈ ક્ષુદ્ર કે મર્ત્ય વસ્તુ નથી, એવી તેની ખાત્રી થાય છે. મનુષ્યનો ખરો પ્રેમ ત્યારેજ ઉદય પામે છે, કે જ્યારે તેની પ્રતીતિ થાય છે કે, તેના પ્રેમનું પાત્ર માટીનું એક ઢેફું નથી, પણ ભગવાન પોતે છે. પોતાનો સ્વામી સાક્ષાત્ બ્રહ્મસ્વરૂપ છે, એવી ખબર થયા પછી તો એક સ્ત્રી પોતાના પતિને વધારે ભાવથી ચાહવા માંડશે. તેમ પોતાની પત્ની સાક્ષાત્ બ્રહ્મસ્વરૂપ છે એવી ખાત્રી થતાં એક પતિ પોતાની પત્નીને વધારે ચાહતો થશે. બાળકો સ્વયં પ્રભુ છે એ જાણનારી માતા પોતાનાં બાળકોને અધિક પ્રેમથી ચાહશે. શત્રુ પણ સાક્ષાત્ પરબ્રહ્મ છે, એવા જ્ઞાનવાળો મનુષ્ય પોતાના કટ્ટરના દુશ્મનને પણ ચાહવા લાગશે. સાધુને પરબ્રહ્મરૂપી પિછાણનારો સાધુને તો ચાહશેજ ચાહશે, પણ તેની સાથે તેજ મનુષ્ય એક દુર્જનમાં દુર્જન મનુષ્યને પણ તેટલાજ પ્રેમથી ચાહશે કેમકે સાક્ષાત્કારથી તેને જ્ઞાન થયું હોય છે કે, એ દુર્જનમાં દુર્જનની પાછળ રહેલું તત્ત્વ પણ તેનું તેજ છે, યાને પરબ્રહ્મ છે. જેનું ક્ષુદ્ર અહં નષ્ટપ્રાય થઈ જઈ તેને ઠેકાણે સાક્ષાત્ પ્રભુ બિરાજે છે, તે માણસ જગતને આંગળીને ટેરવે નચાવી શકે છે. સાક્ષાત્કાર થયા પછી સારૂંય જગત તેને માટે પલટાઈ જશે. અત્યારે જે ક્લેશમય અને કષ્ટપ્રદ લાગતું હશે, તે તમામ અદૃષ્ટ બની જશે, ખટપટો અને જીવનની કશાકૂટો પણ બધી ક્યાંની ક્યાં જતી રહેશે અને આ જગત અત્યારે જે પરસ્પર અથડામણ અને લડાઈના ક્ષેત્રરૂપ કેદખાનું ભાસે છે, તે ત્યારે એક સુમનોહર ક્રીડાંગણરૂપ પ્રતીત થશે. ખચિત આ જગત તે વારે અતિરમ્ય સુરમ્ય બની રહેશે. કેવળ એવાજ એક મનુષ્યને ઉભા થઈને કહેવાનો અધિકાર છે કે "આ જગત કેવું રમ્ય છે!" તે સર્વથા સારૂં છે એમ કહેવાનો પણ તેને એકલાનેજ અધિકાર છે. પરસ્પરના સંઘર્ષણ અને સંગ્રામની સ્થિતિમાં અત્યારે જગત જે ચાલ્યા કરે છે, તેને બદલે એ પરમ સત્યના અલ્પાંશનો પણ મનુષ્યજાતિને જો સાક્ષાત્કાર થાય તો આ જગતનું અસારનું દૃશ્યજ માત્ર પલટાઈ જાય અને અત્યારે પ્રવર્તી રહેલા કજીઆકંકાસ, ટંટાબખેડા અને લોહીના નદ વહેવડાવનારા સંગ્રામોને બદલે શાંતિનું સામ્રાજ્ય પ્રવર્તે સાચા સાક્ષાત્કારથી જગતને મળવાનો

આ કાયદો કંઇ ઓછા ન કહેવાય એ પરમ સત્યનો અલ્પ સાક્ષાત્કાર થતામાંજ જગતની અંદર અત્યારે ઠેકઠેકાણે એકબીજાની આગળ વધી જવાની જે અસભ્ય અને પાશવિક હરિફાઇ ચાલી રહેલી છે, તેનો અંત આવી જશે અને એ દુષ્ટ હરિફાઇના અંતની સાથેજ સઘળા વિખવાદ, સઘળા વેરઝેર અને સઘળી ઈર્ષ્યા-અસૂયા વગેરે તમામ દુષ્ટતાનો સદાને માટે લોપ થઇ જશે એમ થતાં આ ભૂમિ સાક્ષાત્ દેવોનું નિવાસસ્થાન થઇ રહેશે આની આજ પૃથ્વી તે વેળા દેવભૂમિ બની જશે, અને જ્યાં દેવો સાથે દેવો ક્રીડાવિનોદ કરતા હોય, દેવો સાથે દેવો પ્રેમ કરતા હોય અને દેવો દેવોને ચાહતા હોય, ત્યાં કયી દુષ્ટતાની ને કયા અનર્થની મગદૂર છે કે દેખા સુદ્ધાં દઇ શકે? દિવ્ય સાક્ષાત્કારની આ મોટામાં મોટી ઉપયોગિતા છે અત્યારે તમે જે કંઈ જુઓ છો, તે સઘળાનું સાક્ષાત્કાર પછી સાવ રૂપાંતર થઇ જશે પછી તમે સામા મનુષ્યને આપત્તિરૂપ કદાપિ નહિ લખો, અને એ કાયદો અગ્રગણ્ય છે તે પછી તમે ભૂનને વશ થનાર કોઇ કંગાળ સ્ત્રી કે પુરુષપ્રત્યે કદાપિ નસ્કોરાં ચઢાવીને મો નહિ મરડો અને પછી ઓ સન્નારીઓ! તમે પણ રાતને વખતે રસ્તામાં ભટકતી ફરનાર યાને વંઠેલ સ્ત્રીને જોઇને હેમનાઇ નહિ જાઓ, અને તેને હડધૂત કરી કાઢી નહિ મૂકો, કારણ કે એની અંદર પણ તમને સ્વયં પરબ્રહ્મના દર્શન થશે અને તે પછી તમને તિરસ્કાર કે સજાનો ખ્યાલ પણ નહિ રહે એ બધુંજ નષ્ટભ્રષ્ટ થઇ જશે અને તેને સ્થાને પ્રેમનો એ મહાન આદર્શ એટલો બધો બળવત્તર બનશે કે મનુષ્યજાતિને સન્માર્ગે દોરવામાટે ચાબખાની કે દોરડાની જરૂર સરખી નહિ રહે

આ જગતની મનુષ્યવસ્તીનો દશલાખમો ભાગ પણ થોડીક ક્ષણ બેસીને શાંતચિત્તે માત્ર એટલુંજ કહે કે "અરે ઓ માનવગણ! અરે ઓ પશુગણ! અને અન્ય સર્વ જાતિના જીવો! તમે બધાજ ઈશ્વર છો, તમે બધાજ એકમાત્ર જીવંત દેવ પ્રભુના વ્યક્ત સ્વરૂપ છો"—તો અર્ધા કલાકમાંજ આ સમસ્ત જગતનું રૂપાંતર થઇ જાય તો પછી તિરસ્કાર અને દ્વેષના જીવલેણ બોમ્બગોળા જ્યાં ત્યાં ફેંકવાને બદલે, અને વેરઝેર તથા દુષ્ટ વિચારોના વિદ્યુતપ્રવાહ જ્યાં ત્યાં વહેવડાવવાને બદલે દરેક દેશના લોકો એમજ વિચારતા થઇ જશે કે, સર્વ એકમય છે યાને સકળ એક અદ્વિતીય બ્રહ્મ છે તમારા જોવામાં અને અનુભવમાં આવતું સર્વ કંઈ તદ્રૂપ છે તમારામાં પાપ કે દુષ્ટતા હોયા વગર તમને પાપ કે દુષ્ટતાના દર્શન થાયજ કેવી રીતે? તમારા હૃદયમાં ઉંડે ઉંડે પણ ચોરની ઉપસ્થિતિ હોવા વગર તમને ચોરના દિદાર દેખાયજ ક્યાંથી? અને તમે જાતે ખુની હોયા વગર ખુનીને તમે જોઈજ શકો કેવી રીતે? કેવળ અસંભવિત માટે જાતે ભલા

થાઓ, એટલે ખૂરાઇ માત્ર તમારે માટે આપોઆપ અદૃશ્ય થયેલી જણાશે. એ રીતે આખાય જગતનું પરિવર્તન થઇ જશે. સમાજને આ મોટામા મોટો લાભ છે. આ ઉન્નત વિચારો પ્રાચીન ભારતવર્ષમા વિશિષ્ટ વ્યક્તિઓમાજ પ્રસર્યા હતા. ગુરુઓની સ્વાર્થપરાયણ નિષેધક વૃત્તિને લીધે તથા વિદેશી જનોના વિજયોને પરિણામે સામાન્ય જનસમાજમા એ વિચારોનો ફેલાવો થઇ શક્યો નહિ; તથાપિ એ મહાન સત્યો હોઇ જ્યાં જ્યાં એમનું આચરણ થાય છે, ત્યા ત્યા મનુષ્ય મનુષ્ય મટીને દિવ્યાત્મા બને છે. એવાજ એક દિવ્ય પુરુષના સંસર્ગમાત્રથી મારું આખું જીવન પલટાઇ જવા પામ્યુ છે એ દિવ્ય પુરુષવિષે હું તમને આવતે રવિવારે કહેવાનો છુ. હવે એવો વખત નજદીક આવે છે કે જ્યારે એ ઉન્નત વિચારોનો દુનિયાભરમા છૂટથી ફેલાવો થશે હવે એ વિચારો મઠ અને આશ્રમોમા ગોંધાઇ રહેવાને બદલે, વિદ્વાનોજ સમજી શકે તેવા દર્શનશાસ્ત્રોના પોથાથોથામા પૂરાઇ રહેવાને બદલે અને ધર્મપથો તથા થોડાક વિદ્વાનોનાજ અબાધિત મિલ્કત થઇ રહેવાને બદલે, જગતભરમા મોકળે હાથે ફેલાવો પામશે અને સાધુજન તેમજ દુર્જન, પુણ્યવાન તેમજ પાપી, પુરુષ કે સ્ત્રી તેમજ બાળક, ભણેલા તેમજ અભણ-સર્વની એકસરખી સામાન્ય મિલ્કત થઇ રહેશે. ત્યારેજ દુનિયાભરનુ વાતાવરણ તેનાથી ઓતપ્રોત થશે, અને ત્યારેજ પ્રત્યેક શ્વાસનો ઘુંટડો આપણે ઘુંટીશું. તે પોતાના પ્રત્યેક ઉચ્છ્વાસ સાથે કહેશે કે-"तत्त्वमसि યાને તુ તે છે." અને લક્ષાવધિ સૂર્યચંદ્રસમેતનુ આ જગત, વાચાવાળા પ્રત્યેક પદાર્થવાટે એક-અવાજે ગાજી ઉઠશે કે "तत्त्वमसि, तत्त्वमसि-તું તે છે, તું તે છે." -





# १६–व्यावहारिक वेदांत–भाग १ लो*



વેદાંતનું તત્ત્વજ્ઞાન વ્યાવહારિક જીવનમાં કેટલું ઉપયોગમાં આવી શકે છે, તેના વિષે કંઈક બોલવા માટે અને ઘણા સજ્જનો તરફથી કહેવામાં આવ્યું છે. એક સિદ્ધાંતતરીકે એ જ્ઞાન ખરેખર બહુ સારૂં છે, એ તો હું તમને અગાઉ કહીજ ગયો છું. પણ એ જ્ઞાનને વ્યવહારમાં ઉતારવાનું જો છેકજ અસંભવિત હોય, તો તો પછી બૌદ્ધિક વ્યાયામ કે બૌદ્ધિક કૌશલ્યસિવાય કાંઇ પણ વિશેષતા એમાં રહેતી નથી. તેથી વેદાંતને જો ધર્માસનનો અધિકાર હોય, તો તો તે વ્યાવહારિક જીવનમાં અત્યંત ઉપયોગી હોવું જોઇએ. આપણા નિત્યજીવનની પ્રત્યેક બાબતમાં તેનું વર્તન કરવામાં આપણે શક્તિમાન નીવડવા જોઇએ; એટલુંજ નહિ પણ ધર્મ અને સાંસારિક જીવન વચ્ચેનો મિથ્યા ને કૃત્રિમ તફાવત દૂર થવો જોઇએ. કારણ કે વેદાંત તો આપણને સર્વત્ર એકતા–અભેદનોજ ઉપદેશ આપે છે. ધર્મના આદર્શો આપણા જીવનના આખાય ક્ષેત્રપર પથરાઈ જવા જોઇએ, એટલુંજ નહિ પણ આપણા સર્વ પ્રકારના વિચારોમાં તેમનો પ્રવેશ થઈ વધુ ને વધુ પ્રમાણમાં વર્તનમાં મૂકાવા જોઇએ. વ્યાવહારિક જીવનમાં વેદાંતનો કેટલો ને કેવો પ્રભાવ છે, તે વિષયપર હું ક્રમે ક્રમે આવીશ; પણ આ વ્યાખ્યાનોની પરંપરા ભવિષ્યનાં વ્યાખ્યાનોના પાયારૂપ થનાર હોવાથી, પ્રથમ તો આપણે સિદ્ધાંતોનીજ ચર્ચા કરીશું, અને એ સિદ્ધાંતો ગિરિકંદરા અને નિર્જન અરણ્યોમા ઉત્પન્ન થઈ ત્યાંથી નગરો અને શહેરોના કોલાહલપૂર્ણ માર્ગોમાં કેવી રીતે આચારમાં મૂકાયા, તે સમજી લેવા પ્રયત્ન કરીશું. વળી આ સિદ્ધાંતોની બાબતમા એક વિશેષતા તો આપણને એ જણાય છે કે, તેમાંના ઘણાખરા સિદ્ધાંતો નિર્જન અરણ્યવાસના ફળરૂપ નહિ હોઇ, જે વ્યક્તિઓને સંસારની અંદર આપણે વધારેમાં વધારે કાર્યગ્રસ્ત જીવન વ્યતીત કરનારતરીકે લેખીએ, તેવા સિંહાસનારૂઢ રાજ્યકર્તાઓનાં ભેજાંના ફળરૂપ છે. અર્થાત્ કે એ સિદ્ધાંતોમાંના ઘણાખરાના ઉત્પાદક અરણ્યવાસી ઋષિમુનિઓ નથી, પણ સામ્રાજ્યની બહુવિધ જંજાળમા ફસાયલા સમ્રાટો છે.

* લંડન તા. ૧૦, નવેમ્બર ૧૯૯૯

આરણિ નામના એક વાનપ્રસ્થ ઋષિને શ્વેતકેતુ નામનો પુત્ર હતો. તે અરણ્યમા રહી ઉછર્યો હતો એક દહાડો તે પાચાલ રાજાના નગરમા ગયો અને પાચાલ રાજા પ્રવાહન જૈવાલિના દરબારમા ઉપસ્થિત થયો ઔપચારિક વિધિને અતે રાજાએ તેને પ્રશ્ન પૂછ્યો કે "મરણસમયે જીવો અહીંથી કેવી રીતે પ્રસ્થાન કરે છે તે તુ જાણે છે?" શ્વેતકેતુએ જવાબ આપ્યો "ના, મહારાજ"

રાજાએ પૂછ્યુ "તેઓનુ અહી પાછા આવવનુ કેમ થાય છે તે જાણે છે?" શ્વેતકેતુએ કહ્યુ "નાજી" "ત્યારે દેવયાન અને પિતૃયાન વિષેની તને કઈ ખબર છે?" રાજાએ પૂછ્યું શ્વેતકેતુએ પહેલાનીજ માફક કહ્યુ "નાજી" તે પછી રાજાએ બીજા અનેક પ્રશ્નો તેને પૂછ્યા, પણ શ્વેતકેતુથી તેમાના એકેયનો ઉત્તર આપી શકાયો નહિ એ પરથી રાજાએ કહ્યુ કે "તને કઇજ આવડતું નથી" એ સાભળી શ્વેતકેતુ પોતાના પિતાની પાસે પાછો ફર્યો અને રાજદરબારમા બનેની વિગત કહી સભળાવી શ્વેતકેતુના પિતાએ કબૂલ કર્યું કે એ પ્રશ્નોના ઉત્તર તેના પોતાનાથી આપી શકાય તેમ નથી આરણિ ઋષિએ એમ કહ્યુ તે એટલા માટે નહિ કે આ પ્રશ્નોના ખુલાસા આપવાને તે રાજી નહોતો પણ વસ્તુત એ પ્રશ્નોની તેને ખબરજ નહોતી તેથી શ્વેતકેતુ પોતાના પિતાને તેડીને પાછો પાચાલ રાજાના દરબારમા આવ્યો અને ત્યા આગળ તે બન્નેએ રહસ્યજ્ઞાનનો ઉપદેશ પામવાની રાજા પાસે વિનતિ કરી તે પરથી રાજાએ કહ્યુ કે 'આ રહસ્યજ્ઞાન અત્યાર-સુધી રાજાઓનેજ વિદિત છે, ઋષિઓને નથી' પછી એ પિતાપુત્રની જ્ઞાનની ઇચ્છા રાજાએ તૃપ્ત કરી અનેક ઉપનિષદોમા આપણને જણાય છે કે, આ વેદાતનુ તત્ત્વજ્ઞાન કાઈ નિર્જન અરણ્યમાજ કરેલા ચિતનનુ ફળ નથી, પણ તેના અનેક સર્વોત્તમ સત્યો તો નિત્યના જીવનવ્યવહારમા આકડ ડૂબેલા પણ ફળદ્રૂપ ભેજા વાળાઓ-એ વિચારી કાઢીને બહાર પાડયા છે એક સર્વસત્તાધીશ સમ્રાટ્ કે જેને કરોડો લોકોપર રાજ્ય કરવાનુ હોય તેના કરતા વધારે પ્રવૃત્તિ પરાયણ માણસની અપણને કલ્પનાજ ન આવી શકે, છતા એમાના કેટલાક રાજ્યકર્તાઓ તો ગાઢ વિચારકો હતા

આ બધુ બતાવી આપે છે કે, વેદાતનુ તત્ત્વજ્ઞાન અતિશય વ્યાવહારિક હોવુ જોઈએ, અને 'શ્રીમદ્ભગવદ્ગીતા' કે જે તમારામાના ઘણાખરાએ કદાચ વચી હશે, અને જે આ વેદાત ફિલસુફી ઉપરની ઉત્તમમા ઉત્તમ ટીકા છે, તેનો ખ્યાલ કરતા તો આશ્ચર્યમગ્ન થઈ જવાય છે કે, તેની સારીય દ્દષ્ટાન્ત સગ્રામ ભૂમિપરના તીવ્ર કોલાહલ વચ્ચે પડી રહ્યુ છે એ ભગવદ્ગીતામા શ્રીકૃષ્ણે અર્જુનને આ વેદાતજ્ઞાનનોજ ઉપદેશ કરેલો હોઇ તેના

પાને પાને જે એક સિદ્ધાંત પ્રધાનપણે ઝળહળી રહેલો છે, તે ગાઢ પ્રવૃત્તિપરાયણ નાના ઉપદેશમાં શાશ્વત શાંતિનો ઉપદેશ પણ સમાયેલો છે. કર્તવ્યપરાયણતા યાને કર્મયોગનું આજ રહસ્ય છે, અને તેને યથાર્થ પ્રાપ્ત કરવું એજ વેદાંતનું એકમાત્ર લક્ષ્ય છે. નિવૃત્તિ કે જેને આપણે સામાન્ય રીતે નિષ્ક્રિયતાના અર્થમાં સમજીએ છીએ, તે ખચિતજ જીવનનું ધ્યેય નથી અને તેમ હોઇ પણ શકે નહિ. નિષ્ક્રિયતા એજ જો જીવનનું ધ્યેય હોત, તો તો આપણી આજુબાજુની આ દિવાલો સૌથી વધારે જ્ઞાનસંપન્ન લેખાવી જોઇએ, કેમકે તે નિષ્ક્રિય છે. તેમ હોત તો તો માર્ગના ઢેફા અને ઝાડના ઠુંઠા જગતમાં મહાન ઋષિમુનિવરો મનાતા હોત. કેમકે તેઓ બધાજ નિષ્ક્રિય અથવા ક્રિયારહિત છે. વળી કર્મપરાયણતા પણ આસક્તિ કે રાગદ્વેષવાળી હોય તો તે પણ કર્મયોગની કોટિમાં આવી શકતા નથી. જે ખરી વિશુદ્ધ પ્રવૃત્તિ વેદાંતનું ધ્યેય છે, તે શાશ્વત શાંતિના હેતુવાળી અને આંતરિક શાંતિવાળી હોવી જોઇએ– એવી શાંતિ કે જે ગમે તેવા સ્થિતિસંયોગોમાં પણ સ્થિર રહે, અને ગમે તે થાય પણ મનનું સમતોલપણું સખળડખળ ન બને. અને આપણા જીવનના અનુભવથી આપણે બધાજ એટલું તો જાણીએ છીએ કે, એ જાતની મનસ્થિતિ કાર્યને માટે ઉત્તમોત્તમ છે.

હવે આ પ્રશ્ન મને ઘણી વાર પૂછવામાં આવ્યો છે કે, કાર્ય માટે સામાન્ય રીતે આપણને જે આસક્તિ હોય છે, તેવી આસક્તિ ન રાખીએ, તો પછી આપણે કોઈ પણ કામ કરીજ શી રીતે શકીએ? વર્ષો અગાઉ હું પણ એમજ માનતો હતો, પણ જેમ જેમ ઉમર વધતી જાય છે અને વધારે ને વધારે અનુભવવાળો બનતો જાઉં છું, તેમ તેમ મને લાગતું જાય છે કે એ માન્યતા સાચી નથી. આસક્તિ અથવા લૌકિક સ્વાર્થવૃત્તિ જેટલી ઓછી રખાય, તેટલું કામ વધારે સારૂં કરી શકીએ. આપણી મનસ્થિતિ જેટલી વધારે શાંત હોય છે, તેટલો આપણને વધારે લાભ થાય છે, અને કાર્ય પણ આપણે વધારે પ્રમાણમાં કરી શકીએ છીએ. જ્યારે આપણી લાગણીઓથી આપણે ઉશ્કેરાઈ જવા દઇએ છીએ, યાને જ્યારે આપણે રાગવશ બનીએ છીએ, ત્યારે આપણી શક્તિનો મોટો ભાગ ખોટે માર્ગે ખર્ચાઈ જાય છે. આપણા સ્નાયુઓ ઢીલા પડી જાય છે, ચિત્તવૃત્તિ ચંચળ બની જાય છે અને પરિણામે આપણે બહુ થોડું કામ કરી શકીએ છીએ. જે શક્તિ કાર્યરૂપે પરિણત થવી ઉચિત હોય છે, તે વૃથા લાગણીમાત્રમાં ખર્ચાઈ જતાં તેનો તેટલો અપવ્યય થાય છે, અને તેથી કંઈજ ફાયદો થતો નથી. મન જ્યારે સાવ શાંત અને એકાગ્ર હોય ત્યારેજ તેની તમામ શક્તિ કામ સારૂં કરવા પાછળ ખર્ચાય છે. દુનિયાએ નીપજાવેલા મહાન પુરુષોના

જીવનચરિત્રો વાચશો, તો આ વાત તરત સમજાઈ જશે કે, તેમો બધાજ આજ્યબો ઉપજે તેવા શાંત નર હતા. તેમના મનનું સમતોલપણું જાણે કશાથીજ મુખ્ય હેતુ નહિ; તેમના મની શાન્તિમાં ખળભળાટ મચાવવાની જાણે કોઈનામાં કે કશામાં તાકાતજ નહોતી. ક્રોધને વશ થનાર માણસથી વધારે કાર્ય થઈ નથી શકતું, અને કોઈ પણ સંજોગમાં ક્રોધવશ ન થનાર આદમી વધારે ને સારૂં કામ કરવા શક્તિમાન થાય છે, તેનું રહસ્ય આજ છે. ક્રોધ, દ્વેષ ઈત્યાદિ વિકારને લગામ છૂટી મૂકનાર આદમી આ જગતમાં કંઈ મહાન કાર્ય કરી શકતો નથી, તેની શક્તિમાત્રના ચૂરેચૂરા થઈ જાય છે, અને તેનાથી કંઈજ મહત્ત્વનું કાર્ય નીપજતું નથી—અર્થાત્ જગતની અંદર શાંત, ક્ષમાવાન અને સ્થિરચિત્તવાળા નરેજ વધારેમાં વધારે અને સારામાં સારૂં કાર્ય કરી શકે છે.

વેદાંત માત્ર એક આદર્શનો ઉપદેશ આપણને કરે છે, અને એ આદર્શ આપણે જાણીએ છીએ તેમ સત્યવસ્તુસ્થિતિથી અથવા સાત્વિક વ્યાવહારિકતાથી બહુ વેગળો હોય છે. મનુષ્યસ્વભાવમાં બે પ્રકારની વૃત્તિઓ હોય છે. એક તો આદર્શની સાથે જીવનનો તોડજોડ કરી મેળ બેસાડવાની; અને બીજી એ કે, જીવનને ઉન્નત કરી આદર્શની કક્ષાએ પહોંચવાની. આ બે વૃત્તિઓનો ભેદ યથાર્થ સમજી લેવો ઉચિત છે કેમકે નહિ તો પ્રથમ વૃત્તિ થાને આદર્શનો તડજોડ કરી જીવન સાથે ઘટાવી દેવાની, કિંબહુના આપણા મન મુજબ આદર્શને ઉતારી પાડવાની લાલચ આપણને થઇ આવવાની દહેશત છે. મને લાગે છે કે, હું અમુક પ્રકારનું ખાસ કામ કરી શકીશ, અને તે કામ હું હાથ ધરૂં છું. એ કામનો અધિકાંશ ભાગ ખરાબ હોય, અને એ અધિકાંશ ભાગની પાછળ ક્રોધ, લોભ કે સ્વાર્થરૂપી વિકાર પણ હેતુરૂપે હોય એ બનવાજોગ છે. હવે એકાદ સજ્જન મને પાસે આવને મને અમુક આદર્શનો ઉપદેશ કરે, અને તે આદર્શ પામવાના પ્રથમ પગથીઆતરીકે સ્વાર્થવૃત્તિનો અને સ્વસુખનો ત્યાગ કરવાનું કહે, તો મને તરતજ એમ લાગવાનું કે, એ આદર્શ અવ્યાવહારિક છે. પણ આને બદલે મારી સ્વાર્થવૃત્તિને પોષક અથવા બંધબેસતો થઈ પડે એવો આદર્શ મૂકનારો કોઇ મળી આવશે, તો તરતજ હું તે આદર્શને વધાવી લઇશ અને ખુશી ખુશી થઈ કૂદવા મંડીશ; અને કહીશ કે, "બસ, એજ મારો આદર્શ છે" "શાસ્ત્રીય" શબ્દના સબંધમાં લોકો જેમ ફાવે તેમ ગોટાળો કરે છે—અર્થાત્ કે પોતના મનને ગમતું આવે તેટલું શાસ્ત્રીય અને બીજું બધું અશાસ્ત્રીય; તેમ આ "વ્યાવહારિક" શબ્દની બાબતમાં પણ પોતાની વૃત્તિઓને અનુકૂળ આવે તેટલું વ્યાવહારિક અને બાકી બધું અવ્યાવહારિક, એવો

ગોટાળો લોકો કરે છે મારૂં એટલુ શાસ્ત્રીય અને તમારૂં એટલુ અશાસ્ત્રીય એવુ પણ અનેક સ્વાર્થી લોકો કહે છે પોતાને જે વાત વ્યવહારોપયોગી લાગતી હોય તેજ વાત એકલી જાણે દુનિયાભરમા વ્યાવહારિક અથવા શાસ્ત્રીય ન હોય એમ સ્વાર્થસાધક મનુષ્યને લાગ્યા કરે છે હુ જો એક સ્વાર્થી દુકાનદાર હોઉં, તો મને એમજ લાગશે કે દુકાનદારી એજ એકલો વ્યાવહારિક ધધો દુનિયામા છે જો હુ ચોર હોઈશ, તો મને એમજ લાગ્યા કરશે કે ચોરીનો ધધો કરવો એજ દુનિયામા વ્યાવહારિક બનવાનુ સર્વોત્તમ સાધન છે, બીજા બધાજ રસ્તા અવ્યાવહારિક છે આ ઉપરથી તમે સમજી શકશો કે, જે વાતો આપણને મનગમતી હોય અને જે આપણે કરી શકતા હોઈએ, તે વાતોમાટેજ આપણે આ 'વ્યાવહારિક' શબ્દનો પ્રયોગ કેમ કરીએ છીએ? અર્થાત્ દુનિયામા વ્યાવહારિક શબ્દનો ઉપયોગ કેવી રીતે થાય છે તે આ ઉપરથી તમે સમજી શકશો જે વાત અને જે વસ્તુ આપણને મનગમતી હોય અને જે આપણે કરી શકતા હોઈએ તેનેજ આપણે વ્યાવહારિક કહી ઓળખાવીએ છીએ, તેથી વેદાત અત્યત વ્યાવહારિક છે, એમ હુ જે કહુ છુ તે તેના સાધારણ અર્થમા નહિ પણ તેના વિશિષ્ટ અર્થમાજ તમારે સમજવાનુ છે એટલે કે વેદાત અતિ વ્યવહારગમ્ય છે એ વાક્યમા 'વ્યવહારગમ્ય' શબ્દ તેના સાધારણ અર્થમા નથી સમજવાને, પણ તેના આદર્શના હિસાબમા વેદાત પણ વ્યવહારગમ્ય વિષય છે, એમ સમજવાનું છે વેદાતનો આદર્શ ગમે તેટલો ઉચ્ચ કેમ નથી હોતો, પણ જગતની આગળ તે અસભવિત આદર્શ તો નથીજ મૂકતુ વસ્તુત તો આદર્શ નામને લાયક તો જે સવાનો શક્ય હોય તેજ આદર્શ છે એક શબ્દમા કહીએ તો 'તુ તે દિવ્યરૂપ છે" યાને 'तत्त्वमसि" એજ એનો આદર્શ છે આ तत्त्वमसि એજ વેદાતનો સાર છે વેદાતની સઘળી-જ ગનીકુચીઓ અને બુદ્ધિના વ્યાયામોમાથી પસાર થતા તમને જે જાણવાનુ મળે છે, તે એજ કે મનુષ્યનો આત્મા શુદ્ધ અને સર્વ વ્યાપી છે, અને તેથી આત્માની બાબતમા જન્મવા મરવાનુ કહેવુ એ બિલકુલ બેહૂદુ અને અર્થહીન છે આત્મા કદાપિ જન્મ્યો નથી અને કદાપિ મરશે પણ નહિ તેથી આપણને મોત આવશે એમ કહીને આપણે મોતથી જે બ્હીએ છીએ તે કેવળ વહેમ અને કુસસ્કારનુ પરિણામ છે તેમ આપણે ફલાણુ કરી શકીએ ને ઢીકણુ ન કરી શકીએ-એવા ખ્યાલો પણ મિથ્યા ભ્રમમાત્ર છે આપણે બધુજ કરવા શક્તિમાન છીએ માનવીઓને વેદાતનો પ્રથમ ઉપદેશ એજ છે કે "તમારી જાતમા વિશ્વાસ રાખો યાને આત્મશ્રદ્ધા મેળવો" વેદાત કહે છે કે, જે જન પોતાની અદર વિશ્વાસ નથી રાખતો તે નાસ્તિક છે-અર્થાત્ કે પોતાના આત્માના ગૌરવમા વિશ્વાસ

ન કરવો તેને વેદાન્ત નાસ્તિકતા કહી ઓળખાવે છે વેદાન્તનો આ ખ્યાલ અનેક જણને બેશક ભયાનક ભાસશે, અને આપણામાંના ઘણાખરાને એમ પણ લાગશે કે, આવી જાતના આદર્શને કદાપિ પહોંચી શકાયજ નહિ પણ વેદાન્ત આગ્રહપૂર્વક જણાવે છે કે, પ્રત્યેક જણથી તે આદર્શનો સાક્ષાત્કાર કરી શકાય તેમ છે આ આદર્શના સાક્ષાત્કારની આડે કશુંજ આવી શકે તેમ નથી–સ્ત્રી, પુરુષ, બાળક કિંવા વર્ણ કે લિંગના ભેદ, કશુંજ એને બાધક નીવડે તેમ નથી આબાલવૃદ્ધ સર્વ કોઈ એનો સાક્ષાત્કાર કરી શકે તેમ છે કારણ કે વેદાન્તે પુરવાર કરી બતાવ્યું છે કે "એ આત્મજ્ઞાનનો અત્યારે આગમચ ક્યારનોએ સાક્ષાત્કાર થઈ ચૂકેલો છે, એ આત્મતત્ત્વ સદા સર્વદા તમારી અંદર રહેલું છે"

જગતની બધીજ સત્તાઓ અને શક્તિઓ મૂળથીજ આપણી છે, છતાં આપણેજ પોતાના હાથે પોતાની આંખો આડા રાખી ચીસ્વાઈ રહ્યા છીએ કે 'અંધારું છે, દેખાતું નથી' એક વાર સારી પેરે સમજી લ્યો કે, આપણી આજુબાજુ અંધકારનું નામ નિશાન નથી આંખો આડેથી તમારા હાથ ખસેડી લ્યો, એટલે તરતજ જગતનું અજવાળું નજરે પડશે એ અજવાળું નવેસર ક્યાંયથી આવ્યું નથી, પણ તે મૂળથીજ છે તમારા હાથના અંતરાયને લીધે તમને તે જણાતું નહોતું એટલુંજ અંધકાર તેમજ દુર્બળતા જેવું કદાપિ હતું નહિ, છે નહિ અને હશે નહિ આપણે મૂર્ખાઓ નાહક બૂમો પાડીએ છીએ કે "અમે દુર્બળ છીએ, અમે અપવિત્ર છીએ" આ પ્રમાણે વેદાન્ત ભારપૂર્વક જણાવે છે કે, વેદાન્તનો આદર્શ વ્યવહારગમ્ય છે, એટલુંજ નહિ પણ તે પરાપૂર્વથીજ તેવો ચાલ્યો આવ્યો છે–એ આદર્શ યાને એ વાસ્તવિકતા એ તો આપણો અસલ સ્વભાવ છે બીજું બધું તમે જે જુઓ છો તે તમામ મિથ્યા અને અસત્ છે તમે જ્યારે જ્યારે બોલો છો કે 'હું એક પામર મર્ત્ય મનુષ્ય છું' ત્યારે ત્યારે તમે એક જૂઠાણું બોલો છો, એમજ સમજો એમ કહીને તમે તમારી જાતને છેતરો છો, એટલુંજ નહિ પણ નજરબંધીની જાદુઈ હીકમતથી તમે તમારી જાતને પામર કરી દો છો, એમજ સમજજો

એ વાત હમેશાં લક્ષમાં રાખવી જોઈએ કે, અસારના આપણા માયામય મિથ્યા જીવનની સાથે આદર્શનો મેળ બેસાડવાનો વેદાન્તે જરાય પ્રયત્ન કર્યો નથી વેદાન્ત તો ઉલટું કહે છે કે આ મિથ્યા જીવન બિલકુલ નષ્ટ થવું જોઈએ અને તેને સ્થાને વાસ્તવ જીવન–શાશ્વત અસ્તિત્વ ધરાવતું વાસ્તવ જીવન વ્યક્ત થઈને ઝળહળી પ્રકાશવું જોઈએ કોઈ માણસ વધુ ને વધુ શુદ્ધ બને છે એમ કહેવું ખોટું છે શુદ્ધિ તો મૂળ થકીજ તેની અંદર સ્વભાવસિદ્ધ રહેલી છે,

માત્ર તે હવે વધુ પ્રમાણમા વ્યક્ત થાય છે એટલુજ આત્માની આડે આવેલો પડદો સરી પડે છે એટલે તેની સ્વભાવસિદ્ધ વિશુદ્ધિ અથવા પવિત્રતા પ્રકાશવા માડે છે અનત પવિત્રતા, અનત મુક્તિ, અનત પ્રેમ અને અનત શક્તિ–એ બધુ જ આપણું છે–રે ! આપણુ ને તે સ્વભાવસિદ્ધ છે

વેદાત વળી એવુ પણ છાતી ઠોકીને જણાવે છે કે, એના એ આદર્શનો સાક્ષાત્કાર માત્ર અરણ્યોમા કે નિર્જન ગિરિગહ્વરો મા રહીનેજ પ્રાપ્ત કરી શકાય છે, એવુ નથી, પરતુ વ્યવહારની હરકોઇ સ્થિતિમા પ્રવૃત્ત થયેલા પણ તેનો સાક્ષાત્કાર પામી શકે છે એ તો આપણે આગળ જોઇજ લીધુ છે કે, એ આદર્શના સત્યો શોધી કાઢનારાઓ અરણ્યવાસી કે કદરાવાસી નહોતા, એટલુજ નહિ પણ જીવનની સામાન્ય પ્રવૃત્તિઓ કરતા વધારે અટપટી પ્રવૃત્તિઓમા અહર્નિશ નિમગ્ન રહેનારા હતા એ રાજવી શોધકોના માથે પર સૈન્યસચાલનની, તેમજ લાખો પ્રજાજનોના કલ્યાણની મહાન જવાબદારીઓ રહી હતી અને એ જમાનો કેવો હતો તેનો પણ ખ્યાલ કરો ! રાજાની રાજ્યસત્તા તે જમાનામા કેવળ અનિયત્રિત કિવા અમર્યાદિત હોઇ રાજ્યની તમામ જવાબદારીઓ તેના શિરપર હોવાથી રાજ્યવ્યવહારના એકે એક અગપર તેને પૂરતુ લક્ષ રાખવુ પડતુ હતુ તે વખતના રાજા એટલે અત્યારના રાજા જેવા શોભાના ગાડીઆ નહોતા, પણ રાજકાજમા કદર્પત ડૂબી રહેતા અને પ્રવૃત્તિપરાયણમા પ્રવૃત્તિપરાયણ હતા આમ હોવા છતા તે રાજવીઓને આ ગહન સત્યો વિચારી કાઢી તેનો સાક્ષાત્કાર મેળવવાની તેમજ મનુષ્યજાતિમા તેનો પ્રચાર કરવાની ફુરસદ મળી હતી તો પછી આપણે માટે તો એ આદર્શ કેટલો બધો વ્યવહારગમ્ય કહેવાય ? આપણા જીવન એ રાજવી શોધકોના જીવનની તુલનામા તો છેકજ ફુરસદવાળા લેખાય, છતા આપણે એ સત્યોનો સાક્ષાત્કાર નથી કરી શકતા એ આપણે માટે અતિ શરમની વાત છે પ્રાચીનકાળના એક સાર્વભૌમસત્તાધીશ સમ્રાટ કરતા આપણી જરૂરીઆતો અને જવાબદારીઓ નહિ જેવી છે વળી કુરુક્ષેત્રની રણભૂમિપર વિપુલ સૈન્યને દોરનાર અર્જુનની તુલનામા પણ આપણી જરૂરીઆતો નજીવી છે સમરક્ષેત્રમા અર્જુનની જવાબદારી અને જરૂરીઆતો કેટલી બધી ભારે હશે તે તો કલ્પીજ લેજો, છતા પણ એ યુદ્ધભૂમિના હોહાગ અને કોનાહલની વચ્ચે પણ અર્જુનને એ સર્વોત્તમ તત્ત્વજ્ઞાનને સમજવાની અને તેને પોતાના જીવનમા ત્યા ને ત્યાજ ઉતારી દેખાડવાની ફુરસદ મળી શકી હતી તો પછી આપણે આખી જીદગીમા થઇને નિદાન તેટલુ કરી બતાવવાને તો ખચિતજ શક્તિમાન થવુ જોઇએ, આપણા જીવન રામ, કૃષ્ણ અને અર્જુન જેવા

રાજપુરુષોની અનેકવિધ રોકાણો અને જવાબદારીઓ તરફ જોતા પ્રમાણમા વધારે ફુરસદવાળા, સરળ અને સગવડભર્યા છે સમયનો જો આપણે ખરેખરોજ સદુપયોગ કરવા માગતા હોઇએ, તો તો આપણામાના ઘણાખરાને આપણે માદીએ છીએ તેના કરતા વધારે અવકાશ મળે છે ખરી રીતે તો આપણને એટલો બધો અવકાશ છે કે જો ઇચ્છા હોય તો આ જીદગીમા આપણે એક તો શુ પણ બસો આદર્શોને પ્રાપ્ત કરી શકીએ, પણ યાદ રાખો કે, આદર્શને આપણી કલ્પના પ્રમાણે ઉતારી પાડવો એ બિલકુલ ગેરવાજબી છે આ માર્ગમા વિચરતા એક ફસામણ આવે છે તે એ કે, કેટલાક પેટ ભરા અથવા તો **सर्वे गुणाः काचनमाश्रयंते** અર્થાત્ ધનધાન્યાદિક અને ભોગવૈભવનેજ સર્વોપરિ સમજી અધિકાધિક લે ભલાનચમા ડૂબ્યે જનારા પામર લોકો આવીને આપણી મિથ્યા જરૂરીઆતોને તથા મિથ્યા કામનાઓને પોષે તેવા વિવિધ કારણો મીઠી મીઠી વાણીમા આપણી આગળ રજુ કરે છે અને તે સાભળીને આપણને એમ થઇ આવે છે કે "બસ, આ લોકોના આદર્શ જેવાજ આદર્શની આપણને જરૂર છે" પરતુ તેમ કરવુ ઉચિત નથી વેદાતનો ઉપદેશ એવો જરાય નથી વેદાત તો એમજ શીખવાડે છે કે 'પ્રત્યક્ષ જીવનને આદર્શ સાથે ઘટાવો અને વર્તમાન જીવનને અનત જીવનની સાથે ઘટાવો યાને તેમને એકરૂપ બનાવો '

આ એકત્વ અથવા એકતાનો આદર્શ એજ વેદાતનો કેન્દ્રસ્થ આદર્શ છે, એ વાત હમેશા સ્મરણમા રાખો દ્વૈત જેવુ કશામા નથી, બે પ્રકારનુ જીવન ક્યાય નથી, તે એટલે સુધી કે બે જૂદા જૂદા જગતો માટે પણ બે જાતના જૂદા જીવનો નથી શરૂઆતમા વેદો સ્વર્ગ, નરક અને ઇતર લોકોની વાતો કરતા તમને માલમ પડશે, પણ પાછળથી તેમના તત્ત્વજ્ઞાનનુ ઉંચામા ઉંચુ તત્ત્વ તેમને પ્રાપ્ત થયા પછી એ બધાજ વાતોને તેઓ કલમના ઝટકાથી છેકી નાખે છે અને કહેવા મંડી જાય છે કે જીવન એક છે, જગત એક છે અને સત્ કહેતા અસ્તિત્વ પણ એકજ છે જે છે તે બધુંજ તે એક છે, જણાતો તફાવત પ્રમાણગત છે, પ્રકારગત નથી આપણા જીવનમા જણાતો તફાવત પ્રકારગત નથી યાને પ્રકારની બાબતમા આપણા જીવન જૂદા પડતા નથી પશુના જીવન માનવી જીવન કરતા નોખા છે, અને માનવીઓના ખોરાકતરીકે વાપરવા સારૂ જ ઇશ્વરે પશુઓને પેદા કર્યાં છે—એવા વ્યાખ્યાનોનો વેદાત સાવ ઇન્કાર કરે છે, કિબહુના એવા વિચારોને વેદાત ધૂનકારો કાઢે છે

કેટલાક લોકોએ દયાવશ બની તમારે ત્યા 'જીવિત વ્યવચ્છેદ-નિવારિણી સભા × નામની સભા સ્થાપેલી છે એ સભાના એક

× "એન્ટ વિવિસેકશન સોસાઇટી"—એટલે કે વૈદ્યક પ્રયોગશાળાઓમા

સભ્ય મહાશયને મે સવાલ કર્યો કે "ભાઈ! તમારા ભોજન અર્થે અગણિત પશુહત્યા થાય તેને તમે સંપૂર્ણ ન્યાયસંગત ગણો છો, તો પછી વૈ ક વિજ્ઞાનના અખતરા માટે એકાદ બે પશુઓનો વધ કરવામા આવે તેનો તમે આવડો વિરોધ શાને કરો છો?" તેણે જવાબ આપ્યો કે "જીવિતવ્યવચ્છેદ યાને પ્રયોગો માટે પશુઓને રીબાવી રીબાવીને મારવા એ અત્યંત ભયંકર કામ છે, પણ ખોરાકતરીકે તો તેઓ નિર્માણ થયેલા છે" કેવો ભયંકર અને ભ્રમજનક ખ્યાલ! વસ્તુત તો પશુઓ પણ એજ એકમાત્ર અખંડ સત્તાના અંશો છે મનુષ્યનુ જીવન જો અમર અને અનંત છે, તો પશુઓનુ જીવન પણ તેવુંજ છે જે તફાવત છે તે પ્રમાણમા છે અને નહિ કે પ્રકારમા એક ક્ષુદ્ર જીવાણુ અને હું એમ રૂપ છીએ જણાતો તફાવત પ્રમાણનો હોઇ પ્રકારનો નથી અને એ જણાતો તફાવત પણ સર્વોચ્ચ જીવનની દૃષ્ટિએ જોતા તો ઉડીજ જાય છે ઘાસના તણખલા અને એક નાના છોડ વચ્ચે મનુષ્યને ભેદ ભલે દેખાય, પણ પર્વતના સર્વોચ્ચ શિખરપર ચઢીને જોતા તો ઘાસના તણખલા તેમ મોટા મોટા તરુવરો સુદ્ધા લગભગ એકસરખાજ જણાય છે તેથી સર્વોચ્ચ આદર્શની દૃષ્ટિએ તો ક્ષુદ્રમાં ક્ષુદ્ર પ્રાણીનુ અને ઉચ્ચમા ઉચ્ચ મનુષ્યનુ જીવન એકસરખુ છે ઈશ્વર છે, એવુ જો તમે માનતાજ હો, તો તો પશુઓ તેમજ સર્વોચ્ચ પ્રાણીઓ જે મનુષ્યો તે એકરૂપ એક સરખા હોવા જોઈએ, એ પણ તમારે માનવુ પડશે કેમકે પશુઓ અને મનુષ્યો બધાજ એક ઈશ્વરના સંતાન છે તેથી જે ઈશ્વર મનુષ્ય નામે ઓળખાતા પોતાના સંતાનો પ્રત્યે પક્ષપાતભરી કૃપા બતાવે અને અવાક્ પ્રાણીઓને નામે ઓળખાતા પોતાનાજ બીજા સંતાનોપ્રત્યે નિર્દયતા દાખવે, એ ઈશ્વર ઈશ્વર નહિ પણ દાનવ કરતા પણ બૂરો હોવો જોઇએ હુ તો મારે એવા પક્ષપાતી ઈશ્વર ને ભજવા કરતા કંઇ સેંકડો વખત મરવાનુ વધારે પસંદ કરૂં, એટલુંજ નહિ પણ મારૂં સારૂંય જીવન એવા ઈશ્વર સાથે યુદ્ધ મચાવવામા ગાળુ પરન્તુ વસ્તુત તેમ છેજ નહિ ઈશ્વર એવો પક્ષપાતી મુદ્દલ નથી તેમ છે એવુ કહેનારા લોકો બીનજવાબદાર, હૃદયશૂન્ય અને સત્ય જ્ઞાન નહિ જાણનારા છે હવે, એક બીજો કિસ્સો હુ તમને સંભળાવુ છુ કે જેની અંદર પણ 'વ્યવહારગમ્ય' શબ્દ ખોટા અર્થમા વપરાય છે ધારો કે, હુ પોતે ચુસ્ત અમાંસાહારી કદાચ નથી, પણ તેના ઉચ્ચ આદર્શની મને સંપૂર્ણ સમજ છે માંસભક્ષણ કદીમદી કરવુ પડે છે, ત્યારે જાણ્ છુ

પ્રયોગ કરતી વખતે જીવતા પ્રાણીઓપર જે વાઢકાપ કરી ઘાતકીપણું દર્શાવવામા આવે છે, તેનો વિરોધ કરનારી સભા.

કોઈ શખ્સ આવીને ઉચામા ઉચા આદર્શવાળો ધર્મ મારી આગળ મૂકે તો તેને સાભળવા હુ ખડે પગે તૈયાર રહુ માટે જે ધર્મ ઇંદ્રિયોના વિલાસો અને ઇંદ્રિયોની નબળાઇઓને છાવરવાનો પ્રયત્ન કરતો હોય એવા ધર્મથી અને એવા ધર્મોપદેશકથી સદા સાવધાન રહો ઇંદ્રિયોના ગુલામ બનીને તો આપણે આપણી જાતને માટીના ઢેફા જેવી નિર્માલ્ય અને અસહાય કરી મૂકી છે એવી અસહાય દશાવાળા જે આપણે તેની આગળ આવીને કોઇ આવી જાતના ઇંદ્રિયપોષક ધર્મનો ઉપદેશ કરે અને આપણે તે પ્રમાણે ચાલીએ, તો તો પ્રગતિના ખરા પથે આપણે કદાપિ ચઢી શકીએજ નહિ આવી આવી તો અનેક વાતો મે જોઈ છે મને દુનિયાદારીનો પણ કઇક અનુભવ છે, અને મારૂ વતન એક એવો મુલક છે કે જ્યા ધર્મના પથ ચોમાસામા ઉગતા બિલાડીના ટોપની માફક વધ્યે જાય છે અમારે ત્યા પ્રતિવર્ષ નવા ધર્મપથો ઉભા થાય છે પરતુ તેમા એક વાત મારા હૈડામા ખાસ વસી ગઇ છે કે, જે ધર્મો ભોગપરાયણ મનુષ્ય અને સત્યજ્ઞાનપરાયણ મનુષ્યની વચ્ચે બાથછોડ કદાપિ નથી કરતા યાને સત્યજ્ઞાનના ઉચ્ચ આદર્શને ભોગપરાયણતાની નિકૃષ્ટ કોટિએ ઉતારી પાડવાનો મુદ્દલ પ્રયત્ન નથી કરતા, તેઓજ આગળ વધી શકે છે ભોગ-પરાયણ વૃત્તિઓની સાથે ઉચ્ચ આદર્શનો મેળ બેસાડવાનો યાને ઈશ્વરને મનુષ્યની કોટિમા ઉતારી પાડવાનો ખોટો ખ્યાલ જ્યા જ્યા ઉત્પન્ન થાય છે, ત્યા ત્યા પતન અવશ્ય નજરે પડે છે માણસને દુનિયાદારીના ગુલામની કક્ષામા નહિ ઉતારી પાડવો જોઇએ, યાને માણસને સસારાસક્ત માણસજ નહિ રહેવા દેવો જોઇએ, પણ માણસને માણસ મટાડી ઈશ્વર બનાવવો જોઇએ

સાથે સાથે આ પ્રશ્નને એક બીજી પણ બાજુ છે આપણે કોઇનો તિરસ્કાર કરવો ન જોઇએ કે કોઇને હડધૂત કરવા ન જોઇએ કેમકે આપણા સઘળાનુજ પ્રયાણ એક લક્ષ્યબિંદુ તરફ થઇ રહ્યુ છે નિર્બળતા અને સબળતા વચ્ચેનો તફાવત માત્ર પ્રમાણનો છે સ્વર્ગ અને નરક તેમ જીવન અને મૃત્યુ વચ્ચેનો તફાવત પણ પ્રમાણનો છે જગતની અદર જણાતા તફાવત માત્ર પ્રમાણના છે, પ્રકારના નહિ કેમકે એકત્વ એજ બધાનુ રહસ્ય છે વિચાર અથવા જીવન અથવા આત્મા અથવા શરીર-તરીકે જે જે કઇ વ્યક્ત થયેલુ છે, તે બધુ એ એકત્વજ હોઈ જણાતો તફાવત માત્ર પ્રમાણનો છે, પ્રકારનો નહિ આથી કરીને જેટલા પ્રમાણમા આપણો વિકાસ થયો હોય તેટલા પ્રમાણમા જેમનો વિકાસ થયો ન હોય, તેમના પ્રત્યે તિરસ્કારની નજરે જોવાનો કે તેમને ધૂત્કારી કાઢવાનો આપણને કશોજ અધિકાર નથી

કોઈને પણ ધુતકારો નહિ તમારાથી તેમને કોઈ જાતની મદદ થઈ શકે તેમ હોય તો કરો, નહિ તો હાથ જોડીને તમારે એક બાજુ ઓનુ ભનુ પાન્ડો, અને તેમને તેમના માર્ગે નિર્વિઘ્ને વિચરવા દો. કોઈને ઉતારી પાડવુ કે ગાલિપ્રદાન કરવુ, એ કામ કરવાની ખરી રીત ન હોય એ રીતે કોઈજ કાર્ય જોઈએ તેવુ સિદ્ધ થતુ નથી બીજાને ગાળો દઈ તેમને દૂષિત ઠરાવવામાજ આપણી બધી શક્તિઓ ખર્ચાઈ જાય છે ટીકાખોરી અને નિંદાખોરીમા આપણી શક્તિઓનો વ્યય કરવો કેવળ મિથ્યા છે આપણી શક્તિઓના વ્યય માટે એ ખરો રસ્તો નથી, કારણકે અંતે તો આપણને એ જ્ઞાન થાય છેજ કે, આપણા બધાયની નજર એકજ વસ્તુ તરફ દોડી રહી છે અને ધીરે ધીરે કે ઉતાવળે ડગલે પણ આપણે એકજ આદર્શની સમીપ ગમન કરી રહ્યા છીએ, અને આપણી વચ્ચે જણાતા ઘણાખરા તફાવતો માત્ર ઉચ્ચારણભેદના પરિણામ છે

પાપનોજ ખ્યાલ લ્યો એને વિષે વેદાંતનો ખ્યાલ કેવો છે. તે તો હુ તમને કહી ગયો છુ હવે બીજો સાધારણ ખ્યાલ એવો છે કે મનુષ્ય પાપી છે એ બન્ને ખ્યાલો વસ્તુત તો એકજ છે; ભેદ માત્ર એટલોજ છે કે, એક હકારાત્મક પક્ષનુ સમર્થન કરે છે અને બીજો નકારાત્મકનુ પહેલો ખ્યાલ મનુષ્યને તેના બળનુ ભાન કરાવે છે, અને બીજો તેની દુર્બળતાનુ ભાન કરાવે છે વેદાંત કહે છે કે, નબળાઈ હોય તો ભલે રહી, તેની લેશ પણ પરવા ન કરો આપણે તો બસ આગળ વધવાજ માગીએ છીએ એ રોગ તો મનુષ્યના પ્રાકટ્ય સાથેજ માલમ પડ્યો હતો પ્રત્યેક જણને પોતાના રોગનુ ભાન છે યાને આપણો રોગ શો છે તે કહી બતાવવાને કોઈની જરૂર નથી પરતુ આપણે રોગિષ્ટ છીએ, રોગિષ્ટ છીએ, એમ આખો દહાડો મનન કર્યા કરવાથી કંઈ નિરોગી થઈ જવાશે નહિ નિરોગી બનવા માટે તો ઔષધ અને પરેજીની જરૂર છે આપણે બહારની ઉપાધિ માત્ર ભૂલી જઈએ, બહારના જગત આગળ એવો ડોળ કરવાનો પણ પ્રયત્ન કરીએ કે અમે નિરોગી છીએ, અમે સમર્થ છીએ કિંતુ આપણા હૃદયના ઉંડાણમા તો આપણે બધાજ આપણી નબળાઈઓ શી શી છે તે જાણતા હોઈએ છીએ એ બધી વાત ખરી, છતા વેદાંત કહે છે કે દુર્બળતાની વારવાર ઝંખના કર્યા કરવાથી ઝાઝો લાભ થતો નથી એ રોગનો ખરો ઉપાય તો એજ છે કે, રોગીને બળના ઘુંટડા પાયા કરો, અને બળ, કંઈ નબળાઈનો આખો દહાડો વિચાર કર્યા કરવાથી આવતુ નથી નબળાઈનો રામબાણ ઉપચાર નબળાઈનુ સતત મનન કર્યા કરવુ એ નથી પણ બળનો ને શક્તિનો વિચાર અને ઉપાય કર્યા કરવો એ છે. માટે મનુષ્યને હમેશા બળનોજ ઉપદેશ કરો, કે જે બળ અસલથી

જ તેમની પોતાની અંદર રહેલું છે મનુષ્યો પાપી છે એમ કહેવાને બદલે વેદાંત એથી વિરુદ્ધ પક્ષનું પ્રતિપાદન કરે છે, અને કહે છે કે, પાપો એ તો આત્માના નિકૃષ્ટ પ્રતિના આવિષ્કાર છે, તમારા આત્માને ઉત્કૃષ્ટ પ્રતિના આવિષ્કારમા વ્યક્ત કરો આપણે જે યાદ રાખવાનું છે તે આજ છે, અને એ તો આપણા બધાથીજ થઇ શકે તેવું છે "ના" એવું કદાપિ કહો નહિ; 'મારાથી નહિ બને'–એમ પણ કદાપિ કહો ના કારણ કે તમે તો અનંત અને સર્વશક્તિમાન છો. કાળ અને દેશ યાને સમય અને સ્થાન પણ તમારા સ્વભાવની તુલનામા કંઇ ગણત્રીના નથી તમે બધું અને સર્વ કંઇ કરી શકો તેમ છો, રે ! તમે તો સર્વશક્તિમાન છો.

આ તો જાણે ઉન્નત નીતિશાસ્ત્રના સિદ્ધાંતોની વાત થઇ, પણ હવે આપણે જરા નીચી ભૂમિકાપર આવી તેની વિગતોની ચર્ચા કરીશું; અને સમજી લઇશું કે, આ વેદાંતનું જ્ઞાન આપણા નિત્યજીવનમા, નાગરિક જીવનમા, પ્રાંતિક જીવનમા, રાષ્ટ્રીય જીવનમા અને પ્રજામાત્રના ગૃહજીવનમા કેવી રીતે આચારમા મૂકી શકાય કારણ કે જો કોઇ ધર્મ મનુષ્યને તેની હરકોઇ સ્થિતિમા સહાયભૂત ન થાય, તો તે ધર્મનો વિશેષ ઉપયોગ નથી, એવો ધર્મ તો ગણ્યાગાંઠ્યા થોડા માટે માત્ર બકવાદનોજ વિષય રહેવાનો મનુષ્યજાતિને મદદ કરવા ઇચ્છનાર ધર્મે તો હરકોઇ સ્થિતિસંજોગોમા તેની મદદે ધાવા ખડે પગે તત્પર રહેવું જોઇએ પછી મનુષ્ય દાસત્વની દશામા કે મુક્તાવસ્થામા, અધમતાના ઉંડા ખાડામા કે પવિત્રતાના ઉંચા શિખરોપર કાં નથી હોતો ! હરકોઇ સ્થાને અને હરકોઇ પ્રસંગે તેની મદદે ધાવાની ધર્મમા તાકાત હોવીજ જોઇએ આ મહાન કામ માટે વેદાંત પોતાની લાયકાત પૂરવાર કરી આપે છે, અને વેદાંતની એ લાયકાતથી તેના સિદ્ધાંતો અગર ધર્મનો આદર્શ પરિપૂર્ણ સિદ્ધ થાય છે.

આત્મશ્રદ્ધાનો યાને આપણી પોતાની ઉપર વિશ્વાસ રાખવાનો આદર્શ આપણને અત્યંત મદદાયભૂત થાય છે આ આત્મશ્રદ્ધાનો પાઠ જો વધારે બહોળી રીતે પ્રચાર પામ્યો હોત અને આચારમા મૂકાયો હોત, તો હુ ખાત્રીપૂર્વક માનું છુ કે, અત્યારે અસ્તિત્વ ધરાવતા આપણા અનર્થો અને દુખોનો ઘણો મોટો ભાગ અસ્તગત બન્યો હોત મનુષ્યજાતિના સમગ્ર ઇતિહાસમા દૃષ્ટિપાત કરીશુ, તો આપણને જણાયાવગર નહિ રહે કે, જગતના મહાન સ્ત્રીપુરુષોની મહત્તાના મૂળમા કોઈ પણ ગુણ જો વધારે કાર્યકર નીવડ્યો હોય, તો તે ગુણ આત્મશ્રદ્ધાનોજ હતો પોતે મહાન થવાના છે એવા જ્ઞાનસાથે જન્મેલાઓ–એ આત્મશ્રદ્ધાની ગળથુથી ધાવેલા મનુષ્યો અવશ્ય મહત્તાને પામ્યા છે. મનુષ્યને જવું હોય તેટલો

નીચે જવા દે, પણ એક સમય તો જરૂર એવો આવશે કે જ્યારે સ્થિતિ છેકજ નિરાશામય લાગતાં તે માણસો શાને ઉન્નતિને રસ્તે વળશે અને પોતાની જાતમાં શ્રદ્ધા રાખતાં શીખશે પરંતુ આ વાત આપણે પહેલેથીજ જાણી લઈએ તે સારૂ છે આત્મશ્રદ્ધા પ્રાપ્ત કરવા માટે અનુભવોરૂપી કડવી ગોળીઓ ગળવાની શી જરૂર છે? મનુષ્ય મનુષ્ય વચ્ચે આપણને જે કંઈ ભેદ જણાય છે, તે આ આત્મશ્રદ્ધાની હાજરી કે ગેરહાજરીને લીધે હોય છે, એ તો આપણાથી સહજ સમજી શકાય તેવું છે આત્મવિશ્વાસથી સર્વ કંઈ થઈ શકે છે મારી પોતાની જીંદગીમાં મને એનો અનુભવ થયો છે હજી પણ થતો રહે છે અને હું જેમ જેમ વયમાં વધતો જાઉં છું, તેમ તેમ મારો આત્મવિશ્વાસ વધારે ને વધારે ખીલતો જાય છે જે પોતાની જાતમાં નથી માનતો યાને જેને આત્મવિશ્વાસ નથી તે નાસ્તિક છે જૂના ધર્મો ઈશ્વરની અંદર શ્રદ્ધા નહિ રાખનારને નાસ્તિક કહી ઓળખાવતા, પણ નવો ધર્મ કહે છે કે, આત્મશ્રદ્ધા વગરના માણસને નાસ્તિક સમજો કોઈ કહેશે કે, એ શ્રદ્ધા તો સ્વાર્થપરાયણ કહેવાય તો કે ના સ્વાભાવિક આત્મશ્રદ્ધાથી સ્વાર્થપરાયણતાનો દોષ નથી આવતો, કેમકે વેદાંતનો પ્રધાન સૂર એકતાનો છે તેથી વેદાંતની દૃષ્ટિએ તો આત્મશ્રદ્ધા એટલે કે 'સર્વાત્મિક શ્રદ્ધા' કારણ કે તમે બધા એકજ છો. તમારી જાત માટે પ્રેમ એટલે બધાને માટે પ્રેમ—મનુષ્યો માટે, પશુઓ માટે અને બધાને માટે કેમકે તમે બધાજ એકસ્વરૂપ છો. તે એક એવી મહાશ્રદ્ધા છે કે જે જગતને વધારે સારૂં બનાવશે એ નિશ્ચક છે તમારા આ દેહપિંજરની પૂઠે હજી કેટલી શક્તિ કેટલી સત્તા અને કેટલા સામર્થ્ય છુપાઈ રહ્યા છે તેનું તમને ભાન છે ખરૂં? મનુષ્યની અંદર રહેલી તમામ શક્તિઓનું પુરેપુરૂં ભાન હજી ક્યા ભૌતિક વિજ્ઞાનશાસ્ત્રને થયું છે વારૂ? મનુષ્ય આ ધરાધામ પર પહેલ વહેલો આવ્યો તે વાતને લક્ષાવધિ વર્ષો વીતી ગયાં છે, છતાં તેના શક્તિ અને સામર્થ્યનો અતિસામાન્ય અંશજ હજી યથાવત્ પ્રકાશમાં આવ્યો છે એટલા માટે તમારે એમ કદી ન કહેવું કે, તમે નબળા છો, અશક્ત છો આ સપાટીપર જણાતી નબળાઈ અને અનીતિની પાછળ કેવી કેવી શક્તિઓ અને શક્યતાઓ રહેલી છે, તેની તમને શી રીતે ખબર પડે વારૂ? તમારી અંદર જે છે, તેનો અતિ અલ્પભાગ તમને અત્યારે વિદિત છે કારણ કે તમારી પૂંઠે તો અનંત શક્તિ અને અનંત આનંદનો અપાર મહાસાગર પડેલો છે

"આત્મા વારે શ્રોતવ્ય—" અર્થાત્ કે સર્વાંતર્યામી પરમાત્મા વિષેજ સાંભળવું જોઈએ રાત ને દિવસ સાંભળ્યા કરો કે "તમે આત્મા છો, તમે આત્મા છો" તમારી ધમનીઓમાં દાખલ થઈ તમારા પ્રત્યેક

રક્તકણમાં વહીને તમારા અસ્થિમજ્જામાં અને રોમેરોમમાં ઓતપ્રોત થાય નહિ, ત્યાંસુધી એનો જપ અહર્નિશ જપ્યા કરો તમારા અંગપ્રત્યંગને એ મહાન આદર્શથી રંગાવા દો કે 'હું પોતે અજ, અવિનાશી આનંદમય, સર્વજ્ઞ, સર્વશક્તિમાન, નિત્યજ્યોતિર્મય આત્મા છું" રાત ને દિવસ તેનું મનન કરો, તમારા જીવનના અણુએ અણુમાં વ્યાપી જાય નહિ, રે ! જીવનસર્વસ્વ બની જાય નહિ, ત્યાંસુધી એ મહામંત્રનો જપ કર્યાજ કરો એના ચિંતનદ્‌ બીજા પ્રકૃત કાર્ય કરવા તમે સમર્થ બનશો "હૃદયમાં ભરપટ હોય છે તો મુખ ઉચ્ચરે છે' તેવી રીતે હૃદય ભરપટ હોય છે ત્યારેજ હાથ કાર્ય કરે છે કાર્ય તો થશે, પણ તે પહેલાં તમારા હૃદયને આ મહાન આદર્શથી ભરપૂર બનાવો, અને જે કંઇ કરો તેના પર સંપૂર્ણ રીતે વિચાર કરો એ સુવિચારના પ્રભાવથી તમારા બધાંજ કર્મો મહત્તાપૂર્ણ બની દેવનાઇ રૂપમાં રૂપાંતર પામશે જડ દ્રવ્ય શક્તિમાન છે, તો વિચાર સર્વશક્તિમાન છે તેથી એ વિચારનો તમારા જીવનપર પ્રભાવ પડવા દો, અને તમારી જાતને સર્વશક્તિમત્તા, મહત્તા અને ગૌરવના વિચારથી ભારી કાઢો ઈશ્વરેચ્છાએ તમારા ભેજામાં કુસંસ્કારો અને વહેમોનું ભૂંસું ન ભરાયું હોત તો કેવું સારૂ થાત! ઈશ્વરેચ્છાએ આ કુસંસ્કાર અને વહેમોના પ્રભાવથી અને દુષ્ટતા તથા દુર્બળતાના ખ્યાલોથી આપણે જન્મથકીજ ઘેરાયા ન હોત તો કેવું સારૂ થાત! એ પરમ અને સર્વશ્રેષ્ઠ ઉમદા સત્યોને પ્રાપ્ત થવાનો કોઈ વધારે સહેલો અને સુગમ માર્ગ મનુષ્યજાતિને માટે ઈશ્વરે નિર્માણ કર્યો હોત તો કેવું સારૂં! પણ અત્યારે તો મનુષ્યોને આજ રસ્તે થઈ વટાવાનું છે, તેથી તમારી પાછળ આવનારાને માટે એ માર્ગ વધારે દુર્ગમ કરી મૂકશો નહિ

આ સિદ્ધાંતો લોકોને ઘણીવાર ભયંકર ભાસે છે આવા વિચારોથી ભડકતા લોકોને હું પિછાનું છું, પણ જેમને ખરા વ્યાવહારિક બનવું છે, તેમને માટે તો એજ પ્રથમ પાઠ છે 'હું નબળો છું' એમ તમારી જાતને કે અન્ય કોઇને પણ કદાપિ કહો નહિ. તમારાથી બની શકે તો ભલુંજ કરો, પણ દુનિયાને હાનિ તો નજ પહોંચાડો ભૂતપિશાચ જેવું કોઇ અસ્તિત્વ નથી એ વાત તમે સારી પેઠે જાણતા હો છો, તથાપિ અંધકારમાંથી તમારે જવાનું થાય છે કે લાગલો તમારા હૃદયમાં ભયનો સહેજસાજ સંચાર તો થાય છેજ આનું કારણ માત્ર એટલુંજ કે, આપણી બાલ્યાવસ્થાની અંદર એવી જાતના બધા ભયભરેલા ખ્યાલો આપણા મસ્તિષ્કમાં ઠસાવવામાં આવ્યા હોય છે પરંતુ એવી એવી વાતો તમારા બચ્ચાંઓને કે બીજાઓને, સમાજના ડરથી કે જાહેર જનમતના ડરથી, મિત્રોની અવકૃપાના ડરથી કે રૂઢિનાશના ભયથી પણ

સસ્કારમાત્રનો ખોડો નીકળી જવા દો જે જનો પોતે નબળા હોય અને પોતાની નબળાઈનુ વારવાર કથન કરતા હોય તેમને કહો કે "ભાઇ રે ! તુ તો પવિત્ર બ્રહ્મરૂપ છે, ઉઠ જાગ્રત થા, હે મહાન! તને આ નિદ્રા છાજે નહિ જાગ્રત થા અને ઉઠ, આમ સૂઇ રહેવુ તને શોભે નહિ તુ દુર્બળ અને દુખી છે એવુ ધારજ નહિ હે સર્વશક્તિમાન! ઉઠ, જાગ્રત થા અને તારો સ્વભાવસિદ્ધ ધર્મ વ્યક્ત કર પોતાને દુર્બળ માનવાનુ તને છાજતુ નથી" દુનિયાને તેમજ તમારી પોતાની જાતને આમ કહો, અને જુઓ કે તેનુ કેવુ વ્યાવહારિક પરિણામ નીપજે છે, જુઓ કે કેવા વિદ્યુતવેગથી બધુજ પરિવર્તિત બની જઇ પ્રકાશવા માડે છે. મનુષ્યજાતિને આ સત્ય સમજાવો અને તેમ કરીને તેમની સત્તાનુ તેમને ભાન કરાવો તેમ થશે ત્યારેજ આપણને આ ઉચ્ચ આદર્શને આપણા રોજના જીવનવ્યવહારમા લાગુ પાડતા આવડશે

વિવેકને વાપરતા શીખવાને યાને જીવનની પ્રત્યેક ક્ષણે અને જીવનના પ્રત્યેક કાર્યમા સારા કે નરસા અને સાચા કે જૂઠાનો ભેદ પારખવા શક્તિમાન બનવાને સારૂ આપણને સત્યની કસોટી કરતા આવડવુ જોઇએ સત્યની કસોટી વિશુદ્ધતા અને એકતા છે, તેથી એકતાને પોષક બધુજ સત્ય છે પ્રેમ સત્ય છે અને દ્વૈષ અસત્ય છે, કેમકે દ્વૈષજ અનેકત્વનો ભાવ ઉત્પન્ન કરે છે દ્વૈષજ એક મનુષ્યને બીજાથી વિખૂટા પાડે છે, માટેજ તે ખરાબ અને ખોટો છે તે એક વિચ્છેદક શક્તિ હોઇ ભેદભાવ અને નાશને નોતરે છે

ત્યારે પ્રેમ એક એવી વસ્તુ છે કે જે ભેદને સાધે છે, ને એકતાને સાધે છે તમે બધા જે એકરૂપ થાઓ છો—મા પોતાના બચ્ચા સાથે, કુટુબ ગામ કે નગર સાથે અને મનુષ્યસૃષ્ટિ પશુ સૃષ્ટિ સાથે જે એકરૂપ થાય છે—તે આ પ્રેમનાજ પ્રતાપે કારણ કે પ્રેમ એજ વાસ્તવ અસ્તિત્વ છે, યાને સાક્ષાત્ પ્રભુ છે, અને આ બધુ એ એક પ્રેમનુજ ઓછુવત્તુ વ્યક્ત સ્વરૂપ છે ઉપલક નજરે ભાસતો તફાવત માત્ર પ્રમાણની અદર રહેલો છે બાકી મૂળમા તો તે એકજ પ્રેમ જ્યા ત્યા વિરાજમાન છે તેથી સત્યની કસોટી એજ છે કે, આપણા પ્રત્યેક કાર્યમા આપણે એ તપાસતા રહેવુ જોઇએ કે, આપણને તે ભેદના તરફ ઘસડી જાય છે કે એકતા તરફ જે કાર્ય આપણને જુદાઈ તરફ લઇ જતુ હોય તે અસત્ય છે એમ માની તેનો તરતજ ત્યાગ કરવો ઘટે, અને જે કાર્ય એકતા ભણી પ્રગતિ કરાવતુ હોય, તે સાચુ અને સારૂ છે એમ નિશ્ચયપૂર્વક સમજવુ. આપણા વિચારોની બાબતમા પણ આવો જ પ્રકાર છે આપણા વિચારો આપણને ભેદભાવ અને વિવિધતા ભણી ઘસડી જાય છે કે ઐક્યભાવ અને એકરૂપતા તરફ? તેનો

આપણે નિર્ણય કરી લેવો જોઈએ જો એ તત્ત્વ લઇ જતા હોય–આત્માને આત્મા સાથે જોડતા હેય અને જનપર ઐક્યનો પ્રભાવ પાડતા હોય તો તે વિચારો પવિત્ર હોઈ ગ્રાહ્ય છે; અને જો તેથી વિરુદ્ધ હોય, તો તે દૂષિત અને ત્યાજ્ય છે

વેદાંતિક નીતિશાસ્ત્રનો સમગ્ર સાર એજ છે કે, તે કોઇ અજ્ઞેય વસ્તુપર આધાર રાખતુ નથી તેમ કોઇ અજ્ઞાત વસ્તુનો ઉપદેશ કરતું નથી, પણ ઉપનિષદ્‌ની ભાષામા તે કહે છે કે 'જે ઈશ્વર-ની તમે અજ્ઞાત ગણીને ઉપાસના કરો છો, તેનોજ હુ તમને બોધ આપુ છુ " આત્માવડે યાને આત્માદ્વારાજ તમને કોઈ પણ વસ્તુનું જ્ઞાન થાય છે એક ખુરશી મારી નજરે પડે છે, પણ એ ખુરશી છે એવુ જ્ઞાન થવા માટે પ્રથમ તો મારે મારી જાતને જોવી પડે છે, અને તેમ કર્યા પછીજ મને ખુરશીનુ ભાન થાય છે આત્મા ની ભીતર અને આત્મામા થઇનેજ ખુરશીનુ ભાન થાય છે આત્મા ની ભીતર અને આત્માવાટેજ મને તમારુ તેમજ સમસ્ત સંસારનુ જ્ઞાન થાય છે તેથી આ આત્મા અજ્ઞાત છે એમ કહેવુ એ કેવળ અર્થરહિત બકવાદ છે સ્વ અથવા આત્માને ખસેડી લ્યો કે આખુ વિશ્વજ અલોપ થઇ જશે જેમકે 'આપ મુઆ પીછે ડૂબ ગઈ દુનિયા" અર્થાત્ કે જ્ઞાનમાત્ર આત્માની ભીતર અને આત્માની વાટેજ થાય છે આ પરથી સિદ્ધ થાય છે કે, આત્મા એ સર્વથી શ્રેષ્ઠ જ્ઞાત પદાર્થ છે તમે જેને "હુ" કહો છો, તેજ તમારુ 'સ્વ' છે, યાને તેજ તમે છો અને એ વાતથી તમને નવાઇ ઉપજશે કે આ મારુ "હુ' એજ તમારુ તેમ આખા જગતનું પણ "હુ' છે એમ કેમ હશે વારુ ? આ મારુ કે તમારુ મર્યાદિત "હુ" અમર્યાદિત અનત બની જાય છે, એ જોઈ જાણી તમે નવાઇ પામશો પણ વસ્તુત તેમજ છે વિશ્વભરમા વ્યાપેલુ આ "હુ" અમર્યાદિત અનતજ છે મર્યાદિત "હુ' એ તો માત્ર ભ્રમ છે અમર્યાદિત અનત "હુ'ના ઉપર જે આવરણ પડેલુ છે, તેમાથી તેનોજ અલ્પાશ ભાગ આ મર્યાદિત "હુ" તરીકે વ્યક્ત થાય છે બાકી અમર્યાદિત અનતને મર્યાદા કે અતના બંધનો કદાપિ બાધકર્તા નીવડે નહિ, એ તો ખાલી ભ્રમ છે. તેથી આ "સ્વ' અથવા આત્મા અથવા ઇશ્વરનુ જ્ઞાન આપણુ બધાયને-સ્ત્રી, પુરુષ ને બાળક તો શુ, પણ પશુ પ્રાણી સુદ્ધાતને છે એનુ જ્ઞાન હોયા વગર આપણે જીવી કે હાલીચાલી શકીએ નહિ કે આપણી હયાતિ સરખી હોય નહિ એ સર્વેશ્વર પ્રભુના જ્ઞાન વગર એક પળ વિપળ પણ આપણે શ્વાસોચ્છ્‌વાસની ક્રિયા ચલાવી શકીએ નહિ કે જીવી શકીએ નહિ એટલા માટે વેદાતનો ઈશ્વર તો અન્ય સકળ પદાર્થ કરતા સવિશેષ જ્ઞાત હોઇ ખાલી કલ્પનાના પરિણામરૂપ નથી

માને જો તમે 'વ્યવહારગમ્ય ઇશ્વર'ના [illegible] નહિ રાખશો, તો પછી 'વ્યવહારગમ્ય ઇશ્વરનું' [illegible] તે પણ કરાવી શકશો? હું [illegible] નજર સમક્ષ એ ઇશ્વરને જોઉં છું અને જે પ્રકાર [illegible] હોય [illegible] ઇન્દ્રિય અને ઇન્દ્રિયજન્ય વિષયો કરતા વધારે [illegible] છે, [illegible] તે [illegible] વ્યવહારગમ્ય ઈશ્વર બન્ને ક્યા છે? [illegible] સર્વજ્ઞ અને સર્વશક્તિમાન પરમાત્મા તે પોતેજ છો. આ [illegible] થી ઇનકાર થઇ શકે તેમ હોય તો [illegible] છું. પણ મારી ખાત્રી છે કે હું તેને [illegible] સાક્ષાત્કાર મને પ્રત્યેક પળે થયા કરે [illegible] છે, પણ મે તેને જાણ્યો છે તે [illegible] છે, પ્રાણીમાત્રનું અને અસ્તિત્વમાત્રનું તે સત્ય સ્વરૂપ છે.

વેદાન્તના આ સઘળા [illegible] પણ [illegible] આલોચના કરવાની છે માટે તમારે ધૈર્યનું અવલંબન કરવું જોઇશે એ તો હું તમને કહીજ ગયો છુ કે, આ વિષયને આપણે વિગતવાર સંપૂર્ણ રીતે ચર્ચવા માગીએ છીએ, કે જેથી કરી અતિ નિકૃષ્ટ પ્રતિના વિચારોમાથી પ્રગતિ થતા થતા એકતાનો આ મહાન આદર્શ કેવી રીતે વિકસવા પામ્યો અને વિશ્વપ્રેમના રૂપમા તે કેવી રીતે પરિણત થયો, તે બરાબર સમજી શકાય. શંકાના ભયનું નિવારણ કરવા માટે એ બધા વિચારોનો આપણે અભ્યાસ કરવો જોઇએ ખરી વાત છે કે, છેક નીચેના પગથીઆથી એની સમાલોચના કરવા જેટલો વખત તેમ ધૈર્ય દુનિયાને ન હોય, પણ આપણે દોડતા દોડતા સર્વોચ્ચ શિખરપર પહોચી જઇએ ને આપણી પાછળ આવનારાને આપણે પસાર કરી ગયેલા સત્ય પક્ષનુ એક વાર પણ નિદર્શન ન કરાવી શકીએ, તો પછી આપણુ એ સર્વોચ્ચ શિખરપર ઉભુ રહેવુ કામનુ પણ શુ? તેથી બહેતર છે કે, આપણે તેની ક્રમ વાર આલોચના કરીએ એમ કરતા પ્રથમ તો એના બૌદ્ધિક અથવા વિચારભાગને સમજી લેવાની જરૂર છે. જો કે હૃદયના ભાવ આગળ વિચારની કઈ કિમત નથી એ વાત આપણે જાણીએ છીએ, છતા વિચારભાગને પણ સમજી લેવાની જરૂર છે આખરે તો હૃદયના ભાવનીજ કિમત સવિશેષ છે. હૃદયદ્વારાજ ભગવાનના દર્શન પામી શકાય છે, વિચાર કિવા બુદ્ધિદ્વારા નહિ બુદ્ધિ તો સાફસૂફ કરનાર ઝાડુવાળાનુ કામ કરે છે. આપણો રસ્તો તે સાફસૂફ કરે છે અને પોલિસની માફક ચોકી પહેરો ભરે છે, અને તેથી તેનુ સ્થાન આ ક્ષેત્રમા ગૌણ છે પણ સમાજના અતિમ ભલા માટે પોલિસનું પ્રયોજન અનિવાર્ય હોય એવુ

માર્ગપર જઇ રહ્યા છે, અને પ્રભુ તમારો પોતાનો છે.

દુનિયાના મહાન પેગંબરોની ખરી શક્તિ શેમા રહી હતી તે શું આપણે જગતના ઇતિહાસપરથી નથી જાણી શકતા? એમની શક્તિ શું બુદ્ધિમા રહી હતી? તેમાના એકાદે પણ તત્વજ્ઞાન કે અટપટા તર્કશાસ્ત્રના વિષયપર એકાદો સુંદર ગ્રંથ પણ રચ્યો હતો? ના, ના; એકેયે નહિ. તેમણે માત્ર થોડાક ગણ્યાગાંઠયા શબ્દોનું ઉચ્ચારણ કર્યું હતુ, અને છતા જગત તેમના ચરણે નમ્યું હતુ. ક્રાઇસ્ટના જેવો હૃદયભાવ રાખો અને તમે ક્રાઇસ્ટ બની જશો; બુદ્ધના જેવો ભૂતપ્રેમ સેવો અને તમે બુદ્ધ બની જશો. અર્થાત્ કે સાચો હૃદયભાવજ–સાચો સ્નેહજ જીવન, બળ અને ચૈતન્ય છે; સાચા હૃદયભાવ વગરનું ગમે તેટલું બુદ્ધિકૌશલ્ય પણ ઇશ્વર-પ્રાપ્તિ માટે નિરર્થક છે. નરબુદ્ધિ એ તો સંચાલનશક્તિરહિત મોટરના ખોખા સમાન છે. હૃદયનો ભાવ તેમાં પેસે છે અને તેનામાં ગતિનો સંચાર કરે છે, ત્યારેજ તે હાલચાલ કરી કામ આપી શકે છે. દુનિયાભરમા એવોજ પ્રકાર છે, આ વાત તમારે સદાસર્વદા સ્મરણમા રાખવાની છે વેદાતના નીતિશાસ્ત્રમા આ એક અત્યુત્તમ વ્યવહારગમ્ય તત્ત્વ છે. કેમકે વેદાતનો એ ઉપદેશ શીખવે છે કે "તમે બધાજ પેગંબરો છો અને પેગંબરો થવાજ જોઇએ" કોઈ પણ ગ્રંથ તમારા વર્તન કે આચારનું પ્રમાણ નથી; પણ તમેજ તે ગ્રંથના પ્રમાણરૂપ છો ગ્રંથ સત્યજ શીખવે છે એવું તમે શા ઉપરથી કહી શકો? તો કે તમે પોતે સત્ય છો અને સત્ય અનુભવો છો તે પરથી. વેદાત જે કહે છે તે આજ છે. દુનિયાના ક્રાઇસ્ટો અને બુદ્ધોની સર્વોત્તમતા અને સિદ્ધતાનું પ્રમાણ શું છે? તો કે એજ કે તમે અને હુ તેમના જેવીજ સહાનુભૂતિ અને સ્નેહ (કિંચિત્ અંશમા પણ) ધરાવીએ છીએ. તમે અને હું તેમને સાચા સમજીએ છીએ તેનું કારણ આજ છે. આપણો પેગંબર-આત્મા તેમના પેગંબરત્વની સાક્ષી પૂરે છે તમારો ઇશ્વરી આત્મા એજ ઇશ્વરનું પ્રમાણ છે તમે પોતે જો એક પેગંબર ન હો, તો ઇશ્વરને લગતી કોઇજ વાત સાચી નથી. તમે પોતેજ જો ઇશ્વર ન હો, તો કોઇ ઇશ્વર ભૂતકાળમા હતો નહિ, વર્તમાનમા છે નહિ અને ભવિષ્યમા હશે પણ નહિ. આજ આદર્શને અનુસરવાનું વેદાત આપણને કહે છે. આપણામાના પ્રત્યેક જણને પેગંબર બન્યા વગર છૂટકોજ નથી, કેમકે તમે પ્રથમથી તેવા છોજ, માત્ર તેને જાણો એટલીજ વાર છે. આત્મા માટે ફલાણું અશક્ય છે, એવું તો કદાપિ ધારો નહિ. આત્માની બાબતમા 'અશક્ય' જેવો શબ્દ શબ્દકોષમા છેજ નહિ. એવો ખ્યાલ સરખો આવવો એ મોટામા મોટી નાસ્તિકતા છે.



# ૧૭–*व्यावहारिक वेदांत–भाग २ जो

એક બાળકને જ્ઞાનની પ્રાપ્તિ કેવી રીતે થઇ તે વિષે એક અતિ પ્રાચીન વાત છાંદોગ્ય ઉપનિષદ્‌મા છે, તે આજે હું તમને કહી બતાવવા માગું છે એ વાર્તાનું સ્વરૂપ જોઇએ તેવું પરિપક્વ નથી, છતા તેની અદર અમુક સિદ્ધાત તો સમાયેલો છે, એ વાત નિર્વિવાદ એક નાના છોકરાએ પોતાની માને કહ્યુ "બા હું વેદાભ્યાસ કરવા ગુરુજી પાસે જાઉં છુ; મને મારા પિતાજીનુ નામ તથા મારા વર્ણ અને ગોત્રનું નામ કહે" હવે એ માતા પરણેલી સ્ત્રી નહોતી; અને હિદુસ્થાનમા એવો ધારો છે કે, અપરિણિત સ્ત્રીનું બાળક વર્ણરહિત યાને વર્ણસંકર લેખાય છે. એટલે કે સમાજની અદર તેનો અંગીકાર થતો નથી, અને વેદાભ્યાસનો પણ તેનો અધિકાર મનાતો નથી તેથી તે બિચારી માતાએ કહ્યું કે "બેટા! મને તારા ગોત્ર કે કુળની ખબર નથી જુવાનીમા હું દાસી-ભાવે રહેતી હતી અને એ ભાવે અનેક જગાએ મારે રહેવાનુ થયુ હતુ. તે દરમિયાન મને તારી પ્રાપ્તિ થઇ, પણ કોના વીર્યથી તે હું જાણી શકી નહિ તેથી તારો બાપ કોણ તે તો હું કહી શકતી નથી પણ જાણુવુ હોય તો એટલુ કહી શકું છુ કે, મારૂં નામ જબાલા છે ને તારૂં નામ સત્યકામ છે" એ પછી તે બાળક એક ઋષિ પાસે ગયો અને પોતાને એક વિદ્યાર્થીતરીકે રાખવા માટે તેમની આગળ પ્રાર્થના કરી તે પરથી તે ઋષિએ તેને પૂછ્યુ કે "વત્સ! તારા બાપનુ નામે શુ અને તારૂ ગોત્ર કયુ?" જવાબ-મા તે છોકરાએ પોતાની માતાએ જેવી હકીકત કહી હતી તેવીજ કહી બતાવી, એટલે ઋષિ એકદમ બોલી ઉઠ્યા કે "પોતાની જાત માટે આવુ નામોશીભર્યું સત્ય બ્રાહ્મણ સિવાય કોઇજ બોલી શકે નહિ માટે ગુણ–સ્વભાવ ઉપરથી તુ બ્રાહ્મણ વર્ણનો સિદ્ધ થાય છે, તેથી હુ તારો શિષ્યતરીકે સ્વીકાર કરૂં છુ." એમ કહી ઋષિએ તેને પોતાના આશ્રમમા રાખ્યો અને સપૂર્ણ વેદાભ્યાસ કરાવ્યો

પ્રાચીન હિદમા શિક્ષણની પ્રથા પણ વિલક્ષણ પ્રકારની હતી. તે મુજબ આ ગુરુજીએ સત્યકામને દુબળી પાતળી ચારસો ગાયોની

* લડન, તા ૧૨ નવેમ્બર ૧૮૯૬

રખેવાળી સોંપીને જંગલમાં મોકલ્યો. તે મુજબ સત્યકામ જંગલમાં ગયો અને કેટલોક સમય ત્યાંજ એ કામ કરતો રહ્યો આ ચારસો ગાયોનું ધણ હજારની સંખ્યામાં વધે એટલે આશ્રમમાં પાછા ફરવાની ગુરુજીની આજ્ઞા હતી થોડાક વર્ષ પછી એક દહાડો તે જૂથમાંનો એક મોટો સાંઢ સત્યકામને ઉદ્દેશી એમ કહેતો સંભળાયો કે "હવે અમે હજાર થયા છીએ, તેથી અમને તારા ગુરુજી પાસે લઇ ચાલ. હું તને બ્રહ્મવિષે કંઇક શીખવાડીશ" તે સાંભળી સત્યકામે કહ્યું કે "કહો, કહો, વૃષભરાજ!" એટલે સાંઢ બોલ્યો "પૂર્વદિશા એ પ્રભુનો અંશ છે, તે પ્રમાણે પશ્ચિમ, ઉત્તર અને દક્ષિણ પણ પ્રભુના અંશો છે. ચાર મુખ્ય દિશાઓ એ પ્રભુના અંશો છે. અગ્નિ પણ આ બ્રહ્મવિષે તને કંઇક શીખવાડશે." અગ્નિને તે કાળમાં બ્રહ્મના ખાસ ચિહ્નતરીકે પૂજવામાં આવતો, અને પ્રત્યેક વિદ્યાર્થીને રોજ અગ્નિહોત્ર કરવો પડતો. હવે બીજે દહાડે સવારે સત્યકામે ગાયોના ધણ સાથે ગુરુજીના આશ્રમ તરફનો રસ્તો લીધો. સાંજ પડતાં તેણે એક ઠેકાણે મુકામ કર્યો ત્યાં સ્નાનસંધ્યા કરી અગ્નિનારાયણને આહુતિ આપી તેની સમીપ તે બેઠો હતો, એવામાં અગ્નિમાંથી એક અવાજ નીકળતો તેને સંભળાયો કે "હે! સત્યકામ!" સત્યકામે કહ્યું "ફરમાવો, મહારાજ!" *"જો, સત્યકામ! હું તને બ્રહ્મવિષે કંઇક શીખવાડવા આવ્યો છું આ પૃથ્વી તે બ્રહ્મનો એક અંશ છે. આકાશ અને સ્વર્ગ પણ તેના અંશો છે સાગર પણ તે બ્રહ્મનો અંશ છે" આમ કહી અગ્નિએ વિશેષમાં જણાવ્યું કે "અમુક એક પક્ષી પણ તને કંઇક શીખવાડશે." બીજે દિવસે સવારમાં સત્યકામે પાછો પોતાનો પ્રવાસ શરૂ કર્યો, અને આગલા દહાડાની માફક સાંજરે મુકામ કર્યો, તથા સ્નાનસંધ્યાદિ ષટકર્મ પરવારી રહ્યો એટલે એક હંસ તેની પાસે આવ્યો તે કહેવા લાગ્યો કે "સાંભળ, સત્યકામ! બ્રહ્મવિષે હું તને કંઇક શીખવાડું છું, આ અગ્નિ જેને તું પૂજે છે, તે એ બ્રહ્મનો અંશ છે તેમજ સૂર્ય, ચંદ્ર અને વિદ્યુત પણ બ્રહ્મના અંશો છે મદગુ નામનું પક્ષી તને એ વિષે વધારે કહેશે" બીજી સાંજે તે મદગુ પક્ષી આવ્યું અને તેનો પણ એવો શુભ અવાજ સાંભળાયો "સત્યકામ! બ્રહ્મવિષે હું તને કંઇક શીખવાડું છું તે સાંભળ પ્રાણ એ બ્રહ્મનો અંશ છે, દૃષ્ટિ, શ્રવણ અને મન પણ એ બ્રહ્મના અંશો છે." એ પછી સત્યકામ ગુરુના આશ્રમે આવી પહોંચ્યો અને ગુરુજીના ચરણોમાં આદરભાવ-

* બાઇબલના ઓલ્ડ ટેસ્ટામેન્ટની અંદર પણ આવી એક વાત છે. તેમાં આવીજ અદ્ભુત આકાશવાણી સેમ્યુઅલના સાંભળવામાં આવતી હતી, એમ કહેવાયું છે

સહિત દંડવત્ પ્રણામ કર્યા પોતાના આ શિષ્યને જોતાંજ ગુરુજી બોલ્યા કે 'વત્સ સત્યકામ' તારી મુખમુદ્રા બ્રહ્મજ્ઞાનના તેજથી ઝળકી રહી છે તો કહે જોઈએ, એ જ્ઞાન તને કોણે આપ્યું ?' સત્યકામે જવાબ આપ્યો કે 'મનુષ્યેતર પ્રાણીઓએ ગુરુદેવ ' તથાપિ આપ ગુરુજી પોતે મને તે ઉપદેશ સંભળાવો, એવી મારી મનકામના છે કારણ કે આપના જેવા મહાપુરુષોના મુખે મેં સાંભળ્યું છે કે ગુરુના મુખે સાંભળેલું જ્ઞાનજ પરમાર્થના પંથે લઈ જનારૂં બને છે તે પરથી ગુરુએ તેને તેજ જ્ઞાનોપદેશ કર્યો કે જે પૂર્વે તેને દેવો પાસેથી મળ્યો હતો એ રીતે સત્યકામને બધુંજ જ્ઞાન પ્રાપ્ત થયું, અને કશુંજ બાકી રહ્યું નહિ "

હવે, આ સાંઢ, અગ્નિ અને પક્ષીઓના રૂપકોને બાજુએ મૂકી આપણે વિચારી જોઈશું તો તે જમાનામાં વિચારનું વહેણ કઈ દિશામાં વહેતું હતું તે સારી રીતે સમજાશે જે એક મહાન તત્ત્વનું બીજ એ કથામાં રહેલું છે, તે એજ કે આ બધીજ વાણીઓ આપણા પોતાના અંતરપટમાં રહેલી છે આ સત્યોને જેમ જેમ આપણે વધારે સારી રીતે સમજતા થઈએ છીએ, તેમ તેમ આપણને જણાય છે કે, એ વાતનો ધ્વનિ આપણા હૃદયમાંજ ઉત્પન્ન થાય છે શિષ્યને બરાબર સત્યનોજ ઉપદેશ કર્ણગોચર થતો હતો તેની ના નહિ, પણ તે બાબતની તેની સમજૂતિ બરાબર નહોતી એ ધ્વનિને તે પોતાની બહારના જગતમાંથી આવતો માનતો હતો, પણ તે તેના પોતાના અંતરમાંથીજ આવતો હતો હવે આ કથામાંથી બીજું એક તત્ત્વ આપણને જડે છે, તે એ કે, બ્રહ્મનું જ્ઞાન જીવનમાં વ્યાવહારિક બનાવી શકાય તેમ છે દુનિયા તો હંમેશા ધર્મની વ્યાવહારિક શક્યતાઓજ ખોળતી ફરે છે, અને આ વાતોમાંથી આપણને જણાય છે કે, તે દિનપ્રતિદિન કેવો વધુ ને વધુ વ્યવહારમય બનતો જતો હતો, જે વસ્તુઓથી વિદ્યાર્થીઓ સુપરિચિત હતા તે વસ્તુઓદ્વારા તેમને સત્યનું દર્શન કરાવવામાં આવતું હતું જે અગ્નિને તેઓ પૂજતા હતા તેને બ્રહ્મના રૂપતરીકે વર્ણવ્યું છે, તેમ પૃથ્વીને પણ બ્રહ્મના અંશતરીકે બતાવી છે, ઇત્યાદિ ઈત્યાદિ

આ પછી બીજી વાત સત્યકામના શિષ્યની આવે છે એનું નામ ઉપકોશલ કામલાયન હતું એ શિષ્યે સત્યકામને ગુરુ બનાવ્યા અને જ્ઞાનની પ્રાપ્તિ માટે કેટલોક વખત તેના આશ્રમમાં નિવાસ કર્યો હવે એક વાર એવું બન્યું કે, સત્યકામને કારણવશાત્ લાંબા પ્રવાસે જવું પડ્યું આથી તે શિષ્યને પોતાના અભ્યાસમાં વિક્ષેપ પડેલો જોઈને નિરાશા ઉત્પન્ન થઈ અને તેના પરિણામે તેણે ખાવાપીવાનું પણ છોડી દીધું. તે જોઈ ગુરુપત્નીએ તેની પાસે આવીને પૂછ્યું કે 'વત્સ ' તું કેમ કાંઈ ખાતો નથી, તને શું

થયુ છે ?" પ્રત્યુત્તરમા શિષ્યે જણાવ્યુ કે "માતા' મારી ચિત્તવૃત્તિ એટલી બધી અસ્વસ્થ બની ગઇ છે કે મને ખાવાની સુદ્ધા રુચિજ થતી નથી" એવામા જે અગ્નિકુંડ પાસે બેસીને તે હોમ કરતો હતો તેમાથી અદ્દભુત નાદ કાને પડયો કે "આ પ્રાણ બ્રહ્મ છે, સુખ બ્રહ્મ છે, આકાશ બ્રહ્મ છે, એ બ્રહ્મને તુ જાણ" શિષ્યે સામો જવાબ આપ્યો કે "પ્રાણ બ્રહ્મ છે તે હું જાણું છુ. મહારાજ' પણ આકાશ અને સુખ પણ બ્રહ્મ છે તેનું મને જ્ઞાન નથી" તે પરથી અગ્નિએ તેને 'આકાશ અને સુખ' એ બે શબ્દોની સમજૂત આપીને જણાવ્યુ કે, તે બન્ને વસ્તુત તો એકજ-શુદ્ધ ચૈતન્ય-છે, અને આ હૃદય તેનુ નિવાસસ્થાન છે એ રીતે અગ્નિએ તેને હૃદયસ્થ આકાશ અને પ્રાણતરીકે બ્રહ્મનુ જ્ઞાન આપ્યુ. વળી પણ અગ્નિએ કહ્યુ કે "આ પૃથ્વી, અન્ન અને તુ જેની ઉપાસના કરી રહ્યો છે તે આ અગ્નિ અને સૂર્ય સુદ્ધા બ્રહ્મના રૂપો છે સૂર્યમા જે પુરુષ દેખાય છે તે મારૂજ સ્વરૂપ છે. તે હુજ છુ-હુ તેજ છુ. જે આ બ્રહ્મરહસ્યને પિછાને છે અને તેનુ ચિંતન કરે છે, તેના સકળ પાપો નાશ પામીને તે દીર્ઘાયુષ અને સુખનો ભોક્તા બને છે. ચતુર્દિશાઓ, ચદ્ર, તારા અને જળની અદર જે રહેલ છે તે હુ છુ, હુ તેજ છુ." જે તત્ત્વ આ પ્રાણ, આકાશ, સ્વર્ગો અને વિદ્યુતમા વસે છે તે હુ છુ. હુ તેજ છુ." અહીં આ પણ આપણને ધર્મની વ્યાવહારિકતાનોજ ખ્યાલ પ્રાપ્ત થાય છે અગ્નિ, સૂર્ય, ચદ્ર ઇત્યાદિ જે વસ્તુઓની તેઓ ઉપાસના કરતા હતા અને જે ધ્વનિ સાથે તેમનો પરિચય થઇ ગયો હતો તેજ કથાઓનો વિષય બને છે, અને તેજ ઉપદેશકની ગરજ સારી તેમને ઉચ્ચતર અર્થ પ્રતિ દોરી લઇ જાય છે અર્થાત્ કે અગ્નિ, સૂર્ય, ચદ્ર ઇત્યાદિ જે વસ્તુઓથી તેઓ પરિચિત હતા તે વસ્તુઓની તેઓ સમાલોચના કરવા લાગ્યા અને તેમ તેમ તેમને એકતાનુ રહસ્યજ્ઞાન વધુ અને વધુ પ્રમાણમા પ્રાપ્ત થતુ ચાલ્યુ. વેદાતની પ્રકૃત વ્યાવહારિક બાજુ તે આજ છે. વેદાત જગતને ઉડાવી દેતુ નથી, પણ તેની વ્યાખ્યા અથવા સમાલોચના કરે છે તે વ્યષ્ટિ અથવા વ્યક્તિને પણ ઉડાવી દેતુ નથી, પણ પ્રકૃત વ્યષ્ટિનુ નિદર્શન કરાવી તેને યથાર્થ રૂપમા સમજાવે છે જગત મિથ્યા છે અર્થાત્ કે તેનું અસ્તિત્વજ નથી એમ તે કહેતુ નથી, પણ કહે છે કે "જગતનુ વાસ્તવિક સ્વરૂપ શુ છે તે બરાબર સમજી લ્યો, કે જેથી તે તમને કોઈ રીતે નુકસાન કર્તા ન નીવડે" જે ધ્વનિ સત્યકામને કે તેના શિષ્યને સભળાયો હતો તેનો ભાવાર્થ એવો મુ ્લે નહોતો કે અગ્નિ, સૂર્ય, ચદ્ર, વિદ્યુત્ અથવા જે જે કશાની તેઓ ઉપાસના કરતા હતા તે બધાજ ખોટા પદાર્થો હતા, પણ એ ધ્વનિનો ભાવાર્થ એટલોજ

ગૌતમ ! અપન્લોક તે અગ્નિ છે, સૂર્ય તેનું ઇન્ધન કહેના બળતણ છે, કિરણો એ ધૂમ્ર છે, દિવસ એ તેના જ્વાળા છે, ચદ્ર તેનો અગાર છે અને તારા એ તેના તણખા છે આ અગ્નિમા દેવો શ્રદ્ધારૂપી આહુતિ હોમે છે, અને એ આહુતિમાથી સોમરાજા પ્રગટે છે" એ રીતે આગળ સમજાવતા તે કહે છે કે "તારે એ અગ્નિની ઉપાસના કરવાની જરૂર નથી, સમસ્ત વિશ્વ એ અગ્નિરૂપ છે અને આ આહુતિ અને ઉપાસના સતત ચાલુજ હોય છે. દેવો, ફિરસ્તાઓ અને બધાજ તેની ઉપાસના કરે છે. મનુષ્યનું શરીર એ અગ્નિનું મોટામા મોટુ ચિહ્ન છે" આ ઠેકાણે પણ આપણે બ્રહ્મનો ખ્યાલ વ્યવહારગમ્ય બનતો જોઇએ છીએ, યાને પ્રત્યેક પદાર્થમા બ્રહ્મનું દર્શન કરાતુ જોવામા આવે છે આ બધીજ વાર્તાઓના મૂળમાં એકજ સિદ્ધાત રહેલો છે, અને તે એ કે, બ્રહ્મરૂપના શોધી કઢાયલા ચિહ્નો સારા અને મદદકર્તા હશે તેની ના નહિ, પણ આપણી બુદ્ધિ શોધી કાઢે તેના કરતા પણ વધારે સરસ ચિહ્નો અસલથીજ અસ્તિત્વ ધરાવતા આવ્યા છે. ઇશ્વરને આરાધવા માટે તમે એકાદી મૂર્તિ શોધી કાઢો, પણ એના કરતા સરસ મૂર્તિ-જીવંત મનુષ્યરૂપે ક્યારનીયે અસ્તિત્વમા છે. પ્રભુની ઉપાસના માટે તમે એકાદુ મદિર નિર્માણ કરો તે એક સારી વાત છે; પણ તેના કરતા સારૂ અને ઉચ્ચ પ્રતિનું મદિર ક્યારનુય મોજુદ છે, અને તે મદિર તે બીજુ કઇ નહિ પણ માનવીનું શરીર છે.

તમને એટલું તો યાદ હશેજ કે, વેદોના બે વિભાગ પડે છે–એક કર્મકાડ અને બીજો જ્ઞાનકાડ. વખત જતા કર્મકાડનું જોર એટલુ બધું વધી ગયુ કે વેદોને તેનાથી છૂટા પાડવાનું કામ લગભગ નિરાશાભર્યું હતુ; છતા ઉપનિષદોમા આપણે જોઇએ છીએ કે, કર્મકાંડને બિલકુલ ઉડાવી દેવામા આવ્યો છે, પણ તે ધીમે રહીને યાને કર્મવિધિઓનુ રહસ્ય ખુબીથી સમજાવીને, અને નહિ કે તેમને ધૂતકારી કાઢીને આપણે જાણીએ છીએ તેમ પ્રાચીન-કાળમા હોમ-હવન અને યજ્ઞ-યાગો તરફ લોકોનુ વલણ મુખ્યત્વે હતી હતુ. પરતુ ને પછી તત્ત્વજ્ઞાનીઓનો જમાનો આવ્યો તેમણે આ યજ્ઞયાગાદિ કર્મકાડના ચિહ્નોને અજ્ઞાન લોકોના હાથમાથી સાવ ઝુટવી લેવાને બદલે, યાને હાલના સુધારકો કમનસીબે કરે છે તેમ જૂના રિવાજોનું એકલુ ખડન કરી તેમને છેક નિંદી કાઢીને વિરોધી દળ ઉભુ કરે છે તેમ ન કરતા તેના બદલામા લોકોને વધારે સારા ઉપાસ્યચિહ્નો બતાવ્યા તેઓ લોકોને કહેતા કે "જુઓ ભાઇઓ, તમે અગ્નિને બ્રહ્મના ચિહ્નતરીકે પૂજો છો અને તેમા હવન કરો છો, એ બહુ સારી વાત છે; પણ આ પૃથ્વી

આખીજ જાતનું બીજું ચિહ્ન છે, અને તેમા રાત્રિદિવસ હવન ચાલુ છે કેવુ ભવ્ય અને મોટું ચિહ્ન ! એ તમને સમ્યા વગર કેમ રહે ?" નાના દેવસ્થાનોને ઉદ્દેશીને તેઓ કહેતા કે 'આ નાનુ દેવાલય તમે બાધ્યુ છે તે બહુ સારૂ કર્યુ છે, પણ ખરુ પૂછો તો આ આખું વિશ્વજ દેવમંદિર છે. તેથી મનુષ્ય ગમે ત્યા રહીને પણ પ્રભુની ઉપાસના કરી શકે છે ઉપાસનામાટે મનુષ્યો ભૂમિપર વિલક્ષણ આકૃતિઓ અને વેદીઓ રચે છે, પણ આ માનવીનુ શરીર એ મોટામા મોટી વેદી છે, અને તે વેદીપર રહી ઉપાસના કરવી તે કોઈ પણ અન્યચિહ્નની ઉપાસના કરવા કરતાં ઉચ્ચતર છે " આ રીતે જૂના વિચારોને ઉખાડી પાડી લોકોમા તેના વિરોધીતરીકે બહાર પડવાને બદલે તેઓ એ જૂના વિચારો અને રિવાજોની યોગ્ય રીતે કદર કરી તેમને બદલે વધારે સારા અને ઉચ્ચ વિચારો લોકો આગળ મૂકયા, અને એ રીતે લોકોને તેમણે કર્મકાંડની ઝઝટમાથી છોડાવ્યા

હવે આપણે એક એવા વિલક્ષણ સિદ્ધાંત પ્રતિ આવી પહોચ્યા છીએ કે જેનો ઘણો ભાગ મારા પોતાથી પણ યથાર્થ નથી સમજી શકાતો, છતા તમારામાથી કોઈ કુશાગ્ર બુદ્ધિને એમાથી કઇ તાત્પર્ય કદાચ જડી આવે, એ હેતુથી હુ તે તમારી આગળ અહીં વાચું છુ કહે છે કે, મનુષ્યનુ જ્યારે મૃત્યુ નીપજે છે, ત્યારે ધ્યાન અને ચિંતનથી શુદ્ધ બનેલો જ્ઞાની પુરૂષ પ્રથમ તેજમા પ્રવેશે છે, તેજમાથી પછી તે દિવસમા જાય છે. દિવસમાથી શુક્લ પક્ષમા, ત્યાથી ઉત્તરાયણમા, ત્યાથી વર્ષમા, વર્ષમાથી સૂર્યમા, સૂર્યમાથી ચદ્રમા જાય છે; અને જ્યારે તે વિદ્યુતલોકમા આવે છે ત્યારે ત્યા આગળ તેને એક દિવ્યાત્માનો ભેટો થાય છે અને તે દિવ્ય પુરુષ તેને સગુણ બ્રહ્મની સમીપ લઇ જાય છે આ રસ્તો દેવોનો છે, અને તેથી તે દેવયાન કહેવાય છે સાધુમહાત્માઓ[1] અને જ્ઞાનીઓ મૃત્યુ બાદ એ પથે પળે છે, અને તેમનું આ લોકમા પુનરાગમન થતુ નથી હવે આમા પક્ષ, માસ અને વર્ષના શો અર્થ થાય છે તે કોઇથી સ્પષ્ટ સમજી શકાતુ નથી દરેક જણ પોતાને મનગમતો અર્થ લાગુ કરે છે, અને કેટલાક તો કહે છે કે, એ બધો ગોટો પિટો હોઈ તેનો કશોજ અર્થ નથી. આ સૂર્યલોકમા અને ચદ્રલોકમા જવાનો અને ત્યાથી વિદ્યુતલોકમા મુક્તાત્માની મદદે દિવ્ય પુરુષનુ આગમન થાય છે તેનો ખરો અર્થ શો સમજવાનો છે, તે કોઇજ જાણતુ નથી હા, હિંદુલોકોની એક એવી ધારણા છે ખરી કે, ચદ્રલોકમા પ્રાણિનો વાસ છે, અને ત્યાથીજ પ્રાણીનું પતન થઈ આ પૃથ્વીપર અવતરણ કેવી રીતે થાય છે, તે આપણે હવે પછી જોઇશુ જે લોકોને પરમ જ્ઞાનની પ્રાપ્તિ

નથી થઈ હોતી, છતા જેમણે આ પૃથ્વીપરના જીવનમા સારા કર્મો કર્યા હોય છે, તેઓ મૃત્યુબાદ પ્રથમ તો ધૂમ્રને પ્રાપ્ત થાય છે ત્યાથી પછી રાત્રિમા, રાત્રિમાથી કૃષ્ણપક્ષમા, કૃષ્ણપક્ષમાથી દક્ષિણાયનના છ માસમા, ત્યાથી પિતૃલોકમા, પિતૃલોકમાથી આકાશમા અને આકાશમાથી છેવટે ચદ્રલોકમા તેમનુ આગમન થાય છે અહી ચદ્રલોકમા તેઓ દેવતાઓના આહારનો પદાર્થ બને છે, અને તે દેવતાઓના ખાધામા આવતા તેમના વીર્યવડે તેઓ દેવતાઓ થઇ અવતરે છે, અને તેમના સત્કર્મોનુ પુણ્ય પરવારતા લગી તેઓ દેવતારૂપે ત્યા આગળ રહે છે, પણ તેમના શુભ કર્મોનુ પુણ્ય પરવારતાજ તેઓ પાછા આવ્યા તે રસ્તે પૃથ્વીપર પડે છે પ્રથમ તેઓ આકાશતત્ત્વ બને છે, તેમાથી વાયુરૂપ, વાયુમાથી ધૂમ્રરૂપ, ધૂમ્રમાથી ઝાકળરૂપ, તેમાથી વાદળરૂપ અને વાદળરૂપમાથી વર્ષાના બિંદુરૂપે પૃથ્વીપર પડે છે ત્યા આગળ તેઓ આહારમા ભળી મનુષ્યના ખાધામા આવે છે, અને તેમાથી વીર્ય થઈ મનુષ્યના બાળકરૂપે જન્મે છે જેમના કૃત્યો અતિશય સારા હોય છે, તેઓ સારા કુટુબોમા જન્મે છે અને જેમના કૃત્યો બહુ ખરાબ હોય છે તેઓ નીચ કુળમા અને કેટલીક વાર તો કુતરા બિલાડા જેવી પશુયોનિમા પણ અવતરે છે આ પૃથ્વીપર પ્રાણીઓના ગમન તથા આવાગમનની ક્રિયા સતત ચાલુ છે, અને તેથીજ પૃથ્વી છેક ભરાઈ જતી નથી કે છેક ખાલી પણ થઇ જતી નથી

આમાથી પણ આપણને કેટલાક મુદ્દાઓ મળી શકશે, અને આગળ જતા કદાચ તેના રહસ્યને આપણે સારી રીતે સમજી શકીશુ, પાને તેનો શો અર્થ થતો હશે તેનો કઈક ખ્યાલ પણ બાધી શકીશુ એમાનો છેલ્લો ભાગ કે જેમા સ્વર્ગના નિવાસીઓનુ કેવી રીતે પુનરાગમન થાય છે તેનુ વર્ણન છે તે ભાગ પહેલા ભાગ કરતા વધારે સ્પષ્ટ છે, તથાપિ એકદરે જોતા તે આખીજ વાતનો સાર એમ લાગે છે કે, કાયમનુ સ્વર્ગ તો પ્રભુના સાક્ષાત્કાર સિવાય મળતુજ નથી તેથી જે લોકોએ ઈશ્વરનો સાક્ષાત્કાર મેળવ્યો નથી, પણ આ દુનિયામા સારા કૃત્યો કર્યા હોય છે અને તે પણ તેના શુભ ફળ પામવાની ઇચ્છાથી, તેઓ મૃત્યુબાદ એકમાથી બીજા લોકમા પસાર થતા થતા અતે સ્વર્ગલોકમા પહોચે છે, અને ત્યા તેઓ આપણા અહીનીજ માફક દેવતાઓના બાળકો થઈ અવતરે છે અને પુણ્યફળ પહોચતાલગી દેવતાઓના સુખભોગ ભોગવતા ત્યા આગળ રહે છે આમાથી વેદાતનો એક મુખ્ય વિચાર તરી આવે છે કે, જેને જેને નામ અને રૂપની ઉપાધિ છે તે પ્રત્યેક વસ્તુ નાશવંત છે આ પૃથ્વી નાશવત છે, કેમકે તેને નામ તથા રૂપ છે તેવીજ રીતે આ સ્વર્ગો પણ નાશવતજ હોવા જોઇએ

કેમકે તેમને પણ નામ અને રૂપની ઉપાધિઓ લાગુ છે તેથી 'શાશ્વત સ્વર્ગ' એ કથનજ વિરોધાભાસવાળું છે સ્વર્ગ એટલે નામ રૂપવાળી જગા, એટલે કે નાશવંત જગા, અને શાશ્વત એટલે કે અનાશવંત આથી 'અનાશવંત નાશવંત' જગા એમ કહેવું બિલકુલ અજુગતું છે. નામરૂપવાળી પ્રત્યેક વસ્તુ કાળમાં શરૂ થાય છે, કાળમાં વર્તમાન હોય છે અને કાળમાંજ લય પામે છે આ વેદ વેદાંતના સ્થાપિત સિદ્ધાંતો છે તેથી સ્વર્ગોની વાત પાછળથી મૂકી દેવામાં આવી છે

એ તો આપણે જોઇ ગયા છીએ કે, વેદોના સંહિતાભાગમાં આપણને શાશ્વત સ્વર્ગની ભાવના–લગભગ મુસલમાનો અને ખ્રિસ્તી લોકોના જેવીજ મળી આવે છે મુસલમાનોએ તેને વધારે સ્થૂળ સ્વરૂપમાં વર્ણવી છે તેઓ કહે છે કે, જન્નત અથવા સ્વર્ગ એક એવું સ્થાન છે કે જ્યાં ઠેકઠેકાણે બાગબગીચા બહેકી રહ્યા છે અને જ્યાં સરસ નદીઓ ખળખળ વહી રહી છે અરબસ્તાનના રણપ્રદેશમાં પાણી એ બહુ ઇચ્છનીય વસ્તુ હોવાથી મુસલમાનોની કલ્પનાસૃષ્ટિમાં પાણીના વિપુલતાવાળુંજ સ્વર્ગ હમેશા તરવરે એ સ્વાભાવિક છે હું એક એવા દેશમાં જન્મ્યો છું કે જ્યાં વર્ષના છ મહિના વરસાદ ને વરસાદજ હોય છે. તેથી સ્વર્ગની મારી કલ્પના એક સૂકા અને ભેજ વગરના સ્થાનતરીકેનીજ થવાની અંગ્રેજોની પણ સ્વર્ગની કલ્પના તેવીજ તરેહની હોવાની આ સ્વર્ગો સંહિતામાં શાશ્વત તરીકે વર્ણવાયા છે, અને ત્યાં જનારા સુંદર સુંદર શરીરો ધારણ કરીને પોતાના પિતૃઓના સાથમાં વસે છે, અને તે પછી હમેશને માટે સુખી જીવન ગુજારે છે ત્યાં તેમને તેમના માબાપ, બાળબચ્ચાં અને બીજા સગાસંબંધીઓનો મેળાપ થાય છે, અને એ બધાં એકત્ર મળી લગભગ અહીંના જેવુંજ જીવન ગુજારે છે ફેર માત્ર એટલો કે, ત્યાંનું જીવન અહીંના જીવન કરતાં વધારે સુખમય હોય છે આ જીંદગાનીમાં સુખના માર્ગમાં જે જે મુશ્કેલીઓ અને અંતરાયો જણાય છે તે બધાજ ત્યાં સ્વર્ગમાં અદૃશ્ય બની જાય છે અને સુખના સઘળા સારાંજ અંશો અને ભોગો માત્ર અવશિષ્ટ રહે છે પરંતુ આવી જાતની વસ્તુસ્થિતિ મનુષ્યના મનને ગમે તેવી સુખપ્રદ ભલે ભાસે, છતાં સત્ય અને સુખ એ બે ભિન્ન વસ્તુઓ છે તેની તો કોઈથી ના પડાય તેમજ નથી સત્યની પરાકાષ્ઠાએ પહોંચ્યા વગર તે સામાન્ય રીતે કદાપિ સુખકર ભાસતું નથી માનવી સ્વભાવ બહુ પુરાણપ્રિય અને એકની એક સ્થિતિને ચુસ્ત રીતે વળગી રહેવવાળો હોવાથી એક વાર તે અમુક કામ કરે છે એટલે પછી તેમાંથી નીકળવું તેને બહુ ભારે થઈ પડે છે કેમકે તે નવીન વિચારો તેને પ્રતિકૂળ ભાસે છે તેથી તેનું મન તે નવીન વિચારોને ગ્રહણ કરવાની આનાકાની કરે છે

આ ઉપરથી આપને લાગ્યા વગર નહિ રહે કે, આવી તેવી બાબતમા યાને પૂર્વપ્રચલિત ધારણાઓમા ઉપનિષદે બહુ આગળ ડગ માડયા છે ઉપનિષદમા પોકારી પોકારીને કહેવાયું છે કે, આ બધા સ્વર્ગો કે જયા આગળ જીવાત્માઓ પોતાના પૂર્વજ પિતૃઓ સાથે રહે છે એમ કહેવામા આવે છે, તે શાશ્વત હોઇ શકે નહિ કેમકે નામ-રૂપવાળા એકેએક પદાર્થનો મોડો વહેલો નાશ તો અવશ્ય થવોજ જોઇએ તેથી જો વિશિષ્ટ આકૃતિવાળા સ્વર્ગો ખરેખર હોયજ, તો તેમનો પણ કાળે કરીને નાશ થતોજ હોવો જોઇએ તેઓ ભલે લક્ષાવધિ વર્ષો લગી ટકવાવાળા હોય, પણ એક વેળા તો અવશ્ય એવી આવવાની કે જ્યારે તેમને નષ્ટ થવુજ પડવાનું આનીજ સાથે એ પણ ખ્યાલ સ્ફૂર્યો કે ત્યારે તો ત્યા વસતા જીવાત્માઓને પુનઃ પૃથ્વી-પર પણ મોડાવહેલા આવવુ જ પડતું હશે; અને તેથી સ્વર્ગો એ એવા સ્થાનો હોવા જોઇએ કે જયા જીવો પોતાના સુકૃત્યના ફળ ભોગવતા હોવા જોઇએ અને એ સુકૃત્યોનો પ્રભાવ પૂરો થતા પાછા પૃથ્વીપર અવતરતા હોવા જોઇએ આ પરથી એક વાત તો સ્પષ્ટ સમજાય છે કે, કાર્યકારણની ફિલસુફીનો માનવજાતિને અતિ પ્રાચીન સમયથી એ ખ્યાલ હતો. એ ખ્યાલને અમારા તત્ત્વવેત્તાઓએ તત્ત્વજ્ઞાન અને તર્ક-ની ભાષામા કેવી રીતે ઘટાવ્યો તે આપણે આગળ ચાલતા જોઇશું. આ ઠેકાણે તો તે માત્ર છોકરાઓનીજ ભાગી તૂટી ભાષામા દર્શાવાયો છે. છતા આ ગ્રંથો વાચતા એટલુ તો તમારા લક્ષમા આવ્યા વગર નહિજ રહે કે, એ બધુજ આતર્જ્ઞાન હતુ યાને એ બધુજ જ્ઞાન અંતરમાથીજ સ્ફૂર્યુ હતુ એમ થવુ વ્યાવહારિક છે કે કેમ એવો જો તને પ્રશ્ન પૂછો, તો તે સબંધમા મારો જવાબ એટલોજ છે કે, એ વિચાર પ્રથમ વ્યાવહારિક બન્યો છે તે પછીજ તે દાર્શનિક અથવા તાત્ત્વિક બનેલો છે અર્થાત્ કે એ તો તમે જોઇજ શકો છો કે, આ બધી બાબતો પહેલા જોવાઇ અને અનુભવાઇ છે તે પછીજ પુસ્તકોના પાનાપર લખાઇ છે. આરંભના તત્ત્વ-ચિંતકો આગળ દુનિયા જાણે બોલતી હતી (એટલે કે દુનિયા-ના પ્રાણીપદાર્થો) એ તત્ત્વચિંતકો સાથે પખીઓ વાર્તાલાપ કરતા, પશુઓ બોલતા, અને સૂર્ય-ચંદ્ર ઇત્યાદિ પણ તેમની સાથે વાતચીત કરીને તેમને પોતપોતાના જીવનનું રહસ્ય સમજાવતા. એ રીતે ક્રમે ક્રમે તેમણે બધાના રહસ્યથી જ્ઞાત બનીને પ્રકૃતિના હૃદયમા પ્રવેશ કર્યો હતો તે કામ એમણે ચિંતન કે તર્કના જોરે કિંવા અત્યારની ફેશન છે તેમ-પારકાના મગજનો લાભ ઉઠાવી-ને મોટા થોથા લખી કાઢવામા આવે છે તેમ-અગર હું જેમ તેમનુ એકાદ પુસ્તક લઇને લાબુ લચક વ્યાખ્યાન આપું છુ તેમ સાધ્યુ નહોતુ, પણ ખતભરી શોધખોળને પરિણામેજ એ ઉચ્ચ તત્ત્વો

તેમણે પ્રાપ્ત કર્યાં હતાં પ્રત્યક્ષાનુભૂતિ યાને સ્વાનુભવ એજ માત્ર એ શોધખોળનું સાધન હતું, અને એ જ્ઞાન માટે તેજ સાધન હમેશને માટે રહેવાનું ધર્મ હમેશાં સ્વાનુભવનું શાસ્ત્ર છે માત્ર આધ્યાત્મિક મતભેદોજ કદાપિ ધર્મ બન્યા નથી કે બનવાના પણ નથી ધર્મમાં સાધના અને અભ્યાસની વાત તો પહેલી છે અને પછી જ્ઞાનની એટલે કે સાધના અને અભ્યાસનું સેવન પ્રથમ થાય તોજ જ્ઞાનની પ્રાપ્તિ થઇ શકે છે જીવોનું સ્વર્ગમાંથી પૃથ્વીપર પુનરાગમન થાય છે તે ખ્યાલ પણ ઉપનિષદની અંદર આપણને મળી આવે છે જે લોકો ફળની ઇચ્છાથી શુભ કર્મો કરે છે, તેમને તેમનું ઇચ્છિતફળ મળે છે પણ તે ફળ ચિરસ્થાયી હોતું નથી અહીં કાર્યકારણનો ભાવ અતિ સુંદર રીતે નિર્દિષ્ટ કરતાં ઉપનિષદ કહે છે કે કાર્ય તેના કારણને અનુરૂપજ હોય છે જેવું કારણ તેવુંજ તેનું કાર્ય કારણ અંતવાન હોય તો તેનું કાર્ય પણ અંતવાનજ હોવું જોઇએ અને કારણ જો અંતરહિત હોય તો તેનું કાર્ય પણ અંતરહિત હોવાનું માટે આ શુભ કર્મો કરવાં એ વગેરે કારણો સાંત અથવા અંતવાન હોવાથી તેઓ અંતરહિત પરિણામોનાં ઉત્પાદક હોઇ શકેજ નહિ

હવે આપણે આ પ્રશ્નની બીજી બાજુપર આવીએ છીએ જો સ્વર્ગ શાશ્વત હોય નહિ તો પછી નરક પણ શાશ્વત હોઇ શકે નહિ ધારો કે હું અતિશય ખરાબ માણસ છું અને મારી આખીય જીંદગીની પ્રત્યેક પળ દુષ્ટતાનાં કાર્ય કરવામાં ગાળું છું છતાં મારા શાશ્વત જીવનની તુલનામાં મારૂં અહીંનું આ જીવન નહિ જેવું તુચ્છ છે તથા મારાં આ જીવનનાં દુષ્કૃત્યો માટે જો શાશ્વત સજા સરજાયલી હોય તો તેનો અર્થ એમજ થયો કે, અંતવાન કારણે અંતરહિત પરિણામ નીપજાવ્યું પણ એ વાત કાર્યકારણના સ્થાપિત સિદ્ધાંતથી વિપરીત હોઇ શકેજ નથી તેવીજ રીતે જો હું આખું જીવન સુકૃત્યો કરવામાં ગાળનારો હોઉં તોપણ મને શાશ્વત સ્વર્ગની પ્રાપ્તિ તો થાયજ નહિ કેમકે એ માનતાં પણ શાશ્વત નરકની માન્યતા જેવી ભૂલભરેલી છે પરંતુ જેમણે સત્યને યથાર્થ પિછાની તેનો સાક્ષાત્કાર સાધ્યો હોય છે, તેમને માટે એક ત્રીજો માર્ગ છે ખરો અને માયાના આ આવરણમાંથી પર થવાનો એજ એક માત્ર રસ્તો છે સત્યનું સ્વરૂપ કેવું છે તેનો સાક્ષાત્કાર કરવો યાને તેનો સ્વાનુભવ મેળવવો એજ એકમાત્ર રસ્તો માયાના આવરણમાંથી પાર થવાનો છે એ સત્યનો સાક્ષાત્કાર કરવો એટલે શું તે પણ આ ઉપનિષદો બતાવે છે

ઉપનિષદો એવું બતાવે છે કે, સારા કે નરસા—કશાનો સ્વીકાર ન કરતાં બધુંજ આ આત્મામાંથી પ્રકટ થયેલું છે એમ જાણવું યાને

સકળ વસ્તુમા આત્મા પ્રસ્તુત છે એમ સમજવુ, તેનુજ નામ સત્યનો સાક્ષાત્કાર છે એનો અર્થ એજ કે, દેખીતા બાહ્યજગતનો ઈન્કાર કરવો, તેના પ્રત્યે આંખો મીચી રાખવી અને પ્રભુને સ્વર્ગ તેમજ નરકમા, જીવન તેમજ મૃત્યુમા પણ જોવો મે તમને વાચી બતાવેલા ફકરાની વિચારસરણી પણ આવીજ છે પૃથ્વી એ બ્રહ્મનુ ચિહ્ન છે, આકાશ પણ બ્રહ્મ છે, જે સ્થળમા આપણો વાસ છે તે સ્થળ પણ બ્રહ્મ છે, રે ! બધુજ બ્રહ્મમય છે, અને આ સત્ય જાણવાનુ તેમજ અનુભવવાનુ છે, તેની માત્ર વાતોજ કરવાની કે વિચારજ કરવાનો નથી આનુ તાર્કિક પરિણામ એજ થતુ આપણને માલમ પડે છે કે, બધુજ પ્રભુથી ભરેલુ છે યાને સર્વસ્વ બ્રહ્મમય છે એવો જ્યારે જીવાત્માને સાક્ષાત્કાર થાય છે, ત્યારે પછી તેને સ્વર્ગમા જવાનુ થાય, નરકમા જવાનુ થાય કે અન્ય કશે જવાનુ થાય તેની તેને કશી દરકાર રહેતી નથી એને મન શુભ, અશુભ કિંવા જીવનમૃત્યુ જેવુ કઇજ રહેતુ નથી, માત્ર એક અનંત બ્રહ્મનુજ અસ્તિત્વ કાયમ રહે છે.

વેદાંતના મત મુજબ, મનુષ્ય જ્યારે આ જ્ઞાનને પ્રાપ્ત થાય છે, ત્યારેજ તે ઉન્નત થઇને તે જીવનમુક્ત બની શકે છે અને તેજ આ બ્રહ્માંડમા સુખી અને ઉન્નત જીવન જીવવા પામે છે, બીજા નહિ જેને જન્મમરણનો ભય રહે છે તેનુજ જીવન દુખમય રહે છે જેણે સત્યને પિછાન્યુ હોય છે અને જેને સર્વત્ર પ્રભુના દર્શન થયા હોય છે, તેજ મનુષ્ય આ વિશ્વમા યથાર્થ જીવી શકે અને તેજ કહી શકે કે "હુ આ જીવન ભોગવુ છુ, અને હુ આ જીવનમા સુખી છુ" સાથે સાથે હુ તમને એ વાત પણ જણાવી દેવી ઉચિત સમજુ છુ કે, વેદોની અંદર કોઈ પણ ઠેકાણે નરકનો ખ્યાલ સરખો નજરે પડતો નથી નરકની ભાવના તો વેદો પછી કેટલાયે વર્ષ પાછળથી લખાયલા પુરાણોની અંદર જોવામા આવે છે બાકી વેદોના મત મુજબ તો, દુષ્કૃત્યોની ખરાબમા ખરાબ સજા જન્મમરણના ફેરામા અટવાવુ એજ છે અર્થાત્ વેદોમા દુષ્કૃત્યોની મોટામા મોટી સજા એજ મનાઈ છે કે, પાપી માણસ જન્મમરણના ફેરામા અથડાતો કૂટાતો ફરી પાછો મનુષ્યાવતારને પામે છે, અને એ જન્મમા સુકૃત્યો કરી તે દ્વારા મુક્તિ મેળવવાની બીજી તક મેળવે છે આ ઉપરથી આપણને જણાય છે કે, ઉપનિષદની અંદર ઈશ્વરવિષેની ભાવના પ્રથમ શરુઆતથીજ નિર્ગુણત્વનુ વલણ લેતી જાય છે સારો બદલો અને સજાના ખ્યાલ અતિ જડભાવાત્મક હોઇને તે મનુષ્યના જેવાજ સગુણ ઈશ્વરની કલ્પનાને બંધબેસતા આવે વેદના સંહિતાભાગમા એવા સગુણ ઈશ્વરની કલ્પના હતી, પરંતુ ઉપનિષદોમા ઈશ્વરના નિર્ગુણ સ્વરૂપનુ પણ પ્રતિપાદન થયેલુ

છે ઇશ્વરના એ નિર્ગુણ સ્વરૂપનો ભાવ સામાન્ય મનુષ્યને સમજાવો અતિશય કપરો છે, અને તે સ્વાભાવિક છે કેમકે સામાન્ય મનુષ્ય ની બુદ્ધિમા સગુણ વ્યક્તિનોજ ખ્યાલ ઝટ ઉતરી શકતો હોવાથી તે તેનેજ વળગી રહેવાનુ પસદ કરે છે, અને આ નિર્ગુણ અથવા અપૌરુષેય ઇશ્વરના ખ્યાલથી ભડકી ઉઠે છે ઇશ્વરને માત્ર માનવી જેવો અને સગુણ ઇશ્વરજ સમજવો એ તો તેની નિદા કરવા જેવુ લાગે છે

ઇશ્વરના સગુણ અને નિર્ગુણ સ્વરૂપ વચ્ચે ભેદ રહ્યો છે તે આ છે કે, નિર્ગુણ ઇશ્વર પોતે મનુષ્ય, પશુ, પ્રાણી કે દેવતા હોવા ઉપરાત આપણી માનવી દૃષ્ટિને દેખાતુ નથી તેવુ અન્ય વિશેષ તત્ત્વ પણ છે અર્થાત્ કે નિર્ગુણતા યાને અપૌરુષેયતામા બધીજ વ્યષ્ટિ એ સમાવિષ્ટ થઇ જઈ બ્રહ્માડના પદાર્થમાત્રનો ભરવાળો રહેતો છે, અને તે ઉપરાત પણ અનતગણો વધારે ભાવ રહેતો છે જેવી રીતે એકજ અગ્નિ દુનિયામા આવીને ભિન્ન ભિન્નરૂપે પ્રકાશે છે અને છતાય બીજો અનતગણો અવશિષ્ટ પણ રહે છે, તેવીજ રીતે આ નિર્ગુણ ભાવની બાબતમા પણ સમજવાનુ છે

આપણે જીવત ઇશ્વરને ભજવા ને પૂજવા માગીએ છીએ મે મારા આખાય જીવનમા ઇશ્વર સિવાય અન્ય કશુ જોયુજ નથી, તમે પણ ઇશ્વરસિવાય અન્ય કશુ જોયુ નથી કે જોતા નથી આ ખુરશી જોતી વખતે પ્રથમ તમે ઇશ્વરને જુઓ છો, અને તે પછી તે ઇશ્વરની અદર અને તેમા રહીનેજ ખુરશીને જુઓ છો 'હુ છુ, હુ છુ' એમ હુકારો ભણતો તે બધેજ રહેતો છે જે પળે તમને પણ 'હુ છુ' એવી લાગણી થાય કે એવુ વચન તમારા મુખમાથી નીકળે, તે પળે તમને પણ એ સત્ય સત્તાની ફોમ છે એમ નક્કી સમજજો એ ઇશ્વરને આપણા પોતાના અતરમા અને ભૂતમાત્રમા નહિ જોઇ શકીએ તો તેને શોધવા બીજે કયા જઇશુ ? એવુ કયુ સ્થાન છે કે જ્યા ઇશ્વર ન જડે ? "ઓ પ્રભો ! ઓ પરમાત્મા તુજ પુરુષ છે, તુજ સ્ત્રી છે, તુજ છોકરી છે, તુજ છોકરો છે, લાકડીને ટેકે લથડીઆ ખાતી ચાલે ચાલતો વૃદ્ધ પણ તુજ છે, તેમ જુવાનીના જોસમા મદભેર ચાલે ધરણી ધ્રૂજાવતો તરુણ પણ તુજ છે અસ્તિત્વ માત્ર તુજ છે"×

ઇશ્વરના આવા અપૌરુષેય અથવા નિર્ગુણ ભાવને વિનાશકારી તરીકે ઓળખાવવામા આવે છે અનખન, ધર્મગુરુઓ અને પુરોહિતોના ધધાની દૃષ્ટિએ તો તે વિનાશકારી છેજ, કેમકે એ ભાવના તેમના હાથમાથી તેમનુ પેટીઉ, તેમના મદિરો ને તેમની

× त्वं स्त्री त्वं पुमानसि त्वं कुमार उतवा कुमारी त्वं ।
जीर्णो दण्डेन वञ्चसि त्वं जातो भवसि विश्वतो मुख ॥

ગાદીઓ ઝુંટવી લે, એ વાત તો નિર્વિવાદ છે. હિંદુસ્થાનમા લગભગ ચાલુ દુષ્કાળની સ્થિતિ પ્રવર્તી રહી છે, છતા એ વખતે પણ ત્યાં એવાં અનેક મંદિરો મોજુદ છે કે જ્યા ધાન્યના ઢગલા ને ઢગલા રગદોળાય છે અને જેમની તીજોરીઓ મોટા મોટા રાજા-રજવાડાને છાજે તેવા જરજવાહિરોથી છલકાય છે! આમ હોવાથી પુરોહિતો જો આ અપૌરુષેય નિર્ગુણ ઈશ્વરની ભાવનાનો જનસમાજમા પ્રચાર કરે, તો તો તેમની પેઢીઓને તાળાજ દેવાઇ જાય, ને તે તેમની સ્વાર્થી વૃત્તિને કેમ પાલવે? પરંતુ મારે તો સ્વાર્થરહિત બનીને અને પુરોહિતો કે ધર્મગુરુઓની પરવા રાખ્યા વગર આ મહાન સત્ય બધાયને શીખવવું છે. તમે ઈશ્વર છો અને હું પણ ઈશ્વર છું; તોપછી કોણ કોનું કહ્યું માને? કોણે કોને ભજવાનો? ઈશ્વરનું ઉત્તમમા ઉત્તમ મંદિર તો તમે છો. તેથી કોઇ મંદિર, મૂર્તિ કે બાઇબલ ઇત્યાદિ ધર્મપોથીના ભક્ત બનવા કરતાં તમનેજ ભજવાનું હું વધારે પસંદ કરૂં. દુનિયામા કેટલાક-લોકો પોતાના વિચારોમા પરસ્પર વિરુદ્ધતા કેમ ધરાવતા હશે વારૂ? તેમની સ્થિતિ આગળામાથા સરી જતા જીવંત માછલા સમાન છે. તેઓ એક વાર કહે છે કે, અમે પ્રખર વ્યવહારવાદીઓ છીએ. બહુ સારી વાત. પરંતુ તેવાને પણ અહીની અહીંજ ઉપાસના કરવાની આ વાત ગળે નથી ઉતરતી. અત્યારે ને અહીંજ ઉપાસના કરવી, પોતાની જાતને અને સામાને ઈશ્વર સમજી ઉપાસના કરવી, એ શું વધારે વ્યાવહારિક વાત નથી? હું તમને નજરે નિહાળું છું, મારા મનમા તમારા માટે લાગણી પણ છે અને હું એ પણ જાણું છું કે, તમે ઇશ્વરરૂપ છો. તો પછી તમારા જેવા જીવંત ઈશ્વરનીજ ઉપાસના કરવા એ શું વધારે વ્યાવહારિક અને શ્રેયસ્કર નથી? મુસલમાન ભાઇઓ કહે છે કે, અલ્લા સિવાય બીજો કોઇ ઈશ્વર નથી. પણ વેદાંત તો ઉલટું એટલે સુધી કહે છે કે, ઈશ્વર ન હોય એવું કશુજ નથી. આ વિચારથી તમારામાના અનેકને ગભરામણ છૂટશે, એ વાત હુ સમજુ છું; પણ ગભરાઓ નહિ, ક્રમે ક્રમે એનુ રહસ્ય તમને આપોઆપ સમજાઇ રહેશે. જુઓ, આત્મારૂપી જીવંત ઈશ્વર તમારી પોતાની અંદર છે, છતા તેની ઉપાસના માટે તમે દેવળો ને મંદિરો, મસજીદો ને દેહરાંઓ બધાવ્યા કરો છો, અને એવાજ બીજા કાલ્પનિક ગપગોળાઓમાં માન્યા કરો છો, એ કેવુ! કોઇ પણ ઈશ્વર જો ભજવાલાયક હોય, તો તે મનુષ્યનો આત્માજ છે; અને કોઈ પણ મંદિર કે દેવળ તેની ઉપાસના માટે ઉત્તમમા ઉત્તમ હોય, તો તે મનુષ્યનું શરીરજ છે. અલબત્ત, પ્રાણીમાત્રના દેહો એ પ્રભુમંદિરો છે, પણ તે બધાયમા માનવી દેહ સર્વોત્કૃષ્ટ છે, જાણે બધા મંદિરોનો તાજમહાલ છે. એ

મંદિરમાં રહીને જો હું ઈશ્વરને આરાધી નહિ શકું, તો બીજા કોઈજ મંદિરથી મને કશોય લાભ થવાનો નથી પ્રત્યેક માનવીના દેહરૂપી મંદિરમાં ઈશ્વર બિરાજમાન છે એવી શ્રદ્ધા મારામાં સ્થિર થશે, અને પ્રત્યેક માનવી પ્રાણી આગળ હું આદરભાવથી ઉભો રહી તેની અંદર ઈશ્વરને નિહાળતો થઇશ તેજ પળે હું બંધનમાંથી મુક્ત બનીશ, મને બાંધનારી વસ્તુમાત્ર અસ્તગત થઇ જશે અને હું સંપૂર્ણ મુક્ત બની શકીશ.

કોઈ પણ ઉપાસના જો વધારેમાં વધારે વ્યાવહારિક હોય, તો તે આજ છે વાદવિવાદ કે તર્કવિતર્કની ભાંજગડો સાથે એને કંઈજ લેવા દેવા નથી, છતાં પણ અનેક જણ એનાથી ચમકે છે, અને કહેવાની ધૃષ્ટતા કરે છે કે, એ માર્ગ બરાબર નથી આગળ વધી તેઓ કહેવા માંડે છે કે જુઓ, અમારા બાપદાદા કહેતા આવ્યા છે કે ઈશ્વરે અમુક અમુક યુગમાં અમુક અમુકને સ્વર્ગમાં પ્રત્યક્ષ દર્શન દીધાં હતાં અને તેમની આગળ સ્વમુખે કહ્યું હતું કે 'હું ઈશ્વર છું' એ વખતથી અમારી આ માન્યતા ચાલી આવી છે, અને તે અમારાથી ખોટી શી રીતે મનાય? શાસ્ત્રમાં પણ તેવુંજ લખ્યું છે—અર્થાત્ કે તેમના મત મુજબ તો તેઓ જે માનતા આવ્યા છે તેજ સાચું અને વ્યાવહારિક, અને અમારા વિચારો બધાજ ખોટા અને અવ્યાવહારિક! બેશક, વેદાંત પ્રતિપાદન કરે છે કે, જેને રૂચે તેવો પંથ ગ્રહણ કરવાની પ્રત્યેકને છૂટ છે, પણ એ પંથજ અંતિમ લક્ષ્ય બની રહેવો ન જોઇએ સ્વર્ગમાં વસતા ઈશ્વરની ઉપાસના અને એવી બીજી વાતો છેક ખરાબ નથી પણ તે કલ્પનાઓ તો માત્ર સત્ય ઈશ્વરને પામવાના પગથીઆરૂપ હોઈ સ્વયં સત્ય નથી, તે વિસારવું ન ઘટે એ વિચારો સારા અને સુંદર છે, અને એ સિવાય પણ બીજા કેટલાક અદ્ભુત વિચારો કેટલાક પંથોમાં છે એની ના નહિ, પણ વેદાંત તો ડગલે ને પગલે કહે છે કે 'ભાઇરે! જેને તું અજ્ઞાનતરીકે ઉપાસે છે તેને હું 'તું' રૂપે ઉપાસું છું જેને તું અજ્ઞાનરૂપે ઉપાસતો થકો આખા જગતમાં હું ઢી ઢ્યો છે, તે ઈશ્વર તારી સાથેનો સાથેજ બધો વખત રહ્યા કર્યો છે તું એનામાં રહીનેજ જીવે છે અને એજ આ વિશ્વ સમગ્રનો સનાતન સાક્ષી છે' વળી 'તે કે જેની સઘળા વેદો આરાધના કરે છે એટલુંજ નહિ, પણ જે અનંત 'હું' ની અંદર સદા સર્વદા વિદ્યમાન છે, તે પ્રભુનું અસ્તિત્વ છે તેથીજ આ વિશ્વનું અસ્તિત્વ છે વિશ્વનું તેજ અને ચેતન પણ એજ છે જો તે અનંત 'હું તમારી અંદર ન હોય, તો તમારાથી સૂર્યને જોવાયજ નહિ, તમારે માટે બધુંજ અંધકારના ઢગલારૂપ હોવાનું. તે પ્રકાશી રહ્યો છે તેથીજ તમને આ વિશ્વનું દર્શન થાય છે"

હવે આ ઠેકાણે એક પ્રશ્ન સામાન્ય રીતે ખધેજ પૂછવામાં આવે છે તે એ કે, આ ભાવનાનો જો સાર્વત્રિક પ્રચાર થવા પામે તો તો મહામુશીબત ઉભી થાય. પ્રત્યેક જણ એમજ વિચારતો થાય કે "હું ઈશ્વર છું, તેથી જે જે કંઈ હું કરું કે વિચારું તે તે બધુંજ સારૂં હોય. કેમકે ઈશ્વર તો કદી ખોટું કરેજ નહિ." આનું સમાધાન કરતાં પ્રથમ વાત તો હું એજ પૂછીશ કે "એ ભાવનાનો આમ વિપરીત અર્થ થવાની જે ભીતિ છે તે વાસ્તવિક છે એમ સ્વીકારી લઇએ, તોપણ એવીજ જાતની ભીતિ સામા પક્ષમાં એટલે કે સગુણ ભાવમાં નથી રહી, એમ સપ્રમાણ સિદ્ધ કરી શકાય તેમ છે ખરૂં કે ?" પોતાથી પૃથક્ સ્વર્ગમા વસતા ઈશ્વરને લોકો કંઈ જમાનાથી ભજતા આવ્યા છે અને તેના કોપથી તેઓ ડરે છે પણ બહુ. તેનો કોપ ઉતરવાના ભયથી થરથરતા તેઓ જન્મે છે અને સારોય જન્મારો તે પ્રમાણે પ્રજ્યા કરે છે. પરંતુ એથી જગતની સ્થિતિ કિંચિત્ પણ સુધરવા પામી છે ? જેમણે સગુણ પૌરુષેય ઈશ્વરની ભાવનાને અપનાવી તે મુજબ ઉપાસના કરી છે, અને જેમણે નિર્ગુણ અપૌરુષેયની ભાવનાને અપનાવી તેની ઉપાસના કરી છે-એ બેમાથી કયા પક્ષમા જગતના મહાન કાર્યકર્તાઓ વધારે નીપજ્યા છે તેનો જરા ખ્યાલ કરશો કે ? પ્રખર કાર્યકર્તાઓ અને પ્રચંડ નૈતિક શક્તિઓ કોની બાજુ વધારે ઢળે છે ?-તો કે અપૌરુષેય નિર્ગુણવાદીઓનીજ બાજુમાં બચિત વધારે પ્રમાણ નીકળે છે. "જ્યા એક વ્યક્તિ બીજીને પોતાથી ભિન્ન જુએ છે, અને તેમજ સમજી તેને હાનિ પહોચાડે છે; ત્યા હજી માયાનું જોર છે એમ સમજવું. પણ જ્યારે એક વ્યક્તિ બીજીને પોતાથી અભેદરૂપ નિહાળે છે અને કોઇને કશીજ ઇજા પહોચાડતી નથી યાને જ્યારે તેને મન બધુંજ આત્મવત્ બની જાય છે, ત્યારે પછી કોણ કોને જુએ અને કોણ કોનો અનુભવ કરે ?" બધુંજ તે છે અને સાથે સાથે બધુંજ 'હું' છું. આત્મા સાવ વિશુદ્ધ અને પવિત્ર બન્યો હોય છે ત્યારેજ સત્યપ્રેમ એ શી વસ્તુ છે તે આપણાથી સમજી શકાય છે. પ્રેમનો પ્રાદુર્ભાવ ભયમાથી કદાપિ થઈ શકતો નથી; સ્વાતંત્ર્ય એજ તેનુ ઉદ્‌ગમસ્થાન છે. તેથી જ્યારે આપણે આ જગતને વાસ્તવિક રીતે ચાહતા થઈશું, ત્યારેજ બંધુત્વ અને મનુષ્યજાતિના ખરા ભાવાર્થો સમજવા આપણે શક્તિમાન થઇશુ, તે પહેલા નહિ તે નહિજ.

માટે વેદાંતની આ અપૌરુષેય ભાવના જગતની અંદર મહાન અનર્થકારિણી નીવડશે, એમ કહેવું વાસ્તવિક નથી. જાણે કેમ પૌરુષેયની ભાવનાવાળાને હાથે તો કદાપિ કશા અનર્થો નીપજ્યાજ ન હોય કે જગતને રક્તના સાગરમા તરબોળ કરી નાખવા

જેવા અનર્થો અને મનુષ્યોને એકબીજાના ટોટા પીસવા તથા એકબીજાને રેંસી નાખવાના બનાવો કદાપિ બન્યાજ ન હોય ! એ ભય તો બન્ને પક્ષે સમાન છે બન્ને પક્ષો કહે છે કે 'અમારો ઈશ્વર સર્વશ્રેષ્ઠ છે" તો ચાલો, એ વાદનો આપણે છૂટે હાથે નિકાલ કરી લઈએ સગુણવાદીઓને હું કહું છું કે, તમારી આ ભાવના જગતભરમા પ્રસરેલા દ્વૈતવાદનુજ પરિણામ છે તમારી અંધારી ગુફાઓમાથી બહાર મેદાનમા આવો, સૂર્યના ઝગઝગતા ઉજાસમા આવો, અને જુઓ કે ખરી વાત શી છે ? તમારા અનત આત્માને તમારી આ જીર્ણ શીર્ણ નાની ઘરેડોમા રહી જીવવા મરવામા સતોષ શી રીતે વળે વારુ ? માટે એ સાંકડી ઘરેડોને છોડી બહાર ખુલ્લામા–તેજોમય વિશ્વમા આવો ને અનુભવો કે, વિશ્વભરનુ સર્વસ્વ તમારૂજ છે અને એ અનુભવ સાથેજ તમારી ભુજાઓ વિસ્તારીને વિશ્વ સમગ્રને પ્રેમના ઉમળકાથી બાથમા લીઓ એમ કરવાનુ તમારે માટે હજી બાકી છે એવો ભાવસરખો તમને કદાપિ થયો હોય તો નક્કી સમજજો કે, તમારા મનમા ઈશ્વર માટે ભાવ પ્રગટયો છે

ભગવાન બુદ્ધે પોતાનો પ્રેમપ્રવાહ પૂર્વ, પશ્ચિમ, ઉત્તર, દક્ષિણ તથા ઉપર નીચે સર્વત્ર કેવા વેગથી વહેવડાવ્યો હતો અને આખરે વિશ્વ સમસ્તને ઉમદા, ભવ્ય અને અનત પ્રેમથી કેવુ તરબોળ કરી દીધુ હતુ, એના ધ્યાનથી ભરપૂર બુદ્ધદેવના જીવન ચરિત્રનો ફકરો તો બધાએ અવશ્ય યાદ રાખવા જેવો છે એવી તીવ્ર પ્રેમની લાગણી તમારામા પ્રગટે ત્યારેજ તમારામા સત્ય વ્યક્તિત્વ પ્રગટયુ છે, એમ માનવુ આ સમગ્ર વિશ્વ એકજ વ્યાપ્ટ છે તેમા જણાતા ક્ષુદ્ર પદાર્થોની વાતજ જવા દો અનતને માટે અલ્પનો ત્યાગ કરો અનત સુખાનદ માટે અલ્પ સુખાાદમાત્રનો નાદ છોડી દો આ બધુજ વિશ્વ તમારૂં છે, કેમકે સમષ્ટિની અદર વ્યષ્ટિમાત્ર આવી જાય છે, તેથી પ્રભુ પૌરુષેય તેમજ અપૌરુષેય બન્ને એકી વખતે છે એ અનત અને નિર્ગુણ અપૌરુષેય પુરુષજ પોતાની જાતને સગુણ પુરુષતરીકે વ્યક્ત કરે છે આપણે કે જે વસ્તુત અનત છીએ, તેમણે હાથે કરીને જૂદા જૂદા વિભાગોમા પોતાની જાતને મર્યાદિત કરી દીધી ન હોય તેવો પ્રકાર છે વેદાત ગાઇ બજાવીને કહે છે કે, અનતતા એજ આપણો સ્વભાવ છે અને એ અનતપણાનો કદાપિ લય નહિ થતા જેમની તેમ હમેશા કાયમજ રહેશે આપણા કર્મોથી આપણે આપણી જાતને મર્યાદિત બનાવી દીધી છે એ કર્મોએજ આપણા ગળાની આસપાસ સાંકળરૂપે વિંટળાઇ આપણને આ મર્યાદાના ખાડામા ધસડી આણ્યા છે એ કર્મરૂપી શૃખલાને તોડી નાખો તોજ મુક્ત

થઇ શકાશે મનુષ્યના વાસ્તવિક આત્મભાવમા નિયમ, ભાગ્યકે ભાવિ જેવુ કઇ છેજ નહિ અનતતાને તે વળી કાયદો કેવો? મુક્તિ અને સ્વાતંત્ર્ય એજ એનો તો સંકેતશબ્દ-એજ એનો મુદ્રાલેખ. મુક્તિ એ એનો સ્વભાવ છે, એટલુજ નહિ પણ તે એનો જન્મ-સિદ્ધ હક્ક છે એક વાર મુક્ત થાઓ અને પછી જોઇએ તેટલા વ્યષ્ટિભાવો ધારણ કરજો એક વાર મુક્ત બન્યા પછી આપણી દશા રંગભૂમિપરના ભિખારીના પાત્ર જેવી પલટાઇ જશે રગભૂમિપર એક પાત્ર આવીને ભિખારીનો વેશ ભજવે છે તેનો દેખાવ આબેહૂબ ભિખારીના જેવો હોય છે તેના મુખમાથી ભિખારીના જેવીજ દીનતાભરી વાણી નીકળે છે; છતા શેરીઓમા ભટકતા સાચા ભિખારી અને રગભૂમિપરના આ વેશધારી ભિખારીમા કેટલો બધો તફાવત હોય છે' રગભૂમિનો ભિખારી પોતાના ભિખારી વેષની મોજ માણી રહ્યો છે, ત્યારે રસ્તાનો ભિખારી ભિખારીપણાની અસહ્ય યાતના ભોગવી રહ્યો છે. આવો ફરક શાથી ઉત્પન્ન થાય છે? તો કે એક વસ્તુત મુક્ત છે અને બીજો બધનયુક્ત છે. રંગભૂમિનો પાત્ર પોતાના મનમા સારી પેઠે સમજે છે કે, તેનુ ભિખારીપણુ સાચુ નથી, પણ તેણે તે દેખાડવા પૂરતું ધારણ કરેલું છે, ત્યારે સાચા ભિખારીને બાપડાને તેની ભિખારી હાલત એટલી બધી પરિચિત બની ગઇ હોય છે કે તેને અગે ભોગવવા પડતા દુખોનો તેને પૂરેપૂરો ખ્યાલ હોય છે અને તેની પોતાની મરજી હોય કે ન હોય પણ તે દુખો ભોગવ્યા વગર તેનો આરો નથી, એવું તે પોતાના મનમા બરાબર સમજતો હોય છે આ એક નિયમ થયો તે મુજબ જ્યાસુધી આપણને આપણા સત્ય સ્વભાવનું કંઇ જ્ઞાન નથી થયુ, ત્યાસુધી આ જગતમા આપણે ભિખારીની માફક પ્રકૃતિમાની પ્રત્યેક શક્તિના હડસેલા ખાતા આમતેમ અથડાવાનુ છે, અને પ્રકૃતિના પ્રત્યેક પદાર્થના ગુલામ બન્યા કરવાનુ છે.

માટે એક વાર તો બસ મુક્ત બનો કોઇની પાસેથી કશાની આશા રાખો નહિ તમારા ભૂતજીવનો પર તમે દૃષ્ટિપાત કરશો તો મારી ખાત્રી છે કે તમોને એ સત્ય જણાયા વગર નહિજ રહે કે, એ જીવનો દરમિયાન તમે હમેશા પારકા પાસેથી મદદ મળવાની મિથ્યા કોશિષ કર્યાં કરી છે, અને તે હમેશા નિષ્ફળ નીવડ્યા કરી છે. મદદ મળી છે તે હમેશા તમારી પોતાની અદરથીજ મળી છે. તમને તમારા પોતાના કર્મનુંજ ફળ પ્રાપ્ત થતું ગયુ છે, અને છતા આશ્ચર્યની વાત છે કે, તમે અધોજ વખત પારકાની મદદની આશામા અટવાયા કરો છો શ્રીમંત શેઠીઆનું દિવાનખાનું હમેશા ભરપૂર ને ભરપૂર દેખાય છે, પણ જો તમે ધ્યાનપૂર્વક અવલોકન કરશો, તો તમને જણાયા વગર નહિ રહે કે, પ્રત્યેક

વખતના મેળામા એના એ લોકો નથી હોતા મુલાકાતે આવનારા લોકો હમેશા આશા રાખતા હોય છે કે, એ શ્રીમત પાસેથી તેમને કઇક પ્રાપ્તિ તો અવશ્ય થશે, પણ વસ્તુત તો તેમને તેમની પાસેથી કશુજ મળતુ નથી. તેવીજ રીતે આપણુ જીવન પણ આશામા ને આશામા પસાર થયે જાય છે, પણ એ આશાનો કદીજ અંત આવતો નથી માટે વેદાન કથે છે કે, આશામાત્રને તજી દો તમારે આશા કશાની ને કોઇની શામાટે રાખવી પડે ? તમે પોતેજ સર્વસ્વ અને સર્વ કંઇ છો, અને સર્વસ્વ તમારૂ પોતાનુજ છે, તો પછી તમે શેની આશા સેવ્યા કરો છો ? જો કોઇ રાજા ગાડો થઈ જાય અને તે પોતાના દેશના રાજાને ખોળી કાઢવાને આખો દેશ ખુદી નાખે, તોયે તેને રાજાનો પત્તો કદાપિ લાગતો નથી. કેમકે રાજા તો તે પડેજ છે તે પોતાના રાજ્યના ગામડે ગામડે ને નગરે નગરે ઘુમી વળશે, એટલુજ નહિ પણ એકે એક ઘરમા જાતે ફરીફરીને તપાસી વળશે ને સાથે રોતો કકળતો જશે, તોપણ તેને રાજાનો પત્તો લાગવાનો નથી તે નથીજ કેમકે દેશનો રાજા તો તે પડેજ છે. ઇશ્વિરમાટેની આપણી શોધ પણ તેવીજ છે. માટે વેદાત કહે છે તેમ આપણે જાતેજ ઇશ્વિર છીએ એ વાત સમજી લઇ ઇશ્વિરમાટે બહાર ફાફા મારવા મૂકી દેવા એ સારૂં છે આપણે પડેજ ઇશ્વિર છીએ એજ જ્ઞાનથી આપણુ વર્તન અતિ ઉદાર અને ઉન્નત તથા સાધનાપરાયણ થઈ આપણને સુખ અને સતોષનો અનુભવ થશે. માટે આ બધીજ તરેહની ગાડી દોડધામમાથી મુક્ત બનીને આ જગતમા તમારો પાઠ, રગભૂમિપરના પાત્રની પેરે અલિપ્ત થઇને ભજવો

આ ઉચ્ચ જ્ઞાનથી જગતનું બધુજ દૃશ્ય પલટાઇ જાય છે, અને પછી આ જગત કેદખાનું મટીને ક્રીડાગણ બની રહે છે. હરીફાઇ અને સ્પર્ધાની ભૂમિ મટીને તે એક એવું કલ્યાણધામ બની રહે છે કે જ્યા નિરતર વસતઋતુનો વાસ હોઇ વિવિધ પુષ્પો ખીલીને મઘમઘતા હોય છે, અને ભાતભાતના સુદર પતગીઆઓ આમતેમ ઉડાઉડ કરી રહ્યા હોય છે. માયાબદ્ધ અજ્ઞાની લોકોનેજ આ જગત દુઃખદાયક થઈ રહે છે, પણ મુક્તાત્માને તો તેથી ઉલટુંજ દૃશ્ય દેખાય છે એવુજ જીવન વૈશ્વિક જીવન છે સ્વર્ગ અને નરક બધુજ અહીંનું અહી છે. મનુષ્યનાનમુનારૂપે દેવો પણ બધા અહીંના અહીજ છે. દેવોએ પોતાના નમુનાપરથી માણસને નથી બનાવ્યો, પણ માણસેજ દેવોને પોતાના નમુના પ્રમાણે બનાવ્યા છે. મનુષ્યનાજ નમુનારૂપ ઇંદ,વરુણ ઈત્યાદિ જગતના બધા દેવો ઓ રહ્યા આપણેજ આપણી પ્રતિકૃતિરૂપે દેવોને બહાર પાડીએ છીએ અને દેવોના મૂળરૂપે તો આપણે પોતેજ

હોઇએ છીએ વેદાતનો ધ્યાન આવો છે, અને એમાજ એનુ વ્યાવહારિકપણુ રહેલુ છે એજ જ્ઞાનથી આપણે મુક્ત બની શકીશુ ફરક માત્ર એટલોજ પડયો હશે કે, ત્યારે આપણે વિશ્વનો સઘળો ભેદ સમજી ગયા હોઇશુ અને તેને તેના સત્ય સ્વરૂપમા મિછાનતા થયા હોઇશુ-અર્થાત્ કે આ જગતપ્રપચ તો તેના તેજ રૂપમા કાયમ રહેશે, પણ તેનો અર્થ આપણે મન પલટાઇ જશે. જગતનુ સત્ય સ્વરૂપ હજી આપણને સમજાયુ નથી જીવનમુક્તિદ્વારાજ આપણને તેનુ ખરૂ સ્વરૂપ તથા તેનો ખરો સ્વભાવ સમજાય તેમ છે એ મુક્તદશા પ્રાપ્ત થયા પછીજ આપણે સમજી શકીશુ' કે, આ કહેવાતો નિયમ અથવા ભાગ્ય, ભાવિ કે પ્રારબ્ધ એ તો આપણા સ્વભાવમા નહિ જેવો નામનોજ અધિકાર ભોગવે છે ભાગ્ય અથવા અદૃષ્ટ એ તો અમારા સ્વભાવનુ એક નાનુ સરખુ પાસુ છે, પણ બીજે પાસે મુક્તિ ને સ્વતત્રતાજ સઘળો સમય મોજુદ છે તેનુ આપણને ભાન નથી તેથીજ તો આપણે અનર્થ અને પાપથી બચવા, શિકાર બનેલુ સસલુ જેમ શિકારીથી બચવા પોતાનુ માથુ' માગીમા આમતેમ સતાડતુ ફરે તેમ એક ઠેકાણેથી બીજે ઠેકાણે ફાફા માગતા ફરીએ છીએ માયાની જાળમા પડીનેજ આપણે આપણા અસલ સ્વભાવને ભૂલી જવાની કોશીશ કરી રહ્યા છીએ, છતા તેનુ નિ શેષ વિસ્મરણ તો આપણને કદાપિ થઇ શકતુજ નથી આપણો સ્વભાવ હમેશા આપણને હાક પાડે છે, અને ઈશ્વર કે દેવતાઓ માટેના કિવા સ્થૂળસ્વાતત્ર્ય માટેના આપણા સઘળાજ ધમપછાડા એ આપણા પ્રકૃત સ્વભાવની શોધ માટેનાજ ધમપછાડા છે, એમ નક્કી સમજો અતર માથી નીકળતા અવાજને આપણે ભૂલથી અવળા અર્થમા સમજ્યા હતા એ અવાજ અગ્નિ કિવા એકાદા દેવ કે સૂર્યચદ્ર જેવા કોઇ બાહ્ય પદાર્થમાથી આવતો હોવાનુ આપણે ભૂલથી કલ્પી લીધુ, પણ આખરે આપણી એ ભૂલ પકડાઇ ગઈ છે, અને એ નાદ વસ્તુત આપણા પોતાના અતરમાથીજ નીકળે છે, એ સત્ય આપણે હાથ ચઢી ચૂક્યુ છે એ શાશ્વત નાદ આપણા અતરમાજ શાશ્વત મુક્તિ નો સાદ નિરતર કાઢી રહ્યો છે, તેનુ સગીત અહર્નિશ અખડ ચાલુજ છે આત્માના એ સગીતનોજ એક અશ આ પૃથ્વીરૂપે, નિયમરૂપે અને આ વિશ્વરૂપે પરિણત થયેલો છે, પરતુ બધોજ વખત એ આપણો હતો અને બધોજ વખત આપણો રહેવાનો છે ટૂકામા કહીએ તો વેદાતની પ્રધાન ભાવના એજ છે કે, મનુષ્યના વાસ્તવ સ્વરૂપને ઓળખો, અને જગતને તે એજ સદેશો આપે છે કે, જો તમે તમારા મનુજ ભાઇ કે જે ઈશ્વરનુ વ્યક્તરૂપ છે તેને ભજી નહિ શકો, તો પછી અવ્યક્ત એવા કોઈ ઈશ્વરને [illegible]

થજ નહિ વેદાંતની વ્યાવહારિક બાજુઓમાંની આ એક અતિ વ્યાવહારિક બાજુ છે. અને મને ઉમેદ છે કે, તેને આપણે બધાજ પોતપોતાના જીવનમાં ઉતારી બતાવવાની કોશીશ કરીશું. દુનિયામાંનું આપણુ આ આખુ જીવન એને આચરણમાં મૂકી બતાવવા માટેજ છે. વળી આ ઉન્થ જ્ઞાનના વિચારથી મોટો લાભ તો આપણને એ થશે કે, હવે પછી આપણે અસંતોષ અને અશાંતિપૂર્વક કામ કરવાને બદલે સંપૂર્ણ સંતોષ અને શાંતિસહિત કામ કરતાં થઇશુ. કેમકે એટલી વાતની તો નિદાન આપણને સમજ પડી ચૂકી છે કે, એ પરમ સત્ય આપણી પોતાનીજ અંદર વસે છે, આપણા જન્મસિદ્ધ હક્કતરીકે તે આપણીજ માલકીનુ છે. આપણે માટે કરવાનું જે બાકી રહે છે તે એટલુંજ કે, એ પરમ સત્યને આપણી વચ્ચે રહેલા મળવિક્ષેપ અને આવરણરૂપ દોષો દૂર કરીને એને આપણા અંતરમાંથીજ વ્યક્ત કરવું જોઇએ તથા સ્પષ્ટસ્વરૂપે પ્રકાશવા દેવુ જોઇએ.



# १८–व्यावहारिक वेदांत–भाग ३ जो*

સમષ્ટિની ચર્ચા ચલાવ્યા પછી હવે હું વ્યષ્ટિની સાથે સમષ્ટિના સંબંધવિષે વેદાંતના કેવા વિચાર છે, તે તમારી આગળ મૂકવાનો પ્રયત્ન કરીશ. આપણે આગળ જોઈ ગયાં છીએ તેમ, અસલના દ્વૈતવાદાત્મક સઘળાજ વૈદિક મતોની અંદર એ વાત એકસરખી રીતે સ્વીકારાયલી માલમ પડે છે કે, પ્રત્યેક પ્રાણીને તેનો પોતાનો એકેક વિશિષ્ટ અને સીમાબદ્ધ આત્મા હોય છે. એ વ્યક્તિમાત્રમાં રહેતા વિશિષ્ટ આત્માના સંબંધમાં અનેક પ્રકારના મતવાદો પ્રચલિત છે; પરંતુ તે બધામા પ્રાચીન વેદાંતવાદીઓ અને પ્રાચીન બૌદ્ધમાર્ગીઓની વચ્ચે ચાલેલો વિવાદ અગ્રસ્થાન ભોગવે છે. વેદાંતીઓનું માનવુ અને પ્રતિપાદન એવું હતું કે, આ વ્યક્તિગત વિશિષ્ટ આત્મા સ્વયં સંપૂર્ણ છે; ત્યારે બૌદ્ધ લોકો એવા વ્યક્તિગત આત્માના અસ્તિત્વનો સાફ સાફ ઇન્કાર કરી કહેતા કે, એવા વ્યક્તિગત આત્માની કશી આવશ્યકતા નથી. આ વાદ યૂરોપમાં એક વખત પૂરજોસમા ચાલતા દ્રવ્ય અને ગુણના વાદને મળતો છે. એ વિષે પણ હું તમને અગાઉ કહી ગયો છું કે, એક પક્ષ એમ માનવાવાળો હતો કે ગુણોના સમૂહની પાછળ દ્રવ્યરૂપી કશાનું અસ્તિત્વ છે, ત્યારે બીજો પક્ષ એવા દ્રવ્યની બિલકુલ અનાવશ્યકતા જણાવી તેનો ઈન્કાર કરતો અને ઉલટું એમ પ્રતિપાદન કરતો કે, ગુણો પોતેજ એકલા કશાના આધાર વગર રહી શકે છે. અલબત્ત, આત્માના અસ્તિત્વસંબંધનો પ્રાચીનમાં પ્રાચીન મત પણ અહં–સાદૃશ્યતાની યુક્તિ ઉપર સ્થિત થયેલો છે. એ યુક્તિ એવી છે કે "હું તે હુંજ છું; ગઇ કાલનો 'હું' તેજ આજનો હું છું, અને આજનો 'હું' તેજ આવતી કાલનો હું હશે–અર્થાત્ શરીરની અંદર ગમે તેવા પરિણામો યાને ફેરફારો થવા છતા, મારી શ્રદ્ધા છે કે 'હું' તો તેનો તેજ 'હું' રહું છું." આજ યુક્તિ જીવાત્માને સીમાબદ્ધ છતાં સ્વયં સંપૂર્ણ માનવાવાળાઓની પ્રધાન યુક્તિ હોય એમ લાગે છે.

ઉલટપક્ષે, પ્રાચીન બૌદ્ધ વિદ્વાનોએ એવી કલ્પનાનો યાને જીવાત્માનું પ્રયોજન સ્વીકારવાનો ઇન્કાર કર્યો છે. તેઓ પોતાના

* લંડન, તા. ૧૮ નવેમ્બર ૧૮૯૬

મતના સમર્થનમા એ તર્ક આગળ ધરે છે કે આપણે જે કઇ જાણીએ છીએને ભવિષ્યમા જે જે કઈ જાણી શકીએ તેમ છીએ, તે આ પરિવર્તનો યાને ફેરફારોજ છે-અર્થાત્ પરિવર્તન સિવાય અન્ય કશાનુ જ્ઞાન થવુ આપણે માટે શકયજ નથી તેથી કોઇ અપરિવર્તનશીલ અને નિર્વિકારી દ્રવ્યની કલ્પનાનો સ્વીકાર કરવો અનાવશ્યક કિબહુના વધારે પડતો છે એટલુજ નહિ પણ એવી કોઈ અપરિવતનશીલ વસ્તુ ખરેખર હયાતિમા હોય, તોપણ તેને સમજવા તથા કોઇ પણ રૂપમા પ્રત્યક્ષ કરવા આપણે કદી શક્તિ માન નથી અત્યારે યુરોપમા એજ વિષયપર ચર્ચા ચાલી રહેલી માલમ પડે છે તેમા એક પક્ષપર ધર્મવાદીઓ અને માયાવાદીઓ છે ત્યારે બીજા પક્ષપર અર્વાચીન પ્રત્યક્ષવાદીઓ અને અજ્ઞેય વાદીઓ છે પહેલા પક્ષનુ માનવુ એવુ છે કે, કોઈ અપરિવર્તનશીલ નિર્વિકાર સત્તાનુ અસ્તિત્વ અવશ્ય છે આ પક્ષનો સૌથી છેલ્લો મહાન પ્રતિનિધિ ર્મટ સ્પેસર હેઇ તે કહે છે કે, એ અપરિ વર્તનશીલ નિવિકારી તત્ત્વની કઇક ઝાખી આપણને થઈ શકે છે ત્યારે બીજા પક્ષના પ્રતિનિધિઓતરીકે અવર્ચીન કોમ્ટીસ્ટો અને અગ્નેસ્ટિકો યાને અજ્ઞેયવાદીઓ છે હર્બર્ટ સ્પેસર અને ફ્રેડ રિક હેરીસન વચ્ચે આ વિષયપર થોડાક વર્ષપર જે વાદ ચાલતો હતો, તેમા તમારામાના જે લોકોએ રસ લીધો હશે, તેમના લક્ષપર આવ્યુજ હશે કે ત્યા પણ એજ જૂના જમાનાની મુશ્કેલી આવીને ઉભી રહી હતી-એક પક્ષ પરિવર્તનશીલતાની પાછળ કોઈ અપરિ વર્તનશીલ તત્ત્વનુ સમથન કરતો હતો અને બીજો પક્ષ એવી કલ્પનાના પ્રયોજનનોજ સાફ ઇન્કાર કરતો હતો અર્થાત્ આ બાબતમા એક પક્ષ હમેશા કહેતો આવ્યો છે કે કોઇ અપરિવર્તનીય અથવા અવિકારી તત્ત્વની હયાતી વગર પરિવર્તનશીલતા અથવા વિકાર નો આપણને ખ્યાલ સરખો ન આવી શકે ત્યારે બીજો પક્ષ તેટલા જ ભાર સાથે કહેતો આવ્યો છે કે, એ ધારણા વધારે પડતી છે, કમકે આપણને કલ્પના આવી શકે છે તે કેવળ પરિવર્તનશીલ પદાર્થ નીજ આવી શકે છે, અને અપરિવર્તનશીલ કોઈ તત્ત્વને જાણવા, અનુભવવા કે પ્રત્યક્ષ કરવા આપણે કદાપિ શક્તિમાન નથી

ભારતવર્ષમા પણ આ મહાન પ્રશ્નનુ નિરાકરણ અતિ પ્રાચીન કાળમા પ્રાપ્ત થયુ નહોતુ કારણ કે એ તો આપણે જોઈજ લીધુ છે કે, ગુણસમુદાયની પાછળ રહેલા તેમજ એ ગુણોથી ભિન્ન એવા કોઇ પદાર્થનુ અસ્તિત્વ સાબીત કરી શકાય તેમ નથી એટલુજ નહિ પણ સ્મૃતિજન્ય અદ-સાદશ્યતાની યુક્તિનુ એટલે કે હુ કાલનોજ હુ છુ કેમકે મને તેનુ સ્મરણ છે, અને તેથી હુ નિત્ય વસ્તુ છુ-એ યુક્તિ પણ સાબીત કરી શકાય તેમ

નથી. બીજું કે જે પ્રમાણ આ મતના સમર્થનમાં સામાન્ય રીતે રજુ કરવામાં આવે છે, તે તો માત્ર શબ્દજાળજ છે. દાખલાતરીકે, એમ કહેવામા આવે છે કે 'હું ખાઉં છું', હું જાઉં છું, હું સ્વપ્નાં સેવું છું, હું ખસું છું''–ઈત્યાદિ ઇત્યાદિ વાક્યોની લાંબી ને લાંબી પરંપરા લઇશું તો તેમા ખાવાની, કરવાની, જવાની વગેરે ક્રિયાઓ બદલાયા કરે છે, પણ તે બધાયમાં 'હું' તો જેમનું તેમ કાયમજ રહેતું દેખાય છે. તેથી સિદ્ધ થાય છે કે, એ 'હું' કોઇ નિત્યવસ્તુ હોઇ એજ શુદ્ધ વ્યક્તિત્વ છે, અને આ પરિણામો અને ફેરફારો જે જોવામાં આવે છે, તે શરીરના ધર્મો છે અને નહિ કે એ 'હું'ના. આ યુક્તિ દેખીતી તો બહુ સચોટ અને સ્પષ્ટ છે, છતાં તેની આખીય રચના શબ્દના ખેલપર ઉભી થયેલી છે. એ 'હું' અને કરવા, જવા કે ખાવાની ક્રિયા લખવા-વાંચવામાં ભલે ભિન્ન હોય, પણ પોતાના મનની અંદર તો તેમને એકબીજાથી ભિન્ન કોઇજ કરી શકતું નથી.

દાખલાતરીકે, જ્યારે હું ખાવાની ક્રિયા કરૂં છું, ત્યારે હું મારી જાતને ખાતીજ માનું છું–એટલે કે, ખાવાની ક્રિયા સાથે મારો તાદાત્મ્યભાવ થઇ ગયો હોય છે. તેવીજ રીતે જ્યારે હું દોડવાની ક્રિયા કરૂં છું, ત્યારે પણ દોડવાની ક્રિયા અને 'હું' ભિન્ન ન રહેતાં તાદાત્મ્યભાવ સેવે છે. આ ઉપરથી ત્યારે સમજાશે કે, આ અહં–સાદશ્યતાની યુક્તિ બહુ સબળ જણાતી નથી. સ્મૃતિની યુક્તિ પણ તેવીજ પાંગળી છે. મારી હયાતિની સાદશ્યતા કિંવા વાસ્તવિકતા જો મારી સ્મૃતિપરથીજ સિદ્ધ થઇ શકતી હોય, તો તો જે અનેક વસ્તુઓ હું અત્યારે ભૂલી ગયો હોઉં, તેમની વાસ્તવિકતા નષ્ટ થઈ ગયેલીજ આપણે માનવી પડે. વળી એ વાત તો આપણે બધાંજ જાણીએ છીએ કે, કેટલાક સ્થિતિસંજોગોમા લોકો પોતાનું સમગ્ર ભૂત જીવન ભૂલી જાય છે. ગાંડપણના અનેક કિસ્સામા મનુષ્ય એમ માનતો બને છે કે, પોતે એક કાચનો બનેલો પદાર્થ છે, અથવા તો એક જનાવર છે. હવે જો એ મનુષ્યની હયાતી તેની સ્મૃતિપરજ આધાર રાખતી હોય તો તે કાચજ બની ગયો છે, યા તો જનાવરજ થઇ ગયો છે એમજ માનવું ઘટે; પરંતુ વસ્તુતઃ એવો કંઇજ પ્રકાર હોતો નથી. તેથી સિદ્ધ થાય છે કે, આ અહં-સાદશ્યતાનો આધાર સ્મૃતિ જેવી નિર્માલ્ય વસ્તુપર કદી પણ હોઈ શકેજ નહિ. આ ઉપરથી આપણે સમજી શકીએ છીએ કે, સીમાબદ્ધ છતાં સંપૂર્ણ અને શાશ્વત અહંની સાદશ્યતાને ગુણસમુદાયથી અલગ સ્થાપિત કરી શકાતી નથી–અર્થાત્ કે એવા કોઈ સંકીર્ણ, સીમાબદ્ધ અસ્તિત્વને આપણે સ્થાપિત કરી શકતા નથી, કે જેની પછવાડે ગુણોનો ઝુમખો વળગી રહેલો હોય.

અપૂર્ણ વિચારોના પરિણામરૂપ હોઇ પુસ્તકોમા નોધાયા છે એ પુસ્તકોના વાચનથી કે એવા અપરિપક્વ ખ્યાલોના શ્રવણથી આપણને એવો ભ્રમ પેદા થાય છે કે, શરીર અને આત્મા બન્નેનો અનુભવ આપણને થાય છે, પણ એવો દ્વિવિધ અનુભવ એકીવખતે વસ્તુત તો કદાપિ હોતોજ નથી અનુભવ કા તો શરીરનો કે આત્માનો બેમાથી એકનોજ થાય છે આ વાતને સાબીત કરવા દલીલો કે પ્રમાણોની અગત્ય નથી રહેતી, કેમકે પ્રત્યેક જણ પોતાના મનમાજ તેની સત્યાસત્યતાની ખાત્રી કરી શકે તેમ છે

તમે પોતાની જાતને દેહશૂન્ય આત્માતરીકે કલ્પવાની કોશીષ કરો એમા તમને કંઈ સમજણ પડશેજ નહિ, યાને એવો વિચાર કરવો પણ તમારે માટે લગભગ અશક્ય થઇ પડશે, અને જે વીરલાઓ દેહશૂન્ય આત્માનું મનન કરવામા સફળ થશે, તેમને તેજ ઘડીએ અનુભવ થઇ જશે કે, જ્યારે તેઓ પોતાની જાતને આત્માતરીકે પ્રત્યક્ષ કરતા હતા, ત્યારે તેમને શરીરનો ખ્યાલ સરખો નહોતો તમારા જોવામા કે સાભળવામા એવા મનુષ્યો કદાચ આવ્યા હશે કે જેઓ અમુક અમુક પ્રસગોએ પોતાના મનને ગાઢ સમાધિ, આત્મવશીકરણ વિદ્યા કિવા અમુક ઔષધસેવનથી એક પ્રકારની વિલક્ષણ અવસ્થામા આણી મૂકે છે, વાયુના રોગથી પણ કેટલીક વાર એવુ બને છે. આ લોકોના અનુભવપરથી પણ તમે તારવી શકશો કે, જ્યારે તેઓ આભ્યંતરિક દશાનો અનુભવ કરતા હતા, ત્યારે તેમનુ બાહ્યજ્ઞાન તદ્દન ઉડી ગયુ હતું દારૂ ને એવાજ બીજા ઉગ્ર માદક પદાર્થોના સેવનથી ઉન્મત્ત બનેલાઓને પોતાના દેહનુ કે વાસ્તવિક દરજ્જાનુ ભાન રહેતું નથી, એ તો આપણ બધાના અનુભવની વાત છે આથી સિદ્ધ થાય છે કે, ખરૂ અસ્તિત્વ છે તે એકનુ જ છે એ એકજ સત્તા આ વિવિધ રૂપોમા દૃશ્યમાન થાય છે, અને આ બધા વિવિધ રૂપોજ કાર્યકારણના સબધને જન્માવે છે એટલે કે કાર્યકારણનો સબધ આ વિવિધ રૂપોમાજ રહેલો છે. કાર્યકારણનો સબધ એટલે કે ક્રમવિકાસ અથવા ઉત્ક્રાતિનો ભાવ, યાને એક વસ્તુ બીજા રૂપમા પરિણત થાય અને એ બીજુ રૂપ પાછુ મૂળ રૂપમા સકુચિત થઈ જાય તે કેટલીક વાર એવું પણ બનતુ જોવામા આવે છે કે, કારણ સમૂળગુ અદૃશ્ય બની જાય છે અને તેને સ્થાને કાર્યને મૂકતુ જાય છે તે મુજબ આત્મા જો શરીરનુ કારણ હોય, તો કોઈક વાર આત્મા તત્કાળ પૂરતો જાણે અદૃશ્ય બની જાય છે અને એકલુ શરીરજ રહે છે, તેથી એકલા શરીરનુંજ જ્ઞાન થયા કરે છે. તેવીજ રીતે જ્યારે શરીરનું જ્ઞાન ઉડી જાય છે, ત્યારે આત્મા એકલો રહે છે અને તેનુ જ જ્ઞાન તત્કાળ માટે થયા કરે છે અદ્વૈતવાદનો આ સિદ્ધાત શરીર અને

આત્માની દ્વૈતભાવનાની સામે બૌદ્ધ વિચારકોએ જે દલીલો રજુ કરી આત્માનો અસ્વીકાર કર્યો હતો, તેનો આબાદ જવાબ છે. એટલે કે અદ્વૈતનો આ સિદ્ધાંત પદાર્થ અને ગુણો એકજ છે, એમ સિદ્ધ કરીને દ્વિવિધ અસ્તિત્વનો ઇન્કાર કરે છે, અને એ બાબતમા બૌદ્ધમતનુ સમર્થન કરે છે પણ તેની સાથે એકનો એકજ પદાર્થ વિવિધ રૂપોમા પ્રતીત થાય છે, એમ સિદ્ધ કરી આત્માનું અસ્તિત્વ પણ સિદ્ધ કરી બતાવે છે, અને એ વાતમા બૌદ્ધમતનુ તે ખડન પણ કરે છે

વળી આપણે એ પણ જોઇ લીધું છે કે, અપરિવર્તનશીલતાનો ખ્યાલ કેવળ સમષ્ટિના સબધમાજ સત્ય હરી શકે છે, પણ વ્યષ્ટિસબધમા તો નહિજ કેમકે વ્યષ્ટિનો ભાવજ પરિવર્તનશીલતા અને ગતિના ભાવમાથી ઉત્પન્ન થાય છે સીમાબદ્ધ પ્રત્યેક વસ્તુ આપણે સમજી તેમ જાણી શકીએ છીએ કારણ કે તે પરિવર્તનશીલ યાને ફેરફારને પાત્ર છે, અને સમષ્ટિ તેની રીતે અપરિવર્તનીય હોવી જોઇએ કેમકે એના સિવાય અન્ય કશી વસ્તુ નથી કે જેના મુકાબલે તે પરિવર્તનશીલ કે પરિણામગામી હોય. પરિવર્તન કે પરિણામનો ખ્યાલ હમેશા બીજા કોઇ અલ્પપરિવર્તનીય કિંવા સપૂર્ણ અપરિવર્તનીય પદાર્થની તુલનામાજ આવી શકે, અન્યથા કદાપિ નહિ

આ ઉપરથી માલમ પડે છે કે, અદ્વૈતવાદના સિદ્ધાંત મુજબ સર્વવ્યાપી, અપરિણામી, અમર આત્માનુ અસ્તિત્વ બની શકે તેટલુ સિદ્ધ કરી બતાવાય એમ છે મુશ્કેલી જે છે તે વ્યષ્ટિના સબધમાજ છે જે દ્વૈતવાદની ભાવનાઓનો આપણા ઉપર આવો જબરજસ્ત કાબુ છે તેનુ નિરાકરણ આપણે શી રીતે કરીશુ? યાને સસીમ, અને ક્ષુદ્ર વ્યક્તિગત આત્માઓસબધી આપણી પરાપૂર્વથી ચાલી આવેલી ભાવનાઓ કે જેમા થઇને આપણુ બધાંમને પસાર થવાનુ છે તેનુ નિરાકરણ શી રીતે કરીશુ?

એ તો આપણે જોઇ ગયા છીએ કે, સમષ્ટિભાવે આપણે અમર્ત્ય કિંવા અમર છીએ, પણ મુશ્કેલી એ આવીને નડે છે કે, સમષ્ટિના અશરૂપે યાને વ્યક્તિતરીકે પણ અમર રહેવાની આપણે ઉગ્ર ઇચ્છા ધરાવીએ છીએ તેનુ કેમ? વળી આપણે અનત છીએ અને તેજ આપણુ વાસ્તવિક વ્યક્તિત્વ છે એ પણ આપણે જોઇ લીધુ છે પરતુ આપણે આ ક્ષુદ્ર જીવાત્માઓને વ્યક્તિઓતરીકે પ્રતિપન્ન કરી તેમને અનંત અને અમર બનાવવા ચાહીએ છીએ તો પછી આપણા નિત્ય જીવનમા જણાતા આ ક્ષુદ્ર વ્યક્તિત્વનુ શુ? આપણે જોઇએ છીએ કે, તેમનુ વ્યક્તિત્વ છે, પણ તે વ્યક્તિત્વ નિરતર વૃદ્ધિગત થનારૂં યાને વિકાસશીલ

છે એ વ્યક્તિત્વો એના એ છેયે ખરા અને નથી પણ—અર્થાત્ કે કાનનો 'હું' આજે હુયે ખરો અને નથી પણ હવે આ બધા પરિવર્તનોની મધ્યમા એક અપરિવર્તનીય સૂત્ર રહેલુ છે, એવી દ્વૈતમતાત્મક ભાવનાથી આપણે મુક્ત બનીએ, અને વર્તમાનકાળની ઉક્ષામા છેલ્લી જે ક્રમવિકાસની ભાવના તેની મદદ લઇએ, તો આપણને સમજાશે કે આ 'હુ' નિરંતર પરિવર્તનશીલ છે, પણ તેની અંદર એક સાદસ્ય એટલુ રહેલુ છે કે તે નિત્યવિકાસશીલ છે

હવે એ વાત જો સાચીજ હોય કે, મનુષ્યપ્રાણી એ એક જાતના માસલ જતુના ક્રમવિકાસના પરિણામરૂપ છે, તો તે માસલ જતુવિશિષ્ટ અને મનુષ્ય એકજ પદાર્થ છે ફેરમાત્ર એટલો કે, મનુષ્યપ્રાણી એ માસલ જતુનું અધિક પ્રમાણમા વિકસિત રૂપ છે—અર્થાત્ કે માસલ જતુ ક્રમશ વિકાસને પ્રાપ્ત કરતો કરતો અનતતા તરફ પ્રયાણ કરી રહ્યો છે અને આ ક્ષણે તે અનતતાની મનુષ્યકોટીને પ્રાપ્ત થયો છે તેથી 'સીમાબદ્ધ જીવાત્માને પણ વ્યક્તિ કહી શકાય, પણ તે એવી વ્યક્તિ કે જે ક્રમવિકાસને નિરતર પ્રાપ્ત કરી અનત વ્યક્તિમા પરિણત થવા પ્રયાસ કરી રહી છે જીવાત્માનુ અત્યારનુ વ્યક્તિત્વ અપૂર્ણ છે સપૂર્ણ વ્યક્તિત્વ તો જીવાત્માને ત્યારેજ પ્રાપ્ત થશે કે જ્યારે તે અનતને પહોચ્યો હશે. બાકી અનતતાની આ બાજુએ—યાને અનતતાને પ્રાપ્ત થતા પહેલા તો તે નિરતર બદલાતી ને વિકાસ પામતી વ્યક્તિજ છે અદ્વૈતના વેદાતવાદની આ એક ખુબી છે કે, તે તેના પૂર્વગામી વિરોધી મતોનો વિરોધ ટાળીને એકબીજાની સાથે તેમનો મેળ બેસાડી આપે છે તેની આ રીત અનેક પ્રસગે તેને પોતાને અતિ ઉપકારક નિવડી છે, તેમ અનેક વાર નુકસાનકર્તા પણ નીવડી છે જે સિદ્ધાતને અત્યારે તમે ક્રમવિકાસવાદ અથવા ઉત્ક્રાતિવાદતરીકે ઓળખો છો, તે સિદ્ધાત અમારા પ્રાચીન તત્ત્વવેત્તાઓને પણ અવગત હતો, અર્થાત્ વૃદ્ધિ કિંવા વિકાસ ક્રમેક્રમે થાય છે, એ વાતથી તેઓ પૂર્ણ વાકેફગાર હતા, અને તેથીજ તેઓ પોતાના પૂર્વગામી મતમતાતરોનુ સામજસ્ય સાધવા યાને તેમની એક વાક્યતા કરી બતાવવાને પ્રેરાયા હતા પરિણામે તેમણે એકે પૂર્વગામી મતનો ઇન્કાર કરી તેને સાવ ઉડાવી દીધો નથી ત્યારે બૌદ્ધમતનો આજ એક દોષ હતો કે, તેને આ ક્રમવિકાસના સિદ્ધાતનુ જ્ઞાન નહેતુ, અને એ ખામીને લીધે તેણે અતિમ લક્ષ્યને પહોચવાના પગથીઆરૂપ જે પૂર્વવર્તી મતો તેમની સાથે પોતાનુ સામજસ્ય યાને એકવાક્યતા સાધવાનો મુદ્દલ પ્રયત્નજ કર્યો નહિ, અને તે બધાયને નકામા અને નુકસાનકર્તા ગણીને ત્યજી દીધા

આ જાતની વૃત્તિ ધર્મના ક્ષેત્રમા અત્યત હાનિકર નીવડે છે.

એક માણસને એકાદ નવીન અને ઉચ્ચતર વિચાર સ્ફુરે છે. એટલે પછી તે પોતે છોડી દીધેલા પૂર્વના વિચારોપર એક વાર નજર ફેરવી લે છે અને તેનીજ સાથે સિદ્ધાંત બાંધી દે છે કે, એ બધાજ વિચારો અનિષ્ટ અને અનાવશ્યક હતા પરંતુ આની સાથે તે એટલો વિચાર કરવાયે નથી થોભતો કે, એણે ત્યાજ્ય ઠરાવેલા એ વિચારો તેના વર્તમાન દૃષ્ટિબિંદુને ગમે તેવા અપરિપક્વ ભાસતા હશે, તથાપિ તેજ અપરિપક્વ વિચારો તેને પોતાને ઉપકારક નીવડ્યા હોઇ તેની અત્યારની ઉન્નત સ્થિતિને પ્રાપ્ત કરાવનાર તેજ હતા. આપણ પ્રત્યેક જણનો વિકાસ એજ રીતે થવાનો છે; એટલે કે શરૂઆતની દશામા એ અપરિપક્વ વિચારોનો આશરો લઇ તેમાથી શક્ય તેટલો લાભ ઉઠાવી ક્રમેક્રમે ઉચ્ચતર ને ઉચ્ચતર પાયરીને પ્રાપ્ત થવાનું છે. એ વાત લક્ષમા રાખીને અદ્વૈતવાદ અતિ જૂનામા જૂના મતોની સાથે પણ મૈત્રાભાવ રાખે છે. એ રીતે અદ્વૈતવાદ, દ્વૈતવાદ તેમજ તેની પૂર્વના અન્યાન્ય મતોનો જે સ્વીકાર કરે છે, તે આત્મપ્રદાતાના ધમંડથી નહિ, પણ તેઓ બધા એકજ પરમ સત્યના સાચા આવિર્ભાવો હોઇ તેઓ બધાજ પોતે પ્રાપ્ત કરેલા અંતિમ સિદ્ધાન્ત તરફ દોરી જનાર પગથીઆ છે, એવું ખાત્રીપૂર્વક માનીનેજ.

તેથી કરીને, આ વિવિધ પગથીઆરૂપ પ્રાચીન મતોનું કે જેના ઉપર રહીને મનુષ્યજાતિએ આગળ વધવાનુ છે તે બધાયનું નિંદાપૂર્વક નહિ પણ આશીર્વચન સાથે બધાયનું સંરક્ષણ થવુ ઘટે છે. એ સૂત્રને અનુસરીનેજ વેદાંતે બધા દ્વૈત મતમતાંરોને ઇન્કારપૂર્વક ઉડાવી દેવાને બદલે જેમના તેમ પોતાની અંદર સમાવી લીધા છે. અને તે મુજબ આ સસીમ છતા સ્વયંપૂર્ણ જીવાત્માવિષેના દ્વૈતભાવનેપણ વેદાંતની અંદર યોગ્ય સ્થાન મળેલું જણાઈ આવે છે.

દ્વૈતવાદના સિદ્ધાંત મુજબ મનુષ્ય મરી જાય છે ત્યારે અમુક કે તમુક અપરલોકમા જાય છે, એવા એવા ખ્યાલ છે એ વિચારોને પણ વેદાંત જેમના તેમ અખંડિત રહેવા દે છે. કારણકે અદ્વૈતવાદનો અંગીકાર કરવા છતા એ બધા મતોનુ તેમના યોગ્ય સ્થાનમાં સંરક્ષણ કરી શકાય છે, અને તેમ કરતા માત્ર એટલુ માનવાની જરૂર રહે છે કે, તેઓ પ્રકૃત સત્યનુ આંશિક દર્શન કરાવનારા છે.

દ્વૈતવાદીઓના દૃષ્ટિબિંદુથી જોતા તો આ જગત એ કેવળ જડ દ્રવ્ય કિંવા શક્તિનુંજ પરિણામ લેખી શકાય, અને અમુક ઇચ્છાશક્તિના ખેલરૂપજ ગણી શકાય, અને તે ઇચ્છાશક્તિ પણ કેવી ? તો કે જગતથી સાવ ભિન્ન એટલે કે એ દ્વૈતવાદના સિદ્ધાંત મુજબ તો મનુષ્યે પોતાને શરીર અને આત્મા એ દ્વિવિધ તત્ત્વોનો બનેલો સમજવાનો છે; અને એ આત્મા સસીમ હોવા છતા તેનું

વ્યક્તિત્વ સ્વય સપૂર્ણ છે એમ માનવાનુ છે હવે આવા મનુષ્યના અમરત્વ અને ભાવિ જીવનના ખ્યાલો પણ તેના આત્માના ખ્યાલને અનુસરતા હોય એ તો દેખીતુજ છે એ ખ્યાલો અથવા ભાવોને પણ વેદાતમા સાચવી રાખવામા આવ્યા છે, અને તેથી દ્વૈતવાદીઓમા ખૂબ પ્રચલિત થયેલા ખ્યાલોમાના કેટલાક ખ્યાલો તમને કહી બતાવવાની હુ જરૂર જોઉ છુ આ દ્વૈતવાદના સિદ્ધાત મુજબ આપણને અવશ્ય એક દેહ તો છેજ, અને એ સ્થૂળની પછવાડે એક સૂક્ષ્મ દેહ પણ હોય છે આ સૂક્ષ્મ અથવા લિંગદેહ પણ સ્થૂળદેહની માફક જડ તત્ત્વનોજ બનેલો હોય છે, પરતુ ફેર એટલો કે, સૂક્ષ્મદેહનુ જડ તત્ત્વ પણ અતિશય સૂક્ષ્મ હોય છે એ લિંગદેહજ આપણા સર્વ જાતના કર્મ અને સસ્કારોને રહેવાનું સ્થાન છે, અને તેમાથીજ તેઓ જરૂર પડે ત્યારે સ્થૂળરૂપમા પ્રગટી નીકળે છે આપણે વિચારીએ છીએ તે પ્રત્યેક વિચાર અને કરીએ છીએ તે દરેક કાર્ય અમુક મુદત પછી સૂક્ષ્મતાને પામી બીજરૂપમા પરિણમે છે, અને ભાવાત્મક દશામા સૂક્ષ્મશરીરમા કિંવા લિંગદેહમા વસે છે, અને ત્યાથી થોડાક સમય બાદ તે ફરીને પાછા ફૂટી નીકળી ફળરૂપે દેખા દે છે. એ લિંગદેહમા સચિત થયેલા કર્મ અને સસ્કારોનુ ફળજ મનુષ્યનુ જીવતર ઘડે છે આ રીતે પ્રત્યેક મનુષ્ય પોતેજ પોતાનું ભાવિ જીવન ઘડે છે મનુષ્યે પોતેજ પોતાને માટે નિર્માણ કરેલા નિયમો સિવાય યાને તેના કર્મફળ સિવાય બીજા કોઇજ નિયમો તેને બધનકર્તા હોતા નથી મતલબ કે, પ્રત્યેક મનુષ્ય પોતાના કર્મફળથી બધાયલો છે ભલા કે બૂરાને માટે આપણી આસપાસ જે જાળ આપણે નાખીએ છીએ, તે જાળના તાર આપણા વિચારો, વચનો અને કૃત્યોજ પૂરા પાડે છે અમુક એક શક્તિને આપણે એક વાર ગતિમા મૂકી કે તેના સારા નરતા સપૂર્ણ પરિણામો આપણે પોતાને માથે ઉઠાવવાજ રહ્યા કર્મનો નિયમ આ પ્રકારનો છે લિંગદેહની પાછળ જીવ કિંવા મનુષ્યનો વ્યક્તિગત આત્મા રહેલો છે આ વ્યક્તિગત આત્મા કિંવા જીવના રૂપ અને કદ વિષે વિવિધ વાદો અસ્તિત્વમા આવ્યા છે કેટલાક કહે છે કે, તે પરમાણુ જેવો નાનો છે, ત્યારે બીજા કેટલાકનુ એવું માનવુ છે કે, તે એટલો બધો તો નાનો નથીજ, ત્યારે વળી અન્ય કેટલાક એવુ માને છે કે, તે અતિશય મોટો છે, વગેરે વગેરે આ જીવ વિશ્વવ્યાપી અનતસત્તા કહેતા બ્રહ્મનો અશ હોઇ શાશ્વત, અનાદિ અને અનત છે. પવિત્રતા અને વિશુદ્ધિ એ તેનો અમલ સ્વભાવ છે, અને તે અમલ સ્વભાવને વ્યક્ત કરવા માટેજ તે વિવિધ રૂપોમાથી પસાર થાય છે આ વ્યક્ત દશાને પાછુ હઠાવનારૂ પ્રત્યેક કાર્ય દુષ્કર્મ અથવા પાપ કહેવાય છે, અને

તેવો વિચાર પણ પાપ કહેવાય છે ત્યારે જીવાત્માને વિકસવામા અને તેનો પોતાનો પ્રકૃત સ્વભાવ વ્યકત કરવામા સહાયભૂત થનાર પ્રત્યેક કાર્ય અને વિચાર શુભ કર્મ કહેવાય છે ભારતવર્ષના અપરિપકવમા અપરિપકવ દ્વૈતવાદીઓ તેમજ સૌથી શ્રેષ્ઠ પ્રગતિ માન અદ્વૈતવાદીઓની વચ્ચે જે એક સામાન્ય સિદ્ધાત નજરે પડે છે, તે આ છે કે, જીવાત્માની બધીજ શકયતાઓ અને શકિતઓ તેની પોતાની અદરજ રહેલી હોઈ તે કોઈ પણ બહારના સ્થાનમાથી આવતી નથી એ બધીજ શકિતઓ અવ્યકતભાવે આત્માની અદરજ રહેલી છે, અને મનુષ્યમાત્રના જીવનની સઘળી કાર્યવાહી એ અવ્યકત શક્તિઓને વ્યકત કરવાની દિશામાજ પ્રેરાય છે

તેઓ પુનર્જન્મવાદ પણ માને છે આ પુનર્જન્મવાદ એવી જાતનો છે કે આ દેહના લય પછી જીવને બીજો દેહ પ્રાપ્ત થશે અને તેના પચત્વ પછી વળી બીજો—એ રીતે જન્માતર આ લોકમા કે અન્ય લોકમા ચયાજ કરે છે પરતુ આ મૃત્યુલોકમા જન્મ થાય એ વધારે પસદ કરવા યોગ્ય મનાય છે કેમકે આપણા હિતને માટે અને મુક્તિની પ્રાપ્તિ માટે આ લોકજ સર્વોત્તમ ગણાય છે સ્વર્ગ અને બીજા અપર લોકો એવી જાતના કલ્પાયા છે કે જ્યા દુખનુ પ્રમાણ નહિ જેવુ હોય છે, પરતુ તેજ કારણને લીધે તેઓ દલીલ કરે છે કે, એ અપર લોકોમા ઉચ્ચતર અને ઉન્નતિકર વાતોનો વિચાર આવવાનો સભવ ઓછો છે ત્યારે આ મર્ત્યલોકમા સુખનુ પ્રમાણ ઓછુ અને દુખનુ પ્રમાણ અધિક હોવાથી જીવ એક યા બીજા જન્મમા જાણે જાગ્રત બને છે, અને પોતાની જાતને બંધનમુકત કરવાનો વિચાર કરે છે પરતુ આ દુનિયામા અતિ ધનવાન મનુષ્યોને સુખવૈભવ કરતા ઉચ્ચતર વિચારો આવવાનો સભવ જેમ ઓછો હોય છે, તેમ જીવને માટે સ્વર્ગમા અને અન્ય અપર લોકમા પણ પ્રગતિ થવાનો સભવ ઓછો હોય છે કારણકે ત્યા તેની સ્થિતિ વિપુલ પ્રમાણમા પણ આ લોકના ધનાઢયો જેવીજ હોય છે. ત્યા એના સૂક્ષ્મશરીરને વ્યાધિ પીડી શકતો નથી, અને ખાવાપીવાની કઇજ કડાકૂટ એને કરવી પડતી નથી, તથા તેની બધીજ જાતની ભોગવાસનાઓ આપોઆપ તૃપ્ત થયા કરે છે ત્યા આગળ જીવને ઉપરાઉપરી સુખવિલાસ ભોગવતા થકા રહેવાનુ મળે છે, અને તેથી તે પોતાના અસલ મુક્ત સ્વભાવને વિસરી જાય છે આ સ્વર્ગલોકો કરતા બીજા કેટલાક એવા પણ ઉચ્ચતર લોકોની કલ્પના છે કે જ્યા જીવનો આગળ વિકાસ થવાનો સભવ હોય છે તે મુજબ કેટલાક દ્વૈતવાદીઓ ઉત્તમોત્તમ અતિમ લોકતરીકે વૈકુઠ કે ગોલોક જેવા સ્થાનની કલ્પના કરે છે, અને એમ માને છે કે, ત્યા આગળ જીવોને ચિરકાળ પ્રભુના સહવાસમાજ રહેવાનુ પ્રાપ્ત થાય છે.

અહીં તેમને સુંદર દિવ્ય દેહ પ્રાપ્ત થાય છે અને તેને વ્યાધિ,
જરા, મૃત્યુ કે અન્ય કંઇ અનર્થ કંઇજ બાધા કરી શકતા નથી,
તથા તેમની બધીજ વાસનાઓ તૃપ્ત થયે જાય છે. એ વૈકુંઠ કે
ગોલોક કિંવા સત્યલોકને પ્રાપ્ત થયેલા જીવો પૈકી કેટલાક કોઇ
કોઈ વાર ફરીને આ પૃથ્વીપર મનુષ્યજાતિને પ્રભુનો માર્ગ બતાવ
વાના ઉદ્દેશથી મનુષ્યરૂપે અવતરે છે. દુનિયામા જન્મતા મહાન
પેગંબરો અથવા અવતારો આ કોટિનાજ જીવો હોય છે. તેઓ
મુક્તાવસ્થાને પામી ચૂકેલા અને પ્રભુના ઉત્તમોત્તમ ધામમાં સતત
પ્રભુના સહવાસમાં રહેનારા જીવો હોય છે; પણ ક્ષ્ટાતી રીબાતી
મનુષ્યજાતિ માટે તેમનો પ્રેમ અને સમભાવ એટલો બધો તીવ્ર
હોય છે કે રીબાતી મનુષ્યજાતિને દુઃખમાંથી છોડવી સ્વર્ગ અને
તેથી પણ ચઢીઆતા પ્રભુના ધામપ્રતિ વાળવાના શુભ હેતુથ
તેઓ પૃથ્વીપર ફરીને અવતાર લે છે.

હવે આ સંબંધમા અદ્વૈતવાદનો મત કેવો છે તે તો આપણે
અલબત જાણીએજ છીએ. અદ્વૈતવાદ એવું પ્રતિપાદન કરે છે કે
એ રીતે દિવ્ય છતાં સદેહાવસ્થામાં પ્રભુનું સતત સાનિધ્ય પ્રાપ્ત કરવ
એ અંતિમ ધ્યેય કે આદર્શ હોઇ શકેજ નહિ. વિદેહાવસ્થા યાને
અસીમતા અને અનંતતાજ જીવમાત્રના આદર્શ હોવા જોઇએ
અંતિમ આદર્શ અંતવાન હોયજ નહિ. અનંતથી ઉતરતો આદર્શ
હોઈ શકેજ નહિ, અને દેહ અનંત હોવાનો કદાપિ સંભવ નથી
દેહ સસીમતામાંથીજ ઉત્પન્ન થતો હોવાથી કાર્યકારણના ન્યાયે
તે અસીમ કિંવા અનંત હોવાની શક્યતાજ નથી. એ રીતે
વિચાર પણ અનંત હોઈ શકે નહિ, કેમકે વિચારની ઉત્પત્તિ પણ
સસીમતામા રહેલી છે. એટલા માટે અદ્વૈતનુ કથન છે કે, મુક્તિ
માટે આપણે દેહ તેમજ વિચારથી પણ પર જવાનું છે. અને
આપણે એ પણ જોઇ લીધું છે કે, એ મુક્તાવસ્થા આપણે ક્યાયથ
પ્રાપ્ત કરવાની નથી, પણ તે મૂળ અસલથી આપણી પોતાની છે
આપણને તે સ્વભાવસિદ્ધ હોવા છતા તેની ફ્રામ આપણને રહે
નથી, અને તેથીજ આપણી અંદરના તેના અસ્તિત્વનો આપણે
ઇન્કાર કરીએ છીએ. જ્ઞાન પણ બીજે ક્યાયથી પ્રાપ્ત કરવાનું નથી
તે આપણા પોતામા મૂળથીજ મોજુદ છે. એજ પ્રમાણે અમરત્વ
અને પરમાનંદ પણ ક્યાયથી મેળવવાના રહેતા નથી; પરંતુ તેમનાપ
પણ આપણી પોતાનીજ મૂળ માલીકી છે. એ બધા ગુણો સદ
સર્વદા આપણા પોતાનાજ છે.

તમે મુક્ત છો, એમ સમજવા અને અનુભવવાને તમે શક્તિ બતાવ
શકો, તો અત્યારે ને આપણીએજ તમે મુક્ત છો. એમ નહિ કરો ત્યાંસુધ
તમે બદ્ધાવસ્થામાંજ રહેવાના. અદ્વૈતવાદ આજ મત સાહસભેર જાહેરમ

મૂકે છે. દ્વૈતવાદીઓના વિચારો પણ હું તમારી આગળ રજુ કરી ગયો છું. એમાંથી તમને જે પસંદ પડે તેને ઉઠાવો અને અપનાવો.

વેદાંતનો આ સર્વશ્રેષ્ઠ આદર્શ સામાન્ય રીતે સમજાતો બહુ અઘરો છે, અને તેથી લોકો એનાપર હમેશા વિવાદ ચલાવે છે. એમા મોટામા મોટી મુશ્કેલી આવીને એ ઉભી રહે છે કે, લોકોના મનમા અમુક એક મત વસી જાય છે, એટલે તેઓ બીજા મતનો ઈનકાર કરીને બીજા મતાવલંબીઓની સાથે વિવાદના અખાડામાં ઉતરી પડે છે. તમે તેમ ન કરશો. તમને રૂચે તે મત તમે ગ્રહણ કરો, અને બીજાને ફાવતો આવે તે બીજાને સ્વીકારવા દો. તમારી ઈચ્છા જો આ ક્ષુદ્ર વ્યક્તિત્વને યાને આ સસીમ મનુષ્યપણાને વળગી રહેવાની હોય, તો ભલે તેની તે અવસ્થામા રહ્યા કરો અને તેમાજ સંતોષ માનો ને રાજી થાઓ. મનુષ્યપણાનો તમારો અનુભવ જો સારો અને સુંદરજ હોય, તો તમારી ઈચ્છા હોય ત્યાંસુધી તે રાખો અને તમારાથી તે વાત બની શકે તેની પણ છે; કારણ કે તમારા ભાગ્યવિધાતા તમે પોતેજ છો. એટલે તમારૂં મનુષ્યપણું તમારી પાસે મૂકાવી દેવાની કોઇ તમને ફરજ પાડી શકે તેમ છેજ નહિ. તમારી મરજી હશે ત્યાંસુધી તમે મનુષ્યના મનુષ્ય અવતર્યા કરશો, કોઈથી તમને કદીજ અટકાવ થઈ શકશે નહિ. તમારા પૈકી જેમને ફિરસ્તા બનવુ હશે તેઓ ફિરસ્તા પણ બની શકશે. કારણ કે એ તો એક નિયમજ છે કે 'જેવી કૃતિ તેવી ગતિ.' પરંતુ કેટલાક જણ વળી એવા પણ હશે, કે જેમને ફિરસ્તાપણું સુદ્ધા નહિ રૂચતુ હોય. એમના એ વિચારથી તમારે ભડકવાનું લેશ માત્ર પ્રયોજન નથી. એમનો એ ખ્યાલ ભયાનક છે એમ ધારી લેવાનો તમને શો અધિકાર છે વારૂ ? તમારી સો મહોરોની ભરેલી થેલી ગુમાઈ જતા તમે હડબડી જાઓ તે સંભવિત છે. પણ દુનિયામાં બીજા કેટલાક એવા પણ પડયા હશે, કે જેમનું આ દુનિયામાંનું સર્વ દ્રવ્ય ગુમાઈ જવા છતા તેઓ આંખનો એક પલકારો સરખો નહિ ભરે. દુનિયામા એવા માણસો થઇ ગયાં છે, અને હજી પણ છે. તેમને તમારા પોતાના ગજથી માપવાની ધૃષ્ટતા તમે શામાટે આદરો છો ? તમે તમારી મર્યાદાઓને સુખે વળગી રહો, અને આ ક્ષુદ્ર દુનિયાઈ ભાવનાઓને તમારો સર્વોત્તમ આદર્શ ભલે માન્યા કરો. તમને તે સદા સર્વદા મુબારક રહો. તમને તે યથામતિ તથા ગતિરૂપ નીવડશે. પરંતુ બીજા કેટલાક એવા હોય છે કે જેમને સત્યની ઝાંખી થઇ હેય છે. તેમને આ સસીમતાના ક્ષેત્રમા ગોંધાઈ રહેવામા કળ નથી વળતી. તેઓ એનાથી કંટાળી ગયા હોય છે અને તેથી પર થવાની ઇચ્છા રાખે છે આ દુનિયા અને તેના સકળ સુખવિલાસ જેમનાં તેમ છતાં તેમને મન એ બધું કાદવકીચડના

ખામોચીયારૂપજ ભાસે છે. એવા લોકોને તમારા પોતાના વિચારોથી બાધી રાખવાની પ્રચ્છા તમે શામાટે રાખો છો ? આવી જાતની ક્ષુદ્ર વૃત્તિથી તો તમારે બનતે એક વાર મુક્ત થયેજ છૂટકો છે. જગતમા દરેક જણને તેનું યોગ્ય સ્થાન સુખે લેવા દો.

દક્ષિણ મહાસાગરના ટાપુઓમા પ્રચંડ વાવાઝોડાના તોફાનમા સપડાયલા કેટલાક વહાણોની હકીકત એક વાર મારા વાંચવામા આવી હતી; અને તેને લગતુ એક ચિત્ર પણ 'ઇલસ્ટ્રેટેડ લંડન ન્યુસ' યાને 'સચિત્ર લંડન સમાચાર' નામના છાપામા આવ્યું હતું. તેમા એક અંગ્રેજ વહાણ સિવાય બીજાં બધાજ વહાણો ભાગી ગયેલાં બતાવવામા આવ્યા હતા તે અંગ્રેજ વહાણ એ તોફાનની સામે ટક્કર ઝીલતુ આગળ હંકારી રહ્યું હતું. હવે, આ ચિત્રમા એવો દેખાવ હતો કે ભાંગેલા વહાણોપરના માણસો કે જેઓ ડૂબવાની અણીપર હતા, તેઓ તૂતકપર ઉભા રહીને ડૂબતા ડૂબતાં પણ તોફાનમાથી છટકી જતા. તે અંગ્રેજ વહાણના ઉતારૂઓને પ્રોત્સાહન આપતા હતાં. કેવા બહાદૂર અને ઉદારચરિત એ લોકો! એમના જેવા બહાદૂર અને ઉદાર બનો, અને બીજાઓને તમારી ભૂમિકાપર ઘસડી પાડવાનો પ્રયત્ન કદી ન કરો બીજો એક મૂર્ખાઇ-ભર્યો ખ્યાલ એવો પ્રવર્તે છે કે, આપણું આ ક્ષુદ્ર વ્યક્તિત્વ જો જતુંજ રહેશે, તો પછી દુનિયામા નીતિનિયમ જેવું કંઇજ રહેશે નહિ અને તેમ થતા મનુષ્યજાતિના ઉદ્ધાર માટેની તમામ આશાનો અંત આવશે. કેમ જાણે પ્રત્યેક જણ હરઘડીએ મનુષ્યજાતિના કલ્યાણ માટે મરી પરવારતો ન હોય' પ્રભુ તમારૂં કલ્યાણ કરો! મનુષ્યજાતિનુ કલ્યાણ કરવાની વાસ્તવિક ભાવનાવાળાં બસો બસો-જ નરનારીઓ પ્રત્યેક દેશમા જો હયાત હોય, તો તો સત્યયુગ પાછો પાંચજ દિવસમા પૃથ્વીપર ઉતરે. મનુષ્યજાતિના ભલા માટે આપણે કેવા મરી ફીટીએ છીએ તે તો આપણે બધાજ પોત-પોતાના મનમા સમજીએ છીએ. એ તો બધી મોટી મોટી વાતો છે, બીજું કંઇજ નહિ. દુનિયાનો ઇતિહાસ તો ઉલ્ટો એમ બતાવી આપે છે કે, જેમણે પોતાના ક્ષુદ્ર વ્યક્તિત્વનો કદાપિ વિચાર કર્યો નહોતો તેવા લોકોજ માનવજાતિના ઉત્તમોત્તમ કલ્યાણકર્તા નીવડયા છે, અને પોતાના ક્ષુદ્ર વ્યક્તિત્વનો વધારે ને વધારે વિચાર કરનાર નરનારીઓને હસ્તક પરોપકારના કાર્યો ઓછા ને ઓછાજ થતા ગયા છે. એક વૃત્તિ નિઃસ્વાર્થતાની અને બીજી સ્વાર્થપરા-યણતાની છે. ક્ષુદ્ર સુખભોગોને વળગી રહેવાની વૃત્તિ અને આની આ વસ્તુસ્થિતિ કાયમ ટકી રહે કિંવા તેનુંજ પુનરાવર્તન થયા કરે એવી ઇચ્છા એ કેવળ સ્વાર્થપરાયણતાજ છે. એ વૃત્તિ સત્ય-જ્ઞાનની પ્રાપ્તિ માટેની કોઈ ઇચ્છામાથી નથી ઉદ્દભવતી, યાને તેનું

મૂળ પારકા માટેની દયા કે અનુકંપામાં નથી રહ્યું; પણ "મનેજ બધું મળો, બીજાની મને શી પડી છે ?" એવી જાતની મનુષ્ય-હૃદયની અધમ સ્વાર્થપરાયણતામાં એનું મૂળ રહેલું છે અલબત્ત, મને પોતાને તો આમજ લાગે છે મારી તો એવી ઘણીયે ઇચ્છા છે કે, એક ક્ષુદ્રમાં ક્ષુદ્ર પ્રાણીનું ભલું થતું હોય, તો તેને માટે પણ પોતાની સેંકડો જીંદગી ન્યોછાવર કરી નાખે એવા પ્રાચીન કાળના એ મહાન પેગંબરો અને સંતપુરુષો આ પૃથ્વીપર ફરી દેખા દે બાકી નીતિપ્રચાર અને પારકાનું ભલું કરી નાખવાની અત્યારની વાતો ! એ તો સાવ મૂર્ખાઈભરેલો અને અર્થહીન બકવાદમાત્ર છે.

ભગવાન ગૌતમ બુદ્ધ જેવા નીતિમાન અને ચારિત્ર્યશીલ મનુષ્યોના દર્શન કરવાની મને આકાંક્ષા છે. એ ભગવાન પોતે સગુણ ઈશ્વર કે જીવાત્મામાં માનતા નહોતા, તેમને વિષે જિજ્ઞાસા સરખી તેમણે કદી કરી નહોતી, એટલુંજ નહિ પણ સંપૂર્ણ અજ્ઞેયવાદી હતા. આમ છતાં તેઓ કોઈને માટે પણ પોતાનું જીવન સમર્પી દેવા સદા સર્વદા તત્પર હતા, અને પોતાનું આખુંજ જીવન તેમણે સર્વ કોઈનું કલ્યાણ કરવામાં અને કલ્યાણ વાંચ્છવામાંજ વ્યતીત કર્યું છે એમના જન્મનું વર્ણન કરતાં તેમના ચરિત્રકારે ઠીકજ લખ્યું છે કે "તેમનો જન્મ અનેકના કલ્યાણ માટે હતો, અનેકને આશીર્વાદરૂપ હતો" પોતાની મુક્તિ માટે તેઓ જંગલમાં તપ કરવા નહોતા ગયા; પણ તેમને લાગ્યું કે, દુનિયા બધી દુઃખથી બળી જળી રહી છે, અને તેમાંથી બચવાના રસ્તા શોધી કાઢવાની તેમની ફરજ છે 'દુનિયામાં આટલું બધું દુઃખ કેમ જણાય છે ?'—એજ એક પ્રશ્ન તેમના મનમાં જીવનભર ઘોળાયા કરતો હતો આ બુદ્ધ ભગવાન જેટલા આપણે નીતિમાન અને ચારિત્ર્યશીલ છીએ એવું શું તમે માનો છો ?

માણસ જેટલો સ્વાર્થપરાયણ વધુ, તેટલોજ અનીતિમાન પણ વધુ આખી જાતિ કે પ્રજાના સંબંધમાં પણ તેવોજ પ્રકાર સમજવાનો છે જે જાતિ પોતાનાજ સ્વાર્થોમાં આંધળી ભીંત થઈને રચી પચી હોય છે, તે જાતિ જગતભરમાં ક્રૂરમાં ક્રૂર અને દુષ્ટમાં દુષ્ટ હોય છે નિઃસ્વાર્થીઓના નામપર સ્થપાયેલા ધર્મોના સ્વાર્થી અનુયાયીઓના જેટલું લોહી છાંટનાર અને નિર્દયતા વરસાવનાર અન્ય કોઈ નથી. અમુકમાં શ્રદ્ધા નહિ રાખનારની કતલ કરવી તે તેના પ્રત્યે દયા દેખાડવા સમાન છે' અને સર્વાંગ સુંદર હૂરીઓ તથા વિવિધ પ્રકારના ભોગવિલાસોથી ભરપૂર સ્વર્ગને પ્રાપ્ત થવાનો ખાત્રીભર્યો માર્ગ એજ છે કે, અન્ય ધર્મવાળાઓને ખરાબ ગણીને તેમને પોતાનો ધર્મ સ્વીકરાવવો ને ન સ્વીકારે તો તેમનો સંહાર કરવો ' આવી આવી માન્યતાઓને પરિણામે કેટલું બધું લોહી આ

ધરતી માતાને ખોળે છટાયું છે તેનો વિચાર તમે પોતેજ કરી જુઓ

ઇસુ ખ્રિસ્તના ધર્મમા થોડીક અપરિપકવતા છે ઇસુ ખ્રિસ્તે સ્થાપેલા શુદ્ધ ખ્રિસ્તી ધર્મ અને વેદાત વચ્ચે થોડોકજ ફેર છે. ખ્રિસ્તી ધર્મમા આપણુને અદ્વૈત કિંવા એકત્વનો ખ્યાલ રહેલો જણાઇ આવે છે, પણ સાધારણ લોકોને એ ઉચ્ચતમ આદર્શ પ્રતિ દોરવાના શુભ હેતુથી દ્વૈતવાદનો ઉપદેશ પણ ઇસુ ભગવાને કરેલો છે; પણ તે એકતાના ઉચ્ચતમ આદર્શને પહોચવાના પગથીઆતરીકેજ. "સ્વર્ગમા વસનારા અમારા ઓ બાપ !" એમ કહી પ્રાર્થના કરનારા એના એજ પેગબરનો ઉપદેશ છે કે "હું અને મારા બાપ (કહેતા પ્રભુ) એકજ છીએ" આ ઉપરથી જણાય છે કે 'સ્વર્ગમા વસનાર બાપ'ના નીમ્નતર દ્વૈતભાવમા થઇનેજ "હું અને મારો બાપ એક છીએ" એવા ઉચ્ચતમ અદ્વૈતભાવને પ્રાપ્ત થવાનો રસ્તો રહેલો છે, એટલે કે દ્વૈતભાવથી ઇશ્વરની ઉપાસના કરતા કરતાજ અદ્વૈતભાવને પમાય છે, એ વાતની તે મહાન પેગબરને ખબર હતી ઇસુ ખ્રિસ્તના મૂળ ધર્મમા પ્રેમ અને આશીર્વાદના ઓધ ઉડતા હતા, પણ આગળ જતા તેનામા જેમ જેમ વિકૃતિઓ પ્રવેશ કરતી ગઇ, તેમ તેમ તે ધર્મ એટલો બધો અવનત દશાને પ્રાપ્ત થતો ગયો કે પરિણામે તે તેટલો સારો રહ્યો નહિ અને પરધર્મ અસહિષ્ણુ બની ગયો તે ખરેખાત એક મોટી વિકૃતિજ હતી–આ ક્ષુદ્ર 'અહ' માટેની મારામારી, અને ક્ષુદ્ર 'અહ'ને કેવળ આ છદગીમાજ નહિ પણ મૃત્યુ પછી પણ વળગી રહેવાની ભાવના એ જબરજસ્ત વિકૃત છે, છતા કેવુ આશ્ચર્ય કે, એને નિઃસ્વાર્થપરાયણતા કહી ઓળખાવે છે, અને એનેજ નીતિ તથા સદાચારનો પાયો ગણે છે ! આ ક્ષુદ્ર 'અહ'-ભાવ યાને સ્વાર્થપરાયણતા એજ જો નીતિનો પાયો હોય, તો પ્રભુ આપણને તેનાથી બચાવે ! કેવું આશ્ચર્ય કે, જે નરનારીઓને એના કરતા ઉત્તમ ભાવને પીછાનવાની જરૂર છે તેઓ એમ માની બેઠા છે કે, આ ક્ષુદ્ર અહનો લોપ થવાથી જગતમાની બધી નીતિમત્તા રસાતળમા જતી રહેશે ! ખરી નીતિમત્તા આ ક્ષુદ્ર અહના ખડિયેરપરજ ખડી રહી શકે, એ વિચાર સાભળતા તેઓ આભાજ બની જાય છે; પરતુ તેમણે જાણવુ જોઇએ કે, સકળ પ્રકારના કલ્યાણ અને સકળ જાતની નીતિમત્તાનો મૂળ મત્ર 'હુ' નહિ પણ 'તુ' છે. સ્વર્ગ કે નરકની આપણને શી પરવા છે ? આત્મા છે કે નહિ તેની ચિંતા આપણે શાને કરવી ? તેમ કોઇ અવિકારી, અપરિણામી સત્તા છે કે નહિ તેની પણ દરકાર આપણને શાને જોઇએ ? આપણી આગળ તો દુઃખમા ખદબદતી આ દુનિયા પથરાયલી છે. એ દુઃખોને દૂર કરવા ભગવાન શ્રીકૃષ્ણ, બુદ્ધ, ખ્રિસ્ત, મહમદ ઇત્યાદિ

સાચા મહાપુરુષોની માફક બહાર પડો, અને કાં તો તેને થોડાઘણા પ્રમાણમાં પણ ઓછા કરો કે પછી તે પ્રયત્નમાં તમારા જીવનની આહુતિ અર્પી દો. તમારા આ ક્ષુદ્ર 'સ્વ'ને ભૂલી જાઓ, તમે આસ્તિક હો કે નાસ્તિક હો, વેદાંતી હો કે અજ્ઞેયવાદી હો, ખ્રિસ્તી હો કે મુસલમાન હો, પણ તમારે બધાયને સૌથી પહેલો અને અગત્યનો પાઠ એજ શીખવાનો છે કે આ ક્ષુદ્ર 'સ્વ'ની ભાવના યાને સ્વાર્થવૃત્તિનો બિલકુલ નાશ કરો અને તેને ઠેકાણે **नाहं नाहं तुहिं तुहिं** એ સત્ય ભાવની પ્રતિષ્ઠા કરો. એમાંજ મનુષ્ય જાતિનું કલ્યાણ અને ઉન્નતિ રહેલાં છે.

જગતની અંદર બે શક્તિઓ સમાંતર રેખામાં સાથે સાથે કાર્ય કરી રહી છે–એક 'અહં'ની અને બીજી 'નાહં'ની. એ શક્તિઓનો આવિર્ભાવ કેવળ મનુષ્યોમાંજ નહિ પણ પશુઓની અંદર તેમજ ક્ષુદ્ર જંતુઓની અંદર પણ જોવામાં આવે છે. જે વાઘણ પોતાનો પંજો મનુષ્યના ઉષ્ણ રુધિરમાં ઝબકોળતાં જરાયે અચકાતી નથી, તેજ વાઘણ પોતાનાં બચ્ચાંનું જતન કરતાં પોતાનો જાન સુદ્ધાં આપી દે છે. જે નરપિશાચને પોતાના માનવબંધુઓના જાન લેતાં જરા પણ અરેરે નથી આવતી તેવા કઠોર વૃત્તિવાળાનું મન પણ પોતાનાં ભૂખે મરતાં આપ્તજનનું દુઃખ જોઇ પીગળી જાય છે, અને તેમને બચાવવા કાજે પોતાનો પ્રાણ આપવો પડે તો તે પણ વગર આનાકાનીએ આપી દે છે. એ પ્રમાણે સારીય સૃષ્ટિમાં આ સ્વાર્થપરતા અને નિઃસ્વાર્થપરતાની ઉભય શક્તિઓ સાથે સાથેજ કાર્ય કરી રહેલી જણાય છે. જે ઠેકાણે એકની હાજરી જણાય તે ઠેકાણે બીજીની પણ જણાવાનીજ. સ્વાર્થપરતાનો પ્રધાન હેતુ સંચય છે, ત્યારે નિઃસ્વાર્થપરતાનો હેતુ પરિત્યાગ છે. એક શક્તિ પોતાને માટે ગ્રહણ કરે છે, ત્યારે બીજી પોતાનું હોય તે આપી દે છે. ક્ષુદ્રમાં ક્ષુદ્ર પ્રાણીથી માંડીને તે ઉત્તમમાં ઉત્તમ પ્રાણીપર્યંતનું આ સમસ્ત બ્રહ્માંડ આ બે શક્તિઓનું જાણે ક્રીડાંગણ છે. આ વાતને સિદ્ધ કરી બતાવવા કોઇ પ્રમાણની જરૂર નથી, કેમકે તે સ્વતઃ પ્રમાણ હોઈ સૌ તેને પોતપોતાના મનમાં સમજી જઈ શકે છે.

સ્પર્ધા અને સંગ્રામ એ ઉભય શક્તિ પૈકી એકાદી પરજ આ જગતનો સઘળો કાર્યભાર અને વિકાસ અવલંબી રહ્યો છે, એમ કહેવાનો સમાજના કોઇ પણ વર્ગને શો અધિકાર છે વારુ? રાગ, દ્વેષ અને લડાલડી તથા સ્પર્ધા અને સંઘર્ષણપરજ જગતનું તંત્ર ચાલે છે, એમ કહેવાનો પણ કોઈને શો અધિકાર છે? આ જાતની શક્તિઓ જગતની અંદર કાર્ય કરી રહી છે તેની અમે ના પાડતા નથી, પણ તે પરથી કોઇને એમ કહેવાનો શો અધિકાર છે કે, તેનાથી ઉલટી બીજી શક્તિઓનું કાર્ય ચાલતુંજ નથી? આ પ્રેમ

ભાવ, આ 'નાદ'નો ભાવ અને આ ત્યાગવૃત્તિ એજ એકલી જગતની અંદર નિશ્ચયાત્મક સત્તા છે, એનો કોઈથી ઈન્કાર થઇ શકે તેમ છે ખરો કે? બીજી શક્તિઓ એ આ પ્રેમશક્તિનોજ અવળે માર્ગે થયેલ ઉપયોગના પરિણામરૂપ છે પ્રેમજ રાતિ સ્પર્ધાને જન્માવે છે, યાને સ્પર્ધાનું ખરૂં મૂળ તો પ્રેમમાજ રહેલું છે. તેવીજ રીતે અનર્થ કે દુષ્કૃત્યનું ખરૂં મૂળ પણ નિસ્વાર્થપરતામાં છે. અનર્થનો ઉત્પાદક શુભ છે, તેમ તેનો અંત પણ શુભ છે અનર્થ અથવા દુષ્કૃત્ય એ શુભ કરવાની શક્તિનો અવળો ઉપયોગ થવાનું પરિણામ છે એટલુંજ જે માણસ બીજાનું ખૂન કરે છે તે કદાચ પોતાના બચ્ચાપરના કે અન્ય કશા પરના પ્યારને લીધે તેમ કરવા પ્રેરાયો હોય છે તેનો પ્રેમ જગતમાંના લક્ષાવધિ મનુષ્યોને છાડી એ એક નાના બાળક કે અન્ય કશા પૂરતોજ સીમાબદ્ધ થયો હોય છે, છતાં એ પ્રેમ સસીમ હોય કે અસીમ હોય, પણ છે તો એક પ્રેમજ.

આ પરથી સમજાય છે કે, જગતની સંચાલક શક્તિ-પછી તે ગમે તે રૂપમાં વ્યક્ત થતી કાં ન હોય-પણ તે એકજ અદ્ભુત વસ્તુ છે તેને નિસ્વાર્થપરતા, અનાસક્તિ, પ્રેમ, સત્ય ગમે તે નામથી ઓળખો પણ જગતની અંદર તેજ એકમાત્ર જીવંત શક્તિ છે. તેથીજ વેદાંતીઓ એકતાના ભાવપર યાને અદ્વૈતના ભાવપર અતિશય ભાર મૂકે છે આ અદ્વૈતવાદની સમજૂતીપર આપણે એટલો બધો ઝોક દીધો છે તેનું કારણ પણ એટલુંજ છે કે, આ જગતની મીમાંસા કરવામાં બે કારણો કિંવા બે શક્તિઓનો સ્વીકાર આપણે કેમ કરી શકતા નથી, તે તમારાથી બરાબર સમજાય આપણે ફક્ત એટલુંજ સ્વીકારતા થઇએ કે, એ એકાકી સુંદર અને અદ્ભુત પ્રેમજ સીમાના ક્ષેત્રમાં બદ્ધ થઇને દુષ્ટતા અને દ્વેષરૂપે પ્રતીત થાય છે, તો આ સમગ્ર જગતની મીમાંસા એકલી પ્રેમની શક્તિથીજ થઈ જતી આપણને માલમ પડે; નહિ તો પછી જગતની મીમાંસા માટે એક શુભંકર અને બીજું અશુભકર યાને એક પ્રેમ અને બીજો દ્વેષ એવા બે કારણોનો આપણે સ્વીકાર કરવો પડે આ બેમાંથી કયો સિદ્ધાંત વધારે યુક્તિસંગત જણાય છે વારૂ? અલબત્ત, એક શક્તિ અગર એક કારણનો સિદ્ધાંતજ બેમાંથી વધારે યુક્તિસંગત છે, એની તો કોઈથી ના પડાશે નહિ

હવે આપણે દ્વૈતવાદને લગતી વાતો છોડીને બીજી વાતોની ચર્ચામાં ઉતરીએ મને ડર રહે છે કે, દ્વૈતવાદીઓને હું હવે વધારે વાર નહિ સંતોષી શકું, કારણ કે મારો ઇરાદો આજે એજ બતાવી આપવનો છે કે, નીતિમત્તાનો અને નિસ્વાર્થપરતાનો ઉંચામાં ઉંચો આદર્શ સર્વશ્રેષ્ટ આધ્યાત્મિક કલ્પનાની સાથે હાથમાં હાથ મીલાવીને ફરી શકે તેમ છે, અને તેથી નીતિમત્તા અને સદાચારની

પ્રાપ્તિ તથા તેમના સરક્ષણ કાજે તમારી સર્વોત્તમ આધ્યાત્મિક કલ્પનાને ઉતારી પાડવાની લેશ પણ જરૂર નથી, પણ ઉલટપક્ષે હુ એ બતાવી આપવા માગુ છુ કે, નીતિમત્તા અને સદાચારનો સાચો પાયો પ્રાપ્ત કરવા કાજે તમારે ઉચામા ઉચી દાર્શનિક તેમજ ભૌતિક વિજ્ઞાનની કલ્પનાઓને અપનાવવી જોઈએ મનુષ્યનુ જ્ઞાન મનુષ્યના કલ્યાણનુ વિરોધી હોતુજ નથી, ઉલટુ એ જ્ઞાનજ આપણા જીવનના પ્રત્યેક વિભાગમા આપણુ સરક્ષણ કરે છે માટે જ્ઞાનપ્રાપ્તિ એજ સાચી ઉપાસના છે જેટલુ વધારે જ્ઞાન આપણે મેળવીએ, તેટલુ આપણા ભાવિ માટે શ્રેયસ્કર વેદાતી કહે છે કે, આ દેખીતા અશુભ માત્રનુ કારણ એ એક અસીમ ભાવનુ સીમાબદ્ધ થવુ, તેજ છે જે અસીમ પ્રેમ નાના નાના ક્ષેત્રોમા સીમાબદ્ધ થઈ અનર્થકર ભાસે છે, તેજ પ્રેમ આખરે બીજે છેડેથી બહાર પડી સાક્ષાત્ ઈશ્વરરૂપે પ્રકાશે છે વેદાત વળી એમ પણ કહે છે કે, આ બધા દેખીતા અનર્થો અને અશુભ બનાવોનુ કારણ પણ આપણી પોતાનીજ અદર રહેલુ છે માટે તેનો દોષ કોઈ દેવદેવતાઓને શિરે રખે ઢોળતા ! તેમ નિરાશ કે નિરુત્સાહ પણ રખે થતા કે એમ પણ ઘડીભર રખે માનતા કે, તમે એક એવા દુર્ભેદ્ય સ્થાનમા ફસી પડ્યા છો કે જ્યાથી તમારો છૂટકારો કોઈની મદદગાર થવો શકયજ નથી વેદાત છાતી ઠોકીને હિંમત આપે છે કે, એવી વસ્તુસ્થિતિ કદાપિ હોતીજ નથી કેમકે આપણી સ્થિતિ સાચુ પૂછાવો તો, રેશમના કીડા જેવી છે આપણે પોતાની અદરથીજ (કર્મરૂપી) એક પછી એક તાતણા કાઢી આપણી આસપાસ કોશીટો બનાવ્યે જઈએ છીએ, અને એ કોશીટામાજ આખરે આપણે સપડાઈ જઈએ છીએ પરતુ એ સ્થિતિ કઇ સદાને માટે ટકવાવાળી નથી એ કોશીટ માજ રહેતા રહેતા આપણો આત્મસાક્ષાત્કાર ક્રમે ક્રમે વિકસિત થશે અને અતે રેશમનો કીડો જેમ પતગિયુ બનીને કોશીટામાથી ઉડી જાય છે, તેમ આપણે પણ પતગીઆરૂપ બની આપણી બનાવેલી કર્મજાળમાથી મુકત થઇ જઇશુ કર્મની આ જાળ આપણે પોતેજ આપણી આસપાસ ગુથી છે, છતા અજ્ઞાનવશ બની આપણે પોતાને અન્ય કોઈથી બધાયલા માનીએ છીએ, અને મદદ માટે ઉચ્ચસ્વરે આક્રદ કરીએ છીએ, અને નિસાસા પર નિસાસા છોડીએ છએ પરતુ એ જાળમાથી છૂટવાની મદદ બહારથી કદી આવતીજ નથી તે આવે છે તો અદરથીજ આવી મળ છે. જગતમાના દેવદેવતાઓને પોકારી પોકારીને વિનવો, પણ મદદ બહારના સ્થાનમાથી મળતીજ નથી. વર્ષોના વર્ષો સુધી હુ પણ એવી મદદ માટે રડતો રહ્યો હતો, અને આખરે મને લાગ્યુ હતુ કે, મારી ધારણા સફળ થઈ છે ને મને

મદદ આવી મળી છે પરંતુ એ મદદ કોઈ બહારની નહિ પણ અંતરનીજ હતી એટલે ભ્રમવશ બની મે પોતે જે જે કર્યું હતુ તે તે મારે સુધારી લેવાનુ હતુ યાને મે પોતેજ રચેલી કર્મ જાળ મારે પોતેજ સંકેલી લેવાની હતી સંસારના બંધનમાંથી છૂટવાનો એજ એક માર્ગ છે કે, પોતાની આસપાસ પોતેજ ગુંથેલી જાળને કાપી કાઢવી, અને તે કાપવાની શક્તિ પણ દરેકની પોતાનીજ અંદર રહેલી છે વળી એ વાતની પણ મને ચોક્કસ ખાત્રી છે કે, મારા જીવનની સારી કે નરસી એકે મહત્ત્વાકાંક્ષા નિષ્ફળ નીવડી નથી પણ તેની સાથે મારી એ પણ ખાત્રી છે કે,અત્યારે હુ જે છુ તે મારા ભૂતપૂર્વના સારા તેમજ નરસા કર્મના પરિપાકરૂપે છુ મારી જીદગીમા મારે હાથે અનેક ભૂલો થઇ છે પણ ધ્યાનમા રાખો કે, મારી એ ભૂલોવગર અત્યારે હુ જે સ્થિતિમા છુ તે સ્થિતિને હુ પ્રાપ્ત પણ થઇ શક્યો ન હોત, એવી મારી ખાત્રી છે તેથી મારે હાથે એ ભૂલો થવાને માટે મને પરિતાપ થતો નથી, પણ સંતોષ થાય છે મારા આ કથનનો ભાવાર્થ એમ નથી સમજવાનો કે, હુ તમને ઘેર જતા બરોબર ઇરાદાપૂર્વક ભૂલો યાને દુષ્કૃત્યો કરવાનો ઉપદેશ આપુ છુ જોજો, એવી જાતની ગેરસમજ ઉભી થવા દેતા ! મારા કથનનો ઉદ્દેશ એટલોજ છે કે તમારે હાથ ભૂલચૂકો કે ખોટા કામો થઇ જાય, તો તેથી ઉદાસ થઇ ગળીઆ બળદની માફક હાથપગ જોડીને બેસી ન પડશો, પણ આખર બધી બાજી સીધીજ ઉતરવાની છે,એવી સમજપૂર્વક આગળ ધપ્યેજ જજો આત્મોદ્ધાર માટે એનાથી ઉતરતો પ્રકાર સંભવિતજ નથી કેમકે ભલાઇ અને વિશુદ્ધતા એ તો આપણો સ્વભાવજ છે, અને આપણો એ અસલ સ્વભાવ કશાથી કદીએ નષ્ટ થતો નથી આપણો વાસ્તવિક સ્વભાવ તો જેમનો તેમ નિરંતર કાયમજ રહે છે

આ પરથી આપણે સમજવાનુ છે તે એજ કે, આપણે હાથે ભૂલો અથવા આપણે જેને અશુભ કૃત્યો કહીએ છીએ તે થાય છે તેનું કારણ આપણી દુર્બળતા છે, અને આપણે દુર્બળ છીએ તેનુ કારણ એ કે, આપણે અજ્ઞાન છીએ મનુષ્યના અશુભ કૃત્યને હુ ભૂલ નામે ઓળખાવાનુ પસદ કરૂ છુ, કારણ કે 'પાપ' એ શબ્દ મૂળે બહુ સારો શબ્દ હતો પણ કાળે કરીને તેમા એક એવો અર્થ રૂઢ થઈ ગયો છે, કે જેનાથી હુ ભડકુ છુ વારૂ ત્યારે આપણું દુર્બળતાનુ કારણ જો અજ્ઞાન હોય, તો આપણને અજ્ઞાની કોણ બનાવે છે ? એ એક પ્રશ્ન રહે છે એનો જવાબ ટુંકો ને ટચ એટલોજ છે કે આપણે પોતે ' આપણે પોતેજ આપણા હાથ આપણી પોતાની આંખો આડે ધરી રાખીને વ્યર્થ વિલાપ કરીએ છીએ કે 'અંધારૂં છે, અંધારૂ છે, દેખાતુ નથી, કઈ દેખાતુ નથી ' હાથ

ખસેડી લ્યો કે પ્રકાશ ઝટ દેખાશે પ્રકાશનુ અસ્તિત્વ તો આપણે માટે હમેશનુ છે, જીવાત્માનો સ્વભાવજ સ્વપ્રકાશ છે યાને જીવાત્મા પોતેજ સ્વયંજ્યોતિર્મય છે અર્વાચીન પદાર્થવિજ્ઞાનવાદીઓ શુ કહે છે તે તરફ લક્ષ આપો ક્રમવિકાસનુ કારણ શુ હશે, એ પ્રશ્નના જવાબમા તેઓ વાસના' અથવા 'ઇચ્છા'ને આગળ ધરે છે પશુને અમુક વસ્તુ કરવાની ઇચ્છા થાય છે, પણ તેને તેમ કરવાની અનુકૂળ પરિસ્થિતિઓ પ્રાપ્ત થતી નથી, તેથી તે નવુ શરીર વિકસાવે છે એ વિકસાવવાનુ કામ કોણ્ કરે છે? તો કે એ પશુ અથવા જનાવર પોતેજ, કિબહુના તેની પોતાનીજ ઇચ્છા તમારી ઇચ્છાશક્તિના જોર તમે એક ક્ષુદ્ર જીવાણુમાથી વિકસિત થતા થતા આ મનુષ્યકોટિને પ્રાપ્ત થયા છો તમારી એ ઇચ્છા શક્તિને અજમાવવાનુ હજુયે ચાલુ રાખશો, તો તે તમને હજીયે ઉચ્ચતર કોટિએ લઇ જશે મતલબ કે, ઇચ્છાશક્તિ સર્વશક્તિમાન છે આ ઇચ્છાશક્તિ સર્વશક્તિમાન છે, એમ સાભળતાજ તમારા મનમાં પ્રશ્ન ઉઠશે કે "તો પછી મારાથી સર્વ કઇ થઇ શકતુ કેમ નથી?" પરતુ એ પ્રશ્ન વખતે તમને તમારા ક્ષુદ્ર 'અહ' પૂરતો જ વિચાર હોય છે જીવાણુની સ્થિતિમાથી આ મનુષ્યજાતિપર્યંત ના તમારા વિવિધ વિકાસક્રમ પર જરા નિધા કરો અને વિચારી જુઓ કે, એ બધુ કામ કોણે કર્યુ? તમારી ઇચ્છાશક્તિએજ એ કામ સાધ્યુ છે એમ છે, તો પછી તેની સર્વશક્તિમત્તાનો તમારા થી ઇન્કાર થઇ શકે ખરો કે? જે ઇચ્છાશક્તિએ તમને આટલી ઉચ્ચ કોટિપર આણી મૂક્યા છે, તેજ ઇચ્છાશક્તિ તમને હજી પણ ઉચ્ચતર કોટિએ ચઢાવશે તમારે અત્યારે જેની જરૂર છે, તે ચારિત્ર્ય ગઠનની તથા ઇચ્છાશક્તિને બળવત્તર બનાવવાની

તેથી જો હુ તમને એવો ઉપદેશ આપુ કે, તમારો સ્વભાવ દુષ્ટ છે, અને તમે અમુક અમુક પાપો ર્ક્યા છે, માટે તમે ઘેર જાઓ અને શરીરે કામળી ઓઢી તથા રાખોડી ચોળીને કરેલા દુષ્કૃત્યો માટે અશ્રુપૂર્ણ નયને અનુતાપ કરતા આખુ જીવન વ્યતીત કરો, તો તેવા ઉપદેશથી તમને જરાયે લાભ થશે નહિ, પણ ઉલટા તમે વધારે નબળા બનશો એવી જાતના ઉપદેશથી તો હુ તમને શુભ કરતા અશુભનેજ પથ વધારે બનાવનારો થાઉ આ ઓરડો ઉેક્ષા હજારો વર્ષથી અધકારથી વ્યાપેલો હોય અને તેમા દાખલ થતને તમે રડવા માડો કે "હાય! અધકાર! અરેરે! અધકાર! તો તેથી શુ અધ-કારનો લય થવાનો હતો? અધકાર તો ત્યારેજ જાય કે જ્યારે તમે દીવાસળી ચેતાવો દીવાસળી ઘસતાજ ઘડીભરમા ઓરડો અજવાળા થી ભરાઇ જાય છે તે મુજબ "અધધ! મે કેટલા બધા પાપ ર્ક્યા છે, અરેરે! મારે હાથ કેટલી બધી ભૂલો થઇ છે! "–એવા એવા

વિચારો આખી જીંદગીભર કર્યા કરવાથી તમને શો લાભ થવાનો છે? પાપ થયા છે ને ભૂલો થઇ છે તે આપણને ફરી બતાવવાને કોઈની પણ જરૂર નથી જરૂર છે તે જ્ઞાનરૂપી દીપકની છે એ જ્ઞાનરૂપી દીપક પ્રગટાવો એટલે બધોજ અનર્થ આપોઆપ ઘડીભરમા અદૃશ્ય થઈ જશે માટે ચારિત્ર્યગઠન કરી તમારા નિજ સ્વરૂપને પ્રકટાવો યાને તમારા પ્રકૃત 'અહં'ને એ જ્યોતિર્મય, ઉજ્જ્વળ અને નિત્ય શુદ્ધ 'અહં'ને વ્યક્ત કરો તથા જેને જેને જુઓ તે પ્રત્યેકની અંદરના તે પ્રકૃત 'અહં'ને હાક પાડી બોલાવો મારી અંતરની અભિલાષા છે કે, આપણે પ્રત્યેક જણ એવી સ્થિતિને પ્રાપ્ત કરીએ કે અધમમા અધમ મનુષ્યોની અંદર પણ આપણને એ પ્રકૃત 'અહં'ના દર્શન થઇ શકે, અને તેમને ધિક્કારવાને બદલે આપણા મુખમાથી સ્વાભાવિક રીતેજ સરી પડે કે "ઉઠ ઓ જ્યોતિર્મય! ઉઠ, હે સદા શુદ્ધસ્વરૂપ ને પવિત્ર! તું ઉઠ અરે ઓ અજન્મા અને અમર! તુ ઉઠ, ઓ સર્વશક્તિમાન! તું ઉઠ, જાગ્રત થા અને તારા પ્રકૃત સ્વભાવને-તારા આત્મસ્વરૂપને વ્યક્ત કર આ ક્ષુદ્ર આવિર્ભાવો તને નથી છાજતા" આજ સર્વોત્તમ પ્રાર્થનાનો ઉપદેશ અદ્વૈતવાદ કરે છે, આપણા પ્રકૃત સ્વભાવનુ સ્મરણ કરાવનાર આજ એક પ્રાર્થના છે, આપણો પ્રકૃત સ્વભાવ જે ઇશ્વર તે આપણી પોતાનીજ અંદર હોઈ તે અનંત સર્વશક્તિમાન, સદા શિવ, સદા કલ્યાણકર, સદા નિષ્કામ તથા નિસીમ છે, તેનું સ્મરણ કરાવનાર આજ એક પ્રાર્થના છે અને એ પ્રકૃત સ્વભાવ નિષ્કામ છે તેથીજ તે સબળ અને નીડર છે, કારણ કે સ્વાર્થપરાયણતાની પાસેજ ભય આવી શકે છે જેને પોતાને માટે કશી સ્પૃહાજ નથી, તેને ડર કોનો હોય અને તેને ડરાવી શકે પણ શું?* તેને મૃત્યુ કે આપત્તિથી ડરવાનુ રહેતુજ નથી તેથી આપણે જો અદ્વૈતવાદીઓજ હોઈએ, તો તો અહીં અને અત્યારથીજ માનવા માડો કે, આપણુ પહેલાનુ ક્ષુદ્ર 'અહં' મરણાધીન થઈ જતુ રહ્યુ છે પહેલાના શ્રીમાન ફલાણાભાઈ અને શ્રીમતી ફલાણી બહેન જતા રહ્યા છે એ બધા ભ્રમ હતા તે ઉડી ગયા છે, અને જે તત્ત્વ અવશિષ્ટ રહ્યુ છે તે સદા શુદ્ધ, સદા સબળ, સર્વશક્તિ

* લૌકિક વસ્તુસ્થિતિઓ તરફ પૂર્ણ નિસ્પૃહતા હોવી એ પણ અનેક ગુણમાનો એક ગુણ વેદાંતિમા હોવો જોઈએ એ વાત અહી સ્પષ્ટપણે કરી છે છતા એવી ખાસ યોગ્યતાઓ અથવા સાધનસંપત્તિ વિનાના પાખંડી જ્ઞાનીઓ તથા ભક્તો કેટલા બધા પામર અને વિનયવૈરૂપ હોય છે અને "અહંબ્રહ્માસ્મિ" "શ્રીકૃષ્ણશરણંમમ" ઇત્યાદિ પ્રકારની શબ્દજાળને ઓથે દુનિયાને ઠગ્યા કરે છે, એ વાત પણ હવે ઠીક બહાર આવતી જાય છે એ ખુશી થવા જેવુ છે ભિક્ષુ અખંડાનંદ

માન અને સર્વજ્ઞજ એકલુ રહ્યુ છે, એમ સમજે એટલે ભય માત્ર આપણામાથી પલાયન કરી જશે આપણને ઇજા કોણ પહોચાડશે ? કોણ સર્વવ્યાપી ? સર્વવ્યાપી સર્વવ્યાપીને ઇજા પહોચાડે એ વાત તો અશક્યજ મનાય. આ સત્ય ભાવનાના ઉદય સાથેજ આપણી દુર્બળતા માત્ર નષ્ટ થઇ જશે, અને પછી તો આપણા મનુષ્ય ભાડુઓની અંદર એજ જ્ઞાનદીપક જાગ્રત કરવાનુજ કામ આપણે માટે બાકી રહેશે. આપણે તે વેળાએ જોઇ શકીશું કે, તેઓ પણ તેજ શુદ્ધસ્વરૂપ છે, પણ એનુ તેમને જ્ઞાન નથી. એટલા માટે આપણે તેમને ઉપદેશસહિત તેમના એ અનંત સ્વભાવને જાગ્રત કરવામા સદાયભૂત થવુ જોઇએ, દુનિયાભરમા આવો પ્રયાસ થવાની જરૂર છે, એમ મને લાગે છ. અદ્વૈતવાદના આ સિદ્ધાંતો આજકાલના નથી, પણ જૂના છે અને તે અનેક પહાડપર્વતો કરતા પણ વધારે જૂના હોવાનો સંભવ છે. સત્ય માત્ર શાશ્વત છે, તેમ સત્યપર કોઇનો માલકી હક્ક નથી કોઈ પ્રજા અગર કોઇ વ્યક્તિ સત્યપર પોતાનો અબાધિત આગવો દાવો સ્થાપન કરી શકેજ નહિ સત્ય એ જીવાત્મામાત્રનો સ્વભાવ છે, તેથી એનાપર ખાસ દાવો કોનો ચાલી શકે વારૂ ? પરતુ તેને વ્યવહારગમ્ય અને સરળ બનાવવું જોઇએ બધાજ સર્વોત્તમ સત્યો હમેશા સાદા અને સરળજ હોય છે, એ તો તમે જાણોજ છો તેથી આ સત્ય પણ માનવસમાજના રોમેરોમમા ખુપી જઇ સર્વશ્રેષ્ઠ બુદ્ધિમાનથી માડીને તે સાધારણમા સાધારણ મનના માનવીઓના-આબાલવૃદ્ધ તમામ સ્ત્રીપુરુષોની-ને મિલ્કત થઇ રહે એટલા માટે આ સત્યને પણ વ્યવહારગમ્ય અને સરળમા સરળ બનાવવુ જોઇએ. આ બધી ન્યાય ને તર્કની કડાકૂટો, આ બધા અધ્યાત્મવિદ્યાના ગાસડા પોટલા તથા આ બધા ઈશ્વરવિષયક ભાવો અને કર્મકાંડો—એ સૌ તેમના પોતાના જમાનામા સારા હશે, તેની ના નહિ પરતુ અત્યારે તો ચાલો, આપણે ધર્મને સહજ અને સરળ બનાવી એવા સુવર્ણયુગને આણવાનો પ્રયત્ન કરીએ કે જ્યારે પ્રત્યેક જણ ઉપાસક બન્યો હોય અને તે દરેકનો ઉપાસ્યદેવતા તેના પોતાના અંતરમા બિરાજતું સત્ય સ્વરૂપજ હોય !

# ૧૯–વિશ્વધર્મ અને તેને પ્રત્યક્ષ કરવાની રીત*

આપણને પ્રભુનો પ્રકાશ આપનારી શોધ કરતાં બીજી કોઈ પણ શોધ માનવી હૃદયને વધારે પ્યારી નથી, તેમ ભૂતકાળમાં કે વર્તમાનમાં બીજા કોઇ પણ વિદ્યાભ્યાસે મનુષ્યની શક્તિ એટલી બધી નથી રોકી કે જેટલી જીવાત્મા, ઈશ્વર અને મનુષ્યને લગતા વિદ્યાભ્યાસે રોકી છે. આપણા રોજના કામધંધામાં, આપણી મહત્ત્વાકાંક્ષાઓમાં અને આપણાં કાર્યોમાં આપણે ગમે તેટલાં નિમગ્ન થયેલાં હોઈએ, તોપણ આપણી મોટામાં મોટી ખટપટોમાં પણ કોઇ વાર તૂટ પડે છે ને વિશ્રાંતિ મળે છે; મન થંભે છે; આ જગતથી પર શું છે તે જાણવાની ઇચ્છા કરે છે અને એમ કરતાં કરતાં તેને કેટલીક વાર ઇંદ્રિયાતીત રાજ્યની ઝાંખી થઇને તેનું પરિણામ એ આવે છે કે, તે ઇંદ્રિયાતીત રાજ્યને પ્રાપ્ત કરવાનું મંથન શરૂ કરે છે. આ પ્રમાણે પ્રત્યેક યુગમાં અને પ્રત્યેક દેશમાં બનતું આવ્યું છે; મનુષ્યને ઇંદ્રિયાતીત રાજ્ય જોવાની અને પોતાની જાતને વિકસાવવાની આકાંક્ષા ઉદ્ભવી છે; અને આપણે જેને પ્રગતિ કે ક્રમવિકાસના નામથી ઓળખીએ છીએ તેનું માપ હમેશાં આ એકજ શોધ ઉપરથી–માનવીના ભાવિ તથા ઈશ્વરવિષેની શોધ ઉપરથીજ નીકળે છે.

જૂદી જૂદી પ્રજાઓના સામાજિક મંથનો જૂદી જૂદી સામાજિક સંસ્થાઓદ્વારા જણાઈ રહે છે, તેમ મનુષ્યનાં આધ્યાત્મિક મંથનો પણ જૂદી જૂદી ધાર્મિક સંસ્થાઓ ઉપરથી જણાઈ રહે છે. જેમ જૂદી જૂદી સામાજિક સંસ્થાઓ સતત અથડાયા કરે છે તથા એકબીજી સાથે અહર્નિશ સંગ્રામ મચાવે છે, તેમ આ જૂદી જૂદી આધ્યાત્મિક સંસ્થાઓ કહેતા જૂદા જૂદા ધર્મો પણ પરસ્પર સતત સંગ્રામ મચાવતા ને નિરંતર અથડાતા રહ્યા છે. અમુક સામાજિક સંસ્થાને માનનારા લોકો દાવો કરે છે કે, જીવવાનો હક્ક માત્ર તેમનેજ છે, અને તેમનાથી બની શકે ત્યાંસુધી તે હક્ક તેઓ નબળાં પોચાંને ભોગે પણ અમલમાં મૂકાયલો જોવાની ઈચ્છા ધરાવે છે. દક્ષિણ આફ્રિકામાં (તેમજ પૂર્વ આફ્રિકામાં) અત્યારે એવી જાતની

---

* પાસાડેના (કેલિફોર્નિયા) યુનિવર્સાલિસ્ટ ચર્ચમાં આપેલું વ્યાખ્યાન. તા. ૨૮ જાન્યુઆરી ૧૯૦૦

પ્રચંડ જીવનશક્તિ રહેલી છે. આ સાભળી કેટલાક કદાચ કહેશે કે, અમને તો તે વાતની મુદ્દલ ખબર નથી, પણ અજાણપણું એ કંઇ છૂટી પડવાનું બહાનું નથી. જો કોઈ માણસ કહે કે "આ બહારની દુનિયામાં શું ચાલી રહ્યું છે તેની મને ખબર નથી, તેથી એ બહારની દુનિયામાં ચાલી રહેલી ઘટનાઓનું અસ્તિત્વજ નથી" તો તે માણસ અક્ષમ્યજ લેખાશે. હવે તમારા પૈકી જે લોકો દુનિયાભરના ધાર્મિક વિચારની હીલચાલનું અવલોકન કરનારા હશે, તેઓ સંપૂર્ણ રીતે જાણતા હશે કે, દુનિયાનો એકે મહાન ધર્મ મરણને શરણ થયો નથી એટલુંજ નહિ પણ એકે એક મહાન ધર્મ પ્રગતિશીલ છે, ખ્રિસ્તીઓ દિનપ્રતિદિન વધતા જાય છે. મુસલમાનો પણ વધતા જાય છે, હિંદુઓ પણ પગભર બનતા જાય છે ને એક વખતની હડધૂત બનેલી યાહુદી કોમ પણ વૃદ્ધિગત થાય છે. દુનિયાભરમાં યાહુદીઓના ફેલાવાથી અને ઝડપી વંશવૃદ્ધિથી યાહુદીધર્મનો વાડો પણ પ્રતિદિન વિસ્તાર પામતો જાય છે.

દુનિયાનો માત્ર એકજ પ્રાચીન મહાન ધર્મ ક્ષીણતાને પામ્યો છે. એ ધર્મ તે પ્રાચીન ઈરાનીઓનો જરથોસ્ત ધર્મ યાને હાલનો પારસીધર્મ. મુસલમાનોની ઇરાનની જીત પછી હજારો જરથોસ્તીઓએ હિંદુસ્થાનમાં આવી આશરો લીધો, અને બીજા થોડાક મનુષ્ય પ્રાચીન ઇરાનમાં રહ્યા. જે જરથોસ્તીઓ માદરે વતન ઈરાનમાંજ રહ્યા તેઓની સંખ્યા પરધર્મીઓની ચાલુ સતાવણીને લીધે ઘટતી ગઈ અને અત્યારે ત્યાં બહુ બહુ તો માત્ર દશેક હજાર જરથોસ્તીઓ યાને પારસીઓ રહ્યા છે. હિંદુસ્થાનમાં આશરે એંશીક હજાર છે, પણ તેમની વંશવૃદ્ધિ થતી નથી. અલબત્ત, વંશવૃદ્ધિ ન થવામાં એક આરંભની મુશ્કેલી છે. તે એ કે, જરથોસ્તીઓ બીજા લોકોને પોતાના ધર્મમાં વટલાવતા નથી, અને બીજું કે, હિંદમાંના આ મુઠ્ઠીભર પારસીઓમાં કાકા કાકાનામાં લગ્ન કરવાનો હાનિકારક રિવાજ છે તે પણ તેમની વસ્તીવૃદ્ધિમાં આડે આવે છે.+ આ પારસી ધર્મના એક અપવાદને બાદ કરીએ, તો દુનિયાના બીજા બધાજ મહાન ધર્મો અત્યારે જીવંત છે, એટલુંજ નહિ પણ ફેલાયે જાય છે ને વૃદ્ધિગત પણ થાય છે. આપણે સ્મરણમાં રાખવું જોઈએ કે, દુનિયાના બધાજ મહાન ધર્મો બહુ પ્રાચીન છે. એમાંનો એકે વર્તમાનકાળમાં ઉભો થયો નથી, અને દુનિયાનો એકે એક મહાન ધર્મ પોતાના જન્મસ્થાન માટે ગંગા અને યુફ્રેટીસ નદીઓ વચ્ચેના

+ બારે હાથના હૈડ઼ે બારે પૈંડાના રિવાજને લીધે અનેક પારસી બહેનને મોટી ઉમર સુધી અને કેટલીકને તો જીવનપર્યંત કુમારી અવસ્થામાં રહેવું પડે છે, એ પણ પારસી ભાઈઓની વસ્તીમાં વધારો નહિ થવાનું એક કારણ છે.

અનુવાદક

પ્રદેશને આભારી છે–અર્થાત્ એકે મહાન ધર્મ યુરોપમાં કે અમેરિકામાં જન્મ્યો નથી. એકે એક મહાન ધર્મનું જન્મસ્થાન એશિયાખંડ અને તેમાંયે ઉપરોક્ત ગંગા–યુફ્રેટીસ વચ્ચેનો પ્રદેશ છે. હવે "વધારેમાં વધારે લાયકનું જ અતિ જીવન એ લાયકાતનું પારખું છે"–એમ જે વર્તમાનકાલીન વૈજ્ઞાનિકોનું કહેવું છે, તે સાચું જ હોય તો આ મહાન ધર્મો હજી પણ જીવતા જાગતા રહીને સાબીત કરી આપે છે કે, તેઓમાં હજી પણ કેટલાક લોકોને માટે લાયકાત રહી છે. તેઓને જીવવાનું એક કારણ છે; અને તે એ કે, હજી અનેકનું ભલું કરવાની તેમનામાં શક્તિ છે. મુસલમાનો તરફ જુઓ, દક્ષિણ એશિયાનાં કેટલાક સ્થાનોમાં તેઓ કેટલા વધતા જાય છે, અને આફ્રિકામાં તો આગના ભડકાની માફક તેમનો ફેલાવો થાય છે. બૌદ્ધધર્મીઓ મધ્ય એશિયાભરમાં અસલ થકીજ ફેલાતા રહ્યા છે. યાહૂદીઓની માફક હિંદુઓ પણ પરધર્મીઓને પોતામાં વટલાવતા નથી, તેમ છતાં પણ બીજી જાતો ધામેધીમે હિંદુ ધર્મમાં આવતી જાય છે; અને હિંદુઓના રીતરિવાજો અપનાવી તેમની પંક્તિમાં 'એકતાર' થતા જાય છે. ખ્રિસ્તી ધર્મના ફેલાવા વિષે તો તમે જાણોજ છો–જો કે તેના ફેલાવા પાછળ જેટલી શક્તિ ખર્ચવામાં આવે છે તેના પ્રમાણમાં પરિણામો આવે છે કે કેમ, તેની મને શંકા છે ધર્મપ્રચાર માટે ખ્રિસ્તીઓ તરફથી થતા પ્રયત્નમાં એક ભારે ઊણપ રહેલી છે–અને એજ ઊણપ બધીજ પાશ્ચાત્ય સંસ્થાઓમાં રહેલી જોવામાં આવે છે; અને તે એ કે, શક્તિનો નેવું ટકા ભાગ યંત્રો ખાઈ જાય છે; યંત્રોનું જોર અતિશય વધી ગયું છે. ધર્મોપદેશનો ધંધો તો હમેશાં એશિયાવાસીઓના બાપનોજ રહ્યો છે. પાશ્ચાત્ય લોકોનો દુન્યવી વ્યવસ્થાની બાબતમાં, સામાજિક સંસ્થાઓની બાબતમાં તેમ લશ્કરી વ્યવસ્થા, રાજ્યકારભાર ઇત્યાદિની બાબતમાં બેશક મહાન છે; પણ ધર્મોપદેશની વાત આવે છે ત્યારે એશિયાવાસીઓની સમીપે પણ તેમનાથી આવી શકાતું નથી. કારણકે ધર્મોપદેશનું કાર્ય, એ તો એશિયાવાસીઓનો અસલ થકીજ ધંધો બન્યો રહ્યો છે, તેની કળા તે જાણે છે અને વળી, યંત્રનો તે બેહદ ઉપયોગ કરતો નથી

ત્યારે મનુષ્યજાતિના વર્તમાન ઇતિહાસમાં આ એક સાચી વાત નોંધાય છે કે, દુનિયાના આ બધાજ મહાન ધર્મો અત્યારે હયાત છે અને દિનપ્રતિદિન ફેલાતા ને વધતા જાય છે. હવે, આ વસ્તુસ્થિતિ હોવાનો ખાચિતજ કંઈક અર્થ છે. કદાપણ તથા કૃપાના અખંડ ભંડારરૂપ જગદીશની જો એવીજ મરજી હોત કે એમાંનો કોઈ એકજ ધર્મ જીવે ને બીજા મરણાધીન થાય, તો તેમ અત્યાર પહેલાં ક્યારનુંયે સિદ્ધ થઈ ચૂક્યું હોત–અર્થાત્ કે

એમાનો એકજ ધર્મ માત્ર સાચો છે અને બાકીના બીજા ખો છે, એ જો સાચુ હોત તો અત્યારસુધીમા તો તે એક ધ આખુ વિશ્વ વ્યાપી કાર્યુ હોત પરતુ આપણે જાણીએ છી કે, વસ્તુસ્થિતિ તેવી નથીજ, એકે ધર્મ હજી સર્વત્ર વિજયી નીવડ નથી બધાજ ધર્મો કોઈ વાર પ્રગતિમાન થાય છે અને કો વાર વળી પછાત પણ પડે છે હવે આનો જરા ધ્યાન કરો તમા પોતાનાજ દેશમા ૭ કરોડ ઉપરાતની વસ્તી છે, અને તેમા માત્ર બે કરોડ ને દશલાખ જેટનાજ લોકો કોઈપણ એક ધર્મપથ માનનારા મળી આવે છે આ પરથી માલમ પડે છે કે, પ્રગતિ સ્થિતિ હમેશ રહેતી નથી એ રીતે પ્રત્યેક દેશના જો આકડા મેળવવામા આવે તો તમને જણાશે કે, ધર્મો કોઈ વાર પ્રગતિ માધક હોય છે તો કોઇ વાર પાછા પડતા હોય છે પથો તો બધા વખત વધતા રહ્યા છે પ્રત્યેક ધર્મ જે એવો દાવો કરે છે કે, તે પોતાની અદર સઘળુ સત્ય સમાયેલુ છે, અને ઈશ્વરે પોતાના અમ એક ધર્મગ્રથમાજ સકળ સત્ય ભરેલુ છે, તે દાવો જો સા હોય તો આટના બધા પથો દુનિયામા અત્યારે હોયજ શાને કોઇ ધર્મને પૂરા પચાસ વર્ષ વીતતા નથી તેટનામા તો તે એક ધર્મગ્રથને આધારે વીસ ધર્મપથો ઉભા થાય છે પ્રભુએ અમ અમુક ધર્મગ્રથોમા જો સઘળુ સત્ય ભર્યું હોય, તો એ ગ્રથોમા ઉપદેશવચનો ઉપર આપણે લડયા કરીએ એટલા માટે એ ગ્ર આપણને નથી અપાયા ધર્મવિષે સઘળુજ સત્ય જેમા સમાયલુ હે એવુ એકજ ધર્મ પુસ્તક પ્રભુ તરફથી આપણને મળ્યુ હોય, તોયે આપ ગરજ નહિ સરે, કેમકે તેને બરાબર સમજવાની શક્તિ આપણ સર્વ હશે નહિ દાખનાતરીકે, તમારા બાઈબલને તથા ખ્રિસ્તા ધર્મ ચાનતા સકળ સપ્રદાયોનેજ તપાસીએ, તો શુ જણાય છે એજ કે, દરેક પથ એકના એક વચનને પોતપોતાનો અનાય અર્થ લાગુ પાડે છે, અને દાવો કરે છે કે, તે પોતેજ એકલો વચનને યથાર્થ સમજે છે અને બાકીના બધાજ ખોટા છે દ ધર્મની બાબતમા આવો પ્રકાર છે મુસલમાનોમા તથા બૌદ્ધો અનેક સપ્રદાયો છે, અને હિદુઓમા તો સેકડોની સખ્યામા હવે આ બાબતો હુ તમારા ધ્યાનપર લાવી એમ બતાવવા મા છુ કે, આધ્યાત્મિક બાબતમા સકળ મનુષ્યજાતિને એકજ પદ્ધતિ વિચાર કરવાનો હરકોઇ પ્રયત્ન નિષ્ફળ નીવડયો છે અને હમેશા નિષ્ નીવડશે અત્યારે આજના જમાનામા પણ નવો મત ચનાવનાર કે મહાપુરુષ પોતાના અનુયાયીઓથી વીસેક માઈલ જેટનો દૂર થ છે કે તરતજ તેના અનુયાયીઓમા વિચારભેદ ઉભા થઇ તે એ જ મત વીસ પથોમા વહેચાઇ જતો જણાય છે બધાજ સમય

તેમ બનેતુ તમે જુઓ છો મતલબ કે, બધા એમજ જાતની ભાવના ઓ સ્વીકારતા થાય, એ બનવુ શકયજ નથી, અને વસ્તુસ્થિતિ એમ હોવા માટે હું પ્રભુનો પાડ માનુ છુ હુ પોતે કોઇજ સપ્રદાયની વિરુદ્ધ નથી ઉલટો હુ તો પથોને સપ્રદાયોનુ અસ્તિત્વ જોઇને રાજી થનારો છુ, અને અત કરણપૂર્વક ઇચ્છુ છુ કે હજી તેઓ વૃદ્ધિગત થઇ એકના અનેક થાય આ સાભળી કોઇ સવાલ કરશે કે "કેમ વારુ, એમ ઇચ્છવાનુ કારણ શુ ?" એનુ કારણ કેવળ એજ છે કે, જો તમે, હુ અને અત્રે ઉપસ્થિત લોકો તમામ બરાબર એકજ જાતના વિચારો વિચારતા થઇ જઇએ, તો પછી આપણે માટે કોઈજ વિચાર વિચારવાના રહે નહિ. એ વાતની તો આપણુ સૌને ખબરજ છે કે, ગતિ પેદા કરવા માટે બે અગર તેથી વધારે શક્તિઓ સામસામી અથડાવી જોઇએ તે મુજબ વિચારોની ટક્કર, યાને વિચારોની વિભિન્નતાજ વિચારને જાગ્રત કરે છે હવે જો આપણે બધાજ એકજ રીતે વિચારતા થઇ ગયા હોઇએ, તો તો આપણી સ્થિતિ સગ્રહસ્થાનમા ગોઠવેલા ઇજિપ્ત દેશના મમીઝ યાને મસાલો ભરીને જેવા ને તેવા સાચવી રાખેલા મડદાના જેવીજ થાય–યાને આપણે એકબીજાના મો સામુ સૂનકાર દૃષ્ટિએ જોતાજ ઉભા રહીએ–એ સિવાય વિશેષ કઇજ ન કરીએ વમળો અને ભમરા વેગ બધ વહેતા જીવત ઝરણામાજ ઉત્પન્ન થાય છે, બધિયાર મૃત પાણીમા વમળ કે ભમરા જેવુ કઇજ હોતુ નથી તેવીજ રીતે ધર્મો જ્યારે મૃત બની જશે, ત્યારે પથો ઉદ્ભવતા બધ થઇ જશે, ફિરકાના પથોના નામે નહિ રહે, અને સર્વત્ર શાતિ અને એક દિલી પથરાયેલી જણાશે પણ તે શાતિ કબર કિવા ઘોરના જેવી હશે પરતુ જ્યાસુધી મનુષ્યજાતિ વિચારશીલ રહેશે, ત્યાસુધી તો પંથોનું અસ્તિત્વ પણ રહેશેજ ફેરફાર અને ભેદ, એ તો જીવનની નિશાની છે, અને તે હોવાજ જોઇએ ઇશ્વરપ્રત્યે મારી પ્રાર્થના છે કે પથોની સખ્યા હજી પણ વધ્યે જાય અને આખરે નસારમા જેટલા માનવીઓ તેટલા પથો બને અને પ્રત્યેક જણ ધર્મની બાબતમા પોતપોતાની વ્યક્તિગત રીતે વિચારતો થાય

પરતુ એ સ્થિતિ તો ત્યારનીય અસ્તિત્વમા છે આપણામાનો પ્રત્યેક જણ તેની પોતાની રીતેજ વિચારતો હોય છે પણ વિચાર ના એ સ્વાભાવિક વહેણમા સમાજ તરફથી સર્વ સમયે નડતર નાખવામા આવી છે અને હજીયે નખાયા કરે છે

હાલના જમાનામા તલવારનો ઉપયોગ પ્રત્યક્ષ રીતે નથી થતો તો બીજા સાધનોનો ઉપયોગ એ કામ માટે થાય છે, પણ ન' તર તો એક યા બીજે રસ્તે થાય છેજ માગ આ કથનના સમ ર્થનમા ન્યુયોર્કના એક સર્વશ્રેષ્ઠ ધર્મોપદેશક યાને પાદરી સાહેબનો

દાખલો ટાકુ છું. એ પાદરી શુ કહે છે તે જરા સાભળો. તેઓ તમારા લોકોને ઉપદેશ આપતા ચઢાવે છે કે, ફીજીપાઇનવાસીઓને જીતવા જોઇએ, કેમકે તેમને ખરો ખ્રિસ્તી માર્ગ શીખવવાનો એજ એકલો રસ્તો છે! એ ફીલીપાઇનો ખ્રિસ્તીમાર્ગના કૅથોલિક સપ્રદાયને માનતા તો ક્યારનાય થયેલા છે, પણ એ પાદરી મહાશયની આકાક્ષા તેમને પ્રેસ્બીટેરિયન પથમા આણવાની છે, અને તેટલા માટે તેઓ પોતાની જાતિના માથાપર ખૂનરેજીનુ ભયકર પાપ લાદવા તૈયાર થયા છે! કેવુ ભયકર! કેવુ નીચ! અને આ પાદરી તમારા દેશના સર્વોત્તમ ધર્મોપદેશકોમાનો અને સર્વશ્રેષ્ઠ બહુશ્રુતોમાનો એક ગણાય છે! એના દરજ્જાનો આદમી ઉભો થઇને આવુ અતિનિદ્ય અર્થ વગરનુ બોલતા નથી શરમાતો, અને તેનો શ્રોતાવર્ગ પણ તેને તાળીઓના ગડગડાટથી વધાવી લેતા નથી અચકાતો; ત્યારે એ પરથી દુનિયાની સ્થિતિ કેવી હશે તેનો ક્યાસ તમે પોતેજ કરી લ્યો! આનુ નામ શુ સસ્કૃતિ? આનુ નામ તે સુધારો? અરે! એ તો વાઘની પેલી જૂની લોહીતૃષ્ણા! એ તો મનુષ્યમાસભક્ષક જગલી પિશાચી વૃત્તિ નવીન નામ અને નવીન લેબાશમા બહાર આવે છે—એ સિવાય બીજુ શુ માનવુ? વસ્તુસ્થિતિ આજની ઘડીએ જ્યારે આવી છે, ત્યારે જૂના વખતમા જ્યારે પ્રત્યેક પથ સામા પથને છુદી નાખવા અને તેના ફુરચેફુરચા ઉડાવી દેવાને પોતાના હસ્તકની સર્વ સત્તાને સાધનો સાથે કટિબદ્ધ થતો હતો, તે વખતે દુનિયાને માથે કેવો કેર વર્તી રહ્યો હશે અને લોકોને કેવા ત્રાસમાથી પસાર થવુ પડયુ હશે, તેનો વિચાર કરી જુઓ ઇતિહાસ આપણને તેનો ચિતાર આપે છે લોહીપિપાસુ એ વાઘ અત્યારે આપણી અંદર નિદ્રાધીન પડયો છે, સાવ મરણાધીન થયો નથી તેથી જ્યારે જ્યારે અનુકૂળ પ્રસગો આવે છે, ત્યારે ત્યારે તે છલગજોર નીકળી આવે છે અને અસલની માફકજ પોતાના તીક્ષ્ણ પઝા અને તીણા દાતોનો યથેચ્છ ઉપયોગ કરે છે. તરવાર અને બદુક જેવા જડ હથિયારો સિવાય બીજાં તેમનાથીયે વધારે ભયકર હથિયારો જગતમા છે તિરસ્કાર અને અપ્રતિષ્ઠા, સામાજિક દ્વેષ ને સામાજિક બહિષ્કાર જેવા ભયકરમા ભયકર હથિયારો, જે લોકો બરાબર આપણી પદ્ધતિએ ધર્મના સવાલો નથી વિચારતા તેમની પ્રત્યે આજે પણ છૂટથી છોડવામા આવે છે. પ્રત્યેક જણે આપણી માફકજ શામાટે વિચારવુ જોઇએ? તેનું કારણ હું સમજી શકતો નથી હુ જો સમજદાર માણસ હોઉં, તો તો બીજા લોકો મારી માફક નથી વિચારતા એ જોઇને તો મારે રાજીજ થવુ રહ્યુ. મારી ઇચ્છા એક કબર જેવા સ્થાનમા પડી રહેવાની જરાય નથી, હું તો મનુષ્યોની દુનિયામા એક મનુષ્ય થવા માગુ

છું. વિચારશીલ પ્રાણીઓ પરસ્પર જુદા પડેજ. જુદાઈ અથવા ભેદ એ તો વિચારની પ્રથમ નિશાની છે હું જો એક વિચારશીલ મનુષ્ય હોઉં, તો તો મારે ખચિત મતભેદોવાળા વિચારશીલ મનુષ્યોનીજ વચમાં રહેવું જોઈએ

ત્યારે હવે, એ પ્રશ્ન આવીને ઉભો રહે છે કે, ધર્મના આ બધાજ પ્રકાર સાચા કેવી રીતે હોઈ શકે? જો એ વાત સાચી હોય, તો તેનો નિષેધ નકામો ને ખોટો છે. પરસ્પર વિરુદ્ધ મતો એકી વખતે સાચા હોય, એ વાત શી રીતે સંભવે? આ જ સવાલનો જવાબ આપવાનો આજે મારો ઇરાદો છે પરંતુ તેમ કરતાં પહેલાં હું તમને પૂછીશ કે 'શું દુનિયાના બધા ધર્મ ખરી રીતે એકબીજાના વિરોધી છે કે કેમ?' જે બાહ્ય આચારવિધિઓમાં ધર્મભાવના મહાન વિચારો ઢંકાઈ રહ્યા છે, તે આચારવિધિઓની વાત હું નથી પૂછતો તેમ પ્રત્યેક ધર્મમાં વપરાતા વિવિધ બાંધકામો, વિવિધ ભાષાઓ, વિવિધ વિધિઓ અને વિવિધ પુસ્તકો ઈત્યાદિની વાત પણ હું નથી પૂછતો હું જે પૂછું છું તે પ્રત્યેક ધર્મના અંતરાત્મા વિષે યાને ધર્મભાવના વાસ્તવ-વસ્તુવિષે પૂછું છું. દરેક ધર્મની પાછળ એક સત્યરૂપ આત્મા રહેલો છે, અને તે આત્મા બીજા ધર્મના આત્માથી કદાપિ જૂદો પડતો હશે, પણ તેથી શું તેઓ એકબીજાના વિરોધી છે? તેઓ એકબીજાનો વિરોધ કરી ગળા કાપે છે કે પરસ્પરની ઉણપો પૂરે છે? સવાલ એજ છે હું છેક નાનો છોકરો હતો ત્યારથી આ સવાલ મે હાથ ધર્યો છે અને અત્યારસુધી હું તેનો મનન અભ્યાસ કરતો રહ્યો છું મારો નિર્ણય તમને કંઈક સહાયકર્તા થઈ પડશે એવી માન્યતાથી હું તે તમારી આગળ મૂકું છું મારી પાકી માન્યતા થઈ છે કે, તેઓ એકબીજાના વિરોધી નથી, પણ પૂરક છે એકે એક ધર્મ જાણે વિશ્વવ્યાપી મહાન સત્યના એક ભાગને ઉચકે છે, અને તે મહાન સત્યના તેજ ભાગનું સંગઠન કરવામાં અને તેના અસલ સ્વરૂપનું ચિહ્ન બનાવવામાજ પોતાની બધી શક્તિ ખર્ચે છે તેથી તે ધર્મના ક્ષેત્રમાં ઉમેરો કરે છે, ઘટાડો લેશ પણ કરતો નથી. ખરો ખ્યાલ આવો છે—સંપ્રદાય પછી સંપ્રદાયો ઉભા થાય છે, અને તે દરેક એક મહાન આદર્શનું સંગઠન કરે છે, અને એ રીતે મહાન આદર્શોની સંખ્યામાં ઉમેરો થતો રહે છે, મનુષ્યજાતિની પ્રગતિની કૂચ આ રીતેજ થાય છે મનુષ્ય ભૂલમાંથી સત્ય તરફ કદાપિ આગળ વધતો નથી, પણ સત્યમાંથીજ સત્ય તરફ આગળ વધે છે એક બાળક તેના બાપ કરતાં વધારે વિકાસ સાધે, તેથી તે બાપ શું કંઈ માણસમરતું ખાલી ખોખું અથવા મૂર્ખ હતો? ખરી વાત તો એ છે કે, બાળક એટલે બાપ વત્તા બીજું કંઈક. તને એક

બાળક હતા ત્યારે તમને જેટલું જ્ઞાન હતું તેના કરતા તમારું અત્યારનું જ્ઞાન અતિશય વિશાળ બન્યું હોય, તેથી તમારા બાલ્યકાળની તે સ્થિતિપર અત્યારે તમે તિરસ્કારની દૃષ્ટિએ જોશો શું? તમારી પાછલી સ્થિતિને શું તમે નિ:સાર ને પોકળ સમજશો? ના, કેમકે તમારી અત્યારની સ્થિતિ તે તમારૂં બાલ્યાવસ્થાનું જ્ઞાન વત્તા બીજું કંઇક વધારેનું પરિણામ છે.

હવે આપણને એ વાત પણ જાણીતી છે કે, એકજ વસ્તુના લગભગ વિરોધી દૃષ્ટિબિંદુઓ અથવા ભાવો હોય છે, છતા તે બધાં એકજ વસ્તુનું સૂચન કરે છે ધારો કે, કોઈ શખ્સ સૂર્યના પ્રવાસે નીકળ્યો છે, અને તે જેમ જેમ આગળ વધતો જાય છે, તેમ તેમ દરેક મજલે તે સૂર્યની છબી પાડતો જાય છે. હવે જ્યારે તે પાછો ફરે છે, ત્યારે એણે એચેથી સૂર્યની અનેક છબીઓ તે આપણી આગળ મૂકે છે. એમાની કોઇ બે છબીઓ એકબીજીને મળતી નથી આવતી; તેમ છતા તે છબીઓ જૂદા જૂદા કેન્દ્રસ્થાનોએથી લીધેલી એકજ સૂર્યની છબીઓ છે, તેની ના કોનાથી પાડી શકાશે વારૂ? અત્યારે જે દેવળમા આપણે બેઠાં છીએ, તેજ દેવળની ચાર જૂદા જૂદા ખૂણાપરથી ચાર છબીઓ પાડશો, તો તે છબીઓ એકબીજીથી કેટલી બધી ભિન્ન દેખાશે! છતા તેઓ બધીજ છબીઓ આ દેવળના ભાવને બતાવનારી હોય છે એવીજ રીતે આપણે એકજ સત્યને જૂદી જૂદી ભૂમિકાપર ઉભા રહીને નિહાળીએ છીએ. એ ભૂમિકાઓ આપણા જન્મ, કેળવણી, પરિસ્થિતિઓ ઈત્યાદિના પ્રમાણમા જૂદી જૂદી હોય છે. પોતપોતાની ભૂમિકાપર રહી આપણે સત્યને અવલોકીએ છીએ. આપણી આ પરિસ્થિતિઓ આપણને લેવા દે તેટલુ આપણે તેમાથી ગ્રહણ કરીએ છીએ, આપણા પોતાના હૃદયના રંગથી તેને રંગીએ છીએ, આપણી પોતપોતાની બુદ્ધિ મુજબ તેને સમજીએ છીએ, અને આપણા પોતપોતાના મનવડે તેને દૃઢ પકડી રાખીએ છીએ. આખા સત્યમાથી જેટલું આપણને સબંધકર્તા હોય છે અને જેટલુ મેળવવાનું આપણું ગજુ હોય છે, તેટલુંજ આપણે જાણીને સમજી શકીએ છીએ મનુષ્ય મનુષ્ય વચ્ચે અને પ્રસગો વચ્ચે જે ભિન્નતા જણાય છે તથા કેટલીક વાર ઉત્તમ વિચારોમા જે વિરુદ્ધતા જણાય છે તેનું કારણ પણ આજ છે આમ છતા આપણે સૌ એ એકજ મહાન વિરાટ સત્યનાજ અશો છીએ.

આથી મારો મત એવો છે કે આ બધાજ ધર્મો, મનુષ્યજાતિના કલ્યાણ માટે કાર્ય કરતી ઈશ્વરી રાજ્યકારભારની જૂદી જૂદી શક્તિઓ છે; અને તેમાની એકે મરણાધીન બને તેમ નથી કે એકેને મરણાધીન કરાય તેમ નથી. પ્રકૃતિ અથવા કુદરતની કોઇ

શક્તિનો તમારાથી ધ્વંસ થઈ શકતો નથી, તેમ ધર્મરૂપી આ આધ્યાત્મિક શક્તિઓ પૈકી પણ એકેયનો નાશ તમારાથી થઈ શકે તેમ નથી ઉપર તમે જોઈજ ગયા છો કે, એકે એક મહાન ધર્મ જીવત છે. વખતોવખત તે પાછો પડતો હશે કે આગળ ધપતો હશે, પણ જીવત તો તે દરેક છેજ એક વાર તેની કાયાપરથી ઘણાખરા શણગારો ઉતરી જતા દેખાશે, તો બીજી વેળા તેની કાયા બધીજ જાતના શણગારોથી ખીચોખીચ ઢંકાઈ રહેતી દેખાશે. પરતુ તેનો આત્મા તો એ બધો વખત જ્યાનો ત્યાજ રહે છે, એનો નાશ કદાપિ થતો નથી અર્થાત્ કે દરેક ધર્મ જે આદર્શને રજુ કરે છે, તે આદર્શ કદાપિ ગુમ થતો નથી, અને તેથી પ્રત્યેક ધર્મ હોશિયારીથી કૂચ કદમ કરી શકે છે

અને એ વિશ્વધર્મ કે જેના પ્રત્યેક દેશના તત્ત્વજ્ઞાનીઓ અને બીજા લોકોએ સ્વપ્ના સેવ્યા છે, તે વિશ્વધર્મ ક્યારનોય હયાતી ધરાવે છે તે આ રહ્યો. જેવી રીતે મનુષ્યના વિશ્વવ્યાપક બધુભાવનુ અસ્તિત્વ ક્યારનુય છે, તેવી રીતે વિશ્વધર્મનુ અસ્તિત્વ પણ ક્યારનુય છે તમારામાના જેમણે દૂર-સુદૂર પ્રવાસ ખેડ્યો છે, તેમાથી કોને પ્રત્યેક પ્રજામાથી ભાઈબહેનો નથી મળી આવ્યા ? મને તો એવા ભાઇબહેનો દુનિયાભરમા મળી આવ્યા છે મતલબ કે, બધુભાવ મોજુદ તો છેજ, પણ સખ્યાબધ મનુષ્યો તેને જોવામા નિષ્ફળ નીવડે છે, અને બીજા બીજા બધુભાવો માટે બૂમરાણ મચાવી તેને ઉથલાવી પાડે છે એજ્લુજ તેવી રીતે વિશ્વ-ધર્મ પણ દુનિયામા ક્યારનોય મોજુદ છે. જો પુરોહિતો અને પાદરીઓ, મૌલાના અને મુલ્લાઓ ઇત્યાદિ જે લોકોએ જૂદા જૂદા ધર્મોના ઉપદેશનું કામ પોતાને શિર વહોર્યું છે, તે લોકો થોડીક ક્ષણ ઉપદેશ આપતા કેવળ બધ પડી જાય, તો આપણને તત્કાળ જણાશે કે, વિશ્વધર્મ આ રહ્યો આ લોકોજ સર્વ સમય તેને સળકડી ક્યાં કરે છે અને તેમ કરવામા તેમનો સ્વાર્થ સમાયલો છે તમે જુઓજ છો કે, પ્રત્યેક દેશમા પુરોહિત લોકો યાને ધર્મગુરુઓનો વર્ગજ બહુ પુરાણપ્રિય વૃત્તિવાળો યાને જૂના રૂઢિરિવાજોને ચામજૂની માફક વળગી રહેનારો દુરાગ્રહી હોય છે આનુ ખરૂ કારણ શું છે, તે જાણો છો ? ખરૂ કારણ એ છે કે, લોકોને દોરે તેવા ધર્મગુરુઓ વીરના પાકે છે બાકી ઘણાખરા તો લોકોથીજ દોરવાનારા હોય છે, કિંબહુના લોકોના દાસ અને નોકર જેવા હોય છે તમે કહો કે 'સૂકુ છે' તો તેઓ કહે છે કે 'હા, તેમજ છે,' તમે કહેશો કે 'કાળુ છે', તો તેઓ પણ ઓચરશે કે 'હા, કાળુજ છે' બાબત આમ છે, તેથી લોકો જે તરફ જવા માડે તે તરફજ તેઓ બિચારાને ગયે છૂટકો છે તેઓથી તો એવુજ થવાનું.

તેથી જેને તે બાબતમા પુરોહિતવર્ગને માથે જે દોષનો બધો ટોપલો ઢોળવવાનો સામાન્ય રિવાજ છે, તે મુજબ આ વિષયમા પુરોહિતો અથવા ધર્મગુરુઓનો દોષ કાઢવા પહેલા તમારો પોતાનોજ દોષ તમારે કાઢવો ઉચિત છે તમે જેટલાને લાયક હો છો, તેટલુજ તમને મળે છે કોઇ છાતીચલ્યો પુરોહિત તમને આગળ વધેલા વિચારોનો ઉપદેશ કરી આગળ દોરવાની ઇચ્છા કરે, તો તેના શા હાલ થાય તેની તમને ખબર છે? તેના બાળબચ્ચા કદાચ ભૂખે મરે, ને તેને બિચારાને ચીથરેહાલ થવુ પડે! જે સાસારિક કાયદા-કાનુનોની સત્તા તમારાપર ચાલે છે, તેમની સત્તા તળે એ પુરોહિત પણ છે, તેથી જે તરફ તમે ડગ ઉપાડશો, તે વિષે તે તરત કહેશે "હા, ઠીક છે, આગળ વધો" અલબત્ત, આ સસારમા એવા પણ આત્માઓ અપવાદરૂપે મળી આવે છે, કે જેઓ સામાન્ય જનસમૂહથી જરા પણ દબાતા નથી તેઓ સત્યને નિરખે છે અને એક સત્યનીજ તેમને કિમત છે કારણકે સત્યની પકડ તેમના પર સજ્જડ બેઠી હોય છે. તેઓ સત્યના સપૂર્ણ અનુયાયી થવા મથતા હોય છે. એટલે તેમને તો 'સામે મોઢે સિદ્ધપુર' એ કહેવત મુજબ 'આગે કૂચ' કર્યા વગર ચાલતુજ નથી પાછી દૃષ્ટિ કરી તેઓ કદી જોતા નથી, અને તમને માટે લોકપ્રતિષ્ઠાનુ મહત્ત્વ કે આકર્ષણ રહેતુ નથી; પણ માત્ર ઈશ્વર એકલાનુ જ અસ્તિત્વ, મહત્ત્વ અને આકર્ષણ તેમને માટે રહ્યુ હોય છે ઈશ્વર પોતેજ તેમની માર્ગદર્શક જાજ્વલ્યમાન જ્યોતિરૂપ બને છે, અને એ ઝળહળતી જ્યોતિનેજ તેઓ અનુસર્યે જાય છે

આ દેશમા મને એક મોર્મન ગૃહસ્થનો સમાગમ થયો હતો તેમણે મને પોતાના મતનો અનુયાયી થવા માટે સમજાવવાની ખૂબ કોશીષ કરી; પણ મે તેમને કહ્યુ કે 'તમારા સિદ્ધાતો માટે મને પુષ્કળ માન છે, પણ કેટલીક વાતોમા હુ તમારી સાથે એકમત થઇ શકતો નથી પ્રથમ તો એ કે, હુ સન્યાસી સપ્રદાયનો છુ, ત્યારે તમે અનેક સ્ત્રીઓ પરણનારા સમાજવાળા છો. પણ તમે હિંદુસ્થાનમા પ્રચારકાર્ય માટે કા જતા નથી?' આ સાંભળી તે અચબા સાથે બોલ્યો કે "શુ, તમે એક વારના લગ્નમા નહિ માનનારા હોવા છતા અને હુ એકી વખતે અનેક સ્ત્રીઓને પરણવાની પ્રથામા માનવવાળો હોવા છતા, તમે મને તમારા દેશમા જવાનુ કહો છો?" મેં જવાબ આપ્યો કે–"હા, મારા દેશમધુઓ હરકોઈ દિશામાથી આવતા હરકોઇ ધાર્મિક વિચારોનુ શ્રવણ કરશે તેથી મારી ઇચ્છા છે કે, તમે એક વાર તો હિંદુસ્થાન જાઓજ. મારી આ ઇચ્છાનુ પ્રથમ કારણ તો એ છે કે, અનેક પથોની ઉપયોગિતામા મને જબરજસ્ત વિશ્વાસ છે; અને બીજુ એ કે, હિંદુસ્થાનમા એવા અનેક

માણુસો છે કે જેઓ અત્યારના વિદ્યમાન ધર્મપંથોથી સંતુષ્ટ નથી, અને એ અસંતોષને લીધે તેમને કોઇ ધર્મની સાથે કોઇ જાતની નિસ્બત નહિ હોય, તેથી એવા લોકોમાંથી તમને પણ કેટલાક શિષ્યો મળી આવે એ સંભવિત છે" મતલબ કે, ધર્મપંથોની સંખ્યા જેમ વધારે, તેમ લોકોને ધર્મ મળવાની તક પણ વધારે જે હોટલમાં સર્વ વાનીના ખોરાક રાખવામાં આવેલા હોય છે, તે હોટલમાં દરેક જણને પોતપોતાની રુચિને તૃપ્ત કરવાની તક મળે છે, તેજ પ્રમાણે વિવિધ જાતના પંથો હોય તો દરેક જણને તેને પોતાને રૂચતો ધર્મ પણ મળી રહે ખરો એટલાજ માટે હુ ઇચ્છુ છુ કે, પંથોની સંખ્યા હજી પણ વધ્યે જાય, અને વધારે લોકોને આધ્યાત્મિક માર્ગપર ચઢવાની તક મળે લોકોને ધર્મ ગમતો નથી એમ તો માનશોજ નહિ એ વાતમાં મારો જરાય વિશ્વાસ નથી બાબત એમ છે કે, લોકોને જેની જરૂર છે, તે ધર્મગુરુઓ તેમને આપી શકતા નથી જે માણુસને કપાળે એક વાર નાસ્તિક, જડવાદી ઇત્યાદિ ઇત્યાદિ છાપ વાગી હોય છે, તેનો તેજ માણસ તેને પોતાને જોઇતા સત્યનો ઉપદેશ કરનારો કોઇ સદ્‌ગુરુ મળી જાય છે તો તેની કોમમાં તે સર્વશ્રેષ્ઠ ધાર્મિક કિંવા બ્રહ્મનિષ્ઠતરીકે ગણાઇ રહે છે આપણે આપણી પોતપોતાની રીતેજ ખાઇ શકીએ છીએ દાખલાતરીકે, અમે હિંદુઓ અમારા આંગળાવડે ખાઇએ છીએ અમારી આંગળીઓ તમારી આંગળીઓ કરતા વધારે વશવર્તી યાને આધીન છે, તમારાથી એ રીતે આંગળીઓનો ઉપયોગ નહિ થઇ શકે તે મુજબ આધ્યાત્મિક વિચારો તમારે દરેકને મેળવવાના છે, પણ તે તમારી પોતાની પદ્ધતિ મુજબ તમારી સમક્ષ મૂકાવા જોઇએ ઉપદેશકોએ તમારી પોતાની ભાષામાં યાને તમારા આત્માની ભાષામાં કહેતા તમારા હૃદયના ભાવને અનુસરતી વાણીમાં બોલવું જોઇએ અને તેમ કરે તેજ તેઓ તમને સંતોષી શકે જ્યારે કોઈ માણસ આવીને મારી પોતાની ભાષામાં બોલે છે, અને મારી પોતાનીજ ભાષામાં મને સત્યનું શિક્ષણ આપે છે, ત્યારે હુ ઝટ દઇને તે સમજી જાઉં છુ, અને હમેશને માટે તે સત્યને હુ અપનાવી લઉં છુ આ એક મહાન સાચી બીના છે

હવે આ ઉપરથી આપણે જોઇએ છીએ કે, માનવીઓના મન વિવિધ જાતના અને વિવિધ પાયરીઓના છે, અને તેમને સંતોષવા ધર્મો કેવુ કામ પોતાને શિર લે છે, તે તો જુઓ ! એક માણસ બે કે ત્રણ સિદ્ધાંતો બહાર પાડે છે ને દાવો કરતો ફરે છે કે, તેના ધર્મથી સકળ મનુષ્યજાતિને સંતોષ થવોજ જોઇએ ઈશ્વરની પ્રાણસંગ્રહસ્થાનરૂપી આ દુનિયામાં એક નાનુંશું પિંજરૂં લઈ તે આમ તેમ ફરે છે, અને કહે છે કે 'ઈશ્વર તેમજ હાથી દરેક

જશે આ પિંજરામાં આવવાનું છે હાથીને તેમ કરતાં જો કાપી કાઢવો પડે તોપણ તેને અંદર સમાવું તો પડશેજ" વળી કોઈ ધર્મ થોડાક સારા વિચારોવાળો હોય છે તેના પ્રચારકો કહે છે કે "બધા મનુષ્યોએ આમાં આવવું જોઇએ" એટલે કોઈ બોલી ઉઠે છે કે "પણ એમાં તેમને માટે જગા નથી" તો તેઓ કહે છે કે "પરવા નહિ ! તેમને કાપીને ટુકડા કરો, પણ હરકોઇ રીતે તેમને અંદર તો લ્યોજ, છતાં જો તેઓ નજ આવે, તો તેમના પર લ્યાનત વરસશે ને તેઓ નરકમાં પડશે." એવો એક પણ ધર્મોપદેશક કે ધર્મપંથ મને હજી નથી મળ્યો, કે જે જરા ઉભો રહીને પૂછતો હોય કે "લોકો અમારું કહ્યું સાંભળતા નથી તેનું શું કારણ ?" આને બદલે ઉલટા તેઓ લોકોને ભાંડવા માંડે છે ને કહે છે કે 'લોકોજ દુષ્ટ છે" પણ તેઓ કદાપિ પૂછવા નથી થોભતા કે "લોકો મારા શબ્દો કાને નથી ધરતા તેનું શું કારણ ? મારાથી તેમને સત્યનું દર્શન કેમ કરાવી શકાતું નથી ? હું તેમની આંખો કેમ ઉઘાડી શકતો નથી ?' ખચિતજ, ધર્મગુરુઓને વધારે સારૂં જ્ઞાન હોવાની જરૂર છે, અને જ્યારે લોકો તેમનું સાંભળતા ન જણાય ત્યારે કોઇને પણ દોષિત ઠરાવવાનું હોય કે કોઇને પણ ભાંડવાનું હોય, તો તે પોતાની જાતનેજ, પણ આને બદલે વાંક હમેશાં લોકોનોજ નાંખે છે ! મતલબ કે, બધાજ લોકોના સમાવેશ માટે પોતાના પંથને પૂરતો વિશાળ બનાવવાની તેઓ કશી કોશીષ જ કદી કરતા નથી

આ ઉપરથી ધર્મની બાબતમાં, જગતની અંદર આટની બધી સંકુચિત મનોવૃત્તિ કેમ જણાય છે, તેનું કારણ આપણાથી ઝટ સમજી શકાય છે, અને તે એજ કે, એક અંશ—એક ટુકડો હમેશાં આખી વસ્તુ હોવાનો દાવો કરે છે એક ક્ષુદ્ર વસ્તુ એકમ અનંત હોવાનો હમેશાં દાવો કરે છે ભૂલને પાત્ર મનુષ્યમગજમાંથી, થોડાંક સૈકામાં જન્મેલા અનેક પંથોનો વિચાર કરો ઇશ્વરના અનંત સત્યને આખું ને આખું જાણવાનો કેવો મગરૂબીભર્યો દાવો તેઓ કરે છે ! કેવી ઉદ્ધતાઇ ! આ વાતથી જો કંઇજ સિદ્ધ થતું હોય તો તે એજ કે, મનુષ્યપ્રાણીઓ કેવા મિથ્યાભિમાની છે ! અને એવા બધાજ દાવાઓ અત્યાર સુધીમાં નિષ્ફળ નીવડ્યા છે, તેમાં નવાઈ જેવું પણ કશુંજ નથી ઈશ્વરકૃપાએ એવા દાવાઓ હમેશાં નિષ્ફળજ નીવડવા સરજાયા છે આવા દાવાદારોની પ્રત્યેક કૂચ એક હાથમાં ધર્મગ્રંથ અને બીજા હાથમાં તલવાર લઇને થતી હતી વિધર્મીઓ પાસે જતાંજ તેઓ કહેતા કે "કાં તો અમારા ધર્મને સ્વીકારો કે કાં તો મૃત્યુને અંગીકારો, ત્રીજો કોઇ રસ્તોજ નથી" આવાઓની ફતેહ કેવી ચમત્કારી હતી તે તો તમે ઇતિહાસપરથી જાણોજ છો. બસો

વર્ષલગી તો કોઇજ તેમના વેગને ખાળવા સમર્થ થયુ નહિ, પણ તે પછી એવો વખત આવ્યો, કે જ્યારે તેમને એ અયોગ્ય રસ્તેથી અટકવાની બૂમ લલકારવી પડી બીજા કોઈ ધર્મો એનુ અનુકરણ કરવા જશે, તો તેમની પણ એવીજ દશા થવાની આપણે મનુષ્યો આવા બબુચક બાળકો છીએ ? મનુષ્યના સ્વભાવનુ આપણને હમેશા વિસ્મરણ થાય છે આપણે જીવનની શરૂઆત કરીએ છીએ ત્યારે આપણને લાગે છે કે, આપણ પ્રારબ્ધ અસાધારણ નીવડવાનુ છે, અને એ શ્રદ્ધા કેમે કરી ઓછી થતી નથી, પરતુ જ્યારે આપણે વૃદ્ધાવસ્થાને ઉબરે ચઢીએ છીએ, ત્યારે આપણે જૂદી રીતે વિચારતા થઇએ છીએ ધર્મોની બાબતમા પણ એવુ જ બને છે. ધર્મોની આરભની દશામા જ્યારે તેમનો જરાનરા વિસ્તાર થવા માડે છે, ત્યારે તેઓ ફૂલાઇ જઇ ને એમજ માની લે છે કે, થોડાજ વર્ષોની અદર તેઓ આખી મનુષ્ય-જાતિના મન ફેરવી નાખવા શક્તિમાન થશે, અને એ માન્યતાથી પ્રેરાઇને તેઓ બળાત્કારે વટાળવા માટે આખો મીયાને ખુનામરકી ને કતન ચલાવ્યે જાય છે, પણ આખરે તેમને એ કામમા નિષ્ફળતા મળે છે, ત્યારેજ તેમને સારી સમજ આવવા માડે છે આપણે જોઇએ છીએ કે, આ ધર્મો જે કાર્ય સાધવા બહાર નીકળ્યા હતા, તે કાર્ય સાધવામા તેઓ ફાવ્યા નથી, અને તેમની એ નિષ્ફળતા જગતને આશીર્વાદરૂપ હતી એમાનો એક પણ ધર્માંધ ઝનુની ધર્મ દુનિયા-ભરમા ફાવ્યો હોત, તો અત્યારે મનુષ્યજાતિ ક્યા જઇને ઉભી હોત તેની જરા કલ્પના કરી લુઓ ! પ્રભુનો ઉપકાર માનો કે, તેઓ ફાવ્યા નહિ ! આમ છે, તથાપિ એકે એક ધર્મ એકેકુ મહાન સત્ય રજુ કરે છે, એ વાત તો નિર્વિવાદ. પ્રત્યેક ધર્મ અમુક એક વિશિષ્ટ ખુબી જગત આગળ રજુ કરે છે, અને એની એ વિશિષ્ટ ખુબીજ એનો આત્મા હોય છે એક જૂની વાત મને આ ઠેકાણે યાદ આવે છે એક સમયની વાતપર, કેટલીક નરમાસભક્ષક રાક્ષ-સીઓ હતી તેઓ લોકોને મારી ખાતી અને બીજા પણ બહુ ઉપદ્રવો મચાવતી, પરતુ તેમનો સહાર કોઇથી કરી શકાયો નહિ આખરે એક બુદ્ધિમાન માણસે શોધી કાઢયુ કે, તેમના આત્માઓ અમુક અમુક પખીઓમા વસે છે, તેથી જ્યાસુધી એ પખીઓ સલામત રહે ત્યાસુધી એ રાક્ષસીઓનો સહાર કોઈથી કે કશાથી થઇ શકે તેમ નથી એવી રીતે આપણ દરેકને પણ એવુ એકેક પખી છે, કે જેની અદર આપણા આત્મા વસે છે, એ પખી તે આપણા જીવનનો આદર્શ, અને જીવનનો સદેશો દરેક માનવી એવા એકેકા આદર્શનુ ને એકેકા જીવનસદેશનુ ધામ છે બીજુ ફાવતે અને ફાવે તેટલુ તમારૂ જતુ રહે, પણ જ્યાસુધી તમારો એ આદર્શ ગુમ થાય નહિ અને તમારા જીવનસદેશને કઈહરકત

હેાે ન પહોચે, ત્યાસુધી તમારો સહાર કરવા કોઇ પણ સમર્થ નથી. ધન ભલે આવે અને જાય, તથા દુખના ઢગલા ડુગર જેટલા ઉંચા ભલે ખડકાય, પણ જો તમે તમારા આદર્શને સાગોપાગ સાચવી રાખ્યો હશે તો કોઇથી કે કશાથી તમારી જીવનદોરી તૂટી શકશે નહિ તમે ઘરડા થયા હશો, સો વર્ષના બુઢ્ઢા થયા હશો, પણ તમારો તે જીવનસદેશ જો તમારા હૃદયમા હજી તાજો ને તરણ હશે, તો તમને મારી નાખવાની કોની તાકાત છે? પરતુ એ આદર્શ જ્યારે નષ્ટ થાય છે અને એ જીવનસદેશને હાનિ પહોચે છે, ત્યારે પણ તમને બચાવવા પણ સમર્થ ચતુ નથી. પ્રજાઓ, એ સખ્યાબધ વ્યક્તિઓના સમૂહ સિવાય બીજુ શુ છે? તેથી દરેકે દરેક પ્રજાને મનુષ્યજાતિઓની એકદિલીના ક્ષેત્રમા પોતપોતાનો સદેશો બજાવવાનો હોય છે, અને જ્યાસુધી એ આદર્શને-એ જીવનસદેશને તે પ્રજા વળગી રહે છે, ત્યાસુધી તે પ્રજાનો નાશ કરવા કોઈ કે કશુ જ સમર્થ નીવડતુ નથી, પરતુ એ પ્રજા જો પોતાના જીવનસદેશને પડતો મૂકીને બીજી ત્રીજી બાબતો પાછળ લાગે છે, તો તેની જીવનદોરી ટુકી બને છે ને તે વેગપૂર્વક નાશને પથે પળે છે

ધર્મની બાબતમા પણ એવોજ પ્રકાર છે, આ બધાજ જૂના ધર્મો અત્યારે જીવત છે, એ વાત પૂરવાર કરે છે કે, તેઓ બધાયેજ પોતપોતાના સદેશને સાગોપાગ સાચવી રાખ્યો હોવો જોઇએ તેમની બધી ભૂલો છતા, બધી મુશ્કેલીઓ અને આફતો છતા, બધા ઝઘડા અને આતરવિગ્રહ છતા, અને આચારવિધિઓના પોપડાને પોપડામા દટાયા છતા, હૃદય તો પ્રત્યેક ધર્મનુ સાબુત છે–એકે એકનુ હૃદય ધબકતુ, સ્ફુરતુ ને જીવતુ છે તેમાના એકેયે પોતે જે સદેશો લઇને આવ્યો હતો તે સદેશો ગુમાવ્યો નથી ધર્મના એ જીવનસદેશાનો અભ્યાસ કરવો એ એક ભવ્ય અને ઉમદા વાત છે ઉદાહરણતરીકે ઇસ્લામધર્મનેજ લ્યો તમે ખ્રિસ્તી લોકો ઇસ્લામધર્મને જેટલો ધિક્કારો છો તેટલો દુનિયાના બીજા એક પણ ધર્મને ધિક્કારતા નથી તમે એમ માનો છો કે, ઇસ્લામ જેવો ખરાબ ધર્મ બીજો નથી પણ એ ઇસ્લામમા પણ એક વિશિષ્ટ ખુબી છે તે ભૂલો નહિ હરકોઈ જાત કે રગનો કોઇ પણ મનુષ્ય એક વાર કલ્મો પઢી લઇ મુસલમાન બને છે કે તરતજ આખી ઇસ્લામી આલમ તેને પોતાના ભાઇતરીકે ખોળજ હાથે ભેટે છે, અને તેની સાથેની રહેણીકરણીમા કોઇ જાતનો ભેદભાવ કે અતર પડદો રાખતી નથી. બીજા કોઇ પણ ધર્મમા આવી જાતનુ વર્તન ચતુ જોવામા આવ્યુ નથી એકાદ જગલી મનુષ્ય પણ જો મુસલમાન ધર્મને અગીકારે તો મુસલમાન બાદશાહને પણ તેની સાથે ભોજન કરવામા વાધો નહિ આવે તેનામા જો સમજશક્તિ ને બુદ્ધિ-

ગણ હશે, તો કોઈ પણ ઊંચામાં ઊંચી પદવી તેને માટે અપ્રાપ્ય નહિ હોય. ત્યારે આ સુધરેલા ગણાતા અમેરિકામાં, હજી એકે દેવળ એવું મારી નજરે ચડ્યું નથી કે જ્યાં એક ગોરો આદમી અને એક કાળો હબસી એકબીજાની અડોઅડ ઊભા રહી પ્રાર્થના માટે ઘૂંટણીએ પડી શક્તા હોય. આ તો જરા ખ્યાલ કરો. ઇસ્લામ પોતાના બધાજ અનુયાયીઓને સરખા ગણે છે, એટલું જ નહિ પણ એ વાતને વ્યવહારમાં સિદ્ધ કરી દેખાડે છે. ઇસ્લામની અજબ ખુબી એમાંજ રહેલી છે. તે જુઓ ને સમજો. કુરાનના અનેક સ્થળે તમને જીવનના અતિવિષયવાસનાભર્યા ભાવોનું બયાન મળી આવશે પણ પરવા નહિ. ઇસ્લામ ધર્મ જગતને જે સંદેશો આપવા આવ્યો છે તે એ જ કે, પોતાના સઘળાજ હમદીનો કહેતાં ધર્માનુયાયીઓ પ્રત્યે વ્યવહારમાં બંધુભાવ આચરી બતાવવો. ઇસ્લામધર્મનો પ્રધાન ભાવ એજ છે. બાકી સ્વર્ગ, જીંદગી ઇત્યાદિના બીજા બધા ભાવો એ ઇસ્લામનું વાસ્તવ રૂપ નથી. એ તો વધારો છે, ભરી ભરતી છે.

હિંદુઓની બાબતના 'આધ્યાત્મિકતાનો ભાવ' એ એક પ્રજાકીય ભાવનારૂપે તમારા જોવામાં આવશે. દુનિયાના બીજા એકે ધર્મમાં કે એકે ધર્મપુસ્તકમાં, ઈશ્વરની શોધ અને વ્યાખ્યા પાછળ હિંદુઓએ જેટલી શક્તિ ખર્ચી છે, તેટલી શક્તિ ખર્ચાયલી તમારા જોવામાં નહિ આવે. દુન્યવી એક સ્પર્શ તેની ખુબીને બગાડી ન શકે તેવી રીતે તેમના આત્માના ભાવની વ્યાખ્યા કરવાની તેમણે અદ્ભુત કોશીશ કરી છે. આત્મા દિવ્ય હોવો જોઈએ, અને શરીરધારીરૂપે મનાયલા આત્માનું મનુષ્યતરીકે પાતર કરી ન ખાવું ન જોઈએ. હિંદુઓના વેદાંતમાં અદ્વૈતનો યાને સર્વવ્યાપી પરમાત્માના સાક્ષાત્કારનો એકજ ભાવ હંમેશાં ઉપદેશાયેલો છે. હિંદુઓ કહે છે કે, પ્રભુ માત્ર સ્વર્ગમાં કે જીવનમાં જ છે અને એવું એવું બીજું કહેવું એ બધુંજ અર્થહીન બકવાદ છે એ તો કેવળ માનવી ભાવ છે માનવવિધાને લગતો ભાવ છે. સ્વર્ગ જેવી કોઈ ચીજ કદી હયાત હોય, તો તે બધાં અત્યારે ને અહીં જ છે. અનંત કાળમાંની એક ક્ષણ બીજી કોઈ ક્ષણના જેટલીજ સારી છે. પરમેશ્વરમાં જો તમે સાચી શ્રદ્ધા રાખતા થાઓ, તો પરમેશ્વરને તમે હમણાં ને હમણાંજ જોઈ શકો. અમારા હિંદુઓના મત પ્રમાણે ધર્મની ખરી શરૂઆત સત્યની સહેજ પણ ઝાંખી થવા માંડે છે ત્યારથીજ થઈ ગણાય છે. ધર્મના સિદ્ધાંતોમાં માનતા થવાથી કે તેને બૌદ્ધિક સંમતિ આપવાથી, કિંવા દેવળમાં તેનો એકરાર કરવાથી ધર્મની શરૂઆત થયેલી કહેવાય નહિ. તમારી માન્યતા પ્રમાણે ઈશ્વર જો હોય, તો તમે તેને નિહાળ્યો છે? જવાબમાં તમે કહો કે, 'ના' તો પછી તેની અંદર શ્રદ્ધા રાખવાનો તમને

શો અધિકાર છે વારૂ ? ઈશ્વર છે કે નહિ એનો તમને શક હોય તો તેને જોવાને તમે શામાટે મથતા નથી ? આ દુનિયાની મધ-લાળને છોડી ઈશ્વરને જોવાના હેતુ માટે તમારૂં સમગ્ર જીવન ખર્ચી નાખવા તમે તત્પર કેમ નથી બનતા ? ત્યાગ અને આધ્યાત્મિકતા એ બે હિંદુસ્થાનના મહાન આદર્શો છે, અને હિંદુસ્થાન એ મહાન આદર્શોને વળગી રહે છે, તેથી તેની સઘળી ભૂલોની ઝાઝી વિસાત રહેતી નથી.

ખ્રિસ્તીઓની બાબતમા પણ ખ્રિસ્તીધર્મે ઉપદેશેલો કેન્દ્રસ્થ ભાવ આજ છે કે "સાવધ થાઓ, અને પ્રભુની સહાય લ્યો; કેમકે એમ કરો તો સ્વર્ગનું રાજ્ય હાથવેંતમા છે." અર્થાત્ કે તમારાં મન અને આચરણ પવિત્ર કરીને સ્વર્ગ માટે તૈયાર થાઓ ! અને એ અસલ આશય કદાપિ મરતો નથી. એ તો તમને યાદજ છે કે, ખ્રિસ્તીઓ ગમે તેવી આફતમા પણ, અને ગમે તેવા કુસં-સ્કારી ખ્રિસ્તી મુલકોમા પણ પરોપકાર કરવાનો પ્રયત્ન કરીને, દવાખાનાઓ અને એવીજ બીજી સખાવતી સંસ્થાઓ બધાવીને પ્રભુના આગમન માટે પોતાની જાતને તૈયાર કરવાનો હમેશા પ્રયત્ન કરે છે. જે જે ખ્રિસ્તીઓ જ્યાલગી એ આદર્શને વળગી રહ્યા છે, ત્યાલગીજ તેમનો ધર્મ જીવતો છે.

હવે એક આદર્શ મારા મનમા સ્ફૂરે છે. એ કદાચ એક સ્વપ્નું માત્ર પણ હોય. આ દુનિયામા તેનો પ્રત્યક્ષ અનુભવ થશે કે કેમ, તેની મને ખબર નથી; પણ અણગમતી ને નિષ્ઠુર ઘટના-ઓપર કૂટાઇ મરવા કરતા મીઠું મધુરૂં સ્વપ્નુ સેવવું એ કેટલીક વાર વધારે સારૂં ને હિતકર હોય છે. ખરાબ બનાવો કરતાં તો સારા સ્વપ્નજ સારા હોય છે. તેથી ચાલો, આપણે એવું એક સ્વપ્નું સેવીએ.

એ તો તમે જાણોજ છો કે, મનની વિવિધ પાયરીઓ હોય છે. તમે વાસ્તવિક રીતે એક સામાન્ય અક્કલના પાકા બુદ્ધિવાદી છો; તમને આચારવિધિઓની કશીજ પરવા નથી. તમને તો બુદ્ધિ-ગમ્ય, નક્કર અને ખખડતી સાચી વાતોજ જોઇએ છે; અને એવી સાચી વાતોજ એકલી તમને સંતોષી શકે તેમ છે. હવે ખ્રિસ્તીધર્મ-ના પ્યુરીટનોને અને મુસલમાનોને તેમના પ્રાર્થનામંદિરોમા એક ચિત્રામણ કે મૂર્તિ હોય તો તે નહિ ચાલે. બહુ સારૂં ! પણ બીજો એક માણસ એવો છે કે જેને કળાની કદર વિશેષ છે, તેને જ્યા ને ત્યા ભરપટે કળા જોવી ગમે છે—સુરેખા અને વાકનું સૌંદર્ય, રંગો, ફૂલો અને આકૃતિઓ—એ બધી કળા તથા બત્તીઓ અને રોશનીઓ, ધૂપો અને દીપો તથા કર્મકાંડના બનાવ હાલ્માહની તેને ઈશ્વરદર્શન-માં આગળ વધવા માટે જરૂર ભાસે છે. તમારૂં મન જેમ ઈશ્વરના ભાવને બુદ્ધિદ્વારા ઝીલે છે, તેમ તેનું મન કર્મકાંડની એ બધી

વિધિઓદ્વારા જીવે છે હવે વળી એક ભક્તિપરાયણ મનુષ્ય છે કે જેનો જીવ ઇશ્વરને માટે આક્રંદ કરી રહ્યો છે; તેને ઇશ્વરની ભક્તિ કરવા અને તેના ગુણાનુવાદ ગાવા સિવાય અન્ય કશુજ ગમતુ નથી. હવે છેલ્લે સરવાળે એક તત્ત્વજ્ઞાની એ બધાથી છેટો ઉભો ઉભો હસ્યા કરે છે ને ઉપર કહેલા બીજાઓની પેઠે તે પણ એવુંજ મનમા વિચારે છે કે "આ બધા કેવા મૂર્ખો છે ! ઇશ્વરવિષેના તેમના આ ખ્યાલ તે શા !"

હવે આ બધા એકબીજાની ટોળ ભલે ઉડાવે, પણ આ દુનિયામા તે દરેકનુ સ્થાન તો છેજ. એ બધી બાબતોની અને એ બધાજ વિવિધ પ્રકારોની આ જગતમા આવશ્યકતા છે એક આદર્શ કદી પણ અસ્તિત્વમા આવવાનો હોય, તો તે આ બધાજ પ્રકારના મનુષ્યોને જરૂરી ખોરાક પૂરો પાડવા જેટલો વિશાળ હોવો જોઇએ. તેણે એક તત્ત્વવેત્તાને તત્ત્વજ્ઞાનનુ જોર પૂરું પાડવું પડશે અને ભક્તને ભક્તિભાવ પૂરો પાડવો પડશે કર્મકાંડીને તેણે અદ્ભુતમા અદ્ભુત કર્મકાંડથી જે મળે તે આપવુ જોઇશે, અને એક કવિને તેણે તેનાથી લઈ શકાય તેટલા પ્રમાણમા હૃદયનો ભાવ ને ઉર્મિ અને તે ઉપરાત પણ અન્ય વસ્તુઓ આપવી જોઇશે. ધર્મને આવો વિશાળ બનાવવા માટે તો આપણે ધર્મના આરભકાળસુધી પાછા જવુ પડશે અને એ બધાયનો તેમા સમાવેશ કરવો પડશે

'સ્વીકાર' એ પછી આપણો મુદ્રાલેખ બનશે અને નહિ કે 'બહિષ્કાર' માત્ર પરધર્મસહિષ્ણુતાજ નહિ, કારણ કે કહેવાતી પરધર્મસહિષ્ણુતા એ ઘણી વાર બગદોઇ જેવી હોય છે, અને તેથી મને એની અંદર શ્રદ્ધા નથી. મને તો બસ 'સ્વીકાર'માજ શ્રદ્ધા છે હુ કોઇ પણ ધર્મને શામાટે સાખી લઉં? હુ તમને સાખી લઉ તેનો અર્થ એટલોજ કે, તમે ખોટા છો, છતા હુ તમને નભાવી લઉં છુ યાને જીવવા દઉ છુ. આપણે એકબીજા-ને જીવવા દઇએ છીએ, એવો વિચાર ભરખો કરવો એ શુ ઇશ્વરની બગદોઈ કરવા સમાન નથી? માટે હું તો બધાજ ધર્મોનો સ્વીકાર કરૂ છુ, અને બધાજ ધર્માનુયાયીઓની સાથે ઉપાસના કરૂ છુ ઇશ્વરને જે વિધિએ તે લોકો ઉપાસતા હોય છે, તેજ વિધિએ હું પ્રત્યેકની સાથે તે મહાન પિતાને ઉપાસું છું. હું મુસલમાનોની મસજીદમા પણ જઇશ; ખ્રિસ્તી દેવળમા પણ દાખલ થઇશ અને ખ્રિસ્તીઓની સાથે તેમના ક્રૉસ આગળ ઘુંટણભેર્દીએ પડીશ; બૌદ્ધો-ના મદિરોમા પણ હુ જઇશ અને ત્યા તેમની માફક હું પણ ભગવાન બુદ્ધદેવનું વંદન અને તેના નિયમોનુ પાલન કરીશ. પ્રત્યેકના હૃદયમા ઝગમગી રહેલી અખડ જ્યોતિના દર્શન કરવાને પ્રયત્નશીલ હિંદુની સાથે જગલમા પણ જઇને એકાતમા સાધના કરવા બેસીશ.

આ બધું તો હું કરીશ, એટલુંજ નહિ પણ ભવિષ્યમાં પ્રગટનાર સકળ પંથો માટે પણ હું મારા હૃદયના આગળા મોકળા રાખીશ. ઈશ્વરના પુસ્તકની શું 'ઇતિશ્રી' થઇ ગઇ છે કે હજીયે દુનિયાનાં આ આધ્યાત્મિક પ્રકટીકરણો—હજી ચાલુજ છે? ખરેજ એ એક અદ્‌ભુત પુસ્તક છે. બાઇબલ, કુરાન, વેદો અને બીજા તમામ ધર્મગ્રંથો, ઈશ્વરના એ અદ્‌ભુત મહાન પુસ્તકનાં અનેક પાનાં માત્ર છે, અને હજી તેનાં અનંત પાનાં ઉઘડવાં તો બાકી છે. તેથી મારૂં હૃદયદ્વાર તે બધાયને માટે મોકળું રાખીશ. આપણે વર્તમાનમાં ઊભાં છીએ, પણ અનંત ભવિષ્યને માટે પણ આપણી જાતને ખુલ્લી રાખીએ છીએ. ભૂતસમયમાં જે જે કંઇ ભવ્ય હતું તે તે બધાયને આપણે અપનાવી લઇએ છીએ, વર્તમાનકાળના પ્રકાશની પણ મોજ માણીએ છીએ અને ભવિષ્યમાં આવનારાં તમામને માટે પણ આપણાં હૃદયનાં બધાંજ બારીબારણાં ખુલ્લાં મૂકીએ છીએ. પ્રણામ હો, ભૂતકાળના એ બધાજ પયગંબરોને! વંદન હો એ વર્તમાનકાળના બધા મહાત્માઓને! અને નમસ્કાર હો ભવિષ્યકાળમાં થનારા એ બધા મહાપુરુષોને!



# २०–विश्वधर्मनो आदर्श

## બધીજ જાતનાં મન અને બધીજ જાતના માર્ગોને તે પોતાની બાથમાં કેવી રીતે લઇ શકે ?

આપણી ઇંદ્રિયો જે જે સ્થાનમાં પહોચી શકે છે, અને આપણા મન જે જે વસ્તુઓની કલ્પના કરી શકે છે, તે તે બધાજ વિષયમા બે પ્રચંડ શક્તિઓની ક્રિયા અને પ્રતિક્રિયા થતી આપણા દીઠામા આવે છે એ બે પ્રચંડ શક્તિઓ એકબીજાનો સતત પ્રતીકાર કરે છે, અને એમ કરીને તેઓ ચોમેર દેખાતા સ્થૂળ ચમત્કારની અને મનમા અનુભવાતા સૂક્ષ્મ ચમત્કારની, યાને બાહ્યજગતના તથા આતરિક જગતના સતત ક્રીડાવ્યાપારની તે કારણીભૂત બને છે. બાહ્ય જગતમા આ વિરોધી શક્તિઓનું કાર્ય આકર્ષણ અને વિપ્રકર્ષણ કિંવા પ્રતિસારણતરીકે અથવા તો મધ્યકેન્દ્રાભિસારણ બળ અને મધ્યકેન્દ્રત્યાગી બળતરીકે વ્યક્ત થાય છે; અને આતરજગતમા એ વિરોધી શક્તિઓનું કાર્ય પ્રેમ, દ્વેષ, શુભ અને અશુભતરીકે વ્યક્ત થાય છે કેટલીક વસ્તુઓને આપણે આપણાથી દૂર હડસેલીએ છીએ, અને કેટલીકને આપણે આપણા તરફ આકર્ષીએ છીએ તેમ એક ગાજને જોઈ આપણે તેના ભણી આકર્ષાઇએ છીએ, ત્યારે બીજાને જોઈ તેનાથી દૂર ભાગી જઇએ છીએ. આપણા જીવનની અંદર અનેક વાર આપણને એવું માલમ પડે છે કે, અમુક વ્યક્તિઓ તરફ આપણે કોઇ પણ સબબ વગર આકર્ષાઇએ છીએ, અને તેવીજ રીતે બીજી કેટલીક વ્યક્તિઓને જોઈ ઘૃણાપૂર્વક પાછા હઠી જઇએ છીએ. આ વસ્તુસ્થિતિ બધાયને માટે એકસરખી ખુલ્લી છે, યાને બધાયને તેનો એકસરખો અનુભવ થઈ શકે છે; એટલુંજ નહિ પણ એ નિયમ બધાંજ ક્ષેત્રોને લાગુ પડે છે; અને તે ક્ષેત્ર જેમ વધારે ઉંચ કોટિનું, તેમ આ વિરોધી શક્તિઓની અસર પણ વધારે તેજસ્વી અને વધારે અલૌકિક હોય છે. ધર્મનું ક્ષેત્ર એ મનુષ્યના વિચાર અને જીવનની ઉચામાં ઉંચી ભૂમિકા છે અને તેની અંદર એ બે વિરોધી શક્તિઓનાં કાર્ય સૌથી વધારે લક્ષ ખેંચનાર અને અસાધારણ હોય છે. ગાઢમા ગાઢ પ્રેમ મનુષ્ય-

જાતિએ કદી જાણ્યો હોય, તે તે ધર્મમાથીજ પ્રગટ થયો છે, અને ઘોરમા ઘોર દ્વેષ પણ મનુષ્યજાતિએ કદી અનુભવ્યો હોય, તો તે પણ ધર્મમાથીજ પ્રગટ્યો છે શાતિના ઉમદામા ઉમદા શકુનો દુનિયાના સાભળવામા કદી આવ્યા હોય તો તે ધર્મમાથીજ નીકળ્યા છે, અને અશાતિની કટુમા કટુ ધમકીઓ પણ જગતે કદી જાણી કે સાંભળી હોય તો તે પણ ધર્મનિષ્ઠ મનુષ્યોના મુખેજ ઓચરાઈ છે ધર્મનો ઉદ્દેશ જેમ વધારે ઉચ્ચ પ્રતિનો અને તેનુ બધારણ જેમ વધારે સૂક્ષ્મ અને સુદર, તેમ તેની પ્રવૃત્તિઓ પણ વધારે લાક્ષણિક અને અસાધારણ હોય છે ધર્મે દુનિયાને જેટલી લોહીથી રગી છે, તેટલી અન્ય કોઇ માનવહેતુએ રગી નથી આની સાથે એ વાતનુ પણ વિસ્મરણ થવુ ન જોઇએ કે, ધર્માદા દવાખાનાઓ અને ગરીબો માટેના નિવાસસ્થાનોના અસ્તિત્વ જેટના ધર્મને આભારી છે, તેટલા અન્ય કશાને નથી ધર્મે જેટલી સભાળ, કેવળ મનુષ્યજાતિનીજ નહિ બલ્કે નિકૃષ્ટમા નિકૃષ્ટ પશુ-ઓની પણ લીધી છે, તેટલી અન્ય કશાએ લીધી નથી—અર્થાત્ ધર્મ આપણને જેટલા ક્રૂર અને હિસક બનાવે છે, તેટલા ક્રૂર અને હિસક અન્ય કશુજ બનાવતુ નથી, અને ધર્મ આપણને જેટલા મૃદુ ને દયાળુ બનાવે છે તેટલા મૃદુ અને દયાળુ લાગણીવાળા પણ અન્ય કશુ બનાવતુ નથી ભૂતકાળમા એમ બન્યુ છે, અને ભવિષ્યની અદર પણ કદાચ તેમ બનશે, તથાપિ ધર્મપથોના આ બધા કોલાહલ અને શોરબકોરની, ટટાબખેડા ને કાપાકાપીની, અને ઈર્ષ્યા ને વેરઝેરની વચમા રહીને પણ એ બધા શોરબકોરને ડુબાવી દઈ, પૃથ્વીના એક છેડેથી તે બીજા છેડા લગી સભળાય તેવા, શાતિ અને એકદિલીનો ઢઢેરો પીટનારા પ્રચડ નાદો વખતો વખત નીકળ્યા કરે છે તે મુજબ દુનિયામા શાતિ અને એકદિલીનુ સામ્રાજ્ય કદાપિ સ્થપાશે ખરૂ કે ?

પ્રચડ ધાર્મિક સગ્રામના આ ક્ષેત્રપર શાતિ અને એકદિલીનું અખડ સામ્રાજ્ય કદાપિ સ્થપાવાની શક્યતા છે ખરી ? આ શતક-ના પાછલા ભાગમા શાતિ અને એકદિલીના આ સવાલે દુનિયાને સારી પેઠે પજોડી છે પરિણામે સમાજની અદર એ ભવ્ય વિચારોને અમલમા આણવા અનેક યોજનાઓ બહાર મૂકાય છે, અને તેની સિદ્ધિ માટે પ્રયત્નો પણ થયા છે પરતુ એ કામ કેટલુ બધુ મુશ્કેલીભર્યું છે તે તો આપણે બધા જાણીએજ છીએ જીવન-સગ્રામના જર્જર ઝનુનને કમી કરવાનુ કામ, તથા મનુષ્યના આત-રિક સ્નાયુઓની ભયકર સ્થિતિસ્થાપકતાને શિથિલ કરવાનુ કામ એટલે કે મનુષ્યના મગજની ખુમારીને કમી કરવાનુ કામ લગભગ અશક્ય છે, એમ લોકોને લાગે છે હવે જીવનના આ સ્થૂળ અને

કરી લોકોની આસ્થા તે ધર્મના સિદ્ધાંતોપર સ્થિર બની રહે. એમાં મનુષ્યોના જીવનને લગતી અને દેવદેવતા તથા અન્ય ચમત્કારી વ્યક્તિઓને લગતી કાલ્પનિક લોકવાર્તાઓનો સમાવેશ થયેલો હોય છે, અને એવી લોકવાર્તાઓદ્વારા તત્ત્વજ્ઞાનના વિવિધ ભાવોનું પૃથક્કરણ કરી તે તે ભાવો લોકોના મનપર ઠસાવવાનો પ્રયત્ન થયેલો હોય છે. ધર્મનું ત્રીજું અંગ તે તેનો કર્મકાંડવિભાગ છે. આ કર્મકાંડની અંદર ધર્મના તત્ત્વજ્ઞાનને પુરાણશાસ્ત્રના અંગ કરતા પણ વધારે સઘટિત કરવામા આવ્યું હોય છે. એમાં તે તે ધર્મમા પાળવાના વિવિધ આચારવિધિઓ, વિવિધ અંગવિન્યાસો ને આસનભેદો, પુષ્પચંદન અને ધૂપદીપોની વિધિઓ, અને મનુષ્યની ઇંદ્રિયોને રૂચે અને તે ધર્મમા તેની શ્રદ્ધા અવિચળ બને તેવા અનેકાનેક ચીજોનો સમાવેશ કરવામા આવ્યો હોય છે. બધાજ માન્ય ધર્મોની અંદર આ ત્રણ મુખ્ય અંગો તમારા જોવામા આવશે. કેટલાકો એક અંગ ઉપર વધારે ભાર મૂકે છે, તો વળી બીજા કેટલાક બીજા અંગ ઉપર વધારે ભાર મૂકે છે. ત્યારે હવે, આપણે ધર્મના પ્રથમ અંગ તત્ત્વજ્ઞાનનો સૌથી પહેલા વિચાર કરીશું. કોઇ પણ એક વિશ્વમાન્ય ફિલ્સુફી યાને તત્ત્વવિદ્યા છે ખરી? ના, હજીસુધી તો નથીજ. દરેક ધર્મ પોતપોતાના સિદ્ધાંતો રજુ કરે છે, અને એ સિદ્ધાંતોજ એકલા સાચા હોવાનો દુરાગ્રહ ધરે છે; એટલુંજ કરીને તે જંપતો નથી, પણ તેની સાથે એ વિચાર પણ તે જાહેર કરે છે કે, જે લોકો તેના આ સિદ્ધાંતોને નથી માનતા, તેઓ રૌ રૌ નરકમા કે એવાજ કોઇ ઘોર સ્થાનમા પડશે કેટલાક વળી બીજાઓને પોતાની માન્યતા મુજબ વર્તવાની ફરજ પાડવા માટે તલવાર સુદ્ધા એંચે છે, ને વાપરે પણ છે. આ કામ તેઓ કરે છે તે દુષ્ટતાથી પ્રેરાઇને કરે છે એમ નથી, પણ ધર્માંધપણાને નામે ઓળખાતા માનવી ભેજાના એક વિશિષ્ટ રોગથી પ્રેરાઇને કરે છે. આ ધર્માંધ લોકો બહુ નિખાલસ અને સાચા દિલના હોય છે ખરા, પણ તેઓ દુનિયાના બીજાં ભેજાચસ્કેલ યાને ગાંડાઓના જેટલાજ તેમના એ કૃત્યો માટે બીનજવાબદાર રહે છે. આ ધર્માંધતાનો રોગ બીજા સર્વ રોગોમા ભયંકરમા ભયંકર છે. માનવસ્વભાવની સકળ દુષ્ટતા એ રોગના પરિણામે સળવળી ઉઠે છે. ધર્માંધતાના આવેશમા ક્રોધાનલ ભભૂકી ઉઠી બુદ્ધિ બહેર મારી જાય છે, સ્નાયુઓ તંગ બની તેમા રાક્ષસી બળ આવે છે અને મનુષ્યપ્રાણીઓ વાઘ જેવા વિકરાળ ને લોહીના તરસ્યા બને છે!

હવે સવાલ એ આવે છે કે, બધા ધર્મોની પૌરાણિક ગાથાઓમા કંઈ સામ્યતા છે ખરી? યાને એવો એક પણ પૌરાણિક ગાથાસંગ્રહ છે કે જેનો બધાજ ધર્મો એકસરખો સ્વીકાર કરતા

હોય ? તો કે ના, અચિતજ નહિ બધાજ ધર્મોને પોતપોતાની પૌરાણિક ગાથા જોઇએ, દરેક ધર્મ માત્ર એટલુજ કહે છે કે, "મારી ગાથાઓ અને મારી આખ્યાયિકાઓ સાચી છે, કપોલ કલ્પિત ગપગોળા માત્ર નથી" આ વાત આપણે દાખલાદૃષ્ટાંતથી સમજવાનો પ્રયત્ન કરીએ ધ્યાન રાખો કે, જુદા જુદા ધર્મોમાંથી દાખલા આપવાનો મારો હેતુ, મારૂ કથન પૂરવાર કરી આપવા પૂરતોજ છે, કોઇ પણ ધર્મની ટીકા કરવાનો મારો જરાય ઉદ્દેશ નથી ખ્રિસ્તીઓની એક ગાથામા એમ છે કે, ઇશ્વરે કબૂતરનું રૂપ લીધુ અને ઇસુ ભગવાનને દીક્ષા આપવા તે પૃથ્વીપર આવ્યો ખ્રિસ્તી લોકો આને સાચી ઐતિહાસિક ઘટનાતરીકે માને છે તેમના શ્રદ્ધાળુ મનને તે વાત જરાપણ કલ્પિત નથી લાગતી હિંદુઓ માને છે કે, ઈશ્વર ગાયમા વ્યક્ત થાય છે એ સાભળી ખ્રિસ્તીઓ તડૂકી ઉઠે છે કે હિંદુઓની એવી માન્યતા ઐતિહાસિક ઘટના નથી, પણ કપોલકલ્પિત વાત છે, એક વહેમમાત્ર છે યાહૂદી લોકો મૂર્તિપૂજાને ધિક્કારે છે, પણ એમ માને છે ખરા કે દેવદૂતની આકૃતિવાળી પેટી કે સંદૂકના રૂપમા મૂર્તિ બનાવાય, તો તે પવિત્રમા પવિત્ર દેવસ્થાનમા સમર્પી શકાય અર્થાત્ કે એવી પેટી જેહોવા ભગવાનને સમર્પણને પાત્ર વસ્તુ બને છે પણ સ્ત્રી કે પુરુષના આકારની કોઈ મૂર્તિ બનાવવામા આવે છે તો તેઓ તરત તડૂકી ઉઠે છે કે "આ ભયકર મૂર્તિ છે, તેને તોડીને ટુકડા કરી નાખો !" જોયુ ? પૌરાણિક ગાથાઓની બાબતમા આપણુ ઐક્ય આવુ છે ! કોઇ માણુસ ઉભો થઇને કહે કે "મારા પયગબર સાહેબે આવો આવો ચમત્કાર કર્યો હતો," તો બીજાઓ બોલી ઉઠશે કે "બેસો, બેસો, એ તો ટાયલા પટોળનો તડાકો છે" પણ તેનીજ સાથે તે બીજા લોકોને કહેતાં અચકાતા નથી કે 'અમારા પેગબરે આવા આવા ચમત્કારો કર્યા હતા," કારણકે એ ચમત્કારોનુ વર્ણન કરનારા ભાવિકો તેમને ઐતિહાસિક ઘટનાઓ માને છે ઇતિહાસ અને પુરાણ વચ્ચેના જે સૂક્ષ્મ ભેદભાવ આ ભાવિક લોકોના મગજમા હોય છે, તે સ્પષ્ટપણે સમજાવી આપવાને મને માલમ છે ત્યાલગી તો દુનિયામા હજી કોઈજ સમર્થ થયુ નથી ગમે તે ધર્મને લગતી એ બધી વાતો, ખરી રીતે તો પૌરાણિક યાને કલ્પિતજ છે અને પ્રસંગોપાત અહીં તહીં જરા ઐતિહાસિક તત્ત્વો તેમા ગુથાયા હોય છે.

હવે કર્મકાંડની વાત આવે છે એક ધર્મનો અમુક એક વિશિષ્ટ કર્મવિધિ હોય છે, અને તે માને છે કે, એજ વિધિ સાચો ને પવિત્ર છે તથા બીજા બધા ધર્મોના વિધિઓ કેવળ વહેમો છે એક પથ અમુક વિશિષ્ટ ચિહ્નને પૂજતો હોય છે, તો બીજો પથ કહે છે કે "અરે ! કેવુ ભયકર ચિહ્ન !" દાખલાતરીકે હિંદુઓની

પૂજાનું સામાન્ય ચિહ્ન જે શિવલિંગ તેને લઇએ. આ શિવલિંગનું ચિહ્ન એ ખચિતજ સ્ત્રીપુરુષનું જાતિસૂચક ચિહ્ન છે; પણ ક્રમે ક્રમે તેનો એ ભાવ તદ્દન વિસરાઈ ગયો છે, અને અત્યારે તે વિશ્વંભરના ચિહ્નતરીકે માત્ર સમજાય છે જે પ્રજાઓ આ શિવલિંગના ચિહ્નને પૂજતી હોય છે, તેમને તેની અંદર સ્ત્રીપુરુષની જાતિસૂચકતાનો યાને બીભત્સતાનો ખ્યાલ સરખો નથી આવતો. એમને મન તો બસ એ પ્રભુનું ચિહ્નજ છે. એટલી વાત સમજી તેઓ સંતોષ માને છે, અને એથી વધારે તર્કવિતર્ક કરવાની તેમને આવશ્યકતા નથી લાગતી. પરંતુ અન્ય જાત કે અન્ય ધર્મના માણસને તો એમા વિષયભાવ સિવાય કશું દેખાતુંજ નથી, અને તેથી એ ચિહ્નને જોતાંજ તે તેની નિંદા કરવા માંડે છે. આમ છતા એ અન્યધર્મીય માણસ પોતે કશું એવું કરતો હોય છે કે જે જોઇ કે જાણીને શિવલિંગના પૂજારીઓને અતિ કંપારી વછૂટે છે, અને તેઓ તેના એ ધાર્મિક વિધિને અત્યંત ભયંકર લેખે છે. દાખવાતરીકે, હું બે મુદ્દા લઉં છું–હિંદુઓની શિવલિંગપૂજા અને ખ્રિસ્તીઓની પ્રભુભોજનવિધિ. ખ્રિસ્તીઓને મન શિવલિંગની પૂજા ભયંકર અને નિંદ્ય લાગે છે, અને હિંદુઓને મન ખ્રિસ્તીઓનો આ પ્રભુભોજનવિધિ કે જેમા પ્રસાદતરીકે વહેંચવામા આવતા રોટલી ને દારૂમાં ભગવાન ઈસુ ખ્રિસ્તના શરીરના માસ અને રુધિરની ભાવના કલ્પવાની છે, તે ભયંકર ને ઘોર ભાસે છે. એ વિધિ જોઇ હિંદુઓ કહે છે કે, કોઈ મનુષ્યના સારા ગુણો પોતે પ્રાપ્ત કરવા માટે તેનો વધ કરીને તેના માસનું ભક્ષણ કરવું અને તેના લોહીનું પાન કરવું, એ નરમાસભક્ષક અઘોરીઓનું કૃત્ય છે. કેટલીક જંગલી જાતોમા હજી પણ એવો રિવાજ છે. કોઇ માણસ જો અસાધારણ બહાદુર હોય, તો તેઓ ટોળે મળીને તેનો વધ કરી નાખે છે, અને પછી તેના કાળજાનો આહાર કરે છે. કારણ કે તેમની માન્યતા એવી જાતની હોય છે કે, એ બહાદૂર માણસના કાળજાનો આહાર કરવાથી તેની બહાદુરી અને મરદાનગીના ગુણો તેમનામાં આવશે. સર જોન લ્યુબૉક જેવો ધર્મનિષ્ઠ ખ્રિસ્તી ગૃહસ્થ પણ મુક્તકંઠે કબૂલ કરે છે કે, ખ્રિસ્તીઓના આ 'પ્રભુ–ભોજનવિધિ'નું મૂળ આ જંગલી અને પિશાચી ભાવમાજ રહેલું છે; યાને એ પ્રભુ–ભોજનનો વિધિ નરમાસભક્ષણ કરનારા જંગલીઓના પિશાચી રિવાજમાંથીજ લેવાયલો છે. સામાન્ય ખ્રિસ્તીઓ અલબત એના આ મૂળનો આ ખ્યાલ કબૂલ કરતા નથી; અને સાચી વાત તો એ છે કે, એ વિધિનું રહસ્ય શું છે તેનો ખ્યાલ સરખો તેમના ભાવિક મનમા આવતો નથી. તેમને મન તો એ વિધિ એ એક પવિત્ર ચીજ છે, અને એ કરતા વિશેષ જાણવાની તેમનો દરકાર

પણ નથી હોતી આ ઉપરથી સમજી શકાય છે કે, કર્મકાંડની બાબતમાં પણ એવું કોઈ વિશ્વમાન્ય ચિહ્નવિશેષ નથી કે જેનો પ્રભાવ બધા ધર્માનુયાયીઓપર પડે, અને બધાજ ધર્મો તેને સર્વ-સામાન્ય ધર્મચિહ્નતરીકે સ્વીકારે તો પછી વિશ્વમાન્યતા જેવું એકે તત્ત્વ રહ્યુંજ ક્યાં ? અને વિશ્વધર્મનું બધારણ હાથ લાગવાની શક્યતાજ ક્યાં રહી ? પણ ગભરાઓ નહિ આ બધા વિરોધી ભાવોમાં પણ વિશ્વધર્મનું અસ્તિત્વ તો ક્યારનુંય છે ચાલો ત્યારે, હવે આપણે જોઇએ કે એ વિશ્વધર્મ શું ચીજ છે ?

વિશ્વમાન્ય ભ્રાતૃભાવ વિષે અને એ ભાવનો જગતમાં મુખ્યત્વે કરીને પ્રચાર કરવા માટે સમાજો કેવી રીતે સ્થપાયે જાય છે, તેના વિષે તો આપણે બધાજ સાભળીએ છીએ આ ઠેકાણે મને એક જૂની વાત યાદ આવે છે હિંદુસ્થાનમાં મદ્યપાન એ અતિ નિંદ્ય અને ખરાબ વસ્તુ લેખાય છે તેથી ઉજળિયાત કોમમાં જાહેર રીતે દારૂ પીવાની સાધારણ રીતે કોઈની હિંમત ચાલતી નથી હવે કોઇ બે ભાઇઓને એક રાત્રે ગુપ્ત રીતે દારૂ પીવાની ઇચ્છા થઈ તેમને એક જૂના વિચારનો કાકો હતો, અને તે તેમની પડખેનાજ ઓરડામાં ઉંઘતો હતો તેથી દારૂ પીવા માંડતા પહેલાં તે ભાઇઓએ પરસ્પર કાનમાં કહ્યું કે "જોજો, આપણે બહુ સાવચેતીથી મૂંગા રહીને કામ કરવું જોઇએ, નહિ તો કાકો જાગી જશે" એમ કહી તેમણે ઢીંચવા માંડયું. ઢીંચતા ઢીંચતા તેમણે એકબીજાને મુદ્દે સ્વરે કહેવાનું ચાલુ રાખ્યું કે 'ચૂપ ' કાકા જાગશે" એક જણો એ પ્રમાણે બોલવા માંડે કે લાગલો બીજો તેના સ્વરને દાબી દેતો મોટેથી બોલે કે 'ચૂપ' કાકા જાગશે" એમ "ચૂપ' કાકા જાગશે" કરતા કરતા તેમનું ધાંધલ ખૂબજ વધી ગયું, ને તેમના કે ર બકોરથી કાકો ખરેખર જાગી ઉઠયો ને ઓરડીમાં પગ મૂકતાજ ખરી હકીકત પામી ગયો એવી રીતે આપણે પણ બધા આ દારૂ ઢીંચનાર ભાઇઓની માફક "વિશ્વમાન્ય ભ્રાતૃભાવ ! વિશ્વમાન્ય ભ્રાતૃભાવ "ની બૂમો પાડીએ છીએ, અને " આપણે સૌ સમાન છીએ તેથી આવો, આપણે એક સસ્થામાં સગઠિત થઇએ" એમ પોકારીએ છીએ પરંતુ જેવા તમે એક સસ્થાનો વાડો ઉભો કરો છો કે તરતજ તમે સમાનતાના ભાવ સામે વિરોધ ઉઠાવતા બનો છો, અને સમાનતાનું અસ્તિત્વ રહેવા પામતુંજ નથી ઇસ્લામીઓ વિશ્વ યાપી ભ્રાતૃભાવની વાતો કરે છે, પણ વ્યવહારમાં તેનું વાસ્તવિક પરિણામ શું નજરે પડે છે ? એજ કે, ઇસ્લામેતર કોઇ પણ શખ્સને તેમની બિરાદરીમાં યાને ભ્રાતૃમંડળમાં દાખલ કરવામાં આવતો નથી તો નથી, પણ એવાનું ગળું કપાવાનો પણ એ બિરાદરીમાં સભવ વધારે હોય છે. ખ્રિસ્તીઓ પણ વિશ્વ-વ્યાપી

બંધુભાવની વાતો કરે છે, અને કહે છે કે "બધાંજ આકાશસ્થ મહાન પિતાનાં સંતાન છે" પણ ખ્રિસ્તી સમાજ બહારના કોઇની વાત આવે છે ત્યારે તેમનો બધાજ "મહાન પિતાનાં સંતાન છે" એ ભાવ ક્યાંનો ક્યાંય ઉડી જતો જોવામા આવે છે, અને કહેતાં જરાય અચકાતા નથી કે, પવિત્ર ભગવાન ઇસુ ખ્રિસ્ત અને તેના ધર્મમાં નહિ માનનારની ગતિ એવા સ્થાનમા થશે કે જ્યાં તેને શાશ્વત કાળ માટે ગોંધાઇ રહેવું પડશે.

અને આવી રીતે વિશ્વવ્યાપી ભ્રાતૃભાવ અને સમાનતાની વાતો કરતા અનેકો જગતમા વિચરે છે; તેથી દુનિયામાં આવી વાતો ચર્ચાતી તમારા સાંભળવામા આવે, ત્યારે મારી સલાહ તો એજ છે કે, તમે તમારે થોડીક વાર મૂંગા રહીને તમારી જાતને સંભાળી લેજો. કારણ કે આવી આવી વાતોને ઓથે ઘણે ભાગે ભારેમા ભારે સ્વાર્થવૃત્તિ રહેલી હોય છે. કહેવત છે કે 'ગાજ્યા મેહ વરસે નહિ અને ભસ્યા કૂતા કાટે નહિ' તેમ જેઓ ખરા કામકરંદા હોય છે અને જેમના હૃદય વિશ્વવ્યાપી ઉદાત્ત ભ્રાતૃભાવ યાને વિશ્વપ્રેમના ભાવથી ખરેખરાજ રંગાઇ ગયા હોય છે, તેઓ લાંબીચોડી વાતો કરતા નથી કે વિશ્વવ્યાપી ભ્રાતૃભાવના નાના નાના વાડા ઉભા કરતા નથી; પરંતુ તેમના કૃત્યો, તેમની રીત ચાલ અને તેમનું સમગ્ર જીવન દીવા જેવું સ્પષ્ટ બતાવી આપે છે કે, તેમના અંતરમા માનવજાતમાટેનો વિશ્વપ્રેમ યાને વિશ્વવ્યાપી ભ્રાતૃભાવની લાગણી ખરેખર ઉભરાઇ રહી છે, અને તેમનામાં બધાયને માટે પ્રેમ અને સમભાવ ભરપટ્ટે છે. એવા સજ્જનોબોલ્તા નથી, પણ મૂંગામૂંગા કાર્ય કરે છે અને એ કાર્ય માટેજ જીવે છે. મોઢાની વાતોથી અને ડંફાસોથી આ જગત હવે કંટાળ્યું છે; તેથી અત્યારે તો આપણને હોશીલા કાર્યની વધારે અને વાતોના વડાની ઓછી જરૂર છે.

ત્યારે, અત્યાર લગીમા તો આપણને જે જણાયુ છે તે એટલુંજ કે, ધર્મની બાબતમા કોઇ વિશ્વમાન્ય લક્ષણોને શોધી કાઢવાનુ કામ અત્યંત કઠણ છે; અને આમ છતા હુ તમને આગળ કહી ગયો છું કે, એવો વિશ્વધર્મ અને તેના ઉચિત લક્ષણો અસ્તિત્વમા છે. આપણે બધાજ મનુષ્યપ્રાણીઓ છીએ, પણ આપણે બધા સરખા છીએ? બેશક નહિજ. કોણ કહે છે કે, આપણે સમાન છીએ? માત્ર ભેજાગેપ ગાંડાઓજ. આપણી મગજશક્તિઓમા, આપણી સત્તાઓમા અને આપણા શરીર ઇત્યાદિ ઇત્યાદિમાં આપણે સૌ શુ સરખા છીએ? ના. એક માણસ બીજા કરતા શરીરબળમાં ચઢીઆતો હોય છે, તો એકની અંદર મગજશક્તિ બીજા કરતા વધારે હોય છે. જો આપણે બધાજ સરખા હોઇએ, તો આ

અસરખાપણું યાને અસમાનતા કેમ છે વારૂ? આપણી વચ્ચેની એ અસમાનતા કોણે પેદા કરી છે? તો કે આપણેજ. આપણી પાસે ઓછીવત્તી સત્તાઓ છે, આપણી અંદર ઓછીવત્તી સમજશક્તિઓ છે, અને આપણાં શારીરિક બળ ઓછાંવત્તાં છે; તેને લીધેજ આપણી વચ્ચે અસરખાપણું ઉત્પન્ન થયું છે. આમ છતાં આપણ સૌને ખબરજ છે કે, આ સમાનતાનો સિદ્ધાંત આપણાં હૃદયને અતિપ્રિય અને સુખકર લાગે છે. આપણે બધાંજ માનવી પ્રાણીઓ છીએ; પણ તેમાં કેટલાક પુરુષો છે અને કેટલીક સ્રીઓ છે. કોઈના શરીરનો રંગ કાળો છે ને કોઈનો રંગ ગોરો કે રાતો છે; પણ બધાંજ મનુષ્યો છીએ અને એકજ મનુષ્યજાતિનાં અંગીભૂત છીએ. ચહેરાઓ પણ આપણા જાતજાતના છે. કોઇ બે ચહેરા સરખા જણાતા નથી, છતાં આપણે બધાંજ મનુષ્ય પ્રાણીઓ છીએ, એ તો નિર્વિવાદ છે. ત્યારે આ બધાને સામાન્ય એવું મનુષ્ય જાતિત્વ ક્યાં ને શેમાં રહ્યું છે? એ સવાલની વિવેચના આપણે કરવી રહી. હું કોઈ કાળા કે ગોરા રંગની સ્રી કે પુરુષ વ્યક્તિને જોઉં છું, ત્યારે રંગભેદ અને જાતિભેદ છતાં પણ તે મનુષ્ય છે એમ તો તરતજ સમજી જાઉં છું; અને આ બધા વિવિધ ચહેરાઓની અંદર પણ સર્વસામાન્ય એવો મનુષ્યત્વનો ભાવ રહેલો છે, એ પણ જાણું છું. એ મનુષ્યજાતિત્વના ભાવને હું પકડવા જાઉં છું તો તે હાથમા નથી આવતો, અને તેને જ્ઞાનેંદ્રિયોથી સમજવા કે બુદ્ધિથી પ્રત્યક્ષાનુભવ કરવાનો પ્રયત્ન કરૂં છું, ત્યારે પણ તે ભાવ મને નથી જણાતો; તથાપિ હું ચોક્કસ રીતે જાણું છું કે, તે ભાવ છે તો ખરોજ. મને જો કશાની ખાત્રી હોય તો તે આપણ બધાને સામાન્ય એવા આ મનુષ્યત્વના ભાવનીજ છે. એ ભાવના સામાન્ય અસ્તિત્વને લઇનેજ હું તમોને એક પુરુષ કે સ્રીતરીકે ઓળખી શકું છું. તેવીજ રીતે આ વિશ્વધર્મની બાબતમાં પણ સમજવાનું છે. એ વિશ્વધર્મનો પ્રવાહ ઇશ્વરના રૂપમાં બધાજ પ્રકારના ધર્મોમાં સતત વહી રહ્યો છે. વિશ્વધર્મનું અસ્તિત્વ હોવુંજ જોઇએ અને અનંતકાળથી તે ચાલતું આવ્યું છે. શ્રીમદ્‌ભગવદ્‌ગીતામાં કહ્યુંજ છે કે "मयि सर्वमिदं प्रोतं सूत्रे मणिगणा इव–અર્થાત્ કે માળાના મણકાઓની અંદર જેમ એક સૂત્ર કહેતા તાર પરોવાયલો હોય છે, તેમ હું (ઇશ્વર) આ બધાંયમાં પરોવાયલો છું." એ સિદ્ધાંત મુજબ ધર્મસૃષ્ટિનો વિચાર કરતાં સહજ રીતેજ સમજાય છે કે, ધર્મોની માળામા ઇશ્વર એક અખંડ સૂત્રતરીકે આવેલો છે, અને જગતના વિવિધ ધર્મો યા તેના પંથો એ તે માળાના મણિઓ અથવા મુક્તાફળો છે–અર્થાત્ ઇશ્વરનો ભાવ એ સામાન્ય લક્ષણ બધાજ ધર્મોમા રહેલું છે, અને એજ

લક્ષણ આપણી વિશ્વધર્મની ભાવનાના કોયડાને સુગમ બનાવે છે. હવે મુશ્કેલી માત્ર એજ છે કે, મનુષ્યજાતિનો મોટો ભાગ આ વસ્તુસ્થિતિથી બિલકુલ અજાણ્યુ છે.

'વિવિધતામા એકતા'–એજ જગતની યોજના છે. આપણે સઘળાંજ માણસ છીએ, અને છતા સઘળાજ એકબીજાંથી ભિન્ન છીએ મનુષ્યજાતિના અંશતરીકે તમારી સાથે મારી એકવાક્યતા છે, અને ફલાણા ફલાણા ભાઇતરીકે તમારીને મારી વચ્ચે ભેદ છે. એક પુરુષતરીકે તમે સ્ત્રીથી ભિન્ન છો, પણ એક મનુષ્યતરીકે તો તમારી અને સ્ત્રીની વચ્ચે કંઇજ ભેદ નથી; સ્ત્રી અને પુરુષ ઉભય એકજ છે. મનુષ્યતરીકે તમે પશુથી જૂદા છો, પણ સચેતન અથવા જીવંત વસ્તુઓતરીકે પુરુષ, સ્ત્રી, પશુ તેમજ વનસ્પતિ–બધા એકજ છો; અને અસ્તિત્વતરીકે તો જગતસમષ્ટિ સાથે તમે એકરૂપ છો. એ જગતસમષ્ટિ અથવા વિશ્વવ્યાપી અસ્તિત્વ તેજ ઈશ્વર છે, અને એ ઈશ્વરજ જગતની અંદર છેવટનું ઐક્ય છે એની અંદર આપણે બધા એક છીએ; તેમ છતા વ્યક્ત સૃષ્ટિમા તો આ ભિન્નતાઓ હમેશા રહેવાની અને રહેવી જોઇશેજ. આપણા કાર્યોમા અને આપણી શક્તિઓમા આ ભિન્નતાઓ અથવા તફાવતો અત્યારે જેમ બહાર વ્યક્ત થયા કરે છે, તેમ તો હમેશા થયા કરવાનાજ. ત્યારે આપણને જણાય છે કે, વિશ્વધર્મનો અર્થ જો એવો કરવામા આવે કે, તમામ મનુષ્યજાતિએ અમુક એક જાતનાજ સિદ્ધાંતો માનવા જોઇએ, તો તે વાત બનવી સર્વથા અશક્ય છે તેમ કદાપિ થઇ શકવાનુ નથી; એવો વખત ક્યારેય આવવાનો નથી કે જ્યારે બધાયના ચહેરા એકસરખા હશે. વળી આપણે એવી આશા રાખતા હોઇએ કે, સિદ્ધાંતો તો નહિ, પણ પૌરાણિક ગાથાઓ તો જગતભરમા સર્વની એક બનશે, તો તે વાત પણ અશક્ય છે, તેમ પણ કદી બનવાનું નથી. તેમ સર્વસામાન્ય કર્મકાંડનો પણ સંભવ નથી. એવી વસ્તુસ્થિતિ અસ્તિત્વમાં આવવાની કદાપિ શક્યતાજ નથી, અને તેમ છતા આવી તો નક્કીજ સમજજો કે, તે વખતે દુનિયાનો નાશજ થઇ જવાનો, કેમકે વિવિધતા એજ જીવનનો પહેલો સિદ્ધાંત છે. પ્રાણીઓતરીકે આપણા જૂદા અસ્તિત્વો છે તે શાથી છે? તો કે, જગતમા પ્રવર્તતી ભિન્નતાના નિયમને લીધેજ છે. સંપૂર્ણ સમતોલપણું આવ્યું એટલે આપણો વિનાશજ થયો સમજવો. ધારો કે, આ ખંડમા ગરમીનુ જે પ્રમાણ છે તેનું વલણ સમાન અને સંપૂર્ણ પ્રસરીકરણ તરફ હોય, અને તે જાતના પ્રસરીકરણની સ્થિતિને પ્રાપ્ત થાય, તો પછી એ ઘરની ગરમી વસ્તુતઃ નાબુદજ થવાની. આ જગતમા ગતિને શક્ય કોણ બનાવે છે? ગુમાયલું સમતોલપણુંજ. સમ-

તોલપણુ જો કાયમ હોય, તો ગતિનો સંભવજ નથી રહેતો; તેથી સમાનપણાનુ ઐક્ય ત્યારેજ સ્થપાય, કે જ્યારે જગતનો નાશ થઇ જાય, અન્યથા તેમ થવુ અશક્ય છે માટે આપણે બધાં એકજ રીતે વિચારતા બનીએ એવી ઇચ્છા આપણે રાખવી ન જોઇએ, કેમકે એમ થતા આપણે માટે પછી કોઇ વિચાર વિચારવાના રહેશેજ નહિ આપણે બધાં સગ્રહસ્થાનમા ગોઠવેલા મિસરદેશના મસાલો ભરીને સાચવી રાખેલા જૂના જમાનાના મડદા જેવા શૂન્ય-દૃષ્ટિએ એકબીજાના મો સામું જોતા થઇ જઇશું. એ મિસરી મડદા-ને જેમ કોઈ વિચાર વિચારવાનો હોતો નથી, તેમ આપણે પણ તે મના જેવાજ એકસરખા વિચારશૂન્ય થઇ ગયા હોઇશું. અત્યારે આપણે વિચારો કરી શકીએ છીએ અને વિચારને પરિણામે જે પ્રગતિ કરી શકીએ છીએ, તે જગતના આ ભિન્નતા ને વિવિધતાના નિયમને લઇનેજ. તાત્પર્ય કે, ભિન્નતા ને વિવિધતા એ આપણી પ્રગતિનો તેમ આપણા સકળ જાતના વિચારોનો આત્મા છે, અને જગતના અસ્તિત્વ તથા વિકાસમાટે વિભિન્નતા ને વિવિધતા સર્વદા હોવીજ જોઇશે

આમ છે તો પછી વિશ્વધર્મના આદર્શથી હુ શુ કહેવા માગુ છુ, એવો કોઇ સવાલ કરશે વિશ્વધર્મનો મારો અર્થ એવો કદાપિ નથી કે, જગતના બધાજ લોકો એકજ જાતની ફિલસુફી કે એકજ જાતની પૌરાણિક ગાથાઓ કે એકજ જાતની કર્મકાંડવિધિ-ઓ માનતા બની જાય એવો ઇરાદો મારો મૂળ થકીજ નથી, કેમકે હુ જાણુ છુ કે, આ સંસારચક્રની ઘટના અતિ અટપટી, વિષમ અને અદ્‌ભુત છે, એ જગતયંત્રની અંદર ચક્રોની અંદર ચક્રો સમ જણુ ન પડે તેમ ગોઠવાયલા છે, અને છતાય તે ચાલવુજ જોઇએ. તો પછી આપણે શુ કરવુ રહ્યુ ? તો કે, આપણે એ અટપટા યંત્રને નિર્વિઘ્ને અને આનાયાસે ચાલતુ કરી શકીએ, એના ચક્રોમા તેલ ઉંજીને તેમને લીસા રાખી શકીએ અને એ રીતે તેમનુ ઘર્ષણ કમી કરી શકીએ એ કામ કેવી રીતે થાય ? તો કે વિવિધતાની સ્વાભાવિક આવશ્યકતાનો સ્વીકાર કરીને જેવી રીતે આપણે ઐક્યનો આપણા સ્વભાવ થકીજ સ્વીકાર કર્યો છે, તેવી રીતે આપણે વિવિ-ધતાનો પણ સ્વીકાર કરવો જોઇએ. એકજ સત્ય લાખો માર્ગે દર્શાવી શકાય છે, અને એમાનો પ્રત્યેક માર્ગ, જ્યાસુધી તે જાય છે ત્યાસુધી સાચોજ છે, એ વાત આપણે સમજી લેવી જોઇએ વળી એ પણ આપણે સમજી રાખવુ જોઇએ કે, એકની એક વસ્તુ ભિન્ન ભિન્ન બિંદુઓપરથી જોઇ શકાય, છતા તે વસ્તુ તો તેની તેજ રહે છે આ વાત બરાબર સમજવા માટે આપણે સૂર્યનુ ઉદા-હરણ લઇએ. ધારો કે, એક માણસ સવારના પહોરમા સૂર્યને ઉગતો

જેતો પૃથ્વીપર ઉભો છે, તેને સૂર્યોદય વખતે પ્રકાશનો એક મોટો દડો દેખાય છે. હવે ધારો કે, તે સૂર્ય તરફના પ્રવાસે નીકળે છે. સાથે તે છબી પાડવાનુ યંત્ર યાને કેમેરો લેતો જાય છે, અને પ્રવાસના તેના દરેક મુકામે તે સૂર્યની તસ્વીર લેતો જાય છે આ ક્રમને સૂર્ય સુધી પહોચતા લગી ચાલુ રાખે છે. પછી તે પાછો આવે છે ને તેણે પાડેલી સૂર્યની તસ્વીરો તે આપણી આગળ મૂકે છે. તે જોઇ આપણને શુ જણાશે વારૂ? તો કે, એજ કે દરેક મજલ-પર લીધેલી તસ્વીર બીજી મજલેપરની તસ્વીરો કરતા જૂદી છે. એટલે જોનારને તો એમજ લાગે કે, જાણે પાછા ફરતી વખતે તે જૂદા જૂદા અનેક સૂર્યોની અનેક તસ્વીરો લેતો આવ્યો છે. પરંતુ આપણને તો ખબરજ છે કે, એ માણસે પોતાના પ્રવાસની દર મજલે એકજ સૂર્યની તસ્વીર ખેચ્યા કરી અને તેથી એ બધીજ તસ્વીરો એકજ સૂર્યની છે, અનેકની નહિ. એવોજ પ્રકાર પ્રભુની બાબતમા સમજવાનો છે. તસ્વીરોનુ જૂદાપણુ જેમ સૂર્યને બાધક નીવડતુ નથી યાને સૂર્યનું સ્વરૂપ તો જે છે તેજ રહે છે, તેમ જગતની જૂદી જૂદી પ્રજાઓ ઇશ્વરને જૂદે જૂદે ભાવે ભજે કે જૂદા જૂદા દષ્ટિબિંદુથી જુએ કે જૂદાજૂદા નામોથી ઓળખે, પણ ઇશ્વર તો જે છે તે એકજ છે અને તે એક ઇશ્વરનેજ સૌ કોઇ ભજે છે. ઉચ્ચી પ્રતિના તત્ત્વજ્ઞાનદ્વારા કે નિકૃષ્ટ પ્રતિના તત્ત્વજ્ઞાનદ્વારા, અત્યત પ્રશસાપાત્ર પૌરાણિક ગાથાઓદ્વારા કે હલકા ભાવવાળી સામાન્ય ગાથાઓદ્વારા, સર્વોત્તમ સસ્કારી કર્મકાડદ્વારા કે નિદ્ય તાન્ત્રિક વિધિ-દ્વારા પણ દરેક સપ્રદાય, દરેક જીવાત્મા, દરેક પ્રજા અને દરેક ધર્મ જાણપૂર્વક કે અજાણપૂર્વક પણ પ્રભુના ભણી ઉપર જવાનેજ મથ્યા કરે છે સત્યની જે જે ઝાખીઓ મનુષ્યને થાય છે, તે તે દરેક એ પ્રભુનીજ છે, અન્ય કશાયની નહિ ધારો કે, આપણે સૌ હાથ મા વાસણો લઇને એક જળાશયમાથી પાણી લેવા જઇએ છીએ. કોઇના હાથમા પવાલુ છે, તો કોઇના હાથમા ગાગર છે, કોઇના હાથમા ડોલ છે, તો કોઇના હાથમા કળશીઓ છે એમ જૂદા જૂદાં વાસણો દરેકના હાથમા છે. અને તેમા આપણે પાણી ભરી લઇએ છીએ હવે દરેક પ્રસંગમા પાણીના આકાર અને કદ આપણે દરેક જણ જે વાસણ લઈ ગયા હોઇશુ, તે વાસણ ના આકાર અને કદ જેવાજ સ્વાભાવિક રીતે થશે જે પ્યાલો લાવ્યો હશે, તેનુ પાણી પ્યાલાના આકારનુ હશે; જે ગાગર લાવ્યુ હશે, તેનું પાણી ગાગરના આકારનુ હશે, અને એ રીતે દરેકનુ પાણી જૂદા જૂદા આકારનુ હશે, પણ દરેકના વાસણમા હોયછે તો પાણી-જ, પાણી સિવાય અન્ય કશુ હોતુ નથી તેવીજ રીતે દરેક ધર્મની બાબતમા છે આપણા મન આ વિવિધ વાસણો જેવા છે, અને એ

મનોની મદદથી આપણે પ્રભુનો સાક્ષાત્કાર પામવાનો પ્રયત્ન કરી રહ્યા છીએ ઈશ્વર એ આ જુદા જુદા વાસણોમાં ભરેલા પાણી જેવો છે, અને દરેક મનરૂપી વાસણમાં ઈશ્વરનું દર્શન જે તે વાસણના આકાર પ્રમાણે થાને જે તે મનોદશા પ્રમાણે થાય છે આમ છતાં તે બધાય દર્શનો હોય છે તો એકજ ઈશ્વરનાં પ્રત્યેકની બાબતમાં તે છે તો પ્રભુજ. વિશ્વવ્યાપી કોઈ પણ તત્ત્વનો આપણે સ્વીકાર કરી શકીએ એમ હોય, તો તે આજ છે

વારુ ત્યારે, અનુમાનની દૃષ્ટિએ તો અત્યારસુધીમાં આપણે ઠીક કામ્યા હેતુવાદઓ, થને આપણે એક સર્વસામાન્ય તત્ત્વ આપણે હાથ ચઢયું છે, પરંતુ ધર્મોની આ એકત્રિતી વ્યવહારમાં સિદ્ધ કરી બનાવાની કોઈ રીત છે કે કેમ તે જાણવું જોઈએ ધર્મના જુદા જુદા પ્રશ્નો બધાજ સાચા છે, એ માન્યતા કંઈ આજકાલની નવીન નથી, ઘણી ઘણી જૂની હોય એમ આપણને માલમ પડે છે હિંદુસ્થાન, ચીન, મિસર, જાપાન, ટિબેટ, યુરોપ અને છેવટે તમારા અમેરિકામાં પણ સેંકડો પ્રયત્નો બધા ધર્મોને પ્રેમના સૂત્રમાં પરોવી એકત્ર કરવાના ઉચ્ચ ઉદ્દેશથી એકાદ અનુકૂળ સર્વસામાન્ય ધોરણ સ્થાપવા માટે થયા છે, પણ તે બધા જ નિષ્ફળ નીવડ્યા છે. કેમકે તેમણે કોઈ વ્યાવહારિક યોજનાનું અનુકરણ કર્યું નહોતું. ઘણાઓએ કબૂલ કર્યું છે કે, દુનિયાના બધાજ ધર્મો ખરા છે, પણ તે બધાના સંગમ અને સંગઠનમાં દરેકનું વ્યક્તિત્વ સચવાઈ રહે એવી રીતે ધર્મ સમાજોને એકત્ર કરવાનો વ્યાવહારિક રસ્તો કોઈ જતા કોઈએ બતાવ્યો નથી કે કોઈ બતાવવાના નથી એ ઉદ્દેશસિદ્ધિને માટે એકલી એજ યોજના વ્યાવહારિક થઈ શકે તેમ છે કે જે ધર્મની અંદરના કોઈ પણ શખ્સનું વ્યક્તિત્વ નષ્ટ કર્યા સિવાય, તેને બીજાઓની સાથે સમાગમમાં આવવાનો થાને ફરકથી બીજાઓની સાથે ભળવાનો કોઈ રસ્તો બતાવી આપે પરંતુ આને બદલે અત્યારસુધીમાં થયું છે એવું કે, ધર્મોની એકાગ્રતા સાધવા માટે જેટલી જેટલી યુક્તિઓ અજમાવવામાં આવી છે, તેના ધર્મને લગતા અંધ જ વિચારોનો સ્વીકાર કરવાની મોટી મોટી વાતો કરવા છતાં આખર તત્ત્વોને તો યોજકે એ પોતાને અમુક થોડાક સિદ્ધાંતોથી બાંધી દેવાનું જ કબૂલ કરેલું છે, અને એનું પરિણામ એ આવેલું છે કે, તેમની એ યોજનાઓ દુનિયાના પંથોમાં નૂતન વધારારૂપ નીવડી છે, અને બીજા પંથોની માફક એ પણ પરસ્પર ઝઘડા, વિખવાદ ને ધક્કામુક્કી કરી રહી છે

હવે આ સંબંધમાં મારી પાસે પણ એક નાનીસી યોજના છે એ કાર્યસાધક નીવડશે કે કેમ તેની તો મને ખબર નથી.

નથી, છતા પણ તે તમારી આગળ ચર્ચા ખાતર રજુ કરવાની ખ્વાહેશ ધરાવુ છુ આ રહી મારી તે યોજના—પહેલ પ્રથમ તો હુ મનુષ્યજાતિને "ખડન નહિ પણ મડન"—એ સૂત્રનો અગીકાર કરવાને કહુ ઉચ્છેદક સુધારકોને હાથે એકદર સરવાળે દુનિયાનુ કદિજ ભલુ થતુ નથી માટે કશાને ભાગો નહિ કે તોડો નહિ, પણ રચો યાને ખડનાત્મક કાર્ય નહિ પણ રચનાત્મક કાર્ય કરો તમારાથી બની શકે તો સહાયકર્તા થાઓ, નહિ તો હાથ જોડીને કિવા અદબ વાળીને આઘા ઉભા રહો અને જેમ ચાલે છે તેમ ચાલવા દો અને જોયા કરો સહાય કરવાનુ તમારાથી ન બને, તો નુકસાન તો હરગીજ નજ કરો કોઈ પણ માણસની નિખાનસ માન્યતાઓ સામે શુકન સરખો ન ઉચ્ચારો બીજી વાત એ કે, મનુષ્ય જે ભૂમિકાએ ઉભો હોય, તે ભૂમિકાપરથીજ તેને લ્યો અને ત્યાથીજ તેને ઉચે ચઢાવી આપો તમારી પોતાની ભૂમિકાપર યાને તમારા પોતાના ધર્મમા તેને આણવાનો પ્રયત્ન ન કરો ઈશ્વર એજ બધા ધર્મોનુ કેંદ્ર છે, અને આપણે દરેક જણ એ કેદ્રસ્થ ઈશ્વર ભણીજ જૂદી જૂદી ત્રિજ્યાએ રહી ગતિ કરી રહ્યા છીએ આ વાત જો સાચીજ છે, તો પછી એ વાત પણ નક્કી છે કે, આપણે બધાય તે કેદ્રને અવશ્ય પ્રાપ્ત થઈશુ, અને એ કેદ્રપર કે જ્યા બધી ત્રિજ્યાઓ એકત્રિત થાય છે, ત્યા આપણા બધા ભેદભાવો ઓસરી જશે પણ જ્યાસુધી આપણે ત્યા પહોચ્યા નથી, ત્યાસુધી તો ભેદો અવશ્ય રહેવાનાજ આ બધી ત્રિજ્યાઓ એકજ કેદ્ર ભણી વળનારી છે તેથી એક જણ એને પોતાને રૂચતી ત્રિજ્યા પકડી તેને આધારે પોતાનો પ્રવાસ શરૂ કરે, બીજો બીજીને આધારે અને એ રીતે ભિન્ન ભિન્ન વ્યક્તિઓ ભિન્ન ભિન્ન રેખાએ કૂચ કરે અને આપણે બધાજ જો આપણી પોતપોતાની રેખાપર આગળ ને આગળ ધપતા જઈએ, તો ખચિતજ આપણે બધા એકજ કેદ્રને પ્રાપ્ત થઈશુ કારણ કે અગ્રેજીમા કહેવત છે કે 'બધાજ રસ્તા રોમ લઈ જાય છે" તેમ આ બધીજ ત્રિજ્યાઓ એકજ કેદ્રને મળે છે આપણામાનુ એકે એક જણ પોતપોતાની પ્રકૃતિ અનુસાર કુદરતી રીતેજ વૃદ્ધિ ને વિકાસ સાધી રહ્યુ છે, એટલે કાળે કરીને એકે એક જણને સર્વોત્તમમા સર્વોત્તમ સત્યનુ જ્ઞાન થશે કેમકે આખરે તો મનુષ્યોએ પોતેજ પોતાની જાતને શિક્ષણ આપવુ જોઈશે તમે અને હુ શુ કરી શકીએ તેમ છીએ ? તમારાથી એક બાળકને પણ શીખવાડી શકાય એવુ શુ તમે માનો છો ? તમારાથી તેમ થઈ શકશેજ નહિ બાળક પોતેજ પોતાની જાતને શીખવી રહ્યુ છે તમારી ફરજ તો તેને જોઈતી તકો પૂરી પાડવી અને તેના માર્ગમાની અડચણો દૂર કરી આપવી, એટલીજ છે

એક છોડવો ઉગે છે એ ઉગવાની ક્રિયા છોડવા પાસે શુ તમે કરાવો છો ? તમારી ફરજ તો એ છોડવાના સબધમા એટલીજ છે કે તેની આજુબાજુ વાડોનિયુ કરી જનાવરો વગેરે તેને ખાઇ ન જાય તેવી વ્યવસ્થા રાખવી એટલુ કર્યું કે તમારી ફરજ બસ ખલાસ થઇ જાય છે પછી તો છોડવો એની મેળેજ વધે છે મનુષ્યમાત્રના આધ્યાત્મિક વિકાસની બાબતમા પણ એવોજ પ્રકાર છે તમને કોઇથીજ શીખવી શકાય તેમ નથી, તમને આધ્યાત્મિક કે ધર્મપરાયણ કોઇથીજ બનાવી શકાય તેમ નથી તમારે પોતેજ તમારી જાતને શીખવવાનુ છે, તમારી અભિવૃદ્ધિ અને તમારા વિકાસનુ આગમન અદરથીજ થવુ રહ્યુ

બહારનો શિક્ષક શુ કામ કરી શકે ? તો કે એ તો તમારા માર્ગમાના અતરાયો જરા દૂર કરી આપે અને એટલુ કરે એટલે તેની ફરજ ખલાસ થઇ ગઇ તમારાથી બને તે તમે મદદ કરો તમેજ મનુષ્યોને આધ્યાત્મિક કે ધર્મપરાયણ બનાવી શકો છો, એવા વિચારોને તિલાજલિ આપી દો કેમકે એ વાત અસભવિત છે, અશક્ય છે તમારે માટે તમારા અતરાત્મા સિવાય અન્ય કોઈ ગુરુ નથી, એ વાતને સારી પેઠે પિછાની જાઓ, અને પછી શુ થાય છે તે જુઓ સમાજની અદર આપણે અનેક જાતના સ્વભાવો જોઇએ છીએ સહસ્રાવધિ પ્રકારના ચહેરાઓ છે, તેમ હજારો પ્રકારના મન અને દરેક મનમા સહસ્રાવધિ જાતની વૃત્તિઓ હોય છે એ બધાવનુ સંપૂર્ણ સમાનપણ થવુ અશક્ય છે, પણ આપણા ચાલુ કામ માટે આપણે તેમને ચાર વર્ગોમા વિભક્ત કરીશુ તો બસ થશે પ્રથમ વર્ગ તો કાર્યકર વૃત્તિવાળા મનુષ્યોનો થશે એ વૃત્તિવાળા મનુષ્યને તો બસ કામ, કામ ને કામજ કરવાનુ ગમે છે, કામવગર એને ચેનજ પડતુ નથી એના સ્નાયુઓ અને મજ્જાતતુઓમા અપાર શક્તિ ભરેલી હોય છે એનો ઉદ્દેશ બસ કામ કરવાનોજ હોય છે દવાખાના બધાવવા કે એવાજ બીજા સખાવતી કામો કરવા રસ્તાઓ બાધવા, યોજનાઓ ઘડવી કે વ્યવસ્થા ગોઠવી એવા એવા કામો કરવામાજ તેને રસ પડે છે આવી મનોવૃત્તિવાળાનો વર્ગ તે પહેલો વર્ગ થયો હવે બીજો વર્ગ લાગણીપ્રધાન અને રસિક વૃત્તિવાળાઓનો આવે છે એવી વૃત્તિવાળા મનુષ્યને સૌદર્યનો વિચાર કરવાનુ, પ્રકૃતિની રસિક અને કળામય બાજુનો ઉપભોગ કરવાનુ અને પ્રેમ તથા પ્રેમના પ્રભુને આરાધવાનુ બહુ ગમે છે સર્વ જમાનામા થઇ ગયેલા મહાત્માઓપર સર્વ ધર્મોના પેગબરોપર અને ઈશ્વરના પૃથ્વી પર થએલા અવતારોપર તેને ખરા અતકરણનો ભાવ હોય છે જાનો ઉગરથી તે તેમના બધાના ઉપર ઓવારી જાય છે, અને તેમ કરતા એને દરકાર સરખી રહેતી નથી કે, ક્રાઇસ્ટ કે બુદ્ધનુ અસ્તિત્વ

કે અમુક કાર્ય બુદ્ધિથી પૂરવાર થઈ શકે તેમ છે કે નહિ. વળી ગિરિપ્રવચન અથવા પહાડપરનો ઉપદેશ+ ક્યારે ઉપદેશાયો તેની ચોક્કસ તારીખ કે કૃષ્ણના જન્મચોઘડીઆની ચોક્કસ ઘડીપળ જાણવાની તેને પરવા હોતી નથી. તેને પરવા માત્ર તેમના વ્યક્તિત્વની અને તેમની પ્રેમાસ્પદ આકૃતિઓનીજ હોય છે, પ્રભુ પ્રત્યેની ભક્તિ ને પ્રેમસિવાય અન્ય કશું તેને રૂચતું નથી એ ભક્તિ ને પ્રેમ, બસ એજ એનો આદર્શ હોય છે પ્રેમી અને રસિકજનની વૃત્તિ આવી હોય છે, માટે આપણે એવી વૃત્તિવાળાઓનો બીજો વર્ગ પાડીએ છીએ. તે પછી સૃષ્ટિના ગૂઢ રહસ્યોના ઉકેલમા રસ લેનારા મનુષ્યોનો વર્ગ આવે છે એવી વૃત્તિવાળાનુ મન પોતાની જાતનુ પૃથક્કરણ કરવામા, માનવી મનની પ્રવૃત્તિઓ સમજવામા, આંતરસૃષ્ટિમા કયી કયી શક્તિઓ કાર્ય કરી રહી છે તે જાણવામા અને તેમના પર કાબુ કેવી રીતે મેળવવો તેની કળા શીખવામા રસ લે છે આવા ગૂઢાર્થશોધક વૃત્તિવાળાઓનો ત્રીજો વર્ગ થયો હવે ચોથો વર્ગ તત્ત્વજ્ઞ વૃત્તિવાળાઓનો થશે. જેમને પ્રત્યેક વસ્તુ બુદ્ધિથી તોળી તોળીને જોવાની ટેવ છે, અને માનવી જ્ઞાનની શક્યતાની બહાર પણ પોતાની બુદ્ધિનો ઉપયોગ કરી જોવાની જેમની ખાસિયત છે, એવા તત્ત્વજ્ઞોનો ચોથો વર્ગ પાડીશુ.

હવે મનુષ્યજાતિના મોટામા મોટા ભાગને સંતોષવા ખાતર આ વિવિધ વૃત્તિઓવાળા મનોને તેમને યોગ્ય ખોરાક પૂરો પાડવાની ધર્મમા શક્તિ હોવી જોઇએ જે ધર્મોમા એવી શક્તિનો અભાવ હોય છે, તે ધર્મો બધા એકપક્ષી કિંવા એકદેશીય બની જાય છે. ધારો કે, તમે કોઈ ભક્તિ અને ભાવપ્રધાન ધર્મમા જઇ ચઢો છો. ત્યા તમારા જોવામા શુ આવે છે? તો કે, ભક્ત અને ભાવિક લોકો ગાતા ને નાચતા હોય છે, આક્રંદપૂર્વક પ્રભુની પ્રાર્થનાઓ કરતા હોય છે અને જે જાય તેને ભક્તિ ને પ્રેમભાવનો ઉપદેશ આપતા હોય છે એવા લોકોને તમે કહો કે "ભાઈ! આ બધુ તમે કરો છો તે તો ઠીક છે, પણ મારે તો એના કરતા કંઈ વધારે સબળ વસ્તુ જોઇએ છે, મારે તો થોડુંક વિવેકબુદ્ધિનુ કામ છે અને તત્ત્વજ્ઞાન જોઇએ છે મારે તો બધી વસ્તુઓ ક્રમેક્રમે ને બુદ્ધિપૂર્વક સમજવી છે" તો તરતજ તેઓ બોલી ઉઠશે કે "ચાલ, નીકળ અહીથી" એમ કહી તમને તે લોકો ત્યાથી કાઢી મૂકશે, એટલુંજ નહિ પણ જો તેમનાથી બની શકતુ હોય તો તમને

+ (સર્મન ઑન ધી માઉન્ટ) સિનાઈ પર્વત પર પ્રત્યક્ષ પરમેશ્વરે ઈસ્રાયલ લોકોના મુખ્ય પુરુષ મોઝેસને સકળ મનુષ્યજાતિ માટે કાયદા અને નીતિશાસ્ત્રનો ઉપદેશ આપેલો હતો, એવી ખ્રિસ્તી લોકોની માન્યતા છે એ ઉપદેશજ ગિરિપ્રવચન અથવા પહાડપરના ઉપદેશને નામે ઓળખાય છે

બીજા કોઈ સ્થાનમાં મોકલી આપવાનું પણ ચૂકશો નહિ—અર્થાત્ કે એ પંથ ભાવપ્રધાન વૃત્તિવાળાનેજ મદદ કરી શકે છે; બીજાંઓને તેઓ સહાયભૂત નથી થતા, અને તેમાંયે ખરાબમાં ખરાબ વાત તો એ છે કે, તેમની નિષ્ઠાવાનતા અને પ્રમાણિકતામાં પણ વિશ્વાસ નથી કરતા. હવે તત્ત્વજ્ઞો પણ એવા હોય છે કે તેઓ ભારતવર્ષ અને પૂર્વ તરફના દેશોના ડહાપણની મોટી મોટી વાતો કરતા હોય છે અને લાંબા લચક અને ભારે પાયરોરી જેવા અધ્યાત્મવિદ્યાના પારિભાષિક શબ્દો વાતચીતમાં ડગલે ને પગલે વાપરીને પોતાની પંડિતાઈ અને વિદ્વત્તાનું દર્શન કરાવે છે. પણ મારા જેવો કોઈ સાધારણ માણસ તેમની પાસે જઈને કહે કે "મહારાજ! મને એવું કંઈ બતાવી શકશો કે જેથી હું આધ્યાત્મિક થાને તત્ત્વજ્ઞ બની શકું!" તો તેના જવાબમાં પ્રથમ તો તેઓ સહેજ સ્મિત કરે છે અને પછી ધીરે રહીને કહે છે કે 'અરે! તું બુદ્ધિમાં અમારા કરતાં બહુ ઉતરતો છે. આધ્યાત્મિક વિદ્યા સમજવા જેટલી તારી બુદ્ધિજ ક્યાં છે! તારાથી શું સમજાય—ધૂળ?" આવી વૃત્તિ હોય છે. આપણા મોટા મોટા તત્ત્વજ્ઞો આમ કહીને બારણાનોજ રસ્તો બતાવી દે છે. હવે ત્રીજો વર્ગ ગૂઢાર્થ શોધકોનો છે. તેઓ આ અસ્તિત્વની જૂદી જૂદી ભૂમિકાઓનો, મનની જૂદી જૂદી દિશાઓનો અને મનની શક્તિઓ શું શું કરી શકે તેમ છે, ઈત્યાદિ ઈત્યાદિની મોટી મોટી વાતો છાતી ફૂલાવી ફૂલાવીને કરે છે. પણ જો તમે એક સાધારણ માણસતરીકે તેમની પાસે ગયા હો અને કહો કે "મહારાજ! મારા હાથે થઈ શકે એવું સારું કાર્ય શું છે તે મને બતાવો; મારી તર્કબુદ્ધિ કંઈ ચાલતી નથી, માટે મને અનુકૂળ આવે એવું—મારા અધિકારને યોગ્ય કંઈ મને આપશો?" તો તેઓ પણ ઘમંડપૂર્વક સ્મિત કરી કહેશે કે "સાંભળો, કેવો મૂર્ખ! એને કંઈજ જ્ઞાન નથી, એનું જીવ્યું ફોક છે." આ પ્રમાણેનો વ્યવહાર જગત સમસ્તમાં જ્યાં ત્યાં ચાલી રહ્યો છે. મારી તીવ્ર ઈચ્છા છે કે, આ બધા પંથોના આવા કટ્ટા પ્રતિનિધિઓને એક વાર એકઠા કરીને એક ઓરડામાં પૂરું, અને તેમના ઘમંડી સ્મિતોની છબી પાડી લઉં!

ધર્મની વર્તમાન સ્થિતિ તેમજ વર્તમાન વસ્તુસ્થિતિ આવી છે. હું જેનો પ્રચાર થયેલો જોવા માગું છું તે એક એવો ધર્મ છે કે જે બધાંજ મનોને એકસરખો માન્ય થશે. તે જેટલો તત્ત્વજ્ઞાનપ્રધાન હશે, તેટલોજ ભક્તિભાવ ને રસપ્રધાન હશે; અને જેટલો ગૂઢ રહસ્યપ્રધાન હશે તેટલોજ કર્મપ્રધાન પણ હશે. એ ધર્મમાં કૉલેજોના પ્રૉફેસરો—સાયન્સ અને ફિઝીક્સના પંડિતો આવશે, તો તેઓ બુદ્ધિ અને તર્કને સંતોષવાની ઈચ્છા કરશે. ભલે, તેમને જોઈએ તેટલા પ્રમાણમાં તેઓ ખુશીથી એ ધર્મમાંથી મેળવી

છે, એવું તેનું બંધારણ હશે. તે લોકો ગમે તેટલો યુક્તિવાદ અને તર્કવાદ લડાવ્યા કરશે, પણ એક બિંદુ તો અવશ્ય એવું આવીને ઉભું રહેશે કે જ્યાં તેમને કહેવું પડશે કે "બસ હદ આવી ગઈ; અમારી બુદ્ધિ અને તર્કશક્તિ આનાથી વધારે આગળ નથી જઇ શકતી." અર્થાત્ તેમને બુદ્ધિ અને તર્કવાદને સ્વેચ્છાએ છોડીને આગળ ચાલ્યા વગર છુટકોજ નહિ રહે; છતાં જો તેમાંના કોઈ એમ કહેશે કે "ઈશ્વર અને મુક્તિવિષેના તમારા આ ખ્યાલો ભ્રમમાત્ર છે, વહેમોજ છે, માટે તેમને તજી દો!" તો હું તેમને કહીશ કે "ફિલસુફ મહાશય! તમારૂં આ શરીર, એ એના કરતાં પણ વધારે મોટો ભ્રમ છે. તેનેજ છોડી દો, જમવા માટે ઘેર જવાનું કે શિક્ષણકાર્ય વાસ્તે કૉલેજમાં જવાનુંજ માંડી વાળો. ચાલો, તમારા આ શરીરરૂપી ભ્રમને ત્યજો જોઉં, નહિ તો ચૂપ થઈ બેસી જાઓ." હવે, આ યુક્તિવાદી કૉલેજનો ફિલસુફીનો પંડિત, શરીર ભ્રમ છે એમ તો માનતો હોય છે, તેથી તેનાથી શરીરરૂપી ભ્રમનો ત્યાગ કરવાનું બની શકતું નથી; એટલે તે તરત ટાઢો પડી જાય છે અને સમજી જાય છે કે, જે ફિલસુફી આપણને શીખવાડે છે કે આ જગત એક છે અને જગતમાં બસ એકજ અસ્તિત્વ છે, તે ફિલસુફીનો પ્રત્યક્ષ અનુભવ કેવી રીતે કરવો તે તેને આવડવુંજ જોઇએ. આપણો ધર્મ એને એ રીત બતાવી શકશે. એવીજ રીતે કોઇ ગૂઢ રહસ્યપ્રેમી આવે તો આપણો આ ધર્મ તેને પણ વધાવી લે, અને માનસિક પૃથક્કરણનું શાસ્ત્ર તેની આગળ ખોલી દે; એટલુંજ નહિ પણ તેના વ્યાવહારિક પ્રયોગો પણ તેને કરી બતાવે, એવી આપણા વિશ્વધર્મમાં વ્યવસ્થા હોવી જોઇએ. હવે જો કોઇ ભક્તિપરાયણ અને ભાવરસિયો શખ્સ આવે તો પ્રભુ માટેની તાલાવેલીમાં, તેના હસવા–રડવા વગેરેની ચેષ્ટાઓમાં પણ આપણે સાથ આપવો જોઇશે; આપણે પણ "પ્રેમરસનો પ્યાલો પીને ગાંડા-તુર બનવું પડશે." કોઇ શક્તિશીલ કામકરો આવી ચડે તો તેની સંગે આપણે પણ આપણી સર્વ શક્તિ સાથે તેના કામમાં સાથ દેવો જોઇશે. આવી જાતનું સંયોગીકરણ, એ આપણા વિશ્વ–ધર્મના નિકટમાં નિકટ માર્ગનો આદર્શ થશે. મારી ઘણીએ ઇચ્છા છે કે, ઈશ્વર આ જગતમાં બધાજ મનુષ્યોને તત્ત્વજ્ઞાન, ગૂઢ રહસ્ય, ભક્તિ અને કર્મનાં બધાજ તત્ત્વો સંપૂર્ણ અને સરખી રીતે ભરેલાં મનોવાળા પેદા કરે ! સંપૂર્ણ માણસનો મારો આદર્શ આ છે. ચારિત્ર્યનાં આ તત્ત્વો પૈકી જેની અંદર એક કે બે તત્ત્વોજ હોય, તે દરેકને હું એકદેશીય ગણું છું; અને આ દુનિયા એવાં એક-દેશીય મનુષ્યોથીજ લગભગ ઉભરાય છે. તેમને, પોતે જે રસ્તે વિ-ચરતાં હોય છે તે રસ્તાનુંજ માત્ર જ્ઞાન હોય છે, અને અન્ય બધું

તેમને મન ભયંકર અને રહસ્યજનક ભાસે છે. તેથી આ સ્થળે દિશામાં એકત્વ સમજાવવું એ ધર્મસ્થિતિનો મૂળ આદર્શ છે. આ ધર્મ હિંદુસ્થાનમાં અમે જેને યોગ કહીએ છીએ તેનાથી સાધ્ય થાય છે. એ યોગ કર્મ પણ મનુષ્યો માટે અને આખી માનવજાતિ વચ્ચેનો યોગ, ગૂઢ રહસ્યના ચિંતકને માટે તે યોગ નિકૃષ્ટ 'સ્વ' અને ઉત્કૃષ્ટ 'સ્વ' યાને તેના પોતાના આત્મા અને પરમાત્મા વચ્ચેનો યોગ, ભક્તિમય હૃદયને માટે એ યોગ તેની પોતાની જાત અને પ્રેમસ્વરૂપ ભગવાન વચ્ચેનો યોગ, અને તત્ત્વજ્ઞાની માટે એ યોગ અસ્તિત્વ તત્ત્વોનો યોગ. યોગનો અર્થ આ છે. યોગ એ સંસ્કૃત ભાષાનો શબ્દ છે, અને યોગના આ ચારે ભાગોનાં સંસ્કૃતમાં ચાર જુદાં જુદાં નામો છે. એ રીતે યોગના સાધકને યોગી કહેવામાં આવે છે. કર્મ પણ જે નિશદિન કામમાં જ નિમગ્ન રહેનારો આદમી કર્મયોગી કહેવાય છે, ભક્તિ ને પ્રેમદ્વારા સાધના કરનારો ભક્ત અથવા ભક્તિયોગી કહેવાય છે, ગૂઢ રહસ્યના જ્ઞાનદ્વારા જે સાધના કરે છે, તે રાજયોગી કહેવાય છે; અને તત્ત્વજ્ઞાનદ્વારા જે યોગ સાધે છે તે જ્ઞાનયોગી કહેવાય છે. તેથી આ યોગી શબ્દના વર્ગમાં એ ચારે જાતની મનોવૃત્તિઓવાળાઓનો સમાવેશ થઈ જાય છે.

હવે પહેલવહેલી હું રાજયોગની ચર્ચા કરીશ. આ રાજયોગ યાને મનને વશ કરવાની સાધના એ શું ચીજ છે? આ અમેરિકા દેશમાં તમે લોકો આ 'યોગ' શબ્દની સાથે બધી જાતના ભૂતપિશાચોના વહેમને ભેળવી દો છો. તેથી મને ડર રહે છે કે, તમો કદાચ એવા અર્થના આ શબ્દપ્રયોગને સમજી લો. માટે હું શરૂઆતમાં જ ભારપૂર્વક કહી દઉં છું કે, મારા આ 'યોગ' શબ્દને એવા કોઈ જાતના ભૂતપિશાચાદિના વહેમો જોડે કશું લાગતુંવળગતું નથી, એ વાત બરાબર લક્ષમાં રાખજો. આ ચારેનો એકે યોગ બુદ્ધિને દેશવટો દેતો નથી, એકે યોગ તમને આંખે પાટા બાંધીને અથવા અનુકરણ કરવાનું કહેતો નથી કે એકે યોગ, તમારી પોતાની બુદ્ધિને ગમે તે પ્રકારના કોઈ પણ ધર્મગુરુના હસ્તક સોંપી દેવાનું કહેતો નથી, તેમજ એકે યોગ તમને કોઈ પણ દેવના કે દૂત ઉપર નિષ્ઠા રાખવાનો યા તેને વફાદાર રહેવાનું કહેતો નથી. એકે એક જાતનો યોગ તમને તમારી પોતાની બુદ્ધિને વળગી રહેવાનું અને તેને દૃઢપણે મનથી ચીવટપૂર્વક વળગી રહેવાનું કહે છે. પ્રાણીમાત્રમાં આપણને જ્ઞાનપ્રાપ્તિનાં ત્રણ જાતનાં સાધનો રહેલાં જણાય છે. તેમાંનું પ્રથમ સાધન તે પ્રેરણા અથવા સહજ બુદ્ધિ છે, અને તેની ખીલવટ જાનવરોની અંદર સર્વોત્તમ પ્રમાણમાં થયેલી હોય છે. આ પ્રેરણા એ જ્ઞાનનું નિકૃષ્ટ

સાધન છે પ્રજ્ઞા અથવા વિચારશક્તિ એ જ્ઞાનપ્રાપ્તિનુ બીજુ સાધન છે, અને તેનો વિકાસ મનુષ્યપ્રાણીઓમા સૌથી સરસ થયો હોય છે હવે પ્રથમ તો પ્રેરણા એ જ્ઞાનપ્રાપ્તિ માટે અધુરૂ સાધન છે, જનાવરો યાને પશુપખીઓ માટે કાર્યનુ ક્ષેત્ર બહુ મર્યાદિત હોય છે, અને તે મર્યાદાની અદર પ્રેરણાશક્તિ કાર્યકર બને છે હવે જ્યારે તમે મનુષ્યપ્રાણી તરફ આવો છો, ત્યારે એ પ્રેરણાશક્તિ તમને અત્યત વિકાસ પામીને પ્રજ્ઞાના રૂપમા આવેલી જણાય છે મનુષ્યને માટે કાર્યક્ષેત્ર પણ વધુ વિશાળ બન્યુ હોય છે, છતા તેને માટે આ પ્રજ્ઞા અથવા વિચારશક્તિ પણ અતિ અપૂર્ણ છે પ્રજ્ઞા અથવા વિચારશક્તિ માત્ર થોડેસુધીજ કામ આપે છે, અને પછી તે થભી જાય છે આગળ જવાનુ એનુ ગજુજ નથી હોતુ છતા પણ તમે ધોચપરોણા કરીને તેને બળાત્કારે આગળ ધપાવવાનો પ્રયત્ન કરો છો, તો તેનુ પરિણામ લાચારી ભર્યો ગરબડગોટાળામા આવે છે, અને પ્રજ્ઞા બિચારી અપ્રજ્ઞા થઇને લાચાર બની ઉભી રહે છે તમને આમની કે તેમની કઈજ સુઝ પડતી નથી અને તમારો યુક્તિવાદ એક ગોળ કુડાળામા આમથી તેમ ગોથા ખાતી દતીનનુ રૂપ ધારણ કરે છે દાખલાતરીકે, આપણા જ્ઞાનના મૂળ પાયારૂપ જડ અને ચૈતન્ય એ બને ચીજોને લઇએ હુ તમને પૂછુ કે, જડ એટલે શુ ? તેના જવાબમા તમે કહેશો કે 'ચૈતન્યનુ કાર્ય જેનાપર થાય છે તે વસ્તુ' વારૂ, અને 'ચૈતન્ય શુ છે ? એ સવાનના જવાબમા તમે કહેશો કે જડ ઉપર જેનુ કાર્ય થાય છે તે' જોયુ, આગી ધ્યાનમા આવી કે નહિ ? પહેલાને સમજાવતા બીજીનો આધાર લેવો પડે છે, ને બીજીને સમજાવતા પહેલીનો આધાર લેવો પડે છે. આવી આગીને તર્કવાદીઓ ચીચવો અથવા ચગડોળ કહી ઓળખે છે કેમકે એમા ફરીફરીને આખરે એના એ સ્થાનપર આવવુ પડે છે ત્યારે તમને સમજાયુજ હશે કે, પ્રજ્ઞા અથવા વિચારશક્તિની સામે એક પ્રચડ આડ આવેની છે, અને તે આડની પેની મેર પ્રજ્ઞાના ગતિ શક્ય નથી આમ છતા એ આડની પેની મેર આવેના અનતના પ્રદેશમા જવાને તો તે હમેશા તનતાપડ થઇ રહે છે આપણી ઇંદ્રિયોના અનુભવમા આવતુ અને આપણા મનની કલ્પનામા આવતુ આ જગત એ જાગ્રતભાનની ભૂમિકાપર પથરાયેરો અનતનો એક અણુમાન છે, અને જાગ્રતભાનની જાળની સકુચિત મર્યાદામાજ આપણી પ્રજ્ઞાનુ જોર ચાની શકે છે, તેનાથી પર નહિજ તેથી એ સકુચિત મર્યાદાની પેનીપારના અનત ક્ષેત્રનુ જ્ઞાન પ્રાપ્ત કરાવનારૂ કોઇ સાધન પણ હોવુજ જોઇએ ને ? ખરી વાત, એવુ સાધન છે અને તે અતર્જ્ઞાનને નામે ઓળખાય છે એ રીતે ત્યારે પ્રેરણા, પ્રજ્ઞા અને

અંતર્જ્ઞાન–એ રીતના ત્રણ સાધનો જ્ઞાનપ્રાપ્તિમાટેનાં થયાં. તે પૈકી પ્રેરણા જનાવરો કહેતાં પશુપખીઓને હોય છે, પ્રજ્ઞા અથવા વિચારશક્તિ મનુષ્યોને હોય છે અને અંતર્જ્ઞાન પ્રભુનાં માણસોમાં યાને પ્રભુને પંથે ચડેલા પ્રાસાદિક મહાત્માઓમાં હોય છે. પરંતુ જ્ઞાનપ્રાપ્તિના આ ત્રણે સાધનોના બીજ બધા મનુષ્ય-પ્રાણીઓની અંદર ઓછાવત્તા પ્રમાણમાં વિકસિત થયેલી સ્થિતિમાં મળી આવે છે. આ માનસિક સાધનો ક્રમે ક્રમે વિકસિત થાય છે એમ કેટલાક માને છે તે ખરું, પણ એ ક્રમવિકાસ માટે તેમના બીજ તો પ્રથમથીજ હોવાં જોઇએ. આની સાથે એ વાત પણ યાદ રાખવી જોઇએ કે, એક સાધન એ બીજા સાધનનું વિકસિત રૂપ છે, તેથી તેઓ પરસ્પર વિરોધક શક્તિઓ નથીજ. પ્રજ્ઞા અથવા વિચારશક્તિનોજ વિકાસ થઇને અંતર્જ્ઞાન બને છે, અને તેથી અંતર્જ્ઞાન પ્રજ્ઞાનો વિરોધ કરતું નથી કે પ્રજ્ઞાના કાર્યનું ખંડન કરતું નથી; પણ તેની કચાશ હોય છે તે પૂર્ણ કરે છે. જે વસ્તુઓને પ્રજ્ઞાથી પહોંચી શકાતું નથી તેમને અંતર્જ્ઞાન પ્રકાશમાં લાવે છે, અને તે વસ્તુઓ પ્રજ્ઞાનો વિરોધ કરનારી નથી હોતી. વૃદ્ધ માણસ જેમ બાળકનો વિરોધ નથી કરતો પણ તેની અપૂર્ણતાને પૂરી કરે છે, તેમ અંતર્જ્ઞાન પ્રજ્ઞાનો વિરોધ ન કરતાં તેનું પૂરક બને છે. તેથી તમારે હમેશાં યાદ રાખવું જોઇએ કે, સામાન્ય રીતે ઉતરતા પ્રકારનું સાધન ઉંચા પ્રકારમાં યાને પ્રેરણા તે પ્રજ્ઞામાં અને પ્રજ્ઞા તે અંતર્જ્ઞાનમાં સમાઇ જવાની પણ મોટી દહેશત છે. અનેક વાર પ્રેરણાને જગત આગળ પ્રજ્ઞા અથવા વિચારશક્તિ કહી રજુ કરવામાં આવે છે, અને પછી ભવિષ્યકથનની ઈશ્વરી બક્ષિસના કૃત્રિમ દાવા ઉભા થાય છે. એક મૂર્ખો કે હોલેદિલ અર્ધગાંડો ધારે છે કે, એના મગજમાં જે ગરબડ ગોટાળો ચાલે છે તે અંતર્જ્ઞાન છે, અને તેથી લોકોએ તેના અનુયાયી બનવું જોઇએ. અત્યંત વિરોધી અને બુદ્ધિને ન સમજાય એવો મૂર્ખાઇભરેલો અર્થહીન બકવાદ દુનિયામાં ઉપદેશાયેલો જે જણાય છે, તેનું કારણ, ઉન્માદવશ અવ્યવસ્થિત મગજની પ્રેરણાપ્રધાન દાંભિક ભાષા અંતર્જ્ઞાન માટે સ્ફુરેલા ઐશ્વરીક પયગામ તરીકે પસાર કરવાનો પ્રયત્ન કરે છે, એજ છે.

તેથી કરીને પ્રેરણા કયી અને અંતર્જ્ઞાન કયું તે પારખી કાઢવાની કળા દરેકે જાણી લેવી જોઇએ. સાચા ઉપદેશની પ્રથમ કસોટી એ છે કે, એ ઉપદેશ પ્રજ્ઞાની વિરુદ્ધ જતો ન હોવો જોઇએ, યાને વિચારશક્તિને જે આઘાત લાગે તે ઉપદેશ સાચો નથી, એમ સમજવું. આ કસોટીમાંથી મેં જે યોગોની વાત ઉપર કરી તે બધાજ યોગો પસાર થાય છે. એમનું બંધારણજ એવા પ્રકારનું છે પ્રથમ આપણે રાજયોગની વાત કરીએ. એ રાજયોગનો વિષય અતિ-

વિશાળ છે, એટલે એમા બહુ ઉડા તો આપણાથી નહિ ઉતરાય, પણ એનો કેન્દ્રસ્થ યાને પ્રધાન ખ્યાલ હુ તમને આપી શકીશ જ્ઞાન મેળવવાની એકજ પદ્ધતિ આપણી પાસે છે, અને એજ પદ્ધતિનો ઉપયોગ નિકૃષ્ટ પ્રતિના માણસથી તે ઉત્કૃષ્ટ યોગીપર્યંતના દરેકે દરેક જણે કરવાનો છે એ પદ્ધતિ અથવા રીતનુ નામ એકાગ્રતા છે પ્રયોગશાળામા પ્રયોગો કરતો રસાયણશાસ્ત્રી એના મનની બધીજ શક્તિઓ એકાગ્ર કરીને એક મધ્યવર્તી સ્થાન યાને કેંદ્રમા આણે છે, અને પૃથક્કરણ કરવાના તત્ત્વોપર નાખે છે, એટલે એના ટેબલપરની વસ્તુઓ પૃથક્કૃત થઇને ઉભી રહે છે, અને એ રીતે એનુ જ્ઞાન આગળ વધે છે ખગોળશાસ્ત્રી પણ તેના મનની શક્તિઓ એકાગ્ર કરીને એક કેંદ્રમા આણે છે ને પછી દૂરબીનદ્વારા આકાશસ્થ પદાર્થોપર તે નાખે છે. એટલે તારાઓ અને નક્ષત્રોની દુનિયા એની નજર આગળ ગડબડતી આવે છે અને પોતપોતાના રહસ્ય તેની આગળ જાણે પ્રકટ કરી જાય છે બધીજ બાબતમા એવુ છે ખુરશીમા બેઠેલા અધ્યાપકની બાબતમા, હાથમા ચોપડી લઇને બેઠેલા વિદ્યાર્થીની બાબતમા અને હરકોઇ જ્ઞાન પ્રાપ્ત કરવા મથતા હરકોઇ માણસના સબધમા એવોજ પ્રકાર સમજવાનો છે આ તમે અત્યારે મને સાભળી રહ્યા છો, અને મારા બોલવામા જો તમને રસ પડતો હશે, તો તમારા મન મારી વાણીપર એકાગ્ર બન્યા હશે એટલે તે વખતે આ ઘડિયાળની અદર ટનટન્ એવા ટકોરા વાગશે, તોયે એકાગ્રતાને લઇને તેના શ્રવણનુ ભાન સરખુ તમને નહિ થાય. અને તમારા મનની એકાગ્રતા સાધવામા તમે જેટલા પ્રમાણમા વધારે શક્તિશાળી થશો, તેટલા પ્રમાણમા તમે મારૂ વ્યાખ્યાન વધારે સારી રીતે સમજશો હુ પણ મારા પ્રેમ અને શક્તિઓની જેમ વધારે એકાગ્રતા સાધીશ, તેમ હુ તમારી આગળ જે વિચારો દર્શાવવા માગુ છુ તે વધારે સારી ને સચોટ ભાષામા દર્શાવવા શક્તિમાન થઇશ—અર્થાત્ આ એકાગ્રતાની શક્તિ જેટલી વધારે ને તેજ, તેટલી જ્ઞાનપ્રાપ્તિ પણ વધારે ને જલદ કારણ કે આ એકાગ્રતા એજ એક અને એકલા જ્ઞાનપ્રાપ્તિની રીત છે એક હલકામા હલકો જોડાપર રગ ચઢાવનારો યાને બુટ પૉલીશ કરનારો માણસ કામ કરતી વખતે જો તેના મનને વધારે એકાગ્ર કરશે, તો તેનુ કરેલુ પૉલીશ વધારે સુદર અને આકર્ષક નીવડેલુ જણાશે. એકાગ્રતા સાથે રાધેલી રસોઇનો સ્વાદ કઇ ઓરજ આવે છે પૈસા કમાવામા કે પ્રભુની આરાધના કરવામા, કિવા કોઇ પણ કાર્યમા એકાગ્રતાની શક્તિ જેટલી વધારે બળવાન, તેટલુ તે કાર્ય વધારે સારૂ ને વધારે સતોષકારક બનવાનુ આ એકાગ્રતાની એકજ હાકથી કે એકજ ટકોરાથી પ્રકૃતિના દરવાજા ઉઘડી જાય છે, અને

પ્રકાશની રેલછેલ થઈ જાય છે જ્ઞાનના ખજાનાની, આ એકાગ્રતાની શક્તિ એજ એકમાત્ર ચાવી છે રાજયોગની વિદ્યા ખાસ કરીને આ એકાગ્રતાના વિષયનુજ વિવેચન અને સ્પષ્ટીકરણ કરે છે, અને તેને યથાર્થ કેમ સાધવી તેના માર્ગો બતાવે છે આપણા શરીરની અત્યારની સ્થિતિમા આપણે એટલા બધા વ્યગ્રચિત્ત છીએ કે આપણુ મન પોતાની શક્તિઓને સેકડો વિવિધ વસ્તુઓપર લગભગ વ્યર્થ ગુમાવી નાખે છે અને એકે કાર્યસિદ્ધિ સપૂર્ણ થતી નથી આપણી મનોદશાજ અત્યારે એવી છે કે આપણા ધસમસતા વિચારોને શાત કરવાનો આપણે પ્રયત્ન આદરીએ છીએ કે તેની સાથે તરતજ સહસ્રાવધિ અનિષ્ટ આવેશો મગજમા ધસી આવે છે, અને હજારો વિચારોની પરપરા ફાટી નીકળીને મનને વ્યગ્ર બનાવી મૂકે છે તેનાપર કેવી રીતે કાબુ મેળવવો અને મનોનિગ્રહ કેમ કેળવવો એજ રાજયોગના અભ્યાસનો આખો વિષય છે

હવે કર્મયોગની યાને કર્મોદ્વારા ઈશ્વરને પ્રાપ્ત કરવાની રીતની વાત કરીશુ એ તો ખુલ્લુજ છે કે, સમાજની અદર અનેક માણસો, એક નહિ તો બીજી એમ કોઇ ને કોઇ પ્રવૃત્તિમાટે જન્મેલા જણાય છે તેમનુ મન એકલા વિચારની ભૂમિકાપર એકાગ્ર નથી બની શકતુ, તેમને બસ એકજ ધૂન લાગી હોય છે અને તે દેખાઈ આવે એવા સ્પષ્ટ કામની. આવી જાતની જીદગીનુ પણ એક શાસ્ત્ર હોવુ જોઇએ આપણામાનુ દરેક જણુ કોઇ ને કોઇ કાર્યમા તો રોકાયલુ હોય છેજ પણ આપણામાના ઘણા જણ આપણી શક્તિઓનો ઘણો મોટો ભાગ નકામો વેડફી નાખે છે કેમકે કર્મના રહસ્યની આપણને માહીતિ હોતી નથી કર્મયોગ આપણને એ રહસ્ય સમજાવે છે, અને આપણી શક્તિઓના મોટામા મોટા ભાગને આપણી આગળના કાર્યમાજ વધારેમા વધારે ફાયદાકારક રીતે કેવી રીતે રોકી શકીએ તે શીખવાડે છે પણ આ રહસ્યની સાથે આપણે કર્મની સામેનો એક મોટો વાંધો ધ્યાનમા રાખવો જોઇએ એ વાંધો એ છે કે, કર્મમાત્ર દુખનુ ઉત્પાદક છે, પણ યાદ રાખો કે, સર્વ તરેહના દુખ અને કલેશ આ આસક્તિમાથી ઉદ્ભવે ઉ દાખલાતરીકે કર્મ કરવાની મારી ઇચ્છા છે, અને એ ઇચ્છાને હુ કોઈનુ ભલુ કરવા કામમા વાળુ છુ હવે, પરિણામ સામાન્ય રીતે જગતની અદર એવુ જોવામા આવે છે કે, સોમા નવ્યાસી ટકા એ માણસ કે જેના ઉપર મે ઉપકાર કર્યો હશે, તે બેવફા નીવડી મારા ઉપકારને ભૂલી જશે તો જશે, પણ ઉલટો મારૂ અહિત કરવાનો પણ ઉદ્યોગ કરશે, અને તે જોઈ પરિણામે મને દુખ ઉપજશે આવી વસ્તુસ્થિતિઓ મનુષ્યજાતિને પરોપકારના કર્મો કરતી ઘણી વાર અટકાવે છે, અને આ દુખ તથા સતાપની બીક મનુષ્ય-

ન્નતિના કલ્યાણકારી કર્મો અને શક્તિઓનો ઘણો મોટો ભાગ વણસાડે છે પરંતુ એ બીકને તરી જવાનો ઉપાય કર્મયોગ બતાવે છે, અને કાર્યની ખાતર કાર્ય કેવી રીતે કરવુ, તથા બદલાની કશી દરકાર રાખ્યા વગર યાને અનાસક્ત રહીને કર્મો કેવી રીતે કરવા એની ચાવી કર્મયોગ પૂરી પાડે છે કર્મયોગી કર્મમા પ્રવૃત્ત થાય છે, કારણ કે તેમ કરવુ એ તેનો સ્વભાવ થઈ રહ્યો હોય છે, અને તેને લાગે છે કે, તેમ કરવુ એ તેને પોતાને માટે શ્રેયસ્કર છે. એ સિવાય બીજો કોઈજ હેતુ તેના મનમા હોતો નથી આ દુનિયા મા તેની સ્થિતિ આપનારની છે, અને કોઇની પાસેથી કશોય બદલો મેળવવાની તે પરવા રાખતો નથી તે આપે છે તેની તેને ખબર છે, છતા બદલામા તે કશાયની માગણી કરતો નથી અને તેથી તે દુ ખના પ જામાથી આબાદ છટકી જાય છે કેમકે દુ ખનો સપાટો જ્યારે જ્યારે આવે છે, ત્યારે ત્યારે તે આસક્તિની પ્રતિક્રિયાનુ-જ પરિણામ હોય છે, એ ભૂલશો નહિ

તે પછી કોમળ ભાવપ્રધાન મનુષ્ય માટે ભક્તિયોગ આવે છે એ વૃત્તિવાળા મનુષ્યને પ્રભુની ભક્તિનીજ બસ ધૂન ભરાઈ હોય છે, અને સદા સર્વદા તે પ્રભુની પૂજાઅર્ચા ને ભજનમાજ રહેવાની ઇચ્છા ધરે છે એ ઇચ્છાની તૃપ્તિ માટે તે પુષ્પચદન, ધૂપદીપ, નૈવેદ્ય, શણગાર, મનોહર મ દિરની રચના અને એવી એવી અનેક કર્મકાડપ્રધાન વિધિઓપર આધાર રાખે છે, ને તેમનો તે છૂટથી ઉપયોગ કરે છે એ વિધિઓ ખોટી છે એમ કહેવાનુ સાહસ તમે કરી શકો ખરા કે? પણ તેમ કરતા પહેલા હુ એક વાત કહુ છુ તે લક્ષમા લ્યો ખાસ કરીને તમારા આ અમેરિકા દેશના લોકોએ આ વાત હમેશને માટે યાદ રાખી લેવી સારી છે કે, દુનિયાના મોટા મોટા આત્મજ્ઞાની મહાત્માઓ બધા એવાજ ધાર્મિક પ થોમાથી ઉદ્દભવ્યા છે કે જે પંથોમા કિમતી પૌરાણિક ગાથા સગ્રહ અને સુસંસ્કૃત કર્મકાડનો ભડાર ભરપૂર હોય છે બીજા જે જે પ થોએ કોઇ પણ વિધિ વગર ઈશ્વરને આરાધવાની કોશિષ કરી છે, તે બધાએજ ધર્મના તમામ સર્વોત્કૃષ્ટ અને સુદર તત્ત્વને નિર્દય રીતે કચરીને છુદી નાખ્યા છે તેમનો ધર્મ શુષ્ક, નીરસ અને લગભગ ધર્માંધ કોટિનો હોય છે દુનિયાનો પ્રતિહાસ મારા આ કથનની સામે મોઢે સાક્ષી પૂરે તેમ છે માટે ધર્મના આ કર્મકાડ અને પૌરાણિક કથાઓના અગોની મશ્કરી ન કરો કે તેમને વખોડીને ઉતારી ન પાડો જે લોકોની ઇચ્છા હોય તેમને તેમનો લાભ ઉઠાવવા દો, પણ તે શુદ્ધ દાનતથી ને સમજણપૂર્વક પેલા નાલાયક ઘમડી સ્મિતનો દભ કરીને એમ કહેશો ના કે "મૂર્ખા છે, હશે, મરવા દો" એવો ભાવ રાખ્યે નહિ ચાલે—અર્થાત્ કે

એમના કર્મકાંડ અને પૌરાણિક વિધિઓ તમને ન રૂચતા હોય તો ભલે, પણ તેમના પ્રત્યે તિરસ્કાર બતાવવાનો કે મશ્કરીની બતાવવાનો તમને જરાય અધિકાર નથી આધ્યાત્મિકતાની બાબતમાં અજબ જેવો વિકાસ પામેલા મહાનમા મહાન નરો મારી જીંદગીમા મે જોયા છે, તે બધાજ આ કર્મકાંડની તાલીમમાથી પસાર થઇનેજ એ ઉચ્ચતમ કોટિને પ્રાપ્ત થયેલા દીઠામા આવ્યા છે. એ મહાન નરોના ચરણોમા બેસવાને પણ હું મારી જાતને લાયક ગણતો નથી તો પછી તેમની ટીકા કરનારો તે હું કોણ? મારૂં ગજુજ શુ ? મનુષ્યના મનપર આ વિચારો કેવી ક્રિયા કરે છે તે મને કેવી રીતે જણાય? અને તેમાના કયા ખ્યાલો મારે સ્વીકારવા લાયક છે અને કયા અસ્વીકારવા લાયક છે, તેની ખબર પણ મને શી રીતે પડી શકે ? એથી સંભવ છે કે, પૂરતા કારણવગર દુનિયામાની પ્રત્યેક વસ્તુની ટીકા કરવા આપણે તત્પર થઇએ છીએ મારે પ્રત્યક્ષ કે અપ્રત્યક્ષ કોઇ જાતની કોઈની ટીકા કરવાની આદતને કાઢી નાખો લોકોને સુંદર પ્રેરણાઓથી ભરેલા પુરાણશાસ્ત્રોની જેટલી જરૂર હોય, તેટલી તૃપ્ત કરવા દો; કારણ આ વાત તમારે હમેશા સ્મરણમા રાખવી જોઇએ કે, ભાવપ્રધાન વૃત્તિવાળા મનુષ્યોને સત્યની ભાવવાચક વ્યાખ્યાઓની પરવા હોતી નથી, તેનાથી તેમના મનને સતોષ વળતો નથી. તેમને માટે ઈશ્વર એ એક ઇંદ્રિયગોચર પદાર્થ છે, અને તેમને મન તેજ એક સાચો પદાર્થ છે તેઓ તેને અનુભવે છે, જુએ છે, વાતો કરતો સાભળે છે અને તેનાપર પ્રેમ કરે છે તમારા તર્કવાદી ને યુક્તિવાદી લોકો એમને મન મૂર્ખા જેવા લાગે છે, કેમકે એકાદ યુક્તિવાદીના જોવામા એકાદ સુદર મૂર્તિ આવે છે કે તે તેને ભાગી તોડીને તે મૂર્તિ કયા પદાર્થની બનેલી છે, તે જોવા જાણવાની ઇચ્છા કરતો હોય છે. કોઈ પણ જાતના બાહ્ય હેતુ વગર કેવળ નિષ્કામભાવે પ્રેમ કેમ કરવો તે ભક્તિયોગનુ શાસ્ત્ર તેમને શીખવાડે છે, અને તેઓ પ્રભુને અને સારા કામોને ચાહ્ય છે તે સ્વર્ગકામના, સંતાનકામના, દ્રવ્ય કામના કે એવી કોઈ પણ કામના વગર માત્ર તેમ કરવુ સારૂં છે, એટલા માટેજ તેમ કરે છે કારણકે ભક્તિયોગ તેમને શીખવાડે છે કે, પ્રેમ અથવા ભક્તિનો ઉત્તમોત્તમ બદલો પ્રેમ કિંવા ભક્તિજ છે, અને ઈશ્વર પોતેજ એ પ્રેમ કે ભક્તિ છે. સર્વવ્યાપી અને સર્વજ્ઞ સ્રષ્ટાતરીકે, સર્વશક્તિમાન સત્તાધીશતરીકે અને માતા તથા પિતાતરીકે પ્રભુનેજ સર્વ જાતનું માન અને ઋણ આપવાનું ભક્તિયોગ તેમને શીખવાડે છે પ્રભુનો ભાવ દર્શાવવા માટે ઉંચામા ઉંચું વચન અને માનવીમન કલ્પી શકે તેવો ઉચામા ઉચો ખ્યાલ એજ છે કે "એ પ્રેમ તો પ્રભુ છે યાને પ્રભુ પ્રેમરૂપ છે." જ્યા જ્યા પ્રેમ

જેવું જણાય છે, ત્યા ત્યા પ્રભુનીજ હાજરી છે "જ્યા જ્યા પ્રેમ જેવું કઇ છે, ત્યા ત્યા પ્રભુ છે, ત્યા ત્યા પ્રભુની હાજરી છે" જ્યા પતિ પત્નીને ચુબન કરે છે, ત્યા એ ચુંબનમા પણ પ્રભુ છે; જ્યા આગળ માતા બાળકને ચુબન કરે છે, ત્યા માતાના ચુબનમા પણ પ્રભુ છે; જ્યા મિત્રો હાથમા હાથ મિલાવે છે, ત્યા એ હસ્તમિલનમા પણ પ્રેમરૂપ પ્રભુની હાજરી છે એક મહાપુરુષ જ્યારે મનુષ્યજાતિપર પ્રેમ કરી તેને મદદ કરવાની ઈચ્છા કરે છે, ત્યારે પણ એ પ્રભુજ પોતે પોતાના પ્રેમનુ મોકળે હાથે મનુષ્યને લહાણુ કરતો હોય છે. જ્યા જ્યા હૃદય વિકાસ પામતુ જણાય છે, ત્યા ત્યા એ પ્રભુજ વ્યક્ત થતો હોય છે ભક્તિયોગ આવુ શિક્ષણ આપે છે.

હવે, છેલ્યે આપણે જ્ઞાનયોગી અથવા તત્ત્વજ્ઞાનના ઉપાસકની વાત કરીશુ. જ્ઞાનયોગી એટલે આ દૃશ્યજગતની પેલી પાર જવાની તીવ્ર ઇચ્છાવાળો માણસ જ્ઞાનયોગી એક એવો મનુષ્ય છે કે જેને આ દુનિયાના ક્ષુદ્ર પદાર્થો સંતોષ નથી આપી શકતા. એનો ખ્યાલ ખાવાપીવા ઇત્યાદિના રોજના દૈનિક કાર્યથી પર થવાનો હોય છે; સહસ્રાવધિ પુસ્તકોનુ શિક્ષણ પણ તેને સતોષી શકતુ નથી. બધા ભૌતિક વિજ્ઞાનશાસ્ત્રો પણ તેને સતોષવા સમર્થ નથી બનતા કેમકે તેઓ ધાડ મારી મારીને બહુ તો આ ક્ષુદ્ર જગતનો ચિતાર તેની આગળ રજુ કરે છે ત્યારે એવુ બીજું શુ છે, કે જેનાથી તેને સતોષ થાય? અપરિમિત સૃષ્ટિઓના જ્ઞાનથી પણ તેને સતોષ વળતો નથી. કેમકે એ બધીજ સૃષ્ટિપ્રણાલિકાઓ તેને મન અસ્તિત્વના એ અનંત મહાસાગરની અદર એક બિંદુસમાન છે એનો આત્મા એ બધાયની પેલી પાર, વાસ્તવ સત્ જે સ્વરૂપમા છે તેજ સ્વરૂપમા નીરખીને તેના હૃદયપ્રદેશમા સોસરૂ જવા તલસે છે. તે વિરાટ સત્નો સાક્ષાત્કાર કરવા, તે વિરાટ સત્ પોતે થવા અને તે વિરાટ સત્મય બનવાની તાલાવેલી તેના આત્માને લાગી હોય છે. તત્ત્વજ્ઞાનનો સાધક અથવા જ્ઞાનયોગી એક આવો માણસ હોય છે. ઈશ્વરને પિતા અથવા માતા, જગતનો વિધાતા કે ત્રાતા, નિયતા કે નાયકતરીકે ઓળખવો યા ઓળખાવવો એ એને મન સાવ અધૂરો ભાવ છે, યાને અયોગ્ય છે. તેને મન તો પ્રભુ તેનું જીવનસર્વસ્વ અને તેના આત્માનો પણ આત્મા છે. એને મન ઈશ્વરસિવાય અન્ય કશાયનું અસ્તિત્વ રહેતું નથી. તેના સર્વ મર્ત્ય અશો તત્ત્વજ્ઞાનના ભારે ઘાણથી છુદાઇ છુંદાઇને ચૂર્ણ વિચૂર્ણ બની જઇ અસ્તિત્વના ચિત્રપટપરથી ભુસાઇ જાય છે, અને જે વાસ્તવ તત્ત્વ આખરે અવશિષ્ટ રહે છે તે પ્રભુ પોતેજ છે.

એકજ ઝાડપર બે પક્ષી બેઠેલા છે, એક ટોચપર અને બીજું નીચે ડાળીપર. ટોચપર બેઠેલું પક્ષી શાતચિત્ત, મૂંગું અને ભવ્ય

સમજવાનો છે વખતોવખત જીવાત્માને ભારે ફટકા પડે છે એટલે થોડોક વખત તે ખાવા પીવા વગેરેના જગતવ્યવહારો ભૂલી જઇને અજ્ઞાત પ્રભુના પંથ ભણી વળે છે, અને પ્રકાશનો એક ઓઘ તેના ભણી આવે છે તેના પ્રભાવે તેને સૂઝે છે કે, આ જગત એ મિથ્યા દૃશ્ય છે પણ ફરી પાછો તે ઇંદ્રિયજન્ય વિષયોને વશ થઇ નીચે ઘસડાઇ આવે છે, અને ફરી પાછો જગતનાં કડવાં અને મીઠાં ફળો ખાવાનો આરંભ કરે છે એટલે ફરી પાછો એક અસાધારણ ફટકો પડે છે પરિણામે તેના હૃદયના દરવાજા એ દિવ્ય પ્રકાશને માટે ફરી ખુલી જાય છે એ રીતે ક્રમે ક્રમે તે પ્રભુની પાસે ને પાસે આવતો જાય છે, અને જેમ જેમ તે વધારે ને વધારે નિકટ સ્થિતિને પ્રાપ્ત કરતો જાય છે તેમ તેમ તેને પોતાનું જૂનું 'સ્વ' પીગળી જતું જણાય છે અને એમ થતાં થતાં જ્યારે તે પૂરતો નિકટ આવી પહોંચે છે, ત્યારે તે સમજી શકે છે કે તે પોતે ઇશ્વર સિવાય અન્ય કોઇ નથી, અને એ સમજના સાથેજ તે હર્ષથી પોકારી ઉઠે છે કે ' તે કે જેને મેં તમારી આગળ આ જગતના જીવનતરીકે, અણુ પરમાણુથી માંડીને તે અગણિત સૂર્યચંદ્રોમાં વ્યાપ્તમાનતરીકે વર્ણવ્યો છે, તે આપણા પોતાના જીવનનો પાયો છે આપણા આત્માનો પણ આત્મા છે ના, એટલુંજ નહિ પણ તુંજ તે છે યાને તત્ત્વમસિ ' જ્ઞાનયોગ જેનું શિક્ષણ આપે છે તે આ છે જ્ઞાનયોગ મનુષ્યને કહે છે કે, તેનું સ્વરૂપ અવશ્ય દિવ્ય છે વળી, આ જ્ઞાનયોગ મનુષ્યજાતિને અસ્તિત્વમાત્રની પ્રકૃત એકતા સિદ્ધ કરી બતાવે છે, અને આપણામાંનું એકેએક જણ પૃથ્વીપર વ્યક્ત થયેલું સર્વેશ્વર પ્રભુ પોતાનુંજ સ્વરૂપ છે, એમ તે શીખવાડે છે આપણા પગ તળે થઇને ઘનડાના અંતમાં અધમ જીવડાથી માંડીને તે આશ્ચર્ય અને આદરમાનની લાગણી આપણી અંદર ઉત્પન્ન કરતા સર્વોત્કૃષ્ટ મહાત્માઓપર્યંતનાં બધાં પ્રાણીઓ તે એક ને એકજ પ્રભુના આવિર્ભાવો યાને ભિન્ન સ્વરૂપો છે.

છેવટે કહેવાનું એટલુંજ છે, આ વિવિધ યોગોને જીવનની અંદર આચરણમાં મૂકવાની ખાસ આવશ્યકતા છે, એમનું આચરણજ કલ્યાણકર્તા નીવડશે, બાકી તેમનાં ખાલી સિદ્ધાંતોથી કંઇ પણ લાભ થશે નહિ પહેલ પ્રથમ તો આપણે તેના વિષે શ્રવણ કરવું જોઇએ, અને પછી તેમના પર વિચાર કરવા જોઇએ પછી તે વિચારોને તર્ક અને યુક્તિથી ચાળી જોઇને આપણા મનપર ઠસાવવા જોઇએ મનપર ઠસાવીને તેમનું મનન કરવું જોઇએ, અને એ મનન તે વિચારોનો આપણને સાક્ષાત્કાર થાય નહિ યાને એ વિચારોજ આપણું જીવનસર્વસ્વ બની જાય નહિ, ત્યાંસુધી ચાલુ રાખવું જોઇએ એવું થશે ત્યારે પછી ધર્મ એ એક અ[illegible] અને

સિદ્ધાંતોનો નિર્જીવ પોટલો કિંવા બૌદ્ધિક સંમતિનો વિષય નહિ રહે, પણ તે આપણા જીવન સમગ્રમાં ઓતપ્રોત પ્રવેશી જશે બૌદ્ધિક સંમતિથી આજે આપણે અનેક મૂર્ખાઈભરેલી બાબતોપર આપણું મતું ઠોકીએ છીએ, અને કાલે ઉઠીને આપણા મન અને વિચાર સદંતર બદલી નાખીએ છીએ; પણ સાચો ધર્મ કદાપિ બદલાતો નથી. ધર્મ એ અપરોક્ષાનુભવનો–સાક્ષાત્કારનો વિષય છે; વાતોનો, સિદ્ધાંતોનો કે વિચારોનો વિષય નથી વાતો, સિદ્ધાંતો કે વિચારો ગમે તેટલા સુંદર હોય પણ તે વાસ્તવિક ધર્મ નથી. સાંભળવું અને સ્વીકારવું એનું નામ ધર્મ નથી, પણ થવું અને હોવું એનું નામ ધર્મ છે. આપણી માન્યતા મુજબ સમગ્ર જીવનનું–રે! આપણા આખા આત્માનું પરિવર્તન થઈ જાય એનુંજ નામ ધર્મ છે, એજ સાચો ધર્મ છે.



# २१–उघाडुं रहस्य याने भांग्यो भरम*

વસ્તુઓને તેમના વાસ્તવ સ્વરૂપમાં સમજવાનો પ્રયત્ન કરતાં આપણે હરકોઇ દિશામાં વળીએ, અને તેમનું થઇ શકે તેટલું પૃથક્કરણ કર્યાજ જઇએ, તો આખરે તે વસ્તુઓની એક એવી વિલક્ષણ સ્થિતિ આપણે મેળવીએ છીએ કે જે દેખીતી રીતે સાવ વિરોધી લાગે છે અને જે આપણી બુદ્ધિ સમજી શકતી નથી અને તેમ છતાં પણ તે સત્ય હોય છે. આપણે અમુક એક વસ્તુ લઇએ છીએ તે વખતે આપણે જાણતા હોઇએ છીએ કે તે સાંત કહેતાં અંતવાન છે; પણ જેમ જેમ આપણે તેનું પૃથક્કરણ કરવા માંડીએ છીએ, તેમ તેમ તે વસ્તુ આપણને બુદ્ધિના ક્ષેત્રની પાર લઇ જાય છે, અને આપણને માલમ પડે છે કે, તેના ગુણો, શક્યતાઓ, શક્તિઓ અને સંબંધોનો કંઇ પારજ નથી–અર્થાત્ કે સાંત વસ્તુ અનંત બની જાય છે. દાખલાતરીકે, એક સાધારણ ફૂલજ લ્યો. તે અંતવાન છે એ તો નક્કી. પણ એ ફૂલવિષે બધુંજ પોતે જાણે છે એવું કોણ કહી શકે તેમ છે વારૂ ? તે એક ફૂલ વિષેના જ્ઞાનનો પાર કોઇને લાધે એવી શક્યતાજ નથી. અર્થાત્ જે ફૂલ સાંત જણાતું હતું તે પૃથક્કરણને અંતે અનંત બની ગયેલું લાગે છે. રેતીનો એક કણ લ્યો. તેનું પૃથક્કરણ કરો. તે સાંત છે એવી ધારણા સાથે આપણે શરૂ કરીએ છીએ, પણ આખરે આપણને માલમ પડે છે કે, તે અનંત છતાં પણ આપણે તેને સાંતતરીકે ગણ્યા કર્યો છે. ફૂલને પણ તેવીજ રીતે એક સાંત વસ્તુ ગણવામાં આવે છે.

આપણા શારીરિક તેમજ માનસિક સકળ વિચારો અને અનુભવો વિષે પણ આવોજ પ્રકાર છે. આપણે માનીએ છીએ કે, આપણે નાના પાયાપર શરૂઆત કરીએ છીએ અને તેમને નાની બાબતોતરીકે ગ્રહણ કરીએ છીએ; પણ થોડીજ વારમાં તેઓ આપણી જ્ઞાનમર્યાદાની બહાર છટકી જઇ અનંતતાના અગાધ ખાડામાં કૂદી પડે છે. આ રીતે સૌથી મહાન અને પ્રથમ જે વસ્તુનું પૃથક્કરણ થયું છે તે આપણી જાતનું છે. આપણે આપણા પોતાના અસ્તિત્વ વિષે પણ એવીજ મુંઝવણમાં છીએ. આપણે

* લૉ એન્જેલસ–કૅલિફૉર્નિયા

જોઇએ છીએ કે, આપણે અંતવાન પ્રાણીઓ છીએ. આપણે જીવીએ છીએ અને મરીએ છીએ આપણું ક્ષિતિજ સાંકડું છે આપણે અહીં છીએ તે સીમાબદ્ધ છીએ, અને આપણી સામે ચોમેર જાણે ઘુરકતું ઉભું છે કુદરત આપણા અસ્તિત્વને ઘડી વારમાં કચરી નાખે તેમ છે આપણાં ક્ષુદ્ર અંગો જેમ તેમ એકત્ર રખાય છે એક પલકમાં તેઓ છિન્ન વિચ્છિન્ન થઇ જાય તેમ છે આપણે એમ પણ સમજીએ છીએ કે, કાર્યના પ્રદેશમાં આપણે કેટલા બધા શક્તિહીન છીએ ! આપણી ઇચ્છા દરેક પાઠ આગળ મહાત બને છે, ફિણનું ધુમ્મસ મળી જાય છે અનેક બાબતો કરવાની આપણી ઇચ્છા હોય છે, પણ તેમાંથી કેટલી થોડી આપણે પુરી કરી શકીએ છીએ ! આપણી ઇચ્છાઓનો સુમાર નથી ઇચ્છા તો આપણે દરેક ચીજની રાખી શકીએ, દરેક ચીજની આપણને જરૂર પણ હોય, બુધના તારામાં જવાની પણ ઇચ્છા આપણે રાખી શકીએ પરંતુ આપણી એ બધી ઇચ્છાઓ અને વાસનાઓમાંથી કેટલી ગણી ગાંઠી પૂરી પડે છે ! શરીર તેમ થવા દેતું નથી કુદરત આપણી ઇચ્છાસિદ્ધિની સામે છે આપણે નિર્બળ છીએ ફૂલની બાબતમાં, રેતીના કણની બાબતમાં, ભૌતિક જગતની બાબતમાં અને પ્રત્યેક વિચારની બાબતમાં જે સાચું છે, તે આપણી જાતના સંબંધમાં સોગણું સાચું છે આ પ્રમાણે આપણે પણ અસ્તિત્વની બાબતમાં દ્વન્દ્વમાં છીએ—અર્થાત્ કે સાંત અને અનંત એકી વારે છીએ આપણી સ્થિતિ સમુદ્રમાંના મોજા જેવી છે મોજાનો એકે ભાગ એવો નથી હોતો કે જેને 'એ સમુદ્ર છે' એમ તમે ન કહી શકો 'સમુદ્ર' એ નામ એ વિશિષ્ટ મોજાને તેમજ સમુદ્રના બીજા એકે એક ભાગને એકસરખી રીતે લાગુ પડે છે, અને છતાં મોજું સમુદ્રથી ભિન્ન છે એવી જ રીતે અસ્તિત્વના અનંત મહાસાગરમાં આપણે ક્ષુદ્ર મોજારૂપ છીએ એમ છતાં આપણી જાતને—આપણા પોતાપણાને—વાસ્તવિક રીતે પકડવા માગીએ છીએ, ત્યારે તેમ કરી શકતા નથી કારણ કે એ પકડવાના પ્રયાસમાં જ આપણે પોતે અનંત બની ગયા હોઇએ છીએ

સ્વપ્નામાં આપણે ચાલતા હોઇએ એમ લાગે છે સ્વપ્નવશ મનમાં બધાં સ્વપ્ન સાચાંજ હોય છે, પણ એમાંથી એકને પણ પકડવાની તમે ઇચ્છા કરો છો કે ઝટ દઇને તે જતું રહે છે કારણ શું ? એ જૂઠું હતું તેથી જતું રહ્યું, એમ નથી પણ તેને સમજવાનું કામ આપણી બુદ્ધિશક્તિ અને વિવેકશક્તિની મર્યાદા-બહારનું છે તેથી તે જતું રહ્યું આ જીવનની અંદર પ્રત્યેક બાબત એટલી બધી વિશાળ છે કે એની તુલનામાં બુદ્ધિબળ પોકળ છે માને નજીવી છે બુદ્ધિના નિયમોથી બંધાવાની તે ના પાડે છે !

તેને પકડવા બુદ્ધિ તેની આસપાસ બંધનની જે જાળ પાથરવા માગે છે તેની તે મજાક કરે છે અને આ પ્રકાર મનુષ્યના આત્માના સંબંધમા તો હજારગણો વધારે છે. અર્થાત્ કે "આપણે પોતે" એ તો જગતનું મોટામા મોટુ રહસ્ય છે.

સઘળુંજ કેવું ચમત્કારી ને અદ્ભુત છે! માનવી ચક્ષુ તરફ નજર કરો. કેવી સહેલાઈથી એ ચક્ષુનો નાશ થઇ શકે તેમ છે! અને છતા એનાજ વડે મોટામા મોટા સૂર્યોનુ અસ્તિત્વ સિદ્ધ થાય છે, કેમકે ચક્ષુઓ તેમને નિહાળે છે. દુનિયાનુ અસ્તિત્વ પણ સિદ્ધ થાય છે, કારણકે તમારી આખો તેના અસ્તિત્વનું પ્રમાણપત્ર આપે છે. હવે એ રહસ્યનો ખ્યાલ કરો કેવુ અદ્ભુત! આ નાની બાપડી આખો! ઉગ્ર પ્રકાશ કિંવા એક નાનીશી ટાકણી તેમનો નાશ કરી શકે એવી એ બાપડી છે; છતા પ્રચડ શક્તિવાળા નાશકારક યત્રો, પ્રચડ પ્રવપર્જો તથા લક્ષાવધિ સૂર્યો, નક્ષત્રો અને ચંદ્રો તેમજ પૃથ્વી જેવા અદ્દ્ભુતમા અદ્ભુત અસ્તિત્વો–બધાજ પોતપોતાના અસ્તિત્વ માટે આ બે નાની સરખી આખોપર અને તેના પ્રમાણપર આધાર રાખે છે! આખો કહે કે "કુદરત! તારૂં અસ્તિત્વ છે" એટલે આપણે માનીયે છીએ કે કુદરત અસ્તિત્વ ધરાવે છે. એવુજ આપણી બધી ઇંદ્રિયોની બાબતમા છે

આ તે શો ચમત્કાર! દુર્બળતા જેવું કયા છે? સબળ કોણ છે? મોટુ શુ છે અને નાનુંયે શુ છે? અસ્તિત્વના આ અદ્ભુત પરસ્પરાશ્રયમા, કે જેમા સમષ્ટિના અસ્તિત્વ માટે નાનામા નાના પરમાણુની આવશ્યકતા રહે છે, તેમા ઉચુ શું ને નીચું શુ? મોટુ કોણ ને નાનુ કોણ? એનો પત્તો મળવો અશક્ય! અને એમ કેમ છે? તો કે કશુય મોટું નથી અને કશુય નાનુ નથી. બધીજ વસ્તુઓની અંદર તે અનત મહાસાગર ઓતપ્રોત ભરેલો છે, તેમનું વાસ્તવ સ્વરૂપ તે અનતજ છે અને સપાટીપર જે દેખાય છે તે પણ અનંત સિવાય અન્ય કઇંજ નથી. ઝાડ અનત છે, તેમ તમારા જોવામા આવતી કે કલ્પનામા આવતી પ્રત્યેક ચીજ પણ અનત છે. રેતીનો એકે એક કણ, એકે એક વિચાર, એકે એક જીવાત્મા અને અસ્તિત્વમાત્ર અનંત છે અર્થાત્ કે અનંત તેજ સાત અને સાત તેજ અનત–આ આપણુ અસ્તિત્વ

હવે એ બધી વાત ખરી, પણ અનત માટેની આ બધી લાગણી યાને અનત માટેનો આ બધો ભાવ અત્યારે તો અજ્ઞાતજ છે અજ્ઞાત હોવાનુ કારણ કઇંઆપણે આપણો અનત સ્વભાવ ભૂલી ગયા છીએ તે નથી એમ તો કોઈથી કદાપિ થઈ શકે તેમ છેજ નહિ. કોણ એવું કદી ધારી શકે તેમ છે કે, તેનો પોતાનો ધ્વંસ થઈ શકશે? કોણ ધારી શકે તેમ છે કે, તે મૃત્યુવશ થશે? કોઇંજ

નહિ. અર્થાત્ કે અનંત સાથેનો આપણો સઘળો સંબંધ અજ્ઞાત રીતે પણ આપણી અંદર કાર્ય કરી રહ્યો છે. તેથી આપણે આ પણા પ્રકૃત અસ્તિત્વને એક રીતે વિસરી જઇએ છીએ, અને તેથીજ આ બધુ દુખ ઉભુ થાય છે

નિત્યના વ્યાવહારિક જીવનમા નાની નાની ચીજો આપણને હાનિ કરે છે કિંવા આપણી લાગણી દુખાવે છે, ક્ષુદ્ર પ્રાણીઓના બંધનમા આપણે આવી પડીએ છીએ, એ બધું દુઃખ ઉભુ થાય છે તેનુ કારણ એજ છે કે, આપણે પોતાને સાંત અને ક્ષુદ્ર માની બેઠા છીએ અને આપણે અનંત અસ્તિત્વરૂપ છીએ એવુ શ્રદ્ધાપૂર્વક માનવું કપરું પણ કેટલુ છે ! આ બધા દુખ અને મુશ્કેલીઓની અંદર, અમુક એક નાની બાબત મને મારા સમતોલપણાના બિંદુ-પરથી ગબડાવી પાડે, ત્યારે 'હુ તો અનંત છુ' એમ આસ્થાપૂર્વક માન્યા કરવાની કાળજી મારે રાખવી જોઇએ અને વાત પણ સાવ સાચી છે કે, આપણે અનંતજ છીએ, અને જાણ્યે અજાણ્યે પણ આપણે બધાજ તે અનંત પદાર્થની શોધમાજ હમેશા મંડેલા છીએ

આ ધરતીના પડપર એકે મનુષ્યજાતિ એવી નથી બાકી કે જેને કોઇ પ્રકારનો ધર્મ ન હોય કે જે કોઇ પણ પ્રકારના ઈશ્વર કે દેવતાઓને ભજતી ન હોય એ ઈશ્વર કે દેવતાઓનું અસ્તિત્વ છે કે નહિ-એ પ્રશ્ન બાજુએ રહ્યો, પણ આ આધ્યાત્મિક ચમત્કારનું પૃથક્કરણ શું છે ? દુનિયા સારીય કોઇ એક ઈશ્વરને ખોળી કાઢવાને કેમ મથી રહી છે ? એનું કારણ શું હશે ? કારણ એજ કે, આ બધા બંધન છતા અને આ કુદરત અને કાયદાની પ્રચંડ શક્તિ આપણને પીસી નાખતી તથા કળ મારે એકે પાસુ આમ તેમ ફરવા નહિ દેતી છતા, માનવી આત્માને પોતાની સ્વાભાવિક મુક્તાવસ્થાનું કદાપિ વિસ્મરણ થતું નથી, અને તેથી તેની શોધ નિરંતર ચાલુજ રાખે છે મુક્તાવસ્થાની શોધ એ બધાય ધર્મોનો વિષય થઈ રહ્યો છે. પછી તે વાતની તેમને દરેકને ખબર હોય કે ન હોય, એ વાત સારા આકારમા તેમના ધર્મપુસ્તકોમા મૂકાઇ હોય કે ન હોય, પણ એ ખ્યાલ તો પ્રત્યેક ધર્મમા મોજુદ હોય છેજ અધમમા અધમ કોટિનો માણસ યાને અજ્ઞાનમા અજ્ઞાન માણસ પણ એવી કશી વસ્તુની શોધમા રહે છે કે જેનો કુદરતના કાયદાપર કાબુ ચાલતો હોય રાક્ષસ, ભૂત, ખવિસ કે દેવદેવી-એ પૈકી ગમે તે એક વ્યક્તિ કે જે કુદરતના કાયદાને દબાવી શકે, અને જેની આગળ કુદરત કે તેના કાયદાનુ જોર ચાલી શકતું ન હોય, એવી એકાદ વ્યક્તિને જોવાની તે મનુષ્ય ઈચ્છા રાખતો હોય છે. "અરે ! ઓ કુદરતનો કાયદો ભાગી શકે એવું કોઇ !" એજ એક પોકાર માનવી હૃદયમાથી અખંડ નીકળ્યા કરે છે. કાયદાનો

ભંગ કરનાર કોઇને આપણે અહર્નિશ બોલ્યાજ કરીએ છીએ. ધમમસતુ વરાળયંત્ર આગગાડીના પાટાપર વેગપૂર્વક આગળ વધ્યે જાય છે; તેને આવતું જોઇ એક ક્ષુદ્ર કીડો પેટે ઘસડાતો ઘસડાતો તેના માર્ગમાથી બાજુપર ખસી જાય છે. તે જોઇ આપણે તરતજ બોલી ઉઠીએ છીએ કે "વરાળયંત્ર એક અચેતન પદાર્થ છે, માત્ર યંત્રજ છે; અને કીડો એક સચેતન યાને જીવંત વસ્તુ છે." એમ કેમ કહીએ છીએ વારૂ? તો કે કીડાએ કુદરતનો કાયદો ભાગવાનો યત્ન કર્યો માટે. એક ઇન્જીનમા પુષ્કળ શક્તિ હોવા છતા પણ તેનાથી કાયદા કે નિયમનો ભંગ કદાપિ કરી શકાતો નથી. મનુષ્યની ઇચ્છામા આવે તે દિશામા તેને તે ચલાવી શકે છે, ઇન્જીનથી તેથી વિરુદ્ધ વર્તન થઇ શકતું નથી. પરંતુ કીડો ગમે તેટલો નાનો ને ક્ષુદ્ર હતો તોપણ તેણે કાયદાનો ભંગ કરી ભયમાથી છટકી જવાનો પ્રયત્ન આદર્યો, કુદરતના કાયદાની વિરુદ્ધ પોતાની જાતને સિદ્ધ કરી બતાવવાનો અને પોતાની મુક્તાવસ્થાનું પ્રતિપાદન કરવાનો તેણે પ્રયત્ન કર્યો; અને એજ એની અંદરના ભાવિ ઇશ્વરનુ દ્યોતક ચિહ્ન હતું.

મુક્તાવસ્થાનું પ્રતિપાદન, આત્માની મુક્તાવસ્થાનું આ પ્રતિપાદન થતું આપણે દરેક ઠેકાણે જોઇએ છીએ. દરેક ધર્મમા તેનું પ્રતિબિંબ ઇશ્વર કે દેવતાઓરૂપે પડે છે, પણ એ પ્રતિબિંબ હજી બાહ્ય હોઈ દેવતાઓને જે લોકો બહાર જુએ છે, તેમને માટેજ છે. મનુષ્યે પહેલા તો એવો નિર્ણય બાંધ્યો કે પોતે કઈજ નથી યાને પોતે પામર છે; પણ પછી તેને દહેશત લાગવા માંડી કે એમ હોય તો પ્રકૃતિના બંધનમાથી તેનાથી કદાપિ છૂટી શકાયજ નહિ તેથી તે કુદરતની બહાર એવા કશાકની શોધમા પડ્યો કે જે મુક્ત હોય. એમ કરવા જતા એને એમ સુઝ્યુ કે, એવી મુક્ત વ્યક્તિઓ તો અનેક છે; અને એ રીતે ક્રમે ક્રમે આગળ વધતા એ બધી મુક્ત વ્યક્તિઓને યાને દેવતાઓને તેણે દેવતાઓના પણ દેવતા એવા એક પરમાત્મામા લીન કરી દીધી. હજુ આટલાથી પણ તેને સંતોષ ન વળ્યો. સત્યની જ્યારે નજીકમા તે આવ્યો–જરા વધારે નિકટ આવ્યો, તો તેને ક્રમે ક્રમે માલમ પડ્યું કે, તે પોતે ફાવે તે હોય, પણ એ પરમાત્મા સાથે પોતાનો કોઈને કોઇ જાતનો સંબંધ તો અવશ્ય છેજ. પોતાની જાતને હજી તે બંધાયલી, પામર અને અશક્ત માન્યા કરતો હતો, છતા એટલી તો તેની ખાત્રી થઇજ ચૂકી કે, પરમાત્મા સાથે તેનો કોઈને કોઇ જાતનો સંબંધ તો જરૂર છેજ. પછી તેના અંતરમા કંઇક ઓળા પડ્યા, વિચાર જાગ્રત થયો અને તેના જ્ઞાનની પ્રગતિ થવા માંડી; એટલે તે સત્યની યાને ઇશ્વરની વધારે ને વધારે નિકટ આવતો ગયો અને આખરે તેને સ્પષ્ટ સમજાયું કે, આ ઇશ્વર અને સકળ દેવતાઓ વગેરે–અર્થાત્ સર્વ-

શક્તિમાન મુક્ત વ્યક્તિની શોધને લગતો સમગ્ર આધ્યાત્મિક ચમત્કાર—એ તો તેની પોતાની જાત વિષેના તેના પોતાના ખ્યાલના પ્રતિબિંબ સિવાય અન્ય કશું જ નથી એમ ગણના કરતા આખરે તેને એ શોધ હાથ લાગી કે "ઈશ્વરે મનુષ્યને પોતાના નમુનાપર ઘડયો છે—એ જેટલું સાચું છે તેટલું એ પણ સાચું છે કે 'મનુષ્યે ઈશ્વરને પોતાના નમુનાપર ઘડયો છે'" આ રીતે ઈશ્વરી મુક્તાવસ્થાનો ખ્યાલ જન્મ પામ્યો એ દિવ્ય તત્ત્વ યાને ઈશ્વર આપણા અંતરમાંજ છે, આપણી નિકટમાં નિકટવર્તી જો કોઈ ચીજ હોય તો તે ઈશ્વરજ છે એમ છતા એને આપણે અત્યારસુધી બહાર ખોળ્યા કરતા હતા, અને અનેક ફાંફાંને અંતે જણાયું કે તે તો આપણા હૃદયનું પણ હૃદય છે તમને પેલા માણસની વાત તો યાદજ હશે, કે જેણે પોતાના હૃદયના ધબકારાને બારણાપર બહારથી કોઈના ટકોરા થતા હોય એમ માની લેવાનીજ ભૂલ કરી હતી હૃદયના ધબકારાને ટકોરા સમજી તે બિચારો ઊઠીને બારણા પાસે ગયો અને બારણું ઉઘાડી જુએ છે તો બહાર કોઈજ ન મળે, તેથી તે નીચે મોઢે પાછો વળ્યો પણ ફરી તેને બારણાપર થતા ટકોરાના ભણકારા વાગ્યા એટલે ફરી તેણે બારણું ઉઘાડયું, પણ બહાર કોઈજ નહોતું એ રીતે બે ત્રણ વાર થયા પછી તેને સમજ પડી કે, એને સંભળાયલો અવાજ બારણાપરના ટકોરાનો નહોતો, પણ તેના પોતાના હૃદયના ધબકારાનો હતો, છતા ગેરસમજથી તેણે તે અવાજને ટકોરાતરીકે માની લીધો હતો એજ રીતે મનુષ્યને પણ તેની લાંબી શોધને અંતે માલમ પડે છે કે, આ અનંત મુક્તાવસ્થા કે જેને તે અત્યારસુધી બહારની પ્રકૃતિમાં કાલ્પનિક રીતે સ્થાપિત કર્યા કરતો હતો, એ તો એનો પોતાનો આભ્યંતરિક વિષય યાને આત્માજ છે, એ વાસ્તવ રૂપ તે પોતેજ છે

આખરે તેને અસ્તિત્વના આ ચમત્કારી દ્વૈતભાવની સમજણ આ રીતે પડે છે—વિષય અનંત છે તેમ સાંત છે, પણ એકમાંજ છે, યાને અનંત અસ્તિત્વ એજ સાંત જીવાત્મા પણ છે પ્રકાર એવો બને છે કે, અનંત અસ્તિત્વ જાણે કે બુદ્ધિની જાળમાં ફસાઈ પડીને દેખાતી રીતે સાંત અસ્તિત્વોતરીકે વ્યક્ત થાય છે, પણ એનું વાસ્તવ રૂપ તો એવું ને એવુંજ નિર્વિકારી રહે છે

તેથી સત્ય જ્ઞાન આવું છે કે, આપણો આત્માઓનો પણ આત્મા યાને આપણી પોતાની અંદર રહેલી વાસ્તવિકતા તે એજ અનંત છે, કે જે અવિકારી, શાશ્વત, સદા શિવ અને સદા મુક્ત છે આજ એક નક્કર ભૂમિ છે કે જે પર આપણે સ્થિરતાપૂર્વક ઉભા રહી શકીએ

આવી જાતના જ્ઞાનનું પ્રાકટ્ય એજ મૃત્યુનો અંત છે, એજ

અમરત્વનુ આગમન અને સકળ દુ ખનો આરો છે અને જે ભાગ્યશાળી જનને અનેકત્વમા એકત્વના દર્શન થાય છે, આ પરિવર્તનોથી ભરેલા વિશ્વમા જેને અપરિવર્તનીય એક સત્વના દર્શન થાય છે, અને જે તે એકત્વને પોતાના આત્માના પણ આત્માતરીકે પેખે છે, તેનીજ શાશ્વત શાતિ છે, અન્ય કોઈની નહિ

અને દુ ખ તથા અધોગતિના ઉ ડાણુમા પણ આત્મા પ્રકાશનુ એક કિરણુ પ્રેરે છે, એટલે એવા ઉ ડાણુમા પડેલો માણુસ પણ જાગ્રત થઇને જુએ છે કે, વાસ્તવિક જે તેનુ છે, તે કદાપિ તેની પાસેથી જતુ રહેતુ નથી અને જતુ રહ્યુ પણ નથી સાચેજ, આપણી પોતાની વાસ્તવિક માલકી આપણે કદાપિ ગુમાવી શકીએ જ નહિ પોતાનુ અસ્તિત્વ કોણુ ખોઇ શકે તેમ છે ? તેમનુ પોતાનુ મૂળ અસ્તિત્વ કોણુ ગુમાવી શકે તેમ છે ? હુ જો ભલો હોઉ યાને મારામા જો ભલાઇનો ગુણુ હોય તો તેમા મારા અસ્તિત્વની વાત પહેલી રહી છે, અને તે પછીજ તે અસ્તિત્વપર ભલાઈના ગુણુનો ર ગ ચઢી શકે છે તેમ જો હુ બૂરો હોઉ, તો તેમાયે મારા અસ્તિત્વની વાત પહેલી છે અને તે પછીજ તેનાપર બૂરાઈના ગુણુનો પાસ બેસે છે માટે એ અસ્તિત્વ પહેલુ છે છેલ્લુ છે અને નિરતર છે તે કદાપિ ક્યાય ગુમાઈ જતુ નથી, પણ સદા સર્વદા વિદ્યમાન હોય છે

તેથી, બધાયને માટે આશા છે કોઈજ મરી શકતુ નથી, તેમ કોઇને સદા સર્વદાને માટે અવનત દશામા રાખી શકાતુ નથી જીવન એ તો એક ક્રીડાગણુ છે, પછી એના પર રમાતી ક્રીડા ગમે તેવી ખડબચડી કે હલકી કા નથી હોતી ? એ જીવનખેલમા ગમે તેટલા ધપ્પા આપણુને પડયા કરતા હોય, ગમે તેટલા ગોઠીમડા આમ તેમ ખાવા પડતા હોય, પણુ એ બધોજ વખત આત્મા આપણી સાથેનો સાથેજ છે અને તેને કશી ઇજા કદી પહોચતી નથી કારણુ કે આપણે તે અનત છીએ

એક વેદાતી કવિએ આમ કહ્યુ છે કે—"ભય કે શ કા જેવુ મારે કદાપિ નહોતું મૃત્યુ મારી સમીપ કદી આવ્યુ નથી મા કે બાપ જેવુ મારે કોઇજ કદી ન હતુ, કારણુ હુ કદાપિ જન્મ્યોજ નહોતો મારે શત્રુ કોણુ અને કયા છે ? કારણુ કે જે છે તે હુજ બધુ છુ, હુંજ सत्, चित् અને आनंद છુ सोऽहं सोऽहं—યાને હુ તે છુ, હુ તે છુ ક્રોધ અને કામ, ઇર્ષ્યા ને અસૂયા, કુવિચાર અને એવી એવી બીજી કોઇજ વસ્તુનો મને કદાપિ સ્પર્શ થયો નથી, કારણુ सच्चिदानद्रूप शिवोऽहं शिवोऽहम्—યાને હુ સત્, ચિત્ અને આનદરૂપ છુ, હુ તે શિવ છુ, હુ તે શિવ છુ '

વ્યાધિમાત્રનુ રામબાણુ ઓસડ એજ છે, મૃત્યુને મીટાવ

વાનું અમૃત પણ તેજ છે અત્યારે આપણે આ સંસારમાં પડ્યા છીએ, અને આપણો સ્વભાવ તેની સામે બળવો ઉઠાવે છે, પણ આપણે એ જાપ જપ્યા કરો કે "હું તે છું, હું તે છું મારે ભય, શંકા કે મૃત્યુ જેવું કશુંજ નથી જાતિ, ધર્મ કે વર્ણનો ભેદ પણ મારે નથી કારણ કે કયો ધર્મ મારો હોઈ શકે ? એવો કયો પંથ છે કે જેનો હું કહેવાઈ શકું ? કયો સંપ્રદાય મને જકડી રાખી શકે તેમ છે ? હું તો બધાય સંપ્રદાયમાં છું " શરીર ગમે તેટલો બળવો કરે, મન પણ ગમે તેટલો બળવો કરે, તોપણ ગાઢ અંધકારમાં, અસહ્ય દેહયાતનામાં કે અગાધ નિરાશામાં પણ આ મંત્રનો જપ એક વાર, બે વાર, ત્રણ વાર અને તેથી પણ વધારે વાર કરો એટલે પ્રકાશ ધીમે ધીમે આવવા માંડશે, ધીમેથી પણ ખાત્રીથી આવશે

અનેક વાર હું ભૂખે અધમૂઓ થઇ જઇ, તરવાઇ ગયેલા પગવાળો બની જઇ અને થાકીને લોથપોથ થઇ જઇ મૃત્યુના જડબામાં સપડાઇ ચૂક્યો છું દિવસોના દિવસો લગી મને આહાર નામે મળતો નહિ, અને મારાથી એક ડગલું સરખું આગળ ભરી શકાય તેમ રહેતું નહિ, તે વારે હું ઢગલો થઇને એક ઝાડ તળે બેસી જતો અને મારૂં જીવન જાણે શમી જતું હોય એમ લાગતું મારાથી એક ઉચ્ચાર સરખો કાઢી શકાતો નહિ, વિચાર પણ મારાથી ભાગ્યે થઈ શકતો એવી દુર્દશા મેં અનેક વાર અનુભવી છે પરંતુ તેમાંયે આખરે મારૂં મન આ વિચાર તરફ વળતું કે "મારે ભય કે મૃત્યુ જેવું કંઇજ નથી, મને ભૂખ કે તરસ કદી લાગતી નથી હું તે છું, હું તે છું પ્રકૃતિ સમસ્ત મને કચરી શકે તેમ નથી, કારણ પ્રકૃતિ એ તો મારી દાસી છે માટે ઓ દેવતાઓના પણ દેવના ! ઓ પ્રભુના પણ પ્રભુ ! તારૂ બળ સિદ્ધ કરી દેખાડી તારૂં ગયેલું સામ્રાજ્ય પુનઃ પ્રાપ્ત કર ! ઉઠ, આગળ ચાલ અને થાક ખાઇશ મા !" અને આ મહાન જપના પ્રભાવથી હું એકદમ તાજો માજો થઇ જતો અને ઉઠીને ગાઉના ગાઉ ચાલવાને શક્તિમાન બનતો, અને અત્યારે હું જીવતો જાગતો તમારી આગળ ઉભો પણ છું માટે જ્યારે જ્યારે આપત્તિ ને સંકડામણરૂપી અંધકાર આવી અડંગા નાખે, ત્યારે ત્યારે આ જપથી તમારૂં વાસ્તવ રૂપ સિદ્ધ કરો, એટલે આપત્તિ આપોઆપ અદૃશ્ય થઇ જતી દેખશો કે આપત્તિ પણ આખરે તો સ્વપ્નુંજ છે સંકટો અને દુઃખો પહાડ જેવા ઉંચા લાગે, અને બધી વસ્તુઓ બિહામણી ને નિસ્તેજ લાગે, તોપણ આખરે તો તે માયાનો ખેલજ છે ડરો ના, એની મેળે બધું અદૃશ્ય થઇ જશે એને પગતળે કચડી કાઢો, એટલે તે નષ્ટ ભ્રષ્ટ થઇ જશે એને લત્તાપ્રહાર કરો એટલે તે મરી જશે ગભરાઓ મા, ડરો મા આમાં અનેક વાર તમને નિષ્ફળતા મળે પણ તેને

વિચાર સરખો ના કરો. નિષ્ફળતાની પરવા કર્યા વગર આગળ ધપ્યેજ જાઓ. કાળ અનંત છે. આગળ ધપો, તમારા સ્વરૂપનુ પુન. પુન પ્રતિપાદન કરો, એટલે પ્રકાશ આખરે આવશેજ આવશે બાકી આ સસારમા જેટલા જન્મી ગયા છે અને જન્મ્યા છે, તે દરેકની મદદને માટે વિનતિઓ અને પ્રાર્થનાઓ તમે કરશો, પણ તે બધી નકામી છે. તમને મદદ કરવા કોણ આવી શકે તેમ છે ? અને જે મૃત્યુમાથી છટકવાની બારી કોઇજ જાણતું નથી, તે મૃત્યુનું શું ? માટે તારી જાતને તુજ સહાયભૂત થા બીજુ કોઇજ તને આ ભવસાગરમા મદદ કરી શકે તેમ નથી ભાઇ ! કારણ કે તુ એકલોજ તારો પોતાનો મોટામા મોટો શત્રુ છે, અને તુજ એકલો તારો મોટામા મોટો મિત્ર છે. માટે ઉત્તમ રસ્તો એજ છે કે, તારા સ્વરૂપને પકડ, ઉભો થા, ગભરા નહિ. સકળ દુઃખો અને દુર્બળતાઓની મધ્યમાં પણ સ્વરૂપના પ્રકાશને બહાર નીકળવા દે. એ પ્રકાશ શરૂઆતમા ઝાંખો અને ન જણાય તેવો હોય તેની ફિકર નહિ, પણ એક વાર બહાર પડવા દે. કેમકે એથી તને હિંમત આવશે અને આખરે તુ સિંહની માફક ગર્જવા શક્તિમાન થઇશ કે "**सोऽहं ! सोऽहम् !**"

"હું પુરુષ નથી કે સ્ત્રી નથી; દેવતા નથી કે દાનવ નથી; કિંવા પશુપખી કે ઝાડપાનમાંનુ કઇજ નથી. હુ દરિદ્ર નથી કે ધનવાન નથી, વિદ્વાન નથી કે અબુધ નથી. આ બધી વસ્તુઓ હું જે છુ તેની તુલનામા અતિક્ષુદ્ર છે કેમકે હુ તે છું, **सोऽहम् ! सोऽहम् !** સૂર્ય, ચંદ્ર અને નક્ષત્રો નિહાળો: તેઓમા પ્રકાશનુ તેજ તે હું છું ! અગ્નિની કાતિ તે હુ છુ ! જગતમા સત્તા ને શક્તિ છે તે હું છુ ! કેમકે હું તે છુ, **सोऽहं ! सोऽहम् !**

"હું ક્ષુદ્ર છુ, એમ જે ધારે છે તે ભૂલ કરે છે, કેમકે જે છે તે બધુંજ 'સ્વ' છે, બધુંજ अहं છે સૂર્યનું અસ્તિત્વ છે, કેમકે હુ કહું છુ કે તેનુ અસ્તિત્વ છે. જગતનુ અસ્તિત્વ છે, કેમકે હુ કહુ છું કે તેનુ અસ્તિત્વ છે મારા વિના તેઓ રહી શકેજ નહિ. કારણ હું પોતેજ **सत्, चित्** અને **आनंद** છુ; સદા સુખી, સદા શુદ્ધ અને સદા કાંતિમાન છું જુઓ, આ સૂર્ય આપણી સર્વની દૃષ્ટિઓનું કારણ છે, પણ કોઇની આખમા કઇ ખોડ આવતા સૂર્યને પોતાને લેશ આચ આવતી નથી; તેવીજ સ્થિતિ મારી છે હુ બધીજ ઇંદ્રિયોદ્વારા અને બધાજ સ્થૂળ પદાર્થોદ્વારા કર્મો કરૂ છું, પણ કર્મોની શુભાશુભતા મને કદાપિ સ્પર્શી શકતી નથી હું સદા સર્વદા નિર્લેપ છુ. મારે માટે કોઈ કાયદો નથી કે કાનુન નથી; શુભ કર્મ નથી કે અશુભ કર્મ પણ નથી હું સદા હતો અને સદા છું.

મારો ખરો આનંદ દુનિયાઈ વસ્તુઓમા—પતિ, પત્ની, બાળ-બચ્ચા અને એવી ઈતર વસ્તુઓમા—કદાપિ નહોતો. કેમકે હું તો

આ અનંત ભૂરા આસમાન જેવો છું; વિવિધરંગી વાદળા આસમાનપર થઇને પસાર થાય છે, અને પળવાર જાણે સાત તાળીની રમત રમે છે. પણ આખરે તે બધાય ખસી જાય છે અને આસમાન તો એનું એ અપરિવર્તનીય ભૂરૂં ને ભૂરૂંજ હોય છે. તેવી રીતે સુખ અને દુઃખ તથા શુભ અને અશુભ પળવાર મને ઢાંકી દે, મારા 'સ્વ' અગર અહંની આડે પડદો ઉભો કરી મારા પ્રકૃત રૂપને ઢાંકી દે, પણ તે છતા હુ ત્યા છુ તો ખરોજ. આખરે તો તેઓ બધાજ સરકી જાય છે, કેમકે તેઓ પરિવર્તનીય અગર વિકારને વશ છે અને હુ પ્રકાશુ છું. કેમકે હુ અપરિવર્તનીય અથવા અવિકારી છુ. દુ ખ આવે છે, પણ મને ખબર છે કે તે સાત છે તેથી તે અવશ્ય જતું રહેવુંજ જોઇએ. હું એકલોજ અનંત અને નિર્લેપ છુ. કેમકે હુ તેજ અનંત, તેજ શાશ્વત અને તેજ નિર્વિકારી પરબ્રહ્મ છુ."–આવું કવન છે અમારા એક વેદાંતી કવિનું.

ચાલો ત્યારે આપણે આ અમૃતત્વ અને અપરિવર્તનીયતા તરફ લઈ જનારા પ્યાલામાંથી પાન કરીએ ડરો મા એમ માનોજ નહિ કે, આપણે ખરાબ છીએ, આપણે સાંત છીએ અને આપણે કદી મરી શકીએ છીએ, એ માન્યતા સાચી નથી.

"આ આત્માનું પ્રથમ શ્રવણ થવુ જોઇએ, પછી તેનુ ચિંતન થવુ જોઇએ, અને તે પછી તે ઉપર મનન કરવું જોઇએ " જ્યારે હાથ કામ કરતા હોય, ત્યારે મને જપ્યા કરવુ જોઇએ કે "सोऽहं सोऽह !' વિચાર કરો તો એનો કરો, સ્વપ્ના સેવો તો એનાં સેવો, અને જ્યાસુધી તે તમારા રોમેરોમમા વ્યાપી જાય નહિ તથા આ પામરતા ને દુર્બળતાના, આપદા અને અનર્થના ભયાનક સ્વપ્ના બધાજ ઉડી જાય નહિ, ત્યાસુધી એ જાપને સતત જપ્યાજ કરો. એટલે આખરે સત્ય એક પળવાર પણ તમારાથી છાનું રહી શકશે નહિ



# २२–कल्याणनो पंथ

આજે રાત્રે હું તમોને વેદમાની એક વાત કહીશ. વેદ એ અમારાં હિંદુઓનાં પવિત્ર શાસ્ત્રો હોઇ સાહિત્યનો એક વિશાળ ભંડાર છે. એના છેલ્લા ભાગને વેદાંત કહેવામાં આવે છે. તેમાં વેદની અંદર આવેલા સિદ્ધાંતોની અને ખાસ કરીને દાર્શનિક વિચારોની યાને તત્ત્વજ્ઞાનની ચર્ચા કરવામાં આવી છે. એ તત્ત્વજ્ઞાનનીજ ચર્ચા આજે આપણે કરવાની છે. વેદની ભાષા આર્ષ સંસ્કૃત હોઇ, તે હજારો વર્ષ ઉપર લખાયા છે, એ લક્ષમાં રાખો. હું તમને જે વાત કહેવા માગું છું તે આવી છેઃ–અમુક એક માણસને એક મહાયજ્ઞ કરવાની ઇચ્છા થઇ. હિંદુઓના ધર્મમાં યજ્ઞો મહત્ત્વનો ભાગ ભજવે છે. યજ્ઞો વિવિધ જાતના હોય છે. બ્રાહ્મણો તેમાં વેદીઓ ને કુંડો બનાવે છે અને તેની અંદર અગ્નિની પ્રતિષ્ઠા કરી તેમાં વિવિધ મંત્રો બોલી બોલીને આહુતિઓ આપે છે, અને યજ્ઞની સમાપ્તિ વખતે બ્રાહ્મણો તથા દરિદ્ર જનોને દાનદક્ષિણા આપે છે. દરેક યજ્ઞને અંગે તેની પોતાની વિશિષ્ટ પ્રકારની દાનવિધિ હોય છે. એક યજ્ઞનો પ્રકાર એવો હતો કે જેની અંદર યજ્ઞ કરનારને પોતાની માલકીનું સર્વ કંઇ દાનમા આપી દેવું પડતું હતું. હવે આ માણસ ધનાઢ્ય છતાં કંજુસ હતો. તેમ છતાં તેને આ કપરામાં કપરો યજ્ઞ કર્યાની કીર્તિ ખાટવાનો અભિલાષ હતો; એટલે તેણે એ યજ્ઞ કર્યો તો ખરો, પરંતુ યજ્ઞને અંતે પોતાના સર્વસ્વનું છૂટે હાથે દાન કરવાને બદલે, તેણે તો પોતાની ગૌશાળામાની આંધળી, લૂલી, ઘરડી, એવી એવી વસુકી ગયેલી ગાયો દાનમાં આપવા માંડી. હવે આ માણસને નચિકેતા નામનો એક તેજસ્વી જુવાન પુત્ર હતો. બાપની આ દાનવિધિ તેના જોવામા આવતાં તેને વિચાર આવ્યો કે, આથી તો બાપની બદનામી થશે અને તેને પુણ્યને બદલે પાપની પ્રાપ્તિ થશે. તેથી બાપની આ કંજુસાઇનો બંગ વાળી દેવા કાજે તે પોતાની જાતને દાનમાં આપી દેવાના ઠરાવપર આવ્યો. એ ઠરાવ સાથે તે બાપની પાસેઆવ્યો અને તેને પૂછયું કે "પિતાજી ! મને તમે કોને દાનમાં આપવાની ઇચ્છા રાખો છો ?" નચિકેતાના એ પ્રશ્નનો તેના બાપે કંઇજ જવાબ આપ્યો નહિ. પણ નચિકેતાએ એનો

એ પ્રશ્ન બીજી ને ત્રીજી વાર પૂછવો એટલે બાપે ક્રોધે ભરાઇને કહ્યું કે "તારૂં દાન હું યમરાજાને કરૂં છું, મૃત્યુના હાથમાં તને હું અર્પણ કરૂં છું." એ સાંભળતાંજ નચિકેતા સીધો યમના રાજ્યમાં ગયો; પણ તે વખતે યમરાજા ઘેર નહોતા, તેથી તેને તેમની રાહ જોતા થોભવું પડ્યું. ત્રણ દિવસ રહીને યમરાજા ઘેર પાછા ફર્યા, એટલે તેમણે નચિકેતાને જોઇને કહ્યું કે "ઓ બ્રાહ્મણ-કુમાર ! તું તો મારો મહેમાન થઇને આવ્યો છે; છતાં તારે મારી વાટ જોતાં ત્રણ દિવસ નિરાહાર અવસ્થામાં અહીં પડી રહેવું પડ્યું ! હું તને વંદન કરૂં છું અને તને પડેલી તકલીફનું સાટું વાળી આપવા હું તને ત્રણ વરદાન આપવાની ઇચ્છા રાખું છું માટે તને ગમે તે ત્રણ વરદાન તું મારી પાસે માગી લે." એટલે નચિકેતાએ પહેલા વરદાનતરીકે એ માગ્યું કે "મારા પિતાનો મારાપરનો રોષ શમી જાય." બીજા વરદાનતરીકે તેણે અમુક એક યજ્ઞવિષેની માહિતી મેળવવાની માગણી કરી. યમરાજાએ તેની એ બન્ને અભિલાષા તૃપ્ત કરી એટલે ત્રીજા વરદાનતરીકે નચિકેતાએ યમરાજા પાસે માગણી કરી કે "મૃત્યુ પછી મનુષ્યનું શું થાય છે ? કેટલાક કહે છે કે તેનું અસ્તિત્વ રહેતું નથી અને કેટલાક કહે છે કે રહે છે આનું રહસ્ય જાણવાની મારી ઇચ્છા છે. તે કૃપા કરી તૃપ્ત કરો, મહારાજ !" એના ઉત્તરમાં યમરાજાએ કહ્યું કે "પ્રાચીન કાળમાં દેવતાઓ આ રહસ્યનો ગુંચ ઉકેલવાનો પ્રયાસ કરતા હતા, પણ આ રહસ્ય એવું તો બારીક છે કે તે સમજવું મુશ્કેલ છે માટે તું બીજું કંઈ વરદાન માગ, ને આ વાતને છોડી દે ઇચ્છા હોય તો સેંકડો વર્ષનું આયુષ્ય માગ. ગાય, ઘોડા વગેરે પશુધન જેટલું જોઇએ તેટલું માગ, અને મરજી હોય તો મોટું રાજ્ય માગ પણ આ રહસ્યના શોધ માટે તું મારાપર દબાણ ન કર. મનુષ્યપ્રાણીને ભોગવિલાસ માટેની જે જે વાસનાઓ થતી હોય તે બધીય તું મારી પાસે માગ, હું તે તૃપ્ત કરીશ પણ આ રહસ્ય જાણવાની તું મારી પાસે માગણી કરવી મૂકી દે." નચિકેતાએ ઉત્તર વાળ્યો કે "ના, મહારાજ ! મનુષ્યને દ્રવ્યથી તૃપ્તિ થતી નથી. દ્રવ્ય જોઇતું હોય તો તો તે તારા દર્શન કરનારાને જ મનુષ્યને મળી રહે છે. અમારો આવરદા પણ તમારા શાસન મુજબ ટકવાવાળો છે. અક્ષીયમાણ અમર્ત્ય દેવતાનો સત્સંગ થયા પછી અને જ્ઞાનની પ્રાપ્તિ પછી મર્ત્યદેહનો કયો ક્ષીયમાણ મર્ત્ય માનવી લાંબા આવરદાથી રાચશે, અને તે પણ સંસારના રસનો સ્વાદ એક વાર જાણી લીધા પછી ! માટે મહારાજ ! મને તો મૃત્યુ પછીના એ મહાન રહસ્યનોજ ખુલાસો આપે : અન્ય કશાયની મને અપેક્ષા નથી. નચિકેતાને જે જોઇએ છે તે

એજ કે મૃત્યુનું રહસ્ય શું છે ?" નચિકેતાની આવી દઢતા જોઈ યમ-રાજા પ્રસન્ન થયા અને તેની ઇચ્છા મુજબનું વરદાન આપવાની તેમણે હા પાડી. છેલ્લા બે ત્રણ વ્યાખ્યાનમાં કહેવાતું આવ્યું છે કે, આ જ્ઞાન-જ મનને કલ્યાણપથ માટે સજ્જ કરે છે, તે મુજબ આ વાતમાં પણ તમે જુઓ છો કે, સત્યનીજ ખાતર સત્યને જાણવાની ઇચ્છા-સિવાય અન્ય કશી વાસના મનુષ્યને રહેવી ન જોઇએ જુઓ, યમે આપવા માંડેલી બધીજ બક્ષિસો—માલમિલ્કત, અઢળક ધન, લાંબો આવરદા—એ વગેરેનો નચિકેતાએ કેવો દઢતાપૂર્વક ઇન્કાર કર્યો, અને ફક્ત જ્ઞાન અને સત્યના વિચારને ખાતર એકે એક બીજી ચીજને જતી કરવાની કેવી તૈયારી દેખાડી ! આવીજ—માત્ર આવીજ રીતે સત્યની પ્રાપ્તિ થઇ શકે તાત્પર્ય કે, યમરાજા પ્રસન્ન થયા અને બોલ્યા કે "જો, નચિકેતા ! અહીં એટલે કે, મૃત્યુ પછી બે માર્ગ છે એક ભોગનો અને બીજો કલ્યાણનો એ બન્ને માર્ગો મનુષ્યને વિવિધ રીતે પોતાના તરફ આકર્ષે છે એ બે પૈકી કલ્યાણનો પંથ પકડ-નાર જીવ શાણો છે, જ્ઞાની છે અને તે મુક્ત બને છે ત્યારે ભોગના પંથે પળનાર જીવ મૂઢ છે, અને તેની અવનતિ થાય છે. નચિકેતા ! હું તારાં વખાણ કરૂં છું, કેમકે તેં કોઈ વાસનાની તૃપ્તિ માટે માગણી કરી નહિ વિવિધ રીતે મેં તને ભોગના માર્ગ તરફ જવાને લલ-ચાવી જોયો, પણ તેં બધાયની સામે તું ટકી રહ્યો ને જરાય ચલિત થયો નહિ ભોગની જીંદગી કરતાં જ્ઞાન વધારે ઉત્તમ છે, એનું જ્ઞાન તને થઇ ચૂક્યું છે"

"તને એ વાત પણ પૂરેપૂરી સમજાઈ ગઈ છે કે, જે માણસ અજ્ઞાનમાં પડી રહી ભોગ ભોગવ્યા કરે છે, તેની અને મૂઢ પશુની વચ્ચે કંઈ ભેદ નથી આમ છતાં દુનિયામાં એવાએ અનેક હોય છે, કે જેઓ કદર્પર્યંત અજ્ઞાનમાં ડૂબેલા છતાં તેઓ ઘમંડમાં એમ માને છે કે, તેઓ ભારે શાણા છે, અને આંધળા-થી દોરાયલા આંધળાની પેઠે અનેક વાંકે ચૂકે રસ્તે આમ તેમ ગોળ ને ગોળ માર્ગમાં ભટકાયા કરે છે આ સત્યનો પ્રકાશ ઓ નચિ-કેતા ! જે માણસો, માટીના ઢેફાથી રીઝી જતાં અજ્ઞાન બાળકોસમા છે તેમના હૃદયમાં કદી કાળ થતો નથી તેવા અબુધ અજ્ઞાનીઓને આ લોકનું તેમ પરલોકનું ઉભય પૈકી એકેયનું જ્ઞાન હોતું નથી. તેઓ આ લોકનો ઇન્કાર કરે છે, તેમ અપરલોકનો પણ ઈન્કાર કરે છે; અને પરિણામે પુનઃ પુન મારા કાબુ તળે આવ્યા કરે છે. અનેકને તો એ સત્યને સાંભળવાની પણ તક મળતી નથી, અને અનેકને શ્રવણ કર્યાં છતાં તેનું જ્ઞાન લાધતું નથી કારણકે એ જ્ઞાન પ્રગટવામાં તો ઉપદેશક જેમ અસામાન્ય હોવો જોઇએ, તેમ ઉપદેશ ગ્રહણ કરનાર પણ તેવોજ અસામાન્ય હોવો જોઇએ ઉપદેશકે

પોતે જો એ માર્ગમાં અસામાન્ય પ્રગતિ સાધી નહિ હોય, તો એનું એ સત્ય સો વાર કહેવાય અને સો વાર સંભળાય, તોપણ હૃદયમા સત્યનો પ્રકાશ કદાપિ ઝળહળતો નથી. માટે ઓ નચિકેતા ! વ્યર્થ વાદવિવાદથી તારા મનને અકળાવીશ ના. આ સત્યનો પ્રકાશ એવાજ હૃદયમા ઝળહળે છે કે જે શુદ્ધ અને પવિત્ર બન્યું હોય છે. તે પરમાત્મા કે જે ભગીરથ પ્રયત્ન વગર જોઇ શકાતો નથી, અને જે હૃદયની અતિ ઉંડી ગુહામા લપાઈ રહેલો છે, તે પુરાણુ પુરુષના દર્શન સ્થૂળદૃષ્ટિથી કદાપિ થઇ શકતા નથી; અને આંતરિક અધ્યાત્મદૃષ્ટિથી જેને તેના દર્શન થાય છે તેનાં સઘળાંજ સુખદુઃખ ને હર્ષશોક વિરમી જાય છે. જે આ રહસ્યને જાણે છે તે બધીજ લૌકિક વાસનાઓનો ત્યાગ કરી દે છે, અને એ અતિસૂક્ષ્મ અધ્યાત્મદૃષ્ટિને પ્રાપ્ત કરી પરિણામે તે સચ્ચિદાનંદરૂપ બની રહે છે. નચિકેતા ! કલ્યાણનો પથ એજ છે. એ સચ્ચિદાનંદરૂપ પરમાત્મા સર્વ દુર્ગુણથી પણ પર છે, સર્વ સદ્‌ગુણોથી પણ અપાર શ્રેષ્ઠ છે; સર્વ કર્તવ્યોથી પર છે, તેમ સર્વ અકર્તવ્યોથી પણ પર છે સર્વ અસ્તિત્વોથી પર છે, તેમ સર્વ ભવિતવ્યોથી પણ પર છે-એમ જે જાણે છે તેજ ખરો જ્ઞાની છે અને તેજ ઉત્તમ ચરિત્રવાન થાય છે. તે કે જેને સકળ વેદ શોધી રહ્યા છે, અને તે કે જેના દર્શન માટે મનુષ્યો જાત જાતની તપશ્ચર્યા કરે છે, તેનું નામ હું તમને કહું ? તેનું નામ ૐ છે. આ શાશ્વત ૐ તેજ પરબ્રહ્મ પરમાત્મા છે, તેજ એક અજર અમર છે. આનું રહસ્ય જે જાણે છે, તેની સકળ વાસનાઓ શાંત થાય છે, કેમકે જે જે વસ્તુઓની વાસના થઇ શકે, તે તે તમામ વસ્તુઓ તેની પોતાનીજ તેને દેખાય છે. અરે ઓ નચિકેતા ! આ માનવી આત્મા કે જેના વિષે તુ જાણવા માગે છે, તે કદાપિ જન્મતો નથી તેમ કદાપિ મરતોયે નથી શરીરનો નાશ થાય છે, ત્યારે પણ આ અનાદિ શાશ્વત એવા પુરાણુ પુરુષનો નાશ થતો નથી હતા અર્થાત્ હણનારો જો એમ માનતો હોય કે તે હણે છે, અને હણાનારો જો એમ માનતો હોય કે તે હણાય છે, તો તે બન્ને ભૂલે છે. કેમકે આત્મા કોઇને હણતો નથી કે કોઇથી હણાતોયે નથી નાનામા નાના પરમાણુથી પણ એ અનંતગણો સૂક્ષ્મ, અને મોટામા મોટા અસ્તિત્વથી પણ અનંતગણો મોટો એવો એ ચરાચરમાત્રનો માલીક પરબ્રહ્મ પુરુષોત્તમ ભૂતમાત્રના હૃદયની ગુહામા વસેયો છે. જે માણસ પાપરહિત બન્યો હોય છે, તેને એ પ્રભુના દર્શન એ પ્રભુનીજ કૃપાથી થાય છે. એવો મહાન પ્રભુ કે જેની અંદર બધાજ વિરોધી ભાવોનું સંમિલન થયેલું છે, તેના દર્શનનો અધિકાર પવિત્ર અને પાકી સમજણવાળા મનુષ્યો સિવાય અન્ય કોને હોય ? એ પ્રભુ પોતે અશરીરી હોવા છતા શરીરમાં રહે

છે; નિર્લેપ હોવા છતા દેખાતી રીતે લિપ્ત જણાય છે ને તે સર્વવ્યાપી પરમાત્મા સર્વના આત્મારૂપ છે, એવુ જાણીને શાણા અને સાધુજનો દુઃખમાત્રનો ત્યાગ કરે છે. આ આત્માની પ્રાપ્તિ માત્ર લૌકિક હેતુવાળા વેદાધ્યયનથી કે ઉત્તમોત્તમ લૌકિક બુદ્ધિથી, કિંવા લૌકિક વિદ્વત્તાથી થઈ શકતી નથી. પણ જે કોઇ પુરી તાલાવેલી પૂર્વક એ પરમાત્માની શોધમા હોય છે, તેનેજ તે પરમપુરુષનો ભેટો થાય છે. અને તેનીજ આગળ તે પોતાનો અપાર અલૌકિક મહિમા ખુલ્લો કરે છે. જે મનુષ્ય સદાસર્વદા લૌકિક સ્વાર્થોમાજ રચ્યો પચ્યો રહે છે, જેનું મન એ તરફથી શાંત ને ઉપરામ બન્યું નથી, જે એકાગ્રચિત્તે ધ્યાનમગ્ન બની શકતો નથી અને જે લૌકિક સ્વાર્થ પાછળ મચ્યો રહે છે, તે મનુષ્ય હૃદયની ગુફામા રહેલા આ પરમાત્માને સમજવા અને પ્રત્યક્ષ કરવા શક્તિમાન થતો નથી. ઓ નચિકેતા ! સમજ કે, આ શરીર એ એક જાતનો રથ છે, સ્થૂળ ઇંદ્રિયો તેના ઘોડા છે, મન તેની લગામ છે, બુદ્ધિ તેનો સારથિ છે અને આત્મા એ રથમા બેસનારો સવાર છે. આત્મા જ્યારે બુદ્ધિરૂપી સારથી સાથે જોડાય છે, અને પછી તેના દ્વારા મનરૂપી લગામનો તેને મેળાપ થાય છે, અને મનવાટે પછી ઇંદ્રિયોરૂપી ઘોડાઓને તે પહોચે છે, ત્યારેજ તે પરમધામનો ભોક્તા થઈ શકે છે. જે માણસનું મન સંયમમા નથી, અને જેનામા સારાસારની વિવેકબુદ્ધિ જાગી નથી, તેની ઇંદ્રિયો રથે જોડેલા ખરાબ ઘોડાઓ જેમ સારથીના કાબુમાં નથી રહેતા, તેમ કાબુમા નથી રહી શકતી. જેનામા વિવેકબુદ્ધિ હોય છે અને જેનુ મન સયમમા રહે છે યાને જેણે મનોનિગ્રહ સિદ્ધ કર્યો હોય છે, તેનીજ ઇંદ્રિયો રથે જોડેલા સારા ઘોડાની માફક હમેશા વશવર્તી હોય છે. મતલબ કે, જેનામા વિવેકબુદ્ધિ હોય છે, જેનુ મન સત્યને સમજવા પાછળજ હમેશા લાગેલુ હોય છે અને જે સદા સર્વદા પવિત્ર અને વિશુદ્ધ હોય છે, તેનેજ તે પરમ સત્યની પ્રાપ્તિ થાય છે, અને એ પ્રાપ્તિ પછી મનુષ્યને પુનર્જન્મ જેવુ કંઇજ રહેતુ નથી. આ રસ્તો એક રીતે ઓ નચિકેતા ! બહુ કપરો અને લાંબો પણ છે જેણે સૂક્ષ્મદૃષ્ટિ પ્રાપ્ત કરી હોય છે તેનેજ માટે આ રસ્તો દેખાવો કે સમજાવો શક્ય બને છે; તથાપિ ગભરાઇશ ના; જાગ્રત બન, ઉઠ, એ રસ્તે પ્રવૃત્ત થા અને અંતિમ ધ્યેયની સંપૂર્ણ પ્રાપ્તિ થતા સુધી વચ્ચે ક્યાય રોકાતો નહિ. આ કામ ભલે તલવારની ધારપર ચાલવા જેવું અઘરું હોય, પણ તે પરબ્રહ્મ પરમાત્મા કે જે ઇંદ્રિયોથી અતીત છે, સ્પર્શમાત્રથી અતીત છે, સકળ આસ્વાદથી અતીત છે, નિર્વિકારી છે, અનત છે, બુદ્ધિથી અતીત છે અને અવિનાશી છે, તેને પામીનેજ આપણે જન્મમૃત્યુના જડબામાથી બચી શકીએ તેમ છીએ."

આપણે જોઈએ છીએ કે, અત્યારસુધીમા યમરાજા પ્રાપ્ત કરવાના અંતિમ ધ્યેયનું વર્ણન કરે છે એમા સૌથી પ્રથમ ખ્યાલ આપણને મળે છે તે એજ કે જન્મ, મરણ, દુઃખ અને ભવસાગર મા ભોગવવી પડતી વિવિધ પ્રકારની અફાળકૂટોનો અંત એ સત્યને જાણવાથીજ આવી શકે કે એ સત્ય શી વસ્તુ છે ? તો કે જે કદાપિ પરિણામગામી યાને પરિવર્તનશીલ નથી, એવો જે સર્વનો એક અમાપ આત્મા, જગતસમસ્તની પાછળ રહેલો એ પરમાત્માજ સત્ય વસ્તુ છે. એ સબંધમા વળી એમ પણ કહેવામા આવ્યુ છે કે, તેને જાણવાનુ કામ કઠિન છે જાણવાનો અર્થ માત્ર બુદ્ધિથી તેને કબૂલ કરવો એટલોજ નહિ, પણ પ્રત્યક્ષ કરવો યાને તેનો સાક્ષાત્કાર મેળવવો એવો સમજવાનો છે. ફરીને ફરી આપણે વાચ્યુ છે કે, આ મુક્તાવસ્થાને આપણે સમજવા ઉપરાંત અનુભવવી પણ જોઈએ તે કાંઈ આ ચર્મચક્ષુઓથી દેખી શકાતી નથી એને માટે તો અંતરદૃષ્ટિ અતિ સૂક્ષ્મ યાને દિવ્ય બનવી જોઈએ જે દૃષ્ટિવડે આ ભીંતો અને ચોપડીઓ વગેરે દેખાય છે, તે તો સ્થૂળદૃષ્ટિ છે, પણ સત્યને નિહાળવામા એ દૃષ્ટિ ન ચાલે એને માટે તો તેને અતિ સૂક્ષ્મ અને અંતર્મુખી બનાવવી જોઈએ તે પછી યમ કહે છે કે, માણસે બહુ પવિત્ર અને શુદ્ધ બનવુ જોઈએ દૃષ્ટિને સૂક્ષ્મ બનાવવાના એજ એક માર્ગ છે તે પછી તે બીજા રસ્તાઓ બતાવે છે. એ સ્વયંભૂ ઇંદ્રિયોથી બહુ આઘે રહેતો છે એ સ્થૂળ ઇંદ્રિયો તો માત્ર બહારના વિષયો જોઈ શકે છે, પણ તે સ્વયંભૂ આત્મા તો આભ્યંતરનો વિષય છે એને જોવા કાજે જે ગુણની જરૂર છે, તે તમારે યાદ રાખવો જોઈએ એ ગુણ બીજો કોઈ નહિ પણ દૃષ્ટિને આભ્યંતર દેશમા વાળીને આત્માને નિરખવાની ઉત્કટ ઇચ્છા પ્રકૃતિની અંદર આવે આ સંસારમા જે સુંદર વસ્તુઓ આપણે જોઈએ છીએ તે બધીજ સારી છે, પણ ઈશ્વરને જોવાની એ રીત નથી એને માટે તો દૃષ્ટિને આભ્યંતર વાળતા આવડવુ જોઈએ બાહ્ય વસ્તુઓ જોવા માટે આંખોની જે આતુરતા ને ઉત્સુકતા હોય છે, તેના પર કાબુ મૂકવો જોઈએ કોઈ એક ઉઘાડી રસ્તે થઈને તમે જતા હો છો, ત્યારે તમારી સગમા ચાલતા આદમીનુ બોલવુ પણ તમારા સાંભળવામા ખરા બર આવતું નથી તમને એ સાંભળવા મુશ્કેલી પડે છે, કારણ કે રસ્તાપર જ્યા ત્યા ગાડી ઘોડાની ધમાલ મચી હોય છે તેમ તમારી સાથેનો માણસ તમારુ બોલવુ પણ રસ્તાપરના એ ઘોંઘાટને લઈને સાંભળી શકતો નથી આનુ ખરુ કારણ એજ છે કે, બહારના અવાજને લીધે તમારુ મન બહાર જતુ રહે છે, એટલે તમારી અડખે પડખેના આદમીનુ બોલવુ પણ તમારા સાંભળવામા આવતું

નથી. એવીજ રીતે આપણી ચારેકોર આવી રહેલો આ સંસાર પણ એટલો બધો ઘોઘાટમય છે કે આપણું મન તેથી બહારની બાજુ આકર્ષાય છે. તેથી આત્માને નીરખવાનું આપણાથી કેવી રીતે બને વારૂ? મનની આ બહાર ભટકવાની આદત રોકાવી જોઇએ, યાને મનોનિગ્રહ પ્રાપ્ત કરવો જોઇએ. એવી જાતનો મનોનિગ્રહ સાધ્ય થવો તેનુંજ નામ આભ્યંતર દષ્ટિની પ્રાપ્તિ છે. એવી આભ્યતર દૃષ્ટિ પ્રાપ્ત થાય ત્યારેજ અંતરમા બિરાજતા પ્રભુનો મહિમા દષ્ટિગોચર થાય છે.

આ આત્મા શી ચીજ છે? આપણે જોયું છે કે, તે બુદ્ધિથી પણ અતીત છે. આપણે એજ કઠોપનિષદ્‌માથી જાણી શકીએ છીએ કે, આ આત્મા શાશ્વત અને સર્વવ્યાપી છે તમે, હું અને બધાંજ સર્વવ્યાપી છીએ, અને આત્મા અપરિણામી અથવા નિર્વિકારી છે. જો આ વાત ખરી હોય તો તો આ વિશ્વવ્યાપી વ્યક્તિ એકજ હોવી જોઇએ. એકસરખી વિશ્વવ્યાપી હોય એવી બે વ્યક્તિઓ હોવાનો સભવજ નથી. તેમ હોઈ શકેજ કેવી રીતે? અનત એવી બે વ્યક્તિઓ પણ હોઈ શકે નહિ એટલે પરિણામે એજ સિદ્ધ થાય છે કે, વાસ્તવિક રીતે તો અસ્તિત્વ માત્ર એક આત્માનુંજ છે. અને આ તમે, હું તેમજ આ સચરાચર જગત સમસ્ત, અનેક દેખાતા છતા એકજ છીએ. "જેવી રીતે એક અગ્નિતત્ત્વ સસારમા આવતા વિવિધ રીતે પોતાની જાતને વ્યક્ત કરે છે, તેવીજ રીતે બધાનો એ એકજ આત્મા પોતાની જાતને પ્રત્યેક રૂપમા વ્યક્ત કરે છે." પણ ત્યારે પ્રશ્ન એ રહે છે કે, આ આત્મા જો સંપૂર્ણ અને શુદ્ધ છે અને જગતસમસ્તનુ સત્ એક છે, તો પછી અપવિત્ર, દુષ્ટ, શુભ ઈત્યાદિ દેહોમા જતા તેનુ શું થતું હશે? ત્યા એ કેવી રીતે સંપૂર્ણ અને શુદ્ધ રહી શકતો હશે? આના સમાધાનમા કહે છે કે "એકજ સૂર્ય પ્રત્યેક આખની દષ્ટિશક્તિનું કારણ છે, તથાપિ કોઈની આખોની ખોડખાપણ સૂર્યનારાયણને સ્પર્શી શકતી નથી; વળી કોઇ માણસને કમળો થયો હોય તો તેને બધુંજ પીળું પીળું દેખાય છે. તેની દષ્ટિનું કારણ પણ સૂર્યજ છે, પણ કમળાના રોગીને બધું પીળું દેખાય છે તેથી સૂર્યને તેનો જરાય સ્પર્શ થઇ શકતો નથી, તેવીજ રીતે આબેહૂબ આ એક સત્ જો કે પ્રત્યેક જણનો આત્મા છે, છતા તેને બહારની અપવિત્રતા કે પવિત્રતાનો જરાય સ્પર્શ થઇ શકતો નથી." જેમા બધુંજ નાશવંત છે, એવી આ દુનિયામા જે માણસ એ નિત્ય નિર્વિકારીને જાણે છે, અજ્ઞાનમય આ સસારમા જે જન એ જ્ઞાનમય સત્ ચિત્તને ઓળખે છે તથા અનેકથી ભરેલી આ સૃષ્ટિમાં જે શખ્સ આ એકને જાણે છે અને તેને પોતાનાજ આત્મામા

આ અદ્‌ભુત આભ્યંતરિક યંત્રનું પૃથક્કરણ કરવા પ્રેરાયા, અને એ પૃથક્કરણે આ જગતનું રહસ્ય તેમની આગળ ખોલી બતાવ્યું; નક્ષત્ર કે સૂર્યથી તે કામ કરી શકાયું નહિ. એ કામ માટે તો તેમને માણસનું પૃથક્કરણ કરવું પડયું-પણ તે માણસના શરીરનું નહિ પણ તેના આત્માનું. અને એ આત્મામાંજ તેમને જોઈતો ઉત્તર સંતોષકારક રીતે મળી શક્યો. કયો ઉત્તર તેમને મળ્યો વારૂ? તો કે એજ કે, શરીર તેમજ મનની પાછળ એક સ્વયંભૂ અસ્તિત્વ છે, કે જે મરતું નથી કે જે જન્મતું નથી. એ સ્વયંભૂ તત્ત્વ સર્વ-વ્યાપી છે, કારણ કે તે નિરાકાર છે. જેને રૂપ કે આકાર નથી યાને જે દેશકાળની મર્યાદામાં બદ્ધ નથી તે અમુક એક સ્થાનમાં રહી શકેજ નહિ. એવું બની શકેજ શી રીતે? તે બધેજ છે, સર્વવ્યાપી છે, એટલે તે આપણી બધાંયની અંદર એકસરખો વિદ્યમાન છે.

ત્યારે આ માનવ આત્મા એ શું ચીજ છે? આના સંબંધમાં એક પક્ષનું એવું માનવું હતું કે, એક અસ્તિત્વ તો જાણે ઈશ્વરનું અસ્તિત્વ છેજ, અને તેની સાથે બીજું એક અસ્તિત્વ ઈશ્વરથી બધી-જ બાબતમાં શાશ્વત ભિન્ન એવા અનંત અગણિત આત્માઓનું છે. આ દ્વૈતવાદ થયો. આના જવાબમા બીજા પક્ષ તરફથી એવું પ્રતિ-પાદન થયું કે, આત્મા એ અનંત દિવ્ય અસ્તિત્વનો એક અંશ છે. જેવી રીતે આ શરીર પોતેજ એક દુનિયા છે અને તેની પાછળ વ્યક્તિગત આત્મા આવેલો છે, તેવીજ રીતે આ સમગ્ર વિશ્વ એ એક શરીર છે, તેની પાછળ વિશ્વવ્યાપી મન છે અને તેની પાછળ વિશ્વવ્યાપી આત્મા યાને ઈશ્વર છે. હવે જેવી રીતે આ વ્યક્તિગત શરીર એ વિશ્વવ્યાપી શરીરનો અંશમાત્ર છે, તેવી રીતે વ્યક્તિગત મન એ વિશ્વવ્યાપી મનનો અંશ છે, અને વ્યક્તિ-ગત આત્મા એ વિશ્વવ્યાપી આત્માનો અંશ છે. આ વાદ વિશિષ્ટાદ્વૈત યાને સગુણ એકેશ્વરવાદ થયો. હવે આપણે એ તો જાણીએજ છીએ કે, વિશ્વવ્યાપી આત્મા અનંત છે. તો પછી અનંતતાને તે વળી અંશ શી રીતિ સંભવે? અનંતતા ખંડિત થઈ તેના ભાગલા કેવી રીતે પડે? હું અનંતનો એક તણખો છું એમ કહેવું કાવ્યમય તો બહુ લાગતું હશે, પણ વિચારશીલ મનને એ કથન અર્થહીન અને બેહૂદું લાગ્યા વગર રહેતું નથી. કારણ કે અનંતતાના ભાગલા પાડવા એનો અર્થ શો? શું તે એક જડ પદાર્થ છે કે તેના તમે ભાગ પાડી ટુકડા બાચકા કરી શકો? અનંતતાના ભાગલા કદી પાડી શકાયજ નહિ. એમ છે તો પછી અંતિમ જવાબ શો સમજવો વારૂ? અંતિમ જવાબ એજ કે, જે આત્મા વિશ્વવ્યાપી છે તેજ તમે છો; તમે તેનો એક અંશ નહિ પણ તેનું અખંડ સમષ્ટિરૂપ છો. તમેજ સંપૂર્ણ ઈશ્વર છો, તો પછી

આ બધા નાના પ્રકારના ભેદો એ શું છે? લક્ષાવધિ આત્માઓ આપણી નજરે ચઢે છે, એ બધા શું છે? એનો જવાબ એવો છે કે, પાણીના લક્ષાવધિ નાના નાના બિંદુઓ ઉપર જ્યારે સૂર્ય પ્રકાશે છે, ત્યારે તે દરેક બિંદુમા સૂર્યનું સંપૂર્ણ પ્રતિબિંબ નજરે પડે છે પણ ધ્યાન રાખો કે, તે માત્ર પ્રતિબિંબોજ છે, અને વાસ્તવ સૂર્ય તો એકજ છે તેવીજ રીતે આપણા પ્રત્યેકની અંદર રહેલો આ દેખીતો આત્મા એ ઈશ્વરનુ પ્રતિબિંબમાત્ર છે, એ સિવાય બીજુ કંઈજ નહિ એ બધાની પાછળ જે ખરૂં સત્ છે તે તો એક પરમેશ્વર અથવા પરમાત્માજ છે જગતમા આત્માતરીકે તો આપણે બધા માત્ર એક જ છીએ તે મારી અંદર તેમ તમારી અંદર પણ છે અને તે એકજ છે, અને તે એકજ આત્મા આ જૂદા જૂદા શરીરોમા જૂદા જૂદા આત્માતરીકે પ્રતિબિંબિત થઇ ગયો છે પરંતુ આપણને તેનુ જ્ઞાન નથી, તેથીજ આપણે એમ માનીએ છીએ કે, આપણે એકબીજાથી તેમ એ એક ઈશ્વરથી પણ નિરાળા છીએ અને જ્યાંસુધી આપણે એમ ને એમ માન્યા કરીશું, ત્યાંસુધી દુઃખ ને કલેશનું અસ્તિત્વ દુનિયામા રહેશેજ. માટે સાચેજ માનો કે એ એક ભ્રમ છે, ઇંદ્રજાળ છે પછી દુઃખનું બીજું મોટું મૂળ ભય છે એક માણસ બીજાને ઇજા કરે છે તે શામાટે કરે છે? તો કે પોતાને પૂરતા પ્રમાણમા ઇચ્છિત ભોગની પ્રાપ્તિ નહિ થાય એવી બીકથી તે સામાને નુકસાન કરે છે એક માણસને ધાસ્તી લાગે છે કે, તેની પાસે પૂરતા પૈસા નહિ રહે, એટલે તે ધાસ્તી તેની પાસે બીજાને નુકસાન કરાવે છે યાને ,બીજાને લૂટાવે છે એકજ અસ્તિત્વ છે એમ બધા વાસ્તવિક માનતા થાય, તો પછી ભયને સ્થાનજ ક્યા રહે? મારા મસ્તકપર જો વિજળી પડે, તો હુંજ તે વિજળી છુ કેમકે અસ્તિત્વજ મારૂં એકનાનું છે જો પ્લેગ આવે તો તે પણ હું છુ, કોઇ વાઘ આવે તો તે પણ હું છુ મૃત્યુ આવે તો તે પણ હું છુ જીવન અને મૃત્યુ બને હુંજ છુ આ ઉપરથી જણાય છે કે, બેના ભાવથી યાને દ્વૈતભાવથીજ જગતમા ભયને સ્થાન મળે છે. "એકબીજાને ચાહો" એમ ઉપદેશાતુ આપણે હમેશા સાભળતા આવ્યા છીએ શામાટે એવો ઉપદેશ કરવામા આવે છે વારૂ? એ સિદ્ધાતનો ઉપદેશ તો થાય છે, પણ તેનો ખુલાસો તો અહીંજ મળે છે મારે પ્રત્યેક જણને શા માટે ચાહવુ જોઇએ? તો કે હુ અને તે એક છીએ માટે એકતા કહેતા અદ્વૈતનો ભાવ છે, અને એજ આખા જગતની મર્મતા યાને વાસ્તવિકતા છે આપણા પગ તળે ઘસાતા કીટકથી માડીને તે કાળે પણ અસ્તિત્વમા આવેલા સર્વશ્રેષ્ઠ મનુષ્ય પ્રાણી સુદ્ધા-બધાયને દેહો ભિન્ન ભિન્ન હોય છે, પણ આત્માતરીકે તો તે બધાય એકજ છે બધાજ

મુખોદ્વારા તમે આહાર કરો છો, બધાજ હસ્તો દ્વારા તમે કામ કરો છો. તેમ બધીજ આંખોદ્વારા તમે જુઓ છો. લક્ષાવધિ શરીરોમાં તમે તંદુરસ્તી ભોગવો છો, તેમ લક્ષાવધિ શરીરોમાં તમે વ્યાધિની વેદના પણ અનુભવો છો. જ્યારે આવો ભાવ પેદા થશે, અને એ ભાવને આપણે પ્રત્યક્ષ કરતાં, જોતા ને અનુભવતાં અથવા વિચારતા થઈશું, ત્યારેજ જગતમાં જણાતા દુઃખ અને ભય નાબુદ થશે. હું મારી શકુજ કેવી રીતે? મારાથી પર અન્ય કશુંજ નથી. એ પ્રમાણે જ્યારે ભયમાત્ર ટળી જાય છે, ત્યારે ને ત્યારેજ સંપૂર્ણ સુખ અને સંપૂર્ણ આનંદની પ્રાપ્તિ થાય છે. એ વિશ્વવ્યાપી સમભાવ, એ વિશ્વવ્યાપી પ્રેમ અને એ વિશ્વવ્યાપી આનંદ કે જે કદી બદલાતો નથી, તે મનુષ્યને ઉંચે ચઢાવી બધાંને માથે થાપે છે. એને પ્રતિક્રિયા જેવું કશુંજ હોતું નથી, અને દુઃખ નામે તેને સ્પર્શી શકતું નથી. પણ દુનિયાના આ ક્ષુદ્ર ખાનપાન હમેશાં પ્રતિક્રિયાને જન્મ આપે છે. એનું આખું એક કારણ આ દ્વૈતભાવજ યાને હું જગતથી તેમ ઇશ્વરથી ભિન્ન છું, એવો એક ખ્યાલજ છે. પરંતુ "હું તે છું", હું જગતનો આત્મા છું, હું સદા સચ્ચિદાનંદસ્વરૂપ છુ, હું નિત્યમુક્ત છું"–એ ઉન્નત ભાવને જોવા આપણે પ્રાપ્ત થઈશું કે તરતજ સાચો પ્રેમ ઉદ્દ્ભવશે, ભય નામે નષ્ટ થઇ જશે અને દુઃખમાત્રનો આરો આવેલો જણાશે. **इत्योम्**



પ્રીતિભાવ રાખે છે તે દેવતાઓ માટે નહિ, પણ પોતાના પંડ ઉપર તેનો પ્રીતિભાવ છે તેથીજ. મતલબ કે, વસ્તુની ખાતર વસ્તુને કોઇ ચાહતું નથી, પણ તે વસ્તુ સુખદાયક ને હિતકારી હોય છે તેટલા ખાતર તેને ચાહ્ય છે. હકીકત આવી હોવાથી એ આત્મા શું છે અને કેવો છે એ વાતનું અવશ્ય શ્રવણ થવું જોઇએ, પછી તે બુદ્ધિમા ઉતરવો જોઇએ, અને છેવટે તેનું મનન ને ધ્યાન કરાવું જોઇએ. હે પ્રિય મૈત્રેયિ! જ્યારે આ આત્માનું શ્રવણ થઈ ચૂકે છે, જ્યારે તે સમજાઈ ચૂકે છે અને જ્યારે તેનો સાક્ષાત્કાર થઈ રહે છે, ત્યારે બધુંજ રહસ્ય જ્ઞાત થઈ જાય છે." યાજ્ઞવલ્કયના આ કથનમાથી આપણને શું પ્રાપ્ત થાય છે? આપણી સમક્ષ એક વિલક્ષણ દાર્શનિક વિચાર ઉપસ્થિત થયેલો આપણે જોઇએ છીએ એમાં એવું કથન કરાયલું જણાય છે કે, પ્રેમ પણ માત્ર સ્વાર્થતા–હલકામા હલકા અર્થમા સ્વાર્થતા છે. કારણ કે હું મારી જાતને ચાહું છુ તેથીજ હું સામાને ચાહુ છું. અર્વાચીન સમયમા પણ એવા ફિલસુફો યાને તત્ત્વવિદો પાકયા છે, અને તેમણે પણ કથ્યું છે કે, આ સસારમા પ્રધાન શકિત જો કોઇની હોય તો એક માત્ર 'સ્વ'નીજ છે એ સાચુ પણ છે, અને તે છતા ખોટું પણ છે કેમકે સામાન્ય રીતે મનુષ્યનુ એ 'સ્વ' અથવા પોતાપણું તેની પૂંઠળ રહેલા મૂળ 'સ્વ' અથવા આત્માનો પડછાયો માત્ર છે. આ 'સ્વ' ખોટું એટલા માટે છે કે તે ખરા આત્માનો પડછાયો હોવાથી ક્ષુદ્ર છે. જ્યારે એક પત્ની પતિને ચાહતી હોય છે, ત્યારે પણ તેને ખબર હોય કે ન હોય પણ તે પોતાની ખાતરજ પતિને ચાહે છે. જગતમા દર્શાવાય છે તેમ આ સ્વાર્થપરતા છે, પરતુ એ સ્વાર્થપરતા પણ વસ્તુતઃ તો એ આત્માપણાનો અલ્પ અંશજ છે. જ્યારે કોઈ પ્રેમ કરે છે, ત્યારે તે આત્મામા થઇનેજ પ્રેમ કરી શકે છે. માટે પ્રેમ કરવા પહેલા આ આત્માને ઓળખવો જોઇએ. ઓળખ્યા વગર અને ઓળખીને ચાહવામા ફેર શો છે? તો કે આત્મા શી ચીજ છે તે જાણ્યા વગર જે કોઇ આત્માને ચાહે છે, તેનો તે ચાહ અથવા પ્રેમ એ સ્વાર્થપરાયણતા છે. ત્યારે જેઓ આત્માના સ્વરૂપને ઓળખીને પ્રેમ કરે છે, તેમનો પ્રેમ એ મહાન દોષથી મુક્ત હોય છે; અને તેથીજ તેઓ શાણા અને સંત કહેવાય છે. "જે મનુષ્ય પોતાના સત્ય આત્મા સિવાય બીજા કશાની અદર બ્રાહ્મણને જુએ છે, તેને બ્રાહ્મણ તજી દે છે; આત્મા સિવાય બીજે ક્ષત્રિયને જોનારાનો ક્ષત્રિય ત્યાગ કરી દે છે; આત્મા સિવાય બીજા કશામા દુનિયા જોનારનો દુનિયા પણ ત્યાગ કરે છે; એ સત્ય આત્મા–અર્થાત્ પરમાત્મા સિવાય અન્ય કશામા દેવતાઓ રહેલા છે એમ સમજીને જે મનુષ્ય દેવતાઓપર ભાવ રાખે છે, તે જનને દેવતાઓ પણ છોડી દે

છે મતલબ કે પ્રત્યેક ચીજ આત્મા સિવાય કંઇ બીજું છે એમ સમજનારની પાસેથી પ્રત્યેક ચીજ નાસી જાય છે આ બ્રાહ્મણો, આ ક્ષત્રિઓ, આ દુનિયા, આ દેવતાઓ, જે જે કંઇ છે, તે બધુંજ એ પરમાત્મા છે" આવી રીતે યાજ્ઞવલ્ક્ય પ્રેમનો અર્થ સમજાવે છે જ્યારે જ્યારે કોઇ પદાર્થનું આપણે ઝીણી ઝીણી વિગતવાર વર્ણન કરીએ છીએ, ત્યારે ત્યારે દરેક પ્રસંગે આપણે તેને આત્માથી જૂદો પાડીએ છીએ હું એક સ્ત્રીને ચાહવાનો પ્રયત્ન કરૂં છું, અર્થાત્ એ સ્ત્રીને વિશેષતા આપું છું કે તરતજ તેણીને આત્માથી જૂદી પડાય છે, અને તેથી મારો તેણી માટેનો પ્રેમ શાશ્વત નહિ બને પણ શોક અને સંતાપમાં પરિણમશે પણ જેવો હું તે સ્ત્રીને આત્માતરીકે જોવા માંડું છું કે તરતજ તેણી માટેનો મારો પ્રેમ સંપૂર્ણ બને છે અને તેમાં કદાપિ ઉણપ આવતી નથી એવોજ પ્રકાર પ્રત્યેક બાબતમાં છે જગતના કોઇ પણ પદાર્થને જગતરૂપ સમષ્ટિથી છૂટો પાડીને તેનાપર આસક્તિ રાખતા તમે થયા કે તરતજ પ્રતિક્રિયા આવીને ઉભી રહે છે આત્માની બહાર કોઇ વસ્તુને આપણે ચાહીએ છીએ કે તેની સાથેજ શોક અને સંતાપ તેના પરિણામરૂપે આવીને ખડા થાય છે. હવે જો આપણે આત્મામાં અને આત્માતરીકેજ પ્રત્યેક વસ્તુનો ઉપભોગ કરીએ, તો કોઈજ જાતનો ક્લેશ કે પ્રતિક્રિયા આવતા નથી આ સ્થિતિ સંપૂર્ણ સુખાનંદની છે પણ સવાલ એ છે કે, આ આદર્શને પ્રાપ્ત કેવી રીતે કરવો? એ ભૂમિકાને પ્રાપ્ત કરવાની વિધિ યાજ્ઞવલ્ક્ય આગળ ચાલતા આપણને સમજાવે છે જગત અનંત છે, તેમાની પ્રત્યેક વિશિષ્ટ વસ્તુને આપણે એક વાર ઓળખ્યા વગર આત્માતરીકે શી રીતે ગણી શકીએ? એ સવાલના જવાબમાં યાજ્ઞવલ્ક્ય કહે છે કે "એક રામઢોલનો દાખલો લ્યો આઘે રહીને આપણે તેના અવાજને પકડી કે દાબી શકતા નથી, પણ તેની પાસે આવતાજ આપણે તેનાપર હાથ મૂકીને તેના અવાજને મહાત કરી શકીએ છીએ તેવીજ રીતે શંખ જ્યારે ફુંકાય છે, ત્યારે તેના અવાજને પણ આઘે રહીને આપણે ઝીલી કે જીતી શકતા નથી, પણ શંખ વગાડનારની પાસે આવીને આપણે શંખને ઝુટવી લઇએ છીએ કે તરતજ તેના અવાજને આપણે જીતી શકીએ છીએ જ્યારે વીણા વાગતી હોય છે, ત્યારે પણ આપણે વીણાની પાસે આવીને જેમાંથી અવાજ નીકળતો હોય છે, તે કેન્દ્રસ્થાનને પ્રાપ્ત કરીને તેનો અવાજ બંધ કરી શકીએ છીએ જ્યારે કોઇ હવાયલું બળતણ બાળતું હોય છે, ત્યારે જેમ તેમાંથી ધૂમાડો અને વિવિધ જાતના તણખા નીકળે છે, એજ પ્રમાણે એ મહાન પ્રભુમાંથી જ્ઞાન શ્વાસરૂપે બહાર પડયું છે, અને વસ્તુ-

માત્ર તેમાથી ઉદ્ભવી છે બધુ જ જ્ઞાન જાણે તેણે શ્વાસોચ્છ્વાસ વાટે બહાર કાઢ્યુ છે બધાજ પાણીના સબધમા જેમ સમુદ્રજ એકમાત્ર આદર્શ હોય છે, બધી જાતના સ્પર્શ માટે ત્વચા જેમ એક કેન્દ્રસ્થાન છે, બધી વાસ માટે જેમ નાક એક મધ્યબિદુ છે, બધા રસ માટે જેમ જીભ એક મધ્યબિદુ છે, બધા રૂપ ને આકાર માટે જેમ નેત્રો મધ્યબિદુ છે, બધા સ્વર ને ધ્વનિ માટે જેમ કાન એજ એક કેન્દ્રસ્થાન છે, વિચારમાત્રનુ કેન્દ્રસ્થાન જેમ મન છે, બધી તરેહના જ્ઞાન માટે જેમ હૃદય એજ એક કેન્દ્ર છે, બધાજ કાર્યો માટે જેમ હાથ એક મધ્યબિદુ છે, તથા સમુદ્રમા મૂકેલો મીઠાનો ગાગડો જેમ ઓગળી જાય છે અને તેને આપણે પુન પાછો લઇ શકતા નથી, તેવીજ રીતે ઓ મૈત્રેયિ ! આ વિશ્વવ્યાપી સત્ અગર આત્મા સદાય અનત છે, બધુ જ જ્ઞાન એની અદર સમાયેલુ છે જગત સમસ્ત તેમાથી ઉદ્ભવે છે, અને પુનઃ તેમાજ શમી જાય છે. પછી મરવાનુ કે મરણ જેવુ કશુજ રહેતુ નથી ' આ કથનમાથી આપણને જે વિચારની પ્રાપ્તિ થાય છે તે એજ કે, આપણે બધાજ એ પરમાત્મામાથી તણખારૂપે બહાર આ યા છીએ, અને જ્યારે આપણે તેને બરાબર પિછાનીએ છીએ, ત્યારે આપણે પાછા તેના તરફજ વળીએ છીએ અને તેની સાથે તદ્રૂપ બની જઇએ છીએ, માટે આપણે પણ તે સર્વવ્યાપી આત્માજ છીએ

આ કથન સાભળીને બીજે બધે ઠેકાણે જેમ લોકો ભડકે છે, તેમ મૈત્રેયી પણ ભડકી ગઈ ને બોલી કે "પૂજનશ્રી ! આજ ઠેકાણે બરાબર આપે મને ભ્રમમા નાખી દીધી છે દેવતાઓનુ નામ નહિ રહે અને વ્યક્તિત્વ માત્ર અસ્તગત થઈ જશે, એમ કહીને આપે મને ભડકાવી મારી છે જો એમજ હોય તો તો પછી દુનિયામા ઓળખવાનુ, ચાહવાનુ કે ધિક્કારવાનુ કશુ રહેશેજ નહિ તોપછી આપણુ શુ થશે વારુ ? યાજ્ઞવલ્કયે જણાવ્યુ કે "મૈત્રેયિ ! તને ગુચવાડામા નાખવાનો મારો ઈરાદો નથી, પણ બહેતર છે કે આ વિષય તુ આટલેથીજ પડતો મેલ કારણકે વધુ જાણવા જતા સભવ છે કે, તુ વધારે ગભરાઇશ, પણ આટલુ સાભળી લે કે, જ્યા બે જેવુ હોય છે, ત્યાજ એક જણ બીજાને જુએ છે કે સાભળે છે, ત્યાજ એક જણ બીજાનુ સ્વાગત કે આદરાતિથ્ય કરે છે. અને ત્યાજ એક જણ બીજાનુ ચિતન કરે છે કે પિછાન કરે છે પણ જ્યા બધુ જ તે આત્મામય બની ગયુ હોય છે, ત્યા કોણ કોનાથી જોવાય, કોણ કોનાથી સભળાય, કોનુ કોનાથી સ્વાગત થાય અને કોણ કોનાથી પિછાનાય ?" આજ એક વિચારને યુરોપીય તત્ત્વવેત્તા શોપનહોરે અપનાવી લઇને પોતાની ફિલસુફીમા તેનો પડઘો પાડ્યો છે આ જગતને આપણે

કોનાદ્વારા ઓળખીએ છીએ ? એના દ્વારા આપણે એને એટલે કે આત્માને ઓળખવો ? એ જ્ઞાતાને આપણે કેવી રીતે જ્ઞાન કરવો ? કયા સાધનથી આપણે તે જ્ઞાતાનું જ્ઞાન સંપાદન કરી શકીએ ? એ વાત સંભવેજ શી રીતે ? કારણ કે એમા ને એનાદ્વારાજ વસ્તુમાત્રનું જ્ઞાન આપણને મળે છે તેપછી કયીરીતે અને કયા સાધનથી આપણે તેને જાણી શકીએ ? એવું એકે સાધન નથી. સાધન હોય તો તે પોતેજ છે અને તેથી એ સાધનને જાણવાની હમેશા આવશ્યકતા છે. '

અત્યારસુધીમા જે ખ્યાલ પ્રાપ્ત થાય છે તે એ છે કે, જે છે તે બધુજ તે એક અનંત અસ્તિત્વ છે એજ એક ખરૂં વ્યક્તિત્વ છે, તેના વિભાગ કે અંશ જેવુ કંઇજ નથી. વિભાગ અને અંશના આ ક્ષુદ્ર ખ્યાલો અતિ નિકૃષ્ટ અને ભ્રમાત્મક છે, તથાપિ વ્યષ્ટિના દરેક તણખાના અને તણખાદ્વારા એજ અનંત તત્ત્વ પ્રકાશી રહ્યુ છે પદાર્થમાત્ર એ અનંત આત્માનોજ આવિર્ભાવ છે. એને કેવી રીતે પામવો ? તો કે જેવી રીતે યાજ્ઞવલ્કય પોતે આપણને કહે છે કે "આ આત્માનુ પ્રથમ શ્રવણ થવું જોઇએ."–તેવી રીતે સૌથી પ્રથમ તો એનુ કથન કરો. એવી રીતનું કથન તેણે કર્યું; પછી તેને બુદ્ધિથી હણી જોયું અને પછી જેનાદ્વારા સકળ જ્ઞાન શક્ય છે તેનુ જ્ઞાન કેવી રીતે પ્રાપ્ત કરવું તેનુ દર્શન છેક છેવટે કરાવ્યુ શ્રવણ કર્યા પછી જે કરવાનુ રહે છે, તે મનન છે એ કેવી રીતે કરવું, તે સમજાવવા તે વિરુદ્ધ લક્ષણવાળા સ્થૂળ અને સૂક્ષ્મ જગતનો મુકાબલો કરે છે, અને બતાવી આપે છે કે, એ ઉભયનો વ્યવહાર તેમની ખાસ ખાસ પદ્ધતિઓપર કેવો ચાલ્યા કરે છે, અને તે સકળ અસ્તિત્વ કેવુ મનોહર ને રમ્ય છે તે કહે છે કે "આ ધરણી અત્યંત સુખપ્રદ છે, ભૂતમાત્રની તે મોટી સહાયક છે, અને ભૂતમાત્ર પણ એ ધરણીને અત્યંત સહાય કરનારા છે, પણ એ સ્વયપ્રકાશી શુદ્ધ આત્માને કશુજ સહાયક નથી" નિકૃષ્ટમાં નિકૃષ્ટભાવમા પણ સુખ જેવુ જે કંઈ છે તે એનુંજ પ્રતિબિંબ છે. સારૂ જે કંઈ છે તે પણ બધુ તેનું માત્ર પ્રતિબિંબ છે; અને જ્યારે તે પ્રતિબિંબ ઓછા જેવુ ઝાંખુ હોય છે ત્યારે તે ખરાબ અથવા અશુભ નામે ઓળખાય છે બે દેવતાઓ જેવુ કંઈ છેજ નહિ. જ્યારે તે ઓછા પ્રમાણમા વ્યક્ત થાય છે ત્યારે તે અંધકાર નામે ઓળખાય છે, અને જ્યારે તે વધુ પ્રમાણમા આવિર્ભૂત થાય છે ત્યારે તે પ્રકાશતરીકે ઓળખાય છે. અર્થાત્ કે જે છે તે બધું એજ છે, સારૂં ને નરસું અથવા-શુભ ને અશુભ, એ માત્ર પ્રમાણનો સવાલ છે, એ શબ્દો એના આવિર્ભાવના વત્તાપણા અને ઓછાપણાના સૂચક છે. આપણા જીવનનોજ દાખલો લ્યો એવી કેટલી બધી વસ્તુઓ છે કે જે વસ્તુતઃ ખરાબ હોવા છતાં તેમને આપણી

બાલ્યાવસ્થામાં આપણે સારી ગણતા હોઇએ છીએ! અને કેટલી બધી સારી વસ્તુઓને આપણે ખરાબ ગણીએ છીએ! અર્થાત્ કે સારા નરસાના આપણા ખ્યાલ કેવા બદલાયા કરે છે! વિચાર કેવો આગળ ને આગળ વધતો જાય છે એકવાર આપણને સારૂં લાગતું હતું તે અત્યારે એટલું સારૂં નથી જણાતું માટે સારૂં ને નરસું, શુભ ને અશુભ, એ તો માત્ર ભ્રમો છે, વહેમો છે, વસ્તુત તો એવું કશું જ હોતું નથી. ભેદ જે દેખાય છે તે પ્રમાણનો છે. બાકી તો જે છે તે બધું જ એ આત્માનો આવિર્ભાવ માત્ર છે પ્રત્યેક વસ્તુમાં તે આવિર્ભૂત થયા કરે છે. જ્યારે તે આવિર્ભાવ બહુ જાડા પ્રતિબિંબના ઝાંખો હોય છે, ત્યારે આપણે તેને ખરાબ કહીએ છીએ, અને જ્યારે તે સૂક્ષ્મ પ્રતિબિંબના સ્પષ્ટ હોય છે, ત્યારે આપણે તેને સારૂં કહી ઓળખીએ છીએ અને જ્યારે બધું જ આવરણ અદૃશ્ય બને છે, ત્યારે તે ઉત્તમોત્તમ અથવા શ્રેષ્ઠતરીકે ઓળખાય છે તેથી જગતમાં જે કંઈ છે તે પ્રત્યેકનું મનન થવું જોઇએ, તે એજ અર્થમાં કે જે બધું જ શ્રેષ્ઠ છે તેને આપણે સારાતરીકે જોઈ શકીએ સારૂં અને ખરાબ એ બન્નેનું મથાળું અને મધ્યબિંદુ તો એ એક સત્યજ છે તે સારો કે ખરાબ એમાંથી એકેય નથી પણ તે તો સર્વશ્રેષ્ઠ છે સર્વશ્રેષ્ઠ તો એકજ હોઈ શકે, સારા અનેક હોઈ શકે તેમ ખરાબ પણ અનેક હોઈ શકે સારૂં અને નરસું અથવા શુભ અને અશુભ, એમનામાં પણ ભેદના પ્રમાણો હોય છે, પણ સર્વશ્રેષ્ઠ તો માત્ર એકનું એકજ હોય છે, અને એ શ્રેષ્ઠ સર્વશ્રેષ્ઠ જ્યારે ચઢતા ઉતરતા પાતળા પડદામાંથી દેખાય છે, ત્યારે તેને આપણે સારા અથવા શુભની વિવિધ જાતોતરીકે ઓળખીએ છીએ, અને જ્યારે જાડા પડદાઓમાંથી જોઈએ છીએ ત્યારે ખરાબ અથવા અશુભની જૂદી જૂદી જાતોતરીકે પિછાનીએ છીએ. શુભ અને અશુભ એ વહેમના જૂદાજૂદા રૂપો છે એ રૂપો દ્વૈતાત્મક ભાવના વિવિધ પ્રકારના ભ્રમોમાંથી, અને બધી જાતના એવા વિચારોમાંથી પસાર થતા આવ્યા છે કે એ રખે મનુષ્યના હૃદયમાં ઠેઠ ઉંડે લગી ઉતરી ગયા છે, અને ત્યાં રહ્યા રહ્યા જુલમગાર જાલીમોની માફક સ્ત્રીપુરુષોને થથરાવે છે તેઓ આપણને વાઘ જેવા ક્રૂર બનાવે છે. ક્રોધના જે આવેશથી આપણે બીજાઓને ધિક્કારીએ છીએ તે આપણને ગળથુથીમાંથી અને બાલ્યાવસ્થામાં મળેલા આ 'સારા-નરસા'ના મૂર્ખાઈભરેલા વિચારોમાંથીજ ઉત્પન્ન થાય છે માણસજાતવિષેનો આપણો નિર્ણય સાવ જૂદો પડે છે આ સુંદર પૃથ્વીને સારા નરસાના ખ્યાલથી આપણે નરક બનાવી દઇએ છીએ, પણ આ સારા-નરસાના ખ્યાલ ત્યજી દેવાને આપણે જેવા શક્તિમાન થઇએ છીએ કે તરતજ આની આ પૃથ્વીજ સ્વર્ગ બની જાય છે.

આ પૃથ્વી બધા પ્રાણીઓને મધુર લાગે છે, તેમ બધા પ્રાણીઓ આ પૃથ્વીને મધુર લાગે છે. તેઓ સઘળા એકબીજાને મદદ કરે છે અને જે મધુરતા છે તે બધીજ પૃથ્વીના અંતર ભાગમા રહેલો તે જ્યોતિર્મય, અમર એક આત્માજ છે આ મધુરતા કોની છે ? તેના સિવાય કોઇ મધુરતા કે મીઠાશ હોઈ શકેજ કેવી રીતે ? એ એકજ મધુરતા વિવિધરૂપે વ્યક્ત થાય છે કોઈ પણ મનુષ્ય પ્રાણીમા—સાધુમા કે પાપીમા, ફિરસ્તામા કે ખુનીમા, તેમ શરીરમા, મનમા કે ઇંદ્રિયોમા જ્યા જ્યા પ્રેમ જેવુ કઈ છે, મધુરતા જેવુ કઇ છે, તે એજ છે, એજ છે બધા શારીરિક આનંદ પણ એજ માત્ર છે, માનસિક આનંદો પણ એજ છે, તેમ આધ્યાત્મિક આનંદો પણ એજ છે એના સિવાય બીજુ કઈ હોઇજ શી રીતે શકે ? પરસ્પર લડના વીસહજાર દેવો અને દાનવો હોઇજ કેવી રીતે શકે ? એ તો માત્ર બાલિશતાભર્યા સ્વપ્નો છે, બીજુ શું ? નિકૃષ્ટમા નિકૃષ્ટ શારીરિક આનંદ માત્ર એ છે, તેમ ઉત્કૃષ્ટમા ઉત્કૃષ્ટ આધ્યાત્મિક આનંદ પણ એજ છે એના સિવાય આનંદ, પ્રેમ ઈત્યાદિ નામોથી ઓળખાતી મધુરતા છેજ નહિ યાજ્ઞવલ્ક્યનુ કથન આ પ્રમાણે છે એ ભૂમિકાને જ્યારે તમે પ્રાપ્ત થશો અને બધીજ વસ્તુઓને સમદૃષ્ટિએ જોતા થશો, યાને દારૂડીઆના દારૂ પીવાના આનંદમા પણ એજ મધુરતા જોઈ શકશો, ત્યારે ને ત્યારેજ તમને સુખનો ને પ્રેમનો ખરો અર્થ સમજાશે પણ જ્યાસુધી આ મિથ્યા ભેદો કર્યા કરશો, અને સાદા પણ બાલિશના તથા મૂર્ખાઈભર્યા વહેમો રાખ્યા કરશો, ત્યાસુધી વિવિધ જાતના દુઃખને કનેશો આવ્યાજ કરશે પરતુ અમર અને જ્યોતિર્મય એવો જે તે પરમાત્મા તે પૃથ્વીના આંતરભાગમા છે મધુરતા માત્ર તેની છે, અને શરીરમા પણ તેજ છે આ શરીર જાણે પૃથ્વી છે, અને શરીરની બધી શક્તિઓ તથા શરીરના બધા આનંદોની અંદર તે છે આખો જુએ છે, ત્વચા સ્પર્શાનુભવ કરે છે—એ વગેરે બધા ભોગો શુ છે ? તો કે શરીરની અંદર રહેલો એ સ્વયં જ્યોતિ યાને એ પરમાત્માજ છે આ દુનિયા કે જે ભૂતમાત્રને આટલી બધી મધુર છે, અને ભૂતમાત્ર તેને આટલા બધા મધુર છે, તે પણ એ જ્યોતિર્મય આત્મા છે, એ અમર આત્માજ દુનિયામા આનંદ છે આપણી અંદરનો આનંદ પણ એજ છે એજ બ્રહ્મ છે આ હવા બધા પ્રાણીઓને અતિ મધુર ને પ્રિય છે, અને બધા પ્રાણીઓ હવાને અતિપ્રિય છે, પણ જે જ્યોતિર્મય અનંત સત્ત્વ હવામા છે, તેજ સત્ત્વ શરીરમા પણ છે પ્રાણીમાત્રના જીવતરીકે તેજ પોતાને વ્યક્ત કરે છે આ સૂર્ય બધા પ્રાણીઓને અતિ મધુર હોઇને પ્રિય છે, તેમ બધા પ્રાણીઓ પણ સૂર્યને અતિ પ્રિય છે

સૂર્યમા જે જ્યોતિર્મય સત્ત્વ છે, તેનેજ આપણે લઘુતર ઉજાસ તરીકે પ્રતિબિંબિત કરીએ છીએ તેના પ્રતિબિંબ સિવાય હોઈજ શુ શકે ? એ શરીરમા છે, અને એનુજ પ્રતિબિંબ આપણને પ્રકાશ જોવાની શક્તિ અર્પે છે આ ચદ્રમા બધાને અતિ પ્રિય છે અને બધા તે ચદ્રમાને પણ અતિ પ્રિય છે, પણ જે તેજોમય અમર સત્ત્વ ચદ્રમાનુ 'સ્વ' છે, તેજ આપણી અદર મનતરીકે વ્યક્ત થાય છે આ વિજળી અતિ મનોહર છે, અને પ્રત્યેક જણ વિજળીને પણ અતિ પ્રિય છે, પણ જે જ્યોતિર્મય અમર સત્ત્વ આ વિજળીનો આત્મા છે તેજ આપણી અદર પણ છે, કારણ કે બધુજ તે બ્રહ્મ છે મનુષ્યો પશુપ્રાણીઓને પ્રિય છે, તેમ પશુપ્રાણીઓ મનુષ્યોને પ્રિય છે, પણ જે જ્યોતિર્મય સત્ત્વ પશુપ્રાણીઓમા છે, તેજ મનુષ્યમા પણ છે—અર્થાત્ કે બધુજ પરમાત્મા છે, પરમાત્મામય છે આ આપણો વિશુદ્ધાત્મા અથવા પરમાત્માજ ભૂતમાત્રનો રાજા છે" આ વિચારો મનુષ્યને અતિ સહાયક છે, મનન યાને ધ્યાનને માટે બહુ કિમતી છે દાખલાતરીકે, પૃથ્વીનુ ધ્યાન ધરો ત્યારે પૃથ્વીનો વિચાર કરોજ કરો, પણ તેની સાથે એમ પણ સમજતા રહો કે, પૃથ્વીમા જે છે તેજ આપણી અદર પણ છે, અને એ બે એકજ છે મતલબ કે, શરીરને પૃથ્વી જોડે તદ્રપ બનાવો અને શરીરસ્થ જીવાત્માને પૃથ્વી પાછળ રહેલા આત્માની સાથે એકરૂપ કરો હવામા તેમજ તમારી અદર રહેલા આત્માને હવા સાથે તદ્રપ કરો એ સર્વ વિવિધ રૂપોમા વ્યક્ત થવા છતા એકજ છે



# २४—जीवात्मा, प्रकृति अने ईश्वर

વેદાંતની ફિલસુફી મુજબ મનુષ્ય ત્રણ પદાર્થોનો બનેલો છે. સૌથી બહારનો પદાર્થ તે શરીર છે. શરીર એ મનુષ્યનું સ્થૂળ-રૂપ હોઈ તેનીજ અંદર આંખ, કાન, નાક ઈત્યાદિ ઇંદ્રિયોનાં કરણો આવેલાં છે. આ આંખ એ દષ્ટિની ખરી ઇંદ્રિય નથી; તે માત્ર કરણ અથવા સાધન છે. એ સાધનની પાછળ ઇંદ્રિયશક્તિ આવેલી છે. તેનીજ રીતે કાન પણ વાસ્તવ શ્રવણેન્દ્રિય નથી; તે તો માત્ર કરણ કે સાધન છે, અને તેની પાછળ વાસ્તવ ઇંદ્રિય અથવા જેને અર્વાચીન ભૌતિકશાસ્ત્ર કેન્દ્ર કહે છે તે છે. જે ઇંદ્રિયશક્તિ અથવા કેન્દ્ર આંખોપર સત્તા ચલાવે છે તે કેન્દ્ર જો કોઈપણ કારણ-સર નષ્ટ થઈ જાય, તો આ આંખો, બહારથી સાબુત જણાવા છતાં તેનાથી જોવાનો અનુભવ થઈ શકતો નથી. એવોજ પ્રકાર બધી ઇંદ્રિયોની બાબતમાં છે. હવે એ ઇંદ્રિયશક્તિઓ અથવા કેન્દ્રો પોતે પણ તેમની સાથે અન્ય કશાનું જોડાણ થયા વગર અનુભવ કરી શકતાં નથી. એ અન્ય કશું તે મન છે. એ તો ઘણી વાર તમારા અનુભવમાં આવ્યું હશે કે, જ્યારે તમે કોઈ ગહન વિચારમાં મગ્ન થયા હો છો ત્યારે ઘડિયાળમાં ટન્ ટન્ ટકોરા વાગે છે છતાં ટકોરા વાગ્યાનું ભાન તમને થતું નથી. કેમ વારુ એમ થતું હશે? કાન જેમના તેમ સાબુત છે; ટકોરાના ધ્વનિનાં મોજાં તેમાં પ્રવેશે છે પણ ખરાં અને ઇંદ્રિય કિંવા-કેન્દ્ર તેને મસ્તિષ્કને પહોંચાડે પણ છે, છતાં તમને શ્રવણભાન નથી થતું તેનું કારણ એ કે મનનો તે ઇંદ્રિય સાથે સંયોગ થયો નથી હોતો. બહારના પદાર્થની છાપ ઇંદ્રિયો સુધી પહોંચે છે તે વખતે ઇંદ્રિયો સાથે મનનું જો સરખું જોડાણ થયું હોય છે, તોજ મન તેમનું ગ્રહણ કરે છે અને પછી તેમના-પર અહંતાનો જાણે રંગ ચઢાવે છે. ધારો કે, હું કામમાં તલ્લીન હોઉં તે વખતે એકાદો મચ્છર આવીને મારી આંગળીએ ચટકો ભરી જાય છે, પણ મને તે ચટકાનો અનુભવ થતો નથી. કારણ કે મારું મન તે વખતે અન્ય કશાની જોડે સંલગ્ન થયું હતું. પછી, જ્યારે મારું મન ઇંદ્રિયોને પહોંચેલી છાપ સાથે સંયોજિત થાય છે, ત્યારેજ પ્રતિક્રિયા ઉત્પન્ન થાય છે, અને એ પ્રતિક્રિયાની સાથેજ મને મચ્છરનું ભાન થાય છે. તેથી મનનું ઇંદ્રિયની સાથે જોડાણ

થાય એટલેથીજ વાત પતતી નથી ઇચ્છાશક્તિના રૂપમા પ્રતિક્રિયા ઉત્પન્ન થવી જોઇએ આ શક્તિ કે જેમાથી પ્રતિક્રિયા જન્મે છે તે શક્તિ જ્ઞાનશક્તિ અથવા બુદ્ધિ કહેવાય છે ત્યારે હવે ઇંદ્રિય જન્ય અનુભવ થવા માટે આટલી વસ્તુઓની જરૂર સિદ્ધ થાય છે— પ્રથમ તો સ્થળ કરણો અથવા સાધનો બરાબર હોવા જોઇએ, પછી ઇંદ્રિયો અથવા કેન્દ્રો વ્યવસ્થિત હોવા જોઇએ, તે પછી મનનુ જે તે ઇંદ્રિય સાથે ચોક્કસ જોડાણ થયેલુ હોવુ જોઇએ, તે પછી પ્રતિક્રિયા જન્મવી જોઇએ, અને જ્યારે આ બધી વાતો માગોપાગ સિદ્ધ હોય છે, ત્યારે તત્કાળ વિચાર ઝબુકે છે કે " હુ અને બહારનો પદાર્થ "— એટલે પછી અનુભવ, બોધ કે જ્ઞાન થાય છે સ્થૂળ ઇંદ્રિય જે માત્ર સાધન છે તે શરીરસ્થ છે, અને તેની પાછળ સૂક્ષ્મતર એવી આતરિક ઇંદ્રિયનુ સ્થાન છે તેની પછી મન, મનની પછી બુદ્ધિ અને બુદ્ધિની પછી અહતા રહેલી છે એ અહતા કહે છે કે ' હુ"—હુ જોઉં છુ, હુ સાભળુ છું, હુ જાણુ છુ, ઇત્યાદિ ઇત્યાદિ એ બધીજ ક્રિયા અમુક શક્તિઓના યોગે ચાલે છે એ શક્તિઓને પ્રાણશક્તિ કિવા એકલા પ્રાણતરીકે ઓળખવામા આવે છે મનુષ્યનો આ સ્થૂલભાગ યાને શરીર કે જેમા ઇંદ્રિયોના બાહ્ય-સાધન યાને કરણો આવેલા છે તેને સ્થૂળશરીર કહેવામા આવે છે એ સ્થૂળશરીરની પાછળ ઇંદ્રિયશક્તિઓ, મન, બુદ્ધિ તથા અહતા-ની પરપરા આવે છે એ અને પ્રાણ મળીને એક સમિશ્રણ બનાવે છે, જેને સૂક્ષ્મશરીર અથવા લિંગદેહ કહેવામા આવે છે આ ઇંદ્રિય શક્તિઓ, મન, બુદ્ધિ અને અહતા એ સૂક્ષ્મ તત્ત્વના બનેલા છે— એવા સૂક્ષ્મ કે આ સ્થૂળશરીર પર થતી ગમે તેવી ઇજા પણ તેમનો નાશ કરવા શક્તિમાન બનતી નથી શરીરપર થતા સપળાજ આઘાત પછી પણ તેઓ જેમના તેમ સલામત ટકી રહે છે આપણે જોઇએ છીએ તે સ્થૂળશરીર સ્થૂળદ્રવ્યનુ બનેલુ છે, અને તેથી તે નિરતર બદલાતુ રહે છે અને વખતોવખત તેનો જીર્ણોદ્ધાર થયા કરે છે પરતુ આતરિક ઇંદ્રિયો, મન, બુદ્ધિ તથા અહતા સૂક્ષ્મ તમ દ્રવ્યના બનેલા છે તેથી તે યુગોના યુગો સુધી ચાલ્યા કરે એ મન બુદ્ધિ વગેરે એવા તો સૂક્ષ્મ છે કે તેમનો અટકાવ કરવાને કે તેમની સામે થવાને કોઇજ સમર્થ થતુ નથી તેથી તેઓ કોઇ પણ અતરાયને ભેદીને પાર જઇ શકે છે સ્થૂળશરીર અચેતન છે, તેમ સૂક્ષ્મ શરીર પણ, સૂક્ષ્મ છતા જડ દ્રવ્યનુ બનેલુ હોવાથી નિશ્ચેતન છે એ સૂક્ષ્મ શરીરનો એક અશ મન, બીજો બુદ્ધિ અને ત્રીજો અહતા નામે ઓળખાય છે છતા તેમાથી એકેયમા ' જ્ઞાતા ' હોવાની તાકાત નથી. એમાની એકે ચીજ અનુભોક્તા અને સાક્ષી થઇ શકતી નથી. તેથી ઠરે છે કે મન,

બુદ્ધિ કે અહંતા માટે થતી આ બધીજ ક્રિયાઓ અને હલચલો કોઇ બીજાને માટેજ થતી હોવી જોઇએ વળી એ મન, બુદ્ધિ ને અહંકાર સૂક્ષ્મ પણ જડ દ્રવ્યના બનેલા હોવાથી સ્વ-પ્રકાશી હોઈ શકે નહિ, યાને તેમનો પ્રકાશ અને તેમની તેજસ્વિતા તેમની પોતાની અંદર હોવાનો સંભવ નથી દાખલાતરીકે, આ મેજનો આવિર્ભાવ અથવા પ્રકાશ કોઈ જડ દ્રવ્યને આધારી હોઈ શકતો નથી, તેવી રીતે આ મનની ત્રિપુટીનો પ્રકાશ પણ સૂક્ષ્મ દ્રવ્યને આધારી હોઈ શકે નહિ તેથી તે બધાની પાછળ એવું કોઈ કે કશું હોવુંજ જોઇએ કે જે પ્રકૃત પ્રકાશક, પ્રકૃત દ્રષ્ટા અને પ્રકૃત ભોક્તા હોય એ કોઇ અગર કશાને સંસ્કૃતમાં આત્મા-તરીકે ઓળખવામાં આવે છે એ આત્માજ વસ્તુઓને વાસ્તવિક રીતે જુએ છે અને અનુભવે છે બહારના સ્થૂળ કરણો અને ઇંદ્રિયો બાહ્ય છાપોને ગ્રહણ કરે છે અને મનને સાદર કરે છે, મન તેમને બુદ્ધિ આગળ રજુ કરે છે અને બુદ્ધિ જાણે અહંતારૂપી એક જાતના દર્પણ કે અરીસાની અંદર તેમનું પ્રતિબિંબ પાડે છે, એટલે તે દર્પણની પાછળ રહેલો આત્મા તેમના પર નજર ફેરવે છે, અને પોતાના હુકમો ને સૂચનાઓ છોડે છે એ આત્માજ આ બધા સાધનોનો શાસક ને નિયંતા છે, ગૃહનો માલીક છે અને શરીરરૂપી રાજ્યનો અભિષિક્ત અથવા તખ્તનશીન રાજા છે અહંતાશક્તિ, બુદ્ધિશક્તિ, વિચારશક્તિ અથવા મન, ઇંદ્રિયશક્તિ, કરણો અને શરીર–એ બધાજ એના અર્થાત્ આત્માના હુકમોને માન્ય કરે છે ને તે પ્રમાણે અનુસરે છે એ આત્માજ આ બધાને પ્રકાશિત કરે છે આ વાત મનુષ્યના આત્માની કિંવા જીવાત્માની થઈ એ પરથીજ આપણાથી સમજી શકાશે કે જગતના એક અલ્પ અંશ યાને વ્યષ્ટિની બાબતમાં જેવો પ્રકાર છે તેવોજ પ્રકાર જગતસમષ્ટિની બાબતમાં હોવોજ જોઇએ સાદૃશ્યતા એ જો જગતનો નિયમજ હોય, તો તો જગતનો પ્રત્યેક અંશ સમષ્ટિની યોજનાપરજ રચાયલો હોવો જોઇએ તેથી આપણે સ્વાભાવિક રીતેજ માની લઇએ છીએ કે, સ્થૂળ જડાત્મક રૂપ જેને આપણે આપણું જગત કહીએ છીએ, તેની પાછળ પણ સૂક્ષ્મતર દ્રવ્યનું બનેલું જગત, જેને આપણે વિચાર કહી-એ છીએ તેનું અસ્તિત્વ હોવું જોઇએ, અને તેની પાછળ એક આત્મા પણ હોવોજ જોઇએ, કે જે આ બધા વિચારને શક્ય બનાવતો હોય, આજ્ઞાઓ છોડતો હોય અને આ જગતનો અભિષિક્ત રાજા હોય દરેક મન અને શરીરની પાછળ રહેલો આત્મા 'પ્રત્યગાત્મા' યાને વ્યક્તિગત આત્મા કહેવાય છે, અને જે આત્મા જગતની પાછળ તેના માર્ગદર્શક, શાસક અને હાકેમતરીકે આવેલો છે, તે ઇશ્વર કહેવાય છે

હવે બીજી જે વાતનો વિચાર કરવાનો છે તે એ કે, આ બધી

વસ્તુઓ ક્યાંથી આવે છે? એના જવાબમાં હું સામો સવાલ કરું છું કે 'આવવું' એ શબ્દથી તમે શું કહેવા માગો છો? જો એ શબ્દથી તમે એમ કહેવા માગતા હો કે, વસ્તુઓ શૂન્યમાંથી ઉત્પન્ન થાય છે, તો તેમ બનવું કેવળ અશક્ય છે. આ બધી સૃષ્ટિની ઉત્પત્તિ શૂન્યમાંથી તો હોઇ શકેજ નહિ. કારણ વગર કશાની ઉત્પત્તિ સંભવે નહિ, અને કાર્ય એ તો કારણનું પુનરાવર્તનમાત્ર છે. અહીંઆ એક કાચ છે. ધારો કે તેના ભાગીને ચૂરા કરી નાખીએ, પછી તેને પીસીને ઝીણો ભૂકો કરીએ અને તે પછી રાસાયણિક દ્રવ્યોથી તેનો લગભગ નિ:શેષ ધ્વંસ કરી નાખીએ; તો તેથી શું તે કાચ શૂન્યમાં પાછો સમાઇ જશે કે? ખચિતજ નહિ એના આકારનો ભંગ થશે, પણ જે અણુઓનો તે બનેલો છે તે અણુઓ તો હયાતજ રહેશે એ અણુઓ આપણી ઇંદ્રિયોને અગમ્ય બનશે, છતાં પણ રહે છે તો ખરાજ; અને એ વાત તદ્દન શક્ય છે કે, એ અણુઓમાંથી બીજો કાચ પણ બને આ વાત જો એક બાબતમાં સત્ય હોય, તો તે દરેક બાબતમાં પણ તેમજ હશે. મતલબ કે, શૂન્યમાંથી તો કશું બની શકેજ નહિ, તેમ કશાને શૂન્યમાં પાછું પણ મોકલી શકાય નહિ હા, તે સૂક્ષ્મતર અને સૂક્ષ્મતર બને અને ફરી પાછુ સ્થૂળતર ને સ્થૂળતર બને ખરૂ. દાખલાતરીકે વરસાદનું બિંદુ વરાળરૂપે સમુદ્રમાંથી ખેંચાય છે અને હવા મારફત પર્વત ભણી ઘસડાય છે; ત્યાં તે ફરીને પાણીરૂપમાં બદલાય છે અને સેંકડો માઇલ વહેતું વહેતું પાછું પોતાની સમુદ્રરૂપી માને જઇને મળે છે. બીજ ઝાડને ઉત્પન્ન કરે છે, ઝાડ મરી જાય છે અને પાછળ માત્ર બીજજ મૂકતું જાય છે. એ બીજમાંથી ફરી પાછું તે બીજા ઝાડરૂપે પ્રગટે છે, અને તે પણ પાછું અંતે બીજરૂપમાં પરિણમે છે તથા એ રીતની ક્રિયા ચિરકાળ ચાલ્યાજ કરે છે. ત્રીજો દાખલો પક્ષીનો લઇએ પક્ષી ઇંડામાંથી નીકળે છે, સુંદર પક્ષી બને છે, જીવે છે અને પછી ભાવિ પક્ષીઓના બીજવાળાં બીજાં ઈંડાં મૂકીને મરી જાય છે. એવુંજ જનાવરોના સંબંધમાં છે, ને એવુંજ માણસોના સંબંધમાં પણ છે. પ્રત્યેક વસ્તુનો આરંભ ચોક્કસ બીજકોમાંથી યાને ચોક્કસ મૂળતત્ત્વોમાંથી યાને ચોક્કસ સૂક્ષ્મ રૂપોમાંથી થાય છે; પછી જેમ જેમ તે વસ્તુનો વિકાસ થતો જાય છે, તેમ તેમ તે સ્થૂળતર અને સ્થૂળતર બનતી જાય છે, અને પછી વળી તે પોતાના સૂક્ષ્મ રૂપમાં ફરી સમાઇ જાય છે. આખાજ જગતનો ક્રમ આ રીતે ચાલ્યા કરે છે. એક વખત એવો પણ આવે છે કે જ્યારે આ આખુંજ જગત પીગળી જાય છે અને સૂક્ષ્મતર અને સૂક્ષ્મતર બનતું જઇ આખરે જાણે બિલકુલ અદૃશ્ય થઇ જાય છે; પણ અતિ સૂક્ષ્મ દ્રવ્યતરીકે તો તે રહે છેજ. અર્વાચીન પદાર્થવિજ્ઞાન અને ખગોળ-

વિજ્ઞાનદ્વારા આપણે એટલું તો જાણી શક્યા છીએ કે, આ પૃથ્વી દિવસે દિવસે ઠંડી પડતી જાય છે, અને વખત જતાં તે બહુજ ઠંડી થઈ જશે અને પછી તેના ભાગોને ચૂરા બનશે, ને ફરીને ઈથર અથવા આકાશતત્ત્વ બનતાં સુધી તે સૂક્ષ્મતર ને સૂક્ષ્મતર બનતી જશે આમ છતાં પણ તેના રજકણો તો રહેશેજ, અને તેમાંથી બીજી પૃથ્વીની ઉત્પત્તિ માટેનું જરૂરી દ્રવ્ય તૈયાર થશે ફરીને પાછી તે લય પામશે અને ફરી બીજી ઉત્પન્ન થશે અર્થાત્ કે આ જગત તેના કારણોમાં પાછું સમાઈ જાય છે અને ફરીથી તેના મૂળ દ્રવ્યો સંયુક્ત બની આકાર ધારણ કરે છે સમુદ્રનું મોજું એક વાર જેમ સમાઈ જઈ ફરીને પાછું ઉછળી આકાર ધારણ કરે છે, તેમ આ કારણમાં પાછા સમાઈ જવાની અને ફરીને પાછા બહાર પડી આકાર ધારણ કરવાની ક્રિયાને સંકોચ અને વિકાસ ને નામે ઓળખવામાં આવે છે આ આખુંજ જગત જાણે એક વાર સંકોચાય છે અને બીજી વાર વળી વિકસિત થાય છે અર્વાચીન વિજ્ઞાનના પારિભાષિક શબ્દોમાં કહીએ તો તે વારાફરતી ક્રમ સંકુચિત થાય છે ને ક્રમવિકસિત થાય છે ક્રમવિકાસના સબંધમાં તમે સાંભળ્યુંજ હશે કે બધાંજ રૂપો નિકૃષ્ટ અવસ્થામાંથી ક્રમે ક્રમે ઉંચે ચઢતાં જઈ વૃદ્ધિમત થાય છે આ ધીમે ધીમે વધવાની ક્રિયાને ક્રમવિકાસ અથવા ઉત્ક્રાંતિ કહેવામાં આવે છે હવે દરેક વસ્તુને ક્રમવિકાસ હોય છે એ વાત સાચી, પણ પ્રત્યેક ક્રમવિકાસ ક્રમસંકોચનની પણ આગાહી કરે છે આપણે એ વાત તો જાણીએજ છીએ કે જગતમાં પ્રદર્શિત થયેલી શક્તિસમષ્ટિ બધેજ વખત તેની તેજ રહે છે, તથા દ્રવ્ય અથવા જડ તત્ત્વ અવિનાશી છે દ્રવ્ય અથવા જડ તત્ત્વનો એક અણુ સરખો તમારાથી ઓછો કરી શકાશે નહિ તેવી રીતે શક્તિમાંથી એક ફેર શક્તિ લઈ લેવાનું કે તેમાં એક ફેરનો ઉમેરો કરવાનું તમારું કે કોઈનું ગજું નથી અર્થાત્ કે તેમનું એકંદર પ્રમાણ તો તેનું તેજ રહે છે માત્ર ક્રમસંકોચન અને ક્રમવિકાસને યોગે તેનો આવિર્ભાવ બદલાયા કરે છે એટલુંજ તેથી સમજો કે અત્યારનો કલ્પ એ એની પૂર્વેના કલ્પના ક્રમસંકોચનમાંથી નીપજેલા ક્રમવિકાસ છે, અને આ કલ્પ પુનઃ ક્રમસંકુચિત થઈ જશે યાને સૂક્ષ્મતર ને સૂક્ષ્મતર બનતો જશે અને તેમાંથી બીજો કલ્પ ઉદ્ભવશે આ પ્રમાણે જગતનો વ્યવહાર એ રીતે ચાલે છે આ પરથી આપણને સમજાય છે કે, શૂન્યમાંથી કશાની ઉત્પત્તિ, એ અર્થમાં સૃષ્ટિ જેવું કશુંજ નથી એને માટે વધારે સારો શબ્દ એ છે કે, સૃષ્ટિ એટલે આવિર્ભાવ અને ઈશ્વર એ એનો આવિર્ભાવક છે સૃષ્ટિ એ જાણે ઈશ્વરના શ્વાસદ્વારા બહાર નીકળે છે, અને પુનઃ તે ઉચ્છ્વાસદ્વારા તેમાં લપાઈ જાય છે અને પુનઃ પાછો ઈશ્વર તેને

શ્વાસદ્વારા કાઢે છે. વેદોમા એને માટે એક સુંદર રૂપક વપરાયલું છે કે "એ નિત્યબ્રહ્મ જગતને ઉચ્છ્વાસ દ્વારા બહાર કાઢે છે અને શ્વાસદ્વારા પુનઃ અંદર લઇ લે છે." જેવીરીતે આપણે એક નાના રજકણને ઉચ્છ્વાસ દ્વારા બહાર કાઢી દઇએ છીએ અને પુનઃ શ્વાસદ્વારા અંદર લઈએ છીએ તેમ આ બધી વાત તો સારી છે, પણ એ સંબંધમા કોઇ તરફથી એવો પ્રશ્ન ઉઠવાનો સંભવ છે કે "સૌથી પહેલા કલ્પ વખતે શું સ્થિતિ હતી?" એના ઉત્તરમા હું સામો સવાલ પૂછીશ કે "સૌથી પહેલો કલ્પ એટલે શુ?" એવું પહેલા કે છેલ્લા કલ્પ જેવું કઇ છેજ નહિ. કાળને જો તમે આદિ કે આરંભ લગાડવા જશો, તો તેમ કરવા જતા તો કાળની સમસ્ત ભાવનાજ નષ્ટપ્રાય થઇ જશે. એવી કોઇ હદ વિચારી કાઢવાનો પ્રયત્ન કરો કે જ્યા કાળની શરૂઆત થઇ હોય. એ હદની પેલી પાર તમારે કાળની કલ્પના કરવી પડશે. તેવી રીતે દેશ અથવા સ્થાનની શરૂઆત જ્યા થતી હોય એવું કશું વિચારી કાઢવાની કોશીશ કરશો તો તે હદની પારજ દેશ અગર સ્થાનનો તમારે વિચાર કરવો પડશે અર્થાત્ કે દેશ અને કાળ અનંત છે, અને તેથી તેમને આદિ કે અંત એમાથી એકેય નથી. ઈશ્વરે જગતને પાચ મિનિટમાં પેદા કર્યું અને પછી ઉંઘી ગયો, અને ત્યારથી તે હજી ઉંઘ્યાજ કરે છે; એવી ભાવના કરતા આ ભાવનાનો આ ખ્યાલ વધારે સારો છે. ઉલટપક્ષે, આ ભાવનાથી ઈશ્વર આપણને શાશ્વત સૃષ્ટાતરીકે હાથ લાગે છે. જગત એ જાણે ઉંચે ઉછળતા અને પુનઃ નીચે પછડાતા મોજાંની એક પરંપરા છે, અને ઈશ્વર એ શાશ્વત ક્રિયાનો સંચાલક સૂત્રધાર છે. જગત જેમ અનાદિ અનંત છે, તેમ ઈશ્વર પણ અનાદિ અનંત છે. આપણે જોઇ શકીએ છીએ કે, તેમ અવશ્ય હોવુંજ જોઇએ. કેમકે આપણે જો એમ કહીએ કે, એક વખત એવો હતો કે જ્યારે સ્થૂળ કિંવા સૂક્ષ્મ રૂપમા પણ સૃષ્ટિની હયાતી નહોતી, તો પછી એમજ ઠરે કે, ઈશ્વરનું અસ્તિત્વ પણ નહોતું, કેમકે ઈશ્વર એ તો સાક્ષીતરીકે આપણને જ્ઞાત છે. એટલે જગતનું જો અસ્તિત્વ નહોતુ તો ઈશ્વરનું પણ નહોતુ એમજ આપણે માનવું પડે. એક કલ્પના બીજીને અનુસરે છે, કારણનો ખ્યાલ આપણને કાર્યના ખ્યાલમાથીજ પ્રાપ્ત થાય છે; અને તેથી જો કાર્ય જેવું હોયજ નહિ, તો પછી કારણ જેવું પણ કઇ ન હોય તેથી સ્વાભાવિક રીતેજ સિદ્ધ થાય છે કે, જગતરૂપી કાર્યનું અસ્તિત્વ શાશ્વત છે, તેથી ઈશ્વરરૂપી કારણનું અસ્તિત્વ પણ શાશ્વત છે.

તેવી રીતે જીવાત્મા પણ શાશ્વત હોવો જોઇએ. કેમ? તો કે પ્રથમ તો આપણે જોઇએ છીએ કે, જીવાત્મા એ જડદ્રવ્ય નથી. તે સ્થૂળશરીર કે સૂક્ષ્મશરીર જેને આપણે મન કે વિચાર કહીએ

છીએ, તે બેમાંથી એકે નથી. તે ભૌતિક શરીર નથી, તેમ ખ્રિસ્તી-ધર્મમાં જેને આધ્યાત્મિક શરીર કહે છે તે પણ નથી. સ્થૂળશરીર અને આધ્યાત્મિક–એટલે કે સૂક્ષ્મશરીર રોજ પરિવર્તનને પાત્ર છે. સ્થૂળ શરીર પ્રત્યેક પળે પરિવર્તનને પાત્ર છે અને તે મરી પણ જાય છે, પણ સૂક્ષ્મ કિંવા આધ્યાત્મિક શરીર જીવાત્માની મુક્તિ થતાં સુધીના લાંબી અવધિઓ દરમ્યાન ટક્યા કરે છે, ને મુક્તિ થાય છે ત્યારેજ તેનો નાશ થાય છે. અર્થાત્ કે જ્યારે માણસને મુક્તાવસ્થાની પ્રાપ્તિ થાય છે ત્યારેજ સૂક્ષ્મ કિંવા આધ્યાત્મિક શરીરનો લય થાય છે, અને સ્થૂળશરીરનો તો મૃત્યુના પ્રત્યેક પ્રસંગે વિનાશ થાય છે. જીવાત્મામાં કોઈ અણુઓનો બનેલો નથી. તેથી તે અવિનાશી હોવોજ જોઈએ. વિનાશ શબ્દથી આપણે શું સમજીએ છીએ? તો કે વિનાશ એટલે જે દ્રવ્યોમાંથી કશું બન્યું છે તે મૂળ દ્રવ્યોનું છૂટાં પડી જવું. આ કાચને જો ભાંગીને ચૂરો કરવામાં આવે, તો તેના મૂળ દ્રવ્યો છૂટાં પડી જશે. એટલે તે કાચનો વિનાશ થયો કહેવાશે–અર્થાત્ રજકણોનું છૂટું પડી જવું તેને આપણે વિનાશ અથવા લય કહીએ છીએ. આ પરથી સ્વાભાવિક રીતેજ સિદ્ધ થાય છે કે, જે વસ્તુ રજકણોની કિંવા અણુઓની બનેલી નથી હોતી, તે કદાપિ છૂટી પડી શકતી નથી અને તેનો કદાપિ વિનાશ થતો નથી. જીવાત્મા કોઈ દ્રવ્યોનો બનેલો નથી. તે અવિભાજ્ય એકમ છે. તેથી સિદ્ધ થાય છે કે, તે અવિનાશી હોવોજ જોઈએ. વળી આજ કારણોને લઈને તે અનાદિ પણ હોવો જોઈએ. તેથી ઠરે છે કે, જીવાત્મા અનાદિ અને અનંત છે.

ત્યારે આપણને હવે ત્રણ અસ્તિત્વોની પ્રાપ્તિ થઈ. એક તો પ્રકૃતિ કે જે અનંત પણ વિકારી અથવા પરિવર્તનશીલ છે, સમસ્ત પ્રકૃતિ અનાદિ અને અનંત છે, પણ તેની અંદર નાનાવિધ ફેરફારો થતા રહે છે. પ્રકૃતિ એ હજારો વર્ષોથી સમુદ્ર પ્રત્યે દોડતી વહેતી એક નદીસમાન છે. નદી હમેશાં એકની એકજ હોય છે, પણ તે પ્રત્યેક પળે પરિવર્તનશીલ પણ હોય છે. કેમકે તેના પાણીના અણુઓની સ્થિતિ નિરંતર બદલાયા કરે છે. બીજું અસ્તિત્વ અવિકારી ને શાસક એવા ઈશ્વરનું છે અને ત્રીજું અસ્તિત્વ ઈશ્વરના જેવા અવિકારી જીવાત્માનું છે. એ જીવાત્મા શાશ્વત છે પણ શાસકને આધીન છે. એક માલીક છે, બીજો નોકર છે અને ત્રીજું અસ્તિત્વ શક્તિ કિંવા પ્રકૃતિરૂપે છે.

ઈશ્વર એ જગતના ઉત્પત્તિ, સ્થિતિ અને લયનું કારણ હોવાથી કાર્યને ઉત્પન્ન કરવા માટે કારણની વિદ્યમાનતા હોવીજ જોઈએ. એટલુંજ નહિ પણ કારણ એજ કાર્યમાં પરિણત થાય છે. કાચ એ અમુક દ્રવ્યો અને કાચ બનાવનારે વાપરેલી અમુક શક્તિઓના સંયોગમાંથી ઉત્પન્ન થાય છે–અર્થાત્ કાચમાં તે શક્તિના ઓછાવત્તા દ્રવ્યો રહેલાં છે. કાચની બનાવટમાં વપરાયલી શક્તિ

એ સઘટ્ટન કિવા વળગણુ શક્તિના રૂપમા પરિણત થઈ છે, અને જો એ સઘટ્ટન શક્તિ જતી રહે છે, તો કાચ ટુકડા થઈને નીચે પડે છે દ્રવ્યો પણુ કાચમા હોય છે, પણુ તેમનુ રૂપાતર થયેલુ હોય છે એટલુ જ—અર્થાત્ કે કારણુ એજ કાર્ય બનેલું હોય છે જ્યા જ્યા કાર્ય કિવા પરિણામ જેવુ તમારા જોવામા આવે, ત્યા ત્યા તમે તેનુ કારણમા પૃથક્કરણ કરી શકો છો કેમકે કારણુ એજ કાર્યતરીકે વ્યક્ત થાય છે આથી સિદ્ધ થાય છે કે, જો ઈશ્વર એજ જગતનું કારણુ હોય અને જગત એ તેનુ કાર્ય હોય, તો ઈશ્વરજ જગતરૂપમા પરિણત થયો છે તેવી રીતે જીવાત્માઓ જો કાર્યરૂપ હોય અને ઈશ્વર તેના કારણરૂપ હોય, તો ઈશ્વરજ જીવાત્માઓ બનેલો છે આથી પ્રત્યેક જીવ ઈશ્વરને। અંશ છે "જેવી રીતે અગ્નિના સમુદાયમાથી અગણિત તણુખા ઉડે છે, તેવીજ રીતે એ નિત્યબ્રહ્મમાથી જીવાત્માઓની આ સૃષ્ટિ ઉદ્‌ભવી છે"

ત્યારે, આપણે જોયુ છે કે શાશ્વત ઈશ્વર છે, તેમ શાશ્વત પ્રકૃતિ પણ છે, અને વળી અગણિત જીવાત્માઓ પણ છે. ધર્મના વિષયમા આ પ્રથમ ભૂમિકા થઈ તેને દ્વૈતભાવ કહેવામા આવે છે દ્વૈતભાવ એટલે એવી ભૂમિકા કે જ્યા રહીને મનુષ્ય ઈશ્વરને અને પોતાને શાશ્વત ભિન્ન નિહાળે છે. એ ભૂમિકામા ઈશ્વર પોતે એક અલગ અસ્તિત્વ છે, જીવાત્મા પોતે એક અલગ અસ્તિત્વ છે અને પ્રકૃતિ પોતે પણ એક અલગ અસ્તિત્વ છે આ દ્વૈતવાદ થયો આ દ્વૈતવાદ એમ માને છે કે, કર્તા અને કર્મ પ્રત્યેક બાબતમા એક-બીજાથી ઉલટા છે મનુષ્ય જ્યારે પ્રકૃતિને નિરખે છે, ત્યારે મનુષ્ય એ કર્તા છે, અને પ્રકૃતિ એ કર્મ છે. ને કર્તા અને કર્મમા દ્વૈત-ભાવ જુએ છે જ્યારે તે ઈશ્વર ભણી જુએ છે, ત્યારે ઈશ્વરને તે કર્મતરીકે જુએ છે અને પોતાને કર્તા દાખલ જુએ છે—અર્થાત્ કે તેઓ પરસ્પર તદ્દન નિરાળા છે આ ઈશ્વર અને મનુષ્ય વચ્ચેનું દ્વૈત થયુ. ધર્મનો આ સામાન્યત પ્રથમ ખ્યાલ છે

તે પછી, હમણાજ હુ તમને બતાવી ગયો તે ખ્યાલ બીજો આવે છે મનુષ્યને ક્રમેક્રમે દેખાવા માડે છે કે, જો ઈશ્વર એ જગતનુ કારણુ હોય અને જગત એ તેનું કાર્ય હોય, તો તો ઈશ્વર પોતેજ જગત તથા જીવાત્મા બનેલો છે, અને મનુષ્ય પોતે ઈશ્વર-રૂપી સમષ્ટિનો એક અશમાત્ર છે આપણે માત્ર અગ્નિસમુદાય-ના તણુખા જેવા ક્ષુદ્ર અસ્તિત્વો છીએ, અને જગત સમગ્ર એ ઈશ્વર પોતાનોજ આવિર્ભાવ છે આ બીજુ પગથીઉ થયુ એને વિશિષ્ટાદ્વૈત કહે છે જેવી રીતે મારે આ શરીર છે અને આ શરીર આત્માને ઢાકી રાખે છે, તથા જીવાત્માનુ અસ્તિત્વ શરીર-મા અને શરીરની મારફત છે, તેવીજ રીતે આ જીવાત્માઓની

તથા પ્રકૃતિના રૂપોની સમગ્ર સૃષ્ટિ, એ જાણે ઈશ્વરનું શરીર છે. જ્યારે ક્રમસંકોચનનો અવધિ આવે છે, ત્યારે જગત સૂક્ષ્મતર ને સૂક્ષ્મતર બને છે, છતાં ઈશ્વરના શરીરતરીકે તો તે સૂક્ષ્મરૂપમાં પણ કાયમ રહે છેજ હવે જ્યારે સ્થૂલ આવિર્ભાવ પ્રગટે છે, ત્યારે પણ જગત ઈશ્વરના શરીરતરીકે રહે છે જેવી રીતે માનવઆત્મા એ માનવદેહનો અને મનનો જીવ છે, તેવી રીતે ઈશ્વર એ આપણા જીવાત્માનો પણ આત્મા છે યાને પરમાત્મા છે "આત્માઓનો પણ આત્મા"—એવો પ્રયોગ તો દરેક ધર્મમાં થતો તમે બધાએ સાંભળ્યો છે એ પ્રયોગ આવાજ અર્થમાં થાય છે ઈશ્વર જાણે એ જીવાત્માઓમાં રહે છે, તેમને દોરે છે અને તે બધાપર અમલ ચલાવે છે. પહેલા એટલે કે દ્વૈતભાવમાં આપણે પ્રત્યેક જણ ઈશ્વર તેમજ પ્રકૃતિથી શાશ્વત ભિન્ન એવી એકેક વ્યક્તિ મનાઈએ છીએ. ત્યારે બીજામાં એટલે કે વિશિષ્ટાદ્વૈત ભાવમાં આપણે વ્યક્તિઓ તો છીએ, પણ ઈશ્વરથી ભિન્ન નથી એ વિશિષ્ટાદ્વૈતના મત મુજબ આપણે એક સમુદાયમાં તરતા નજકણો છીએ, અને એ સમુદાય તે ઈશ્વર છે અર્થાત્ કે આપણે વ્યક્તિઓ છીએ પણ ઈશ્વરમાં એક છીએ. આપણે બધાજ એની અંદર છીએ, આમ છતાં પણ એ ભાવ મુજબ મનુષ્ય ને મનુષ્ય વચ્ચે, તથા મનુષ્ય ને ઈશ્વર વચ્ચે ભિન્ન છતાં અભિન્ન એવું આકરૂં વ્યક્તિત્વ તો રહે છેજ

આ ઠેકાણે હવે, એક સૂક્ષ્મતર સવાલ ખડો થય છે. તે એવો કે 'અનંતને તે વળી અંશો હોઈ શકે ખરા ? અનંતના અંશો એટલે શું સમજવું ?" આ પ્રશ્નને જો તમે તર્કશક્તિ વાપરીને બુદ્ધિની કસોટીપર ચઢાવી જોશો, તો તમને જણાશે કે એમ થવું યાને અનંતને અંશો હોવા અશક્ય છે અનંતના ભાગલા પડી શકેજ નહિ, અનંત તો હમેશાં અખંડ અનંતજ રહે છે તેના ભાગલા જો પડીજ શકતા હોય તો તેનો એકે એક ભાગ અમર અને પણ અનંતજ હોય, અને બે અનંતનું અસ્તિત્વ તો કદાપિ હોઈ શકેજ નહિ છતાં ધારો કે હોય, તો તો વાત એવી બને કે એક અનંત બીજાને મર્યાદિત કરે, એટલે બન્નેય સાંત બની જાય. માટે સિદ્ધ થાય છે કે અનંત તો અવિભાજ્ય એકજ હોઇ શકે આ પ્રમાણે અંતિમ નિર્ણય એ પ્રાપ્ત થાય છે કે, અનંત એક છે, અનેક નથી; અને તેજ એક અનંત આત્મા સહસ્રાવધિ કિંબહુના કોટયવધિ દર્પણો દ્વારા પ્રતિબિંબિત થઈ અનેકવિધ જીવાત્માઓતરીકે દેખાય છે. એજ અનંત આત્મા જગતની પૃષ્ઠભૂમિ છે, અને તેનેજ આપણે ઈશ્વર કહીએ છીએ એજ અનંત આત્મા માનવી મનની પૃષ્ઠભૂમિ છે, અને તેનેજ આપણે માનવઆત્મા કિંવા જીવ કહીએ છીએ.



# ૨૫—જગતશાસ્ત્ર

જગત બે જાતનાં છે. એક સૂક્ષ્મ જગત કિંવા આતર જગત, અને બીજું સ્થૂળ જગત કિંવા બાહ્ય જગત. એ બન્નેમાથી આપણને અનુભવદ્વારા સત્યોની પ્રાપ્તિ થાય છે. આતર અનુભવમાથી મળેલા સત્યોના પરિણામતરીકે માનસશાસ્ત્ર, અધ્યાત્મશાસ્ત્ર અને ધર્મ છે, ત્યારે બાહ્ય અનુભવમાથી મળેલા સત્યોના પરિણામરૂપ ભૌતિક વિજ્ઞાનશાસ્ત્રો છે. હવે કોઇ પણ સંપૂર્ણ સત્ય આ બન્ને જગતોમા થતા અનુભવો સાથે એકવાક્ય હોવુ જોઇએ યાને સૂક્ષ્મજગતનો અનુભવ સ્થૂળજગતના અનુભવનો સાક્ષીપૂરક હોવો જોઇએ, અને સ્થૂળજગતનો અનુભવ સૂક્ષ્મજગતના અનુભવનો સાક્ષીપૂરક હોવો જોઇએ—અર્થાત્ ભૌતિક સત્યના અનુભવની પ્રતિછાયા અથવા નકલ આતરજગતમા અને આતરજગતના અનુભવની સાબીતી બાહ્યજગતમા મળવી જોઇએ. આમ છતા, આમાના અનેક સત્યો, એક નિયમતરીકે પરસ્પર વિરોધી જણાય છે. દુનિયાના ઇતિહાસના એક યુગમા આતરસત્યો સર્વોપરિ બને છે, અને તેઓ બાહ્ય સત્યો સાથે ઝઘડવા માડે છે. વર્તમાનકાળમા બાહ્ય સત્યો યાને ભૌતિક શાસ્ત્રો પ્રબળ બન્યા છે, અને તેમણે માનસશાસ્ત્રો તેમજ અધ્યાત્મશાસ્ત્રોને દબાવી દીધા છે. મારા જ્ઞાનની ગતિ જ્યાસુધી પહોચે છે, ત્યાસુધી મને તો લાગે છે કે માનસશાસ્ત્રના અગત્યના અશોની, વર્તમાન ભૌતિકશાસ્ત્રના જ્ઞાનના અગત્યના અશો સાથે સંપૂર્ણ એકવાક્યતા છે. કોઇ પણ એકજ વ્યક્તિને દરેક બાબતમા મહાન થવાનો અધિકાર મળેલો હોતો નથી; તેજ પ્રમાણે જ્ઞાનના સકળ ક્ષેત્રોની શોધખોળમા સરખા સામર્થ્યવાન હોવાનો અધિકાર પણ કોઈ એકજ જાતિ અથવા પ્રજાને મળેલો હોતો નથી. વર્તમાનકાળની યૂરોપીયન પ્રજાઓ બાહ્યજગતના ભૌતિક જ્ઞાનમા અતિ પ્રબળ છે, પણ મનુષ્યના આતરસ્વભાવના અભ્યાસમા યાને આતરજગતની વિદ્યામા તેઓ એટલા પ્રબળ નથી. ત્યારે બીજા હાથપર પૂર્વીય પ્રજાઓ બાહ્ય ભૌતિક જગતની શોધમા બહુ પ્રબળ નીવડી નથી, પણ આતરિક જગતની શોધોમા અત્યત પ્રબળ નીવડી છે તેથીજ આપણને પૂર્વીય પ્રજાઓના પદાર્થવિજ્ઞાન અને બીજાં ભૌતિક વિજ્ઞાનશાસ્ત્રોનો પાશ્ચિમાત્ય પ્રજાઓના વિજ્ઞાનશાસ્ત્રો સાથે મેળ

ખાતો નથી જણાતો તેવીજ રીતે પાશ્ચિમાત્ય માનસશાસ્ત્રનો પૌર્વાત્ય માનસશાસ્ત્ર સાથે મેળ નથી ખાતો, તેનું કારણ પણ એજ છે. પૌર્વાત્ય ભૌતિકશાસ્ત્રીઓએ ભૌતિકવિદ્યાના વિષયમાં પાશ્ચિમાત્ય ભૌતિક વિજ્ઞાનીઓ સામે નાસતું લીધું છે, અને પૂર્વના લોકો એ વિષયમાં પશ્ચિમના લોકો સામે ટકી શક્યા નથી તેમ છતાં દરેક પક્ષ સત્ય ઉપર આધાર રાખવાનો દાવો કરે છે, અને આપણે ઉપર જણાવી ગયા તેમ કોઈ પણ જ્ઞાનના વિષયમાં પ્રાપ્ત થયેલું કુદરતી સત્ય પરસ્પર વિરોધક નહિ હોય અર્થાત્ જે આંતરિક જગતના સત્યો હોય તેજ બાહ્યજગતના સત્યો હોવા જોઈએ, અને તેમ છે પણ ખરૂં

આધુનિક ખગોળવેત્તાઓ અને પદાર્થવિજ્ઞાનીઓના મતાનુસાર જગતના સિદ્ધાંતો શા છે, તેની આપણને બરાબરજ ખબર છે, અને આની સાથે આધુનિક ભૌતિક વિજ્ઞાનવેત્તાઓ યૂરોપની અધ્યાત્મવિદ્યાના મૂળીઆ કેવી ભયંકર રીતે વાઢે છે તેની પણ આપણને ખબર છે. ભૌતિક વિજ્ઞાનની અંદર આજે જે જે શોધો થાય છે, તે દરેક અધ્યાત્મવિદ્યાના કિલ્લાપર ઝીંકાતા ગોળાની ગરજ સારે છે, અને તેથી આ ભૌતિક વિજ્ઞાનની શોધખોળોને દાબી દેવાને અધ્યાત્મશાસ્ત્રવેત્તાઓએ વખતોવખત કેવા પ્રયત્નો કર્યાં છે, તેની પણ આપણું સૌને ખબર છે.

આ હેતુથી હું તમારી આગળ જગતશાસ્ત્ર અને તેને લગતા બીજા બધા વિષયો વિષે અમારા પૌર્વાત્ય લોકોના આધ્યાત્મિક વિચારો કેવા છે તેની ચર્ચા કરીશ, અને તે પરથી તમને જણાશે કે, અમારા એ આધ્યાત્મિક મતો અર્વાચીનકાળની તમારી ભૌતિક વિજ્ઞાનની છેક તાજી શોધો સાથે કેવી અજબ રીતે મળતા આવે છે અને જ્યાં જ્યાં એવો મેળ ખાતો નહિ માલમ પડે, ત્યાં ત્યાં આધુનિક ભૌતિક વિજ્ઞાનની ઉણપ છે યાને એ મુદ્દાઓપર ભૌતિક વિજ્ઞાનને હજી શોધ કરવાની બાકી છે, અને નહિ કે અમારા સત્યો ખોટા છે. કુદરત અથવા પ્રકૃતિ એ શબ્દ તો આપણે બધાજ વાપરીએ છીએ. પ્રાચીનકાળના સાંખ્યતત્ત્વવેત્તાઓ એને પ્રકૃતિ અને અવ્યક્ત એવા બે જૂદા જૂદા નામોથી ઓળખાવતા. 'પ્રકૃતિ' એ અંગ્રેજી 'નેચર' યાને કુદરત શબ્દને અધિકાંશ મળતો છે, ત્યારે અવ્યક્ત એ એનું વધારે શાસ્ત્રીય નામ છે યાને પારિભાષિક શબ્દ છે. એ પ્રકૃતિ અથવા અવ્યક્તમાંથી અણુઓ, પરમાણુઓ અને મન, વિચાર તથા બુદ્ધિની શક્તિઓ પ્રગટે છે. હિંદુસ્થાનના તત્ત્વવેત્તાઓએ તથા માનસશાસ્ત્રવેત્તાઓએ યુગો પૂર્વે, મનને જડસ્વાત્મક કહીને ઓળખાવ્યું છે, એ જાણીને તમને અજાયબી ઉપજશે. વર્તમાન યુગના આર્ટીક યાને અનાત્મવાદીઓ કિંવા જડવાદીઓ

પણ શેનો પ્રયત્ન કરી રહ્યા છે? એજ દેખાડવાનો કે, મન એ શરીરના જેટલીજ પ્રકૃતિની પેદાશ છે. અને એવીજ રીતે વખત જતા આજ જડવાદીઓને મોઢે આપણે સાભળીશુ કે, વિચાર તથા બુદ્ધિ પણ અવ્યક્ત અથવા પ્રકૃતિમાથી ઉદ્‌ભવી છે. અમારા સાખ્યવેત્તાઓ પ્રકૃતિની વ્યાખ્યા, 'સત્ત્વ, રજસ અને તમસ નામે ઓળખાતી ત્રણ શક્તિઓનું સમતોલપણું' એવી કરે છે કનિષ્ઠમાં કનિષ્ઠ શક્તિ જે તમસ, તે દેખીતી રીતે આકર્ષક યાને આગળ ખેચનારી શક્તિ છે, તેના કરતા જરા ચઢિયાતી રજસ શક્તિ એ પ્રતિસારક યાને પાછળ ઠેલનારી શક્તિ છે; અને સર્વોત્કૃષ્ટ જે સત્ત્વશક્તિ તે તમસ અને રજસ શક્તિઓનુ સમતોલપણું છે; તેથી જ્યારે આ આકર્ષક અને પ્રતિસારક બંને ઉભય શક્તિઓ સત્ત્વશક્તિના સંપૂર્ણ કાબુમા હોય છે, ત્યારે સૃષ્ટિ જેવુ અગર જગતમા ગતિ જેવુ કંઇજ હોતુ નથી. આ સમતોલપણુ ખોવાય છે અગર તેમા કઇ ખલેલ પહોચે છે તથા તમસ ને રજસ એ બે શક્તિઓમાની એક શક્તિ ચઢી વાગે છે, ત્યારેજ ગતિનો સચાર થાય છે અને સૃષ્ટિની શરૂઆત થવા માડે છે. આવી ઘટના કલ્પે કલ્પે કે અમુક કાલાવધિએ થયા કરે છે. મતલબકે, એક કાલાવધિ સમતોલપણાના ક્ષોભનો કિંવા ખલેલનો આવે છે ત્યારે શક્તિઓનુ જોડાણ અને પુનર્જોડાણ થવા માડે છે; એટલે સૃષ્ટિના પદાર્થોનુ બહાર આગમન થાય છે. આની સાથે સાથેજ પ્રત્યેક વસ્તુનું વલણ પોતાની અસલ સમતોલપણાની સ્થિતિને પુનઃ પ્રાપ્ત થવાનુ હોય છે, એટલે પાછો એક કાલાવધિ એવો આવે છે કે જ્યારે સકળ વ્યક્તતાનો યાને સૃષ્ટિમાત્રનો સર્વાંશે ધ્વસ કિવા લય થઈ જાય છે ફરી પાછું અમુક કાલાવધિ બાદ સૂક્ષ્મ સમષ્ટિમા દખલ ઉત્પન્ન થાય છે, સ્થૂળસૃષ્ટિ બહાર પડે છે, અને પુન. ધીમે ધીમે મોજાની માફક શમી જાય છે. દરેક ગતિ, તેમ જગતમાની પ્રત્યેક ચીજ, ઉદય અને પતનના ક્રમને અનુસરતા સાગરના મોજાની સાથે સરખાવી શકાય. આમા કેટલાક તત્ત્વવેત્તાઓ એમ માને છે કે, અમુક અવધિપર્યંત તો વિશ્વસમસ્ત શમી જાય છે; ત્યારે બીજા કેટલાક એમ માને છે કે, આ શાતતા અથવા લયની ક્રિયા અમુક એક લોકનેજ લાગુ પડે છે; એટલે કે આપણી આ સૃષ્ટિ યાને સૌરસૃષ્ટિ શાત પડીને અવ્યક્ત સ્થિતિમા લય પામશે, ત્યારે લક્ષાવધિ નાની સૃષ્ટિઓ એથી ઉલટા ક્રમને પ્રાપ્ત થશે–અર્થાત્ તેઓ વ્યક્તાવસ્થાને પામશે કિંવા પ્રગટ થશે મને જો પૂછવામા આવે તો તો હું આ બીજા અભિપ્રાયનેજ મળતો થાઉં એટલે કે આ લયની ક્રિયા અખિલ બ્રહ્માડમા એક સમયાવચ્છેદે યાને એકી વખતે નથી બનતી અને જૂદા જૂદા ભાગોમા જૂદો જૂદો પ્રકાર ચાલે છે. એ ગમે તેમ બનતું હોય

તેની સાથે અત્યારે આપણને કંઈ લેવા દેવા નથી; પરંતુ મુદ્દો તો બન્નેનો એકજ છે કે, આપણે જે જે કંઈ જોઈએ છીએ—એટલે કે પ્રકૃતિ સમસ્ત ઉદય અને અસ્તના અનુક્રમમાં પ્રગતિ કરે છે એ અસ્તક્રિયાને યાને સંપૂર્ણ સમતોલપણાની ભૂમિકાની પુનઃ પ્રાપ્તિને પ્રલય ક્રિયા કલ્પનો અંત કહેવામાં આવે છે. જગતની આ ઉત્પત્તિ અને પ્રલયની ક્રિયાઓને હિંદુસ્થાનના આસ્તિક અથવા ઈશ્વરવાદી લેખકોએ ઈશ્વરના શ્વાસોશ્વાસની સાથે સરખાવી છે. એટલે કે ઈશ્વર જાણે કે ઉચ્છ્વાસદ્વારા સૃષ્ટિને બહાર કાઢે છે અને શ્વાસદ્વારા પાછી તેને અંદર ખેંચી લે છે. હવે પ્રશ્ન એ રહે છે કે, પ્રલયને અંતે જગતનું શું થાય છે? એનો જવાબ એવો છે કે, પ્રલયાંતે જગતનું અસ્તિત્વ સૂક્ષ્મતર રૂપમાં, અને સાંખ્યશાસ્ત્રની ભાષામાં કહીયે તો કારણમાં મોજુદ રહે છે. પ્રલયાંતે પણ જગત કાર્યકારણ તથા દેશ-કાળના ભાવોથી મુક્ત બનતું નથી પણ તેઓ તો જેમના તેમ રહે છે. તેથી પ્રલયાંતે જગત અતિ સૂક્ષ્મ અને બારીક રૂપને પ્રાપ્ત થાય છે એટલુંજ. હવે ધારો કે આપણા સહવાસનો પ્રત્યેક પદાર્થ એક ક્ષુદ્ર પરમાણુ બની જાય ત્યાંસુધી આ આખું જગત સંકોચાવા માંડે છે તો એ વસ્તુસ્થિતિમાં આપણને થઈ રહેલા પરિવર્તનનો મુદ્દલ ભાસ નહિ થાય કેમકે આપણા સંબંધની પ્રત્યેક ચીજ એક સમપ્રમાણમાં યાને એકી વખતે સંકુચિત થતી હોય છે એ રીતે બધુંજ વિશ્વ શમી જાય છે, અને ફરી પાછું પ્રગટ થાય છે, કારણ કાર્યને પ્રગટાવે છે અને એ રીતે તે ચાલ્યાજ કરે છે.

વર્તમાન સમયમાં આપણે જેને 'મૅટર' કહેતા જડ દ્રવ્યતરીકે ઓળખીએ છીએ, તેને પ્રાચીન કાળના તત્વવિદો પંચમહાભૂતો યાને બાહ્ય મૂળ તત્વો કહેતા. તેમના મત મુજબ એમાંનું એક મહાભૂત અથવા મૂળ તત્વ શાશ્વત છે, અને બીજાં બધાંજ મહાભૂતો અથવા મૂળ તત્વો આ શાશ્વત એક મહાભૂતમાંથીજ પ્રગટે છે. એ શાશ્વત મહાભૂતનું નામ આકાશ છે. એ આકાશનું મૂળ તત્વ અર્વાચીન ભૌતિક વિજ્ઞાનીઓના ઈથર તત્વને આબેહૂબ તો નહિ પણ કંઈક મળતું છે. આ આકાશતત્વની સાથે પ્રાણ નામે ઓળખાતી પ્રધાન શક્તિનું અસ્તિત્વ છે. એ પ્રાણ અને આકાશ વચ્ચે જોડાણ અને પુનઃ જોડાણની ક્રિયાના પરિણામે બીજાં મહાભૂતો અથવા મૂળ તત્વો પ્રગટ થાય છે. કલ્પાંતે બધુંજ શમી જઈને આ આકાશ અને પ્રાણમાંજ લીન થાય છે. મનુષ્યજાતિનો જૂનામાં જૂનો ગ્રંથ જે ઋગ્વેદ તેનો એક સુંદર અને અતિશય કાવ્યમય ફકરો સૃષ્ટિની ઉત્પત્તિનું બયાન કરતાં કહે છે કે 'જ્યારે આ કે તે કશુંજ નહોતું, અને જ્યારે અંધકાર ઉપર અંધકારનો ગોટો પિંડો ખડકાયેલો હતો, ત્યારે શું હતું?" અને એનો જવાબ આપતાં કહે છે કે "પ્રાણનું

અસ્તિત્વ ત્યારે आनिद्रातम् કહેતાં આંદોલનરહિત હતું" અર્થાત્ કે તે વખતે આ પ્રાણશક્તિનું અસ્તિત્વ હતુ તો ખરૂં, પણ તેમાં ગતિ નહોતી; કેમકે આંદોલનક્રિયા બંધ પડી હતી. તે પછી જ્યારે લાંબે કાળે કલ્પની શરૂઆત થાય છે, ત્યારે આ आनिद्रातम् યાને આંદોલનરહિત પ્રાણમા આંદોલનનો આરંભ થાય છે અને આકાશપર તેના ફટકા પર ફટકા પડવા માંડે છે. એટલે આકાશના છૂટા પરમાણુઓ સંઘટ્ટ બને છે, અને જેમ જેમ તે સંગઠિત થતા જાય છે, તેમ તેમ વિવિધ તત્ત્વોની ઉત્પત્તિ થાય છે સાધારણ રીતે આ બધી વાતોનું અન્ય ભાષામા વિલક્ષણ રૂપાંતર થયેલું આપણા દીઠામા આવે છે. ભાષાંતર કરતી વખતે લોકો તત્ત્વવેત્તાઓ કિંવા ભાષ્યકારોની મદદ નથી ગોતતા, અને મૂળ વાતોને તેમના યથાર્થ રૂપમા સમજવા જેટલી તેમની મગજશક્તિ નથી હોતી. એક સાદો ભોળો માણસ સંસ્કૃત ભાષાના क, ख, ग વાચતો થાય છે કે આખા ગ્રંથનું ભાષાંતર કરવા બેસી પડે છે. એવા ભાષાંતરકારોએ આ મૂળ તત્ત્વોને હવા, અગ્નિ, ઇત્યાદિ નામોએ ઓળખાવ્યાં છે; પણ જો તેઓએ કોઈ ભાષ્યકારની મદદ શોધી હોત, તો તેમને માલૂમ પડત કે, એમનો અર્થ હવા ઇત્યાદિ એવી જાતનું કંઈ, એવો નથી થતો.

પ્રાણના ઉપરાછાપરી આઘાતથી આકાશમાથી વાયુ અથવા ગતિની ઉત્પત્તિ થાય છે. આ વાયુ આંદોલાયમાન બને છે, અને તેનાં આંદોલનો વધારે ને વધારે વેગવાન બનતા તેમાં ઘર્ષણ ઉત્પન્ન થઇ પરિણામે તેમાથી તેજ તત્ત્વ નીકળે છે. પછી આ તેજ એજ વિધિએ આપ કહેતા પ્રવાહી તત્ત્વ પાણીમા પરિણમે છે. પછી તે આપ એજ પ્રકારે ઘનત્વને પ્રાપ્ત કરે છે યાને નક્કર બને છે. હવે તમને સમજાયુંજ હશે કે, આરંભમા આકાશ અને પ્રાણ હતા. તેમાથી અનુક્રમે વાયુ, તેજ ને આપની ઉત્પત્તિ થઈ, અને એ આપતત્ત્વ સંગઠિત થઇને સ્થૂળ જડદ્રવ્ય કહેતા પૃથ્વી બની; અને એનો લય થાય છે ત્યારે બરાબર ઉલટા ક્રમમા તે સમાતી જાય છે. અર્થાત્ કે તમામ ઘનદ્રવ્ય પ્રવાહી બની જશે, પછી બધા પ્રવાહી પદાર્થનું તેજ તત્ત્વમા રૂપાંતર થઈ જશે, એ તમામ તેજ ગતિ કિંવા વાયુરૂપમા પરિણમશે, અને એ વાયુ આકાશમાંથી જતા ગતિ બંધ પડી જઇને કલ્પનો અંત આવે છે. તે પછી કાળાવધિએ વિશ્વચમત્કાર પાછો પ્રાદુર્ભૂત થશે અને પાછો આકાશમા લીન થઈ જશે. જગતમા ગતિ, આંદોલન અથવા વિચારના રૂપમા આપણને જે જે કંઇ જણાય છે, તે તે બધુંજ એ પ્રાણનું અથવા મહત્તત્ત્વનું રૂપાંતર છે અને પ્રત્યેક વસ્તુ કે જેને આપણે આકાર કે અંતરાય જેવા જડપદાર્થના રૂપમાં જોઈએ છીએ તે તે બધીજ એ આકાશનું રૂપાંતર છે

નાં મોજાં મારી આંખોના સંસર્ગમાં આવે છે. તે મારાથી જોઇ શકાતા નથી, છતાં મને ખબર તો છેજ કે, હું પ્રકાશને દેખી શકું તે પૂર્વે મારીઆંખના સંસર્ગમાં એ ઈથરના મોજાં આવવાંજ જોઇએ.

આ આંખો જેમની તેમ રહે, છતાં તેનાથી જોવાનું કામ થઈ શકે નહિ. મસ્તિષ્કના કેન્દ્રને જો તમે ખસેડી મૂકો, તો આંખો તેમજ બાહ્યજગતનું દશ્ય તેના પડદાપર જેમનાં તેમ કાયમ રહેવા છતાં, આંખોથી જોવાનું કામ નહિ બને. તેથી આંખો એ તો જોવાની ક્રિયાનું એક ગૌણ સાધન છે; ખરી દૃષ્ટિઇંદ્રિય નથી. દૃષ્ટિની ઇંદ્રિય એ તો મગજમાં આવેલું એક જ્ઞાનતંતુનું કેન્દ્ર છે. એવીજ રીતે આ નાક એ પણ બાહ્યસાધન છે, અને તેની પાછળ ઇદ્રિય અથવા કેન્દ્ર રહેલું છે. આ ઇંદ્રિયો અથવા જ્ઞાનતંતુઓ અનુભવ અથવા જ્ઞાનનાં પ્રકૃત ધામ છે, એમ કહેવાય ખરું

જ્ઞાનાનુભવ માટે ઇંદ્રિયો સાથે મનનું જોડાણ થવું અનિવાર્ય છે. એ તો એક સાધારણ અનુભવની વાત છે કે, આપણે જ્યારે કોઇ ગહન અભ્યાસમાં તલ્લીન થયા હોઇએ છીએ, ત્યારે આપણાજ ખંડમાં વાગતા ઘડિયાળના ટકોરા આપણા સાંભળ્યામાં નથી આવતા. કેમ વારુ એમ થતું હશે ? કાન તો જેમના તેમ સાબુત હતા. તેનાદ્વારા ટકોરાના અવાજ મગજને પહોચ્યા છતા મન શ્રવણેન્દ્રિયની સાથે નહિ જોડાવાથી સાંભળવાની ક્રિયા આપણાથી થઈ શકી નહિ.

દરેક કરણ અથવા સ્થૂળ ઇંદ્રિયરૂપી સાધનને નિરનિરાળી ઇંદ્રિય અથવા કેન્દ્ર હોય છે. કારણ કે એકજ ઇંદ્રિય અથવા કેન્દ્રથી જો કામ સરતું હોત, તો તો આપણને એવો અનુભવ થાત કે મનનું તે એક કેન્દ્રની સાથે જોડાણ થતા બધાજ કરણો એકસરખી રીતે કામ કરવા મંડી પડતા હોત. પરંતુ તેમ થતું નથી, એવું આપણે ઉપરના ઘડિયાળના દાખલાપરથી જોઈ શક્યા છીએ. બધાં કરણો માટે કેન્દ્ર અથવા ઇંદ્રિય જો એકજ હોત, તો તો મન જોવાનું તથા સાંભળવાનું કામ, તેમ સાંભળવાનું ને સુંઘવાનું કામ એકી સાથે કરી શકત; અને અત્યારે એ બધા કામો એકી સાથે કરવા તે અસમર્થ છે તેમ ન હોત. તેથી એ વાત આવશ્યક ઠરે છે કે, દરેક સ્થૂળ ઇંદ્રિય માટે સૂક્ષ્મ ઇંદ્રિય અથવા કેન્દ્ર જૂદી જૂદી હોવી જોઇએ. અમારી આ પ્રાચીન આધ્યાત્મિક શોધનું અર્વાચીન પ્રાણીશાસ્ત્ર સમર્થન કરે છે હવે કોઈ કહેશે કે, જોવા તથા સાંભળવાની બન્ને ક્રિયા મન એકી વખતે કરી શકે છે. પરંતુ યાદ રાખો કે, તેવે પ્રસંગે મન આંખ તથા કાનના ઉભય કેન્દ્રો સાથે ઓછું વત્તું સંયોજિત થાય છે—જોડાય છે, તેથીજ તેમ થઈ શકે છે.

હવે, સવાલ એ ઉભો થાય છે કે, આ સૂક્ષ્મ ઇંદ્રિયો શેની બનેલી છે ? આપણે જોયું છે કે, આ આંખ, કાન, નાક

વગેરે સ્થૂળ કરશે સ્થૂળ જડતત્ત્વમાંથી બનેલા છે તેવી રીતે આ સૂક્ષ્મ ઇંદ્રિયો પણ જડતત્ત્વમાંથીજ બની છે જેવી રીતે આ સ્થૂળ-શરીર સ્થૂળદ્રવ્યનું બને છે અને પ્રાણનુ સ્થળશક્તિઓમા રૂપાતર કરે છે, તેવી રીતે સૂક્ષ્મ ઇંદ્રિયો આકાશ, વાયુ, તેજ વગેરે સૂક્ષ્મ મહાભૂતો અગર મૂળતત્ત્વોમાથી બને છે, અને પ્રાણને સૂક્ષ્મ જ્ઞાન શક્તિઓ થાતે ઇંદ્રિયોમા રૂપાતર કરે છે આ સૂક્ષ્મ ઇંદ્રિયો પ્રાણની શક્તિઓ, તથા મન અને બુદ્ધિ–એ ચાન્ના સમુદાયને મનુષ્યનું લિંગશરીર કિવા સૂક્ષ્મશરીર કહે છે એ લિંગશરીરને વાસ્તવ આકાર હોય છે, કેમકે સિદ્ધાત મુજબ જડાત્મક પ્રત્યેક વસ્તુને આકાર હોવોજ જોઇએ

મનને સસ્કૃતમા મનસ્ કહેવામા આવે છે મનસ્ એટલે વૃત્તિસ્થ અથવા આદોલાયમાન કે ચચળ ચિત્ત જો કોઈ તળાવમા તમે એક પથરો ફેકશો, તો પ્રથમ તો આદોલન થશે અને પછીથી પ્રતિરોધની ક્રિયા થશે પહેલા વાર પાણીમા આદોલનો ઉઠશે, અને તે પછી પાણી પેલા પથરાપર પ્રતિક્રિયા કરશે તેવી રીતે જ્યારે કોઈ બાહ્યવિષયની છાપ ચિત્તપર આવે છે, ત્યારે તે પ્રથમ જરાક આદોલાયમા થાય છે એવી ચિત્તનું આદોલાયમાન થતુ ચિત્ત તેનુજ નામ મનસ્ બાહ્યછાપને મન આગળ અદરના ભાગમા લઇ જાય છે, અને નિર્ણાયક શક્તિ જે બુદ્ધિ તેની સમક્ષ રજુ કરે છે, એટલે બુદ્ધિ પ્રતિક્રિયા કરે છે એ બુદ્ધિની પાછળ અહકારનુ સ્થાન છે અહકાર એટલે સ્વભાન કે જે 'હું, હું' કર્યા કરે છે એ અહકારની પૂઠે મહત્નુ સ્થાન છે મહત્ એટલે સમજ, અક્કલ કે ચતુરાઇ હોય તેનુ સ્થાન પ્રકૃતિની સૃષ્ટિમા ઉચામા ઉચુ છે આ મન, બુદ્ધિ વગેરે પ્રત્યેક પદાર્થ તેના પછીનાનુ પરિણામ અથવા કાર્ય છે તળાવની બાબતમા જેમ પ્રત્યેક આઘાત બાહ્ય જગતમાથી આવે છે, તેમ મનની બાબતમા બાહ્ય અગર આનરિક બેમાથી ગમે તે એક જગતમાથી આઘાત આવે છે મહત્ની પાછળ માનવ આત્મા જેને પુરુષ કહે છે, તેનુ સ્થાન છે એ પુરુષ શુદ્ધ,સપૂર્ણ એકમ્ અદ્વિતીયમ્ સાક્ષી અથવા દ્રષ્ટા હોઇ તેને અનુલક્ષીનેજ આ બધુ પરિવર્તન ચાલી રહ્યુ છે

પુરુષ આ બધા પરિવર્તનોને કિવા ફેરફારોને નિહાળે છે, તે પોતે કદાપિ અપવિત્ર કે અશુદ્ધ નથી, પણ વેદાતીઓ જેને અધ્યાસ કહી ઓળખાવે છે તે અધ્યાસ કિવા પ્રતિચ્છાયા કે ઢુલિતાર્થથી તે અપવિત્ર કિવા અશુદ્ધ જણાય છે કોઇ બિલોરની આગળ એકાદ ભૂરૂ કે રાતુ ફૂલ ધરવામા આવે ત્યારે બિલોરનો જેવો દેખાવ થાય છે, તેવોજ આ દેખાવ માત્ર છે ફૂલનો રગ બિલોરમા પ્રતિબિબિત થાય છે, તેથી બિલોર રગીન હોવાનો ભાસ

થાય છે; બાકી બિલોર તો વસ્તુતઃ નિરંગી યાને સ્વચ્છ હોય છે. તેવીજ રીતે આ પુરુષના સંબંધમાં પણ સમજવાનું છે. જીવાત્મા અનેક છે અને તે દરેક વિશુદ્ધ અને સંપૂર્ણ છે, એ વાત આપણે માન્ય ગણી લઈશું. એની નિર્મળ સપાટીપર નાનાવિધ સ્થૂળ તેમજ સૂક્ષ્મ જડાત્મક તત્ત્વોનાં પ્રતિબિંબ આપોઆપ આવીને પડે છે, અને તેને અનેકરંગી બનાવે છે. કુદરત અથવા પ્રકૃતિ આમ કેમ કરે છે વારૂ? તો કે જીવાત્માના વિકાસમાટેજ પ્રકૃતિ આ બધાં પરિવર્તનોમાંથી પસાર થાય છે; તેમ આ બધું સૃષ્ટિકાર્ય પણ જીવાત્માના ભલા માટે થાય છે, કે જેથી તે કોઈ રીતે મુક્ત બને. આ જગતરૂપી પ્રચંડ પુસ્તક મનુષ્યની આગળ વાંચન માટે ખુલ્લું મૂકવામાં આવ્યું છે; તે વાંચતાં પરિણામે એને માલૂમ પડે છે કે, એ પોતેજ સર્વજ્ઞ અને સર્વશક્તિમાન અસ્તિત્વ છે. આ ઠેકાણે મારે તમને કહી દેવું જોઈએ કે, અમારા કેટલાક સર્વોત્કૃષ્ટ પંક્તિના અધ્યાત્મવેત્તાઓ, તમે લોકો જે અર્થમાં ઈશ્વરમાં માનો છો, તે અર્થમાં ઈશ્વરને નથી માનતા. અમારી અધ્યાત્મવિદ્યાના પિતા ભગવાન કપિલ મુનિનો મત એવો છે કે, પૌરુષેય સગુણ ઈશ્વરનો ભાવ બિલકુલ અનાવશ્યક છે; કેમકે પ્રકૃતિ એકલીજ આખું સર્જનકાર્ય કરવાને પૂરતી છે. જેને 'ડીઝાઇન થીઅરી' યાને યોજનાવાદ અથવા હેતુવાદ કહેવામાં આવે છે, તેના માથાપર તો તેઓ ખૂબ હથોડા મારીને કહે છે કે, એના જેવો નાદાનીભર્યો વાદ કદાપિ મોખરે કરવામા નહિ આવ્યો હોય. આમ છતાં પણ તેઓ ઈશ્વરના એક વિલક્ષણ પ્રકારમાં માને છે. તેઓશ્રી કહે છે કે, આપણે બધાંજ મુક્તાવસ્થાને પ્રાપ્ત થવા મથી રહ્યાં છીએ; અને જ્યારે તે આપણને પ્રાપ્ત થાય છે, ત્યારે આપણે જાણે પ્રકૃતિમાં પીગળી જઈએ છીએ, અને બીજા કલ્પના આરંભમાં તેમાંથી પ્રગટ થઇ તેના શાસક બનીએ છીએ. આપણે તેમાંથી સર્વજ્ઞ અને સર્વશક્તિમાન અસ્તિત્વોતરીકે પ્રગટ થઈએ છીએ. એ અર્થમાં આપણે ઈશ્વરો પણ કહેવાઈ શકીએ. એ રીત મુજબ તો તમે ને હું અને બીજાં નિકૃષ્ટમાં નિકૃષ્ટ પ્રતિનાં પ્રાણીઓ પણ જૂદા જૂદા કલ્પોમાં ઈશ્વરો થઇ શકે છે. પણ આગળ તેઓશ્રી કહે છે કે, આવો ઈશ્વર તે કલ્પ પૂરતોજ હોય છે; શાશ્વત સર્વશક્તિમાન અને જગતનો શાશ્વત નિયંતા હોય એવો શાશ્વત ઈશ્વર તો હોઇ શકેજ નહિ. એવા શાશ્વત ઈશ્વરનું અસ્તિત્વ માનીએ, તો તેમાં આ અડચણ નડે છેઃ તે કાં તો બદ્ધ આત્મા હોવો જોઇએ કે મુક્ત આત્મા હોવો જોઇએ. હવે જે ઈશ્વર સર્વાંશે મુક્ત હોય તે તો સર્જનકાર્ય કરે નહિ. કેમકે તેને તેમ કરવાની કંઇ આવશ્યકતા નથી. હવે જો તે બદ્ધ હોય તોપણ તે સર્જનકાર્ય નહિ કરે.

કેમકે તેમ કરવા તે અશક્ત હશે તેથી એવું ઠર છે કે, એમાથી એક રીતે સર્વજ્ઞ અને સર્વશક્તિમાન એવા શાશ્વત શાસ્તાનું અસ્તિત્વ સભવિત નથી કપિલ મુનિના મત મુજબ તો આપણા શાસ્ત્રોમા જ્યા જ્યા ઈશ્વરનું નામ આવે છે, ત્યા ત્યા તે શબ્દથી મુક્ત થયેલા માનવ આત્માઓજ સમજવાના છે

વળી કપિલદેવ તો જીવાત્માઓની એકતામા પણ નથી માનતા એ બાબતમા તેમનુ પૃથક્કરણ જે સ્થિતિમા મળી આવે છે તે સ્થિતિમા તો કેવળ અદ્ભુત છે કપિલ ભગવાન ભારતવર્ષીય વિચારકોના પિતા હોઈને બૌદ્ધધર્મ અને બીજા પથો તેમનાજ વિચારના પરિણામરૂપ છે

કપિલદેવના અધ્યાત્મશાસ્ત્ર પ્રમાણે તો બધાજ જીવાત્માઓ પોતપોતાની મુક્તાવસ્થા તથા સર્વશક્તિમત્તા ને સર્વજ્ઞતાના સ્વાભાવિક હક્કો પુન પ્રાપ્ત કરી શકે છે પરંતુ પ્રશ્ન એ ઉઠે છે કે, આ બધન આવે છે ક્યાથી? કપિલ કહે છે કે, આ બધન અનાદિ છે પણ જો તે અનાદિ હોય, તો તો તે અનત પણ હોવુ જોઇએ અને એમ હોય તો તો આપણે કોઈ કાળે પણ મુક્ત થઇ શકીએ નહિ આના સમાધાનમા એ કહે છે કે બધન જોકે અનાદિ છે, તોપણ તે અનાદિપણુ આત્માના સબધમા જેવુ છે તેવુ નિત્ય સમાન લક્ષણવાળુ નથી બીજા શબ્દોમા કહીએ તો બધનનુ કારણ જે પ્રકૃતિ તે અનાદિ ને અનત છે, પણ આત્મા જે અર્થમા અનાદિ ને અનત છે, તે અર્થમા નહિ કારણ કે પ્રકૃતિને પોતાનુ વ્યક્તિત્વ નથી—પ્રકૃતિ એ તો પ્રત્યેક પળે પાણીનો નવો જથ્થો મેળવનારી નદીના જેવી છે પાણીના આ બધા જથ્થાઓની સમષ્ટિ તે નદી છે, પણ નદી એ પોતે એક સ્થિર જથ્થો નથી તેવી રીતે પ્રકૃતિમાનુ બધુ જ સદા બદલાયા કરે છે, પણ આત્મા કદાપિ બદલાતો નથી આથી સિદ્ધ થાય છે કે, પ્રકૃતિ નિત્યપરિવર્તનશીલ હોવાથી આત્માને તેના બધનમાથી મુક્ત થવાનો સભવ છે

આ વિરાટ જગતના એક અશનુ બધારણ જે યોજનાપર થયેલુ છે, તેજ યોજનાપર જગત સમસ્તનું બધારણ થયેલુ છે, તેથી જેવી રીતે મારે એક મન છે તેવી રીતે જગતને પણ એક મન છે જેવુ વ્યષ્ટિમા તેવુ જ સમષ્ટિમા મારે જેમ એક સ્થૂલ શરીર, ને તેની પાછળ સૂક્ષ્મ શરીર છે, તેમ જગતને પણ એક વિરાટ સ્થૂલ શરીર અને તેની પાછળ બીજુ એક વિરાટ સૂક્ષ્મશરીર છે એ વિરાટ સૂક્ષ્મશરીરની પાછળ વિરાટ મન અને તેની પાછળ વિરાટ અહકારનુ તથા એ વિરાટ અહકારની પાછળ વિરાટ ચૈતન્યનુ અસ્તિત્વ છે અને પ્રકૃતિનો આ બધોજ આવિર્ભાવ પ્રકૃતિની અદર છે, અને નહિ કે તેની બહાર

આપણા સ્થૂલદેહો તેમજ ચૈતન્ય આપણને આપણા માબાપ

તરફથી વારસામા મળેલા છે જડક વારસાવાદ પ્રમાણે તો મારૂ શરીર એ મારા માબાપના શરીરોનો એક અશ છે, તેમજ મારા ચૈતન્ય અને અહકાર પણ મારા માબાપના ચૈતન્ય અને અહકાર નો અશ છે માબાપ તરફથી વારસામા મળેલા એ નાના ભાગમા આપણે વિરાટ ચૈતન્યમાથી બીજુ જોઇએ તેટલુ ઉપાડીને ઉમેરો કરી શકીએ પ્રકૃતિમા ચેતનનો અનત ભડાર ભરેલો હોઇ તેમાથી આપણને જરૂર પૂરતુ મળ્યા કરે છે તેવીજ રીતે માનસિક શક્તિનો પણ અનત ભડાર વિશ્વમા ભરેલો છે, તેમાથી પણ આપણને નિરતર જોઇએ તે પ્રમાણમા મળ્યા કરે છે પરતુ તેનુ મૂળબીજ તો આપણને માબાપ તરફથીજ મળવુ જોઈએ

પુનર્જન્મયુક્ત વારસાવાદ એ અમારો સિદ્ધાત છે વારસાના કાયદા મુજબ, પુનર્જન્મને પ્રાપ્ત થતા જીવાત્માને મનુષ્ય બનવા પૂરતુ જડ દ્રવ્ય માબાપ તરફથી મળી રહે છે

કેટલાક યૂરોપીયન તત્ત્વવેત્તાઓએ પ્રતિપાદન કર્યું છે કે, આ દુનિયાનુ અસ્તિત્વ છે કેમકે મારૂ અસ્તિત્વ છે, અને મારૂ અસ્તિત્વ જો બધ પડે તો દુનિયાનુ પણ બધ પડશે "આપ મુઆ પિછે ડૂબ ગઈ દુનિયા" એવુ કેટલીક વાર કહેવામા આવે છે જગતના બધા લોકો મરી જાય અને અનુભવ તથા ચૈતન્યશક્તિ વાળા મનુષ્યપ્રાણીઓ તથા પશુપ્રાણીઓનુ અસ્તિત્વ નાબુદ થઈ જાય, તો આ બધાજ વ્યક્ત ભાવો અદશ્ય બની જાય પરતુ આ યૂરોપીયન તત્ત્વવેત્તાઓને જો કે મૂળ સિદ્ધાત હાથ લાગ્યો છે, તોપણ હજી તેમને તેના અધ્યાત્મશાસ્ત્રની સમજ નથી પડી અર્વાચીન તત્ત્વવિદ્યાને હજી તેની કઇક ઝાખી માત્ર થઈ છે સાખ્યના દૃષ્ટિબિંદુથી જોતા આ સત્ય સમજાવુ સહેલ થઈ જાય છે એ બાબતમા સાખ્યનો મત એવો છે કે, જે કશાકની અદર મારા મનનો અમુક ભાગ પણ તેના જડ દ્રવ્યતરીકે નથી હોતો, તે કશાકનુ અસ્તિત્વ હોવુ અશક્ય હોય છે. આ મેજનુ જ્ઞાન મને જેવી સ્થિતિમા તે છે તેવી સ્થિતિમા પરબારૂજ નથી થતુ. પ્રથમ તો તેની છાપ મારી આખો પાસે આવે છે, ત્યાથી પછી ઇંદ્રિય પાસે જાય છે, ત્યાથી મન પાસે અને મન પાસેથી બુદ્ધિ પાસે જાય છે, અને બુદ્ધિ પ્રતિક્રિયા કરે છે, તથા જેને હુ મેજ કહુ છુ તે આ પ્રતિક્રિયાનુ પરિણામ છે આ ઘટના તળાવમા પથરો ફેકવાની ઘટનાને મળતી છે તળાવ તેમા પડતા પથ્થર તરફ એક મોજુ ફેકે છે, આપણે જે જાણીએ છીએ તે આ મોજુજ છે બહાર શુ છે તેની કોઇને ખબર નથી હોતી જ્યારે હુ તેને જાણવાનો પ્રયત્ન કરૂ છુ, ત્યારે મારી આખ જે દ્રવ્ય તેને પૂરૂ પાડે છે તે રૂપે તેને બનવુ પડે છે મે મારા મનવડે મારી આખોને

તે દ્રવ્ય પૂરું પાડ્યુ છે. બહારની બાજુ નિમિત્ત કે ઈસારા જેવુ કઇક હોય છે, અને એ નિમિત્ત કે ઈસારાને આધારેજ હુ મારા મનની યોજના ઘડું છુ અને તે યોજનાજ મને દેખાય છે તે રૂપમા પરિણત થાય છે. વારુ, એમ છે તો પછી આપણે બધાંજ વસ્તુઓને એકજ સરખા રૂપમા કેમ કરી જોઇએ છીએ? તો કે આપણુ સૌની અદર જગદ્વ્યાપી કિંવા વિરાટ મનના એકસમાન અશો છે તેથી. જેમને એકસમાન મન હોય છે, તેમને બધી વસ્તુઓ એકસમાન દેખાય છે, અને જેમના મન એકસમાન નથી હોતા તેમને વસ્તુઓ પણ એકસમાન રૂપમા નથી દેખાતી



## ૨૬—સાંખ્યદર્શન વિષે વિચાર

પ્રકૃતિને સાંખ્યદર્શનવેત્તાઓ અભિન્ન કહી ઓળખાવે છે, અને તેની અંદર આવેલાં દ્રવ્યોનું સંપૂર્ણ સમતોલપણું તેનું નામ પ્રકૃતિ, એવી તેની વ્યાખ્યા કરે છે. આ વ્યાખ્યાપરથી સ્વાભાવિક રીતેજ સિદ્ધ થાય છે કે, સંપૂર્ણ સમતોલપણાની દશામાં તો ગતિજ હોઇ શકે નહિ; તેથી આવિર્ભાવ પહેલાંની આરંભિક દશામાં, જ્યારે ગતિ નામે નહોતી પણ સંપૂર્ણ સમતોલપણું હતું ત્યારે આ પ્રકૃતિ અવિનાશી હતી. કેમકે લય કિંવા મૃત્યુની ઉત્પત્તિ અસ્થિરતા અથવા પરિવર્તનમાંથી થાય છે. વળી સાંખ્યદર્શનના મત મુજબ અણુઓ એ પ્રકૃતિની આરંભિક દશા નથી આ જગત પરમાણુઓમાંથી ઉદ્ભવતું નથી; પણ એ પ્રકૃતિના બીજી કે ત્રીજી અવસ્થા હશે. પ્રકૃતિનું જે સૌથી આદિ દ્રવ્ય તેના અણુઓ બને છે, અને તે અણુઓ નાના મોટા પદાર્થોરૂપે પરિણમે છે. અર્વાચીન વૈજ્ઞાનિક શોધો પણ જ્યાલગી થઇ છે ત્યાંલગી આજ નિર્ણય બતાવતી હોય એમ લાગે છે. દાખલાતરીકે ઈશ્વરના સિદ્ધાંતમાં તમે જો એમ કહો કે, તે અણુઓનો બનેલો છે, તો તેથી કશાનો નિકાલ આવી શકશે નહિ. વધારે ચોખવટ માટે હવાનો દાખલો લઇએ. માનો કે, હવા અણુઓની બનેલી છે. અને આપણે એ તો જાણીએજ છીએ કે, ઈથરની સર્વભેદક અને સર્વવ્યાપી હાજરી સર્વત્ર છે; તેમ આપણને એ પણ ખબર છે કે, આ હવાના અણુઓ, જાણે હવામાં તરી રહ્યાં છે. હવે જો ઇથર પણ અણુઓનો બનેલો હોય, તો ઈથરના પ્રત્યેક બે અણુઓ વચ્ચે હજી પણ ખાલી સ્થાન અથવા અવકાશ હોવો જોઇએ એ અવકાશ કોણ પૂરે છે? આના જવાબમાં જો તમે કહો કે, સૂક્ષ્મતર બીજા ઇથરનું અસ્તિત્વ છે ને તે એ કામ કરે છે, તો પાછો એનો એજ પ્રશ્ન આવીને ઉભો રહે છે કે, એ સૂક્ષ્મતર ઇથરના અણુઓ વચ્ચે પણ અવકાશ હશે તે શાથી પૂરાતો હશે? અને એ જાતની પ્રશ્નપરંપરાનું પરિણામ સાખ્યદર્શનવેત્તાઓના મત મુજબ 'શૂન્યતા તરફ દોરી લઇ જનાર કારણ' આવશે. તેથી અણુવાદથી એ અંતિમ ઉકેલ પ્રાપ્ત થઇ શકે તેમ નથી. સાખ્યના મત મુજબ, પ્રકૃતિ એ એક સર્વવ્યાપીપણાનો ઢગલો છે, ને તેની અંદર વસ્તુમાત્રનાં

અસ્તિત્વના કારણ મોજુદ છે કારણ એટલે વ્યક્ત દશાની સૂક્ષ્મ દશા કે સકુચિત દશા એટલે કે જે એક વાર વ્યક્ત થયેનુ હતુ તેની સૂક્ષ્મતર ને સૂક્ષ્મતર થઇ ગયેની દશા વિનાશ શબ્દનો શો અર્થ કરો છો ? વિનાશ એટલે કારણમા પરાવર્ત થવુ યાને કારણમા પુન લય પામવુ એજ, બીજુ કઈ નહિ તમારી પાસે એકાદ માટીનુ વાસણ હોય અને તેને જો તમે એકાદ ફટકો મારો છો, તો તેનો નાશ થાય છે આ નાશનો અર્થ એટલોજ થાય છે કે એ માટીના ઘટના કારણો તેમના પોતપોતાના અસલ સ્વભાવમા પરિણત થાય છે યાને જે દ્રવ્યોમાથી તે માટીના વાસણની ઉત્પત્તિ થઇ હતી, તે દ્રવ્યો તેમની અસલ સ્થિતિને પ્રાપ્ત થાય છે વિનાશના આ ખ્યાલ ઉપરાત સમૂળો ઉચ્છેદ' જેવો અન્ય કોઇ પણ ખ્યાલ દેખી તોજ અર્થહીન અને બેહૂદો છે અર્વાચીન ભૌતિક વિજ્ઞાનથી પણ આ વાત સાબીત કરી દેખાડાય એમ છે કે, નાશ એટલે કારણમા પાછા લીન થઈ જવુ તે અર્વાચીન વિજ્ઞાનને આ સત્યનો હજી હમણાજ પત્તો લાગ્યો છે, ત્યારે એજ સત્યનો ઉલ્લેખ અમારા કપિલમુનિએ કઇ જમાનાઓ પૂર્વે કરેલો છે અર્થાત્ કે સૂક્ષ્મતર રૂપમાં પાછા પરિણત થવુ એનુજ નામ નાશ છે નાશ શબ્દનો એથી વિશેષ કઈજ ભાવાર્થ નથી જડ દ્રવ્ય અવિનાશી છે એ પ્રયોગશાળામા કેવી રીતે સિદ્ધ કરી દેખાડાય છે તેની તો તમને ખબરજ છે તેથી આપણા જ્ઞાનની વર્તમાન ભૂમિકાએ કોઈ શખ્સ ઉભો થઇને કહે કે જડદ્રવ્ય અથવા આ આત્માનો ઉચ્છેદ થાય છે તો તે શખ્સ એ કથનથી પોતાને કેવળ હાસ્યાસ્પદજ કરી મૂકશે કેવળ અભણ અને ગમાર લોકોજ આ જગતમા એવી દરખાસ્ત રજુ કરે છે કારણ કે વર્તમાન વિજ્ઞાનની આ શોધ શિક્ષિતવર્ગને તો સુવિદિતજ છે અને કેવી આશ્ચર્યની વાત છે કે, આ વર્તમાન જ્ઞાનનો તે પ્રાચીન કાળના તત્ત્વવેત્તાઓના જ્ઞાન સાથે સાગોપાગ મેળ ખાય છે ! સત્યની બાબતમા તેમ હોવુજ જોઇએ એ તો સત્યની સાબીતી છે પ્રાચીનકાળના તત્ત્વવેત્તાઓએ મનને પાયાતરીકે સ્વીકારી પોતાની શોધ આગળ ચલાવી હતી અને આ જગતના માનસિક અંશનુ પૃથક્કરણ કરીને તેમણે અમુક સિદ્ધાતો નિશ્ચિત કર્યા હતા અને તેજ સિદ્ધાતોપર વર્તમાન અર્વાચીન ભૌતિક વિજ્ઞાનશાસ્ત્રીઓ જગતના શારીરિક કિંવા સ્થૂળ અંશનુ પૃથક્કરણ કરતા કરતા આવવા લાગ્યા છે અને આવવુજ જોઇશે કારણ કે બન્ને ક્ષેત્રથી શરૂ થયેની શોધ એકજ કેન્દ્ર કહેતા સત્ય તરફ લઈ જનારી નીવડવીજ જોઇએ

વિશ્વની અદર આવેલી આ પ્રકૃતિનો સૌથી પ્રથમ આવિર્ભાવ સાખ્ય જેને 'મહત્ નામે ઓળખાવે છે તે છે, એ વાત તમારે સ્મરણમા રાખવી જોઇએ એ મહત્‌ને આપણે ચૈતન્ય અથવા જ્ઞાન

શક્તિ કહી શકીએ, અને એનો અક્ષરશઃ અર્થ કરવો હોય તો 'મોટું મૂળતત્ત્વ' એવો થાય પ્રકૃતિનું સૌથી પ્રથમ પરિણામ અગર રૂપાતર આ 'મહત્' અગર ચૈતન્ય કે ચાતુરી છે. મહત્ અથવા ચૈતન્યને હું સ્વ-ભાન નામે નહિ ઓળખાવું, કેમકે ભાન એ તો આ ચૈતન્ય અથવા જ્ઞાનશક્તિનો એક અંશમાત્ર છે. મહત્ સર્વ-વ્યાપી હોઇ સુષુપ્તિ, જાગ્રત અને તુર્યાવસ્થા યાને અવચેતના, આત્મચેતના અને પરચેતનાને અગર અભાનાવસ્થા, ભાનાવસ્થા અને ભાનાતિશય અવસ્થાને પોતાની અંદર સમાવે છે. અર્થાત્ કે ભાનની એ ત્રણે અવસ્થાઓ 'મહત્ અથવા ચૈતન્ય'ના અંગો છે. તેથી ભાનની કોઇ પણ અવસ્થા આ મહત્‌ને લાગુ પાડવાથી બસ ન થાય. દાખલાતરીકે, પ્રકૃતિની અંદર તમે અનેક ફેરફારો તમારી સમક્ષ થતા અવલોકો છો. એ ફેરફારો તમારા જોવામા તેમ સમજવામા પણ આવે છે, પણ તે ઉપરાંત બીજા પણ અનેક સૂક્ષ્મતર ફેરફારો પ્રકૃતિની અંદર થાય છે, કે જેમને ગ્રહણ કરવા યા અનુભવવા મનુષ્યની જ્ઞાનેંદ્રિયો અશક્ત છે. એ સૂક્ષ્મ ફેરફારોનું કારણ પણ સ્થૂળ ફેરફારોનું જે કારણ છે તેજ છે, યાને એકજ મહત્ એ સકળ પરિવર્તનોનું કારણ છે મહત્‌માથી વિશ્વવ્યાપી કિંવા વિરાટ અહંતા જન્મે છે. આ પ્રકૃતિ, મહત્ અને અહંતાદિ બધુંજ જડ દ્રવ્ય છે જડ અને મન વચ્ચે પ્રમાણ સિવાય બીજો કઇજ ફેર નથી સૂક્ષ્મતર કે સ્થૂળતર રૂપમા મૂળપદાર્થ તો એનો એજ છે, અને એક રૂપનું બીજા રૂપમા પરિવર્તન થયે છે. સાખ્યદર્શનનું આ સત્ય આધુનિક શારીરશાસ્ત્રની શોધખોળના પરિણામોને આબેહૂબ મળતુ આવે છે. માટે મન એ મસ્તિષ્ક અથવા ભેજાથી નિરાળી ચીજ નથી, સાખ્યના એ સિદ્ધાન્તમા શ્રદ્ધા રાખવાથી અનેક માથાકૂટ અને ઝઘડામાથી તમે બચી જશો. અહંતાનું વળી બે પ્રકારમા રૂપાતર થાય છે. એક પ્રકારમા તેનુ ઇંદ્રિયોમા પરિવર્તન થાય છે. ઇંદ્રિયો બે પ્રકારની છે—લાગણીની અને પ્રતિક્રિયાની. આ ઇંદ્રિયો તે આ આખ, કાન ઇત્યાદિ નહિ, પણ તમે જેને મગજના, જ્ઞાનના ઇત્યાદિના કેન્દ્રો કહો છો તે જ્ઞાનેંદ્રિયો છે આ અહંતાનું જડદ્રવ્ય રૂપાતર પામીને તેમાથી આ ઇંદ્રિયો અથવા કેન્દ્રો બને છે. અહંતાનો બીજો પ્રકાર તન્માત્રાઓનો છે. તન્માત્રાઓ એટલે દ્રવ્યના જે સૂક્ષ્મ અણુઓ આપણી જ્ઞાનેંદ્રિયોને અથડાઇ લાગણીઓ ઉત્પન્ન કરે છે તે. તન્માત્રાઓને તમે દેખી શકતા નથી પણ તેમના અસ્તિત્વની માત્ર તમને ખબર પડે છે આ તન્માત્રાઓમાથી પૃથ્વી, પાણી ઇત્યાદિ જે જે પંચમહાભૂતાત્મક સ્થૂળ પદાર્થો આપણે જોઇએ છીએ અને સ્પર્શીએ છીએ તે બને છે. આ વાત હું તમારા મનપર સારી રીતે ઠસાવવા માગું છું. એને

સમજવાનુ કામ તમારે માટે બહુ કપરૂ છે કેમકે પાશ્ચાત્ય મુલકો મા મન અને જડ દ્રવ્યની ભાવનાઓ બહુ વિલક્ષણ છે એ વિલક્ષણ સસ્કારો મગજમાથી કાઢી નાખવા સહેલ નથી મને પોતાને પણ, વિદ્યાર્થી-અવસ્થામા મે પાશ્ચાત્ય તત્ત્વજ્ઞાનનુ શિક્ષણ લીધેલુ હોવાથી, તેમ કરતા બહુજ મુશ્કેલી પડી હતી જુઓ ત્યારે, જગતની ઉત્પત્તિને લગતી વાતો બધી આવી છે–પ્રથમ તો જડ તત્ત્વના યાને પ્રકૃતિના આ વિશ્વવ્યાપી વિસ્તારનો વિચાર કરો। શરૂઆત મા તે એક અખડ અને અભિન્ન અવ્યક્ત પદાર્થ હોય છે પછી તેનુ રૂપાતર થવા માડે છે, જેમ દૂધનુ દહીમા રૂપાતર થાય છે તેમ જડનુ પહેલુ રૂપાતર મહત્ કહેવાય છે એ મહત્ પદાર્થ અહતા નામે સ્થૂળતર દ્રવ્યમા રૂપાતરિત થાય છે ત્રીજુ રૂપાતર તેનુ વિશ્વવ્યાપી જ્ઞાનેદ્રિયો અને વિશ્વવ્યાપી સૂક્ષ્મ અણુઓ અથવા તન્માત્રાઓમા થાય છે એ તન્માત્રાઓ આખ, નાક, કાન ઇત્યાદિ કર્ણોદ્વારા ઇંદ્રિયોના સમાગમમા આવતા આપણે જોઈ, સુઘી કે સાભળી શકીએ છીએ છેવટે સરવાળે એ તન્માત્રાઓનુ સયોગીકરણ થઇ આ સ્થળજગત ઉત્પન્ન થાય છે સાખ્યના સિદ્ધાત મુજબ સ્થૂળ જગત ઉપજવાની યોજના આવી છે અને જે યોજના સ્થૂળજગતના સબધમા છે, તેજ યોજના સૂક્ષ્મજગત ને વિષે પણ હોવી જોઇએ એ સમજવા સારૂ એક મનુષ્ય વ્યક્તિ લ્યો તેની અદર સૌથી પ્રથમ તો વિશ્વ યાપી અવ્યક્ત પ્રકૃતિનો એક અશ હોય છે એની અંદરની એ જડાત્મક પ્રકૃતિનુ પછી મહત્મા રૂપાતર થાય છે એ મહત્ વિરાટ મહતનુ યાને વિશ્વવ્યાપી ચૈતન્યનુ એક અલ્પ અણુ હોય છે પછી એનુ એ મહત્ અહતામા ને તન્માત્રાઓ અગર સૂક્ષ્મ અણુઓમા અને તેમાથી જ્ઞાનેદ્રિયોમા રૂપાતરિત થાય છે એ સૂક્ષ્મ અણુઓ અથવા તન્માત્રાઓ પરસ્પર જોડાઈ તેનુ શરીર બનાવે છે આ વાતની હુ આટલી ચોખવટ કરૂ છુ તેનુ કારણ એ કે, તે સાખ્યદર્શનનુ આરભનુ પગથીઉ છે તમારે પણ તે બરાબર સમજી લેવાની ખાસ જરૂર છે કારણકે સાખ્ય એ આખા જગતની તત્ત્વવિદ્યાનો પાયો છે દુનિયામાની એકે ફિલસુફી યાને તત્ત્વવિદ્યા એવી નથી કે જે ભગવાન કપિલમુનિને આભારી ન હોય ગ્રીસના પડિત પાઇથેગોરાસે અમારા ભારતવર્ષમા આવીને આ સાખ્યદર્શનનો અભ્યાસ કર્યો હતો, અને એ પાઇથેગોરાસથીજ ગ્રીક લોકોની તત્ત્વવિદ્યાનો આરભ થાય છે આગળ જતા એ ગ્રીક તત્ત્વવિદ્યામાથી ઍલેક્ઝાન્ડ્રિયન સપ્રદાય અસ્તિત્વમા આવ્યો, અને એ ગ્રીક ફિલસુફીમાથીજ તમારા અત્યારના ગ્નૉસ્ટિકો યાને અદ્વૈતવાદમા માનનારા પથો નીકળ્યા છે આ રીતે અસલ સાખ્યદર્શનના બે ફાટા પડયા એક

મહાદ્ગાંગ્ય મસીભાગ્ય

ફાટો પાયથેગોરાસદ્વારા યૂરોપમાં અને એલેકઝાન્ડ્રિયામાં ગયો, અને બીજો હિંદુસ્થાનમા રહ્યો હિંદુસ્થાનમા રહેલા એ ફાટામાથી વખત જતા ભગવાન વ્યાસની પ્રણાલિકાનો વિકાસ થયો. અર્થાત્ કે કપિલમુનિનું સાખ્યદર્શન એજ દુનિયાનુ પહેલવહેલું યુક્તિસિદ્ધ તત્વજ્ઞાન હતુ માટે દુનિયાભરના એકે એક અધ્યાત્મ કિંવા માનસશાસ્ત્રવેત્તાએ ભગવાન કપિલમુનિને અભિવંદન કરવા જોઇએ. આમ કહી હું તમારા મનપર એ ઠસાવવા માગું છું કે, ફિલ્સુફીમાત્રના મહાન પિતા કિંબહુના પિતામહતરીકે ભગવાન કપિલમુનિનું કહ્યુ સાંભળવા આપણે બધાયર્યાં છીએ તત્ત્વવેત્તાઓની દુનિયામા પ્રાચીનતમમા પ્રાચીનતમ એવા આ મુનિના નામનો ઉલ્લેખ સ્મૃતિમાં પણ મળી આવે છે. સ્મૃતિમા એક ઠેકાણે એવો ઉલ્લેખ છે કે "હે! પ્રભો! તુ કે જેણે આરંભમા કપિલમુનિને ઉત્પન્ન કર્યા." એમના વિચારો કેવા અદ્ભુત અને સચોટ છે! યોગી લોકોની અસાધારણ વિચારશક્તિનું પ્રમાણ આવા મહાન પુરુષોજ પૂરૂં પાડે છે. એ જૂના જમાનાના યોગીઓ પાસે સૂક્ષ્મદર્શક કે દૂરદર્શક યંત્રો નહોતાં; છતાંયે એમના અનુભવો ને વિચારો કેવા આલ્હાદ, અને તેમનાં પૃથક્કરણો કેવા સંપૂર્ણ અને અદ્ભુત! અત્રે હું યૂરોપીયન પંડિત શૉપનહૉરની તત્ત્વવિદ્યા અને ભારતીય તત્ત્વવિદ્યા વચ્ચે રહેલા ભેદનું દિગ્દર્શન કરાવીશ. શૉપનહૉર કહે છે કે, વાસના અથવા ઇચ્છા પ્રત્યેક પદાર્થનુ ઉત્પાદક કારણ છે–અર્થાત્ કે અસ્તિત્વની ઇચ્છાજ આપણને વ્યક્તતા પ્રાપ્ત કરાવે છે; પણ અમે શૉપનહૉરના એ સૂત્રનો ઇન્કાર કરીએ છીએ. ઇચ્છા અને સંચાલક મજ્જાતંતુ અભિન્ન કહેતાં એકજ છે. જ્યારે કોઇ પદાર્થ મારી નજરે પડે છે, ત્યારે ઇચ્છા જેવું મારામા કંઈ હોતું નથી. એ પદાર્થની લાગણીઓ જ્યારે મગજમા પહોંચે છે ત્યારે પ્રતિક્રિયા જન્મે છે, અને એ પ્રતિક્રિયા મને કહે છે કે "આમ કર કે આમ ન કર." અહંપદાર્થની આ સ્થિતિ, તેનું નામ ઇચ્છા. ઇચ્છાનો એકે અણુ એવો નથી કે જે પ્રતિક્રિયાનું પરિણામ ન હોય. તેથી ઇચ્છાની પૂર્વે તો અનેક બાબતો આવે છે ઇચ્છા એ તો 'અહં'માંથી બનેલું કંઇક માત્ર છે, અને એ અહં તે તેના કરતાં પણ ચઢીઆતું જે મહત્ અથવા ચૈતન્યતત્ત્વ, તેની બનાવટ છે; અને એ મહત્ અથવા ચૈતન્ય વળી અભિન્ન પ્રકૃતિનું રૂપાંતર છે. બૌદ્ધોનો એવો મત હતો ખરો કે, આપણે જે જે જોઈએ છીએ, તે તે બધું ઇચ્છાનું રૂપ છે; પણ અધ્યાત્મશાસ્ત્રની દષ્ટિએ એ મત સાવ ખોટો છે. કારણકે ઇચ્છા એ સંચાલક મજ્જાતંતુઓતરીકેજ પિછાની શકાય તેમ છે. એ સંચાલક મજ્જાતંતુઓ જો મનુષ્યમાથી તમે કાઢી લ્યો, તો મનુષ્યની અંદર કોઇજ જાતની ઇચ્છા

નહિ રહે. આ વાત કદાચ તમોને પણ સુવિદિત હશે, કેમકે નિકૃષ્ટ પ્રાણીઓપર કરેલા અખતરાઓની લાંબી પરંપરા પછી એ વાત હાલમા સિદ્ધ થઈ ચૂકી છે

આ પ્રશ્ન આપણે હાથમા ધરીશું માણસની અંદરના મહત્ નો સવાલ સમજવાની બહુ અગત્ય છે આપણે જેને અહંતા કહીએ છીએ તે આ મહત્‌નું રૂપાંતર છે, અને એ મહત્‌જ શરીરસ્થ સકળ શક્તિઓનું કારણ છે સુષુપ્તિ, જાગ્રત અને તુર્યાવસ્થાનું આખુ ક્ષેત્ર આ મહત્‌થીજ વ્યાપેલું છે આ ત્રણ અવસ્થાઓ કેવી છે? સુષુપ્તિ અવસ્થા યાને અવચેતના આપણને જનાવરોમા જણાય છે, ને એને આપણે પ્રેરણા કહી ઓળખીએ છીએ. આ પ્રેરણાશક્તિ લગભગ અચૂક અને સચોટ હોય છે, પણ તેનું ક્ષેત્ર બહુ મર્યાદિત હોય છે પ્રેરણા ભાગ્યેજ નિષ્ફળ નીવડે છે ખાવા લાયક વનસ્પતિ અને ઝેરી વનસ્પતિ પ્રેરણાશક્તિથીજ જનાવર પારખી કાઢે છે, પણ એ પ્રેરણાશક્તિ બહુ મર્યાદિત હોય છે એકાદ નવીન વસ્તુ આવતાં જ તે આઘણુથીત બની જાય છે ને યંત્રવત્ વર્તે છે હવે બીજી જાગ્રત અવસ્થા અથવા ચેતના. એ જ્ઞાનની ઉચ્ચતર અવસ્થા છે, પણ તે ભૂલને પાત્ર હોઇ ઘણી વાર ભૂલો કરે છે ગતિમા એ મંદ છે, છતા એનું ક્ષેત્ર બહુ વિશાળ છે. એને આપણે બુદ્ધિ નામે ઓળખીએ છીએ. એ બુદ્ધિ પ્રેરણા કરતા વધારે સુવિશાળ છે, પણ ચોકસાઇની બાબતમા પ્રેરણા બુદ્ધિ કરતા ચઢી જાય છે પ્રેરણાને અનુસરવા કરતા બુદ્ધિને અનુસરવામા ભૂલો થવાના વધારે સંભવો છે હવે ત્રીજી અવસ્થા જે તુર્યાવસ્થા અથવા અવચેતના, એ ઉપરોક્ત બન્ને અવસ્થાઓ કરતા ચઢિયાતી છે, અને તે યોગીઓમાજ અને જે લોકો એ તેને ખાસ કેળવી હોય છે, તેઓમાજ હોય છે આ તૃતીય અવસ્થાનું ક્ષેત્ર બુદ્ધિ કરતા વધારે અચૂક તેમજ બહોળુ હોય છે આ અવસ્થા ઉચામા ઉંચી છે, તેથી આપણે સ્મરણમા રાખવું જોઇએ કે, આ જગતની અંદર વિવિધ રીતે દશ્યમાન થતુ જે જે કંઈ છે, તે સઘળાનુ ખરૂં કારણ આ મહત્‌જ છે સુષુપ્તિ, જાગ્રત અને તુર્ય, એ ત્રણે અવસ્થાઓનો પણ એ મહત્‌ની અંદરજ સમાવેશ થઈ જાય છે

આ ઠેકાણે હવે હમેશા પૂછાતો એવો એક સૂક્ષ્મ સવાલ આવીને ખડો થાય છે તે એવો કે, જગતનો સ્રષ્ટા જો સંપૂર્ણ ઈશ્વરજ છે, તો પછી જગતની અંદર અપૂર્ણતા કેમ નજરે પડે છે? કારણકે કર્તા સંપૂર્ણ હોય તો કાર્ય પણ સંપૂર્ણ હોવુ જોઇએ ને? હા, વસ્તુત તો તેમજ છે પણ આપણે જેને જગતતરીકે ઓળખીએ છીએ, તે કેવળ દશ્યજગતજ એટલે કે જાગ્રતવસ્થાનુ નાનુ ક્ષેત્ર અને

બુદ્ધિજ છે; એની પેલી પાર આપણે બિલકુલ જોતાં નથી. ખરૂં જોતાં તો આ પ્રશ્નજ અસંભવિત છે. કોઈ વસ્તુના આખા સમુદાયમાંથી હું એક નાનો ભાગ લઈ તેનાપર નજર ફેરવું, તો તે મને બેતાલ અથવા સંબંધ વગરની લાગે છે. સ્વાભાવિક રીતે તેમ થાયજ. તેવી રીતે આ જગત પણ આપણને બેતાલ અને અપૂર્ણ લાગે છે, કારણકે આપણે તેને તેવું બનાવીએ છીએ. શી રીતે? તો કે જુઓ, પ્રજ્ઞા અથવા જ્ઞાન શી વસ્તુ છે? જ્ઞાન એટલે કે વસ્તુઓનો સંબંધ ખોળી કાઢવો તે. તમે શેરીમાં જાઓ છો, અને એક માણસને જુઓ છો, એટલે કહો છો કે 'આ માણસ છે, એ હું જાણું છું.' એમ શા ઉપરથી કહો છો? તો કે તમારા મનપરની માણસની છાપો તમને યાદ છે તેથી. ઘણાં માણસો તમારા જોવામાં આવી ગયાં હોય છે, અને તે દરેકે તમારા મનપર એકેક છાપ મૂકી છે; તેથી શેરીમાં માણસ દેખાતાંજ તમે એના રૂપઘાટને તમારા ભંડારમાંનાં અનેક રૂપઘાટો સાથે સરખાવવા માંડો છો, અને તેમ કરતા તમારા ભંડારમા એ રૂપઘાટને મળતી અનેક છબીઓ તમારા દીઠામાં આવે છે. એટલે તમને સંતોષ વળે છે અને આ નવી છબીને પણ બીજીઓની સાથે તમારા ભંડારમાં સંઘરી દો છો—અર્થાત્ કે જ્યારે કોઇ નવીન છાપ આવે અને તેના સંબંધો થાને તેને મળતી સૂક્ષ્મ છાપો તમારા મનની અંદર મળી આવે, ત્યારે તમને સંતોષ થાય છે. એનુંજ નામ જ્ઞાન છે. તમારા મનનો આ ભંડાર કબુતરખાના જેવો અનેક ખાનાંવાળો છે, અથવા તો ટપાલ ઑફિસમાં કાગળોને છૂટા પાડવાનું ખાનાં ખાનાંવાળું કબાટ હોય છે તેવો છે, અને તેનાં જૂદાં જૂદાં ખાનાંની અંદર તમારા જૂદા જૂદા સંસ્કારો અથવા જૂદી જૂદી બાબતોની છાપો અલગ અલગ સંચિત થયેલી હોય છે. એ અલગ અલગ સંચિત થયેલા અનુભવોના ખજાના સાથે નવીન અનુભવને સરખાવી જોઇ તેના વર્ગના અનુભવોના ખાનામાં તેને સંઘરી દેવો તેનું નામ જ્ઞાન છે; તેથી કેટલાક યૂરોપીઅન તત્ત્વવેત્તાઓ માને છે તેમ તમારૂં મન જન્મતી વખતે સાવ કોરૂં કટ યાને અનુભવોના સંસ્કારશૂન્ય હોય, તો તો તમને કશાજ જ્ઞાનની પ્રાપ્તિ થવી અશક્ય છે. કેમકે મનની અંદર પૂર્વસંચિત સંસ્કારોવડે નવી આગંતુક વસ્તુની પિછાન કરવી તેનુંજ નામ જ્ઞાન છે; તેથી નવી છાપને સરખાવી જોવા માટે જરૂરી ભંડાર માણસ પાસે હોવોજ જોઇએ. એક બાળક આ દુનિયામાં એવા ભંડોળરહિતજ જન્મે, તો કોઇ જાતની જ્ઞાનપ્રાપ્તિ તેને માટે અશક્ય બનશે. માટે જન્મતી વખતેજ બાળકની પાસે એવો પૂર્વસંચિત અનુભવોનો ખજાનો હોય છે, તેથીજ જ્ઞાન નિરંતર વધતું જતું જોવામાં આવે છે.

આ દલીલનું પરિક્રમણ કરવાની કોઈ રીત મને બતાવો એ તો ગણિતનિયમાનુસારી સિદ્ધ વાત છે તત્ત્વજ્ઞાનના કેટલાક પાશ્ચાત્ સંપ્રદાયોનો પણ એવો મત થયો છે કે, ભૂતકાળીન જ્ઞાનના ભંડોળ વગર કોઇજ જાતના જ્ઞાનનો સંભવ નથી–અર્થાત્ કે તેમનો પણ એવો મત થયો છે કે, બાળક જ્ઞાન સાથેજ અવતરે છે પરંતુ આ પાશ્ચાત્ય તત્ત્વવેત્તાઓનું એવું કહેવું છે કે, બાળકો જે સંસ્કારો સાથે આ દુનિયામાં આવે છે, તે તેમના પોતાના ભૂતકાળીન અનુભવોને આભારી નથી, પણ તેમના પૂર્વજોના અનુભવોને આભારી છે અર્થાત્ કે એ સંસ્કારો એનામાં એના બાપદાદા તરફથી વારસામાં ઉતરી આવેલા છે, પણ તેમની એ માન્યતા ભૂલભરેલી છે, અને થોડાજ વખતમાં તેમની એ ભૂલ તેમને સમજાશે અત્યારેજ કેટલાક જર્મન તત્ત્વવેત્તાઓ તરફથી આ વારસાવાદ પર સખ્ત ફટકા પડવા માંડ્યા છે વારસાનો ખ્યાલ છે તો બહુ સારો, પણ તે અપૂર્ણ છે તેનાથી માત્ર શારીરિક બાજુનો ખુલાસો મળે છે, પણ આપણા પર પ્રભાવ પાડતી પરિસ્થિતિઓનો શો ખુલાસો છે? અનેક કારણો મળી એક કાર્ય અથવા પરિણામ ઉપજાવે છે પરિસ્થિતિ, એ પણ એક પરિવર્તન કરનારૂં પરિણામ છે આપણી પરિસ્થિતિને આપણેજ પેદા કરીએ છીએ એક દારૂડીઓ મનુષ્ય સ્વાભાવિક રીતેજ શહેરના હલકામાં હલકા લત્તા તરફ ખેંચાય છે

ત્યારે હવે તમે સમજ્યા હશો કે, જ્ઞાન એટલે શું? જ્ઞાન એટલે નવા મળતા અનુભવને જૂના અનુભવોના ખાનામાં સંઘરી દેવો તે, યાને નવા અનુભવની પિછાન કરવી તે પિછાન એટલે શું? મનુષ્યની અંદર પહેલે થકી રહેલા છે તે સંસ્કારો સાથે નવા અનુભવનો સંબંધ શોધી કાઢવો તેનુંજ નામ પિછાન એ ઉપરાંત જ્ઞાન કે પિછાનનો કંઇજ વિશેષ અર્થ નથી જો આમજ હોય તો તો કોઈ પણ વસ્તુના જ્ઞાન માટે આપણને તેના સજાતીય વર્ગની આખી પરંપરા જોવી પડે, નહિ વારૂ? ધારો કે તમે એક કાંકરો લ્યો છો તેનો સંબંધ ખોળવા માટે તમારે તેને મળતા કાંકરાઓની આખી પરંપરા તપાસી જવી પડે છે પરંતુ આ જગતસમષ્ટિ સંબંધી આપણને જેવું ને જેટલું જ્ઞાન છે, તેટલાવડે તો આપણાથી તે કાર્ય થઈ શકે તેમ નથી કારણ કે આપણા મનના ખાનામાં તો કાંકરાના જ્ઞાનની એકજ નોંધ છે, એજ જાતના કે એજ વર્ગના બીજા જ્ઞાનની નોંધ નથી, અને બીજા જ્ઞાનની છાપ સાથે તો તે સરખાવી શકાયજ નહિ પરિણામે આપણને તેના ચોક્કસ સંબંધીઓનો પત્તો નથી મળતો યાને તે કાંકરો અથવા મરડીઓ કયી જાતનો છે તેની ચોક્કસ માહીતી આપણને નથી મળતી તેજ પ્રમાણે આપણી જાગ્રત અવસ્થાએ યાને આપ

ણી ચેતનાએ કાપી કાઢેલો જગતનો આ ટુકડો યાને આ દશ્યમાન જગત, આપણને એક ચમકાવનારી નવીન વસ્તુ થઈ પડે છે. કારણ કે તેના સંબંધીઓનો પત્તો શોધી કાઢવા આપણે શક્તિમાન થયાં નથી. તેથી આપણે તેની સાથે માથાઝીક કર્યા કરીએ છીએ, અને તેને ભયંકર, દુષ્ટ અને ખરાબ માનીએ છીએ. વળી કોઇ કોઇ વાર આપણે તેને સારી માનીએ છીએ, પણ તે અપૂર્ણ છે એવું તો હમેશાં માન્યા કરીએ છીએ. તેના સંબંધીઓનો યાને તેની સજાતીય છાપોનો આપણને પત્તો લાગે ત્યારેજ આ જગત આપણાથી યથાર્થ પિછાની શકાય, ત્યારેજ તેનું યથાર્થ જ્ઞાન આપણને થઇ શકે. ત્યારે એ કામ શું અશક્ય છે? ના, અશક્ય તો નથી; પણ જ્યારે આપણે આ દશ્યમાન જગતથી તથા જાગ્રદવસ્થાથી પર થઇશું ત્યારેજ તેનું યથાર્થ જ્ઞાન આપણને થશે, કિંબહુના જગત એની મેળેજ આપણી આગળ છતું થઇ ઉભું રહેશે. જ્યાંસુધી એ કામ આપણે સિદ્ધ ન કરી શકીએ, યાને દશ્યમાન જગત અને જાગ્રત અવસ્થા અથવા ચેતનાથી પર ન બની શકીએ, ત્યાંસુધી આપણે તેને સમજવાના ગમે તેટલા પ્રયત્ન કરીશું તોપણ તે ભીંતો સાથે માથાં અફાળવા સમાન નિષ્ફળ નીવડશે, અને જગતની પિછાન એવા મિથ્યા પ્રયત્નોથી નહિ મળે તે નહિજ મળે. કારણકે ઉપર કહી ગયા તેમ જ્ઞાન એટલે સજાતીય વર્ગનો પત્તો, અને જાગ્રદવસ્થા અથવા ચેતનાની ભૂમિકા તો આપણા મનને આખા જગતના એકજ ભાગની છાપ પૂરી પાડે છે. ઇશ્વરવિષેની આપણી ભાવનાના સંબંધમાં પણ એવુંજ છે. જગતના સંબંધમાં જેમ આપણને તેનો એકજ ભાવ દેખાય છે, તેમ ઇશ્વર તરીકે આપણે જે કંઈ જોઇએ છીએ તે પણ એક અંશમાત્ર છે; બાકીનું બીજું બધું માનવી જ્ઞાનની સીમા બહાર છે. "વિરાટ સ્વરૂપ હું એવો તો મહાન છું કે આ જગત પણ મારો એક અંશમાત્ર છે." આમ છે તેથીજ ઇશ્વરને આપણે તેના અપૂર્ણ રૂપમાં જોઇએ છીએ, અને તેથી તેને યથાર્થ સમજતા નથી. તેને તથા જગતને સમજવાનો એકજ રસ્તો છે, અને તે એ કે, બુદ્ધિ તથા જાગ્રત અવસ્થાની પેલી પાર પહોંચવું. "શ્રાવ્ય (શ્રવણ કરવાનો પદાર્થ) અને શ્રવણ, તથા વિચાર્ય અને વિચારથી તું પર થઇ જઇશ, ત્યારેજ તું સત્યની સોડે આવીશ." વળી "તું શાસ્ત્રોની પેલી પાર જા, કારણકે શાસ્ત્રોમાં તો માત્ર પ્રકૃતિ અને તેના ત્રણ ગુણો સુધીનુંજ શિક્ષણ મળી આવે છે." તેથી આપણે જ્યારે તેમને વટાવીને પાર જઇએ છીએ, ત્યારેજ જગતની અંદર આપણને એકતાલ અને સુસંબદ્ધતા જણાય છે, તેની પહેલાં નહિજ.

સૂક્ષ્મજગત તથા સ્થૂળજગતની રચના એકજ યોજનાપર

થયેલી છે, અને સૂક્ષ્મ જગતની અંદર આપણને એકજ ભાગનું યાને મધ્યભાગનુંજ જ્ઞાન છે સુષુપ્તિ અને તુર્યાવસ્થા પૈકી એકેનું આપણને જ્ઞાન નથી, આપણને જ્ઞાન છે તે માત્ર જાગ્રતનુંજ તેથી જો કોઇ માણસ ઉભો રહીને કહે કે 'હુ પાપી છુ" તો તેનુ એ કથન દેહભાવેજ સત્ય હોઇ શકે, આત્મભાવે અસત્ય છે પોતાની જાતવિષે તેને માત્ર એકજ ભાગનું જ્ઞાન છે, કેમકે એનુ જ્ઞાન તે પોતે, જાગ્રત અથવા ચેતનાની જે ભૂમિકા પર સ્થિત હોય છે, તેટલા પૂરતુંજ હોય છે તેવી રીતે આ જગતના સબંધમા પણ બુદ્ધિવડે તો તેના એકજ અંશનુ જ્ઞાન થઇ શકે છે, અને નહિ કે સમષ્ટિનુ કેમકે જગત સમષ્ટિ તો સુષુપ્તિ, જાગ્રત તથા તુર્યાવસ્થાનુ યાને અચેતના, ચેતના અને અવચેતનાનુ તથા વ્યક્તિગત 'મહત્, વિરાટ મહત્ તથા તેના પાછળથી થયેલા સકળ રૂપાતરોનુ બનેલુ છે

પ્રકૃતિ રૂપાતરિત શાથી થાય છે? અત્યારસુધીમા તો આપણને જણાયુ છે કે, પ્રત્યેક વસ્તુ, પ્રકૃતિ માત્ર, જડ કહેતા નિશ્ચેતન છે પદાર્થમાત્ર મિશ્ર અને નિશ્ચેતન છે જ્યા જ્યા પ્રકૃતિનો કાયદો લાગુ પડતો જણાય, ત્યા ત્યા આપોઆપ સિદ્ધ થઈ જાય છે કે, તેનુ ક્ષેત્ર જડ કિવા નિશ્ચેતન છે મન, બુદ્ધિ, ઇચ્છા અને બીજુ બધુજ જડ છે પરતુ તે સઘળાજ તેમની પર આવેલા કોઇ અસ્તિત્વના ચિત્નુ અથવા ચૈતન્યનુ પ્રતિબિબ પાડે છે એ કશાકને સાખ્યતત્ત્વવેત્તાઓ પુરુષ કહી ઓળખાવે છે એ પુરુષજ જગતના સઘળા ફેરફારોનુ અજ્ઞાત કારણ છે મતલબ કે, આ પુરુષજ, તેને વિરાટભાવમા સમજીએ તો જગતનો ઉત્પાદક ઇશ્વર છે સામાન્ય રીતે એવુ કહેવામા આવે છે કે, ઈશ્વરની ઇચ્છાએ જગતને ઉત્પન્ન કર્યું છે એક સામાન્ય વર્ણનતરીકે તે બહુ સારૂ છે, પણ આપણે જોઈએ છીએ કે, તે સાચુ ઠરી શકે તેમ નથી ઇચ્છા, એ ઉત્પાદક કારણ કેવી રીતે હોઇ શકે? પ્રકૃતિના આવિર્ભાવોમા ઇચ્છાનો નબર તો ત્રીજો કે ચોથો આવે છે તેની પહેલા અનેક ઘટનાઓ અસ્તિત્વમા આવે છે, ત્યારે તેમને કોણે પેદા કરી? ઇચ્છા એ એક મિશ્ર પદાર્થ છે, અને મિશ્ર વસ્તુમાત્ર પ્રકૃતિની પેદાશ છે માટે ઇચ્છા પ્રકૃતિની ઉત્પાદક હોઈ શકેજ નહિ આથી સિદ્ધ થાય છે કે, પ્રભુની ઇચ્છાએ જગતને ઉત્પન્ન કર્યું એમ કહેવુ તદ્દન અર્થહીન છે આપણી ઇચ્છા સ્વચૈતન્ય અથવા આત્મચેતનાના એક ભાગપરજ પથરાયેલી હોઈ તે આપણા મગજના સંચાલનનુ કાર્યમાત્ર કરે છે ઇચ્છા એ તમારા શરીરનુ કે જગતનું સચાલક કારણ નથી તમારા શરીરનુ સચાલન એક એવી શક્તિ કરે છે કે જે શક્તિનો ઇચ્છા એ તો એક આશિક આવિર્ભાવ છે તેવીજ રીતે જગતની અદર પણ ઇચ્છાનુ અસ્તિત્વ છે, પણ

તે જગતમમસ્તનો એક અશમાત્ર છે. અર્થાત્ કે આખા જગતનુ સચાવનકાર્ય ઇચ્છાથી થતુ નથી, અને એ કારણને લીધેજ ઇચ્છાવાદથી આપણે તેનુ વિવેચન કરી શકતા નથી. ધારો કે, ઇચ્છાજ શરીરના સચાલનનું કાર્ય કરે છે, એ દલીલ હુ ઘડીભર માની લઉં છું, પણ પછી જ્યારે મને માલમ પડે છે કે, ઇચ્છા મુજબ શરીરનું સચાલન મારાથી નથી કરી શકાતુ, ત્યારે હું ધુવા-પુવા થઈ ખીજાઉં છુ પણ એમા વાટ મારીજ છે, કેમકે આ ઇચ્છાવાદને માન્ય ગણી લેવાનો મને કશોજ અધિકાર નહોતો. તેવીજ રીતે આ જગતને પણ હુ ઇચ્છાથી મચાલિત થતું માની લઉં, અને પછી મને તેમા અમબદ્ધતાઓ અને અપૂર્ણતાઓ દેખાય, તો તેમા વાક મારો છે તેથી પુરુષ અથવા સચાલક-શક્તિ એ આ ઇચ્છા નથી, તેમ મહત્ અથવા ચૈતન્ય પણ નથી કારણ મહત્ પણ એક મિશ્ર પદાર્થ છે. એવું કોઈ ચૈતન્ય અથવા જ્ઞાનશક્તિ નથી કે જેની અંદર મગજને મળતુ કોઇ જાતનુ દ્રવ્ય ન રહ્યુ હોય જ્યા જ્યા ચૈતન્ય અથવા જ્ઞાનશક્તિ જેવુ હોય, ત્યા ત્યા જે દ્રવ્યને આપણે મગજ અથવા ભેજુ કહીએ છીએ તેને મળતુ કશુ અવશ્ય હોય છેજ. એજ કશુ દ્રવ્ય અમુક વિશિષ્ટ રૂપમા લોચો પિંડો વળીને મગજનુ કામ આપે છે. તેથી જ્યા જ્યા ચૈતન્ય અથવા જ્ઞાન જેવું દેખાય, ત્યા ત્યા એ દ્રવ્ય એક યા બીજા રૂપમા હોવુંજ જોઇએ. પણ ચૈતન્ય અથવા જ્ઞાન પોતેજ મિશ્ર છે, ત્યારે આ પુરુષ એ શુ તત્ત્વ હશે? તે ચૈતન્ય (જ્ઞાન) કે ઇચ્છા એ બેમાથી એકે વસ્તુ નથી, પણ એ બધાનો તે ઉત્પાદક છે. પુરુષની હાજરીજ તેમને સચાલિત અને સયુક્ત કરે છે એ પુરુષતત્ત્વ પ્રકૃતિની સાથે પણ ભેળવાતું નથી; તેમ તે ચૈતન્ય કિંવા મહત્ પણ નથી પણ શુદ્ધ આત્મા તેજ એ પુરુષ છે. "હું સાક્ષી-રૂપ છુ, અને મારા સાક્ષિત્વતળેજ પ્રકૃતિ ચેતન તથા જડ સકળ યાને સચરાચર તમામ સૃષ્ટિ પેદા કરે છે"

ત્યારે પ્રકૃતિની અદર આ ચૈતન્યતત્ત્વ શું છે વારુ? મહત્ એજ આ ચૈતન્યતત્ત્વ છે, અને તેનું નામ ચિત્ છે ચિતનુ મૂળ પુરુષમા છે યાને પુરુષનો તે સ્વભાવ છે એ ચિત્ તત્ત્વ એવુ છે કે જેને સમજાવી શકાય તેમ નથી, છતા આપણે જેને જ્ઞાન કહીએ છીએ તે સકળ જ્ઞાનનું કારણ એજ છે જાગ્રદવસ્થા અથવા ભાન કે ચેતના એ પુરુષ નથી, કેમકે એ મિશ્ર પદાર્થ છે પરતુ એ જાગ્રદવસ્થા અથવા ભાન કે ચેતનામા જે તત્ત્વ હલકું કહેતા સૂક્ષ્મ અને સાર છે તે પુરુષનુ છે પુરુષ એ જ્ઞાનવાળો નથી પણ ચૈતન્ય અથવા જ્ઞાનમા જે હલકુ યાને સૂક્ષ્મતત્ત્વ છે તે એનું છે ચિત્ અથવા જ્ઞાન પુરુષમા છે, પણ તે જ્ઞાનયુક્ત કે જ્ઞાતા નથી

આપણી ચારે મેર જણાતુ દૃશ્ય આ પુરુષસ્થ ચિત્ વત્તા પ્રકૃતિનુ પરિણામ છે જગતની અદર આનદ, સુખ અને પ્રકાશ જેવુ જે જે કઇ છે, તે તે બધુ પુરુષનુ છે, પણ તે મિશ્ર દ્રવ્ય છે, કેમકે તે પુરુષ વત્તા પ્રકૃતિના મેળાપથી બનેલુ છે કહ્યુ છે કે "જ્યા જ્યા કઇ સુખ છે, જ્યા જ્યા કઈ આનદ છે, ત્યા ત્યા અમર કરેતા ઈશ્વરની ચીણગારી છે" પુરુષ એ જગતનુ મોટામા મોટુ આકર્ષણ છે જગતથી તે અસ્પર્શનીય અને અનગ હોવા છતા, તેજ અખિલ જગતને આકર્ષે છે માણસને તમે સોનાની શોધમા જતો જુઓ છો, કેમકે સોનાની પાછળ પણ કચરા ને મેલના થર-વાળી છતા એ પુરુષનીજ એક ચીણગારી છે જ્યારે કોઇ માણસ પોતાના છોકરાને કે એક સ્રીને ચાહે છે, ત્યારે તેને તેમ કરવા આકર્ષનારી શક્તિ શી છે? તો કે એ છોકરા કે સ્રીની પછવાડે આવેલી પુરુષની ચીણગારીજ એનુ અસ્તિત્વ ત્યા છેજ, માત્ર ધૂળ ને કચરાથી તે મલિન થયેલુ છે એટલુજ બાકી, બીજુ કશુજ તેને આકર્ષવા શક્તિમાન નથી "અચેતન અને અજ્ઞાનથી ભરેલા આ જગતમા પુરુષજ એકલો સચેતન અને સજ્ઞાન છે" સાખ્ય-દર્શનમાનો પુરુષ તે આજ છે તેથી અવશ્ય રીતે સિદ્ધ થાય છે કે, એ પુરુષ સર્વવ્યાપી હોવો જોઇએ, કારણ કે જે સર્વવ્યાપી ન હોય, તે સસીમ અથવા મર્યાદિત હોવુ જોઇએ બધી જાતની મર્યાદા અથવા સસીમતાને કારણ હોય છે જે જે કારણથી બનેલુ હોય છે તે તે દરેકને આદિ અને અત હોવાજ જોઇએ તેથી કરી પુરુષ જો સસીમ અથવા મર્યાદાવાળો હોય, તો તેને મરણ હોય, તે મુક્ત હોય નહિ અને તે અતિમ તત્ત્વ ન હોતા તેનુ પણ કોઈ કારણ હોવુ જોઇએ, પણ તેવુ કશુ નથી, તેથી ઠરે છે કે, તે સર્વવ્યાપી હોવો જોઇએ હવે, કપિલના સિદ્ધાત મુજબ પુરુષો અનેક છે, એક નહિ, પણ સખ્યાતીત અનત પુરુષો, તમારે ને મારે તેમજ બીજા દરેક-ને એકેકો પુરુષ છે પ્રત્યેક વર્તુલ અનત હોય એવા સખ્યાતીત અનત વર્તુલો જાણે આ જગતની અદર થઇને દોડી રહ્યા છે પુરુષ મન અગર જડતત્ત્વ એ બેમાથી એકે નથી આપણે જાણીએ છીએ તે તો માત્ર તેમાથી આવતો પડછાયોજ છે પુરુષ જો સર્વ-વ્યાપી છે, તો તો આપણી ખાત્રીજ છે કે તેને જન્મમરણ જેવુ પણ કઈ નથી પ્રકૃતિ પોતાનો જન્મમરણનો પડછાયો તેના પર નાખે છે, પરતુ એ પોતે તો સ્વભાવ થકી શુદ્ધ ને પવિત્ર છે અત્યાર-સુધીમા તો સાખ્યનુ તત્ત્વજ્ઞાન આપણને અદ્ભુત માલમ પડ્યુ છે

હવે, આપણે તેની વિરુદ્ધના પ્રમાણો હાથ ધરીશુ અત્યાર સુધીનું પૃથક્કરણ સપૂર્ણ છે, અને એનુ અધ્યાત્મશાસ્ત્ર અખડ-નીય છે સૂક્ષ્મ જ્ઞાનેદ્રિય અને કરણ-ઈદ્રિયોના એ બે વિભાગથી

આપણને માલમ પડે છે કે, ઇન્દ્રિયો સાદુ તત્ત્વ નથી, પણ મિશ્ર છે અહંતાને પણ ઇંદ્રિયો તથા જડદ્રવ્યમા વિભક્ત કરી દેખાડયાથી સમજાય છે કે, અહંતા પણ પચમહાભૂતાત્મક દ્રવ્ય છે પછી મહત્ પણ જડની એક સ્થિતિ છે, અને એમ કરતા કરતા આપણે છેવટે પુરુષની પ્રાપ્તિપર્યંત આવી પહોચ્યા છીએ અહી સુધી કઈજ વાધો વચકો નથી પરતુ સાખ્યવાદીઓને આપણે પ્રશ્ન પૂછીએ કે "પ્રકૃતિને કોણે પેદા કરી?" તો તેઓ કહે છે કે પુરુષ અને પ્રકૃતિ બન્ને સ્વયભૂ અને સર્વવ્યાપી છે, એટલુજ નહિ પણ આ પુરુષની અનત સંખ્યા છે. આ છેલ્લા મતોના ખડનપૂર્વક આપણે આ જગતરહસ્યનો વધારે સરસ ઉકેલ શોધી કાઢવો પડશે,. અને એમ કરતા આપણે અદ્વૈતવાદપર આવી પહોચીશુ આપણો પહેલો વાધો એ છે કે, એ અનતના અસ્તિત્વ કેવી રીતે સભવી શકે? એટલે આપણી તકરાર એ થશે કે, સાખ્યદર્શન એ સપૂર્ણ સામાન્યીકરણ નથી, અને તેની અદર આપણને રહસ્યનો સપૂર્ણ ઉકેલ પ્રાપ્ત થયો નથી વેદાતીઓ આ બધી મુસ્કેલીઓમાથી કેવી રીતે રસ્તો શોધી કાઢે છે અને સપૂર્ણ રહસ્ય કેવી રીતે પ્રાપ્ત કરે છે, તે આપણે બીજા વ્યાખ્યાનમા જોઇશુ છતા મને કહી લેવા દો કે, એનો બધોજ યશ વાસ્તવિક રીતે આ સાંખ્યદર્શનનેજ ઘટે છે. કારણ કે એક મકાન બધાઈ રહ્યા પછી તેને સાફસૂફીનો છેલ્લો હાથ મારવાનુ યાને તેમા રોનક આણવાનુ કામ સહેલુ છે. તાત્પર્ય કે, વેદાતનુ કામ આવુજ હોઇ એને લીધે સાખ્યની મહત્તાથી જરાય ઓછી થતી નથી.





# २७–सांख्य अने वेदांत

જે સાંખ્યદર્શનની ચર્ચા આપણે ચલાવી રહ્યા છીએ, તેનો સારાંશ હું તમને એક વાર કહી જઈશ; અને પછી એમાં ઉણપો કયા કયા છે અને વેદાંત કયા આગળ આવીને તે ઉણપો પૂરી કરે છે, તે આપણે આજના વ્યાખ્યાનમાં જોઈશું.

વારૂ, ત્યારે એ તો તમને યાદ રહ્યું હશેજ કે, સાંખ્યના મત મુજબ આપણે જેને વિચારબુદ્ધિ, વિવેકશક્તિ, પ્રેમ, દ્વેષ, સ્પર્શ, સ્વાદ અને ભૂતદ્રવ્ય કહી ઓળખીએ છીએ તે બધાંજ આવિષ્કારોનું કારણ પ્રકૃતિ છે. પદાર્થમાત્ર પ્રકૃતિમાંથીજ ઉદ્ભવ્યો છે. આ પ્રકૃતિ સત્ત્વ, રજસ અને તમસ નામના ત્રણ મૂળ તત્ત્વોની બનેલી છે. આ સત્ત્વ, રજસ અને તમસ એ ગુણો નથી, પણ દ્રવ્યો છે અને એ દ્રવ્યોમાંથીજ આખું વિશ્વ ક્રમવિકસિત થયું છે. કલ્પની શરૂઆતમાં એ દ્રવ્યો સમતોલપણાની સ્થિતિમાં હોય છે, અને સૃષ્ટિ પ્રગટે છે ત્યારે તેઓ જોડાવા અને પુનઃ જોડાવાનું શરૂ કરે છે; અને પરિણામે જગતતરીકે વ્યક્ત થાય છે. એમનો સૌથી પહેલો આવિર્ભાવ સાંખ્ય જેને મહત્ કહે છે તેનો છે, અને એ મહત્‌માંથી જાગ્રતતત્ત્વની યાને ભાનની કિંવા ચેતનાની ઉત્પત્તિ થાય છે. સાંખ્યના સિદ્ધાંત મુજબ ભાન અથવા ચેતના એ એક તત્ત્વ છે, અને તેમાંથી મન, ઇંદ્રિયો તથા તન્માત્રાઓ કહેતાં ધ્વનિ, સ્પર્શ ઈત્યાદિના અણુઓનું પ્રાકટ્ય થાય છે. સકળ સૂક્ષ્મ અણુઓ જાગ્રત અથવા ભાન કે ચેતનાતત્ત્વમાંથી વિકાસ પામે છે, અને એ સૂક્ષ્મ અણુઓ અથવા તન્માત્રાઓમાંથી સ્થૂળ મૂળ તત્ત્વો અથવા આપણે જેમને પંચમહાભૂતો કહીએ છીએ તેમનો ક્રમવિકાસ થાય છે. તન્માત્રાઓ આંખને દેખાતી નથી, પણ જ્યારે તેઓ સ્થૂળ અણુઓમાં યાને મહાભૂતોમાં પરિણમે છે ત્યારે આપણે તેમને સ્પર્શી શકીએ છીએ કે અનુભવી શકીએ છીએ.

મહત્ અથવા જ્ઞાન, ભાન અને મન, એ ત્રિવિધરૂપે ચિત્કાર્ય કરી પ્રાણનામની શક્તિઓને બનાવે છે. પ્રાણ એટલે શ્વાસ, યાને શ્વાસ એજ પ્રાણ છે, એવી જાતની ભાવનાને તમારે તત્કાળ તિલાંજલિ આપી દેવી જોઈએ. શ્વાસ એ તો પ્રાણનું એક કાર્ય છે. પ્રાણ શરીરપર સત્તા ચલાવનાર અને તેનું સંચાલન કરનાર

અને તેનું સંચાલન કરનાર શક્તિઓ છે, કે જે શક્તિઓ વિચાર-રૂપે પણ આવિર્ભૂત થાય છે. પ્રાણનો સૌથી પ્રધાન અને સ્પષ્ટ આવિર્ભાવ શ્વાસોચ્છ્વાસની ગતિ છે શ્વાસોચ્છ્વાસની ક્રિયામા પ્રાણનું કાર્ય હવા ઉપર થાય છે, અને નહિ કે હવાનું પ્રાણ ઉપર. એ શ્વાસોચ્છ્વાસની ક્રિયાને સંયમમા આણવી તેનું નામ પ્રાણાયામ છે. આ શ્વાસોચ્છ્વાસની ગતિ ઉપર કાબુ મેળવવા માટે પ્રાણાયામ કરવામા આવે છે; એનો હેતુ કેવળ શ્વાસને વશ કરવાનો અથવા ફેફસાને મજબૂત બનાવવાનો નથી. એ તો ડેલસર્ટ કહેવાય, પ્રાણાયામ નહિ. પ્રાણ એ જીવનરક્ષક શક્તિઓ હોઇ તેઓ શરીરપર કાર્ય કરે છે; અને તેમના પર વળી શરીરનો અંદર રહેલી મન અને આંતર ઇંદ્રિયો નામે ઓળખાતી બીજી ઇંદ્રિયોનું કાર્ય થાય છે. અત્યારસુધીનો આ અધ્યાત્મવિદ્યા બરાબર ચોખ્ખી અને ચોક્કસ છે; અને જુના તે દુનિયાનો પ્રાચીનમા પ્રાચીન યુક્તિ-યુક્ત વિચાર છે! અત્યારે જ્યા જ્યા કઇ પણ તત્ત્વજ્ઞાન કે યુક્તિ-યુક્ત વિચાર જેવું દીઠામા આવે છે, ત્યા ત્યા તે દરેક કપિલ-મુનિની સાંખ્યવિદ્યાને એક યા બીજી રીતે આભારી છે. પાઇથેગોરાસે હિંદુસ્થાનમા આવીને એ વિદ્યાનું શિક્ષણ મેળવ્યું અને ગ્રીસ દેશમા તેનો ઉપદેશ કર્યો આગળ જતા પ્લેટોએ તેમાથી વિચાર મેળવ્યા, અને તેના પછી પણ નૉસ્ટિકો કહેતા જ્ઞેયવાદીઓ એલેક્ઝાન્ડ્રિયા તરફ એ વિચાર લઈ ગયા, અને ત્યાથી તે વિચાર યૂરોપમા આવ્યો. તેથી અધ્યાત્મશાસ્ત્ર કે તત્ત્વજ્ઞાનના દિશામા જ્યા જ્યા કોઈ પ્રયત્ન દીઠામા આવે છે, ત્યા ત્યા તેનો મહાન પિતા તો આ કપિલમુનિજ છે. એમનું અધ્યાત્મશાસ્ત્ર અતિ અદ્ભુત છે, એ તો આપણે અત્યારસુધીમા જોઇ લીધું છે; પણ હવે કેટલાક મુદ્દાપર આપણે તેઓશ્રીથી જૂદા પડવુ પડશે આપણે જોઇએ છીએ કે, કપિલમુનિએ ક્રમવિકાસના મૂળભૂત સિદ્ધાંતને વળગી રહીનેજ પોતાના શાસ્ત્રના રચના કરી છે. તેઓ એક વસ્તુનો બીજીમાથી વિકાસ સિદ્ધ કરે છે. કારણકે કાર્યની તેમની વ્યાખ્યાજ એ છે કે 'કાર્ય એટલે કારણનું બીજા રૂપમા પુનરાવર્તન.' અને વળી આપણે જોઇ શકીએ છીએ ત્યાલગી આ જગત પણ પ્રગતિશીલ તથા વિકાસશીલ છે. આપણે જે મટોડી જોઇએ છીએ; તેજ મટોડીને બીજા રૂપમા આપણે કૂંજાતરીકે ઓળખીએ છીએ. એમા મટોડી એ કારણ હતું અને કૂંજો એ તેનું કાર્ય છે. આના ઉપરાંત કાર્યનો વિશેષ ખ્યાલ આપણને આવી શકતોજ નથી આ પ્રમાણે આ આખું જગત પણ પ્રકૃતિમાથીજ ક્રમવિકાસ પામ્યું છે, તેથી જગત તેના કારણથી ખાસ કરીને ભિન્ન હોઇ શકતુ નથી. કપિલમુનિના મત મુજબ અવ્યક્ત પ્રકૃતિથી માંડીને તે વિચાર કે બુદ્ધિ-

પર્યંતની એકે વસ્તુ ભોક્તા કે પ્રકાશક નથી જેવો માટીનો લોચો તેવોજ મનનો લોચો મનને પોતાને કોઈ જાતનો પ્રકાશ નથી પણ આપણે જોઇએ છીએ કે, તે તર્ક કરે છે તેથી એમ ઠરે છે કે મનની પાછળ એવુ કોઈ તત્ત્વ હોવુ જોઈએ કે જેનો પ્રકાશ તે મહત્ ચેતના અને તે પછીના રૂપાંતરોદ્વારા ગાળીને ટપકાવે છે એ પ્રકાશક તત્વને કપિલમુનિ પુરુષ કહીને ઓળખાવે છે, અને સાખ્યનો જે એ પુરુષ તેજ વેદાંતીઓનો આત્મા છે કપિલ મુનિના મત મુજબ પુરુષ એ સાદુ અસ્તિત્વ છે, મિશ્ર નથી તે અપ્રાકૃતિક છે યાને પ્રકૃતિની બનાવટ નથી, અને બ્રહ્મા-ડમા અપ્રાકૃતિક બીજ કોઈ હોય, તો તે એ પુરુષજ છે આ બીજા બધા આવિર્ભાવો પ્રાકૃતિક છે, યાને પ્રકૃતિની બનાવટો છે એક પાટીઉં મને દેખાય છે એને જોવાની ક્રિયામા પહેલા તો બાહ્યસાધન યાને કરણ ઇંદ્રિયને સદેશો પહોચાડે છે, ઇદ્રિયમાથી તે સદેશો મનને પહોચે છે અને ત્યા એ વિષયની છાપ પડે છે, મન તેને લઈને બુદ્ધિ આગળ રજુ કરે છે પરતુ બુદ્ધિ પણ ક્રિયા કરી શકતી નથી ક્રિયા તો પછવાડે રહેલા પુરુષમાથી જાણે નીકળે છે આ ઇદ્રિય, મન, બુદ્ધિ વગેરે કરણો અથવા સાધનોનો માત્ર પુરુષની પાસે સંદેશો લાવનારા લઈ જનારા હજુરીઆ નોકરો છે, અને એ સાભળીને પુરુષજ જાણે હુકમો છોડે છે અને પ્રતિક્રિયા કરે છે એ પુરુષજ ભોક્તા દ્રષ્ટા અને એક સત્ય અસ્તિત્વ છે, અને એ પુરુષજ શરીર રાજ્યનો સિહાસનારૂઢ રાજા હોઈ અપ્રાકૃતિક છે ને એજ મૂળ આત્મા અથવા પરમાત્મા છે પુરુષ અથવા આત્મા અપ્રાકૃતિક છે, તેથી અવશ્ય ઠરે છે કે, તે અનત પણ હોવો જોઇએ, તો કોઇ પણ જાતની સસીમતા કે મર્યાદા હોઈ શકેજ નહિ એ પુરુષ સર્વવ્યાપી છે, પણ કાર્ય તો તે લિંગશરીર દ્વારાજ કરી શકે છે મન, અહકાર અથવા સ્વ-ભાન, ઇદ્રિયો અને પ્રાણ મળીને લિગશરીર બને છે ખ્રિસ્તી તત્ત્વજ્ઞાનમા એ લિગશરીરને આધ્યાત્મિક શરીર કહેવામા આવ્યુ છે મુક્તિ અને સગત સ્વર્ગ અને નરક જન્મ અને પુનર્જન્મ—એ બધુ આ લિગશરીરનેજ હેય છે કારણ એ તો આપણે આરભથીજ જોઈ લીધુ છે કે પુરુષ અથવા આત્માને માટે કયાય જવા આવવાનુ અશક્ય છે ગતિ એટલે જવુ આવવુ તે અને જે એક ઠેકાણેથી બીજે ઠેકાણે જાય આવે, તે સર્વવ્યાપી હોઇ શકેજ નહિ કપિલની અધ્યાત્મવિદ્યા યાને સાખ્યપરથી આપણને આટલે સુધી જણાય છે કે આત્મા અનત છે અને આત્માજ એક એવી વસ્તુ છે કે જે પ્રકૃતિની બનાવટ નથી પ્રકૃતિની બહાર હોય એવી વસ્તુ પણ એ એમજ છે, પણ દેખીતી રીતે તો તે પણ પ્રકૃતિથી બધાયલો છે કારણ કે ચોમેર પ્રકૃતિ પથરાયલી છે,

અને પ્રકૃતિની સાથે તેણે પોતાને પણ તેના જેવો બનાવી દીધો છે. કેમકે તે એમ માને છે કે "હું લિંગશરીર છું, હું સ્થૂળશરીર છું" અને એજ કારણથી તે સુખદુઃખનો ભોક્તા બને છે. પણ વાસ્તવિક રીતે જોતાં તો સુખદુઃખ કાંઇ એનાં નથી, પણ લિંગશરીરનાં છે.

ધ્યાનશીલ અવસ્થાને યાને સમાધિ દશાને યોગીજનો હમેશાં ઉંચામાં ઉંચી અવસ્થા કહે છે એ દશા સક્રિય તેમ નિષ્ક્રિય બેમાંની એકે નથી, અને એ અવસ્થામાં તમે પરમ પુરુષના નિકટમાં નિકટગામી થાઓ છો. આત્માને સુખ કે દુઃખ બેમાંથી એકે હોતું નથી. તે પદાર્થમાત્રનો સાક્ષી છે, કાર્યમાત્રનો શાશ્વત સાક્ષી છે; છતાં કોઈ કાર્યનું ફળ એ પોતે ગ્રહણ કરતો નથી જેમ સૂર્ય એ પ્રત્યેક આંખની દૃષ્ટિનું કારણ છે, છતાં કોઈ આંખની ઉણપ તેને બાધકર્તા નીવડતી નથી, અથવા જેમ કોઈ બીલોરી પદાર્થ પાસે લાલ કે ભૂરું ફૂલ મૂકવામાં આવે છે ત્યારે તે બીલોરી પદાર્થ લાલ કે ભૂરો દેખાય છે, છતાં એ પદાર્થ પોતે ખરી રીતે તે બેમાંથી એકે હોતો નથી, તેમ આત્મા પણ સક્રિયતા કે નિષ્ક્રિયતા બેમાંથી એકે નથી. એ બન્નેથી તે પર છે. આત્માની આ અવસ્થાને દર્શાવનારો સારામાં સારો શબ્દ સમાધિ છે સાંખ્યનું તત્ત્વજ્ઞાન આ છે.

બીજું, સાંખ્ય કહે છે કે, પ્રકૃતિના આવિર્ભાવ આત્માને માટે છે; બધાંજ મિશ્રણ અને સંયોગીકરણો કોઇ ત્રીજીજ વ્યક્તિ માટે હોય છે. જે સંયોગીકરણોને તમે પ્રકૃતિ કહો છો, તે સંયોગીકરણો યાને એ બધાંજ નિરંતર થતાં પરિવર્તનો આત્માના ઉપભોગ માટે, તેના છુટકારા માટે અને નિકૃષ્ટ યોનિથી માંડીને તે ઉત્કૃષ્ટ યોનિપર્યંતનો તમામ અનુભવ તેને મળે એટલા માટે થયાં કરે છે. આત્માને જ્યારે એ અનુભવ થઇ જાય છે ત્યારે તેને માલમ પડે છે કે, તે પોતે પ્રકૃતિની અંદર કદાપિ નહોતો, તે પ્રકૃતિથી સાવ ભિન્ન હતો, તે અવિનાશી છે અને તેને ક્યાંય જવા-આવવાપણું નથી. સ્વર્ગમાં જવાનું કે ફરી જન્મવાનું પ્રકૃતિમાં હતું, આત્મામાં પોતામાં નહિ અને એ રીતે જીવાત્મા મુક્ત થાય છે. મતલબ કે, સમગ્ર પ્રકૃતિ આત્માના ઉપભોગ અને અનુભવ માટે કાર્ય કરી રહી છે; અને અંતિમ ધ્યેય જે મુક્તાવસ્થા તેને પ્રાપ્ત કરવા માટેજ જીવાત્મા અનુભવો લઈ રહ્યો છે પરંતુ સાંખ્યદર્શન કહે છે તેમ મૂળ આત્મા (પરમાત્મા) અનેક નહિ પણ અખ્યાતીત અનંત છે. વળી કપિલ મુનિનો બીજો એક સિદ્ધાંત એવો છે કે, જગતના સૃષ્ટાતરીકે કોઈજ ઈશ્વર નથી. અને અસ્તિત્વમાત્રના ખુલાસા માટે પ્રકૃતિ પોતેજ બસ છે—અર્થાત્ કે સાંખ્યવાદીઓ કહે છે કે, ઈશ્વરની ભાવનાની આવશ્યકતાજ નથી

હવે વેદાંતી કહે છે કે, આત્માઓ સ્વભાવથીજ સત્, ચિત્

અને આનંદ છે; પણ આ સત્, ચિત્ અને આનંદ–એ આત્માના ગુણો નથી; તેઓ એક છે, ત્રણ નથી. કેમકે આત્માનું તે સારતત્ત્વ છે. વળી મહત્ અથવા જ્ઞાન પ્રકૃતિમાંથી આવતું હોવાથી પ્રકૃતિનું છે, એ વાતમાં વેદાંત સાંખ્ય સાથે એકમત થાય છે. વેદાંત વળી એમ પણ બતાવે છે કે, આ મહત્ એ મિશ્રતત્ત્વ છે. દાખલા-તરીકે આપણા જ્ઞાનાનુભવો આપણે તપાસીએ. મને એક પાટિયાને જોવાનું જ્ઞાન થાય છે. એ જ્ઞાન કેવી રીતે થાય છે? જર્મન તત્ત્વવેત્તાઓ જેને 'વાસ્તવ–વસ્તુ' કહી ઓળખાવે છે, તે પાટીઆની વાસ્તવ–વસ્તુ અજ્ઞાત છે, તેને હું કદી જાણી શકું તેમ નથી. પાટીઆની એ વાસ્તવ–વસ્તુને આપણે ક્ષ કહીશું. ક્ષ મારા મનપર ક્રિયા કરે છે, અને મન પ્રતિક્રિયા કરે છે. મન એ તળાવ જેવું છે. તળાવમા એક પથરો નાખીએ છીએ, એટલે પ્રતિક્રિયાત્મક મોજું પથ્થર ભણી આવે છે. એ મોજું પથરા જેવું મુદ્દલ નથી, એ તો પાણીનું મોજુજ છે. તે મુજબ પાટીઆના ક્ષરૂપી પથ્થર મનરૂપી તળાવમા ફેંકાય છે ને અથડાય છે; એટલે મનરૂપી તળાવ તેના-પ્રત્યે એક મોજું ફેંકે છે, અને એ મોજું તેજ આપણે જેને પાટીઉ કહી ઓળખીએ છીએ તે છે. હું તમને જોઉં છું. વાસ્તવ–વસ્તુ-તરીકે તમે મને અજ્ઞાત અને અજ્ઞેય છો. તમે વાસ્તવરૂપે ક્ષ છો, અને મારા મનપર ક્રિયા કરો છો. મારૂં મન જે દિશામાંથી આઘાત આવે છે તે દિશા તરફ એક મોજું ફેંકે છે, અને તે મોજુંજ હું જેને ફલાણા ભાઈ કે ફલાણી બહેનતરીકે જોઉં છું તે છે. જ્ઞાનાનુ-ભવની બાબતમા એ મૂળ તત્ત્વો રહેલા છે, એક બહારથી આવતું ને બીજું અંદરથી આવતું. એ બનેના સંયોગ યાને 'ક્ષ+મન'નું પરિણામ તે આપણું બાહ્યજગત છે. બધુંજ જ્ઞાન પ્રતિક્રિયામાંથી જન્મે છે. મગરમચ્છને તેની પૂછડી કાપી નાખ્યાનું દુઃખ મોડેથી થાય છે, કેમકે તેનું મન પ્રતિક્રિયાનું કામ કેટલીક વાર પછી કરે છે. આ વાત ગણત્રી અને અખતરાથી સાબીત થયેલી છે.

આતરિક જ્ઞાનાનુભવની બાબતમાં પણ તેવુંજ છે. મારી અંદર રહેલ પ્રકૃત 'સ્વ' અથવા વાસ્તવ–વસ્તુ પણ મને અજ્ઞાત તેમજ અજ્ઞેય છે. એને આપણે ય કહીશું. હું મારી જાતને અમુક અમુક તરીકે ઓળખું છું, ત્યારે તે ય+મન બને છે. એ યનો મનપર ધક્કો આવે છે, અને મનની પ્રતિક્રિયા થતાં મને તેનું જ્ઞાન થાય છે. ત્યારે આપણું આખું બ્રહ્માંડ ક્ષ+મન (સ્થૂળ જગત) અને ય+મન(સૂક્ષ્મ જગત)નું થયું. ક્ષ એ સ્થૂળજગત પાછળ-ની વાસ્તવ–વસ્તુનો સૂચક છે, અને ય એ સૂક્ષ્મ જગતની પાછળ-ની વાસ્તવ–વસ્તુનો સૂચક છે.

વેદાંતના મત મુજબ અહંકારનાં ત્રણ પ્રધાન અંગો "હું છું,

હુ જાણુ છુ, અને હુ આનદી અથવા સુખી છુ" એ છે મારે કશાની કે કોઈની જરૂર નથી હુ સ્વસ્થ છુ, શાત છુ અને મને કાઇજ ખરેખ પહોચાડી શકે તેમ નથી—એવો જે ખ્યાલ વખતોવખત આપણને આવે છે, તે ખ્યાલ આપણા અસ્તિત્વનુ કેન્દ્રસ્થ સત્ય છે અને આપણા જીવનનુ મૂળભૂત તત્ત્વ છે—અર્થાત્ કે આપણ્ વાસ્તવ सत्, चित् અને आनंद છે તેથીજ આ પણને એવો ખ્યાલ આવતો રહે છે બીજા શબ્દોમા કહીએ તો આપણ્ વાસ્તવ રૂપ सत्, चित् અને आनंद છે તેની એ ખ્યાલ સાબીતી છે. એ सत्, चित् અને आनंद જ્યારે સસીમ થઇ મિશ્ર વસ્તુ બને છે, ત્યારે તે સ્થૂળ અસ્તિત્વ, સ્થૂળજ્ઞાન અને પ્રેમ-તરીકે જણાય છે પ્રત્યેક મનુષ્ય અસ્તિત્વ ધરાવે છે પ્રત્યેક માણસે જ્ઞાન મેળવવુ જોઇએ અને પ્રત્યેક મનુષ્ય પ્રેમની પાઠ્ઠ લેનો છે પ્રેમ કર્યા વગર તેને ચાલતુજ નથી સૃષ્ટિભરમા નિકૃષ્ટથી તે ઉત્કૃષ્ટપર્યંત પ્રત્યેક જીવ પ્રેમ કરેજ છે, કારણ કે તેના તેમ કર્યા વગર છુટકોજ નથી આતરિક વાસ્તવ વસ્તુ ય મનની સાથે જોડાતા જે અસ્તિત્વ, જ્ઞાન અને આનદને ઉપજાવે છે તેને વેદાતીઓ सत्, चित् અને आनंद કહે છે એ પ્રકૃત અસ્તિત્વ અસીમ, નિર્ભેળ, અમિશ્ર અને અપરિણામી અથવા અપરિવર્તનશીલ હોઈ એજ મુક્તાત્મા છે, અને જ્યારે તે મનની સાથે સેળભેળ થઈ ડહોળાઈ જાય છે, ત્યારે તે વ્યક્તિગત અસ્તિત્વ યાને જીવ કહેવાય છે એક વિશ્વવ્યાપી સ્થાન સીમાથી કપાઇને જેમ ઓરડો, ઘર, બરણી, કબાટ વગેરે બને છે, તેમ આ પ્રકૃત અસ્તિત્વ અથવા આત્મા મનની સાથે ભેળાઇને સસીમ બનતા વનસ્પતિજીવ, પશુજીવ, મનુષ્યજીવ ઇત્યાદિ બને છે. અને એ પ્રકૃત જ્ઞાન કિવા चित् એ આપણને અત્યારે જે જ્ઞાન છે તે, કિવા સહજજ્ઞાન એટલે કે અ-તરમાથી તત્કાલ સ્ફૂરતુ જ્ઞાન નથી, તેમ વિવેકબુદ્ધિ કે પ્રેરણા પણ નથી જ્યારે એ चित् મનની સાથે ભળીને અવનત થાય છે ને ગુચવાઈ જાય છે, ત્યારે તેને આપણે સહજજ્ઞાનતરીકે ઓળખીએ છીએ, જ્યારે તે એ કરતા પણ વધારે અવનત બને છે ત્યારે તે વિવેકબુદ્ધિ કહેવાય છે, અને હજી તેના કરતા પણ વધારે અવનતિને પામે છે ત્યારે તે પ્રેરણાતરીકે ઓળખાય છે. એ પ્રકૃત જ્ઞાન અથવા चित् પોતે સહજ જ્ઞાન, વિવેક કે પ્રેરણા પૈકી કઈજ નથી, તે તો વિજ્ઞાન છે (અહી વિજ્ઞાન એટલે અગ્રેજીમા જેને 'સાયન્સ' કહે છે તે ભૌતિક વિજ્ઞાન નથી સમજવાનુ, પણ જે મૂળજ્ઞાન અથવા પર-માત્મસાક્ષાત્કારને માટે વેદાતે વિજ્ઞાન શબ્દનો પ્રયોગ કર્યો છે તે ધ્યાનમા રાખવુ ) વિજ્ઞાનને સીમા કે ભેળાવાપણુ નથી, એટલે કે વિજ્ઞાન અસીમ અને નિર્ભેળ છે હવે, એ રીતે પ્રકૃત આનદપર

જ્યારે આવરણુ ચઢે છે ત્યારે તેને આપણે પ્રેમ, સ્નેહ અને સ્થૂળ કે લિંગશરીરો માટે કે ભાવનાઓ માટેના મોહ ઈત્યાદિ નામોથી ઓળખીએ છીએ. અર્થાત્ કે આ પ્રેમ વગેરે એ પ્રકૃત આનંદના મરડાયલા, મચકાયલા ને અધકચરા આવિષ્કારો છે. સત્ ચિત્ અને આનંદ એ આત્માના ગુણો નથી પણ આત્માનુસાર મૂળતત્ત્વ છે, એ તો ઉપર જણાવીજ ગયા છીએ; તેમની અને આત્માની વચ્ચે મુદ્દલ ભેદ નથી. એટલુંજ નહિ પણ તે ત્રણે એકજ વસ્તુ છે, યાને એકજ વસ્તુ આપણને ત્રણ જુદા જુદા રૂપમા દેખાય છે. તેઓ સાપેક્ષ જ્ઞાનથી પર છે—અર્થાત્ કે તુલનાથી તે સમજાઈ શકે તેવું નથી. આત્માનુ એ શાશ્વત જ્ઞાન, મનુષ્યના મગજમાથી નિહાળતા મહજ્જ્ઞાન, સ્ફુરણા, વિવેક વગેરેરૂપે નજરે પડે છે એ શાશ્વત જ્ઞાનનો આવિષ્કાર, અથવા તે જે વસ્તુમા થઈને પ્રકાશે છે તે આવિષ્કાર, વસ્તુના પ્રમાણમા વિવિધ પ્રકારનો હોય છે. વિશુદ્ધાત્માતરીકે અધમ પ્રાણી અને મનુષ્ય વચ્ચે કંઇજ તફાવત નથી. માત્ર અધમ પ્રાણીનું મગજ ઓછું વિકસિત થયેલુ હોઈ તેનાદ્વારા પ્રગટતો પ્રેરણા નામે ઓળખાતો જ્ઞાનનો આવિષ્કાર બહુ ઝાખો હોય છે એટલુંજ. મનુષ્ય પ્રાણીનો અંદર મગજ બહુ સૂક્ષ્મ હોય છે, તેથી તેનાદ્વારા પ્રગટતો જ્ઞાનનો આવિષ્કાર વધારે ચોખ્ખો અને સાફ હોય છે; અને તેમાયે સર્વોત્તમ કોટિના મનુષ્યમા યાને મુક્તાત્મામા તો તે સંપૂર્ણ સ્વચ્છ હોય છે. અસ્તિત્વની બાબતમા પણ એમજ છે અસ્તિત્વના જે મર્યાદિત ક્ષેત્રને આપણે જાણીએ છીએ, તે તો આત્માનો સ્વભાવ જે સત્ છે તેનુ કેવળ પ્રતિબિંબ માત્ર છે. તેવુંજ આનંદની બાબતમા. જેને આપણે પ્રેમ કે આકર્ષણ કહીએ છીએ તે તો આત્માના શાશ્વત આનંદનું પ્રતિબિંબ માત્ર છે. આવિષ્કારની સાથેજ સસીમતા સંકળાયલી છે, એટલે આવિષ્કાર થતાજ સસીમતા આવીને ખડી રહે છે. પણ આત્માનો પ્રધાન સ્વભાવ જે અવ્યક્તતા તે તો અસીમજ છે; તેથી તે મૂળ આનંદને સીમાનું બંધન નથી, પરંતુ પ્રેમનેજ સીમાનું બંધન હોય છે. એક દિવસ હું તમને ચાહતો હોઉં છું ને બીજે કોઈ દિવસે વળી ધિક્કારતો થાઉં છું. મારો પ્રેમભાવ એક દહાડો વૃદ્ધિંગત થતો લાગે છે અને બીજે પ્રસંગે વળી ઘટતો લાગે છે. એનું કારણ એજ કે, તે પ્રકૃત આનંદ નહિ પણ તેનો આવિષ્કાર માત્ર છે.

પહેલા જે મુદ્દાપર આપણે સાંખ્યની સાથે તકરારમા ઉતરીશું, તે મુદ્દો તેની ઈશ્વરની ભાવના વિષેનો છે. વ્યક્તિગત બુદ્ધિથી વ્યક્તિગત શરીરપર્યંતની પ્રકૃતિની જે રૂપાંતરપરંપરા છે, તેની પાછળ જેમ એક પુરુષને તેના શાસક અને અધિષ્ઠાતાતરીકે કલ્પવાની જરૂર સાંખ્યને જણાઈ છે, તેમજ બ્રહ્માંડની અંદરની

વિરાટ બુદ્ધિને, વિરાટ અહંતાને, વિરાટ મનને અને વિરાટ સૂક્ષ્મ તેમજ સ્થૂળ દ્રવ્યોને માટે પણ એક શાસક અને અધિષ્ઠાતાતરીકે એક વિરાટ પુરુષને કલ્પવાની જરૂર રહેશેજ. એવા વિરાટ પુરુષનો શાસક ને અધિષ્ઠાતાતરીકે સ્વીકાર કર્યા વગર બ્રહ્માંડની એ પરંપરા પૂરીજ શી રીતે થાય? સમષ્ટિ બ્રહ્માંડની એ પરંપરા પાછળ વિરાટ પુરુષની કલ્પના સ્વીકારવાનો તમે સાખ્યવાદીઓ ઇન્કાર કરો, તો અમે વેદાંતીઓ એ વ્યષ્ટિપરંપરા પાછળના તમારા પુરુષનો પણ ઇન્કાર કરીશું. ક્રમબદ્ધ વ્યક્તિગત આવિષ્કારોની પાછળ એ આવિષ્કારોથી પર અને અપ્રાકૃત એવો પુરુષ આવેલો છે, એ ભાવના જો સાચી છે, તો તો તેજ તર્ક ને તેજ ન્યાય વિરાટ અથવા સમષ્ટિના આવિર્ભાવોને પણ આબાદ લાગુ પડશે; અને તમારે સ્વીકારવુંજ પડશે કે એવો વિરાટ પુરુષ છે. પ્રકૃતિના આવિષ્કારો ને રૂપાંતરોથી પર રહેલા આ વિરાટ પુરુષ અથવા વિરાટ આત્માનુંજ નામ ઈશ્વર છે, અનેઍ ઈશ્વરજ સર્વોપરિ શાસક અને સર્વશ્રેષ્ઠ અધિષ્ઠાતા છે.

હવે સાખ્ય અને વેદાંત વચ્ચેના આ ફેરનો વધારે અગત્યનો મુદ્દો આવે છે. એ મુદ્દો આ છે કે—"એક કરતા વધારે પુરુષ હોઇ શકે ખરા કે?" સાખ્યમા જે પુરુષને આપણે જોયો છે, તે સર્વવ્યાપી અને અનંત છે. સર્વવ્યાપી અને અનંત બે હોઇ શકે નહિ. જો अ અને च નામના બે અનંત હોય, તો અનંત अ અનંત चને સસીમ બનાવશે યાને મર્યાદિત કરશે. કારણ કે અનંત च એ અનંત अ, અને અનંત अ એ અનંત च નથી, યાને બન્ને એકરૂપ નથી. સાદૃશ્યનો ફેર એટલે નિષેધ, અને નિષેધ એટલેજ સસીમતા અગર મર્યાદા. તેથી अ અને च એકબીજાને સસીમ બનાવતાં પોતાનું અનંતપણું ગુમાવી દે છે. આથી સિદ્ધ થાય છે કે, અનંત તો એકજ હોય, અને પરિણામે પુરુષ પણ એકજ છે.

હવે આપણે આપણા क्ष અને य ના અજ્ઞેય પદાર્થોપર આવીશું અને બતાવી આપીશું કે, તે બન્ને એકજ છે. એ તો આપણે ઉપર સિદ્ધ કરીજ આવ્યાં છીએ કે, બાહ્યજગત બરાબર क्ष+મન, અને આંતરજગત બરાબર य+મન. આ બન્ને સમીકરણોમાં क्ष અને य અજ્ઞાત અને અજ્ઞેય રકમો છે. જગતમાં જણાતો તફાવત માત્ર દેશ, કાળ તથા કાર્ય–કારણના નિયમને લીધે છે. આ દેશ, કાળ અને કાર્યકારણનો નિયમ મનનાં ઉત્પાદક મૂળતત્ત્વો છે. એમની હાજરી વગર કોઈ પણ જાતના માનસિક વલણની શક્યતા નથી. કાળ ન હોય તો તમે કદી કશાનો વિચાર કરી ન શકો, દેશ અથવા સ્થાનનો અભાવ હોય તો તમારાથી કશાની કલ્પના કદી કરાય નહિ, અને કાર્ય–કારણના નિયમ વગર તમને

કશાની પ્રાપ્તિ કદાપિ થાય નહિ આ મનના ઘાટો છે તેમને દૂર કરો, એટલે મનનુ પોતાનુજ અસ્તિત્વ નાબુદ થઈ જાય છે, તેથી તફાવત માત્ર મનનેજ આભારી છે તેથી વેદાંતના મત મુજબ મન અને તેના વિવિધ ઘાટો એજ આપણા ક્ષ અને ય ને દેખીતા સસીમ બનાવ્યા છે, અને તેમને બાહ્ય અને આંતરજગત કિંવા સ્થૂળ અને સૂક્ષ્મ જગતતરીકે ભિન્ન રૂપે દેખાડે છે પરંતુ ક્ષ અને ય બન્ને મનથી પરના વિષય હોવાથી તફાવતરહિત છે, અને તેથી એક છે એમને આપણે એક ગુણધર્મ લાગુ પાડી ન શકીએ, કેમકે ગુણધર્મોનુ ઉત્પત્તિસ્થાન મન છે જે ગુણરહિત છે, તે એક છે ક્ષ પોતે ગુણરહિત છે, મનનાજ ગુણો ને ધારણ કરે છે યનુ પણ તેમજ છે તેથી ક્ષ અને ય ગુણની બાબતમા સરખા છે, એટલે ઠરે છે કે, તેઓ ઉભય એક છે આ સર્વ જગત એક છે એ એકજ જગતમા આત્મા પણ એકજ છે અને અસ્તિત્વ પણ એકજ છે એ એક અસ્તિત્વ જ્યારે દેશ, કાળ અને કાર્ય-કારણના નિયમમાથી પસાર થાય છે ત્યારે બુદ્ધિ, તન્માત્રા, મહાભૂત, તેમજ માનસિક અને શારીરિક તમામ ઘાટોને આકાશના વિવિધ નામથી ઓળખાય છે આ એક માત્ર અસ્તિત્વનો અલ્પ અંશ દેશ કાળ ને કાર્ય-કારણની જાળમા આવે છે ત્યારેજ તે રૂપોને ધારણ કરે છે એ જાળ દૂર કરી દેતા બધુ જ એક દેખાશે આથી કરીને અદ્વૈતના તત્વજ્ઞાનમાં આ આખુય જગત આત્મામા એકરૂપ છે અદ્વૈતના વેદાંતમા એ વિશ્વાત્મા અથવા પરમાત્માનું 'બ્રહ્મ' નામ છે અને જગતનુ બ્રહ્માડ નામ છે એ બ્રહ્મને જ્યારે જગતની પાછળ રહેના જગતના સૂત્રધારતરીકે જોવાય છે ત્યારે તેને ઈશ્વર કહેવાય છે, અને તેજ જ્યારે શરીરરૂપી નાના જગતની પાછળ તેના સૂત્રધાર તરીકે દેખાય છે ત્યારે તે જીવ નામે ઓળખાય છે તેથી આ જીવ એજ આત્મા તેમજ ઈશ્વર છે વેદાંત જેને બ્રહ્મ કહે છે તેજ માત્ર એક પુરુષ અથવા પરમપુરુષ છે, ઈશ્વર અને મનુષ્યનુ પૃથક્કરણ કરતા તેઓ પણ એક બ્રહ્મમય ઠરે છે આ જગત દેખાય છે તે પણ તમે પોતેજ છો, તમે એટલે કે તમારૂ એક વાસ્તવિક અને અખંડિત સ્વરૂપ એ મૂળ સ્વરૂપે બ્રહ્માડભરમા તમારી વ્યાપકતા છે "બધાજ હાથોથી તમેજ કાર્ય કરો છો, બધાય મોઢા વાટે તમેજ ભોજન કરો છે, બધા નસ્કોરા વાટે તમેજ શ્વાસ લો છો ને છોડો છો, તથા બધા મન વાટે તમેજ વિચારો છો ' આખુય જગત તમે છો, જગત તમારૂ શરીર છે, તમેજ જગત છો-સાકાર તેમજ નિરાકાર જગતના આત્મા તમેજ છો, તેમ શરીર પણ તમેજ છો તમેજ ઇશ્વર છો, તમેજ દેવદૂતો છો, તમેજ મનુષ્ય છો, તમેજ પશુપખી છો, તમેજ

વનસ્પતિ સૃષ્ટિ છો, તમેજ ખનિજ પદાર્થ છો, રે ! તમેજ બધુ છો, વસ્તુમાત્રનો આવિર્ભાવ તે તમે પોતેજ છો જે જે કઇ અસ્તિત્વમા છે તે ખુદ તમે છો તમે અનંત છો. અનતના ભગવા પડી શકે નહિ અનતને ભાગ જેવું હોયજ નહિ કેમકે અનતનો દરેક ભાગ અનતજ હોય, એટલે કે ભાગનુ આખાની સાથે સાદસ્ય હોય, એ વાતજ બેહુદી છે, અર્થવિનાની છે તેથી તમે ફ્રવાણુ ફ્રનાણુ ભાઈ હો એ ખ્યાન કદાપિ માચો હોય નહિ એ તો કેવળ જાગ્રત સ્વપ્ન છે આ રહસ્ય જાણો અને ભવબંધનમાથી છૂટો આમ કહી વેદાત આવી રીતે સમાપ્તિ કરે છે કે –"હુ શરીર નથી, ઈંદ્રિયો નથી, તેમ મન પણ નથી, હુ તો સત્, ચિત્ અને આનદ છુ, સચ્ચિદાનંદ હુ પોતેજ છુ, સોऽहम्" સાચુ જ્ઞાન આ છે, વિવેકબુદ્ધ તથા બીજુ બધુ અજ્ઞાન છે, મારે માટે જ્ઞાન ક્યા રહ્યુ હોય ? કેમકે હુ પોતેજ જ્ઞાન છુ મારે માટે જીવન જેવુ ક્યા હોય ? કેમકે હુ પોતેજ જીવન છુ હુ જીવુ છુ તેની મને ખાત્રી છે, કેમકે હુ પોતેજ એકમાત્ર જીવનતત્ત્વ છુ, અને મારી અદર રહીને, મારામા અને મારાતરીકે આ સિવાયનુ કશુ અસ્તિત્વ છેજ નહિ પચમહાભૂતોદ્વારા હુ વ્યક્તતાને પામ્યો છુ, પણ હુજ તે મુક્તાત્મા છુ મુક્તાવસ્થા શોધવાની કોને રહી ? કોઇનેજ નહિ તમે બદ્ધ છો એમ જો માનો છો, તો તમે બદ્ધજ રહો છો, તમારૂ બધન તમે પોતેજ ઉભુ કરો છો તમે મુક્ત છો એવુ જો તમે જાણો યાને અપરોક્ષાનુભવ કરો, તો અહીં અને અત્યારેજ તમે મુક્ત છો. આ જ્ઞાન છે મુક્તિનુ જ્ઞાન અને મુક્તિનુ ધામ, મુક્તિ એજ પ્રકૃતિ મકળનુ ધ્યેય છે.



# આ સંસ્થાના ઉત્તમ ગ્રંથો

## ધાર્મિક ગ્રંથો

| | મૂલ્ય |
|---|---|
| શ્રીમહાભારત–સંપૂર્ણ ભાષાંતર–૭ ભાગમાં... | ૩૬) |
| શ્રી વાલ્મીકિ રામાયણ–૩૨ ચિત્રોસાથે ... | ૬) |
| શ્રીતુલસીકૃત રામાયણ–૪૦ ચિત્રોસાથે ફરી છપાય છે. | |
| શ્રીગિરધરકૃત શુદ્ધ રામાયણ .... .. | ૨। |
| શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણ–બે ભાગમાં... | ૧૦) |
| મહાભારતનું શાંતિપર્વ–નવી આવૃત્તિ .... | ૫) |
| મહાભારતનાં આદિ–સભાપર્વ(જૂની પ્રતો) | ૨) |
| શ્રીમદ્ભગવતી ભાગવત–ઉત્તમ ભાષાંતર | ૪॥ |
| શ્રીમદ્ભાગવત–નવી આવૃત્તિ ૩) બે ભાગમાં | ૩॥ |
| શ્રીજ્ઞાનેશ્વરી ભગવદ્ગીતા–નવી આવૃત્તિ | ૨) |
| શ્રીરામકૃષ્ણ કથામૃત–બને ભાગ ભેગા ... | ૨॥ |
| મહાભારત અને રામાયણવિષે વિચારો(સાદુ) | ૦॥= |
| શ્રીમહાભારતવિષે–જાણવાજોગ વિચારો ... | ૧॥ |
| ધર્મતત્ત્વ–બંકિમચરિત્ર સાથે ૦॥, યોગતત્ત્વ... | ૧। |
| સ્વામી રામતીર્થ–ચારે ગ્રંથ ભાગ ૧ થી ૧૩ | ૮ |
| " " ગ્રંથ ૧ લો–ભાગ ૧ થી ૫ | ૨) |
| " " ગ્રંથ ૨ જો–ભાગ ૬ થી ૯ | ૨। |
| " " ગ્રંથ ૩ જો–ભાગ ૧૦–૧૧ | ૨) |
| " " ગ્રંથ ૪ થો–ભાગ ૧૨–૧૩ | ૨) |
| સ્વામી વિવેકાનંદ–સર્વ ભાગોનું મૂલ્ય ... | ૧૧) |
| " " ગ્રંથ ૧ લો ભાગ ૧–૨–૩ | ૨। |
| " " ગ્રંથ ૨ જો–ભાગ ૪–૫ | ૨। |
| " " ભાગ ૬–૭ (સાદુ પૂંઠું) | ૧) |
| " " ભાગ ૮ મો ... | ૨) |
| " " ભાગ ૯ મો–સંપૂર્ણ ચરિત્ર | ૨॥ |
| " " ભાગ ૧૦ મો–રાજયોગ (સાદુ) | ૧) |
| " " ભાગ ૧૧ મો–જ્ઞાનયોગ... | ૧॥ |

વદ્દગીતા—ગુજરાતી સરલાર્થ સહિત ०)≈, પાકું ०)≋
ાવદ્દગીતા—ગુ० સરલાર્થ સાથે મોટા અક્ષરમાં ०।, ०।≈
ગવદ્દગીતા—શ્રીધરી ટીકાનુસાર અર્થ સહિત ... ०।–
ાગવદ્દગીતા—મૂલમાત્ર—મધ્યમાક્ષર ०।, મોટાઅક્ષર ०॥
પંચરત્ન ગીતા—ગુ० સરલાર્થ સાથે મોટા અક્ષર...०॥≈
પંચરત્નગીતા—ગુ० સરલાર્થ સાથે નાના અક્ષરમાં ०॥
પંચરત્નગીતા—મૂલમાત્ર—ત્રણ પ્રકારની ०।, ०।≈, ०॥
પ્રભુમય જીવન—સંશોધિત નવી આવૃત્તિ .... ०॥
અખાની વાણી—મનહર પદ સાથે .... .... ૧॥
પ્રીતમદાસની વાણી—ચરિત્ર સાથે મોટો સંગ્રહ ૧॥
છોટમની વાણી—ગ્રંથ ૧ લો—૧), બીજો ૧॥, ત્રીજો ૧)
શ્રીભજનસાગર—સાદું પૂંઠું ०।≈, પાકું પૂંઠું ०॥–
શ્રીસુબોધ રત્નાકર—અસરકારક દૃષ્ટાંતો સાથે ०॥।
સ્વર્ગનું વિમાન ૧।≈ સ્વર્ગની કુંચી ૧।≈
સ્વર્ગનો ખજાનો ૧।≈ સ્વર્ગનો પ્રકાશ ૧।≈

## उत्साह अने चेतनाप्रेरक पुस्तको

આર્યોના સંસ્કાર અથવા હિંદની વિદ્યાકળા ०॥
શુભસંગ્રહ—ભાગ ૧ લો ०।, ભાગ બીજો ૨।, ભાગ ૩જો ૧॥, ભાગ ૪ થો ૧॥, ભાગ ૫ મો ૧॥, ભાગ ૬ ઠ્ઠો છપાય છે.
આગળધસો—૧॥, સુખ સામર્થ્ય અને સમૃદ્ધિ ૧।
આદર્શ દૃષ્ટાંતમાળા—ભાગ ૧ લો ૧)≈, ભાગ૨ જો ૧।
બંકિમ નિબંધમાળા—ધર્મતત્ત્વ સાથે ... ૧॥।
ભાગ્યના સૃષ્ટાઓ—( સાદું પૂંઠું ) ... ... ૧॥

## इतिहास अने वैदकसंबंधी पुस्तको

રાજસ્થાનનો ઇતિહાસ—બે મોટા ગ્રંથોમાં. ૧०)
આર્યભિષક્ અથવા હિંદનો વૈદ્યરાજ ... ૪)
આરોગ્યવિષે સામાન્ય જ્ઞાન—ગાંધીજીકૃત... ०।–

## बोधदायक उत्तम जीवनचरित्रो

સ્વા० ભાસ્કરાનંદ અને ગો० વિજયકૃષ્ણનાં ચરિત્ર ૧॥
મુસ્લીમ મહાત્માઓ .... .... ... ૧॥।

ભારતનાવીરપુરુષો ... .. .
શ્રી ભક્તચરિત્ર અથવા ભક્તિરસામૃત ..
શ્રી શિવાજી છત્રપતિ ... .. ...
વીર દુર્ગાદાસ—અથવા મારુ સરદારો... .. ૦
ભારતનાં સ્રીરત્નો—ત્રણ ગ્રંથોમાં નવી આવૃત્તિ
મહાન સાધ્વીઓ—છપાય છે સત્વર બહાર પડશે
મહાન સમ્રાટ્ અકબર . ... ૧
દાનવીર કાર્નેગી ... .. . ... ૧॥
કાઉન્ટ ટૉલ્સ્ટૉય ૨॥
મહાન નેપોલિયન બોનાપાર્ટ .. ... ૩)
રામતીર્થ તથા વિવેકાનંદનાં ચરિત્ર ઉપર આવી ગયા છે.

## वोधप्रद टुंकी वार्ताओ

ટુંકીવાર્તાઓ—ભાગ ૧ થી ૪ ભેગા . ૨)
ટુંકીવાર્તાઓ—ભાગ ૫ મો—૨૮ વાતો ૦॥~
ટુંકીવાર્તાઓ—ભાગ ૬ ઠ્ઠો— ૨૭ વાતો . ૧)
ટુંકીવાર્તાઓ—ભાગ ૭ મો—અનેક વાતો ... ૧॥
દયાળુ માતા અને સદ્ગુણી પુત્રી ... ૦।

## वाळको माटे खास उपयोगी पुस्तको

સદ્ગુણી બાળકો—૧૯ ટુંકા બાળચરિત્ર . ૦।
બાળસદ્બોધ—વાર્તાઓરૂપે ધાર્મિક શિક્ષણ ૦।
બાળકોની વાતો—ગમ્મત વાતચિતરૂપે ૨૧ પાઠ ૦)≈
દુઃખમાં વિદ્યાભ્યાસ—નચોટ સાચા દૃષ્ટાંતો ૦।
સુબોધક નીતિકથા—શ્રી બીરબલની લખેલી ૦।≈

## चित्रो अने चित्रावलीओ

શ્રીમહાભારત ચિત્રાવલી—૨૬ ચિત્રો, પાકા પૂંઠાં ૧)
શ્રીરામાયણ ચિત્રાવલી—૩૬ ,, ,, ,, ૧)
શ્રીકૃષ્ણમુરારીનુ નિરંગી મોહું ચિત્ર ... ૦।~
શ્રીદ્રોપદી—વસ્ત્રાહરણ ,, ,, ... . ૦।~

સસ્તુ સાહિત્ય વર્ધક કાર્યાલય { મુબઈ—૨ / અમદાવાદ